સ્વર્ગસ્થ સુવિખ્યાત પાશ્ચિમાત્ય નવલકથાકાર જી. ડબલ્યુ. એમ. રેનૉલ્ડ્સ કૃત
" બ્રોન્ઝ સ્ટેચ્યુ " નામક નવલકથાનું ગુજરાતી ભાષાન્તર.

# મહાકાળીની મૂર્તિ

અને

# તેના ભોગ.



અતિ રસિક અને અદ્‌ભૂત ચમત્કારીક ભેદ-ભરમોથી ભરપુર.
( સુંદર ૨૦ ચિત્રો સહિત. )



લેખક.

હરજીવનદાસ ગોકુળદાસ મરચન્ટ.

નિવાસ સ્થાન-મુંબાઈ.

પ્રકાશક.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા-અમદાવાદ.

આવૃત્તિ ૪ થી. પ્રત. ૧૦૦૦



સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.

કિમ્મત રૂ ૩-૪-૦.

તૈયાર છે. તૈયાર છે.

નવે રસથી છલકાતી અને અજાયબી સાથે
આનંદ આપનાર નોવેલ.

# વિધિનું વિધાન.

સુંદર ચિત્રો સહીત

શબ્દે શબ્દે અમૃતનું પાન કરાવતું સુંદર ગ્લેજ
કાગળ અને મનહર છાપ સાથે પાકા સોનેરી
પુંઠા સહીત **કીંમત રૂ ૧-૮-૦.**

સોલ એજન્ટ.

**હરગોવનદાસ હરજીવનદાસ** બુકસેલર.
૨૧૩૦ પાનકોર નાકા-**અમદાવાદ.**

અમદાવાદ શહાપુર વનમાળી વાંકાની પોળમાં **હરિભાઈ દલપતરામે**
પોતાના " **ગ્રન્થોદય** " પ્રેસમાં છાપી.

# પ્રસ્તાવિક બે બોલ.

સુપ્રસિદ્ધ પાશ્ચિમાત્ય લેખકની કસાએલી કલમથી પાશ્ચિમાત્ય ભાષામાં અંકિત થઈ સુપ્રસિદ્ધિ અને બ્હોળો પ્રચાર પામેલી નવલકથાના આ અનુકરણને વિસ્તૃત પ્રસ્તાવનાની અગત્યતા શી ? તોપણ સૂચનાર્થે એટલું કહેવું તો અવશ્યનું છે કેઃ—

આ "મહાકાળીની મૂર્તિ" સ્વર્ગસ્થ સુવિખ્યાત પાશ્ચિમાત્ય નવલ કથાકાર જી. ડબલ્યુ. એમ. રેનૉલ્ડસ વિરચિત 'બ્રોન્ઝસ્ટેચ્યુ' નામક નવલ કથાનુ અનુકરણ છે. ઉક્ત લેખકનો લેખન શૈલી, વર્ણન પરિપાટી, ભેદ–ભરમની અદ્ભૂત રચના, રસનું આવાહન, પોષણ અને તેનું આદિથી અંત સુધીનું એક સરખુ વહન વિગેરેથી સરળ ભાષામાં આલેખી, વાંચકને રસમાં તલ્લીન કરી દેવાની અગાધ અને વિલક્ષણ શક્તિ માટે વિસ્તારથી અહિં કથન કરવા જેવું કાંઇજ નથી કારણકે તેનાથી વાંચક વર્ગ ભાગ્યેજ અજ્ઞાત હશે.

આ અનુકરણને આર્ય સંસારને અનુસરતું કરવાની સાથે કથાની વસ્તુ સંકલના તથા રસ વહનને આદ્યંત એકસરખી ગતિમાં રાખવાને, અનુકરણ કરનારા મ્હારા સદ્ગત પિતાશ્રીએ, પોતાથી બની શકયા પ્રમાણે જે શ્રમ, સમય અને વિત્તનો વ્યય કર્યો છે તે માટે તો આ "**મહાકાળીની મૂર્ત્તિ**" સ્વત: સાક્ષીભૂત થશે એટલુંજ નહિ પણ તેની ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની તકજ તેનું પ્રશસ્તિ–પત્ર છે એટલે હાથ કંકણને જેમ આદર્શની આવશ્યકતા નથી તેમ તત્સંબંધે વિશેષ નિરૂપણ કરવાનું રહેતુંજ નથી.

આ આવૃત્તિમાં દૃષ્ટિ કે હસ્તદોષથી જે કંઇ ભૂલ રહી ગઈ હોય તેને સુધારીને વાંચી લેવાની વાંચકવર્ગને મ્હારી નમ્ર પ્રાર્થના છે.

વિઠ્ઠલવાડી મુંબઈ.<br>ઘર નં૦ ૧૦૫<br>સંવત ૧૯૭૫

**પુરૂષોત્તમ હરજીવન ગોકુળદાસ મરચંટ**

# ચિત્રની અનુક્રમણિકા.

# અનુક્રમણિકા.



# મહાકાળીની મૂર્ત્તિ

અને

# તેના ભોગ.

## પ્રકરણ ૧ લું.

### જંગલ.

ચૌદમી સદીમાં આપણી વાર્તા શરૂ થાય છે. ગરમીના દિવસો હતા સાંજ પડવા આવી હતી. વીશ વરસની ઉંમરનો એક જુવાન એક બલવાન ઘોડા ઉપર સ્વાર થઈ છત્રીસગઢ દેશની હદના જંગલમાંથી પસાર થતો હતો. આ જંગલનો રસ્તો એટલો તો ખરાબ હતો કે, માણસને પગે ચાલતાં પણ અડચણ પડે. પેલો ઘોડો મજબૂત હતો પણ વારે ઘડીએ ઠોકરાતો હતો. નબળો પોચો સ્વાર હોય તો પડી ગયા વગર રહેજ નહિ પણ આ સ્વાર તો ઉસ્તાદ હતો. તે પોતાનું શરીર સંભાળવા સાથે ઘોડાની પણ સંભાળ રાખતો, પણ આ થોડી વારજ ચાલ્યું. હવે તો એકદમ અંધારૂં થઈ ગયું. માણસને એક બીજાનો ચહેરો ન દેખાય એવું અંધારૂં થયું. વડ અને પીંપળાનાં ઝાડોની ડાળીઓ એવી તો ભયભીત આકારે દેખાવા લાગી કે, નબળો માણસ એક પગલું પણ આગળ ભરવાની હીંમત ન કરે. પણ આ મુસાફર તો ભય શી ચીજ છે તે જાણતોજ ન હોય તેમ આગળ ચાલ્યો જતો હતો. તે મુસાફર કદે સાધારણ ઉંચો હતો. મોંઢા ઉપર મુંછનો ઝીણો દોરો ફુટ્યો હતો. ચહેરો રાજવંશી દેખાતો હતો. પહોળી છાતી ઉપરથી તેણે કસરત કીધી હતી એમ દેખાતું. તેણે સાદો પોશાક પહેર્યો હતો પણ હથિયારબંધ હતો તેથી તેનો બાંધો વધારે શોભી રહ્યો હતો.

વધારે અંધારૂં થતાં તેને રસ્તો જણાયો નહિ. આંખો તાણી તાણીને જોતાં પણ તેને એકાદ દીવો ન દેખાયો. તે મન સાથે બોલ્યો, “ભોમીઓ લીધા વગર હું નીકળ્યો એ મોટી ભૂલ થઈ. કદાચ હું મારો રસ્તો ભૂલ્યો હોઈશ” વળી થોડો આગળ ચાલતાં તે બોલ્યો, “ના ના, રસ્તો તો હું નથી ભૂલ્યો. ખેડુતે મને રસ્તો બરોબર બતાવ્યો છે. કાળા કિલ્લામાં હું વહેલો જઇ પહોંચું તેને બદલે થોડો મોડો પહોંચીશ. કાંતો પેલો ખેડુત પોતાની ગણત્રીમાં ભૂલ્યો હશે કાંતો મારા સમજવામાં ભૂલ થઈ હશે.”

તે આસપાસ કોઇ ઝુંપડું નજરે પડે તે માટે જોતો આગળ ચાલ્યો.

થોડે આગળ ચાલતાં તેને કોઈની ચીશ સંભળાઇ. તરતજ કેટલાક માણસોનો અવાજ પણ તેને કાને પડયો પણ તેની મતલબ તે સમજી શકયો નહિ. બીજી ચીશ અડધી સંભળાઈ અને પછી કોઇએ મોંઢા ઉપર હાથ દાબી દીધો હોય એવો તેને ભાસ થયો. થોડે દૂરજ ઝાડીમાં ખખડાટ થવા માંડયો અને કોઈ સ્ત્રી દુઃખમાં હોય એવો અવાજ આવ્યો. ઘોડા ઉપરથી કુદી પડી તેને ઝાડ સાથે બાંધવાનું કૃત્ય એકજ પળનું કામ હતું તે કરીને તે પોતાની તલવાર મ્યાનમાં ઢીલી કરી જે તરફથી માણસોનો અવાજ અને ચીશ સંભળાઈ હતી તે તરફ દોડયો. તારના અજવાળાથી તેને માલમ પડયું કે, ત્રણ માણસો એક અબળાને ખેંચી જતા હતા. આપણો જુવાન મુસાફર પાછળની બાજુથી આવતો હતો તેથી તેમની નજર તેની ઉપર પડી નહિ માટે તે બહાદૂરે પાછળથી અજાણપણામાં ઘા ન કરતાં સામે આવી સૌથી આગળ ચાલનારને ઘા કર્યો. તે તો તેજ વખતે નીચે પડી ગયો. બે જ ણ જેઓ પેલી અબળાને ઉચકીને ચાલતા હતા તેઓમાંનો એક તો આ બનાવ જોઇ અબળાને છોડી દઇ નાશી ગયો. આ વખતે ચંદ્ર પ્રકાશી નીકળ્યો પેલો ત્રીજો જે હીંમતથી ઉભો રહ્યો હતો. તેણે પોતાનું મોઢું છૂપાવેલું હતું તેથી તેનો ચહેરો જણાતો ન હતો, પણ મુસાફરનો બહાદૂરી ભરેલો ચહેરો ચંદ્રના તેજમાં પ્રકાશી રહ્યો. ત્રીજાએ હીચકારા પેઠે નાશી જનારને ગાળો દઈ પોતાની તલવાર કાઢી આ અજાણ્યા ઉપર હુમલો કર્યો. આપણો મુસાફર તલવાર વાપરવામાં તથા બળમાં પેલાથી ચઢીઆતો હતો તેથી તેનું કાંઈ પણ ચાલ્યું નહિ. તેના હાથમાંથી તલવાર ઉડી ગઇ, અને તેને નાશી જવાની ફરજ પડી વિજયી તરીકે તે મુસાફર એકલોજ ત્યાં ઉભો રહ્યો. હવે કોઇ સામે આવતું નથી એવી ખાત્રી કર્યા પછીજ તેણે પેલી બેભાન થયલી અબળા પાસે જઈ તેને પોતાના હાથમાં ઉચકી લીધી. જ્યાં ચંદ્રનું વધારે અજવાળુ પડતું હતું ત્યાં તેને લઇ આવ્યો. આહાહા! શી એની સુંદરતા ? કેવો નિર્દોષ ચહેરો ? મુસાફર તો જોઇને છક્ક થઈ ગયો. શું આ સુંદરી મરણ પામી છે ? આવો શક તેને પડયો. તેણે છાતીએ હાથ મૂકયો તો છાતી ધીમેથી ધબકતી હતી બેશુદ્ધિ માત્ર હતી. પણ એને શુદ્ધિમાં આણવાને શું કરવું તેના વિચારમાં તે પડયો. આ પ્રમાણે બેશુદ્ધિમાં થોડો વખત વધારે જાય તો રખેને તેના પ્રાણની હાનિ થાય, એવો વિચાર તેને આવ્યો. તેણે ફરીથી એક વખત ચારે તરફ નજર ફેરવી તો તેની નજરે ઝાંખું અજવાળું પડયુ બારીક તારા જેવું કાંઇક દેખાયું. તેની ખાત્રી થઇ કે, આ કોઈનું ઝુંપડું છે. આ અબળાના પોશાક ઉપરથી તે કોઈ ખેડુત વર્ગની હોય એમ જણાતું હતું માટે એ ઝુંપડામાં તેને કોઇએ ઓળખશે એમ ધારી તે તેને

ઉચકી તે તરફ લઇ ચાલ્યો. પાંચ મીનીટમાંજ તે ત્યાં આવી પહોંચ્યો.

તેણે ઉતાવળથી દરવાજો અફાળ્યો. સારા દેખાવની એક વૃદ્ધ સ્ત્રીએ દરવાજો ઉઘાડ્યો. ઉઘડેલા દરવાજામાંથી પડતાં બત્તીનાં કિરણોથી બેશુદ્ધ બાળાનો ચહેરો પૂરેપૂરો જણાતો હતો. તેની ઉપર પેલી સ્ત્રીની નજર પડતાં તે ચમકીને તરતજ થોડી પાછી હઠી ગઇ. જુવાન મુસાફરે તે સ્ત્રીની આવી ચાલથી જાણ્યું કે, કાં તો આ બેશુદ્ધ થયલી છોકરી આ ઘરની છે અથવા તો એમની ઓળખીતી છે, એટલામાં તો પેલી સ્ત્રીએ બૂમ પાડી, “ મુલુ, મુલુ, આપણી કુમુદિની અહીં છે ? અરે ઈશ્વર ! શું એ મરી ગઈ છે ? ” એક સગી માના મોંમાથી ઉદ્ગાર નીકળે તેના કરતાં આ ઉદ્ગાર જુદાજ હતા.

આપણા જુવાન મુસાફરે જવાબ આપ્યો, “ નહિ, નહિ ! આપણે ચાંપતા ઉપાય કરીશું તો થોડા વખતમાંજ હોંશિયાર થશે. ”

આમ બોલતી વખતે તો તે પોતાના કીમતી બોજા સાથે ઘરની અંદર દાખલ થઈ ચૂક્યો હતો. ત્યાં તેને આશરે પચાસ વરસની વયનો સારા દેખાવનો એક માણસ સામો આવતો મળ્યો. તેણે આવીને આપણા મુસાફરના હાથમાંથી તે છોકરી લીધી અને પ્યારથી તેને અંદરના ઓરડામાં લઈ ગયો. આ વખતેજ કુમુદિની થોડી શુદ્ધિમાં આવી હોય એમ જણાયું. સ્ત્રી પુરૂષ બેઉ જણાં અંદરના ઓરડામાં ગયા પછી તે ઓરડામાં પેલો મુસાફર ચારે તરફ નજર ફેરવવા લાગ્યો. ત્યાંની ચીજો જોઇને તેણે ધાર્યું કે, આ લોકો સુખવાસી અને સ્વતંત્ર છે. થોડીવારમાંજ મુલુનાયક ખુશી થતો બહાર આવ્યો અને તેણે ખબર આપી કે કુમુદિની પાછી શુદ્ધિમાં આવી છે. પણ આ બધું શું બન્યું હતું તે વિષે કહી શકે એટલી તેનામાં શક્તિ આવી ન હતી. પોતે જોએલો બધો હેવાલ તે મુસાફરે મુલુનાયકને કહી સંભળાવ્યો. મુલુનાયકે તેનો ખરા અંતઃકરણથી ઉપકાર માન્યો.

મુસાફરે પૂછયું–“ મેં ધાર્યું હતું કે, સુંદર કુમુદિની તમારી પુત્રી છે ? ”

નાયકે જવાબ દીધો–“ સાહેબ, તે અમારી પુત્રી નથી પણ અમે તેને અમારી પુત્રી પેરે ચાહીએ છીએ. અડધા કલાક ઉપર ઘડો લઇને પાસેના કૂવા ઉપર તે પાણી ભરવા ગઈ હતી અને ત્યાંથી પેલા લુચ્ચાઓએ તેને ઉચકી લઇ જવાની તજવીજ કરી હશે. તેમાંથી તમે તમારી બહાદૂરીથી તેને છોડવી છે. કુમુદિનીને ગયે ઘણો વખત થવાથી અમને ચિંતા થતી હતી અને તમે એને લઈ આવ્યા તે વખતે એની શોધમાં નીકળવાને માટે હું હથિયાર બાંધતો હતો. કુમુદિની અને અમારી તરફથી હું તમારો ઉપકાર માનું છું.

મુસાફરે પૂછયું–“ પણ એને કોણ ઉચકી જતું હતું તે વિષે તમને

કાંઇ શક નથી આવતો ? ”

મુલુએ જવાબ દીધો-“ જરાએ નહિ. પણ કુમુદિની જ્યારે બરાબર સાવચેત થશે ત્યારે પોતેજ બધી ખબર આપશે. પણ સાહેબ, મારી ગરીબની ઝુંપડીમાં જે સુકો પાકો રોટલો મળે તે લઇ મારી મહેમાનદારી સ્વીકારશો તો હું ઘણોજ ખુશી થઇશ, અને-

પેલો મુસાફર વચ્ચે બોલી ઉઠયો-“ તમારૂં નોતરૂં કબૂલ કરૂં તેની પહેલાં મને કહો કે, કાળો કિલ્લો અત્રેથી કેટલો દૂર છે ? ”

મુલુએ જવાબ દીધો-“ નજદીક અડધો ગાઉ છે. જંગલની હદમાં ચાલ્યા જશો તો તેના નાકા ઉપરજ તેનો દરવાજો દેખાશે. ”

મુસાફરે પૂછયું-“ ભલા ભાઈ, મને કહો કે એ કિલ્લાનો માલેક ઠાકોર કેવો છે ? તે ભલો માણસ છે ? હું ધારૂંછું કે તમે એના નોકર છો. ”

નાયકે જવાબ દીધો-“ નહી સાહેબ ! આ જંગલ તો ભલા ઠાકોર બળવાનસિંહની હદમાં છે. તેનો કિલ્લો અત્રેથી બે ગાઉ ઉપર છે. હું તેના જંગલનો રખેવાળ છું. મારૂં ઘર જોઇને તમે કહો કે, હું કેવા ઉદાર શેઠની નોકરીમાં છું. ”

મુસાફરે જવાબ દીધો-“ હા, મેં પણ ઠાકોર બળવાનસિંહ વિષે સારૂં સાંભળ્યું છે પણ કાળા કિલ્લાનો ઠાકોર તેના જેવું સારૂં નામ ધરાવતો નથી. ”

પેલા નાયકે કહ્યું-“ તે ઠાકોરની કોઇપણ આડી ચાલ વિષે મારા સાંભળવામાં આવ્યું નથી, એમ હું ખરા દીલથી કહું છું પણ એના નોકરો એને ક્રૂર, ઘાતકી અને જુલમગાર કહે છે, અને કાંઈ કાંઇ ગપો ઉડાવે છે. કિલ્લામાં કંઈ કંઈ અવાજો થાય છે અને નવાઈ જેવા દેખાવ દેખાય છે એમ તેઓ કહે છે. એ કિલ્લાનો જમણો ભાગ તો ઘણાં વરસ થયાં બંધજ પડી રહ્યો છે. હું મારા બચપણથી અત્રે રહું છું અને ત્યારથીજ તે ભાગ બંધ પડેલો જોઉં છું પણ એ સરદારે કાંઇ પણ અપરાધ કે દુષ્ટ કામ કર્યું હોય એવું મેં સાંભળ્યું નથી.

મુસાફરે કહ્યુ,-“ તમે ખુલ્લા દીલથી વાત કરો છો એ જોઈ હું ઘણો ખુશી થયો છું. એ ઠાકોરને એક છોકરો છેની ? ”

મુલુ નાયકે કહ્યું,-“ હા, તેના પુત્રનું નામ જોરાવરસિંહ છે. તેની ઉમર આશરે ચૌદ પંદરની છે. તે ઘણો ક્રૂર તેમજ તોફાની છે, છતાં પણ તેને વિષે ફરિયાદ કરવાનું મને કદી પણ કારણ મળ્યું નથી. ખરૂં જોતાં તેનો મારી ઉપર હુકમ ચાલતો નથી પણ મારા શેઠના હુકમથી તે ઘણી વખત આ જંગલમાં શિકાર કરવા આવે છે, તે વખતે હું એને જોઉં છું. તે કડક મીજાસ

તે વખતે દેખાડે છે. એ પોતાની માની સંભાળમાં ફક્ત થોડોજ વખત ઉછર્યો છે."

મુસાફરે કહ્યું-"આજ બપોરના જે ખેડુતને ત્યાં હું ઉતર્યો હતો તેણે મને કહ્યું કે, એ ઠાકોરની સ્ત્રી આજ ચૌદ વરસ ઉપર ઓચીંતી ગુપ્ત રીતે મરણ પામી."

મુલુએ જવાબ દીધો-"તેના મરણ વિષે તે વખતે ઘણી નવાઇ જેવી વાતો ચાલી હતી પણ હું કાંઈ ખરેખરી વાત જાણતો નથી. વળી એ ઠાકોરની સ્ત્રી ઠાકોર બલવાનસિંહની બહેન થાય, તેથી જો કાંઈ તેવો બનાવ બન્યો હોય તો તે પણ તે સહન કરી ન શકે."

મુસાફરે કહ્યું-"તમારા બોલવા ઉપરથી મને લાગે છે કે, કોઈ પણ માણસ વિષે ખાત્રી કર્યા વગરજ તેને માટે ખરાબ વિચાર બાંધનારા માણસ તમે નથી આ જોઈ મને અતિશય આનંદ થાય છે. હું તમારી સાથે વાતોમાં પડયો એટલે મારા ઘોડાને તો ભૂલીજ ગયો. તેને એકલો મૂકે ઘણી વાર થઈ તેથી તે અધીરો થતો હશે. વળી તમારી પરોણાગત હાલ હું કબૂલ કરી શકતો નથી મારે હજી રાયપુર જવું છે. ત્યાંથી પાંચ સાત દિવસમાં પાછો ફરીશ. તે વખતે તમારે ત્યાં આવીશ. આજ રાતના તો મારો વિચાર કાળા કિલ્લામાં ઉતારો લેવાનો છે."

મુલુએ કહ્યું-"રાયપુરથી પાછા ફરતાં તમે જો અમારે ત્યાં ઉતરશો તો હું બહુ આનંદ પામીશ. તેમજ મારી કુમુદિની પણ આજની બહાદૂરીનો આપનો ઉપકાર માનશે."

આટલું સાંભળતામાં તો મુસાફર તેને નમીને ત્યાંથી ચાલતો થયો. પોતે જ્યાંથી આવ્યો હતો તે રસ્તો તેણે બરોબર યાદ રાખ્યો હતો તેથી રસ્તો શોધવાની તેને મહેનત ન પડી. લડાઈની જગાએ આવી જુએ છે તો પેલો માણસ જેને તે મુએલો જાણતો હતો તે ન મળે. તેને વિષે ઝાઝા તપાસ ન કરતાં પોતાના ઘોડા પાસે આવી તેની ઉપર સ્વાર થઇને તરતજ તેણે કાળા કિલ્લાનો રસ્તો પકડયો.



## પ્રકરણ ૨ જું.



### કાળો કિલ્લો.

રાતના ભયંકર દેખાતા કાળા કિલ્લા આગળ તે આશરે પા કલાકમાં આવી પહોંચ્યો. તે આખો કાળા પથ્થરનો બાંધેલો હતો તેથી તેને કાળા

કિલ્લાનું નામ આપવામાં આવ્યું હતું લોકો કહેતા હતા કે, જેવો તેનો રંગ તેમજ નામ હતાં, તેવાંજ કાળાં કામો તેની અંદર થતાં હતાં. એ કિલ્લાની જમણી બાજુએ જંગલ આવેલું હતું અને ત્યાં મોટાં મોટાં ઝાડો આવેલાં હતાં. તે ઝાડોથીજ તે તરફનો કેટલોક ભાગ તો તદ્દન ઢંકાઈ ગયો હતો. રાતને લીધે કિલ્લાનો દરવાજો બંધ હતો તેથી આપણા મુસાફરે પોતાના મજબૂત હાથે તે અફાળ્યો એટલે તેનો પડઘો પાછો જંગલમાંથી સંભળાયો અને તેજ પળે તેની નાની બારી અંદરથી ઉઘડી અને એક ચોકીદારે આ નવા આવનારને પૂછયું "તમે કોણ છો ?"

મુસાફર–"મારો કાલ સુધી અત્રે રહેવાનો વિચાર છે. માળવાના મહારાજાના ખાનગી કામે અત્રે આવ્યો છું."

ચોકીદાર–"અમારા ઠાકોર સાહેબ અત્રે નથી. તેમના કુમાર જોરાવરસિંહ અત્રે છે. આપનું નામ કહી મને ઉપકારી કરશો ?"

મુસાફર–"મને સરદાર રામસિંહ કહે છે."

ચોકીદાર ( દરવાજો ઉઘાડી નાખતાં )–"પધારો સરદાર રામસિંહજી"

આવા મોટા રાજના સરદારને રાજના ખાનગી કામે કોઈ પણ નોકર વગર એકલો નીકળેલો જોઇ પેલો ચોકીદાર આશ્ચર્ય પામ્યો. તેના મનનો વિચાર સરદાર રામસિંહ જાણી ગયો તેથી બોલ્યો, "મારા બે ચાકરો પાછળ રહી ગયા છે. મેં તેમને કાંઇ કામ સોંપ્યું છે તેથી તેમને ઢીલ થઈ. સવારના પહોરમાં હું અત્રેથી જઇશ તેની પહેલાં તેઓ અત્રે આવી પહોંચશે."

પેલા ચોકીદારે મનમાં સંતોષ પામી, તરતજ એક ઘોડાવાળાને બોલાવી મંગાવી આ મુસાફરનો ઘોડો તેને સોંપ્યો. બીજા એક માણસ સાથે સરદાર રામસિંહને કિલ્લામાં મોકલ્યો. કેટલીક લાંબી ટુંકી ચાલો પસાર કર્યા પછી એક દરવાજા આગળ આવી પહોંચી, તે ઉઘાડી પેલો માણસ અંદર દાખલ થયો. એક મીનીટ પછી બહાર આવી, રામસિંહને અંદર મોકલ્યો. આ ઓરડો ઘણો મોટો હતો. તેની અંદર કુમાર જોરાવરસિંહ બેઠા હતો. તે સરદાર રામસિંહને મળવા ઉઠીને આગળ આવ્યો, પણ તેના ચહેરો જોતાંજ તે ચોંકયો. તે એકદમ ફીક્કો પડી ગયો. પણ તે એકજ પળ ચાલ્યું. બીજી પળે તો તે પાછો શાંત થઇને બોલ્યો, "સરદાર રામસિંહ, આપ ભલે પધાર્યા."

રામસિંહ–"કુમાર, આપને અત્યારે તસ્દી આપી તે ક્ષમા કરશો."

જોરાવરસિંહ–"એ શું બોલો છો ? આ ઘર આપનુંજ છે. મારા પિતાજી હાલ અત્રે નથી. તેઓ રાયપુર ગયા છે."

રામસિંહ–"મારે પણ ત્યાં જવું છે. આપ આપના પિતા ઉપર કાંઇ

સંદેશો આપશો તો તે પણ હું ઘણી ખુશીથી લઇ જઈશ.”

જોરાવર—“ઘણી ખુશીથી મારા પિતાને અત્રેથી ગએ આઠ દિવસ થયા છે, તેથી તેમને મારી ફીકર પણ લાગતી હશે.”

એટલામાં નોકરે આવી જમવાનું તૈયાર થયાની ખબર કહી. બેઉ જણા જમવા ગયા. જમતી વખતે જુદી જુદી બાબતો વિષે તેમની વાતો ચાલી.

કાળા કિલ્લાના ઠાકોરનો આ એકનો એક પૂરાં પંદર વર્ષનો પુત્ર હતો. તે ઉંચો તેમજ બધી રીતે સુંદર અને સંપૂર્ણ હતો. તેની ચાલચલણ તોફાની હતી. રામસિંહને જોઇને પ્રથમ તે ચોંકયો હતો, પણ હાલ તેમાંનું કાંઈ પણ ન હતું. તે તેની સાથે માયાથી વાતચીત કરતો હતો. ભોજન ઉંચા પ્રકારનું હતું અને રામસિંહને ભૂખ પણ સારી પેઠે લાગી હતી તેથી તેણે ખોરાકને સારો ઇનસાફ આપ્યો પણ જોરાવરસિંહે થોડું ખાધું. જમી રહ્યા પછી જોરાવરે કહ્યુ, “તમને અત્રે એકલા રાખી જવા માટે હું માફ માગું છું પણ તમારા વાસ્તે સૂવાની પૂરતી ગોઠવણ કરવી જોઇએ. હું હમણા આવું છું.” આમ બોલતો તે ત્યાંથી નીકળી એક બીજા ઓરડામાં ગયો અને ત્યાં જઈ પોતાના કારભારી રેંગારા નાયકને બોલાવી મંગાવ્યો. થોડી વારમાંજ સાઠ વરસની ઉંમરનો સફેદ બાલવાળો એક વૃદ્ધ ત્યાં દાખલ થયો. તે “રેંગારા” હતો. તેને જોઈ જોરાવરે કહ્યું, “રેંગારા, તમે જાણો છો કે, આપણે ત્યાં એક પરોણો આવ્યો છે?”

કારભારી—“હાજી. મેં ભોજન મોકલ્યું તે લાયક હતું કે નહિ?”

જોરાવર—“ઘણું સરસ હતું પણ આપણા આ મેહમાન માટે સૂવાની સારી ગોઠવણ કરવી જોઈએ.”

કારભારી—“સાહેબ, એ માલવા દેશના સરદાર છે તેથી એને માટે મેં બીજા માળવાળો ઓરડો તૈયાર કરાવ્યો છે.”

જોરાવર—“એ ઓરડા વિષે તમને વિચાર કેમ આવ્યો?!”

કારભારીએ પોતાના શેઠના આવા શબ્દથી આશ્ચર્ય પામીને કહ્યું, “સાહેબ, શું એ સૌથી ઉત્તમ ઓરડો નથી?”

જોરાવર—“ના, એ ઓરડો છે તો સૌથી સરસ પણ ભલા રેંગારા! આ સરદાર રાજ્યના કામસર મુસાફરી કરે છે માટે એને લાયક તો પેલો જમણી બાજુનો દરબારી ઓરડો છે, એ તૈયાર કરાવ.”

ભલા રેંગારાના શરીરમાંથી ધ્રુજારી છૂટી. તે બોલ્યો—“શું! દરબારી ઓરડો? આપ મારી મશ્કરી કરો છો.”

તે જુવાન અમીરે કહ્યું—“હું મશ્કરી નથી કરતો તે ઓરડો આ

કિલ્લાની જમણી બાજુ છે એ વાત પણ ખરી. તેમજ વળી તે ઘણા વરસ થયા બંધ પડી...."

કારભારી ગંભીરાઇથી વચ્ચે બોલી ઉઠયો-" અને આપણે જો આ સરદારને ત્યાં ઉતરો આપીશું તો તમારો ઉમરાવ પિતા તેથી ઘણા ગુસ્સે થશે એ વાત પણ ખરી. "

જોરાવરે કહ્યું-" તમારા કહેવા પ્રમાણે મારા પિતાજી ગુસ્સે થશે એમ હું માનતો નથી. હાલ તો હું અત્રેનો ધણી છું મારી મરજી પ્રમાણે હું ચાલીશ. લોકો કહે છે કે, આપણા કિલ્લાની જમણી બાજુમાં ભૂતો વસે છે, પણ મને તે વિષે મુદ્દલ ખાત્રી નથી. લોકોની આવી ગપો હું માનતો નથી. આજ રાતના આપણે તે ભેદ ખુલ્લો કરી શકીશું. આપણે ત્યા એક બહાદૂર સરદાર આવ્યો છે તે આવી ગપોથી અજાણ્યો હશે. એ માણસથી કાંઈ પણ ભેદ ખુલ્લો થશે માટે હું તમને હુકમ કરૂં છું કે, તમારે એ ઓરડો તૈયાર કરવો. જો આ સરદાર શાંત રીતે રાત ગુજારશે તો આપણી ખાત્રી થશે કે, નિંદાખોર લોકોએ ગપો માત્ર ઉરાડી છે, મારા પિતાને પણ આ શોધથી આનંદ થશે અને ફરીથી એ ભાગ ખુલ્લો મૂકી દેવા હુકમ કરશે."

કારભારીએ ધ્રુજતા અવાજે કહ્યું-" મારા મહેરબાન, હું તમારી પાસે માગી લઉંછું કે, આ અઘટિત પગલું ન ભરો. તમારા પિતાએ કાંઈ પણ કારણ વગર...."

જોરાવરસિંહે પોતાની બેઠક ઉપરથી ગુસ્સામાં ઉભા થતાં કહ્યું-" શું ! હું આ ખોટી ગપોને ઉત્તેજન આપું ? મારે તો આ ભેદ ખુલ્લો કરવો છે. રેંગારા, મારો હુકમ માનો અથવા તો મારા મનમાં જે શક છે તે વિષે તમે કાંઈ વધારે જાણોછો એમ કબૂલ કરો અને મને તે વિષે સમજણ આપો. "

ધીમે સાદે રેંગારા બોલ્યો-" તમારો હુકમ કબૂલ છે. તે ઓરડો થોડી વારમાંજ તૈયાર થશે. "

જોરાવરસિંહ-" ઘણું સારૂં " કહી ત્યાંથી ચાલતો થયો અને પોતે જ્યાં રામસિંહને બેસાડીને આવ્યો હતો ત્યાં પાછો ફર્યો. પોતાને વધારે વાર લાગી તેથી તે સરદારની માફ માગી ફરીથી વાતે વળગ્યો. આ પ્રમાણે બીજો એક કલાક નીકળી ગયો તે જણાયો નહિ હવે મધરાત થવા આવી હતી. જોરાવરસિંહને પણ ઉંઘ આવવા લાગી હતી. પોતાના પરોણાને કહ્યું-" સરદાર રામસિંહ, ચાલો આપણે ઉંઘી જઈએ. " તેણે આમ કહી એક ચાકરને બોલાવ્યો. તે દીવો લઈ આગળ ચાલ્યો. બે ત્રણ નાની નાની ચાલો વટાવ્યા પછી તેઓ એક દરવાજા આગળ આવી પહોચ્યા. ત્યાં કારભારી પોતાના

હાથમાં દીવો લઈ ઉભો હતો. દીવાના અજવાળાથી તેનો ગભરાયલો ચહેરો ફીક્કો પડી ગયલો દેખાતો હતો. હજી પણ વખત છે એમ દેખાડવા પોતાના શેઠની તરફ આંખો ફેરવી પણ તે જુવાને તેની તરફ જોયુંજ નહિ. તેણે પેલા ચાકરને પાછા જવાનું કહી, કારભારીને હુકમ કર્યો કે, સૂવાના ઓરડા તરફ ચાલો. નાચારીએ તેને તેમ કરવાની ફરજ પડી. નાના મોટા બે ત્રણ દરવાજા ખોલ્યા પછી એક મોટા ઓરડાનો દરવાજો તે કારભારીએ ખોલ્યો. દરેક ઓરડામાં સુગંધીનો ધૂપ કર્યો હોય એવી વાસ આવતી હતી. પેલો મોટો ઓરડો તે આપણા મુસાફર માટે તૈયાર કરેલો ઓરડો હતો. તેમાં પણ સુગંધી આવતી હતી. ભીની હવાને કાઢી નાંખવા આ પ્રમાણે કરવામાં આવ્યું હતું. ઓરડાને થોડા વખતમાંજ સાફ કર્યો હતો તેથી કેટલેક ઠેકાણે ધૂળ વળગી રહી હતી. સરસામાન પણ તાજોજ ગોઠવેલો હતો. આ ઓરડામાં આવ્યા પછી રેંગાર દીવો ત્યાં મૂકી દઈ, નમીને ચાલતો થયો. જતાં જતાં તેના મોંઢામાંથી એક નિ:શ્વાસ નીકળી ગયો. જોરાવરે તે સાંભળ્યો પણ તે વિષે મુદલ દરકાર ન કરી. પછી પોતે રામસિંહની રજા માગી પોતાના ઓરડામાં જતો રહ્યો.

## પ્રકરણ ૩ જું.

### કિલ્લાનો છૂપો ભેદ.

સરદાર રામસિંહ પોતાના ઓરડામાં એકલો રહ્યો એટલે તેણે કપડાં ઉતારી ઉંઘવાનો વિચાર કર્યો, પણ તેજ વખતે આજુ બાજુ જોતાં તે ઓરડો ઘણા વખતનો પડતર પડેલો હોય એવો દેખાવ લાગ્યો. અંદર જે સરસામાન ગોઠવેલો હતો તે પણ તરતનોજ અને જેમ તેમ ગોઠવેલો જણાયો. વળી કિલ્લાના ઘણાજ દૂરના ભાગમાં તે હતો. ભીંતો ઉપરથી જાળાં અને ધૂળ સાફ કરેલી હતી પણ તે તદ્દન ભીનાશવાળી લાગતી હતી, તેમજ ઠેકઠેકાણેથી પોપડા ઉખડી ગયા હતા. આ બધી બાબતો જોઇ રામસિંહે તે ઓરડાની પૂરતી તપાસ કરવાનો ઠરાવ કર્યો. બારી બારણાના લાકડ કામને તેણે હાથથી દાબી જોયું તો તે પણ તદ્દન સડી ગયલું. દરેક ચીજ એવીજ જણાઈ. આ બધી ચીજો જોતાં તેના મનમાં એક નવોજ વિચાર આવ્યો. મુલુનાયકે તેને કહ્યું હતું કે, જમણી તરફનો કિલ્લાનો ભાગ ઘણાં વરસ થયાં બંધ રાખવામાં આવે છે. આ ઓરડો પણ ઘણાં વરસનો બંધ જણાતો હતો. આવા વિચારથી તે એક બંધ બારી આગળ ગયો. તે તરતનીજ સાફ કરેલી હતી પણ ઘણા વખતની તેની ઉપર ધૂળ ચોટેલી હતી તેથી જોઇએ તેવી સાફ ન હતી. તેણે તે બારી

ઉઘાડવાની કોશીશ કીધી પણ તે ઉઘડી ન શકી. તેણે પોતાનું ખંજર કાઢી તેની અણીથી થોડી થોડી ધૂળ કાઢી નાંખી અને પછી જોર કરી બારી ઉઘાડી. બહાર ઝાડોની ઉપર ચંદ્રનો પ્રકાશ પડતો હતો. આ બારી ઉઘાડતાંજ તેની ખાત્રી થઇ કે, તે ભાગ કિલ્લાની જમણી તરફનો હતો. કારણ કે ડાબી તરફનો ભાગ તદ્દન ખુલ્લો ત્યાંથી દેખાતો હતો. વળી તે બાજુએ ઘણાં ગંજાવર કદનાં ઝાડોની હારની હાર લાગેલી હતી. આ પહેલીજ વખતે રામસિંહના શરીરમાંથી બીકની એક કંપારી નીકળી છતાં પણ તે હીમતથી બોલ્યો, "આવી બીક મારે શા માટે રાખવી જોઇએ ઈશ્વર નિર્દોષનું હમેશ રક્ષણ કરે છે."

આટલું બોલી જેવો તે દરવાજો બંધ કરવા ગયો કે, તરતજ તેની નજરે ઝાડીમાં કાંઇ સફેદ ચીજ ચાલતી હોય એવો દેખાવ દેખાયો. ફરીથી એક કંપારી તેના શરીરમાંથી પસાર થઇ ગઈ. તે હાલવા ચાલવા વગર ત્યાંજ ઉભો રહી તે દેખાવ જોવા લાગ્યો. એક સરખાં પગલાં ભરતો તે સફેદ આકાર ઝાડીમાં ચાલતો ચાલતો તેની નજર આગળથી એકાએક ગેબ થઈ ગયો જાણે તે જમીનમાં પેસી ગયો અથવા હવામાં પીગળી ગયો હોય એમ જોનારને લાગે.

લડાઈમાં તલવાર અથવા ભાલાથી ન ડરે એવો આ રામસિંહ હતો. તેની જીંદગીમાં આ પહેલીજ વાર તેને બીક લાગી હતી. તે તે ઠેકાણેથી પાછો ફર્યો ત્યારે પરસેવે ગરકાવ થયો હતો. તેની છાતી ધડકતી હતી પણ ધીમે ધીમે તે શાંત થયો. તેણે બારી પાછી બંધ કીધી, અને ઉંઘવાનો વિચાર કર્યો.

કુમાર જોરાવરસિંહે તેને આવા ઘણા વખતના પડતર પડેલા ઓરડામાં ઉતારો આપ્યો હતો, તેથી તેને કાંઈ પણ દગો થવાનો વેહેમ પડયો પણ તે દગો શા માટે કરે તે કાંઈ સમજી શકયો નહિ. ગમે તેમ હોય તો પણ તેણે પોતે સાવધ રહેવા ઠરાવ કર્યો. દાખલ થવાના દરવાજાને મજબૂત બંધ કરી પાછો સુવાના ઓરડામાં આવ્યો. પણ તે વખત તેને એવો વિચાર થયો કે, આ એક જાહેર દરવાજા સિવાય બીજો કોઇ છૂપો દરવાજો હશે તો કેમ માલમ પડે ? કિલ્લાના દરેક ઓરડામાં ઘણું કરીને છૂપા દરવાજા હોય છે એમ તે જાણતો હતો. તે ફરીથી ઉઠીને ઉભો થયો. એક હાથમાં દીવો અને બીજા હાથમાં ખંજર લઈ તેણે ભીંત તપાસવા માંડી. તેના ખંજરની અણી કાંઇ લાકડ કામને બદલે નક્કર ભીંતનેજ લાગવા માંડી. આ પ્રમાણે તે ઓરડાની ત્રણ બાજુ તપાસ્યા પછી ચોથી બાજુએ તેણે તપાસ કરવા માંડી. ત્યાંથી પણ તેની ખાત્રી થઈ કે, બધી ભીંત નક્કર છે લાકડ કામ મુદ્દલ નથી. હવે બાકી થોડોજ ભાગ તપાસવાનો હતો. સૂવાનો છતરપલંગ અસલી બનાવટનો અને

મોટો હતો. તેની પાછળનો ભાગ તપાસવો રહી ગયો હતો. તે પણ તપાસ્યા વગર ન રહેવું એવો તેણે ઠરાવ કર્યો. તેણે અત્યંત જોર કરી તે પલંગ થોડો ખસેડ્યો અને પોતે તેની પાછળ દાખલ થઈ શકે એટલી જગા કીધી. ત્યાં ખંજરથી તપાસ્યું તો થોડો ભાગ તો ભીંતનો દેખાયો પણ આખરે તેના ખંજરની અણી લાકડ કામ સાથે અથડી. તેણે તરતજ ખંજર મૂકી દઈ હાથ વડે તે ઉઘાડવાની કાંઈ છૂપી ચાંપ શોધવા માંડી; દીવાની મદદથી તેણે એક ખૂણામાં એક ખીલો દીઠો. તે ખીલો તેની ચાંપ હશે ધારી રામસિંહે દાબ્યો. તરતજ મીજાગરાં ઉપર એક નાનો દરવાજો ઉઘડવા લાગ્યો. મીજાગરાં જો કટાઇ ગયાં ન હતે તો કમાનના જોરથી દરવાજો આખો ઉઘડી જાત, પણ આતો ઘણા વરસનો બંધ દરવાજો તેથી થોડોજ ઉઘડી શક્યો. દીવાને અજવાળે જોયું તો એક બીજો દરવાજો તે ઉઘડેલા ભાગમાં દેખાયો. આ કાળા કિલ્લાની જમણી તરફના ભાગ વિષે લોકોમાં જે વાતો ઉડતી હતી તે કાંઇક સાચી હોવી જોઇએ એવો તેને ખ્યાલ થયો. તેણે તે ભેદ શોધી કાઢવાનો ઠરાવ કર્યો અને દીવો હાથમાં લઈ અંદર દાખલ થયો. દરવાજાને એક મજબૂત અડગરો લગાડેલો હતો. તે ઘણુંજ જોર કરી તેણે ઉઘાડ્યો. તેજ પળે અંદરની બાજુથી ઘેરાઇ રહેલા પવનનો એક સપાટો આવ્યો. જો રામસિંહે દીવા આડો હાથ ધર્યો ન હતે તો, દીવો તરતજ ઓલવાઇ જતે. જ્યારે પવનનો તે ઝપાટો ખલાસ થયો ત્યારેજ ધીરેથી તેણે તપાસ ચલાવવા માંડી. નીચેની બાજુએ પથ્થરનો બાંધેલો એક સાંકડો દાદર દેખાયો. તે ધીમે ધીમે નીચે ઉતર્યો. પથ્થરની પાયરી ઉપર લીલ અને ધૂળ બાઝી ગયેલી હતી તેથી તે ઘણા વરસ થયાં વગર વપરાશે પડી રહી છે એમ જોનારને તુરત લાગતું હતું. તે ધીરે ધીરે નીચે ઉતર્યો પણ ત્યાંએ તેને એક દરવાજો નડયો. તેને પણ ઉઘાડીને હવે તે એક સાંકડી ચાલમાં દાખલ થયો. આ ચાલ એટલી તો સાંકડી અને નીચી હતી કે, માથું નીચું નમાવી મોટી મુશ્કેલીએ તેમાંથી ચાલી શકાય. સોએક પગલાં આગળ ચાલતાં તેને સામેની બાજુએ એક ભીંત દેખાઇ, પણ પાસે આવતાં જણાયું કે, ત્યાંથી જમણી બાજુ ફરવાનો રસ્તો હતો. ત્યાં વળી પાછો એક દરવાજો દેખાયો. આ દરવાજો ઉઘાડવામાં તેને જરાએ મુશ્કેલી નડી નહિ. ત્યાં એક નાનો ઓરડો દેખાયો. તેની અંદર દાખલ થતાંજ સામેની બાજુએ એક બીજો દરવાજો દેખાયો. તે પણ રામસિંહે ઉઘાડ્યો. આ ઓરડો એટલો તો મોટો હતો કે, તેની અંદર શું છે તે દીવાના પ્રકાશથી પહેલાં તો જણાયું નહિ. તે સાવચેતી રાખતો તેની અંદર દાખલ થયો. તે ઓરડો તદ્દન પથ્થરનો બાંધેલો હોય એમ જણાયું. તેનો આકાર મંદિરના આકારને મળતો હતો.

ત્યાં બારી મુદ્દલ ન હતી. મનુષ્યને રહેવા લાયક આ ઓરડો ન હતો એમ કોઇ પણ માણસ તે જોતાંને વાર કહી દે, એવો તેનો દેખાવ હતો. કોઇ કમનસીબ કેદીને પૂરી મૂકવા લાયક તે ઓરડો હતો. આ વિચાર તેના મનમાં આવતાંજ તે ચોંકયો. એક હાથમાં દીવો પકડી બીજો હાથ તેણે તરતજ પોતાની તલવાર ઉપર નાંખ્યો.

આમ થવાનું કારણ એટલુંજ હતું કે, રામસિંહને તે ઓરડામાં સામેની બાજુએ એક આકાર દેખાયો. અંધારામાં જેમ જેમ દીવાનો પ્રકાશ પડતો ગયો, તેમ તેમ રામસિંહને જણાયું કે, તે આકાર સ્થિર હતો. આથી તરવાર ઉપરથી પોતાનો હાથ ખસેડી નાંખી, પેલા સ્થિર આકાર તરફ તે ચાલ્યો. વધારે પાસે આવતાં દીવાના તેજથી તેને જણાયું કે, તે એક દેવીની મૂર્ત્તિ હતી. તે આશરે પાંચ હાથ ઉંચી હતી. તેણે તરત હાથ જોડી નમસ્કાર કર્યા અને મનમાં થોડી સ્તુતિ કીધી. પછી તે મૂર્ત્તિ વિષે તેણે તપાસ કરવા માંડી. તે મૂર્ત્તિ પથ્થરને બદલે ધાતુની બનાવેલી હતી. આવા ભોંયરામાં આ મૂર્ત્તિને શા માટે સંતાડી રાખી હશે તે વિષે તેને વિચાર થયો. ભીંતો જો કે શરદીથી ભીની થઇ ગઈ હતી પણ આ મૂર્ત્તિને કોઈ પણ જાતનો કાટ ચઢયો ન હતો. તે તો તપાવેલા સોના જેવી દીવાના તેજમાં પ્રકાશતી હતી.

પ્રથમ આશ્ચર્ય, પછી આનંદ અને છેલ્લે ભક્તિથી રામસિંહનું હૃદય ભરાઇ આવ્યું. તે બીજી વખત તેને નમન કરી તે ઓરડામાંથી બહાર નીકળ્યો.



## પ્રકરણ ૪ થું.



### ભોંયરાનો ભય ભરેલો ભાગ.

જ્યારે રામસિંહ મૂર્ત્તિવાળો ઓરડો છોડી બહાર નીકળવા લાગ્યો ત્યારે દીવાના અજવાળાથી તેની નજરે એક નાનો દરવાજો દેખાયો. તેનો વિચાર તો નવું નવું જાણવાનોજ હતો તેથી તેણે તે દરવાજો ઉઘાડયો. એક નાના ઓરડામાં તે દાખલ થયો. તે ઓરડામાં કેટલીક દવાઓ અને હથિયારો હતાં. એક બાજુએ એક ભઠ્ઠી હતી. તે થોડા દિવસ ઉપર સળગાવેલી હોય એવો તેનો દેખાવ હતો. આ ઉપરથી રામસિંહ એવા અનુમાન ઉપર આવ્યો કે, આ તરફનો ભાગ તદ્દન વપરાશ વગરનો પડી રહેલો નથી પણ જેના હાથમાં આ મૂર્ત્તિ સોંપાયલી છે તે વારંવાર ત્યાં આવતો હશે.

વળી આવી સુંદર મૂર્ત્તિને આવા અંધકારમાં સંતાડી રાખીને હમેશ સાફ રાખવાની આ લોકોની શું મતલબ હશે તે રામસિંહ સમજી ન શકયો.

જો એને કિલ્લાના બહારના ભાગમાં રાખી હોય તો લોકોપયોગી થઈ પડે. આવા આવા અનેક વિચારો તેને આવવા લાગ્યા. પણ એકેનું સમાધાન થઇ શક્યું નહિ. આમ વિચારમાં ને વિચારમાં તણે એક દરવાજો ઉઘાડયો. આ દરવાજો વળી બીજોજ હતો. તે નીચે ઉતરવાનો દાદર હતો. કાંઇ પણ ભય ખાધા વગર તે નીચે ઉતર્યો. તે જેમ જેમ નીચે ઉતરતો ગયો તેમ તેમ તેને ધીમી પવનની લહેરો આવવા લાગી અને પાણી વેહેવાનો ધીમો સ્વર સંભળાવા લાગ્યો.

નીચે ઉતરતાંજ દરવાજા વગરનું એક આરકું દેખાયું. તે આરકામાં દાખલ થતાંજ એક મોટો ઓરડો દેખાયો. ત્યાં તેની નજરે એક નવાઇ જેવો દેખાવ દેખાયો.

લાકડાનાં છ મોટાં ચક્કરો બે હારમાં થાંભલા ઉપર ગોઠવેલાં હતાં. ઉપલાં બે ચક્કરોની વચમાં વધારે જગા હતી પણ છેક નીચેનાં તો એક બીજાની ઘણાંજ નજદીક હતાં. દરેક ચક્કરની ઉપર અણીદાર છરીઓ જડેલી હતી. જે એક બીજાની સામે આવી જતાં કાતરની ગરજ સારતી. એક બાજુ થાંભલાની ઉપર દોરડું વીટાળેલું હતું, તેને એક છેડે વજન બાંધેલું હતું અને બીજો છેડો ત્રણે ચક્કરો ફરે એવી રીતે ગોઠવેલો હતો. આ ઉપરથી ખુલ્લું જણાતું હતું કે, જ્યાં સુધી દોરડું ઉકલી રહે ત્યાં સુધી વજનના જોરથી ચક્કરો ફરતાં રહેતાં.

તે ચક્કરોની ઉપરજ એક દરવાજો દેખાતો. તે પેલા મૂર્ત્તિવાળા પથ્થરથી બાંધેલા ઓરડામાં જડી લીધેલો હોય એમ જણાતું. ચક્કરની નીચેથી પાણી વેહેવાનો ધીમો અવાજ સ્પષ્ટ સંભળાતો.

આ બધું શા ઉપયોગનું છે તે જાણ્યા વગરજ રામસિંહને ધ્રુજારી છૂટી હતી. તે આશ્ચર્ય અને અડધા ગભરાટથી જોવા લાગ્યો. તે એકાએક ત્યાંથી પાછો ફર્યો અને જાણે કોઈ પોતાને પાછળથી પકડવા આવતું હોય તેમ ઉતાવળે પગલે દાદર ચઢયો. પેલા દવાઓવાળા ઓરડામાં આવતાં તે શાંત થયો. પછી પેલા મૂર્ત્તિવાળા ઓરડામાં દાખલ થઈ, ફરીથી એક વખત તેને નમન કરી પાછો ફર્યો. જે રસ્તે પોતે આવ્યો હતો, તે રસ્તેજ પોતાના ઓરડામાં પાછો દાખલ થયો. દરેક દરવાજો તેણે પાછા ફરતાં બંધ કરવાની ચોકસી રાખી. પેલો છૂપો દરવાજો બંધ કરી પલંગ તેની અસલ જગાએ મૂકી દીધો. તે અતિશય થાકી ગયો હતો, તેથી જેમ તેમ કપડાં કહાડીને બીછાના ઉપર પડયો પણ તેને તરત ઉંઘ ન આવી. પેલી મૂર્ત્તિ, પેલું ભયંકર સંચાકામ, પેલો ઝાડીમાં ચાલતો નજરે પડેલો આકાર, આ બધું એકદમ તેની નજર સામે આવી ઉભું અને તે સાથે વળી એવો પણ વિચાર આવ્યો કે, કુમાર જોરા-

વરસિંહે તેને કિલ્લાના આ ભયંકર ભાગમાં શા માટે ઉતારો આપ્યો હશે?

આવા વિચારમાં ને વિચારમાં તેને ઉંઘ આવી ગઇ. પોતે જોયેલી દરેક બાબત તેને સ્વપ્નમાં પાછી દેખાવા લાગી.

તે ભડકીને જાગી ઉઠયો. જુએ છે તો સૂર્યનાં કિરણો તેના શરીર ઉપર પડતાં હતાં. સૂર્યનાં કિરણથી પોતે ભડકી ઉઠયો, તે જોઈ તે હસવા લાગ્યો. તે પોતે કપડાં પહેરતો હતો એટલામાં તેનો ઓરડો ઠોકાયો. તેણે તે તરત ઉઘાડયો, તો વૃદ્ધ કારભારી રેંગારા તેની નજરે પડયો.

કારભારીએ પૂછયું–"હું આશા રાખું છું કે, આપ સારી રીતે ઉંઘ્યા હશો?" રામસિંહે જોયું કે, તે તેની તરફ આ બોલો બોલતી વખતે ધ્યાનથી જોઈ રહ્યો હતો. રામસિંહનો વિચાર એવો હતો કે, રાતના જોયેલા બનાવ વિષે કોઈને પણ કાંઈ કહેવું નહિ. તે ગંભીરતાથી બોલ્યો, "મને શાંત ઉંઘ આવી ગઇ હતી. એક પડખેજ સવાર થઇ છે."

આ સાંભળી આનંદ પામીને પેલો કારભારી બોલ્યો–"ઘણા આનંદની વાત છે આપ સાહેબના બે ચાકરો આવી પહોંચ્યા છે. એક અંધારૂં હતું તે વખતેજ આવ્યો છે અને બીજો હાલ આવ્યો છે. બેઉ એકઠા આવ્યા–"

રામસિંહ વચ્ચે બોલી ઉઠયો-"નહિ, નહિ! તેઓ જુદે જુદે કામે ગયા હતા. મેહેરબાની કરીને તેમને અત્રે મોકલો."

કારભારી નમીને ત્યાંથી ચાલી ગયો અને થોડી વારમાં સત્તર વર્ષની ઉંમરના બે જુવાનો ત્યાં આવી પહોંચ્યા. રામસિંહે તેમને જોઇને પૂછયું "મારા બહાદુર અને વિશ્વાસુ છોકરાઓ, કેવી ખબર? બલભદ્ર, પહેલાં તું ખબર કહે."

અતિશય નમ્રતાથી તે જુવાન બોલ્યો–"મેં એવી ખબર મેળવી છે કે, બલવાન પ્રતાપસિંહ અત્રેથી એક દિવસના રસ્તા ઉપર પોતાની છાવણી નાંખી પડયો છે."

રામસિંહે કહ્યું–"ઘણું સારૂં! આપણે રાયપુર જતાં રસ્તામાં તેની મુલાકાત લેતા જઈશું. માનસિંહ, તું કેવી ખબર લાવ્યો છે?"

બીજો ચાકર બોલ્યો–"આપના ફરમાવ્યા મુજબ મેં પેલા ગુરૂસ્વામીની ઝુંપડીને શોધી કાઢી છે અને તે ભલા ગુરૂએ અહીંથી થોડે દૂર રાયપુર જવાના રસ્તા ઉપર એક નાનું મદિર છે ત્યાં આપ સાથે મુલાકાત લેવા કબૂલ કર્યું છે."

સરદાર બોલ્યો–"તમે તમારી ફરજ ઘણીજ ઉત્તમ રીતે બજાવી છે. તમે જુઓ કે, આપણા ઘોડા તૈયાર થયા? હું એટલી વારમાં કુમાર જોરાવર-સિંહને મળી લઉં."

બેઉ જુવાનો ત્યાંથી ચાલતા થયા. પછી રામસિંહ ઓરડામાંથી બહાર નીકળ્યો તો કારભારી તેની રાહ જોઇ ઉભો રહ્યો હતો. તે તેને જોરાવરસિંહની પાસે લઈ ગયો. રામસિંહ જોરાવર ઉપર મનમાં ગુસ્સે હતો પણ તે તેણે બહારથી દેખાડ્યો નહિ. તેના પૂછેલા સવાલનો શાંતતાથી જવાબ આપી પોતાને વાસ્તે તૈયાર કરેલું ભોજન તેણે ખાઇ લીધું. પોતાની આવી સારી રીતે મેહેમાનગીરી કીધી માટે તેનો ઉપકાર માની રામસિંહ બોલ્યો, "આપના પિતાને માટે કાંઈ સંદેશો આપવો છે?"

જોરાવરે એક બંધ કરેલો કાગળ તેના હાથમાં આપતાં કહ્યું-"ફક્ત આટલુંજ લઇ જશો તો ઉપકાર થશે."

રામસિંહે ઉત્તર વાળ્યો-"ઘણી ખુશીની સાથે."

પછી જોરાવરની રજા લઈ તે નીચે ઉતર્યો. ત્યાં તેના નોકરો અને ઘોડાઓ તૈયાર હતા, તેમની ઉપર સ્વાર થઇ ત્રણે જણા ત્યાંથી ચાલી નીકળ્યા.

## પ્રકરણ ૫ મું.

### ગુરૂસ્વામી.

બપોર થતાંજ રામસિંહ એક નાના મંદિર આગળ આવી પહોંચ્યો. ત્યાં લાંબો ઝબ્બો પહેરેલો એક માણસ મૂર્તિની સ્તુતિ કરતો તેમની નજરે પડયો. તેને જોઇ માનસિંહ બોલ્યો, "આજ તે ગુરૂસ્વામી."

ગુરૂસ્વામીએ પાછું ફરી જોતાં તે બોલનારને ઓળખી કાઢયો, અને તેના સાથે આવનારના પોશાક ઉપરથી અનુમાન કરી તે બોલ્યો, "હું ધારૂં છું કે, તમે સરદાર રામસિંહ છો!"

રામસિંહે હાથ જોડી, નમસ્કાર કરી, હા પાડી. તેજ વખતે ઘોડા ઉપરથી ઉતરી લગામ પોતાના ચાકરો તરફ ફેંકી, તે ગુરૂસ્વામીની પાસે ગયો. બેઉ જણા ત્યાંથી નીકળી એક નાના નાળા આગળ આવી એક મોટા વડની છાયા નીચે બેઠા.

ગુરૂસ્વામી કદે ઉંચો હતો. તેણે એક મોટો ઝબ્બો પહેર્યો હતો, માથાના વાળ વધાર્યા હતા, પગમાં લાકડાની ખડાઓ પેહેરી હતી તેનો બાંધો મજબૂત હતો. સાદી નજરે જોનાર તો એમજ સમજે કે, આ કોઈ સાધુરામ છે. એણે તપ કરવામાં ઘણો વખત રોકયો છે. પણ રામસિંહની તીક્ષ્ણ આંખે જોઇ લીધું કે, આ સાધુરામ કાંઇ તપસ્વી નહિ પણ લોહીનો ભૂખ્યો કોઈ જંગલી ભુંડ છે. તેનો ચહેરો સુંદર હતો પણ તેની ઉપર જુસ્સાની નીશાની દેખાતી

હતી. તેની ઉંમર ચાળીસ પીસતાળીસની દેખાતી હતી. તેના પહેલા દેખાવ ઉપરથીજ તેણે રામસિંહના મન ઉપર સારી અસર ન કીધી પણ રામસિંહે મતલબને માટે તેની સાથે સભ્યતાથી વર્તા કરવા માંડી. રામસિંહ બોલ્યો–' સ્વામી તમે જાણો તો છોજ કે, હાલનો વખત કેવો બારીક છે. આપણે કાંઇ પણ કામ કરવું તે સાવધગીરીથી કરવું. હું કોણ છું અને મારા રાજાના વિશ્વાસુ માણસ તરીકે નીકળ્યો છું તે વિષે મારા ચાકરે તમને ખબર તો આપી હશેજ."

ગુરૂસ્વામી બોલ્યો–"તમારા રાજાએ મારે વાસ્તે શો સંદેશો મોકલ્યો છે ?"

રામસિંહે પોતાના ગજવામાંથી એક કાગળ કાઢતાં કહ્યું–"મારા રાજાએ આ કાગળ તમને ખાત્રી માટે બતાવવા મને આપ્યો છે. એ કાગળ તમારો પોતાનો લખેલો છે. જુઓ."

ગુરૂસ્વામી બોલ્યો–"હા, એ મારો લખેલો છે."

રામસિંહે કહ્યું–"આ કાગળમાં તમે જણાવો છો કે, છત્રીસગઢનું રાજ્ય માળવાના શુરસિંહને અપાવવું તમારા હાથમાં છે."

ગુરૂસ્વામી બોલ્યો–"હા, એ વાત ખરી છે."

રામસિંહ બોલ્યો–"તમારા જેવો સાધુ, જેણે પોતાનો આખો જન્મારો તપ કરવામાં કાઢ્યો હોય તેનામાં આવી શક્તિ ક્યાંથી ?"

આમ બોલતાંની સાથે રામસિંહે તેના ચહેરા ઉપર પોતાની આંખો સ્થિર રાખી.

થોડી પળ સુધી વિચાર કર્યા પછી તે સાધુ બોલ્યો–"શું તમને એટલી ખાત્રી નથી ? મેં ઘણો વખત તપ કરવામાં ગુજાર્યો છે એ વાત ખરી. તેમજ થોડો વખત વળી રાજ્યખટપટમાં પણ મેં કાઢ્યો છે. શુરસિંહને રાજ્ય અપાવવામાં મારી કાંઇ મતલબ છે."

રામસિંહ બોલ્યો–"આપણે એક બીજા સાથે વધારે ખુલાસાથી વાત કરવી જોઇએ. ચાલો, બોલો જોઇએ. તમારી શી મતલબ છે ?"

ગુરૂસ્વામી બોલ્યો–"તમે આ દેશમાં નવા આવ્યા છો, તેથી આ દેશની હાલની સ્થિતિ તદ્દન અજાણ્યા છો."

રામસિંહ બોલ્યો–"હા, એ વાત ખરી છે, પણ મને આશા છે કે, તમે મને તે વિષે પુરતી રીતે વાકેફ કરશો."

ગુરૂસ્વામીએ જવાબ દીધો–"ઘણી ખુશીની સાથે. તમે સાંભળ્યું તો હશે કે, નજદીક પચીશ વર્ષ ઉપર શુરો સુરપાળ આ દેશ અને ધર્મગુરૂઓના

હકમાં સુધારા કરાવવા માગતો હતો. રાજા અને બીજા સરદારોની સામે તે થયો અને તેનું પરિણામ એ નીપજ્યું કે, તેને પકડીને કેદ કરવામાં આવ્યો અને રાજ દરબારમાં તેનો ઇનસાફ કરી તેને જીવતો બાળી મૂકવામાં આવ્યો. હાલ વળી પાછો એક બીજો તેના જેવો નીકળ્યો છે. તે રાજા શુરસિંહનો સરદાર છે તેનું નામ પ્રતાપસિંહ છે અને તે એક આંખે કાણો છે. તેણે–"

રામસિંહ વચ્ચે બોલી ઉઠયો–"ત્યારે શું આ પ્રતાપસિંહે પણ કાંઈ ધર્મ-ગુરૂઓથી નુકશાન ખમ્યું છે કે શું ?"

ગુરૂસ્વામીએ રામસિંહની તરફ જોઇને કહ્યું–"એવી કાંઈ વાત છે ખરી, પણ આપણે એવી નજીવી વાત કરી વખત ખોવો ન જોઇએ. આ પ્રતાપસિંહ તોફાનીઓનો સરદાર થયો અને "ધર્મના સુધારા અને સ્વતંત્રપણું" આવા શબ્દોના વાવટા નીચે તેઓ એકઠા થયા. રાજા શુરસિંહે પ્રતાપસિંહને શાંત કરવા ઘણી યુક્તિઓ કીધી, પણ તે રાજાને પોતાને તેનાજ મેહેલમાં કેદ કરવામાં આવ્યો તેને બદલે આ બલવાન સરદાર રાયપુર અને તેની આસપાસના દેશમાં પોતાની મરજી પ્રમાણે રાજ્ય ચલાવવા લાગ્યો. હું તે વખતે રાયપુરમાં રહેતો હતો. રાજાની મેહેલમાં મુલાકાત લેવાની કોઈની પણ હીંમત ચાલતી ન હતી. આવે વખતે રાતના છૂપી રીતે હું પોતે રાજાને મળવા જતો હતો. છ મહિના થયા રાજા મરણ પામ્યો છે. તેણે પોતાની વારસ રાજકુમારી સુંદરમતીને મારી સંભાળમાં સોંપી તે સાથે પોતાનો છૂપાવેલો ખજાનો પણ મનેજ સોંપ્યો છે. હાલમાં રાજકુમારી છૂપે વેશે રહે છે. છત્રીશગઢની રાણી તરીકે તેને જાહેર કરવા અમારી હીંમત ચાલતી નથી. આ બલવાન પ્રતાપસિંહના બળથી બધા બીહે છે."

થોડી વાર વિચાર કર્યા પછી રામસિંહે કહ્યું–"આ દેશની આ હાલત છે પણ હવે તમે શુરસિંહ વિષે શું કહો છો ?"

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો–"મારો વિચાર તો એવો છે કે, માળવાના શુરસિંહે છત્રીશગઢની સુંદરમતી સાથે પરણવું. છત્રીશગઢના સરદારો અને ઠાકોરો માળવાના રાજાને મદદ આપશે અને તે મદદના જોરથી છત્રીશગઢને પ્રતાપસિંહના હાથમાંથી પાછું છોડવી લઇશું."

રામસિંહે પૂછયું–"શું સુંદરમતી રૂપાળી છે ?"

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો–"એના તનની સુંદરતા એના મનની સુંદરતા આગળ કાંઈજ નથી. તે એવી તો નમ્ર અને તાબેદાર છે કે ન પૂછો વાત. એના મરનાર પિતાએ મને એકલાનેજ એની સંભાળ રાખવા અધિકાર આપ્યો છે.'

રામસિંહે જવાબ આપ્યો—"જો એમજ છે તો તેમ કરવા હું મારા રાજાને સમજાવી શકીશ. બીજું વધારે તમારે શું કહેવું છે?"

ગુરૂસ્વામી બોલ્યો—"તમે બળવાન રાજા શુરસિંહના વિશ્વાસુ સરદાર છો તેથી તમારી પાસે મારા મનનો બધો ખુલાસો કરૂં છું. છત્રીશગઢની રાજકન્યા સુંદરમતીનાં લગ્ન શુરસિંહ સાથે કરવાને આખો રાજવાડો ખુશી છે. રજપૂતાનામાંથી મને મનપસંદ જવાબ મળી ચૂકયો છે. રાજકન્યા મળવા સાથે તેને આ દેશનું રાજ્ય મળશે એટલુંજ નહિ પણ આ રાજાને વળી બીજો મોટો લાભ થવાનો છે તે તે પોતે જાણે છે, છતાં હું તમને કહું છું કે ઉદેપુરનો રાણો ઘરડો થયો છે. તેને પુત્ર નથી. તેનો સૌથી પાસેનો સગો શુરસિંહ છે. રાણાએ એનેજ દત્તક કરી લીધો છે અને તેથી થોડા વખતમાંજ તમારો રાજા ઉદેપુર અને માળવાના મહારાજા તરીકે લેખાશે અને તેની સાથે છત્રીશગઢનું રાજ્ય જોડાશે એટલે તે સૌથી બલવાન કહેવાશે."

રામસિંહ બોલ્યો—"આ વાત હું જાણું છું શુરસિંહની દરેક વાતથી હું જાણીતો છું. ભલા! તમને એનો બદલો જોઇએ છે કે કેમ?"

ગુરૂસ્વામી બોલ્યો—"હા, મને બદલાની જરૂરજ છે. મારા સિવાય તમારો બળવાન રાજા આ દેશમાં કાંઈ કરી શકનાર નથી. રાજકુમારી કયાં સંતાઈ રહી છે તે અને તેનો મોટો ખજાનો કયાં છે તે પણ મારા સિવાય બીજાને માલમ નથી એટલે તમારો રાજા તો દરેક રીતે મનેજ આભારી છે. એટલે કે, પત્ની, ખજાનો અને રાજ! હું આ બધાના બદલામાં એક ચીજ માગું છું. તે ચીજ ફક્ત આ રાજ્યનો વડા ધર્મગુરૂનો હોદ્દો છે. આ હોદ્દા ઉપરજ મારી બધી આશા છે."

તેના આ શબ્દોથી રામસિંહ ચોંકયો. તેના આ છેલ્લા શબ્દોમાંજ બધું સમાયેલું હતું. વડા ધર્મગુરૂનો હોદ્દો લઇ રાજાને પોતાના હાથમાં રમકડા તરીકે રાખવો એવો તેનો વિચાર સ્પષ્ટ દેખાઈ આવ્યો. રામસિંહના ચહેરા ઉપર તેજ પળે ધિક્કાર દેખાઈ આવ્યો. આ જોઈ ગુરૂસ્વામી ઉદ્ધતાઈથી બોલ્યો—"તમે મને ધિક્કારો છો માટે આપણી મુલાકાત અત્રેજ પૂરી થાય છે."

રામસિંહ તરતજ નમનતાઈ બતાવી કહ્યું—"ગુરૂસ્વામી, જો મારાથી તમારૂં અપમાન થયું હોય તો હું માફ માગું છું. હું ખુલ્લેખુલ્લું કહું છું કે, તમારી માગણીથી પ્રથમ હું ચોંકયો હતો પણ વ્યાજબી રીતે જોતાં તમે જે સેવા બજાવશો તેના પ્રમાણમાં એ કાંઇજ નથી અને તેટલા માટેજ તમે શુરસિંહને આ રાજ્ય અપાવો તો તેના ધર્મગુરૂ તરીકે તમને નીમવાને મારા રાજા તરફથી હું કબૂલ થાઉં છું. વળી મારે તમારી પાસે એક બાબત કબૂલ

કરાવવી છે. મારા મહેરબાન રાજાની એવી મરજી છે કે, સુંદરમતીની પોતાની મરજી હોય તોજ તેની સાથે પરણવું. તેની ઉપર કોઇ પણ જાતનું દબાણ ન કરવું. તમારે મને તેની પાસે લઈ જવો, અને તે મારે મોઢે કબૂલ કરે એટલે બસ."

ગુરૂસ્વામીએ કહ્યું-"ઘણી ખુશીથી. આજથી ચોથે દિવસે હું તમને રાયપુરમાં મળીશ. તમે ખાત્રી રાખજો કે તેની સુંદરતાનું વર્ણન તમે પુરેપુરૂ કરી શકનાર નથી."

રામસિંહે કહ્યું-"ઠીક છે ત્યારે હું તમને ત્યાં મળીશ પણ તમે હવે કયે રસ્તે જશો?"

ગુરૂસ્વામી બોલ્યો-"જાહેર રસ્તે તો મારાથી જવાયજ નહિ. પ્રતાપસિંહ મને કેદ કર્યા વગર રહેજ નહિ. હવે આપણે નીમેલે ઠેકાણે મળીશું."

તેઓ બેઉ જણા ત્યાંથી જુદા પડયા એટલે સાધુરામ ત્યાંથી જંગલમાં ક્યાંઈ ગુમ થઈ ગયો.

## પ્રકરણ ૬ હું.

### પ્રતાપસિંહની છાવણી.

સાંજ પડી ગઈ હતી. અંધારૂં થવા આવ્યું હતું. આ વખતે રામસિંહ અને તેના બે નોકરને એક હથિયારબંધ માણસે રોકયા. આ માણસ તે હદનો ચોકીદાર હોય એવું જણાતું હતું. પેલા ચોકીદારે માનથી પૂછયું-"તમે કોણ છો અને કયાં જાઓ છો?"

રામસિંહે ઉત્તર વાળ્યો-"મારૂં નામ સરદાર રામસિંહ છે. હું રાયપુર જાઉંછું. આ બે જણા મારા નોકરો છે. મને ખબર પડી કે, પ્રખ્યાત પ્રતાપસિંહ આ જંગલમાં છાવણી નાંખી પડયો છે માટે તેની મુલાકાત લેવા આ રસ્તે આવ્યો છું."

પેલો ચોકીદાર-"સરદાર સાહેબ, તમને તેની મુલાકાત થશેજ; કારણ કે, અમારા સરદાર બહાદૂરનો હુકમ છે કે, આ હદમાંથી તેના હુકમ વગર કોઇને પણ જવા ન દેવો."

પેલો ચોકીદાર આ પ્રમાણે બોલતો હતો ત્યાં તો આસપાસ સંતાયલા બાર પંદર માણસો ધીમેથી નીકળી આવ્યા. તેઓ બધા હથિયારબંધ તૈયાર હતા. ત્રણ ચાર જણે આ સરદારને નમનતાઈથી સલામો કરી. તેમને ઘોડા ઉપરથી ઉતરવા મદદ આપી. એક ચોકીદાર તેમને સરદાર પ્રતાપસિંહ આગળ

લઈ જવા તેમની સાથે ચાલ્યો. બીજા તેમના ઘોડાઓને ઘાસચારો નાંખવા લઈ ગયા. કેટલીક ઝાડીઓ વટાવી તેઓ એક મોટા મેદાનમાં આવ્યા. ત્યાં નાના મોટા ઘણા તંબુઓ નાંખેલા હતા. દેખાવ ઘણો જોવા લાયક હતો. ચારે તરફ ઝાડોની વચ્ચે આ છાવણી આવેલી હતી તેથી તેની શોભામાં ઘણોજ વધારો થયો હતો. તંબુઓ વટાવતો પેલો ચોકીદાર રામસિંહને છાવણીના મધ્ય ભાગમાં લઇ આવ્યો. ત્યાં એક ગંજાવર તંબુ દેખાયો. તેની બહાર કેટલાક માણસો ઘાસની ઉપર બેઠા હતા. તેમાંના એકની ઉપર તો રામસિંહ એકી નજરે જોવા લાગ્યો.

રામસિંહનું આ પ્રમાણે ધ્યાન ખેંચનાર એક અતિ સુંદર સ્ત્રી હતી.

તેના શરીરનો રંગ સીસમના જેવો કાળો હતો છતાં તેના શરીરનો ઘાટ એવો તો સુંદર હતો કે કોઈની પણ નજર ખેંચાયા વગર રહેજ નહિ. તેની આંખનો પલકારો એવો તો હતો કે, માણસ જોતાં જોતાંમાં તેની મોહિનીમાં ફસાઇ જાય. તેને સુંદરતાની દેવી કહીએ તો ચાલે એવો તેનો દેખાવ હતો.

આ સુંદરતાની દેવીની ઉંમર સોળ વરસથી વધારે ન હતી. તે કોઈ ઉંચા ખાનદાનની દેખાતી હતી અને આ છાવણીમાં બધા તેની તરફ માનથી વરતતા હતા. બે જુવાન દાસીઓ તેનાથી થોડે દૂર પોતાની શેઠાણી તરફ જોતી તેના હુકમનો અમલ કરવા બેશી રહી હતી.

તે સુંદરતાની દેવીથી થોડે દૂર ભવ્ય દેખાવનો એક પુરુષ બેઠો હતો. તે ચાળીશ પીસતાળીશ વર્ષનો લાગતો હતો. તે દેખાવે ઘણોજ ખુબસુરત હતો; પણ તે ડાબી આંખે કાંણો હતો, તેને લીધે તથા તેણે પહેરેલા લડવૈયાના પોશાકથી તે ઘણોજ ભયંકર દેખાતો હતો. અમીરી તેજ તેના ચહેરા ઉપર પ્રકટ દેખાતું હતું. તેનાથી થોડે દૂર પોતાના શેઠનો પડયો બોલ ઉંચકી લેવાને તૈયાર બે ચોકીદારો ઉભા હતા.

રામસિંહે પેલા કાણા પુરૂષને તો પ્રતાપસિંહ તરીકે તુરત ઓળખ્યો, પણ પેલી સુંદરતાની દેવીને ઓળખી નહીં.

પ્રતાપસિંહે થોડીવાર સૂધી તો રામસિંહની તરફ જોયા કર્યું. તેના ચહેરા ઉપર આનંદ અને આશ્ચર્યતા દર્શક ચિહ્નો ખીલી નીકળ્યાં પણ તે પોતાનો આનંદ છૂપાવી બોલ્યો—"ભલા ભાઇ, તમે કોણ છો ?"

રામસિંહનું ધ્યાન તો પેલી સુંદરતાની દેવીને જોવામાંજ લીન હતું, તેથી પ્રતાપસિંહને બીજી વખત તેને પૂછવાની ફરજ પડી. રામસિંહે પોતે કોણ હતો તે તેને જણાવ્યું.

તે સાંભળી પ્રતાપસિંહ બોલ્યો—"સરદાર રામસિંહ, બેશો ( પોતાના

નોકરો તરફ ફરીને ) જલદી ખાવાનું મોકલો. ”

રામસિંહ આ લડવૈયા અને પેલી મનહર પુતળીની વચ્ચે બેઠો. તે કાળી ચામડીવાળી પુતળીની આંખો પણ આ સરદારના સુંદર ચહેરા તરફજ હતી. પ્રતાપસિંહે વાત કરવા માંડી. “ રામસિંહ, મોટા મેહેલના જેવી આ મારી છાવણીમાં મહેમાનદારી નથી. અત્રે તો જે લુખું પાખું મળે તે અમે ખાઇ સંતોષ પામીએ છીએ છતાં મારાથી બનતું દરેક પાંતીનું સુખ હું તમને આપી શકીશ. તમારા ડાબા હાથ તરફ બેઠેલી બાઈ અતિ મનહર છે. એ મારી સગી નથી, તેમજ આ દેશની વતની પણ નથી. હું તેને મારી પેટની પુત્રી પ્રમાણે ચાહું છું. મારી છાવણીમાં એક પણ એવો સીપાઈ નથી કે જે એની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકે. ”

રામસિંહની મરજી તે સુંદરી સાથે વાત કરવાની થતાં તેણે પૂછ્યું– “ બાઈ, તમે કોઇ દૂર દેશાવરનાં વતની છો ? ”

મધુર અવાજે તે બોલી–“ હા, મારૂં વતન અત્રેથી ઘણું દૂર છે. સરદાર સાહેબ, મારૂં નામ તમે જાણો છો ? મારૂં નામ કાળરાત્રી છે. ! ” સરદાર રામસિંહ આ અપશુકનીઆળ નામ સાંભળી ચોંકયો પણ તરતજ પાછો શાંત થઈ બોલ્યો–“ તમારૂં નામ કાળરાત્રીને બદલે સુંદરતાની દેવી હોવું જોઇએ. ”

ગંભીરાઇથી તે કન્યા બોલી–“ સરદાર સાહેબ, તમારી આવી સારી લાગણીને માટે હું તમારો ઉપકાર માનુંછુ. મારૂં નામ ગમે તેવું અપશકુનીઆળ હોય તો પણ તે કાળરાત્રીજ છે ! ”

પ્રતાપસિંહ ધીમે સાદે બોલ્યો–“ આ વાત ખરી છે. એનો ઇતિહાસ ઘણો લાંબો છે. આ નામ કેમ તથા તેને શાથી મળ્યું તે તેમાંથી જણાશે. ”

રામસિંહ ધીમે સાદે બોલ્યો–“ જે દેશમાંથી તે આવી છે ત્યાંની આ એક નવાઈ છે. ”

પ્રતાપસિંહ–“ પણ મારે મોઢેથી તે ઇતિહાસ તમે સાંભળી શકનાર નથી. ” રામસિંહની મરજી તે ઇતિહાસ જાણવાની છે જાણી પ્રતાપસિંહે ઉપર મુજબ કહ્યું.

આ સાંભળી રામસિંહ બોલ્યો–“ સરદાર, હું તમારી માફ માગુંછું. પ્રથમના મેલાપમાંજ કોઈની ખાનગી વાત જાણવાની ઇચ્છા કરવી એ ખોટું છે. ”

હવે ખાવાનું આવી પહોંચ્યું. બધા જમવા બેઠા. પ્રતાપસિંહે તો પોતે સાદુંજ ખાવાનું ખાધું. બાકી મીઠાઇ અને મસાલેદાર ખોરાક રામસિંહ, તેમા બે નોકરો અને કાળરાત્રીના આગળ મૂકવામાં આવ્યો. જમી રહ્યા પછી થોડીવાર સૂધી બધા ત્યાં વાતો ચીતો કરતા બેશી રહ્યા. આખરે પ્રતાપસિંહે ઉઠીને

કહ્યું–" હવે વિશ્રાંતિ લેવાનો વખત થઇ ચૂકયો છે. રામસિંહ, તમે થાકી ગયા હશો, ચાલો. "

કાળરાત્રીએ પ્રતાપસિંહ પાસે જઈ તેની રજા લીધી. પ્રતાપસિંહે તેને આશીર્વાદ આપ્યા. જતી વખતે કાળરાત્રી રામસિંહ તરફ નજર નાંખતી ગઇ.

પ્રતાપસિંહ રામસિંહને એક તંબુમાં લઇ ગયો. તેમાં બે ખંડ કરેલા હતા. એક ખંડમાં રામસિંહ અને બીજામાં તેના બે ચાકરો સૂતા. પ્રતાપસિંહ પછી પોતાના તંબુ તરફ ચાલ્યો. આ તરફ રામસિંહ કાળરાત્રીના વિચારમાં પડયો. આ વિચારમાં તેને ઉંઘ આવીજ નહીં.



## પ્રકરણ ૭ મું.

### નવી નવાઇ.

રામસિંહના મનમાંથી આ કાળરાત્રીને લગતા વિચારો નીકળી ન શકયા. આવી સુંદર સ્ત્રીને આવું નામ કેમ મળ્યું તથા તેને લગતો બીજો હેવાલ જાણવાની તેની જીજ્ઞાસા ઓછી થવાને બદલે વધવા લાગી. તેને મોઢે ચઢીને પૂછવું પણ ઠીક ન લાગ્યું. પ્રતાપસિંહની તે સગી ન હતી એ પણ ખરૂં; વળી તે તેની તરફ પોતાની પુત્રી જેટલોજ પ્યાર રાખતો હતો, એ પણ ખુલ્લુંજ હતું. તેમજ તેને પ્રતાપસિંહે પોતાની પુત્રી જેવી ચાહુંછું એમ તેને કહ્યું ત્યારે તેની રાખેલી પણ ન હોવી જોઇએ. વળી જ્યારે તે રજા લેવા ગઈ ત્યારે એક બાપ જેમ પોતાની પુત્રીને મળી ભેટી રજા આપે તેમ તેણે કર્યું. આ બધું જોતાં રામસિંહ કાંઈ નક્કી ઠરાવ ઉપર આવી ન શકયો.

ત્યારે આ કાળાં અંગોવાળી કાળરાત્રી કોણ હશે ? તે આ સરદાર બહાદૂર પ્રતાપસિંહ સાથે શા માટે રહી હશે ? આ બધી બાબતોનો જવાબ મુશ્કેલ હતો. રામસિંહે પોતાના મનનો આ ગુચવાડો કોઇને પણ ન જણાવતાં પોતાના મનમાંજ રાખ્યો. આ સ્ત્રીના ઈતિહાસમાં કાંઈ ભયંકર ભેદ સમાયલો છે એવી તો તેની ખાત્રીજ હતી.

આવા વિચારમાં ને વિચારમાં તે બેશી રહ્યો. તેને ઉંઘ ન આવી. આ રજપૂત રામસિંહ ઓગણીશ વીશ વર્ષનો થવા આવ્યો હતો પણ તે પરણ્યો ન હતો તેથી આજદિન સુધી પ્યારે તેના મનમાં વાસો કર્યો ન હતો; પણ આજ કાળરાત્રીને જોઇને કોણ જાણે કેમ તે તેની ઉપર મોહિત થઇ પડયો હતો. આ મોહર્થીજ તે તેનો ઇતિહાસ જાણવા માગતો હતો.

પોતાને ઉંઘ ન આવવાથી તે ઉભો થયો. મનમાં ઉભરાતા વિચારો

થંડી હવામાં ફરવાથી શાંત થશે જાણી તે તંબુમાંથી બહાર નીકળ્યો. તેના બેઉ નોકરો ભર ઉંઘમાં પડયા હતા. તે ફરતો ફરતો થોડે દૂર નીકળી ગયો. છાવણી બધી શાંત થઈ ગઈ હતી. કોઈપણ ચોકીદાર ત્યાં જાગતો ન હતો. આ પ્રતાપસિંહ છાવણીની ચોકી રાખવાને બદલે જંગલની હદની ચોકી રાખતો હતો. હદની ચોકી રાખ્યાથી તેની છાવણીનું રક્ષણ થવા સાથે આવતો જતો માણસ પણ તેના હાથમાં આવતો હતો. રામસિંહ થોડે દૂર ગયો એટલામાં તેને કાને ગંભીર ગાયનનો સ્વર પડયો. તે સાથે કોઇ ઘરમાં બતી બળતી હોય એવો પણ ભાસ થયો ગાયન અને બતીને આધારે તે થોડો આગળ ચાલ્યો એટલે એક મકાન આગળ આવી પહોંચ્યો. તેનો આકાર મંદિર જેવો હતો. તેના દરવાજા અડધા ઉઘાડા હતા. આ મંદિરમાંથી દીવા દેખાતો હતો તથા ગાયનનો ગંભીર સ્વર સંભળાતો હતો. તેજ વખત પાછલી બાજુથી લોકો આવતા હોય એવો ભાસ થયો. પાછળ ફરી જોયું તો કેટલાક માણસોને બળતી મસાલો લઈ તે તરફ આવતા દીઠા. તેમને જોઈ રામસિંહ તરતજ ઝાડીમાં સંતાઇ ગયો. આ આવનારાઓમાં સૌની આગળ બે સાધુઓ હતા અને તેમની પાછળ આઠ જોગણો હતી. તેઓ બધાં પેલા અડધા ઉઘાડા બારણામાં થઈ અંદરના ભાગમાં ગયાં. અંદર શું છે તે જોવાની હવે રામસિંહની જીજ્ઞાસા ઉશ્કેરાઈ. તે ધીમેથી દરવાજામાં દાખલ થયો. તે મંદિર અંદરના ભાગમાં ઘણુંજ મોટું હતું એક અંધારા ખૂણામાં રામસિંહ સંતાઈ રહ્યો. આ ઠેકાણેથી તેને કોઈ જોઈ શકે તેમ ન હતું બાકી તે બધાને જોઈ શકતો હતો. સામી બાજુએ નીચાણમાં શિવપાર્વતી ગણપતિ વગેરેની મૂર્તિઓ હતી. સાધુઓએ ચાર મસાલો બળતી રાખી બાકીની બીજી ઓલવી નાંખી. દેવલની અંદર બીજી જોગણો હતી તે અને આ નવા આવનારાઓએ સાથે શિવની સ્તુતિ કરવા માંડી.

સરદાર રામસિંહ આ બધું મધરાતના થતું જોઈ વિચારમાં પડયો. તે આશ્ચર્ય પામ્યો, પણ થોડીવારમાં તો તેથીએ વધારે આશ્ચર્ય પામવાનો વખત આવ્યો. શિવની સ્તુતિ લગભગ પૂરી થતાંજ એક દરવાજો ઉઘડયો અને ત્યાં બહાદુર પ્રતાપસિંહ આવીને દાખલ થયો. તેની સાથે એક કુમારિકા હતી. પ્રતાપસિંહના ચહેરા ઉપર દેખીતો ગુસ્સો ચઢી આવેલો હતો. પછી પેલા જોગીઓએ જોગણોને કહ્યું-"લ્યો, તમારી બહેન આવી !"

જોગણો-"આવ બહેન, આવ. દેવ તારૂં રક્ષણ કરો-તારાં પાપ ધોઈ નાંખો." આમ બોલી હાથની ઈસારત કીધી. જોગણો પેલી બુરખાવાળી કુમારિકાને પોતાની પાસે બોલાવવા લાગી પણ તેણે કાંઈ ધ્યાન ન આપ્યું. તેણે ધીમેથી પોતાનો જમણો હાથ ઉંચો કરી મોઢા ઉપરનો બુરખો કાઢી નાંખ્યો.

તેજ પળે રામસિંહે પોતાના મોઢામાંથી નીકળતી અજાયબીની બૂમ મહામુશ્કેલીએ અટકાવી. આ બધાનું કારણ એટલુંજ હતું કે તેની નજરે કાળરાત્રીનો ચહેરો પડયો.

ખરી રીતે જોતાં તે કુમારિકા કાળરાત્રી ન હતી; કારણ કે કાળરાત્રીના શરીરનો રંગ સીસમ જેવો કાળો હતો પણ આતો શુદ્ધ ચાંદીની બનાવેલી પુતળી હોય એવી સફેદ હતી. આને ગુલાબી ગાલ અને ભુરા બાલ હતા ત્યારે કાળરાત્રીના ગાલ અને બાલ કાળા ભમ્મર જેવા હતા. માત્ર રંગ અને પોશાક શિવાય બાકીની બધી રીતે તે કાળરાત્રીને મળતી હતી.

રામસિંહ આ પ્રમાણે વિચારમાં પડયો હતો એટલામાં વડી જોગણ ઉભી થઇને બોલી–" બહેન માયા, તારા કરેલા આગલા પાપ માટે ઇશ્વર પાસે તને માફી મળવા સારૂ આપણે પ્રાર્થના કરીશું. હવે તું અમારી સાથે આવીને રહે અને યોગિનીનાં બધા વ્રત પાળ, "

આ સાંભળી પેલી કુમારિકા બોલી–" મારૂં થોડું સાંભળી લ્યો. હું શા માટે અહીં આવી છું તે તો તમે જાણોછો. મારાથી કઠણ વ્રત કદી પણ થનાર નથી. મારા કહેવાતા અપરાધ માટે શું તમે મને માફી અપાવશો ? માફી આપનાર તો ઈશ્વિર છે. મારાથી તમારી સાથે મંદિરમાં રહેવાવાનું નથી. પક્ષી જેમ છૂટાપણાની ખુશીમાં આનંદથી કલ્લોલ કરે તેમ હુ છૂટાપણામાંજ રહેવા માગું છું. મારા કીધેલા પણમાંથી મને છોડવો અને તેના બદલામાં આ સોનું છે તે લ્યો."

આટલું બોલતાંમાં તો પેલી કુમારિકાના મોઢા ઉપર તિરસ્કાર પુટી નીકળ્યો. રામસિંહ પણ આ અવાજ સાંભળી વિચારમાં પડયો કે, આ કુમારિકા અને કાળરાત્રી બેઉ બહેનો હોવી જોઇએ, કારણ કે બેઉનો અવાજ એક સરખો હતો. તેને તે વિષે વધારે વિચાર કરવા વખત ન મળ્યો. એક જોગણ બોલી–" બહેન માયા, તું જે પીળી ધાતુ આપવા માગે છે તેને બદલે અમે તને મેળવવામાં વધારે આનંદ માનીએ છીએ. "

પેલી કુમારિકા બોલી–" કદી નહિ ! એમ તો બનવાનું નથીજ. "

વડી જોગણ બોલી–" બહેન માયા, હું તારા કાલાવાલા કરીને કહુંછું કે, તું અમારી સાથે આવ. "

કુમારિકા બોલી–" નહિ, કદી પણ નહિ ! હવેથી તમારે મને માયાના નામથી બોલાવવી નહિ. મારી સ્વર્ગવાશી માતાએ મને જે નામ આપ્યું છે તે હું હવે ધારણ કરીશ. તે મને હમેશ " સુંદરતાની દેવી " કહી છાતી સાથે દાબતી હતી અને સુંદરી નામે બોલાવતી હતી. તે હવેથી હું સુંદરી નામે ઓળખાઇશ. "

આટલા શબ્દો તે સુંદરી એટલા તો જોશથી બોલી કે, બધા સ્તબ્ધ થઇ ગયા. અંધારી રાતના થોડા પ્રકાશ વચ્ચે તે એક દેવી જેવી દેખાતી હતી. પેલા જોગી અને જોગણો કાંઈ જવાબ આપી ન શક્યાં. બહાદુર પ્રતાપસિંહ પોતાની તલવાર ઉપર ટેકો દઈ ત્યાં એક બાજુ ઉભો હતો. તેના ચહેરા ઉપર સંતોષનાં ચિહ્નો ફરી વળ્યાં હતાં. સુંદરી પોતાનો બુરખો મોઢા ઉપર નાંખી દઈને ચુપચૂપ ઉભી હતી. બધી જોગણો તેની આસપાસ ફરી વળી અને વડીએ તેનો બુરખો કાઢી નાંખ્યો. પેલા જોગીઓ કાંઇ શાસ્ત્રના શ્લોકો ભણવા લાગ્યા. રામસિંહ શું થાય છે તે સમજી ન શક્યો. આ પ્રમાણે થોડીવાર ચાલ્યા પછી જોગણો બોલી ઉઠી–" તેં અમારી સાથે આવવાની ના પાડી તેથી અમે તને મૂકી દઇએ છીએ. પાપી બહેન જા. અમે તને તારા પણમાંથી છૂટી કીધી છે."

તેજ પળે રામસિંહ ચમક્યો. તેની સામેના ખૂણામાં તેને કોઇનો ઊંચો આકાર દેખાયો. તે કોઇ જોગીનો હતો. તેનું મોઢું છૂપાવેલું હતું તેથી તે તરફ વધારે ધ્યાન ન આપતાં રામસિંહે પાછું પોતાનું ધ્યાન પેલી ક્રિયા તરફ ફેરવ્યું. વડી જોગણુ બોલી–" અરે પાપી સ્ત્રી હવે તારી મરજી પ્રમાણે ચાલવાને તું છુટી છે. તું અમને સોનું આપવા માગે છે, પણ તે સોનું અમારા જેવી સંસાર ત્યાગી સ્ત્રીઓને શા ઉપયોગનું છે ? "

પ્રતાપસિંહ ગુસ્સાથી બોલી ઉઠયો–"હવે આનો છેડો ક્યારે આવશે ?"

વડી જોગણુ કડવાસથી બોલી–" મારે હવે થોડુંજ કહેવું છે. અરે લડવૈયા, જે સોનું તું તારી સાથે લાવ્યો છે તે પાછું લઈ જા. અમે તેની ઉપર થુંકતી પણ નથી. એની ઉપર અપવિત્ર લોહી વળગેલું હોય એમ જાણી અમે તેનાથી દૂર રહેવા માગીએ છીએ. "

પ્રતાપસિંહ ગુસ્સાથી રાતો બની જઈ બોલ્યો–" આ કેવું અપમાન ? "

વડી જોગણુ તેને ક્રોધમાં જોઇ બોલી–" શાંત થા, તારૂં વચન તું યાદ કર."

સુંદરી કાલાવાલા કરી તે યોદ્ધાના ચહેરા તરફ જોઇને બોલી–" થોડીવાર શાંત થાઓ હવે બધું કાર્ય પૂરૂં થવા આવ્યું છે. "

પ્રતાપસિંહ બોલ્યો–" તું ધીરજ રાખ. હું કોઇને કાંઇ પણ ઇજા કરનાર નથી." આમ બોલી તે ક્રિયાને ધિક્કારતો હોય તેમ તેણે પોતાનું મોઢુ ફેરવ્યું.

સુંદરી બોલી–"હજી તમારે કાંઇ કહેવું છે ? "

જોગણુ બોલી–"તારા સોનાને અમે હાથ લગાડનાર નથી. કંગાલ છોકરી, માયા અથવા સુંદરી અથવા ગમે તે નામે તું ઓળખા, પણ ઈશ્વરનો કોપ તારી ઉપર ઉતરશેજ. મારા ગરીબના હાથમાં તે સત્તા નથી, પણ ઈશ્વર તને છોડનાર નથી. અરે માયા–સુંદરતાની દેવી–તું ધ્રુજજે. તારા માટેની શિક્ષા તો

"મહાકાળીની મૂર્ત્તિનો ભોગ છે !" જે ખૂણામાં પેલો ઉંચો જોગી સંતાઇ રહ્યો હતો ત્યાંથી અવાજ આવ્યો અને તે કુદીને જ્યાં સુંદરી ઉભી હતી ત્યાં આવી ઉભો. તેને જોતાંજ સુંદરી એક ચીસ પાડી બેશુદ્ધ થઈ પડી. ત્યાં બળતી બતીઓ બધી બુઝાઈ ગઇ અને તદ્દન અંધારૂં થઈ રહ્યું. રામસિંહ પોતાની છુપાવાની જગાએથી સુંદરીને બચાવવા દોડયો.

## પ્રકરણ ૮ મું.

### સુંદરતાની દેવી.

સુંદરી ચીસ પાડી બેશુદ્ધ થઈ ગઇ તે વખતેજ રામસિંહ સમજ્યો કે, કાંઇ પણ જોખમ જેવું છે ખરૂં. તે તે તરફ દોડયો. જોગી જોગણો નાસવા લાગ્યાં. તેમને ધક્કા મારતો જ્યાં સુંદરી પડી હતી ત્યાં તે ગયો. ત્યાં તેને એક માણસનો ધકકો લાગ્યો. ધકકો લાગતાંજ તે માણસ નીચે પડી ગયો. તેજ વખતે રામસિંહના હાથ કોઈના લાંબા સુંવાળા બાલને લાગ્યા. હવેજ રામસિંહે વિચાર્યું કે, પેલો માણસ બેશુદ્ધ થયેલી સુંદરીને ઉંચકી જતો હતો. રામસિંહે સુંદરીને પેલાના હાથમાંથી છોડવી લીધી. પેલા માણસે પણ ખંજર કાઢી રામસિંહને જોરથી માર્યું, પણ રામસિંહના સારા ભાગ્યે તેને લાગવાને બદલે તેના કમરબંધને લાગ્યું અને તેથી તે ભાંગી ગયું. રામસિંહે ક્રોધમાં ને ક્રોધમાં તે કોણ છે તે જોયા વગર પોતાના સામેવળીઆને એક મુકકો એટલા તો જોરથી માર્યો કે, તે કાંઇ પણ અવાજ કર્યા વગર પાછો ભોંય ઉપર ગબડી પડયો. તે મૂઓ છે કે જીવતો તે વિષે તપાસ કર્યા વગર બેશુદ્ધ સુંદરીને લઈને તે બહાર નીકળ્યો. રામસિંહને વિચાર આવ્યો કે, આ બેશુદ્ધ થયેલી કુમારિકાને ઉંચકી જવાનો વિચાર પેલા એકલા માણસનો નહિ પણ ત્યાં મળેલા બધા જોગી જોગણોનો હોવો જોઇએ. તેઓ બહાર રસ્તો રોકી ઉભા હશે. ગમે તેવે જીવને જોખમે પણ સુંદરીને બચાવી લઇ જવા તેણે ઠરાવ કર્યો. ડાબા હાથમાં સુંદરીને પકડી જમણે હાથે તેણે પોતાની તલવાર કાઢી, પછી બહારનો દરવાજો ઉઘાડયો. ત્યાં પેલાં જોગી જોગણો કોઇના આવવાની રાહ જોતાં ઉભાં હતાં. પોતાના માણસને બદલે કોઈ અજાણ્યા મણુસને બહાર નીકળતો જોઈ તેઓ બોલી ઉઠયાં–"દગો દગો !" આમ બોલતાંની સાથે જેને જેમ ફાવ્યું તેમ તેઓ નાસવા લાગ્યાં. તેમની પૂઠે ન જતાં રામસિંહે છાવણી તરફનો રસ્તો લીધો. થોડોવારમાંજ સુંદરી પાછી શુદ્ધિમાં આવી. આ બધો બનાવ સ્વપ્નમાં બનેલો હોય એમ તે ધારતી હતી પણ રામસિંહને પોતાની પાસે જોઇ

તે બનાવનું ખરાપણું તે જાણી ગઇ. આ વખતે સુંદરીને બરાબર જોવાની તક રામસિંહને મળી. કાળરાત્રી અને તેનામાં દરેક વાતે મળતાપણું હતું. ફેર માત્ર શરીરના રંગનો હતો. બેઉની આંખોમાં તેજ પણ એકજ જાતનું હતું અને બેઉનો રંગ એકસરખો હોત તો ઓળખાવી બહુ મુશ્કેલ પડત. રામસિંહે આટલો વખત તેને પોતાના હાથનો ટેકો આપ્યો હતો. બરાબર શુદ્ધિમાં આવી રામસિંહ તરફ તે જોવા લાગી ત્યારે રામસિંહ બોલ્યો—"ડરતાં ના, હું મિત્ર છું."

ધીમેથી તેના હાથનો ટેકો મૂકી દઈ તે બોલી—"તમારો હું ઉપકાર માનું છું. તમે કોણ છો તે હું જાણું છું.—"

રામસિંહે આશ્ચર્ય પામીને કહ્યું—"તમે મને ઓળખોછો?"

મંદહાસ્યથી સુંદરીએ ઉત્તર વાળ્યો—"હા, તમે સરદાર રામસિંહ છો. મેં તમને છાવણીમાં સરદાર બહાદૂર તથા કાળરાત્રી સાથે જોયા હતા પણ તે વખતે તમે મને જોઇ શકયા ન હતા."

રામસિંહે માયાથી પૂછ્યું—"કાળરાત્રી કોણ છે? તમે પોતે કોણછો?"

સુંદરીએ જવાબ દીધો—"હું કાળરાત્રીની બહેન થાઉં છું."

રામસિંહ બોલ્યો—"મેં પણ તેમજ ધાર્યું હતું. રાત અને દિવસ બેઉ જુદાં છે પણ એકજ વખતે વખતમાંથી જન્મ્યાં છે, તેમ તમે પણ બેઉ બહેનો લાગોછો અને બે જોડકાની બહેનો જણાઓછો."

સુંદરીએ ધીમે સાદે કહ્યું—"હા, અમે જોડ બહેનો છીએ. સરદાર સાહેબ, મને કહો કે કયા ભયમાંથી તમે મને બચાવી? હું અહીં કેમ આવી?"

રામસિંહે કહ્યું—"ખરૂં કહેતાં તો મંદિરમાં પેલી ક્રિયા થતી હતી તે વખતે હું હાજર હતો."

સુંદરીએ અધીરાઈથી પૂછ્યું—"પણ ત્યાં તમે આવી કેમ શકયા?"

રામસિંહે કહ્યું—"હું સાચુંજ બોલીશ; મને ઉંઘ ન આવવાથી હું ફરવા નીકળ્યો. દીવાના અજવાળા અને ગાયનથી હું આ મંદિર તરફ આવી ચઢયો. ત્યાં કેટલાક જોગી જોગણો હતાં. હું અજાણ્યો હતો તેથી તેમની નજરે ન પડતાં એક અંધારા ખુણામાં સંતાઈ રહ્યો અને—"

સુંદરીએ અધીરાઈથી પૂછ્યું—"ત્યાંથી તમે શું બધું જોયું? તેનું પરિણામ કેવું આવ્યું? તમે મને અહીં કેમ લાવ્યા?"

રામસિંહે કહ્યું—"તે હું તમને કહુંછું. જે વખતે તમે બેશુદ્ધ થઈ પડયાં, તે વખતે દીવા એકદમ ઓલવાઈ ગયા અને હું મારા અંધારા ખુણામાંથી તમને ઉંચકી લેવા દોડયો, ત્યાં તો અંધારામાં એક માણસ તમને ઉંચકી

જતો મને મળ્યો. તમારા બાલ મારા હાથને લાગતાં મેં તેના હાથમાંથી તમને લઈ લીધાં એટલે પેલા માણુસે મને પોતાના ખંજરથી મારી નાંખવા ધાર્યું પણ ઈશ્વર કૃપાએ હું બચી ગયો. મેં તેને એક મુક્કો માર્યો અને તેથી તે જમીન ઉપર પડી ગયો. હું તમને લઇને-”

સુંદરીએ આતુરતાથી પૂછ્યું-“ તમારી બહાદૂરીથી જે માણુસના હાથમાંથી તમે મને બચાવી તે માણુસ તમારા મારથી મરી ગયો ? ”

સરદારે જવાબ દીધો-“ તે વિષે હું કાંઈ કહી શકતો નથી. તે વખતે તદ્દન અંધારૂં ઘોર હતું અને હું તે વિષે તપાસ કરવા-”

સુંદરી વચ્ચે બોલી ઉઠી-“ મારા ફક્ત એકજ સવાલનો જવાબ આપો. જે માણુસ મને ઉંચકી લઈ જતો હતો તે ઉંચો, પાતળો અને પેલા ભયંકર શબ્દો બોલનાર-”

આટલા શબ્દો બોલતાં સુંદરી ધ્રુજવા લાગી. તે જોઈ રામસિંહ બોલ્યો-“ તમે ધ્રુજો છો શા માટે ? તમને કોનો બીક છે ? ”

થોડી શાંત પડતાં તે બોલી-“ મને કાંઈ નથી. પણ પેલા ઉંચા જોગી વિષે મેં તમને પૂછ્યું તે તેજ હતો કે નહિ ? ”

રામસિંહે જવાબ વાળ્યો-“ તે વિષે હું કાંઈ કળી શકતો નથી. અંધારા અને ઉતાવળને લીધે હું કાંઈ-”

પણ મંદિરમાં બનેલો બનાવ રામસિંહના મગજમાં રમી રહ્યો હતો. તે સાથે વળી કાળા કિલ્લાનો પેલો ભોંયરાવાળો ભાગ યાદ આવ્યો. તેથી તે બોલ્યો-“ પણ પેલો જોગી જે ભયભીત શબ્દો બોલ્યો તે ? સુંદર કુમારિકા, મને તમે “ મહાકાળીની મૂર્ત્તિનો ભોગ ” એનો અર્થ નહિ કહો ? ”

ભયની વખતે એક ભાઇને બહેન અને પિતાને પુત્રી વળગી પડે તેમ રામસિંહને વળગી પડતાં સુંદરી બોલી-“ ચુપ ચુપ ! ઇશ્વરને માટે ફરીથી એ શબ્દો ન બોલતા ! ”

સરદાર બોલ્યો-“ બહેન, જે શબ્દથી તમને દુઃખ થાય તે શબ્દો હું બીજી વખત બોલનાર નથી. વળી તમારે એટલી તો ખાત્રી રાખવી કે, જ્યાં સુધી હું તમારી પાસે છું ત્યાંસુધી તમારા એક બાલને પણ ઈજા થનાર નથી. ”

સુંદરી બોલી-“ અરે બહાદૂર રજપૂત, તમે મારી તરફ માયા દેખાડો છો તેથી હું તમારો શી રીતે આભાર માનું તે મને સુજતું નથી. એક ભાઇ જેવું તમારાં ઉપર મને હેત ઉત્પન્ન થાય છે. અરે ! એક વાત તો હું તમને પૂછવીજ ભૂલી ગઈ ! બહાદૂર પ્રતાપસિંહ ક્યાં છે ? ”

રામસિંહ જે બેઠો હતો તે ઉભો થતાં બોલ્યો-“ અરે ! ખરેખર, હું

પણ તેને સાવ ભૂલીજ ગયો ! સુંદર કુમારિકા, તમારી સંગતમાં ગમે એવો માણસ પણ બીજી વાતો ભૂલી જાય. મને ધાસ્તી લાગેછે કે, બહાદૂર પ્રતાપસિંહને તે લોકોએ કાંઈ નુકસાન કર્યું–"

ગાભરી બની જઇ સુંદરી બોલી–" રામસિંહ, રામસિંહ, ચાલો આપણે તેને બચાવીએ ! આપણે પાછાં મંદિર તરફ જઇએ–"

રામસિંહ બોલ્યો–" પ્રથમ હું તમને છાવણીમાં સહીસલામાત મૂકી પછી સીપાઇઓને લઈ જાઉં અને–"

કાલાવાલા કરતી સુંદરી બોલી–" રામસિંહ, સરદાર રામસિંહ, તમે મારૂં કહ્યું માનો ! સીપાઇઓને આ વાત કહેવાની જરૂર નથી. મારી સાથે ચાલો. મારે વિષે તમે ધાસ્તી ન રાખો. મારા હાથ જોકે નબળા છે તો પણ તમારા બળવાન હાથને કાંઈક મદદ કરી શકશે. હું પણ હથિયાર રાખુંછું ! "

એમ કહેતાંની સાથે સુંદરીએ પોતાની કમરમાંથી એક કટારી ખેંચી કાઢી. તે જોઈ રામસિંહ બોલ્યો–" ખરેખર તું રજપૂતની પુત્રી છે. ખરી રજપૂતાણી સિવાય બીજાથી આવા શબ્દો ન બોલાય, ચાલ, બહેન ચાલ, હું તારી સાથે આવુંછું "

આમ કહેતાંની સાથે તે પોતાની તલવાર મ્યાનમાંથી છૂટી કરીને તેની સાથે મંદિર તરફ ચાલ્યો.

## પ્રકરણ ૯ મું.

### એક વચન.

થોડીવારમાં બહાદુર રામસિંહ અને સુંદરતાની દેવી પેલા મંદિર આગળ આવી પહોંચ્યાં. બંધ દરવાજો ધીમેથી ઉઘાડી રામસિંહે કાન રાખી સાંભળવા માંડયું કે, અંદર કોઈ માણસો છે કે નહિ ? પણ ત્યાં તો બધું શાંત હતું તેથી સુંદરીને લઇને તે અંધારામાં દાખલ થયો. જે ઠેકાણે પ્રતાપસિંહ ઉભો હતો તે ઠેકાણે રામસિંહ ધીમે ધીમે પગ મૂકતો ગયો. ત્યાં કોઈ મનુષ્યનું શરીર તેના પગને લાગ્યું. રામસિંહ નીચે નમી તે શરીર તપાસવા લાગ્યો તો ગંજાવર કદ જોઈ તેની ખાત્રી થઈ કે તેજ પ્રતાપસિંહ હતો. તેનાં હથિયારો પણ ત્યાંજ પડયાં હતાં. રામસિંહ તરતજ બોલી ઉઠયો " આ પ્રતાપસિંહજ છે, એનું માથું થંડુ પડી ગયું છે, પણ હજી જીવ હોય એવા ચિહ્નો જણાય છે. એના નાકમાંથી ગરમ શ્વાસ આવે છે. જો એક દીવો હોય તો–"

સુંદરી બોલી–" જરા સબૂર કરો, હુ હમણાજ આવુંછું. " અંધારામાં

તેનાં જતાં પગલાં સંભળાયાં. થોડીવારમાંજ દીવાનો પ્રકાશ પડયો અને સુંદરી હાથમાં દીવો લઇ ત્યાં દાખલ થઈ.

દીવાનો પ્રકાશ પ્રતાપસિંહના મોઢા ઉપર નાંખતો રામસિંહ બોલ્યો–"પ્રતાપસિંહ શુદ્ધિમાં આવતો જાય છે, પણ જેના હાથમાંથી મેં તને છોડવી તે અત્રે દેખાતો નથી."

સુંદરી બોલી–"તે નજ હોવો જોઇએ. જો તે જીવતો હશે તો શુદ્ધિમાં આવતાંજ અત્રેથી નાશી ગયો હશે અને જો મરી ગયો હશે તો તેના મળતી· આઓ તેને લઈ ગયા હશે.'

એટલામાં પ્રતાપસિંહને વધારે શુદ્ધિમાં આવતો જોઈ રામસિંહ બોલ્યો "જુઓ, જુઓ, સરદાર હાલે છે!"

સુંદરી પ્રતાપસિંહનું માથું પોતાના ખોળામાં લઈને બેઠી હતી તેણે કહ્યું–"જુઓ, આ કેવો જખમ એના કપાળ ઉપર થયો છે? જો એ મરી જશે તો પછી મારૂં જીવતર ધૂળ મળી જશે. મારી ભૂલથી–મારી હઠથી એ અહીં આવ્યો–"

રામસિંહ બોલ્યો–"શા માટે તમે દલગીર થાઓ છો? બહાદુર પ્રતાપસિંહ જીવશેજ!"

આમ બોલી રામસિંહ ઉભો થયો અને પ્રતાપસિંહને પોતાના ખભા ઉપર ઉચકી લઈ બહાર નીકળ્યો. પ્રતાપસિંહનું કદ મોટું હતું તેથી તે વજનદાર હતો પણ રામસિંહે તેને વગર મહેનતે ઉચકી લીધો. પછી તેના જોર વિષે સુંદરી અજાયબ થતી તેની પાછળ ચાલી. નાળા પાસે આવી તેને ઘાસ ઉપર સુવરાવી રામસિંહે તેનાં કપડાં કાઢયાં અને સુંદરીએ તેના મોઢા ઉપર પાણી છાંટયું. તેણે ધીમે ધીમે આંખો ઉઘાડી. રામસિંહ અને સુંદરીને જોઇને તે નાખુશ ન થયો. થોડીવારમાંજ તે ઉઠીને બેઠો થયો. તેને બરાબર શુદ્ધિમાં આવેલો જોઈ સુંદરી બોલી–"મારી પોતાની જીંદગી માટે આપણા આ બહાદુર મહેમાનની હું અત્યંત આભારી છું. તમારા આશ્રયમાંથી જે લોકો મને લઈ જતા હતા તેમના હાથમાંથી એણે મને છોડવી છે." આટલું બોલતાની સાથે તે ધ્રુજવા લાગી.

પ્રતાપસિંહ બોલ્યો–"સુંદરી, તું શા માટે બીહે છે તે હું જાણું છું, પણ એટલી તો ખાત્રી રાખજે કે, જો તેઓ તારા એક પણ બાલને ઈજા કરશે તો આખા દેશમાં હું ખુનામરકી ચલાવીશ. એટલુંજ નહિ પણ ધર્મને નામે એ લોકો જે કાંઈ ઢોંગ ચલાવે છે તે બધાનો એકદમ નાશ કરીશ" થોડીવાર વિચાર કર્યા પછી તે બોલ્યો–"સરદાર રામસિંહ, તમારા આજ રાતના કામ માટે હું

તમારો ખરા દીલથી ઉપકાર માનુંછું; આટલી રાતે તમે અત્રે ક્યાંથી ?"

રામસિંહે તેને બધી વાત કહી સંભળાવી. આ સાંભળી તે સંતોષ પામીને બોલ્યો—"આ બાઇને તેના શત્રુઓના હાથમાંથી છોડવી તમે મોટો ઉપકાર કીધો છે. તેમ હું પણ તમારા આભારમાં છું. આ છોકરી પણ મને કાળરાત્રીના જેવીજ વહાલી છે. ભાઇ! મારી ઉપર એક બીજી મહેરબાની તમે કરશો ?"

રામસિંહ બોલ્યો—" બોલો સરદાર."

પ્રતાપસિંહ ગંભીરાઈથી બોલ્યો—"મારી ઉપર કૃપા કરી આજના બનાવ વિષે કોઈને પણ કહેવું નહિ. હું જાણુંછું કે, તમે એક માનવંત ઉમરાવ અને ખરા રજપૂત છો, અને તેથીજ આજના બનાવને સ્વપ્નવત સમજશો. તમારે મોઢે આજની વાત કોઇને પણ જણાવશો નહિ. બોલો, તમે કબૂલ થઓછો."

રામસિંહ પોતાની તલવાર ઉંચી કરીને બોલ્યો—" સરદાર, આ મારી તલવારના સોગન ખાઇને હું કહુંછું કે, આજની વાત વિષે જાણે હું જાણતો નથી એમ ચાલીશ."

પ્રતાપસિંહ બોલ્યો—" આપણે હવે છાવણીમાં જઇએ."

સુંદરી—" સરદાર રામસિંહજી, હવે હું રજા લઉંછું."

રામસિંહ બોલ્યો—"પણ કાલ સવારના હું છાવણી છોડી જાઉં તે પહેલાં તમને મળી શકીશ એવી હું આશા રાખુંછું."

સુંદરી બોલી—" તે નહિ બને, હું તદ્દન એકાંતવાસમાં રહુંછું."

રામસિંહ બોલ્યો—" ઠીક ત્યારે, જેવી તમારી મરજી."

આસપાસ જોતી સુંદરી બોલી—" તમે મને મળવા માગોછો ?"

રામસિંહે ધીમે સ્વરે કહ્યું—" હા."

સુંદરી ઉતાવળથી બોલી—" તમારો વિચાર રાયપુર જવાનો છે ત્યાંજ આજથી પાંચમે દિવસે શહેરના દક્ષિણ તરફના કિલ્લાની બહાર તમને સાંજના મળીશ."

આમ કહી તે પોતાને રસ્તે ચાલી. પ્રતાપસિંહ જે ધીમે પગલે ચાલતો હતો તેને રામસિંહ મળ્યો. પછી તેમના તંબુ આવવાથી તેઓ છૂટા પડયા.



## પ્રકરણ ૧૦ મું.



### કાળરાત્રી.

પ્રતાપસિંહની છાવણીમાં જમવાનું તૈયાર થયું છે. સુંદર કાળરાત્રી પોતાના તંબુમાંથી બહાર આવી સરદાર બહાદુરને નમીને તેની પાસે બેઠી.

રામસિંહ તેને જોઇને રાતવાળી સુંદરી સાથે તેની સરખામણી કરવા લાગ્યો. તે દરેક રીતે તેને મળતી હતી. તેજ ચહેરાનો ઘાટ, તેજ નાક, તેજ આંખો ફક્ત શરીર અને બાલનો રંગ જુદો હતો. બાકી દરેક રીતે તેઓ એક બીજાની છબી હતી એમ કહીએ તો ચાલે. રામસિંહને તો ફક્ત આટલાજ વિચારો આવવા લાગ્યા. કાળરાત્રીની બાજુમાં તેની બે દાસીઓ બેઠી હતી. તેઓ બેઉ બહેનો હતી. તેમનું રૂપ અતિશય સુંદર હતું. કાળરાત્રી તેમને પોતાના નોકર કરતાં સખીના ભાવથી વધારે જોતી હતી. તેમની વય ચૌદ અને પંદરની હતી. વડીનું નામ માનકુંવર અને બીજીનું નામ રૂપાળી હતું. રામસિંહના બેઉ નોકરો આ બેઉ જણીઓ તરફ એકી નજરે જોઈ રહેતા હતા, પણ જ્યારે એક બીજાની આંખો એકઠી થઇ જતી ત્યારે શરમાઇ જતા. માનકુંવર અને રૂપાળીનું પણ તેમજ હતું. તેઓ બેઉ જણીઓ આ જુવાનો તરફ આડી આંખે જોતી હતી પણ આંખો સાથે આંખો મળતાં શરમથી બીજી બાજુ જોવા મંડી જતી.

સરદાર પ્રતાપસિંહ રાતના બનેલા બનાવ પછી રામસિંહની તરફ વધારે માનથી જોવા લાગ્યો.

જમી રહ્યા પછી પ્રતાપસિંહ બોલ્યો–" સરદાર રામસિંહ, હું આશા રાખું છું કે, મારી છાવણીમાં તમે થોડા દિવસ રહીને મને માન આપશો. "

રામસિંહે ઉત્તર દીધો–" તમારી પરોણાગત હું ઘણી ખુશીથી સ્વીકારત પણ મારે રાયપુર તરફ જવાની ઉતાવળ છે તેથી હાલ તો માફ કરો. "

કાળરાત્રીની મોહિની એવી હતી કે તેની સંગત છોડવાને કોઈપણ ખુશી ન થાય પણ જ્યાં જરૂરનીજ વાત હતી એટલે તેને ગયા વગર છૂટકોજ ન હતો. તેનો વિચાર પ્રતાપસિંહ સાથે કાંઈ ખાનગી વાત કરવાનો હતો. આ વિચાર પામી જઈ કાળરાત્રી ત્યાંથી ઉઠીને જવા લાગી. તેને જતી જોઈ પ્રતાપસિંહે પાછી બોલાવી. તે જાણતો હતો કે, કાળરાત્રી ઉપર આ સરદાર મોહિત છે. તે જો સમજાવશે તો સમજીને આ સરદાર અત્રે રહેશે. કાળરાત્રી પ્રતાપસિંહનો અવાજ સાંભળી ઉભી રહી. પ્રતાપસિંહે હસીને કહ્યું–" બહેન, આ સરદાર જો આપણી સાથે થોડો વખત વધારે રહેશે તો આપણી બધી રીતભાતથી જાણીતા થશે. મેં એમને રહેવાનું કહ્યું, પણ તે કબુલ કરતા નથી. જો તમે સમજાવશો તો કદાચ માનશે ખરા. "

આ સાંભળી રામસિંહ સામે કટાક્ષથી જોતી કાળરાત્રી બોલી–"રામસિંહજી, જો તમે થોડો વખત અમારી સાથે રહેશો તો અમારી ઉપર અતિ ઉપકાર થશે. " આ કુમારિકાનું જોવું એવું તો મનને લલચાવનારૂં હતું કે, ગમે તેવો માણસ લલચાઇ ગયા વગર રહેજ નહિ પણ રામસિંહે મનને મારીને

ઉત્તર દીધો—" તમને ના પાડવાને હું ઘણો દલગીર છું પણ હાલ તો મારાથી તેમ બને એમ નથી."

કાળરાત્રી બોલી—'ત્યારે તો નાઇલાજ છીએ. બીજી વખતે જે ઠેકાણે અમારી છાવણી હશે તે ઠેકાણે આવવાની તો કૃપા કરશો ?"

રામસિંહ બોલ્યો—" ઘણી ખુશીની સાથે તમારા આજના તેડાને માન આપીને હું આવીશ."

કાળરાત્રી બોલી—"ત્યારે તો અમે ઘણાં ખુશી થઈશું." આટલું કહેતાની સાથે તે પોતાની બેઉ સખીઓ સાથે ત્યાંથી ચાલી નીકળી રામસિંહે પોતાના બેઉ ચાકરોને ઇસારત કીધી તેથી તેઓ પણ ત્યાંથી બહાર નીકળ્યા. જ્યારે બેઉ જણા એકલા રહ્યા ત્યારે પ્રતાપસિંહ બોલ્યો—" હવે તમારે બોલવું હોય તે બોલો. હું સાંભળવાને તૈયાર છું."

રામસિંહે કહ્યું—"તમે જાણો તો છો કે, માળવા દેશના રાજાની નોકરીમાં હું છું. તેને માટે હું આ દેશમાં આવ્યો છું. આ દેશના ઠાકોરો અને સરદારોની એક મંડળી થોડા વખતમાં રાયપુરમાં ભરાશે. આ સભામાં આવવાનું તેડું અમારા રાજાને કરવામાં આવ્યું છે. મહારાજ શુરસિંહે પોતાના વિશ્વાસુ તરીકે મને મોકલ્યો છે. મારા દેશમાંથી નીકળતી વખતે એ વિષે તમારી સાથે વાત કરવાને મને કહેવામાં આવ્યું છે."

પ્રતાપસિંહે પૂછ્યું—" કયી બાબત સર ?"

રામસિંહે ઉત્તર દીધો—" આ દેશની હાલત વિષે વાકેફ થવા."

પ્રતાપસિંહ બોલ્યો—" સરદાર, તમે કદાચ જાણતા તો હશો કે, મારે આ દેશ માત્ર હાથ કરવાની મતલબ નથી પણ તે સાથે પરદેશીઓના હુમલાથી તેને બચાવવાની પણ છે."

રામસિંહ બોલ્યો—" અમારો વિચાર તમારી સામે થવાનો નથી."

પ્રતાપસિંહ બોલ્યો—" તમારી આવી ખાત્રી માટે હું તમારો ઉપકાર માનુંછું; પણ આ રાજવંશી મંડળ શું કરવા ધારે છે તે વિષે તમે કાંઇ જાણો છો ?"

રામસિંહે જવાબ આપ્યો—" હું તે નથી જાણતો પણ આજથી સાતમે દિવસે એ મંડળી ભરાવાની છે તે વખતે ત્યાં માલમ પડશે."

પ્રતાપસિંહે પૂછ્યું—"તમારી ખાત્રી છે કે, તેજ રાતના મંડળી ભરાશે ?"

રામસિંહ બોલ્યો—" હા."

પ્રતાપસિંહે હાથ પછાડીને કહ્યું—" ત્યારે તો હું ત્યાં જરૂર આવીશ !"

રામસિંહે પૂછ્યું—" એક શત્રુ કે મિત્ર તરીકે ?"

૫

સરદાર બહાદૂર બોલ્યો—" તમે શું ધારો છો ? "

રામસિંહે કહ્યું—" તમારા દેખાવ ઉપરથી જણાય છે કે, તમે શત્રુ તરીકે આવવા માગોછો, પણ બહાદૂર પ્રતાપસિંહ, એટલી તો તમારે ખાત્રી રાખવી કે, જો તમે ભયમાં આવી પડશો તો હું તમનેજ મદદ કરીશ."

પ્રતાપસિંહ બોલ્યો—" હું જાણું છું કે, તમે ઉદાર અને બહાદૂર છો. તમારી સાથે ઓળખાણ થયાથી હું ખુશી છું. પ્રથમ મારા વિચાર માળવા દેશ વિષે જુદાજ હતા, પણ આપણી થોડા વખતની મુલાકાતથી તે બદલાઇ ગયા છે. તમારા દેશ વિષે હવે મને સારોજ વિચાર છે. આપણે એક બીજાને સારી રીતે મદદ કરી શકીશું. સરદાર રામસિંહ મારી મિત્રાચારીના બદલામાં આ વીંટી લ્યો." આમ બોલી પ્રતાપસિંહે પોતાની આંગળીએથી ઉતારીને કીમતી વીંટી રામસિંહ તરફ ધરી.

રામસિંહે પોતાની આંગળીએથી તેટલીજ કીંમતી વીંટી ઉતારતાં કહ્યું—" તેને બદલે જો આ વીંટી કબૂલ કરશો તો હું તમારી વીંટી લઇશ."

પ્રતાપસિંહ વીંટી અદલબદલ કરતાં બોલ્યો—"ઘણી ખુશીની સાથે. તમે આ પારકા દેશમાં મુસાફરી કરોછો તે આ લડાઇને વખતે ઘણું જોખમ ભરેલું છે. ઇશ્વર તમને સઘળા ભયમાંથી દૂર રાખો એવી મારી પ્રાર્થના છે. વળી એક પળ પછી શું થવાનું છે તે મનુષ્ય પ્રાણી જાણતું નથી. જો તમારી ઉપર કાંઈ ભય આવી પડે અને શત્રુઓ તમને ઘેરી લે તો તે વખતે આ વીંટી તમને એક તલેશમાત જેવી થઇ પડશે."

રામસિંહે આતુરતાથી પૂછ્યું—" એનો ઉપયોગ શી રીતે કરવો ? "

પ્રતાપસિંહ બોલ્યો—" તમારી જીંદગી જોખમમાં આવી પડે, તમને શત્રુઓ પકડી જવા માગે અથવા એવું બીજું કાંઈ થાય તે વખતે માત્ર આ વીંટી બતાવજો. જે તમારા જોરથી તમે નહિ મેળવી શકો તે આ વીંટીના જોરથી તમે મેળવી શકશો."

રામસિંહે તેનો ઉપકાર માનતાં કહ્યું—" સરદાર બહાદુર, તમારૂં કહેવું હુ સમજ્યો છું. મારે માટે તમારી આટલી બધી કાળજી છે તે જોઈ હું તમારો ઉપકાર માનુંછું. હવે મને જવાની રજા આપો."

પ્રતાપસિંહ બોલ્યો—" હું જાણુંછું કે, તમને મોડું થાય છે તેથી હાલ તો તમને વધારે વાર રોકતો નથી. આપણે બીજી વખત મળીશું. મારી છાવણીની હદ સૂધી હું તમને મૂકવા આવીશ તમારા ઘોડાઓ તૈયાર હશે.'

બેઉ જણા તંબુમાંથી બહાર નીકળ્યા. કાળરાત્રી અને તેની બેઉ સહિયરો એક ઝાડ નીચે બેઠી હતી. બળભદ્ર અને માનસિંહ તેમની સાથે વાતો કરતા

હતા. રામસિંહ કાળરાત્રીની પાસે ગયો. કાળરાત્રી કાંઇ ઉંડા વિચારમાં હોય એવું તેને જણાયું, પણ રામસિંહને પાસે આવતો જોઈ તે વિચારમાંથી જાગી ઉઠી. રામસિંહ બોલ્યો—" કુમારી, હું રજા લઉંછું."

કાળરાત્રી બોલી ઉઠી—" શું ત્યારે તમે અમને તજી જશોજ ? સરદાર બહાદુર તમને છાવણીની હદ સૂધી મૂકવા આવે છે નહિ વારૂ ?"

રામસિંહે જવાબ વાળ્યો—" હા. તેમ છે ખરૂં."

કાળરાત્રી બોલી—" ત્યારે તો હું પણ ત્યાં સુધી તમારી સાથે આવીશ." રામસિંહ એ સાંભળી આનંદ પામ્યો. જ્યાં પ્રતાપસિંહ ઉભો હતો ત્યાં તેઓ આવ્યા. પ્રતાપસિંહ બોલ્યો—" રામસિંહ, કાળરાત્રી તમને રસ્તો બતાવશે. મારે ચોક્કસ હુકમો આપવા છે તે આપીને હું તમને આવી મળુંછું."

કાળરાત્રી બોલી—" અમે સીધે રસ્તે જઇશું."

આપણો રામસિંહ અને કાળરાત્રી તથા તેની બે સહિયરો અને રામસિંહના નોકરો આગળ ચાલ્યાં.

રામસિંહ ચાલતાં ચાલતાં બોલ્યો—" કુમારી, તમે નવાઇ જેવી જીંદગી ભોગવોછો."

કાળરાત્રીએ ઉત્તર દીધો—" હા, ખરેખર, અમે નવાઈ જેવીજ જીંદગી ભોગવીએ છીએ. મારા બચપણથી હું આવી જીંદગી ભોગવુંછું અને હું મરી જઇશ ત્યાં સુધી મારી જીંદગી એવીજ રહેશે."

રામસિંહે પૂછ્યું—" પણ તમે સુખી છો નહિ વારૂ ?"

કાળરાત્રી બોલી—"સરદાર સાહેબ, આ જગત્‌માં ખરેખર સુખી કોણછે?"

રામસિંહે કહ્યું—" કુમારી, તમે અસુખી છો એવું મને માલમ પડે તો હું કેટલો દુઃખી થાઉં તે તમે જાણોછો ?'

કાળરાત્રી બોલી—" મારે વિષેની તમારી મમતા માટે હું તમારો ઉપકાર માનું છું, પણ આટલા ટુંક વખતમાં તમને મારા તરફ આટલી મમતા કેમ ઉત્પન્ન થઇ ?"

રામસિંહ બોલ્યો—" તે તો ઈશ્વરને ખબર ! તમે એમ સમજોછો કે, આ છાવણી હું આનંદી દીલે છોડી જાઉં છું ? નહિ, નહિ !"

કાળરાત્રી બોલી—" તમારી આવી માયા માટે હું તમારી ઉપકારી છું."

રામસિંહ કાંઈક ચીરડાઇને બોલ્યો—" એક સાધારણ ઓળખાણવાળા માણસ માફક તમે મારી સાથે વરતોછો !"

કાળરાત્રી બોલી—" ત્યારે તમે શું મારા જેવી અજાણી-ભેદ ભરેલી સાથે મિત્રાચારીનો દાવો રાખવા માગોછો ?"

રામસિંહ બોલ્યો—"હા કાળરાત્રી, તેમજ છે. તમે ગમે તે હો પણ હું તમારી સાથે મિત્રાચારી રાખવા માગું છું. તમારે મને હવે પછી એક મિત્ર તરીકે બોલાવવો."

કાળરાત્રી થોડીવાર વિચારમાં પડી બોલી—"ઠીક છે ત્યારે હું તમને મારા મિત્ર તરીકે ગણીશ."

રામસિંહ આનંદ પામી બોલ્યો—"મને જે જોઇતું હતું તેજ મળ્યું છે. પણ હવે આપણે પાછાં કયારે મળીશું."

કાળરાત્રી બોલી—"આજથી છઠે દિવસે હું રાયપુર આવીશ અને રાતને વખતે તમને રાજબાગમાં મળીશ."

આ સાંભળતાં તે ચોંકયો. સુંદરીએ પણ તેને તેજ દિવસે અને તેજ શેહેરમાં મળવા કબૂલાત આપી હતી. સુંદરી તેને યાદ આવતાં તેના ચહેરા ઉપર શરમ ઉત્પન્ન થઇ, પણ તેજ વખતે પ્રતાપસિંહના ત્યાં આવી પહોંચવાથી રામસિંહ બધું ભૂલી ગયો. તેઓ બધા જ્યાં ઘોડા તૈયાર હતા ત્યાં આવી પહોંચ્યાં અને એક બીજાની રજા લઇ ત્રણે સ્વારો ચાલી નીકળ્યા.

## પ્રકરણ ૧૧ મું.

### વાતચીત.

રાયપુર મહેલમાં મોટા દરબાર જેવું મંડળ મળનાર હતું. મોટા મોટા રાજા અને ઠાકોરો ત્યાં આવનાર હતા. તેમના ઉતારા માટે મોટી મોટી ધર્મશાળાઓ અને મોટાં મકાનો તૈયાર કરવામાં આવ્યાં હતાં. રામસિંહે પણ પોતાને માટે પ્રથમથીજ એક મોટી ધર્મશાળામાં ઉતારાની ગોઠવણ કરાવી હતી. પ્રતાપસિંહની છાવણીમાંથી નીકળેલો બીજે દિને તે રાયપુર આવી પહોંચ્યો હતો. જમી કરી પરવાર્યા પછી રામસિંહના બેઉ નોકરો પોતાના માલેકની રજા મેળવી શહેર જોવા નીકળી પડયા રામસિંહનો વિચાર તેમને ત્યાંથી બહાર મોકલવાનોજ હતો કારણ તેને કેટલીક બાતમી મેળવવી હતી. તે પેલા ધર્મશાળાના રખેવાળથી મેળવાય એમ હતું તેથી તેણે થોડી વાર વીસામો લઈ તે રખેવાળને બોલાવી મંગાવ્યો. તે ઘણો ભલો માણસ હતો. તેની વય પચાશની લગભગ હતી, છતાં જુવાનીનું તેજ તેના ચહેરા ઉપર હજી ચમકતું; કેટલીક અહીં તહીંની વાતો કર્યા પછી રામસિંહે પૂછયું—"તમારી આ શહેરની સીમનો દેખાવ અમારા દેશને ઘણોજ મળતો આવે છે. ઝાડપાનથી તેનો દેખાવ રમણીય દેખાય છે. વળી અહીંથી થોડે દૂર ઝાડોની ઘટા વચ્ચે એક સફેદ

મહેલ દેખાયો તેથી તો હું ઘણોજ આનંદ પામ્યો."

રામસિંહ તે મહેલ વિષે વધારે પૂછ પરછ કરે તે પહેલાંજ પેલો રખેવાળ બોલી ઉઠયો—"એતો ઠકરાણી વીજકુંવરનો મહેલ છે. ઠાકોર ભુપતસિંહ તેને પરણી આવ્યા પછી થોડોજ વખત જીવ્યા હતા. એ ઠકરાણી ગરીબ માબાપને પેટે પેદા થયલી હતી, પણ તેના રૂપ ઉપર મોહિત થઈનેજ ઠાકોર તેને પરણ્યા હતા. વિધવા થયા પછી એ ઠકરાણીએ કુમારિકાઓ અને વિધવાઓને આશ્રય આપવામાં પોતાનો વખત કાઢયો. સેંકડો નાવારસ વિધવાઓને તેણે પાળી છે. એને માટે અમારો દેશ અભિમાન ધરાવે છે."

રામસિંહ—"મનુષ્ય જન્મનું સાર્થકજ એમાં છે. મેં એ બાઇનું નામ સાંભળ્યું છે. તેની સાથે મારે ઓળખાણુ કરવાની મરજી છે."

રખેવાળ—"પોતાની પંદર વર્ષની ઉંમરે તે વિધવા થઈ છે. તેના પતિના ત્રણ કિલ્લા હતા અને કેટલાંક મોટાં શહેરો તથા સેંકડો ગામડાં હતાં. તે અસંખ્ય દોલત મૂકી ગયો છે. શોકનો વખત પૂરો થયા પછી એ બાઈએ આ સફેદ મહેલ જે તમે જોયો તે બંધાવવા માંડયો; તે બે વર્ષે પૂરો થયો હતો. તે કાંઈ એ બાઇએ પોતાની મોટાઇ વાસ્તે બંધાવ્યો નથી."

રામસિંહ—"હું તો ધારૂં છું કે, પરોપકાર માટે તેણે બંધાવ્યો હશે.'

ધર્મશાળાનો રખેવાળ બોલ્યો—"તેમજ છે. ગરીબ અને નાવારસ બાળાઓ અને અનાથ વિધવાઓની કંગાલ સ્થિતિ જોઇ તેને મનમાં અત્યંત દયાની લાગણી ઉત્પન્ન થઈ અને તે માટેજ તેણે આ મહેલ બંધાવ્યો."

રામસિંહ (આતુરતાથી)—"ખરેખર, પૈસાદારોને એમ કરવું ઘટારતજ છે. તેની આવી ઉદારતા વિષે સાંભળતાં મનને આનંદ થાય છે. આગળ ચલાવો."

રખેવાળ—"બાર વરસ થયાં એ બાઇ સફેદ મહેલને વાપરે છે. તેમાં એકસો અનાથ વિધવા અને બાળાઓ આશ્રય મેળવે છે. તેમાંથી કોઈનું મરણુ થતાં તેની જગાએ બીજીને લાવવામાં આવે છે. તે સત્તા પણુ એ ઠકરાણીએ પોતેજ રાખી છે."

રામસિંહ—"તમારી વાત સાંભળી મારા મનમાં એમજ થાય છે કે, કયારે આ પરોપકારી અબળાની મુલાકાત લઉં!"

રખેવાળ—"સરદાર સાહેબ! તમારે ખાસ ધ્યાનમાં રાખવું કે, એ ઠકરાણીના હુકમ વગર કોઇથી પણુ અંદર જવાતું નથી, તેમજ એ ઠકરાણીને પણુ મળવું ઘણું મુશ્કેલ છે."

રામસિંહ—"એ ખરૂં છે. આટલી બધી સ્ત્રીઓ જે ઠેકાણે વસતી હોય

તે ઠેકાણે સંભાળ રાખવાની જરૂરજ છે. તમારૂં કહેવું પણ એવુંજ છેને કે, સારી આબરૂવાળા માણસોનેજ અંદર જવા હુકમ મળે છે.”

રખેવાળ–“ એમજ છે. જ્યાં એકલી સુંદર સ્ત્રીઓ રહેતી હોય ત્યાં એવી સાવધાનતા રાખવીજ જોઇએ. એ સ્ત્રીઓની ચાકરી માટે પણ સ્ત્રીઓજ રાખવામાં આવેલી છે.”

રામસિંહ–“ મારા જેવા માળવા દેશના એલચીને અંદર દાખલ કરવા તે આનાકાની કરશે કે ?”

રખેવાળ–“ કદિ નહિ ! તમને તે અતિશય માનથી દાખલ કરશે એવી મારી ખાત્રી છે. વળી તે પ્રતાપસિંહના મતથી વિરૂદ્ધ ચાલનાર છે.”

રામસિંહ–“ તમે પ્રતાપસિંહ વિષે તિરસ્કારથી બોલતા જણાઓ છો, પણ તે સાથે આપણે હાલ કાંઈ લેવા દેવા નથી.”

રખેવાળ ( વાત ઉડાવતાં )–“ તે હશે. હજી મારે વીજકુંવરની ઉદારતા વિષે ઘણું કહેવાનું છે.”

સરદાર–“ શું હજી તે વિષે કહેવાનું બાકી રહ્યું છે ?”

રખેવાળ–“ હજી તો મેં તમને તે સ્ત્રીની ઉદારતા અડધી પણ જણાવી નથી. રસ્તે આવતાં તમે એ સફેદ મહેલથી નજદીક અડધા ગાઉ ઉપર એક ડુંગરી કિલ્લો છે તે દીઠો ?’

રામસિંહ–“ હા, મેં તે જોયો હતો. તેની અસલી બાંધણી જોવાને હું થોડીવાર ઉભો પણ રહ્યો હતો. વારૂ તે કિલ્લા સાથે આ ઠકરાણીને શો સંબંધ?”

રખેવાળ–“ એ કિલ્લો એ ઠકરાણીનો પોતાનો છે. જેમ આ સફેદ મહેલમાં અનાથ સ્ત્રીઓ રહે છે તેમ આ કિલ્લામાં તેટલાજ અનાથ પુરુષોને આશ્રય મળે છે. તેમની ઉપર રખેવાળી કરનાર એક જોગી છે. વાર તહેવારે આ ઠકરાણી બે મહેલમાંનાં સ્ત્રી પુરુષોનો એકઠો મેળાવડો કરે છે, અને તે વખતે નિર્દોષ રમત ગમતો થાય છે. ઘણી વખત સ્ત્રી પુરુષનું મન મળી જતાં તેમનાં લગ્ન કરી આપવા પણ તે આનાકાની કરતી નથી.”

રામસિંહ–“ તમારી વાત ઉપરથી જણાય છે કે, આવી સ્ત્રી કોઇ પણ થઈ નથી અને થવાની પણ નથી. આવી ઉદારતા મેં કોઇની પણ સાંભળી નથી.”

રખેવાળ–“ તે ખરૂં છે. જ્યારે તેણે પહેલ વહેલી પોતાની ઉદારતા બતાવવા માંડી ત્યારે આખું શહેર તેની સ્તુતિ કરવા લાગ્યું હતું. કેટલાક લોકો તે તેની આ યુક્તિમાં નિષ્ફળ જશે એમ પણ ધારતા હતા. આ બેઉ મહેલ જેવા કિલ્લામાંનું પરમાર્થી કામ શરૂ થયું તે વખતે અપશુકનો થયા

હતા છતાં પણ આ ઠકરાણીએ પોતાની મહેનત ખંતથી ચાલુ રાખી અને કેટલાક મનુષ્યોને સુખ આપ્યું."

રામસિંહ (આશ્ચર્ય પામી)—"તમે અપશુકન વિષે કહોછો તે શું છે!"

રખેવાળ (ગંભીર સ્વરે)—"એક કરૂણા જનક બનાવ વિષે તમને કહેતાં હું ભૂલી ગયો. સફેદ મહેલ તૈયાર થયા પછી ઠકરાણીએ પોતાનો કિલ્લો સમરાવાને કેટલાક માણસો રાખ્યા હતા. તેઓમાં મુકુંદને નામે ઓળખાતા ત્રણ ભાઇઓ હતા. બે ભાઇઓ કડીઆ હતા તથા ત્રીજો સુતાર હતો. જ્યારે કિલ્લામાં કામ પુરૂં થયું ત્યારે ઠકરાણીએ બધા કામદારોને તેમના પગાર ઉપરાંત ઇનામો આપીને રજા આપી, પણ તે વખતે થોડું કામ બાકી રહ્યાનું યાદ આવ્યાથી તેણે આ ત્રણે ભાઇઓને ત્યાં રાખ્યા. તેઓ ત્યાં થોડા દિવસને બદલે ઘણા દિવસ સુધી રોકાઈ રહ્યા. આ ત્રણે ભાઇઓની ઉપર ઠકરાણીની કૃપા જોઇ તેમની જાતવાળા તેમની અદેખાઈ કરવા લાગ્યા. તે પછી થોડા દિવસે તે ત્રણે ભાઇઓ ગુમ થઈ ગયા અને તેમનું ખુન થયું છે એવી વાતો ચાલવા લાગી. ઠકરાણી જે બધો વખત સફેદ મહેલમાંજ ગુજારતી હતી તે આવી વાતો સાંભળી ઘણી દલગીર થઈ. તેણે તેમને વિષે ઘણી ઘણી શોધ કીધી, ઘણાં મોટાં ઇનામો જાહેર કર્યાં પણ પત્તો ન લાગ્યો. ઠકરાણીએ તે ત્રણે ભાઈઓના કુટુંબને પૈસા ટકાની તથા બીજી દરેક રીતની મદદ કીધી."

રામસિંહ—"તેમનું શું થયું તે પાછળથી કાંઈ માલમ પડયું કે?"

રખેવાળ—"નહિ. તે પછી તેમના કેટલાક જાત ભાઈઓને શક ઉપરથી પકડવામાં આવ્યા. તેમની તપાસ કરવામાં આવી પણ કાંઈ મુદ્દો ન મળ્યો તેથી આખરે તેમને છોડી મૂકવામાં આવ્યા. આ નિરપરાધી લોકોએ જે વગર મફતનું કેદખાનું ભોગવ્યું તેનો બદલો તેમને વીજકુંવરે વાળી આપ્યો."

રામસિંહ—"લોકોનો મત તો એવોજ હોવો જોઇએ કે, આ લોકોએજ તેમને મારી નાંખ્યા હશે!"

રખેવાળ—"તે વખતે લોકોના મત જુદા જુદા હતા. કેટલાક લોકો એમજ ધારતા હતા કે, તેમનું ખૂન કરવામાં આવ્યું છે અને તે ખૂનીઓનેજ બક્ષીસ આપવાથી તેઓ ઠકરાણીને ઠપકો આપતા હતા. બીજા લોકો એમ બોલતા હતા કે, આ કિલ્લામાં કામ કરતાં તેમને કાંઈ ખજાનો મળ્યો તે લઇને તેઓ નાશી ગયા છે. વળી કેટલાકોએ એવી વાતો ઉડાવી કે, આ ત્રણે ભાઈઓ કેટલાક મોઢું છૂપાવેલા સ્વારોના હાથમાં કેદ થયેલા રાયપુરથી થોડા ગાઉ દૂર દેખાયા હતા. તેને કેટલાકોએ ટેકો આપ્યો હતો કે, અમને કાળા કિલ્લાની પાસે એ ત્રણે ભાઈઓ મોઢું છૂપાવેલા સ્વારોના હાથમાં કેદ થયેલા મળ્યા હતા."

રામસિંહ—“ કાળો કિલ્લો ! ”

રખેવાળ—( કાલાવાલા કરતો ) “ મહેરબાન, આટલા મોટેથી ન બોલો !”

રામસિંહ ( આશ્ચર્ય પામીને )—“ આ નામ મોટેથી બોલવામાં શી ધાસ્તી છે ? ”

રખેવાળ—“ એ કિલ્લાના ઠાકોર સાહેબ અહીંજ ઉતર્યા છે અને તેમનો ખાનગી ઓરડો આ ઓરડાની ઉપરજ છે. ”

રામસિંહ—“ ત્યારે તો ઘણુંજ સારૂં. હું તેમના નામનો એક પત્ર લાવ્યો છું તે તેમને તુરત પહોંચશે. હજી વખત ઘણો છે. તમે આગળ ચલાવો; પછી શું થયું ? ”

રખેવાળ—“ આ વાત કોઇના માનવામાં ન આવી. તેને બે વરસ થઇ ગયા પછી—”

રામસિંહ—“ લોકોના મનમાંથી તે વાત નીકળી ગઇ હશે અને તેમના વિષે કાંઈ પણ ભાળ મળી નહિ હોય ? ”

રખેવાળે—“ કાંઈ પણ નહિ. ”

રામસિંહ—“ આ ઘણો અદ્ભુત બનાવ બન્યો. મારે બીજી પણ થોડી વાતો પૂછવી છે તેના જવાબ આપો. આ દેશ વિષે તમારા શેહેરના લોકો શું વિચારે છે ? ”

રખેવાળ—“ પ્રથમ આપણે આ શહેર વિષે વાત કરીએ. થોડા વખત ઉપર પ્રતાપસિંહ પોતાના લશ્કર સાથે આ શહેરને ઘેરો ઘાલીને પડયો હતો, પણ દેશના દક્ષિણ ભાગમાં બળવો થયેલો સાંભળી તે તે તરફ પોતાનું લશ્કર લઈ ઉતરી પડયો હતો. હાલ તો બધું શાંત થયેલું કહેવાય છે. પ્રતાપસિંહ હાલમાં ક્યાં છે તથા તેનો શો ઇરાદો છે તે વિષે કાંઈ કહેવાઈ શકાતું નથી. જેવો તે આ શહેર છોડી ગયો તેવાજ કેટલાક સરદારો અને ઠાકોરો પોત પોતાના લશ્કર સાથે અહીં આવી પડયા અને શેહેરનો બચાવ કરવા માટે તૈયાર રહ્યા. વળી તેમણે દરબાર બોલાવી છે, પણ આ બધા સામે પ્રતાપસિંહે કાંઇ હરકત લીધી નથી. કેટલાક કહે છે કે આટલા મોટા લશ્કર આગળ તે પોતાને નબળો પડી ગયેલો ગણે છે અને કેટલાક કહે છે કે તે ઓચીંતો હુમલો કરશે. ”

રામસિંહ—“ તે વિષે તમારો પોતાનો શો મત છે ? ”

રખેવાળ—“ મારો વિચાર છેલ્લાને મળતો છે. સરદાર પ્રતાપસિંહ કાંઈ બીકણ કે નબળો નથી. હું તો એમજ ધારૂંછું કે, બધા ઠાકોરો, સરદારો અને અમીર ઉમરાવોને આ શેહેરમાં એકઠા મળવા દઇ તે એકદમ હુમલો કરશે અને એકજ ફેરે બધાને પોતાના હાથમાં લઈ લેશે. ”

પ્રતાપસિંહનો ઈરાદો તેના બોલવા ઉપરથી રામસિંહ પ્રથમથીજ પામી ગયો હતો તેથી તે બોલ્યો—"તેમાં કાંઇ નવાઈ જેવું નથી."

રખેવાળ—"પ્રતાપસિંહના અમલ પહેલાં ઘણી લુટફાટ ચાલતી પણ હાલ ઘણા ઉમરાવો અત્રે એકઠા મળ્યા છે તેથી બધું શાંત છે. વેપાર રોજગાર હાલ તરત તો પડી ભાગ્યો છે. આજથી છ દિવસમાં બધું નક્કી થઈ જશે. બધા તે દિવસની મોટી દરબારમાં શું થાય છે તેની રાહ જુએ છે. કાંતો પાછો જુલમ ચાલવા માંડશે અથવા તો પ્રતાપસિંહ શાંત ફેલાવશે."

રામસિંહ—"પરગણાઓમાં કેમ છે?"

રખેવાળ—"પરગણાઓમાં આ શહેર કરતાં ધર્મ ગુરૂઓનુ વધારે જોર છે. તેઓ પોત પોતાના મતના લોકોને ધર્મ સંબંધી બાબતો વચ્ચે લાવી ઉશ્કેરી મૂકેછેતેનું પરિણામ મારા વિચાર મુજબ સારૂં નીપજવાનુ નથી. જો મોટી લડાઈ ઉઠશે તો દેશની ખરાબી સિવાય બીજી કાંઈ આશા નથી."

રામસિંહ—"તમારૂં કહેવું ખરૂં છે. પ્રતાપસિંહના અમલમાં સુખશાંતિ રહે છે તે છતાં તમે તેનો શા માટે તિરસ્કાર કરોછો?"

રખેવાળ—"તે ધર્મનો દ્વેષ કરે છે. ધર્મગુરૂઓની સામે થાય છે. જોગી જોગણોને કહે છે કે, તમે ભગવાં કપડાં પહેરવાં મૂકી દઈ ગૃહસ્થ બની જાઓ. અમારો એવો વિચાર છે કે, તેણે ધર્મની બાબતમાં વચ્ચે પડવું ન જોઇએ."

રામસિંહ—"તમે કહો છો તે ખરૂં છે, પણ જે ધર્મગુરૂઓ ખોટા ઢોંગ ચલાવે છે તેમની સામે તે થાય તેમાં શી હરકત છે? આજ આપણામાં ધર્મને નામે હજારો ઢોંગ ચાલે છે. જુવાન કુમારિકાઓને જોગણો બનાવવામાં આવે છે અને તેઓ પાછળથી ગમે તેવાં કુકર્મો કરે છે. આ બધાની સામે થવામાં મારા ધારવા પ્રમાણે તો પ્રતાપસિંહ વાજબી છે. તેણે અથવા તેના લશ્કરે એકપણ મંદિરનો નાશ કર્યો નથી. શિવ, વિષ્ણુ અથવા જૈન ધર્મનું તેણે ખંડન કર્યું નથી. તે પોતે તેમાંના એક પણ ધર્મને ભલે ન માનો પણ ધર્મ વિરૂદ્ધનું તેણે એકે આચરણ આચર્યું નથી. તમે મારા બોલવા ઉપરથી કદાચ એમ ધારશો કે, હું પણ પ્રતાપસિંહના જેવો છું પણ તેમ નથી. હું ખરેખર શિવભક્ત છું. અમારા માળવા દેશમાં મહાકાળેશ્વર બિરાજમાન છે, એટલુંજ નહિ પણ હું કોઈ પણ ધર્મની નિંદા કરતો નથી. બધા ધર્મને એક સરખા લેખું છું, હાલના વખતમાં જો મોટી લડાઇ બંધ પાડવી હોય તો તેનો સૌથી સારો રસ્તો તો એ છે કે, ધર્મ સંબંધી બાબતો વિષે તકરાર ન કરતાં એકસંપ રાખવો."

રખેવાળ—"સરદાર રામસિંહ, તમારા જેવા ડહાપણવાળા માણસો આ

દરબારમાં હાજર થવા આવ્યા છે એ પણ આ દેશના સુભાગ્યને જોરેજ બન્યું છે એમ હું માનુંછું. માળવા દેશની આ દેશને હમેશ મદદ મળતી રહે છે."

રામસિંહ—"હું મારી ખરી ફરજ હમેશ બજાવતો આવ્યો છું પણ રાજકુમારી સુંદરમતીનું શું થયું તે કાંઈ તમે જાણોછો?"

રખેવાળ—"આ દેશની નબળી હાલત થયા પછી તે મહાન રાજકુમારીને કોઇ ઠેકાણે સંતાઈ રહેવાની ફરજ પડી છે, અને તેને ઇચ્છનારાઓને પણ તેના ઠેકાણા વિષે મુદ્દલ ખબર નથી."

રામસિંહ—"તેને કોની સંભાળ–આશ્રય નીચે રાખવામાં આવીછે?"

રખેવાળ—"કમનસીબ રાજકુમારી વિષેની તે હકીકત તો કોઇજ જાણતું નથી. રાજાના મરણ પછી તુરત તે રાજકુમારી અલોપ થઇ ગઇ છે. આને વિષે પ્રતાપજ જોખમદાર છે એમ અમે તો માનીએ છીએ."

રામસિંહ—"પ્રતાપસિંહ ધર્મગુરૂઓ સામે થાય છે અને તેમને ઉખેડી નાંખવા માગે છે, તે કાંઇ તેમના તરફથી તેને નુકશાન થયું છે?"

રખેવાળ (જરા વિચાર કરીને)—"સરદાર સાહેબ, હું તે વિષે કાંઈ પુરેપુરૂં જાણતો નથી, પણ એવી વાત ચાલે છે કે, એ પ્રતાપસિંહની કોઈ સગીને કોઇ ધર્મગુરૂએ અતિ દુઃખ દીધું છે. વળી એવું કહેવાય છે કે, જુવાનીમાં તે કોઇ સ્ત્રીને ચહાતો હતો પણ પાછળથી તેમાં તેને નિષ્ફળતા મળી હતી."

રામસિંહ—"ત્યારે શું પ્રતાપસિંહ પરણ્યોજ નથી?"

રખેવાળ—"લોકોનો તો એવો મત છે ખરો."

રામસિંહ—"તેના પાસેના કોઇ સગા હશેની?"

રખેવાળ—"તે પણ કાંઈ કહેવાઈ શકાતું નથી. તેની કોઈ સગીને કોઇએ દુઃખ દીધું છે એમ વાત ચાલે છે પણ કઇ સગી અને દુઃખ દેનાર કોણ તેનું નામ જાહેરમાં આવ્યું નથી."

રામસિંહ—"સુંદર અને અદ્ભુત નામ ધરાવતી એક સ્ત્રી તેની સાથે રહે છે તે વિષે તમે કાંઇ સાંભળ્યું છે?"

રખેવાળ—"તમે પેલી કાળરાત્રી વિષે પૂછોછો? તેને બધા ઓળખે છે. ફક્ત તેનું નામ જાણે છે, પણ તે કોણ છે, કયાંથી આવી છે તથા પ્રતાપસિંહ સાથે તેનો શો સંબંધ છે તે કોઈ પણ જાણતું નથી. વળી તે મનુષ્ય પ્રાણી છે કે, દેવ દેવી તે પણ કહેવાઇ શકાતું નથી. કેટલાક કહે છે કે, તે કોઇ જાદુગરણી છે. મેં તેને કદી પણ જોઇ નથી, તેમજ જોવાની હું ઇચ્છા પણ રાખતો નથી. એના ચેહેરામાં એવી તો મોહની ભરી છે કે, તેને જોનાર ગમે

તેવો સાધુ પુરૂષ હોય તોપણ તે મોહ પામી ગયા વગર રહેજ નહિ. તેનું નામ ખરેખર કાળનું સ્મરણ કરાવનારૂં છે ! ”

રામસિંહ–“ એ સ્ત્રીનું બીજું કોઇ સગું તેની સાથે છે ? ”

રખેવાળ–“ નહિ, મારા સાંભળવામાં તો કોઇ નથી. આવી એક ડાકણજ દેશનું સત્યાનાશ વાળવાને પુરતી છે. ’

રામસિંહને જેટલું જાણવાનું હતું તેટલું તેણે બધું જાણી લીધું. પછી કાળા કિલ્લાના ઠાકોર માટે તેના પુત્ર જોરાવરસિંહ તરફથી જે કાગળ તે લાવ્યો હતો તે પેલા રખેવાળને આપીને બોલ્યો–“ તમે મને જે કાંઈ ખબર આપી તેથી તમારો ઉપકાર માનુંછું; હવે આ કાગળ કાળા કિલ્લાના ઠાકોરને આપશો તો વધારે ઉપકાર થશે. ”

રખેવાળે તેને નમી તેના હાથમાંનો કાગળ લીધો અને ઉપરની બાજુ કે જ્યાં તે ઠાકોર ઉતર્યો હતો ત્યાં ગયો.

## પ્રકરણ ૧૨ મું.

### ઠાકોર અને ગુરૂસ્વામી.

જે વખતે રામસિંહ પેલા ધર્મશાળાવાળા સાથે વાત કરવામાં રોકાયો હતો તે વખતે તેમની ઉપરના ઓરડામાં પણ બે જણાઓ વાતે વળેલા હતા. એક ઊંચો સરખો શ્યામ વર્ણ અને મજબૂત બાંધાનો પુરૂષ કીમતી પોશાકમાં ત્યાં બેઠો હતો. તેણે એક કીમતી શિરપેચ બાંધ્યો હતો. તેનો કમરબંધ હીરા જડીત હતો અને સોનાના મ્યાનવાળી તરવારની મૂઠ ઉપર કીમતી ઝવેરાતો જડેલાં હતાં. આ માણસ કાળા કિલ્લાનો બળવાન ઠાકોર હતો. તેની સામેજ ગુરૂસ્વામી બેઠો હતો. તેણે પોતાના માથા ઉપર બાંધેલો ફેંટો ઉતારી નાંખ્યો હતો, તેથી તેનો ચહેરો ખુલ્લો દેખાતો હતો. તેના ચેહેરા ઉપર ચિંતાએ ઘર કરયું હોય એમ જણાતું હતું. તે તદ્દન કંટાળેલો હતો. તેના કપાળ ઉપર એક જખમ હતો, જે તાજોજ પડયો હોય એમ જણાતું હતું.

ઠાકોર–“ મહારાજ, તમે ઘણીજ ઝડપથી મુસાફરી કીધી હોય એમ જણાયછે. ”

ગુરૂસ્વામી–“ ચાર દિવસ ઉપર હું તમારા કિલ્લાથી થોડે દૂર આવેલા પેલા મંદિરમાં હતો. ત્યાં માળવાના રાજા તરફથી જવાબ મળવાની હું રાહ જોતો હતો. ”

ઠાકોરે પૂછ્યું–“ તમને જવાબ મળ્યો ? ”

ગુરૂસ્વામી—“ જરા મને શાંત થવા દો, પછી હું તમને બધી વાત કરીશ. હું એટલો તો થાકી ગયો છું કે, તમારી સાથે બેસી વાત કરવા કરતાં સૂવાનું વધારે પસંદ કરીશ.”

ઠાકોર—“ મહારાજ, હું નથી ધારતો કે, આ ચાર દિવસની મુસાફરી તમે પગે કીધી હોય ? ”

ગુરૂસ્વામી—“ મને થોડો વખત એક ઘોડો મળ્યો હતો, બાકીનો બધો વખત તો મારે પગે મુસાફરી કરવી પડી હતી.”

ઠાકોર ( તેના કપાળ તરફ જોતાં )—“ મને લાગે છે કે, રસ્તામાં તમને કાંઇ અકસમાત નડયો હોવો જોઇએ.”

આ સાંભળતાંજ તે પોતાનો બધો થાક ભૂલી જઇને બોલ્યો—“ આનું વેર તો હું લઇશજ ! પણ એની સાથે આપણી વાતને કાંઈ લાગતું વળગતું નથી. હવે મારી વાત સાંભળો. થોડા દિવસ ઉપર એક જુવાને આવી મને ખબર આપી કે, માળવાના રાજાના એલચી તરીકે એક જુવાન સરદાર નામે રામસિંહ આવ્યો છે અને તે મારી મુલાકાત લેવા માગે છે. તે એક દિવસ કાળા કિલ્લામાં ઉતરવાનો છે.”

ઠાકોર—“ હું ધારૂં છું કે, મારા કુંવરે તેને સારૂં માન આપ્યું હશે ! પછી શું થયું ? ”

ગુરૂસ્વામી—“ મેં સરદાર રામસિંહની મુલાકાત પેલા મંદિર આગળ લેવા ઠરાવ કરી પેલા જુવાનને રવાના કર્યો. બીજે દિવસે તે સરદાર મને મળ્યો એટલે આપણે જે યુક્તિ કીધી હતી તે મેં તેને કહી સંભળાવી.”

ઠાકોર—“ તે હું જાણુંછું. હાલ તે વિષે ખુલાસેથી બોલવાની જરૂર નથી. પછી તેણે શો જવાબ દીધો ? ”

ગુરૂસ્વામી—“ તેણે કબૂલ તો કર્યું, પણ તેણે એક સરત કીધી કે, જો રાજકુમારી પોતે પોતાને મોઢે માળવાના રાજા સાથે લગ્ન કરવા માગશે તોજ હું મારા રાજાને તે વિષે ખબર મોકલીશ.”

ઠાકોરે પૂછ્યું—“ રાજકુમારી તે કબૂલ કરશે ? ”

ગુરૂસ્વામી—“ ઘણી ખુશીથી. તે મારો દરેક શબ્દ કબૂલ રાખશે.”

ઠાકોર—“ ત્યારે તો ઘણુંજ સારૂં. અહીં સૂધી તો બધું બરોબર ઉતર્યું છે. માળવા દેશના રાજા રાજકુમારી સાથે પરણશે, અને તેથી તમારૂં અને મારૂં બેઉનું કામ થશે. વળી એક વાત વધારે અગત્યની છે. રાજકુમારી નમ્ર તથા તાબેદાર છે પણ પોતાના થનાર પતિના રૂપરંગ વિષે તથા ચાલચલણ વિષે ખાત્રી કરવા માગશે તેનું કેમ ? સરદાર રામસિંહ જેટલું જાણતો હશે

તેટલું કહેશે, પણ તમે કે મેં તો તે રાજાને મુદ્દલ દીઠો નથી."

ગુરૂસ્વામી-"તે વિષે તમે બેફીકર રહો. આપણે જાણીએ છીએ તેમ એ રાજાની વય ૨૫ વરસની અંદર છે. લોકો તેની ચાલચલણ વખાણે છે અને તેને નજરે જોનારા પણ તેના રૂપરંગ તથા શરીરના બાંધા માટે સારો મત આપે છે."

ઠાકોરે પૂછયું-"સરદાર રામસિંહ રાયપુર કયારે આવશે?"

ગુરૂસ્વામી-"આજ સાંજના અથવા કાલ સવારના."

ઠાકોર-"બધી બાબત આપણી ધારણા પ્રમાણે થાય છે, તે છતાં તમે ગભરાયલા-ચિંતાતુર કેમ જણાઓ છો તે વિષે મારા મનમાં ગુચવાડો થયા કરે છે! તમને દુઃખ શું છે?"

ગુરૂસ્વામી-"કેટલીક બાબતો એવી બની ગઈ છે કે, તેનાથી મારૂં મગજ ઠેકાણે રહેતું નથી. આપણી ધારણા પ્રમાણે થાય છે છતાં સરદાર રામસિંહની મને ધાસ્તી લાગે છે. રખેને તે આપણી યુક્તિ ઉંધી વાળી નાંખે-"

ઠાકોર (વચ્ચે બોલી ઉઠયો)-"તેમ થાય તે તો ખોટું! પણ એની ઉપર અણવિશ્વાસ રાખવાનુ કાંઇ કારણ?"

ગુરૂસ્વામી-"તે હું તમને બરોબર રીતે સમજાવીને કહીશ. મારે તેની સાથે તમારા કિલ્લાથી પાંચ ગાઉ દૂર આવેલા પેલા મંદિર-"

ઠાકોર-"તે જગા હું ઘણી સારી રીતે જાણું છું. તે ઠેકાણેથી તમે બેઉ સાથેજ અહીં શા માટે ન આવ્યા?"

ગુરૂસ્વામી-"તેજ મારે કહેવાનું છે. પ્રતાપસિંહની છાવણી જે ત્યાં હતી તેની નજદીક મારે થોડું કામ હતું, અને તેથી મેં એવું બહાનું કહાડયું કે, છાવણી આગળ જે જાહેર રસ્તો છે તે રસ્તે મારા જવાથી પકડાર થવું ઘણું જોખમ ભરેલું છે તેથી હું બાજે રસ્તે આવીશ. આમ કહી હું જુદો પડયો. મધરાતના છાવણી પાસે આવેલા એક મંદિરમાં હું હતો. ચોકીદારોને વટાવીને હું ત્યાં કેમ જવા પામ્યો તે વિષે વર્ણન કરવાનું કાંઇ કારણ નથી. કહેવા જેવું એટલુંજ છે કે, ત્યા મેં સરદાર રામસિંહને જોયો. તે એક અંધારા ખૂણામાં સંતાઇ રહ્યો હતો મેં તેને ઓળખ્યો પણ તે મને ઓળખી શકયો નહિ."

ઠાકોર-"ત્યારે શું આ રામસિંહ પ્રતાપસિંહની છાવણીમાં હતો?"

ગુરૂસ્વામી-"તે છાવણીમાં હતો અથવા તો પડોસમાંજ હતો, પણ તે ત્યાં હતો ખરો. કદાચ તે પ્રતાપસિંહને ત્યાં પરોણા તરીકે પણ ગયો હોય! તે તે મંદિરમાં કેમ અને કયાંથી આવી શકયો તે હું જાણતો નથી. મહાકાળીને ભોગ આપવા માટે એક ભોગની ત્યાં ગોઠવણ થઈ હતી."

ઠાકોર ( આતુરતા બતાવતાં )–" તે ભોગ કોણ હતો ? "

ગુરૂસ્વામી–" એક સ્ત્રી–માત્ર સતર અઢાર વરસની એક છોકરી હતી. તે કોણ હતી તે જાણવા સાથે તમારે કાંઇ કામ નથી. મેં તેનો ભોગ આપવા ઠરાવજ કર્યો હતો. મંદિરમાં એકદમ અંધારૂં થઈ ગયું અને અંધારામાંથી હું મારા ધારેલા ભોગને ઉચકી જતો હતો તેજ વખતે કોઇએ જોર જુલમથી મારા હાથમાંથી તે શિકાર છીનવી લીધો. તેજ વખતે મેં મારૂં ખંજર કાઢયું, પણ નેમ ચુકી ગયો અને મારૂં ખંજર ભાંગી ગયું. તેજ વખતે પેલા મારા હરીફે મને માર્યો અને હું બેશુદ્ધ થઇ નીચે પડયો. જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે તેજ ઠેકાણે અંધારામાં પડેલો જણાયો. પ્રતાપના માણુસોના હાથમાં પકડાવાની બીકે હું ત્યાંથી સંતાતો ભરાતો નીકળ્યો. મારા સોબતીઓ જેઓ નાશી ગયા હતા તેમને મળી ખબર કાઢતાં મને માલમ પડયું કે મારા ધારેલા ભોગને છોડવનાર સરદાર રામસિંહજ હતો. તેને ત્યાંથી પેલી છોકરીને ઉચકી બહાર નીકળતો તેઓએ દીઠો હતો. આ ઉપરથી મને જખમ કરનાર પણ તેના સિવાય બીજો કોઇ પણ હોવો ન જોઇએ. "

ઠાકોરે પૂછયું–" પણ તે જાણતો નહિ હોય કે, અંધારાવાળો તેનો હરીફ તે તમેજ હતા ? "

ગુરૂસ્વામી–" નહિ, તે જાણી શકે એવું ન હતું, પણ પ્રતાપસિંહની છાવણીમાં તે દેખાયો તે શક ભરેલું છે. તે આ મંદિરમાં કોઈ અકસ્માતથી આવી ચઢેલો હોવો જોઇએ. છતાં તેના વિષે મારા મનમાંથી વેર જવાનું નથી."

ઠાકોર–" પેલી છોકરી જેને તેણે તમારા હાથમાંથી છોડવી તે તેને બધી વાત નહિ કહે ? "

ગુરૂસ્વામી–" નહિ, તેમ થવું અસંભવિત છે. કદાચ તે મને ઓળખતી હોય તોપણ તે મારૂં ગુરૂસ્વામી નામ જાણતી નથી. "

ઠાકોર કાંઈ તે વિષે ટીકા કરવા જતો હતો પણ પેલા રખેવાળના દાખલ થવાથી અટકી પડયો. ઠાકોરે તેને અધીરાઈથી પૂછયું–" શી ખબર છે. ? "

રખેવાળ ( નમનતાઈથી )–" માળવા દેશથી સરદાર રામસિંહ આવ્યા છે. તેઓ આપના નામનો કાગળ લાવ્યા છે તે મારી સાથે મોકલ્યો છે."

આમ કહી કાગળ ત્યાં મૂકીને રખેવાળ ત્યાંથી ચાલતો થયો. ઠાકોરે પોતાના પુત્રના અક્ષરો તરત ઓળખ્યા. તેણે તે ઉખેડીને તરત વાંચી લીધું. પછી ગુરૂસ્વામીને વાંચવા આપ્યું. તેણે નીચે મુજબ વાંચ્યું:–

પરમ પૂજ્ય પિતાજી

આ પત્રના લાવનાર સરદાર રામસિંહે રાયપુર જતાં રસ્તામાં આપણા

કિલ્લામાં રહીને માન આપ્યું છે. મને તેને વિષે પુરતી તપાસ કરતાં જણાયું છે કે, તે એક લાયક સરદાર છે. રાયપુર દરબારમાં તેનો વિચાર સભ્યતાથી વરતવાનો છે. મને તેને વિષે જે સમાચાર મળ્યા છે તે ઉપર મુજબના છે અને હું આશા રાખુંછું કે, તમે તેને લાયક માન આપશો.

લખિતંગ આપનો તાબેદાર પુત્ર
જોરાવર.

ગુરૂસ્વામીએ પત્ર વાંચી ઠાકોરના હાથમાં પાછો આપતાં કહ્યું—"આ સરદાર વિષે ત્યારે તો લોકોનો સારો વિચાર છે. તમારો પુત્ર પણ તેને વિષે સારૂંજ લખે છે—"

ઠાકોર વચમાં બોલ્યો—"સબૂર કરો! આ લડાઈના વખતમાં કેવી સંભાળ રાખવી પડે છે તેનો તમને કાંઈ વિચાર છે? મારા પુત્ર સાથે મેં એક ચોક્કસ ગોઠવણ કરી રાખી છે અને તે પ્રમાણે કરતાં આપણને આ પત્રનો ખરો અર્થ સમજાશે."

આમ કહી ઠાકોરે પાણીમાં હાથ ભીજવીને કાગળની બીજી બાજુએ ફેરવ્યો અને પછી અંદરના લખાણમાં કાંઈ ફેરફાર થયો છે કે નહિ તે જોવા લાગ્યો. ફરીથી કાગળ વાંચતાંજ તે બોલ્યો—"હા કાંઇક ફેરફાર થયો છે ખરો જુઓ. મહારાજ, હવે વાંચો!"

ગુરૂસ્વામીએ ફરીથી વાંચવા માંડ્યું:—

પરમ પૂજ્ય પિતાજી.

આ પત્રના લાવનાર સરદાર રામસિંહે રાયપુર જતાં રસ્તામાં આપણા કિલ્લામાં રહીને અપમાન આપ્યું છે. મેં તેને વિષે પુરતી તપાસ કરી છે અને તે ઉપરથી જણાયું છે કે, તે એક નાલાયક સરદાર છે. રાયપુર દરબારમાં તેનો વિચાર અસભ્યતાથી વરતવાનો છે. મને તેને વિષે જે સમાચારો મળ્યા છે તે ઉપર મુજબના છે. હું આશા રાખુંછું કે, તમે તેને લાયક માન આપશો.

લખિતંગ આપનો તાબેદાર પુત્ર
જોરાવર.

ગુરૂસ્વામી પત્ર વાંચી બોલ્યો—"હવે મારી ખાત્રી થાય છે કે, આ સરદાર કોઈ દગાખોર છે. કુમાર જોરાવરસિંહે તેને વિષે પુરતી ખાત્રી કરીને લખ્યું હોય એમ જણાય છે. હાલ તો આપણે કાંઈ ધારી શકતા નથી છતાં મારો એવો વિચાર છે કે, બહારથી આપણે તેની તરફ સભ્યતા બતાવવી પણ અંદરખાનેથી તેની ઉપર પુરતી ચોકી રાખવી."

ઠાકોર—"મારો પણ એવોજ મત છે. એ સરદારને રાજકુમારી આગળ

ક્યારે લઈ જવા માગો છો ?"

પોતાની બેઠક ઉપરથી ઉભા થતાં ગુરૂસ્વામીએ કહ્યું–"કાલે સવારના."

ઠાકોર–"આજની રાત તો અત્રેજ રહેશોની ?"

ગુરૂસ્વામી–"નહિ, મારે ઠકરાણી વીજકુંવરના કિલ્લામાં જવું છે."

આમ કહી ગુરૂસ્વામી ચાલતો થયો.



## પ્રકરણ ૧૩ મું.

### મુસાફરી.

સવાર પડી ચૂકો છે લોકો પોતપોતાને કામે લાગી ગયા છે. સવારના નવ દશનો સુમાર થવા આવ્યો છે તે વખતે રામસિંહે પોતાના બેઉ નોકરોને કામે મોકલ્યા અને પોતે કાંઇ દસ્તાવેજો લખવાના હતા તે લખ્યા. બધું પુરૂં થતાં તેનું ધ્યાન કાલ સાંજે સાંભળેલી વાત તરફ ખેંચાયુ. તે વિષે તેના મનમાં વિચારો આવવા લાગ્યા, પણ તે વિચારમાં તેને ખલલ પડી. તેનો દરવાજો ઉઘડયો અને ગુરૂસ્વામી ધીમે પગલે અંદર દાખલ થયો.

તેની બે આંખો સિવાય બાકીનું બધું શરીર કપડાથી ઢંકાયલું હતું. તેનું કપાળ ન દેખાય એવી રીતે માથા ઉપર તેણે ફેંટો બાંધ્યો હતો. પોતાને વિષે કાંઈ શક છે કે નહિ તે વિષે ખાત્રી કરવા માટે તેણે રામસિંહ તરફ જોયું, પણ રામસિંહ કાંઈ જાણતો ન હતો. તેણે તેને માનથી આવકાર દીધો. બેઠા પછી ગુરૂસ્વામીએ પૂછયું–"આપણે વાત થઇ છે તે ઉપર તમે પુરતી રીતે વિચાર કીધો કે ?"

રામસિંહ–"હા, આપણે ઠરાવ કર્યો છે તેજ મારે કબૂલ છે; પણ તમે એક કબૂલાત આપી છે તે–"

ગુરૂસ્વામી વચ્ચે બોલી ઉઠયો–"તેજ માટે હું અત્રે આવ્યો છું. રાજકુમારી સાથે મારે તે વિષે વાત થઇ છે અને તમારી મુલાકાત લેવા તેણે હા પાડી છે. હમણાં હું તમને ત્યાંજ લઈ જવા આવ્યો છું."

રામસિંહ પોતાના લખેલા કાગળો એકઠા કરી તેમને પેટીમાં મૂકતાં કહ્યું–"તમારા બોલવા ઉપરથી એમ જણાય છે કે, રાજકુમારીનું ઠેકાણું અત્રેથી ઘણે લાંબે નથી ?"

રામસિંહના સવાલનો જવાબ આપવાને બદલે ગુરૂસ્વામીએ કહ્યું–"મારી પાછળ આવો."

રામસિંહ તેની પાછળ ચાલ્યો. તેને શહેરને દક્ષિણ દરવાજે લઈ ગયો.

રામસિંહ એજ રસ્તે શેહેરમાં આવ્યો હતો. જે માટે રસ્તે લોકો આવ જા કરતા હતા તે રસ્તે ચાલવાને બદલે ગુરૂસ્વામી તેને એક બીજેજ રસ્તે થઇને લઈ જવા લાગ્યો. અડધા ગાઉ સુધી ચાલ્યા પછી ગુરૂસ્વામીએ ઉભા રહીને કહ્યું–"સરદાર સાહેબ, આપણે થોડીવાર અત્રે ઉભા રહીએ. જે વાત ધર્મશાળામાં ન થઇ શકે એવી હતી તે આપણે અત્રે કરીએ."

રામસિંહ–"બોલો."

ગુરૂસ્વામી–"પહેલાં મારે તમારે વાત થઇ તે વખતે મેં તમને કહ્યું હતું કે, મારી મદદ વગર તમારા રાજા આ રાજકુમારીનું ઠેકાણું શોધી શકશે નહિ. તેમજ તેનો પૈસો કયાં છે તેનો સ્વપ્ને પણ કોઇને ખ્યાલ આવી શકનાર નથી."

રામસિંહ–"મને તે બરોબર યાદ છે."

ગુરૂસ્વામી–"ત્યારે મારે તમારી પાસેથી તે વિષેનું પુરેપુરૂં વચન લેવું જોઇએ!"

રામસિંહ–"હું તે વિષે વચન આપવા બંધઉંછું. તમારી રાજા વગર રાજકુમારીના ઠેકાણા વિષે હું કોઇને પણ જણાવીશ નહિ."

ગુરૂસ્વામી–"તમે કહોછો તે વાજબી છે તોપણ હજી તમે મારૂં કહેવું બરોબર સમજ્યા નથી. આ વખત અતિશય સંભાળ રાખવાનો છે. આપણે જેને વિષે ભરોંસો રાખતા હોઇએ તે ખોટો ન પડે તે માટે પણ સંભાળ રાખવી જોઇએ. માટે રાજકુમારીના મકાન તરફ જવા માટે જે રીતની હું દરખાસ્ત કરૂં તે વિષે તમે અપમાન તો નહિ માની લ્યોને?"

રામસિંહ–"બોલો, બોલો! જે હોય તે કહી નાંખો! હું ધારૂંછું કે, આ વખતમાં તમારે સંભાળ રાખવી ઘણી જરૂરની છે."

શેરૂસ્વામી–"મારૂં કહેવું એવું છે કે, રાજકુમારીને મળવા જતાં આ ઠેકાણેથી તમારો ચહેરો છૂપાવવા દેવો."

રામસિંહ–"બીજી કોઈ વખત તમે આવી માગણી કરી હોત તો તે હું અપમાન–"

ગુરૂસ્વામી–"જો તમે અપમાન માની લેતા હો તો અત્રે આપણી વાતનો છેડો આવે છે."

રામસિંહ–"નહિ, નહિ, હું તમારી માગણી કબૂલ કરૂંછું. મારા જીવના જોખમે પણ હું મારા રાજાની નોકરી કરવાને બંધાયલો છું. વળી મારૂં પણ એક કહેવું છે. તમે મારી સાથે સરતો કીધી પણ મેં તમારી સાથે એક પણ સરત કીધી નથી. મારી માગણી એવી છે કે, તમારે રાજકુમારીનો પૈસો પણ

મને બતાવવો, કારણ કે રાજગાદી કે પૈસા વગરની એક રાજકુમારીને મારા રાજા પરણવાને ખુશી થશે નહિ."

થોડીવાર વિચાર કર્યા પછી ગુરૂસ્વામી બોલ્યો—"તે મારે કબૂલ છે. હવે આપણે કાંઇ એક બીજાની કબૂલાત લેવા જેવું રહ્યું નથી, માટે મારી સાથે ચાલો."

આમ કહી તે આગળ ચાલ્યો. રામસિંહ બરોબર તેની પડખેજ ચાલ્યો. થોડીવારમાંજ ભાગી તુટી હાલતના એક મંદિર નજીક તેઓ આવી પહોંચ્યા. ત્યાં એક માણસ બે ઘોડા લઇને બેઠો હતો. તે બેઉને આવતા જોઇ ઉભો થયો અને ગુરૂસ્વામીના હાથમાં કપડાંની એક ગાંસડી તથા બે ઘોડાની લગામ આપી મુંગો મુંગો ચાલતો થયો. ગુરૂસ્વામીએ ગાંસડી છોડી તેમાંથી એક લાંબો ઝબો કાઢયો અને તે રામસિંહને પેહેરવા આપ્યો. તે માથાથી તે પગ સૂધી પહોંચે એટલો મોટો હતો. તેનાથી મોહું માથું બધું ઢંકાઇ ગયું. પછી તેણે રામસિંહને એક ઘોડા ઉપર બેસાડયો અને બીજા ઉપર પોતે બેઠો. રામસિંહવાળા ઘોડાને એક લગામ વધારે હતી તે ગુરૂસ્વામીએ પોતાના હાથમાં પકડી અને બેઉએ પોતાના ઘોડા દોડાવ્યા. થોડીવાર તેમણે ઝાડ ઝાંખરાં વચ્ચે મુસાફરી કીધી અને પછી ખુલ્લો રસ્તો આવ્યો. વળી પાછા થોડીવારમાં તેઓ ઝાડ ઝાંખરાંવાળા રસ્તે આવી ચઢયા. આ પ્રમાણે વારંવાર ખુલ્લા મેદાનથી અને ઝાડ ઝાંખરાવાળા રસ્તાથી રામસિંહને વેહેમ પડયો કે, ગુરૂસ્વામી જાણી જોઇને તેમનો રસ્તો લાંબો દેખાડે છે. તેઓ વારંવાર ડાબી તરફ હાંકતા પણ પાછું તેમને જમણી તરફ ફરવું પડતુંજ. રામસિંહની આંખો બંધ હતી પણ તે હુંશિયાર સ્વાર હતો તેથી આ બધું જાણી ગયો. દોઢ બે કલાક સૂધી તેમણે મુસાફરી કીધી. આખરે તેમના ઘોડા ઉભા રહ્યા. લોખંડી દરવાજા ઉઘડવાનો અવાજ તેમને કાને પડયો અને છોબંદ ઉપર તેમના ઘોડા ચાલતા હોય એવો અવાજ સંભળાયો આટલીવાર ચુપચુપ ચાલતો ગુરૂસ્વામી બોલ્યો—"સરદાર સાહેબ, હવે તમારો ઝબો મને ઉતારી લેવા દો." આમ કહી તેણે રામસિંહનો ઝબો જે બહારની બાજુથી બાંધેલો હતો તે છોડી નાંખ્યો અને તે ઉપરથી રામસિંહે જોયું તો તેને માલમ પડયું કે, તે એક મોટા મકાનમાં આવી ઉભો હતો. સુંદર પોશાકવાલા બે ચાકરોએ તેમના ઘોડાની લગામો પકડી હતી અને બીજા બે ચાકરો તેને અંદર લઇ જવાને તૈયાર હતા. રામસિંહને લઇને ગુરૂસ્વામી એક મોટા દિવાનખાનામાં દાખલ થયો. આ દિવાનખાનું રાજવંશીના જેવા ભપકાથી ગણગારવામાં આવ્યું હતું. ત્યાંથી તેઓ એક બીજા ઓરડામાં દાખલ થયા. ચાકરે તે ઓરડાના દરવાજા બંધ કર્યા. તે

ઓરડામાં ચાર સુંદર સ્ત્રીઓ બેઠી હતી. તેમાંની એકે ઉભી થઇ ગુરૂસ્વામીને નમન કર્યું અને એક દરવાજો ઉઘાડયો. દરવાજાને આડો એક પડદો હતો. તે ખસેડી નાંખ્યો અને ગુરૂસ્વામી તથા રામસિંહને અંદર દાખલ થવા દીધા. પેલા પસાર કરેલા ઓરડાને ભૂલાવે એવો આ ઓરડો સુંદર હતો. તે ઓરડામાં એક અતિ સુંદર સ્ત્રી બેઠી હતી. તે આ બેઉ જણાને અંદર આવેલા જોઈ મળવાને સામે કઢીને આવી.



## પ્રકરણ ૧૪ મું.



### રાજકુમારી સુંદરમતી.

આ ભપકાદાર ઓરડામાં બેઠેલી સ્ત્રી તે રાજકુમારી સુંદરમતી હતી. તે તેમની પાસે આવતાંજ બોલી—"ગુરૂમહારાજ, નમસ્કાર."

ગુરૂસ્વામીએ કહ્યું—"પુત્રી, સુખી રહે. હું આશા રાખું છું કે, આજની મુલાકાતના પરિણામ ઉપર તારા ભવિષ્યની આશા છે તે ઇશ્વર પૂર્ણ કરે."

રામસિંહે રાજકુમારી તથા ગુરૂસ્વામી તરફ જોતાં કહ્યું—"તે બધું રાજકુમારીના વિચાર ઉપર છે."

સુંદરમતીના ચેહેરા ઉપર શરમ ચઢી આવી. તેણે આડું જોયું. ગુરૂસ્વામી એક બાજુ આસન ઉપર જઇ બેઠો. તેનેથી થોડે દૂર પોતાની બેઠક ઉપર રાજકુમારીએ બેસી, બીજી બેઠક ઉપર રામસિંહને બેસવા ઇસારત કીધી. પછી રામસિંહ ધીમે સાદે બોલ્યો—"સુંદર રાજકુમારી, તમારા નામદાર પિતાશ્રી તમને આટલી નાની વયમાં નાવારસ મૂકી ગયા. તમારૂં રાજ્ય પારકાને હાથ ગયું—તમને અત્રે છુપું રહેવું પડયું આ બધું જોતાં મને તમારે વિષે અતિશય દિલગીરી લાગે છે. એટલુંજ નહિ. પણ રાજકુમારી, આ મને એકલાને નથી લાગતું પણ મારા રાજાનેએ તમારે વિષે ઘણું લાગે છે."

રાજકુમારીએ ડચકાં ખાતાં કહ્યું—"સરદાર રામસિંહ, હું તમારો ઉપકાર માનું છું."

રામસિંહ—"રાજકુમારી, મારે મારો ફરજ બજાવી તમને પૂછવું પડે છે કે, જે વાત કરવાને આજ હું અત્રે આવ્યો છું તે વિષે તમે જાણોછો કે નહિ? તેમજ મારા રાજા સાથે જે પત્ર વ્યવહાર તમારા વાલીઓએ ચલાવ્યો છે તેથી તમે જાણીતા છો?"

આ પ્રમાણે બોલતી વખતે રામસિંહે ગુરૂસ્વામી તરફ જોયું. તે રાજકુમારી તરફ કરડી નજરે જોતો હતો. જેવી રામસિંહની નજર તેની ઉપર પડી

તેવીજ તેણે પોતાની આંખો ફેરવી નાંખી. રાજકુમારીએ પણ નીચું જોયું. રામસિંહ એની મતલબ સમજી જઇ ધીમેથી બોલ્યો–"રાજકુમારી, મારી પાસે તમારા મનમાં જે હોય તે કહો. માલવાના શુરસિંહ સાથે લગ્ન કરવા તમારી મરજી છે? તમે સ્વતંત્ર છો કે પરતંત્ર તમે અત્રે પોતાની મરજીથી રહ્યાં છો કે કેદી તરીકે? મને લાગે છે કે તમે અત્રે સુખી નથી અને–"

રાજકુમારી–"હું અત્રે સુખી છું. દુનિયામાં કોઇબી રીતે હું સુખી પોઉં તો હું અત્રે છું" આમ બોલતાંની સાથે તેની સુંદર આંખોમાંથી આંસુનો રેલો ચાલ્યો. રામસિંહ તેનું બોલવું અને તેનો ચેહેરો જોઈ સમજ્યો કે તેની ઉપર કોઇ જાતનું દબાણ છે. તેની તેને દયા આવી. ગુરૂસ્વામી તેના વાલી તરીકે તેની સંભાળ રાખતો હતો કે, જોર જુલમથી દબાણ રાખતો હતો તે વિષે તેને સમજ પડી નહિ.

થોડી પળ સૂધી વિચાર કર્યા પછી રામસિંહ ધીમે સ્વરે બોલ્યો–"રાજકુમારી, તમે એક મોટા રાજની માલેક છો. હું એક સાધારણ સરદાર છું. નસીબ સંયોગે મને તમારી સાથે વાત કરવા અવસર આવ્યો છે તેથી બે બોલ કહેવાની રજા આપો. માળવાના રાજા શુરસિંહ સાથે તમે પરણવાના છો, માટે તેના પ્રતિનિધિ તરીકે મને ગણજો. મને પારકા તરીકે જાણશો નહિ. મનમાં કોંઈપણ દગો રાખ્યા વગર મને ખુલ્લે ખુલ્લું કહો. તમને જે કાંઇ ફરયાદ કરવાની હોય તે બધું મને કહો. તમે કહેશો કે, 'હું અહીં કેદી છું' તો મારી તલવારના બળથી તમને છુટાપણું અપાવીશ. તમે કહેશો કે, 'હું અહીં દુઃખી છું' તો તે દુઃખ આપનાર હીચકારાને અહીં બોલાવીશ. વળી તમે કહેશો કે, "હું અત્રે સુખી છું, તો તે હું કદીપણ માનનાર નથી. તમારા ચેહેરા ઉપર સુખ જણાતું નથી."

ચરેખરી લાગણીથી તે સરદાર આ શબ્દો બોલ્યો અને આંસુવાળી આંખોએ રાજકુમારીએ તે સાંભળ્યા. તેની આંખોમાં આંસુ આવેલાં જોઇ પેલો સાધુ પોતાની જગાએથી ઉઠી, રાજકુમારી આગળ આવીને બોલ્યો–"પુત્રી, આ સરદાર ડહાપણથી તને જે સવાલો પૂછે તેનો તારે ઉત્તર તુરત આપવો."

રામસિંહ–"નહિ, ગુરૂસ્વામી, રાજકુમારીએ તે ઉપર પુરતો વિચાર કરવો."

ગુરૂસ્વામી–"શું રાજકુમારી" આટલા શબ્દો બોલીને તે અટકી પડયો.

રાજકુમારી શાંત થવાને કોશેશ કરતી હતી તેની તરફ જોઇ રામસિંહ બોલ્યો–"આપણે આ મુલાકાતનો અત્રે છેડો લાવવો જોઇએ છે. જુઓ, તે કેવી ગભરાઇ છે."

ગુરૂસ્વામી–“ જે હાલતમાં હાલ રાજકુમારી અત્રે રહે છે તે હાલતમાં તમને તેની બીજી મુલાકાતે લાવવા એ ભય ભરેલું છે. મને રાજકુમારી સાથે જરા વાત કરવા દો અને તેથી આ બાબતનો જલદીથી છેડો આવી જશે. ”

રામસિંહે રાજકુમારી તરફ જોયું. તે થોડી શાંત થઇ હતી. તે ત્યાંથી થોડે દૂર એક બારી આગળ જઇ ઉભો. પછી ગુરૂસ્વામીએ ધીમેથી રાજકુમારીની છેક પાસે જઈ કહ્યું–“ સુંદરમતી, આ સરદારને તેના મન માનતો જવાબ આપવા હું તને આજ્ઞા કરૂં છું. યાદ રાખજે–”

રાજકુમારી વચ્ચે બોલી ઉઠી–“ ચૂપ, ચૂપ ! મહેરબાની કરી આ મુલાકાતનો હાલ છેડો લાવો. હું આવતી કાલે આ સરદારને જવાબ આપીશ. ”

ગુરૂસ્વામીએ ગુસ્સાથી કહ્યું–“ નહિ, મારાથી આ સરદારને બીજી વખત અત્રે લવાશે નહિ. તારા ફાંટા પ્રમાણે–”

રાજકુમારી જરા ચીરડાઇને બોલી–‘ મારો ફાંટો ! નહિ, નહિ, લાગણી–’

ગુરૂસ્વામી–“ નહિ, તારો ફાંટો ! યાદ રાખજે સુંદરમતી કે તું મારી સાથે કેવી રીતે વરતે છે–”

રાજકુમારી–“ તમારી સાથે વરતું છું ! એ શું બોલોછો ? ”

ગુરૂસ્વામી તદ્દન તપી જઇને બોલ્યો–“ હઠીલી છોકરી, તું મને ગુસ્સે થવા કારણ આપે છે, પણ તારે મારા કહ્યા સર ચાલવા વગર બીજો ઈલાજ નથી. તારે મારૂં કહ્યું માનવુંજ પડશે ! તારા સોગન યાદ કર ! યાદ રાખજે તું મારી ગુલામ જેવી છે ! મધરાતનો રૂપેરી ઘંટ જ્યારે વાગે છે ત્યારે–”

તે કંગાલ છોકરી નિશ્વાસ નાંખીને બોલી–“ બસ કરો, બસ કરો ! ગુરૂસ્વામી, વધારે ન બોલો, હું શાંત થઇશ. તમારા શીખવ્યા પ્રમાણે જવાબ આપીશ. ”

શાંત દેખાવ ધારણ કરી ગુરૂસ્વામી બોલ્યો–“ તારો મોટો ઉપકાર થયો. સરદાર સાહેબ, રાજકુમારીએ પુરતો વિચાર કર્યો છે. જે બાબત વિષે તમે જાણવા માગો છો તે વિષે જવાબ આપવા તે રાજી છે. ”

રામસિંહે રાજકુમારી તરફ જોયું એટલે તે બધું પામી ગયો. પાસે આવી પેલા સાધુના પોશાકમાં ઉભેલી શેતાન ઉપર તિરસ્કારની નજર નાંખી તે બોલ્યો–“ રાજકુમારી, હવે મારી પૂર્ણ ખાત્રી થઈ છે કે, તમે બંદીવાન છો ! ”

રાજકુમારી ધીમેથી બોલી–“ સરદાર સાહેબ, તમે શાંત થાઓ. તમારા રાજા સાહેબ સાથે ચાલેલો પત્રવ્યવહાર મા ..મારી મરજીથી ચાલ્યો છે. તમે માગેલી બાબતનો તમને ખુલાસો મળ્યો છે. હવે હું જાઉ છું. ”

આમ કહી એક નાનો દરવાજો ઉઘાડી તે ત્યાંથી જતી રહી.

ગુરૂસ્વામીએ ફતેહ ભરેલી નજરે જોતાં કહ્યું–"સરદાર સાહેબ, હવે તો તમારી ખાત્રી થઇ ?"

રામસિંહે જરા ગર્વીષ્ટ અવાજે કહ્યું–"ચાલો આપણે અહીંથી જતા રહીએ."

આમ બોલી તે દરવાજા તરફ ચાલ્યો. ગુરૂસ્વામીએ તેની તરફ એવી તો કરડી નજરથી જોયું કે, તે ગમે તેવો બહાદુર હતો તોપણ ધ્રુજ્યો.

પેલો પડદો ખસેડી દરવાજો ઉઘાડી તેઓ બહાર નીકળ્યા. ગુરૂસ્વામી કાંઈ ઉંડા વિચારમાં પડીને ચાલતો હતો. પેલા બે ચાકરો બહાર ઉભા હતા. તેઓ તેમને નીચેના દિવાનખાનામાં લઇ આવ્યા. આટલીવાર સૂધી તો બેઉ જણા ચુપચુપ ચાલતા હતા પણ નીચે આવી પહોંચતાં ગુરૂસ્વામીએ રામસિંહને ધીમે સાદે કહ્યું–"રાજકુમારીને તો તમે જોઈ. માળવાના શુરસિંહ સાથે પરણવા પણ તે કબૂલ થઈ. હવે તમારે તેનો ખજાનો જોવાની ઇચ્છા છે ?"

રામસિંહે થોડીવાર વિચાર કરીને કહ્યું–"હા, ચાલો, હું તમારી સાથે આવું છું."

ગુરૂસ્વામીએ પેલા ચાકરોને ઇસારત કીધી એટલે તેઓ ત્યાંથી જતા રહ્યા. પછી તેણે તે ઓરડાનું એક બારણું ઉઘાડયું. તે ભોંયરામાં ઉતરવાનો રસ્તો હતો.

ગુરૂસ્વામી તેમાં દાખલ થઇને બોલ્યો–"અંદર આવીને દરવાજો બંધ કરવા કૃપા કરો."

પહેલાં તો રામસિંહને કાંઈ દગાનો ભાસ થયો. તેણે અંદર દાખલ થવા આનાકાની કરી, પણ આવી નજીવી બીકની તેને શરમ આવી. તે અંદર દાખલ થયો અને દરવાજો પાછળથી બંધ કર્યો એટલે તદ્દન અંધારૂં થઈ ગયું.

ગુરૂસ્વામી–"સરદાર સાહેબ, કાંઈ ધાસ્તી ન રાખો. એક સરખે પગલે નીચે ઉતરો. રસ્તો બરાબર બાંધેલો છે."

રામસિંહ ભોંયરામાં ઉતરવા લાગ્યો. આખરે ઉતરાણ પૂરી થઈ. રામસિંહે હાથ ફેરવ્યો તો ભીંત દેખાઈ. હવે એક લાંબી ચાલમાંથી ચાલતા હોય એવો તેમને ભાસ થયો. રામસિંહની થોડે દૂર આગળ ગુરૂસ્વામી ચાલતો હતો તેના પગનો અવાજ સંભળાતો હતો. તે થોડો આગળ ચાલ્યો નહિ એટલામાં તો પાછલી બાજુએ કાંઇ લોખંડી ચીજ પડવાનો અવાજ સંભળાયો અને તેવોજ અવાજ તેની આગલી બાજુએ પણ થયો. "દગો" એટલી બૂમ પાડી રામસિંહ આગલી બાજુએ કુદયો, પણ લોખંડી મજબૂત જાળી સાથે તે અથડાઈ ને પાછો ફર્યો. પાછલી બાજુએ પણ એવીજ જાળી આવી પડી હતી.

તે એક પીંજરામાં કેદ થયો હતો. તેના મનમાં ભયંકર વિચારો આવતા હતા. તે વખતે અંધકારમાંથી પેલો ગુરૂસ્વામી ઘોઘારી અવાજે બોલ્યો—"મહાકાળીની મૂર્ત્તિનો બીજો ભોગ!" આ શબ્દોની સાથે એક દરવાજો ઉઘડતો સંભળાયો અને તરત પાછો બંધ થયો. ત્યાં હવે શાંતિ પથરાઈ રહી.

## પ્રકરણ ૧૫ મું.

### નવો ભેદ.

રામસિંહ બહાદૂર અને હીંમતવાન હતો, પણ જ્યારે તેણે પોતાને આ પ્રમાણે કેદ થયલો દીઠો અને પેલા અશુકન ભરેલા શબ્દો તેને કાને પડયા ત્યારે તેના શરીર ઉપર પરસેવાનાં બુંદ ફૂટી નીકળ્યાં.

"મહાકાળીની મૂર્ત્તિ અને તેનો ભોગ" એ શબ્દોનો અર્થ તે સમજતો ન હતો, પણ તે શબ્દો સાંભળતાં પેલા મંદિરમાં સુંદરીએ કેવી ચીશ પાડી હતી તે તેને યાદ હતી. વળી તેને યાદ આવ્યું કે, જેવો અવાજ હમણાં ગુરૂસ્વામીએ તે શબ્દો બોલતાં કાઢયો હતો તેવોજ અવાજ સુંદરીની બાબતમાં પણ તેણે સાંભળ્યો હતો. હવેજ તેને વહેમ પડયો કે, પેલો મંદિરના ખૂણામાં સંતાઈ રહેનાર પણ એ ગુરૂસ્વામીજ હોવો જોઇએ. વળી જેના હાથમાંથી તેણે સુંદરીને છોડવી હતી તે પણ તેજ હોવો જોઇએ. તે વિષે તેની પક્કી ખાત્રી ન હતી.

એ ભોગના શબ્દોનો અર્થ તે સમજી શકતો ન હતો. જે મહાકાળીની મૂર્ત્તિ વિષે લોકો બોલતા હતા તે પેલા કાળાકિલ્લાના ભોંયરામાં તેણે જોયલી મૂર્ત્તિ હતી. તે મૂર્ત્તિ આગળ મનુષ્ય વધ થતો હશે? અથવા તો બીજી કોઇ રીતે ભોગ આપતા હશે? ત્યારે પેલું નીચેની બાજુએ સંચાકામ હતું તે શા ઉપયોગનું હશે? એ વિષે તે કાંઈ પણ વિચાર કરી ન શકયો. તે થોડીવાર સૂધી ચુપચૂપ વિચારમાં ઉભો રહ્યો તે કોઈ અજાણ્યા મહેલના ભોંયરામાં કેદ હતો. તેને કોઇપણ રીતની શિક્ષા કરવાના હતા એ તો ખરૂં હતું. આમાંથી છૂટવું શી રીતે તે વિષે તે તજવીજ કરવા લાગ્યો. લોખંડી જાળીને તેણે ખખડાવી જોઈ, પોતાનું બધું જોર તેની ઉપર અજમાવ્યું, પણ તે ફોકટ. જાળી જરાપણ હાલી નહિ.

જ્યારે છૂટવાની કાંઇપણ બારી ન મળી ત્યારે તેણે પોતાનું ગમે તે થાય તે ખમવા નિશ્ચય કર્યો. જે ધણીએ લઢાઇની વખતે તીર કે તલવારની દરકાર કીધી ન હતી તે આવે વખતે હીચકારો કેમ થાય?

જ્યારે પોતાની હાલત જોખમ ભરેલી થાય છે ત્યારે માણસને તરેહવાર

વિચારો આવેછે. તેજ પ્રમાણે આ સરદારને પણ વિચારો આવવા લાગ્યા. કાળા કિલ્લાનું ભોંયરૂં, સુંદરી અને કાળરાત્રી, ગુરૂસ્વામી, રાજકુમારી સુંદરમતી, અને પોતાના માળવા દેશમાંનાં સગાંઓ તેને યાદ આવ્યાં.

તેને કેદ થએ ઘણો સમય વીતી ગયો પણ કોઇ ત્યાં ન આવ્યું કે ગયું. તે ઉપરથી તેના મનમાં વિચાર આવ્યો કે, રખેને તેને ભૂખથી મારી નાંખવા તેમનો ઠરાવ હોય! આ વિચાર મનમાં આવતાંજ તે ચમક્યો. શું આમ બની શકે? શું ભૂખ અને તરસથી કંગાલ મોતે મરી જવું? નહિ, નહિ! આતો સહન થવું મુશ્કેલ! પણ તે સાથે વળી તેને બીજો પણ એક વિચાર આવ્યો. જો તેને ભૂખે મારી નાંખવાનો તેમનો ઠરાવ હોય તો તે સાથે તે મહાકાળીની મૂર્ત્તિને શો સંબંધ? કારણ કે ગુરૂસ્વામી તો બોલી ગયો હતો કે, મહાકાળીને તેનો ભોગ આપવો હતો!

આ પ્રમાણે તેને ત્યાં કેદ થએ રાત પડવાનો સમય થવા આવ્યો. તોપણ ત્યાં કોઇનો અવાજ ન સંભળાયો. બત્તીનું કિરણ પણ ન દેખાયું. હવે રામસિંહને એક બીજોજ વિચાર આવ્યો કે, આ ગુરૂસ્વામીને તેનો જીવ લેવામાં શો ફાયદો? આ વિચાર આવતાંની સાથે તેણે કોઈ માણસોનાં ધીમાં પગલાંનો અવાજ સાંભળ્યો. તેણે બરોબર ધ્યાનથી સાંભળ્યું તો ખરેખર ધીમે પગલે કેટલાંક માણસો તેની તરફ આવતાં હોય એવો અવાજ થયો. તેણે પોતાની તલવાર મ્યાનમાંથી કાઢીને હાથમા લીધી. તરતજ સાંકળોનો ખખડાટ થયો અને લોખંડી જાળી ઉપરની બાજુએ ઉચકાઇ ગઈ. તેજ વખતે રામસિંહને ચારે તરફથી પકડી લેવામાં આવ્યો તેના હાથમાંથી તલવાર આંચકી લેવામાં આવી અને તેના હાથ પાછલી બાજુએ બાંધ્યા. તેને એક લાંબો ઝબો પહેરાવવામાં આવ્યો અને તેને કેદ પકડીને ચાલ્યા. તેમના હાથમાંથી છૂટવા માટે તેણે તરફડીઆં તો ઘણાં માર્યાં, પણ તે છુટી ન શક્યો. તેઓ તદ્દન અંધકારમાં ગુપચુપ આગળ વધતા હતા રામસિંહને બદલે જો કોઈ નબળા મગજનો માણસ હોત તો એમજ ધારત કે, તેને પકડી જનારાઓ ભૂત પ્રેતો હતા અને તેઓ તેને પાતાળમાં પકડી લઈ જતા હતા.

થોડું આગળ ચાલ્યા તે વખતે પેલા ઝભામાંથી દીવાનાં કિરણો તેને દેખાયાં. તે સાથે વળી એક દરવાજો ઉઘડતો સંભળાયો અને તેમની પાછળ પાછો બંધ થયો. તેને કેદખાનામાંથી છુટે લગભગ દશ મીનીટ થવા આવી અને જેટલી ઝડપથી તેઓ ચાલતા હતા તે ઉપરથી તેણે અનુમાન બાંધ્યું કે, તેઓએ લગભગ અડધા ગાઉની મજલ તે ભોંયરામાં કીધી હશે. હવે તેમને સામેની બાજુએથી આવતાં પગલાંનો અવાજ સંભળાયો. તે સાંભળી તેને

પકડી ચાલનાર માણસોમાંનો એક બોલ્યો–" આપણે ઘણા મોડા થયા છીએ! રૂપેરી ઘંટ વાગી ગયો જણાય છે."

બીજાએ જવાબ દીધો–" હા, ઘંટ હમણાં જરા વાર થઈજ વાગ્યો છે. ચાલો, આપણે બાજુએ ઉભા રહીએ."

બધા તુરત ઉભા રહી ગયા અને ધીમેથી ખસતા ખસતા તેઓ ભીંતના એક ખૂણામાં જઇ ભરાયા. પેલા સામેથી આવનારાઓ પાસે આવવા લાગ્યા. તેમના હાથમાં મસાલો હતી તેનો પ્રકાશ રામસિંહને ઝબાની અંદરથી જણાતો હતો, પણ તેમનો ચેહેરો જણાતો ન હતો. તેમના પગના અવાજ ઉપરથી રામસિંહે એટલું તો ખાત્રીથી માન્યું કે તેઓ પુરુષ જાતિના હતા. તેઓ બધા ગુપચૂપ ચાલતા હતા. રામસિંહને પકડી જનાર સાથે તેમાંનું કોઈ બોલ્યું નહિ તે ઉપરથી તે એમ સમજ્યો કે, તેની સાથેવાળાઓને કોઇએ ઓળખ્યા નહિ. અથવા જો ઓળખ્યા હોય તો તેમને ઈસારતથી વાત થઈ હશે. તે લોકો સીતેરથી એંસી હતા. રામસિંહને લશ્કરી કવાયદ લેવાની ટેવ હતી તે ઉપરથી તેણે અનુમાન કાઢ્યું હતું.

આ વળી નવી નવાઇઓ હતી. "રૂપેરી ઘંટ વાગી ગયો." એટલે શું તે તે ન સમજ્યો. આ ભોંયરામાં આટલા બધા લોકો કયાંથી આવ્યા? તેમ વળી તે લોકોએ રામસિંહને પકડનારને કાંઇ પૂછ્યું પણ નહિ એ નવાઈ! આ બધાનો ખુલાશો કાંઈ થઇ શક્યો નહિ. જેવા પેલા સામેથી આવનારાઓ પસાર થઈ ગયા તેવાજ તેને પકડનારા આગળ વધ્યા. થોડીજ વારમાં એક દરવાજો ઉઘડયો અને ઉંચે ચઢવાની પગથીઓ શરૂ થઈ. થોડીવારમાંજ તેઓ ઉપર આવી પહોંચ્યા અને ત્યાંથી એક મોટા દિવાનખાનામાં થઇને બહાર નીકળ્યા. હવે રામસિંહને ખુલ્લી હવાથી જણાયું કે તેઓ મેદાનમાં આવ્યા છે. ત્યાં તેઓ ઉભા રહ્યા. તેમને વાસ્તે ઘોડા તૈયાર હતા. એક ઘોડા ઉપર રામસિંહને તેઓએ બેસાડયો અને એક મજબૂત દોરડાથી ઘોડા સાથે તેને બાંધી લીધો. તેમના હાથમાંથી છૂટી જવું મુશ્કેલ હતું, પણ જે યુક્તિ ભોંયરામાં ન થઇ શકી તે આ ખુલ્લા મેદાનમાં અજમાવી જોવા રામસિંહે વિચાર કર્યો. આ વખતે તેની હાલત કેવી હતી! ભોંયરામાંજ તેના હાથ મજબૂત બાંધી લીધેલા હતા અને તેનું મોઢું માથું ઢંકાઇ જાય એવો ઝબ્બો તેને પહેરાવવામાં આવ્યો હતો. પછી તેને ઘોડા ઉપર બેસાડી ત્યાં પણ બાંધી લીધો હતો. તેની દરેક બાજુએ ત્રણથી ચાર હથિયાર બંધ માણસો ચાલતા હતા.

તે હીંમત ન હાર્યો. તેણે ધીમે ધીમે પોતાના હાથ છોડવા માંડયા. પ્રથમ જમણો હાથ છોડી નાંખી પછી ડાબો છોડયો. આમ કરતાં તેણે પોતાને

અડધો તો છુટો કીધો. પછી તેણે ઝભાનો ફાટમાંથી જોયું તો તેને જણાયું કે તેની જમણી બાજુએ તેના ઘોડાની લગામ પકડીને એક સ્વાર ચાલતો હતો. સવારના તે રાજકુમારીની મુલાકાત વાસ્તે આવતો હતો તે વખતે જેમ તેના ઘોડાને ચલાવવામાં આવતો હતો તેમજ હાલ પણ હતું. વાદળાંને લીધે ચંદ્રનો પ્રકાશ પુરતો પડતો ન હતો તે આ સરદારને નસીબે સુભાગ્યની નીશાની હતી. તેણે પેલી ફાટને નખથી ચીરીને જરા મોટો ચીરો કર્યો. હવે તે પુરેપુરૂં જોઇ શકતો હતો. જમણી બાજુએ તેના ઘોડાની લગામ પકડી ચાલનાર તો ગુરૂસ્વામી પોતે હતો તેની આસપાસ બીજા છ જણ હતા. તેઓ બધા હથિયાર બંધ હતા અને તેમણે પોતાનાં મોઢાં છૂપાવેલાં હતાં. આ જોતાંજ રામસિંહને પેલા ધર્મશાળાના રખેવાળે કહેલી પેલા ત્રણ ભાઇઓના ઓચીંતા ગુમ થઈ જવાની વાત યાદ આવી.

એ ત્રણે મુકુંદ ભાઇઓ પણ વીજકુંવર ઠકરાણીના મહેલમાંથી ઓચીંતા ગુમ થઇ જઈ મોઢું છૂપાવેલા સ્વારોના હાથમાં કેદ થયા હતા, તેમ આ રામસિંહ પણ હતો. શું ત્યારે જે મહેલમાંથી તેને પકડીને લઈ જતા હતા તે વીજકુંવરનો મેહેલ હતો ? પણ તે ઠકરાણી તો સૌથી દયાળુ સ્ત્રી હતી. ત્યારે રામસિંહના આ દેશમાં બીજા છૂપા શત્રુ તે કોણ હતા ? રામસિંહ તે વિષે કાંઈ વિચાર કરી ન શકયો. મુખ્ય વિચાર તો તેમના હાથમાંથી કેવી રીતે છુટવું તે વિષે તે કરતો હતો. ગુરૂસ્વામી વારંવાર તેની તરફજ જોતો હતો તથા પેલા માણસની પણ નજર વારંવાર તેની તરફજ ફરતી હતી. ગમે તેમ થાઓ પણ કાંઇ યુક્તિ તો કરવી જોઈએ. તેણે પેલા ઝભાને જરા વધારે ચીર્યો અને તે દેખાઈ ન જાય તેવી રીતે હાથથી પકડી રાખી લાગ જોતો બેઠો. જરા વારમાં તેને લાગ મળ્યો. ગુરૂસ્વામીની નજર બીજી તરફ ફરી એટલામાં તો તેણે માથા ઉપરથી ઝભો કાઢી નાંખી જોરથી ગુરૂસ્વામીને એક ફટકો માર્યો. તે તરતજ જમીન ઉપર પડી ગયો. આ એક પળનું કામ હતું. બીજીજ પળે તેણે પોતાનો ઘોડો દોડાવી મૂકયો.

તેની સાથેના સ્વારો તો પોતાના સરદારને પડેલો જોઈ ગભરાઇને ત્યાંજ ઉભા રહ્યા. રામસિંહનો ફટકો તેને સજડ લાગ્યો હતો તોપણ તે ઉઠીને ઉભો થયો અને પોતાના માણસોને હુકમ કર્યો કે, જાઓ પેલા કેદીને પકડો.

રામસિંહ જે ઘોડા ઉપર બેઠો હતો તે જોરાવર હતો; પણ રસ્તામાં તેણે ઠોકર ખાધી અને તેના આંચકાથી રામસિંહ પડી ગયો. તે તરત ઉઠીને ઉભો થયો એટલામાં તો પેલા સ્વારોએ આવીને તેને ઘેરી લીધો. તે તેમની સામે થવા ગયો પણ પેલા બાંધેલા દોરડાની તેને આંટી લાગી અને માંડ માંડ પડતો

તે બચી ગયો. પેલા સ્વારો તેને ફરીથી બાંધવા લાગ્યા, તેજ વખતે ઘોડાનાં પગલાં સંભળાયાં. ફરીથી રામસિંહ પોતાનું બધું જોર વાપરીને તેમના હાથમાંથી છૂટી નાઠો. તરતજ સ્વારો તેની પાછળ પકડવા દોડયા. આખા દિવસનો તે ભૂખ્યો હતો તેથી તેની શક્તિ તદ્દન જતી રહી હતી પણ આ તો મોત જીવતની વેળા હતી. ગુરૂસ્વામીએ હુકમ કર્યો—"એને પકડો—બાંધો અને જો સામો થાય તો કાપી નાંખો!" હવે તો જે થાય તે ખરૂં ધારી રામસિંહ સામો થયો અને જેણે તેને કાપી નાંખવા તરવાર ઉચકી હતી તેના હાથમાંથી તરવાર આંચકી લઈ તેનેજ પ્રથમ તેણે કાપી નાંખ્યો અને પોતાની છેલ્લી ઘડી સૂધી અથવા તો મદદ આવી પહોંચે ત્યાં સુધી પોતાનો બચાવ કરવા ઠરાવ કર્યો. તેના હાથમાં હથિયાર જોઇ સ્વારો પણ અચકીને ઉભા રહ્યા. હવે પેલા સામેથી આવનારા ઘોડેસ્વારો વધારે પાસે આવ્યા. તેમને પાસે આવેલા જોતાંજ ગુરૂસ્વામીએ નાસવા માંડયું. તે સાથે તેના પાંચે સ્વારો પણ નાશી ગયા.

જેમના આવવાથી રામસિંહ મૃત્યુથી બચી ગયો તેઓ આશરે પચાશ ઘોડેસ્વારો હતા. તેઓ બધા હથિયારબંધ હતા. તેમનો સરદાર આશરે પાંત્રીશથી ચાલીશ વરસનો હતો. પેલા પાસે આવતા માણસોનો વડો એમ સમજયો કે, રામસિંહની ઉપર લુટારાઓએ હુમલો કર્યો હતો. તેણે તરતજ ઘોડા દોડાવ્યા પણ તેમને નાસી જતા જોઈ રામસિંહની પાસેજ આવી ઉભા અને તેનો બચાવ લુટારાઓના હાથમાંથી થયો તેથી પોતાનો આનંદ દર્શાવ્યો. રામસિંહે પણ તે વિષે વધારે ખુલાશો કરવાની જરૂર ન જોઈ. રામસિંહ બોલ્યો—"મારો ઘોડો પણ તે લુચ્ચાઓ લઇ ગયા લાગે છે અને—"

પેલા વડાએ પૂછયું—"તમે કયાં જાઓછો?"

રામસિંહ—"મારે જેમ બને તેમ જલદી રાયપુર પહોંચવું છે."

વડો બોલ્યો—"અમારો પણ ત્યાંજ જવાનો વિચાર છે. અમે એક કલાકમાં તો ત્યાં જઈ પહોંચીશું. હાલ મધરાત થઈ ગઇ છે. અમે પણ મુસાફરીથી કંટાળી ગયા છીએ, તેથી ત્યાં જલદી જઇ પહોંચવા માગીએ છીએ. અમારી સાથે એક ઘોડો ખાલી છે. તમારી મરજી હોય તો અમારી સાથે ચાલો."

રામસિંહ—"તમારો મોટો ઉપકાર થયો. મારૂં નામ સરદાર રામસિંહ છે. હુ જાતે રજપૂત છું માળવાના રાજાના પ્રતિનિધિ તરીકે અત્રે આવ્યો છું."

પેલા વડાએ કહ્યું—"તમારૂં નામ સાંભળી હું અતિ આનંદ પામ્યો છું. મારૂં નામ બળવાનસિંહ છે અને રામગઢનો હું ઠાકોર છું."

રામસિંહ ઘોડે બેસતાં બોલ્યો—"આપને વિષે મેં ઘણું સાંભળ્યું છે

અને તેથી આપની સાથે ઓળખાણુ થવાથી હું અતિ આનંદ પામ્યો છું. થોડા વખત ઉપર કાંઈ અકસમાતથી તમારા જંગલ ખાતાના રખેવાળ મુલુનાયકના ઝુંપડામાં હું જઈ ચઢયો હતો અને તેને મોઢે તમારે વિષે મેં ઘણું સારૂં સાંભળ્યું હતું."

બળવાનસિંહ–"મુલુનાયક મારો ઘણા વરસનો જુનો અને વિશ્વાસુ નોકર છે. હવે ચાલો આપણે જલદી જઇએ. વખત વીતી જાય છે."

આમ કહી તેણે ઘોડાને જલદીથી દોડાવ્યો, અને તેની પાછળ બીજા બધા ઘોડા દોડયા.

બળવાનસિંહને મોઢે રામસિંહે સાંભળ્યું કે, રાયપુરથી આપણે એક કલાકને રસ્તે છીએ ત્યારે તેની ખાત્રી થઇ કે, રાજકુમારીને મળવા લઈ જતાં ગુરૂસ્વામી તેને રસ્તો લાંબો દેખાડવાની મતલબે આડે અવળે રસ્તે થઇને લઈ ગયો હતો તેમાં તો જરાપણ શક નહિ.

અડધા કલાકમાં તો વીજકુંવરનો કિલ્લો દેખાયો અને તે પછી થોડી વારમાંજ સફેદ મહેલ જણાયો. તે જોઈ તે બોલ્યો–"જરૂર જરૂર હું આ ઠકરાણીની મુલાકાત લઈશ." પણ તેજ વખતે તેનું મન દલગીર થઇ ગયું. શું થાય છે તે તેને જણાયું નહિ.

બીજો અડધો કલાક પસાર થઈ ગયો અને તેઓ રાયપુરમાં આવી પહોંચ્યા. બળવાનસિંહનું નામ સાંભળી દરવાને દરવાજો ઉઘાડી તેમને દાખલ કર્યા. બળવાનસિંહ પોતાની સાથેના માણસો શેહેરનો બચાવ કરવા માટે લાવ્યો હતો તેથી તેમને લશ્કરી છાવણીમાં મોકલી પોતે રામસિંહ જે મુસાફરખાનામાં ઉતર્યો હતો ત્યાંજ ઉતર્યો. તે જોઇ રામસિંહ વધારે આનંદ પામ્યો.

રામસિંહના બે નોકરો બળભદ્ર અને માનસિંહ પોતાના શેઠની રાહ જોઇ જાગતા બેશી રહ્યા હતા. પોતે કયાં જાય છે તે કહ્યા વગર તે ગયો હતો અને મોડી રાત સુધી પાછો ન ફર્યો તેથી તેઓને ચિંતા થતી હતી. તેને પાછો આવેલો જોઇ તેઓ આનંદ પામ્યા.



## પ્રકરણ ૧૬ મું.

---

### સુંદરીનો મેળાપ

ઉપલા બનાવને ત્રણ દિવસ થઇ ગયા પછી રામસિંહ શેહેરના દક્ષિણ દરવાજા તરફ જવા નીકળ્યો. તેણે ભપકાદાર પોશાક પહેર્યો હતો. તેના ચેહેરા ઉપરજ વીરતા પ્રકાશી રહી હતી. તે હાલ આનંદમાં ચાલતો હતો.

સાંજ પડવા આવી હતી તેથી તે તરફનો ભાગ વધારે રળીઆમણો દેખાતો હતો. જ્યારે તેણે દરવાજો દીઠો અને તે વટાવીને બહાર નીકળ્યો ત્યારે તેનું મંદ હાસ્ય બંધ થઇ ગયું—તે ગંભીર થઈ ગયો. તેને વિચાર સ્ફુરી આવ્યો કે તે કયાં જતો હતો ? જે કામ માટે તે જતો હતો તે વાજબી હતુ ?

સુંદરીએ આજે તેને મળવાની કબૂલાત આપી હતી. સુંદરીના મોહથી ખેંચાઇને તે ત્યાં આવ્યો હતો. સુંદરી સાથે તેને થોડોજ વખત થયાં ઓળખાણ થઇ હતી તેમ તે ઓળખાણ પણ થોડાજ સમયની હતી. તેને મન તે તદ્દન અજાણી હતી. શું આવી અજાણી અને એકજ વખતની મુલાકાત થયલી કુમારિકા સાથે ફરીથી મુલાકાત લેવી એ વાજબી હતું ? શું તેણે સુંદર કાળરાત્રીને પણ તેજ દિવસે મળવા વચન આપ્યું ન હતું ? કાળરાત્રી પણ તેને મન શું તદ્દન અજાણી અને ભેદ ભરેલી સ્ત્રી ન હતી ? તેને મળવામાં પણ શું તે વાજબી હતો ?

આવા વિચારો તેને આવ્યા. થોડીવાર સુધી તો તે કાંઈ પણ નક્કી ઠરાવ ન કરી શકયો, પણ આખરે તેના મનને એમજ લાગ્યું કે, આજ બેઉની મુલાકાત તો કરવીજ.

રામસિંહ હજી કુંવારો હતો. તેણે હજી સુધી કોઇ પણ સ્ત્રીને પરણવા માટે પસંદ કરી ન હતી. તે પોતા લાયક કોઈ સ્ત્રીની શોધમાં હતો. આ સુંદરી તથા કાળરાત્રીને જોઈ તેના મનમાં પ્યાર ઉત્પન્ન થયો હતો. તે બેઉને અથવા તેઓમાંની એકને તે ચહાતો હતો, પણ તેનો પ્યાર કોની ઉપર હતો તે વિષે તેના મનમાં ખાત્રી ન હતી.

થોડીવારમાંજ તેણે પોતાની તરફ એક સ્ત્રીને આવતી દીઠી. તેણે પોતાનું મોઢું ઢાંકેલું હતું. રામસિંહે તેની ચાલ ઉપરથી જાણ્યું કે તે સુંદરીજ હતી. રામસિંહની પાસે આવતાં તેણે પોતાનું મોઢુ ખુલ્લું કર્યું. ચંદ્રમા સમાન પ્રકાશિત ચેહેરો તેણે રામસિંહની સામે ખુલ્લો કર્યો રાતના જે ચેહેરો રામસિંહે અતિ સુંદર દીઠો હતો તે આ સાંજને વખતે વધારે સુંદર દેખાયો. કામદેવની પ્રિયા રતિ સાક્ષાત આવીને ઉભી હોય એવો તેને ભાસ થયો. સ્વર્ગની દેવી તેની પાસે આવી ઉભી હોય એમ તેને લાગ્યું. બેઉ એક બીજાની સામે ઉભાં રહ્યાં. કોઈ પણ બોલી ન શકયું. થોડી પળ આ રીતે પસાર થઈ. આખરે રામસિંહ બોલ્યો—“ આપણે અત્રે મળ્યાં ખરાં. તમે તમારૂં વચન પાળ્યું ખરૂં ? ”

સુંદરી ( નીચી નજરે )—“ સરદાર સાહેબ, તમે મને બીજી વખત મળવા માગ્યું હતું ને મેં તમને વચન આપ્યું હતું તેથી તે પાળવા માટે હું

તમને મળવા આવી.”

રામસિંહ (જરા દલગીર થઇને)–“સુંદરી, મને તે યાદ છે. મને પસ્તાવો થાય છે કે, મારી મૂર્ખાઇથી–”

સુંદરી–“પણ સરદાર સાહેબ, શા માટે તમે પસ્તાવો કરો છો? તમે જે પળે મને મળ્યા તેજ પળે મારી સાથે મિત્રાચારી કરવા માગી અને–”

રામસિંહ–“ના, ના, એમ નથી, તમે ભૂલ કરોછો. સુંદરી, મારી ભૂલ થઈ કે હું તમને બીજી વખત મળ્યો. જેની સાથે મારે મળવું જોઇએ તે તો બીજી છે. ઇશ્વર જાણે કે, તેથી મને અથવા તમને સુખ થશે!”

સુંદરી–“સરદાર, તમે મને છોડી જવા માગો છો?”

રામસિંહ–“નહિ, નહિ! આપણને મળે પાંચ મીનીટ તો થઈ નથી. તમે એટલીવારમાં છોડી જવાનો વાત કેમ કરોછો?”

સુંદરી–“આપણે મળ્યાં તેથી તમને મનમાં પસ્તાવો થાય છે માટે!”

રામસિંહ–“મને પસ્તાવો થયો તે છતાં હું ખુશી છું. હું હજી પણ પસ્તાવો કરીશ અને સુખી થઈશ. તમે મનુષ્ય જાત નથી. તમે સ્વર્ગની અપ્સરા છો!”

સુંદરી–“હું સુંદરતાની પુત્રી છું હું કીર્તિની પુત્રી છું.”

રામસિંહ તેની તરફ જોઈ રહ્યો. સુંદરીના શબ્દોથી તે આશ્ચર્ય પામ્યો. તેની આવી સુંદરતાથી તે તેને દેવી ધારે તેમાં નવાઇ ન હતી. વળી સુંદરી તથા કાળરાત્રોમાં એક જાતની મોહનીનું ખેંચાણ હતું. રામસિંહ પણ તે ખેંચાણમાં સપડાયો હતો. પોતે નજરે જુએ છે તે ખરૂં છે કે સ્વપ્ન તે તેને ન જણાયું. તેણે પોતાની આંખો ઉપર હાથ ફેરવ્યો અને એટલી વારમાં જુએ છે તો સુંદરી ત્યાંથી અલોપ થઈ ગઇ હતી. તે ત્યાં ન હતી.

## પ્રકરણ ૧૭ મું.

### કાળરાત્રીનો મેળાપ.

રાત પડી ગઈ છે. આઠ વાગી ગયા પછી રામસિંહ રાજબાગમાં એકલો ફરતો નજરે પડે છે. એક વખતના બળવાન રાજાનો આ મોટો રાજબાગ આજ શાંત નજરે પડે છે. એક પણ દીવો ત્યાં બળતો દેખાતો નથી. ફક્ત ચંદ્રમાના સફેદ પ્રકાશથી તે પ્રકાશિત છે. તે પ્રકાશની અંદર મોટો રાજમહેલ નજરે પડતો હતો. તેને જોતો રામસિંહ શોકાતુર ચેહેરે ઉભો.

જરાવારમાંજ તેણે ધીમે સ્વરે પોતાનું નામ બોલાતું સાંભળ્યું. તેનો

શોક આનંદમાં બદલાઈ ગયો. તેણે કાળરાત્રીનો સ્વર ઓળખ્યો, અને પાછળ ફરીને જુએ છે તો કાળરાત્રી તેની બાજુમાં ઉભેલી જણાઇ. તે તેને જોઇને આનંદ પામ્યો. એક બે મીનીટ સુધી તે કાંઈ બોલી ન શકયો. આખરે કાળરાત્રી બોલી–"તમે મને ફરીથી મળવાનું કહ્યું હતું અને તેથી હું અહીં આવી છું. મેં મારૂં વચન પાળ્યું છે."

રામસિંહ–"તું અહીં આવી તેથી તારો હું આભાર માનું છું."

કાળરાત્રી–"જ્યારે તમે થોડા દિવસ ઉપર અમારી છાવણી છોડી જવા નીકળ્યા ત્યારે તમે મારી સાથે મિત્રાચારી કરવા માગી, હું તમારી સાથે ઓળખાણ રાખવા કબૂલ થઈ. શું તમે તે બનાવ ભૂલી ગયા?"

આમ બોલતાંની સાથે તે રામસિંહ તરફ આશા ભરી નજરે જોવા લાગી.

રામસિંહ–"ભૂલી ગયો! કદી નહિ, કદી નહિ! એ બનાવ તો મારા દીલમાંથી ભૂલી જનાર નથી. બીજા કોઇની તરફેણમાં હોય તો તે જુદી વાત છે પણ તારી તરફથી તે કદી નહિ!"

કાળરાત્રી–"તમે હજી પણ મારી સાથે મિત્રાચારીનો દાવો રાખવા માગો છો? હું તમને મારા એક મિત્ર તરીકે માનુ?"

રામસિંહ–"કાળરાત્રી શા માટે નહિ! હું તારો મિત્ર થવાને ખુશી છું."

કાળરાત્રી–"રામસિંહ, તમે એક ઉત્તમ સરદાર છો, ખરેખરા ગૃહસ્થ છો, તમારી ચાલચલણ ઉપરથી તમે સદ્‌ગુણી જણાઓ છો. આ બધા તમારા ગુણોથી હું વાકેફ ન હતે તો અત્રે કદી પણ આવવા હા પાડત નહિ એ નક્કી માનજો."

રામસિંહ–"સુંદર કુમારિકા, જેવી તું સુંદર છે તેવીજ ડાહી પણ છે. એક દિવસ એવો આવશે જે વખતે તને હું મારી મિત્રાચારી પૂર્ણ બતાવીશ. જો કે હું તારી નજરમાં હાલ તો ફકત એક સરદાર દેખાઉં છું પણ કાંઇ વધારે કરી બતાવીશ."

કાળરાત્રી–"સરદાર, તમારો હું આભાર કેમ ભૂલીશ? પણ તમે જે બોલો છો તે પૂર્ણ વિચાર કરીને બોલો છો?"

રામસિંહ–"કાળરાત્રી, તારી મિત્રાચારી માટે મેં કાંઇ પણ વિચાર કર્યો નથી, પણ હું જે બોલું છું તે સાંભળ."

કાળરાત્રી–"ચાલો, આપણે પેલા ફુવારા નજીક જઈને વાતો કરીએ."

કાળરાત્રીનો હાથ પોતાના હાથમાં લીધો એટલે રામસિંહનો હાથ ધ્રુજવા લાગ્યો. પોતાના મનની લાગણી છૂપાવવાને તેણે ઘણો યત્ન કીધો પણ તે નિષ્ફળ ગયો. આખરે હીંમત કરીને તેણે કાળરાત્રીનો હાથ પોતાની આંખો

સાથે ચાંપ્યો અને પછી તેની સાથે સાથે કુવારા નજીક ગયો.

કાળરાત્રી–"અહીં ફૂલોની કેવી લપટ આવે છે? બોલો હવે તમે શું કહેવા માગો છો?"

રામસિંહ–"હા, મારા મોઢામાંથી તેવા શબ્દો નીકળી ગયા છે ખરા. કાળરાત્રી, હું તને કોઇ પણ રીતનું અપમાન કરવા નથી માગતો. નહિ, નહિ, તને અપમાન આપી જીવવા કરતાં હું મરવાનું વધારે પસંદ કરૂંછું. તારી સુંદરતાથી અંજાઇ જઈ; તારી ઉત્તમ ચાલથી લોભાઈ જઈ, મેં તારી મિત્રચારી–"

કાળરાત્રી–"અને તમારી તે માગણી માટે તમે પસ્તાવો કરો છો?"

રામસિંહ–મારો વિચાર તને અપમાન કરવાનો નથીજ. હું ઇશ્વરને હાજર ગણીને કહુંછું કે, આખી પૃથ્વીનો કોઇ પણ મોટો અથવા નાનો સરદાર કોઇ પણ રાજકુંવર કે રાજા તારી સાથે ઓળખાણ કરવામાં મગરૂરી સમજશે જે છાવણીમાં હાલ તું રહે છે તેના લોકો મને શત્રુ સમજશે, તોપણ તારી રક્ષા કરવામાં હું સદા તત્પર રહીશ. એક ખરા રજપૂત તરીકે હું તને મારૂં વચન આપુછું કે, તારૂં ગમે તેવું કામ હશે તે પણ હું મારા ખરા મનથી બજાવીશ."

કાળરાત્રી–"બહાદુર અને ઉદાર મિત્ર, તમારૂં કહેવું હું બરાબર સમજી છું. હું તમારો ખરા દીલથી આભાર માનુંછું. તેનો બદલો મારાથી કોઈ પણ રીતે વાળી શકાય તેમ નથી. હું તમને મારા એક ભાઈ તરીકે ચાહીશ અને એક બહેન જેમ ભાઇની સેવા કરે તેમ તમારી સેવા કરીશ."

રામસિંહ–"તું કેવી ભલી છે! તારા જેવીને કાળની પુત્રી એવું ભયંકર નામ શા માટે આપવામાં આવ્યું છે?"

કાળરાત્રી–"એ એક ભયંકર ઇતિહાસ છે!" આટલું બોલતાંની સાથે તેણે આસપાસ ભયથી નજર કીધી.

તેની આવી હાલત જોઈ રામસિંહ બોલ્યો–"મારા બોલવાથી જો તને કાંઈ પણ દુ:ખ ઉત્પન્ન થયું હોય તો હું તારી માફ માગુછું. મેં કાંઈ હાલ તે વિષે તને પૂછ્યું નથી, માત્ર મારા મોઢામાંથી એ માટેના શબ્દો–"

કાળરાત્રી–"નહિ, નહિ, તેની હરકત નથી. શું આપણે મિત્રો નથી? આપણે એક બીજાની ખાનગી વાત શા માટે છુપી રાખવી જોઇએ? મારે તમારી સલાહની જરૂર છે માટે હું તમને મારો છૂપો અને ભયંકર ઇતિહાસ કહીશ."

કાળરાત્રી આટલું બોલી રહી એટલામાં એક ભયંકર અવાજ સંભળાયો.

" કાળની પુત્રી, તારો વખત પૂરો થવા આવ્યો છે ! "

કાળરાત્રી ચીસ પાડી-" દૈત્ય દૂર થા ! " અને તેજ પળે બેશુદ્ધ થઇ પડી. તરતજ કઠોર હાસ્યનો અવાજ સંભળાયો અને તે બેશુદ્ધ નારી વધારે ધ્રુજવા લાગી. રામસિંહે ફુવારાનું પાણી લાવી તેના મોઢા ઉપર છાંટયું અને તે ફરીથી હોંશિયાર થઈ. ધીમે ધીમે જમીન ઉપરથી ઉભી થતાં તે બોલી કે " તમારા આભારમાંથી હું કયારે મુકત થઈશ ? મને એટલી બધી ધાસ્તી લાગી છે કે–"

રામસિંહે તેના ચહેરા તરફ જોઈ રહીને કહ્યું–" પણ કાળરાત્રી મને કહે કે, એ ભયંકર શબ્દોનો અર્થ શો ? "

આસપાસ ગભરાટથી જોતી તે બોલી–" હાલ તે વિષે હું કાંઈ ખુલાસો કરી શકતી નથી, પણ આગળ એવી તક આપણને મળશે–"

રામસિંહ–" તો પણ તારે મને શકમાં રહેવા દેવો ન જોઈએ. હુ કાંઈ બીકણ નથી. આ સંભળાયલા શબ્દોએ તારા મન ઉપર સજ્જડ અસર કીધી હતી તે મેં જોઈ અને–"

કાળરાત્રી-" હાલ એ વિષે મને વધારે ન પૂછો. હું ગભરાઈ ગઇ છું તેમાં તે ભયંકર વાત કરતાં વધારે ગભરાઈશ. "

રામસિંહ–" ત્યારે આપણે પાછાં કયારે મળીશું ? "

કાળરાત્રી-" આપણે થોડા સમયમાંજ પાછાં મળીશું ! "

રામસિંહ–" પણ કયારે મળીશું ? "

કાળરાત્રી–" હું તે દિવસ હાલ તો નક્કી કહી શકતી નથી પણ એટલું તો નક્કી જાણજો કે, તે દિવસ ઘણો પાસેનો છે. હું તે વખતે તમને મારો ભયંકર ઈતિહાસ કહી સંભળાવીશ. સરદાર સાહેબ, હવે હું રજા લઉછું. "

રામસિંહ તેને જતી અટકાવીને બોલ્યો–" સુંદર કુમારિકા, જરા સબૂર કર ! મને કહી જા કે, જે શબ્દો હજી મારા કાનમાં અવાજ કરે છે તેનો અર્થ શો ? મરણ સિવાય બીજે વખતે મનુષ્ય જાત ઉપર કાળનો હક હોય એમ હું તો માનતો નથી. "

કાળરાત્રી–" શું હું કાળની પુત્રી નથી ? "

" આ તો અતિ ભયંકર " એમ બોલતો બોલતો રામસિંહ પાછળ હઠયો. તે ફુવારા ઉપર બેશી ગયો. પોતાના હાથથી આંખો બંધ કરી થોડી-વાર સુધી તે એમજ બેઠો રહ્યો અને પછી ઉઠીને જુએ છે તો પોતે ત્યાં એક-લોજ હતો.



## પ્રકરણ ૧૮ મું.

### બળભદ્ર અને માનસિંહ.

રામસિંહ જે વખતે કાળરાત્રીને મળવા માટે રાજબાગમાં આવ્યો હતો તે વખતે તેના બેઉ નોકરો બળભદ્ર અને માનસિંહ પણ ફરવા નીકળ્યા હતા. તેઓ ફરતા ફરતા શહેરના દક્ષિણ દરવાજાની બહાર નીકળી ગયા હતા. થોડી વાર ચાંદનીમાં ફર્યા પછી તેઓ પાછા ફરવાનો વિચાર કરતા હતા એટલામાં તેમને એક વૃદ્ધ સ્ત્રીએ બોલાવ્યા. તે સ્ત્રી આબરૂદાર દેખાવની હતી. તે તેમને પૂરી રીતે જોયા પછી બોલી--" આજ ચાંદની ઘણી સરસ ખીલી છે. "

બળભદ્ર તેની તરફ જોઈને બોલ્યો-" ડોસી મા, તેથીજ અમે આ તરફ ફરવા નીકળી પડયા છીએ. આ ચાંદનીથી તમારા શહેરની શોભામાં ઘણોજ વધારો થયેલો દેખાય છે. "

ડોસી બોલી-" તમે આ દેશના વતની નથી એમ જણાય છે. "

માનસિંહ-" હા, અમે પરદેશી છીએ. અમે અત્રે થોડાજ દિવસ થયા આવ્યા છીએ. "

ડોસીએ પૂછયું-" તમે અહીં કેટલા દિવસ રહેવાના છો ? "

માનસિંહ-" અમો સ્વતંત્ર નથી, અમારો શેઠ જેટલા દિવસ અત્રે રહેશે તેટલા દિવસ અમે અત્રે રહીશું. કાલ જે દરબાર ભરાવાની છે તેની ઉપર તેનો બધો આધાર છે. "

ડોસી બોલી ઉઠી-" હવે સમજી ! તમે આ દરબારમાં હાજર થનાર કોઇ મોટા સરદાર અથવા ઠાકોર સાથે આવ્યા હશો ખરુંને ? "

બળભદ્ર-" હા એમજ છે. માનસિંહ આપણને અત્રે આવે ઘણો વખત થઈ ગયો ! "

ડોસી આશ્ચર્ય પામીને બોલી-" વખત થઇ ગયો ! શું તમારો શેઠ સખત હૈડાનો માણસ છે ? શું તમને ફરવા હરવાની બંધી કરે છે ? આવા સુખવાસી વખતે મોજ શોખ ભોગવવાને બદલે તમે ઘરમાં ભરાઇ રહેવાનું કેમ પસંદ કરો છો ? "

માનસિંહ ( ધીમેથી )-" ચાલો આપણે જતા રહીએ ? આ તો કોઈ ગાંડી છે ! "

બળભદ્ર-" નહિ, નહિ ! તેમ નથી. આમાં કાંઈ પણ ભેદ છે. "

ડોસી-" તમે એમ સમજોછો કે, હું મશ્કરીમાં અથવા વગર અર્થનું બોલું છું ? ના ના મારો પોતાનો વખત ઘણોજ કીમતી છે. હુ અહીંથી સીધી

આ પૃથ્વીના સ્વર્ગ જેવા મહેલમાં જવા ચાહુ છું. એ મહેલ એવો તો છે કે, અપ્સરા તુલ્ય સુંદરીઓ સાથે દરેક પ્રકારનું સુખ ત્યાં છે. શું ત્યાં હું એકલી જાઉં ? ”

બળભદ્ર બોલી ઉઠયો–“ નહિ, નહિ, ભલાં ડોસી મા, અમને સાથે લઈ જાઓ. કેમ ભાઇ માનસિંહ, મેં તને કહ્યું તે ખરૂં કે નહિ ? જો, આ નવું નીકળ્યુંને ? ”

ડોસી–“ હું તમને ઘણી ખુશીથી મારી સાથે લઈ જઇશ. ત્યાં તમને અતિ માનથી આવકાર મળશે. ”

બળભદ્ર–“ પણ માનસિંહ, એક મોટો વાંધો છે તેનું કેમ ? ”

માનસિંહ–“ તમારો વાંધો હું પામી ગયો છું. તમારૂં કહેવું એવું છે કે, જો આપણે મોડી રાતના ઘેર જઇશું તો આપણો માલેક આપણી ઉપર ગુસ્સે થશે ! પણ તેમ નથી. તેમણે બહાર જતી વખતે મને કહ્યું છે કે, હું મોડો વહેલો પાછો ફરૂં તેથી તમારે ફરવું હોય તો ફરવા જજો.”

બળભદ્ર–“ જો એમજ છે તો પછી બીજું શું જોઇએ ! ડોસીમા, અમે તમારૂં તેડું કબૂલ કરીએ છીએ. જે ઠેકાણે તમે તેડી જશો તે ઠેકાણે આવવા તૈયાર છીએ, પણ અમારે ઉતારે અમને થોડો વખત જવું પડશે જેથી ત્યાં આવવા લાયક પોશાક પહેરી આવીએ. ”

ડોસી બોલી–“ તેમ કરવાનું કાંઈ કારણ નથી. જે ઠેકાણે હું તમને લઈ જવા માગુ છું, તે ઠેકાણે કપડાં બદલવાનો એક ઓરડો છે. આ ઓરડામાંથી તમે પસંદ પડતાં કપડાં પહેરી લેજો. ચાલો, હવે જલદી કરો, આપણે ઘણે લાંબે જવાનું છે. ”

માનસિંહ બોલી ઉઠયો–“શું અહીંથી ઘણે દૂર જવું છે ? અમે તો સમજ્યા હતા કે તે ઠેકાણું અત્રેથી નજીકજ હશે અને તે પણ વળી શહેરમાંજ હશે ! ”

ડોસી તિરસ્કાર બતાવતી બોલી–“ શું એક કલાકની મુસાફરીથી તમે ડરી ગયા ? જો એમજ હોય તો તમે અહીંજ રહો ! તમે ત્યાં આવવા મુદ્દલ લાયક નથી ! મેં તમારો ચહેરો જોઇને તેડું કર્યું હતું પણ–”

આમ બોલી તે ચાલી જવા લાગી એટલે બળભદ્ર આતુરતાથી બોલી ઉઠયો–“ ડોસી મા, અમને નિરાશ ન કરી જાઓ. અમારી ભૂલ થઇ, અમને માફ કરો. ”

ડોસી–“ ઠીક છે ચાલો ત્યારે મારી સાથે; પણ એટલું યાદ રાખજો કે, હું જે જે સરતો કરૂં તે તે સરતો પ્રમાણે તમે ચાલશો નહિ ત્યાં સુધી તમે મારી સાથે પેલે ઠેકાણે જઈ પહોંચવાના નથી. ”

બેઉ બોલી ઉઠયા–" ભલી બાઇ, અમે તમારી દરેક આજ્ઞા બજાવીશું."

ડોસી જરા હસીને આગલ ચાલી. તે તેમને ડાબા હાથ તરફ લઇ ગઈ અને થોડે દૂર ગયા પછી એક નાના મંદિર આગલ તેઓ આવી પહોંચ્યાં. ત્યાં એક માણસ ત્રણ ઘોડા તૈયાર રાખીને બેઠો હતો. તે માણસનો પોશાક ઘોડા-વાલા જેવો હતો. તે તેમને જોઇ પેલા મંદિરમાં ગયો અને ત્યાંથી બે ઝભા લઈ આવ્યો. તે બેઉ ઝભા તેણે માનસિંહ અને બળભદ્રને પહેરવા આપ્યા. આ ઝભા જોઇને તેઓ ચોંક્યા, છતાં તેમણે તે પહેરી લીધા. પછી ડોસી બોલી–" જ્યાં હું તમને લઇ જવા માગું છું તે ઠેકાણું છૂપું છે. તેનો રસ્તો પણ છુપોજ છે, માટે તમ્હારે ત્યાં છુપી રીતે આવવું પડશે. આપણા ઠરાવ મુજબ હવે તમારે એક સરત કરવી પડશે."

આ પ્રમાણે વગર વિચારે તે ડોસી સાથે આવ્યા તેથી દલગીર થતો માનસિંહ બોલ્યો–" ભલી બાઈ, તમારે અમારી સાથે શી સરત કરવી છે?"

ડોસી બોલી–" તમારૂં મોઢું માથું બંધ કરવું પડશે અને જ્યાં સુધી હું કહું નહિ ત્યાં સુધી તમારી આંખોએ બાંધેલા પાટા છોડવા નહિ."

બળભદ્ર–" ભલે તેમ કરો."

માનસિંહ–" ઇશ્વર કરે તે ખરૂં !"

પેલા ઝભા ઘણા મોટા હતા, તેનો ઉપરનો ભાગ મોઢું છુપાવવા લાયક કરવામાં આવ્યો હતો. તે તેમણે મોઢા ઉપર નાંખી લીધો અને તેની ઉપર ડોસીએ પાટો બાંધી દીધો. પછી તેમને ઘોડા ઉપર બેસાડયા અને પોતે પોતાના ઘોડા ઉપર ચઢી બેઠી. બેઉ જુવાનોની વચમાં પોતાનો ઘોડો રાખી, બેઉના ઘોડાની લગામો તેણે પકડી અને તેઓએ ઘોડા દોડાવી મૂક્યા. થોડી વાર સુધી તો કોઇ કાંઈ બોલ્યું નહિ પણ આખરે ડોસી બોલી–" હું તમને આવી રીતે લઈ જાઉં છું તેથી તમારે આશ્ચર્ય પામવું નહિ, તેમજ બીવું પણ નહિ. વળી જે ઠેકાણે હું તમને લઈ જાઉં છું તે તમારે પહેલું તથા છેલ્લુંજ સમજવું. બીજી વખત તમે એ ઠેકાણે દાખલ થઇ શકનાર નથી. આ પૃથ્વીના સ્વર્ગનું સુખ એવું છે કે, એક વખત જેણે તે ચાખ્યું તે બીજી વખત જરૂર ત્યાં જવાની ઇચ્છા કરે છે. તેથી ત્યાં તેને જવું મુશ્કેલ પડે અને તે રસ્તો શોધી ન શકે એટલા માટે આટલી બધી ચોકસાઇથી લઇ જવામાં આવે છે. હું તમને આવી રીતે કેમ લઇ આવી છું તેનો અર્થ હવે તમે સમજ્યા?"

માનસિંહ કે જેના મનમાં બીક હતી તે આ સાંભળી થોડો શાંત પડીને બોલ્યો–" હા, અમે સમજ્યા, અને તેથી સંતોષ પામ્યા છીએ."

બળભદ્ર–" તમે અમને એવા તો આતુર કરી મૂક્યા છે કે, અજાણ્યા

માણુસ સાથે અજાણ્યે ઠેકાણે આવવા માટે અમે હીંમત કીધી છે.”

માનસિંહ–“ મારૂં કહેવું પણ તેવુંજ છે. ”

ડાસી–“ ખરેખર તમે હીંમતવાન તો છો. ”

થોડીવાર બધાં ચૂપ ચાપ થઇ ગયાં. અડધા પોણા કલાકની મુસાફરીથી તેઓ પોતાને ધારેલે ઠેકાણે આવી પહોંચ્યાં. ઘોડા ઉભા રહ્યા અને મોટો દરવાજો ઉઘડતો હોય એવો અવાજ તેમને સંભળાયો. તેઓ અંદર દાખલ થયાં. તેમના ઘોડા ઉભા રહ્યા અને તેમને ધીમેથી ઉતારવામાં આવ્યા. પછી તેમને પહેરાવેલા ઝભા કાઢી નાંખ્યા. અહાહા ! શું તે જગાનો દેખાવ ! તેઓ તે જોઇ ચકીત થઈ ગયા. એક મોટા મહેલ આગળ તેઓ આવી ઉભા હતા. તે સુંદર મહેલ જોઇ તેમના આનંદનો પાર ન રહ્યો. ત્યાં સુંદર પોશાકવાળા કેટલાક નોકરો ઉભા હતા. તેઓ આ બેઉ જુવાનોને એક મોટા દિવાનખાનામાં લઈ ગયા. અંદરની બાજુથી ગાયનનો મધુર સ્વર સંભળાતો હતો. તેઓને આનંદ વ્યાપી રહ્યો. પોતે કેવા સાહસમાં સપડાયા હતા તે તેઓ ભૂલી ગયા. પછી તેમને એક બાજુના ઓરડામાં લઇ જવામાં આવ્યા. તે ઓરડો તરેહવાર કીમતી પોશાકોથી ભરેલો હતો. તરેહવાર જાતનાં અત્તરો અને સુગંધી ચીજો ત્યાં તૈયાર હતી. બાજુમાંજ નહાવાનો ઓરડો હતો. પેલો ચાકર જે તેમને ત્યાં લાવ્યો હતો તે આ બધું બતાવી તથા તેમને પસંદ પડે તે પોશાક પહેરવા કહી અડધા કલાકમાં પાછો ફરવાની કબૂલાત આપી ત્યાંથી ચાલતો થયો.

હવે તેઓ બેઉ જણા એકલા પડયા. તેમણે હાથ મોઢું ધોઈ લીધું અને કયો પોશાક પસંદ કરવો તેના વિચારમાં પડયા. બેચાર પોશાક ફેરવતાં એક પસંદ કર્યો અને તે પોતાને બંધ બેસતો જોઈ પહેરી લીધો. અત્તર વગેરે સુગંધી ચીજો તેમણે કપડા ઉપર છાંટી લીધી. અડધો કલાક પૂરો થયો અને પેલો ચાકર અંદર આવ્યો. તેની સાથે તેઓ બહાર નીકળ્યા. બીજા ચાકરો બહારની બાજુએ તેમની રાહ જોતા ઉભા હતા. તેઓ તેમને દિવાનખાનામાં થઇને એક મોટા દાદર આગળ લઇ ગયા. આ દાદર એકલા આરસપહાણનોજ બાંધેલો હતો. ત્યાં તરેહવાર જાતનાં પૂતળાઓ ગોઠવેલાં હતાં. તેમાંનાં કેટલાંક તો તદ્દન સોનાનાં હતાં. તેઓ ઉપર ચઢયા અને હીરાજડીત સોનાના દરવાજા આગળ તેઓ આવી પહોંચ્યા. નોકરોએ તે દરવાજો ઉઘાડી તેમને અંદર દાખલ કર્યા. ઓરડો તદ્દન ખાલી હતો. કોઈપણ મનુષ્ય જાત ત્યાં ન હતું, પણ જેવા તેઓ દાખલ થયા તેવોજ મધરાતનો ઘંટ વાગ્યો અને તેજ વખતે એક રૂપેરી ઘંટ જે તે ઓરડામાં ટાંગ્યો હતો તે વાગવા લાગ્યો. પેલા ચાકરો

તે સાંભળતાં તરત જ દરવાજા બંધ કરી ત્યાંથી ચાલતા થયા, અને આ જુવાનો હજી તો આંખ ઉઘાડીને જુએ છે એટલામાં તો તે ઓરડો રૂપાળી સ્ત્રીઓથી ભરાઇ ગયો. આ સ્વર્ગની અપ્સરાઓ આકાશમાંથી ઉતરી આવી કે શું તે વિષે વિચાર કરતા તેઓ બેઉ જણા ત્યાંજ ઉભા.



## પ્રકરણ ૧૯ મું.



## મિજબાની.

હા, તે ઓરડો ખરેખર સ્વર્ગના જેવોજ હતો. કીમતી ઝવેરાતથી તેને શણગારવામાં બાકી રાખી ન હતી. જે સ્ત્રીઓ મધરાતનો રૂપેરી ઘંટ સાંભળી ત્યાં આવી હતી તેઓ પણ ઓછી સુંદર ન હતી. તેઓ રૂપમાં એક એકથી ચઢીઆતી હતી. તેર વરસથી તે ચાળીશ વરસ સુધીની સ્ત્રીઓ તેમાં હતી.

થોડીવાર સુધી તો આ બેઉ જણા ત્યાંજ ઉભા રહ્યા, પણ આખરે તેઓ હોંશિયાર થયા. તેઓ તેમની તરફ ચાલ્યા. જેવી સ્ત્રીઓ રૂપાળી હતી તેવાજ આ બેઉ જણા પણ સુંદર હતા. તેમના મોઢા ઉપર હજી તો મુંછોએ ફૂટી ન હતી, તોપણ તેઓ ઉંચા અને દેખાવડા હતા. જો તેઓ રામસિંહના નોકરો તરીકે ન આવ્યા હોત તો તેમને કોઇ ઉંચા કુળના ગણત. તેમાં પણ વળી તેમણે પહેરેલાં કપડાંથી તો તેઓ કોઈ રાજવંશીને ટક્કર મારે એવા લાગતા હતા. સ્ત્રીઓના ત્યાં આવ્યા પછી થોડીવારમાંજ તેટલા પુરુષો સુંદર પોશાકમાં ત્યાં આવ્યા. તેઓ પણ સુંદર હતા. તેમની વય પણ પંદરથી તે પચાશ સુધીની હતી. તેઓ એકેક સ્ત્રીની પાસે નમીને ઉભા રહ્યા. પછી જેને જેમ ગમે તેમ તેઓ ફરવા લાગ્યા. કેટલાક તો બેઠકો ઉપર બેસી વાતો કરવા લાગ્યા. તરતજ એક સુંદર સ્ત્રી ત્યાં આવતી દેખાઇ. તે કોઇ મહાન રાજાની રાણી જેવી દેખાતી હતી તેની સાથે ઉંચો અને કદાવર કદનો એક પુરુષ હતો. આ પુરુષનો ચહેરો જોતાં કોઇ પણ કહી આપે કે તે કોઇ મોટો ઠાકોર છે. આ બેઉ જુવાનો તેમની તરફ જોઇ રહ્યા. આ સ્ત્રી પુરુષનું ખેંચાણ એવું તો હતું કે, દરેક જણ તેમની તરફ જોતું અને તેમને નમીને સલામ કરતું.

આ સ્ત્રીની ઉમર ચાળીસ વરસના આશરાની હતી, પણ તેના શરીરનો બાંધો જોઇ કોઈ તેને ત્રીશની અંદરની ધારે. તેની સાથેના પુરુષની વય પણ ચાલીસને આશરેજ હતી. તે જો કે સુંદર હતો પણ તેના ચહેરા ઉપરથી તે ક્રૂર નજરે આવતો હતો.

આ બે સિવાય એક ત્રીજાની ઉપર પણ આપણા બેઉ જુવાનોની નજર

ખેંચાઈ. તે એક અતિ સુંદર સ્ત્રી હતી. તેણે બધો રેશમી પોશાક પહેર્યો હતો. તેની વય ભાગ્યેજ પંદર વરસની હતી. આ જગામાં બધી જાતનાં સુખ છતાં તે સ્ત્રીના ચહેરા ઉપર થોડી દલગીરીએ વાસ કરેલો જણાતો હતો.

આ ત્રણ જણ સિવાય બીજાં પણ કેટલાંક સ્ત્રી પુરુષો ઉપર તેમનું ધ્યાન ખેંચાયું હતું, પણ એટલામાં તો પેલી સ્ત્રીની નજર આ બેઉ જુવાનો ઉપર પડી. તેણે પોતાના સોબતીનું ધ્યાન તેમની તરફ ખેંચ્યું અને પછી હસીને તેમને પોતાની પાસે બોલાવ્યા. તેઓ જ્યાં ઉભા હતા ત્યાંથી આગળ ચાલીને તેઓ પેલી સ્ત્રી આગળ આવ્યા. તેને તેમણે નમન કર્યું. તે આ મહેલની માલેક હતી. તે બોલી—"તમે ભલે પધાર્યા! મારી મિજબાનીમાં તમે હાજરી આપી તેથી હું અતિ આનંદ પામો છું, પણ પ્રથમ મારે તમને અહીંના ધારાથી વાકેફ કરવા જોઇએ."

એમ બોલી બધાં સ્ત્રી પુરુષોની વચ્ચેથી તે તેમને લઇને ચાલી. દરેક જણ આ નવા આવનાર તરફ જોતું હતું તેમ તેમને જોવાની આ જુવાનોને પણ તક મળી. મોટા દિવાનખાનાને બીજે નાકે એક જરીનો પડદો ખસેડીને પેલા બેઉ જુવાનોને લઇને તે બીજા ઓરડામાં આવી. ત્યાંથી એક બીજો દરવાજો ઉઘાડી એક નાના ઓરડામાં આવી. ત્યાં મેવો મીઠાઇ ભરેલી હતી, પણ ત્યાં ઉભી ન રહેતાં બીજા એક નાના ઓરડાનો દરવાજો તેણે ઉઘાડયો. પોતે તેમાં પ્રથમ દાખલ થઇ અને પોતાની પાછળ તે જુવાનોને આવવા હુકમ કર્યો. તે ઓરડો નાનો તેમજ અંધારો હતો. તેની અંદર એક ઝાંખો દીવો બળતો હતો. તેના ઉંબર ઉપર આવતાંજ આ બેઉ જુવાનો ડરીને ઉભા રહ્યા. બીકને મારે તેઓ ઉજળા થઈ ગયા.

તેમને બીહી ગયલા જોઇ પેલી સ્ત્રી જે આટલીવાર સુધી માયાળુ જણાતી હતી તે હવે ક્રોધ કરીને બોલી—"તમે હીચકારા છો! મને નવાઇ લાગે છે કે આ મહેલમાં તમે શી રીતે આવ્યા! અહીં હીચકારાનું કામ નથી!"

માનસિંહ બોલી ઉઠયો—"બાઇ, અમે હીચકારા નથી. જીવતા માણસ સાથે અમે લડાઇ કરી શકીએ તેવા છીએ. પણ—"

બળભદ્ર બોલી ઉઠયો—"મુઆ સાથે તો નહિજ!"

આમ બોલતાંની સાથે બેઉ જણે અંદરના ઓરડા તરફ નજર ફેરવી.

પેલી સ્ત્રી—"મારી આજ્ઞા છે કે, તમે અંદર આવો." તે એવી રીતે બોલી હતી કે, કોઇ નબળો પોચો માણસ તો તેજ ઘડીએ બીહીને મરી જાય. આ બેઉ જુવાનો જો કે હીંમતવાન હતા તોપણ આગળ પગલું ભરી ન શકયા. તેઓ જ્યાંના ત્યાંજ ઉભા રહ્યા.

ફરીથી તે બોલી—"હું તમને હુકમ કરૂં છું કે મારી પાછળ અંદર આવો. આ બીજી વખત હું બોલીછું, પણ જો ત્રીજી વખત બોલીશ અને તમે અંદર નહિ આવો તો આ બધી ચીજો પોતાને ઠેકાણેથી ખસીને તમારી તરફ આવશે અને તમને પોતાની બાથમાં લેશે."

બેઉ જણા એક સાથે બોલી ઉઠયા—"અરે, આતો અતિ ભયંકર!"

પેલી સ્ત્રી તેમને હીંમત આપતી બોલી—"હીંમત રાખો. આમ છેક નીરાશ ન થાઓ. હવે અહીંથી પાછું ફરાય તેમ નથી."

માનસિંહ—"નહિ, નહિ, આ બાબત અમને ફરજ ન પાડો અમને માફ કરો."

પેલી સ્ત્રી (વધારે ક્રોધ કરીને)—"હું હુકમ કરૂં છું કે મારી પાછળ આવો!"

ગુપચૂપ બેઉ જણા ઉંબર ઓળંગીને અંદર દાખલ થયા. પેલી સ્ત્રીએ દરવાજો બંધ કર્યો. પાંચ મીનીટમાંજ દરવાજો પાછો ઉઘાડી તેમને બહાર લાવી. આ વખતે બેઉના ચહેરા ફીક્કા પડેલા હતા. બેઉના આખા શરીરમાંથી લોહી ઉડી ગયલું દેખાયું. કમ્મરમાંથી ખંજર કાઢવા જેટલી પણ તેમનામાં હીંમત ન રહી. તેઓ શૂરા હતા પણ આ વખતે ધાસ્તીથી પગથી તે માથા સુધી ધ્રુજતા હતા.

પેલી સ્ત્રીએ તો પોતાનો શાંત અને માયાળુ દેખાવ પાછો ધારણ કર્યો. તેણે બેઉ જણાઓને એકેક પ્યાલામાં કાંઇ પ્રવાહી નાંખી આપી તે પી જવા જણાવ્યું. તેની આજ્ઞા પ્રમાણે તેઓ તે પી ગયા. પછી તેમને ફળ મેવો ખાવા આપ્યો તેને લીધે તેમના મનમાંથી પેલી ધાસ્તી નીકળી ગઈ. ધીમે ધીમે તેમના ચહેરા ઉપર પાછી રતાશ આવવા માંડી. પેલી અમીરી બાઈની સામા થયા તે માટે તેમને પસ્તાવો થવા માંડયો. તે બેઉ જણા તેની તરફ ફરીને બોલ્યા—"ભલી બાઈ, અમને માફ કરો. પ્રથમ અમે ગભરાઇ ગયા હતા તેથી તમારી સામે થયા પણ તમે અમને ઉપાય બતાવ્યો તેથી અમે ઘણા આનંદ પામ્યા છીએ, અને—"

તે બોલી—"ભલા માણસો, તમે પેલા સોગન ખાધા એજ અતિ ઉત્તમ કામ થયું છે. હું તમને મારા સૌથી અતલગના મિત્ર તરીકે ચાહીશ અને અહીંનો કાયદો જે ફક્ત અજાણ્યાને એકજ વખત દાખલ કરવાનો છે તે તોડીને કદાચ તમને બીજી વખત મારા મહેલમાં દાખલ કરવા હું હીંમત કરીશ—"

આશા ભરેલે ચહેરે બેઉ જણા બોલી ઉઠયા—"ભલી બાઈ, કહો જોઇએ, તમારો વિશ્વાસ અમે કેવી રીતે મેળવી શકીએ? તમે અમને બીજી વખત

તમારા મહેલમાં કેવી રીતે બોલાવી શકશો ? ”

તે બોલી—“ મારા વહાલા મિત્રો, મારો વિશ્વાસ અને મહેરબાની મેળવવી એ સહેલ છે. તેમાં ફક્ત એટલુંજ કરવાનું છે કે, પેલા દિવાનખાનામાં પાછા ચાલો અને જે સુંદરીઓ તમને સોંપું તેમની સાથે મન મેળવી આનંદ અનુભવો. ”

પેલા બેઉ જણા તેને નમ્યા. તે સ્ત્રી પછી તેમને પેલો દરવાજો ઉઘાડી, પડદો ખસેડીને દિવાનખાનામાં લઈ ગઈ. જે વખતે તેઓ ત્રણે જણાં ત્યાં દાખલ થયાં તેજ વખતે બધાંની નજર આ બે જુવાનો તરફ ખેંચાઇ. તેઓનાં હસતાં મોઢાં જોઇ તેઓ બધાં આનંદ પામ્યાં. તેમની વચ્ચેથી તેમને લઇને જ્યાં પેલી સુંદર છોકરી બેઠી હતી ત્યાં તે આવી. આ છોકરી સૌથી સુંદર હતી તેથી તેની ઉપરજ પ્રથમ તેમનું ધ્યાન ખેંચાયું હતું અને તેને જોઇનેજ તેઓ આશ્ચર્ય પામ્યા હતા. તેની તરફ જોઈ પેલી ઘરધણીઆણી જેનું નામ આ જુવાનો જાણતા ન હતા તે બોલી—“ મારી વહાલી સખી, આ જુવાન ગૃહસ્થ આપણા મેલાવડાને લાયક છે. તેને તારે સ્વાધીન કરૂં છું. તારો રોજનો સોબતી આજ રોજ અહીં હાજર નથી. તારા ચહેરા ઉપરથી જણાય છે કે, આજ તું દલગીર છે, પણ તે દલગીરી છોડી દે અને આ આનંદી જુવાન સાથે વાતચીત કરી તારા જીવને આનંદ આપ. ” આમ બોલતી વખતે તેણે બળભદ્રને તેને દેખાડ્યો. તે જુવાન છોકરીની બાજુમાં એક બીજી જુવાન બેઠી હતી તેને માનસિંહ સોંપ્યો. આ રીતે તેમની જોડી ગોઠવી આપી. પોતે તેમને જોઈ જરા હસીને પોતાનો સોબતી જે ત્યાંથી થોડે દૂર ઉભો હતો તેને જઈ મળી.

હવે આપણે આ પ્રકરણનો છેડો અત્રેથીજ લાવવો જોઇએ. આ મહેલ, તેની માલેક તથા તેના રહેવાસીઓનાં નામ જાણવાની આપણે હાલ જરૂર નથી. તે ભેદમાંજ રહેવાં જોઇએ. એનો ખુલાસો આગલાં પ્રકરણોમાં આવશે.

અહીં તો આટલુંજ કહેવું પુરતું છે કે, આ જુવાનો તે મહેલમાં પ્રભાત સુધી રહ્યા અને પછી ત્યાં પોશાક ઉતારી, પોતાનો અસલી પોશાક પહેરી તૈયાર થયા. તેમને પેલીજ ડોસી મોઢા ઉપર ઝબો નાંખીને પેલા મંદિર આગળ ઘોડેસ્વાર કરીને લઇ આવી. ત્યાંથી પેલીની રજા લઇ તેઓ પોતાને ઉતારે શહેરમાં આવ્યા. તેમનો શેઠ હજી ઉઠયો ન હતો.

રાતના ભોગવેલો આનંદ તેમને દિવસના પણ રહ્યો હતો કે ? નહિજ ! રાતના પેલા પ્રવાહીની અસરથી તે તેમને મન આનંદ હતો પણ હવે તેમને પસ્તાવો અને ગુચવાડો બેઉ એક સાથે ઉત્પન્ન થયાં. એક બીજાના ચહેરા ઉપરથી તેઓ તે પામી ગયા. ડોસીના મીઠા શબ્દો ઉપર લોભાઈ જવામાં

તેમણે ભૂલ કરી હતી તે તેમને હવે જણાયું. આ ઉપરથી એક નવો પાઠ તેઓ શીખ્યા કે, કોઇના પણ મીઠા શબ્દો ઉપર લોભાઇ જવું નહિ, વળી રામસિંહથી તે છૂપું રાખવાનો તેમનો વિચાર હતો, તેથી તેઓ જેમ બને તેમ વધારે શાંત થયા. તેમને સુભાગ્યે રામસિંહે પણ તે વિષે કાંઈ પૂછયું નહિ. તે પૂછત તો તેને શો જવાબ આપવો તેનો પણ તેમને વિચાર થઇ પડત. રામસિંહ આગળ જુઠું ન બોલવાને તેઓ બંધાયલા હતા, તેમજ પેલા રાતના મહેલ વિષે પણ વાત બહાર ન પાડવાને તેઓએ સોગન લીધા હતા.

## પ્રકરણ ૨૦ મું.

### રાજ દરબાર.

લાંબા વખતથી ચરચાતી દરબાર આજ ભરાઈ છે. રાયપુરના કિલ્લાનો એક મોટો ઓરડો તે માટે તૈયાર કરવામાં આવ્યો છે. છત્રીશ ગઢના ઠાકોરો અને સરદારો મળી પંદર સોળ જણા હાજર છે. પરદેશી એલચી તરીકે માત્ર રામસિંહજ છે.

ઠાકોર સાહેબ વિજયસિંહ, બળવાનસિંહ અને કાળાકિલ્લાનો ઠાકોર એ ત્રણ તેમાં મુખ્ય હતા. ઠાકોર વિજયસિંહ મોટો બળવાન હતો. તે પૈસાદાર હતો. પ્રતાપસિંહનો તે કટ્ટો દુશ્મન હતો. તેની વય ચાળીસ પીસતાળીશના આશરાની હતી. તેની રાણી થોડા વખત ઉપરજ મરી ગઈ હતી અને ત્યાર પછી તે પરણ્યો ન હતો. તેને છોકરૂં છૈયું કાંઈ ન હતું. રાયપુરથી થોડે દૂર તેની મિલકત હતી. તેની બહારની ચાલ ચલણ ઉપરથી તે સદ્ગુણી જણાતો હતો. આજની દરબારનો આ ઠાકોર પ્રમુખ હતો. પ્રથમજ તેણે રામસિંહ આગળનો તેને પ્રતિનિધિ તરીકેનો મળેલો પરવાનો જોવા માગ્યો. રામસિંહે ચર્મપત્ર ઉપર લખેલો પરવાનો તેના હાથમાં આપ્યો. ઠાકોર સાહેબે તે હાથમાં લઈ લઈ ઉપર ટપકે જોઈ જતાં કહ્યું–"આ દસ્તાવેજ પૂર્ણ રીતે લખાયલો છે; અને તેથી આ દરબાર નામદાર સરદાર રામસિંહને માળવા દેશના શુરસિંહના પ્રતિનિધિ તરીકે માન આપે છે."

કાળાકિલ્લાનો ઠાકોર તેના હાથમાંથી પેલો દસ્તાવેજ આંચકી લેતાં બોલ્યો–"જરા સબૂર કરો ! મને શક છે તે–"

રામસિંહ બોલી ઉઠયો–"શક ! મારા નામમાં શક લાવનાર માણસ મારા મોઢા ઉપર–"

ઠાકોર વિજયસિંહ બોલ્યો–"સરદાર સાહેબ, શાંત થાઓ ! એટલી તો

ખાત્રી રાખજો કે, અત્રે વાજબી ઈનસાફ થશે. (કાળા કિલ્લાના ઠાકોરને) મહેરબાન ઠાકોર સાહેબ, આવી રીતે તમે હાથમાંથી કાગળ લઇ લઇને માળવાના પ્રતિનિધિને અપમાન થાય એવા શબ્દો બોલ્યા."

કાળાકિલ્લાનો ઠાકોર—"હુ એને માળવાના પ્રતિનિધિ તરીકે કબૂલ કરતો નથી. આ લખાણ બનાવટી છે. એ ઉપર સહી ખોટી છે."

ક્રોધથી જોતો રામસિંહ બોલી ઉઠયો—"ખોટી સહી! મગરૂર ઠાકોર સાહેબ, તમારી જીભે જે ખોટું અપમાન મને આપ્યું છે તે તમે પાછું ખેંચી લ્યો. તમે બોલ્યા છો તે તદ્દન જુઠુંજ છે."

દરબારમાં ગડબડાટ થઈ રહ્યો. કેટલાક રામસિંહની તરફમાં, કેટલાક પ્રમુખની તરફમાં અને કેટલાક કાળાકિલ્લાના ઠાકોરની તરફમાં પોતાનો મત આપવા લાગ્યા. આખરે વિજયસિંહ બોલ્યો—"મહેરબાન ઠાકોર સાહેબો અને સરદારો, જરા શાંત થાઓ. આપણા દેશની આવી દશા આ કંકાશથીજ થયેલી છે. વળી જો અહીં કંકાશ થશે તો આજની ધારેલી યુક્તિ નિષ્ફળ જશે. મહેરબાન ઠાકોર સાહેબ, તમે બેસી જાઓ, સરદાર રામસિંહ તમે પણ બેસો. અહીં કાંઇ મોટી ભૂલ થયેલી લાગે છે. ઠાકોર સાહેબ, તમારી પાસે જે કાંઇ પુરાવા હોય તે રજુ કરો, અને તેટલી વાર સરદાર રામસિંહ, તમારે ધીરજ ધરવી."

જે વખતે પ્રમુખ આ પ્રમાણે બોલતો હતો તે વખતે કાળાકિલ્લાના ઠાકોરે ધીમે રહીને પોતાના ગજવામાંથી એક નાની શીશી કાઢી અને તેની પ્રવાહીમાં આંગળી બોળીને પેલા ચર્મ પત્રના નીચેના ભાગમાં લગાડી. તેના આ કામ ઉપર કોઈની પણ નજર ગઇ નહિ. હવે પોતાને પુરતી ફત્તેહ મળશે એમ તેની ખાત્રી થઇ. તે ઉભો થઇને બોલ્યો—"હા હું મારો પુરાવો આપવાને તૈયાર છું. આ દસ્તાવેજ એવી તો ચોકશાઈથી લખાયેલો છે કે, કોઇપણ માણસ તે જોતાંજ છેતરાઈ જાય. મહેરબાન પ્રમુખ સાહેબ પણ તેમજ છેતરાયા. તમારે જોવું જોઇએ કે, આ દસ્તાવેજમાં સરદાર રામસિંહનું નામ ફક્ત લખેલું છે. તે કયાંનો સરદાર છે તથા તેના વંશ વિષેની બીજી વધારે ખબર લખી નથી. હવે મારૂં કહેવું એવું છે કે, આવા એક અપ્રસિદ્ધ માણસને માળવાના નામદાર મહારાજા પોતાની તરફની બધી સત્તા આપે તે માનવા જેવું છે? વળી એટલું પણ હું સારી સત્તાને આધારે કહું છું કે, માળવાની દરબારમાં રામસિંહ નામનો કોઈ સરદાર નથી, તેમ તેને કોઇ ઓળખતું પણ નથી!"

દરબારમાં ફરીથી હોહા થઇ રહી. બધા રામસિંહની તરફ જોવા લાગ્યા. બધાને શક ઉત્પન્ન થયો. રામસિંહે પોતાની તલવાર ઉપર હાથ નાંખ્યો પણ

એકે શબ્દ બોલ્યો નહિ. કાળાકિલ્લાના ઠાકોરે આગળ ચલાવ્યું—"તમે નામદારો જુઓછો કે, આ વાતને નકારો મળતો નથી. આપણે એમ ધારીએ કે, આ કોઇ ઠગારો નથી, પણ ખરેખર સરદારજ છે. માળવાની દરબારમાં તેનો વગ છે. આ બધું માનો પણ આપણે આને દરબારમાં રાખી શકીશું નહિ, કારણ કે, આ દસ્તાવેજમાં મહારાજા શુરસેનની સહી અને મહોર છાપ એ બેમાંનું એક પણ નથી!"

મ્યાનમાંથી અડધી તલવાર ખેંચી ઉભો થતાં રામસિંહ બોલ્યો—"નિંદાખોર, આ તદ્દન જુઠું છે?"

ઠાકોર પેલો દસ્તાવેજ ટેબલ ઉપર નાંખતાં બોલ્યો—"તમે બધા આ જોઇને ખાત્રી કરો કે, હું જુઠો છું કે આ ઠગારો?"

પ્રમુખે તે ઉંચકી લઇને જોવા માંડયો. તેની આસપાસ કેટલાક વીંટળાઇ વળ્યા. ત્યાં સહી સાખ કે મહોર કાંઇ પણ ન હતું. તેમની ખાત્રી થઈ કે, આ તો ઠગારોજ છે.

કેટલાક પોતાની તલવારો હાથમાં લઈ તેની તરફ દોડી જતાં બોલ્યા—"નીચ ઠગારા!"

રામસિંહ પોતાની તલવાર બહાર કાઢતાં બોલ્યો—"મને પણ તલવાર વાપરતાં આવડે છે. જોઈએ તો એકેક આવો કે બધા એકદમ આવો. જે બનવાનુ હશે તે બનશે."

કેટલાકો બોલી ઉઠયા—"કંગાલ! તારૂં આવી બન્યું છે!"

તેની તલવાર સામે તેમણે પોતાની તલવારો ચલાવી પણ લડાઈ શરૂ થાય તેની પહેલાં ઠાકોર બળવાનસિંહ અને વિજયસિંહ તેમની વચ્ચે પડયા. કોઈની તરફનો ખુલાસો સાંભળ્યા વગરજ તેની ઉપર હુમલો કરવો એ કેવું હલકું કામ છે તે વિષે તેમણે તેમને સમજણ પાડી. તેઓ બધા શાંત થયા. તેમણે પોતાની તલવારો મ્યાનમાં નાંખી, અને પોતાની જગાએ જઈ બેઠા. કાળાકિલ્લાના ઠાકોરે મૂકેલા આરોપ વિષે તે શો ખુલાસો કરે છે તે જાણવાને તેઓ આતુર બન્યા.

પ્રમુખે તેમને સમજાવવા માંડયું એટલામાં તો રામસિંહને પુરતો વિચાર કરવા તક મળી. તે જવાબ આપવા ઉઠયો એટલામાં તો દરબારના દરવાજા ઉઘડી ગયા અને સરદાર બહાદુર પ્રતાપસિંહ દરબારની સનમુખ આવીને ઉભો રહ્યો.

## પ્રકરણુ ૨૧ મું.

### પ્રતાપસિંહ અને દરબારીઓ.

પ્રતાપસિંહના ત્યાં ઓચીંતા હાજર થવાથી રામસિંહ સિવાય બધાના દીલમાં ધાસ્તીની લાગણી ઉત્પન્ન થઈ. પ્રતાપસિંહની વાત ઉપરથી રામસિંહ પ્રથમજ પામી ગયો હતો કે, તે દરબારમાં જરૂર આવશે. ઠાકોર અને સરદારોને તેની હાજરીથી બીક લાગવાનું કારણુ એટલુંજ હતું કે, આ શહેરનો કિલ્લોજ માત્ર નહિ પણુ શહેર સુદ્ધાં આ પ્રતાપસિંહના હાથમાં આવવું જોઈએ તે સિવાય તે અત્રે સુધી આવવો એ મુશ્કેલ કામ હતું. તેઓ તેના હાથમાં આવી ગયાં હતાં. તેઓ બહાદુર હતા. પ્રતાપની હાજરી વખતેજ તેમણે તલવાર ઉપર હાથ નાંખ્યા હતા, પણુ તેના ડરથી તે પાછા ખેંચી લીધા. આખરે પ્રતાપસિંહ બોલ્યો—“ ઠાકોર સાહેબો અને સરદારો, સામે થવું એ ફોકટ છે. મારા લશ્કરના હાથમાં રાયપુર છે. તમારા માણુસોનાં હથિયારો છીનવી લેવામાં આવ્યાં છે. આ કિલ્લાને પણુ ચારે તરફથી ઘેરો ઘાલવામાં આવ્યો છે. અહીંથી નાશી જવું એ પણુ તમારાથી બને તેમ નથી. તેમ વળી મારી સામે હથિયાર ઉંચકવાં એ પણુ વિચાર જેવી વાત છે.”

પ્રતાપના આવા શબ્દો સાંભળી કેટલાક ડરી ગયા પણુ કેટલાકોએ હીંમત કરી જીવને જોખમે ત્યાંથી જવા ઠરાવ કર્યો. તેમણે પોતાની તલવારો કાઢી. રામસિંહ જે આટલી વાર સુધી ગુપચુપ બેઠો હતો તે હવે ઉઠીને વચ્ચે આવી બોલ્યો—“ મગરૂર ઠાકોરો અને સરદારો, સબૂર કરો ! આ ઉદાર દીલના લડવૈયા સાથે વેર ન વધારો ! શું એ વેર લઈ શકનાર નથી ? તમે એને ઉશ્કેરવા માગો છો ? એ પોતે સલાહ સંપજ કરવા આવ્યો હોય એમ જણાય છે.”

કોઈ મોટા મહારાણાની આજ્ઞા થતી હોય એવો તેમને ભાસ થતાં બધા ઉભા થયેલા પાછા પોતાની જગાએ બેસી ગયા. પછી પ્રતાપ બોલ્યો—“ઠાકોર સાહેબો અને સરદારો, મારી વાત સાંભળો. કયી સરતે હું તમારી જીંદગી બચાવવા માગું છું તે ઉપર ધ્યાન આપો. તમે તો મારી ઉપર હુમલો કરવા આવ્યા હતા અને તેથી શિક્ષાને પાત્ર થઇ ચુકયા છો, પણુ આ માનવંત સરદાર રામસિંહે તમને સાંભળવા કહ્યું અને તે તમે માન્યું તેથી તમારા હકમાં ફાયદો થયો છે.”

કાળાકિલ્લાનો ઠાકોર જે આટલી વાર સુધી પોતાનો જુસ્સો સમાવીને બેઠો હતો તે હવે બોલી ઉઠયો—“ હું એમજ ધારતો હતો, અને થયું પણુ તેમજ છે. આ ઠગારો એક જાસુસ છે. પ્રતાપસિંહનો તે મળતીઓ છે—”

રામસિંહ બોલી ઉઠયો–" પડેલાને પાટુ મારવી એ ખરા રજપૂતનો ધર્મ નથી. તેથી તારૂં જુઠાણું હું તનેજ પાછું સોપુંછું."

કાળાકિલ્લાનો ઠાકોર જુસ્સાથી બોલ્યો–" જુઠો ! હું જુઠો ! મને જુઠો કહેવાની દગખોર કેમ હીંમત કરે છે તે જોઉંછું !"

આ બોલતાંની સાથેજ તે ઠાકોરે પોતાની તલવાર કાઢી રામસિંહ ઉપર એક સખત ઘા કર્યો. જે વખતે તે ઠાકોરે પોતાની તલવાર રામસિંહના માથા ઉપર ઉગામી તે વખતે તો રામસિંહની પોતાની તલવાર મ્યાનમાંજ હતી. આંખ મીચાય એટલામાં તો તે મ્યાનમાંથી નીકળી અને તે બળવાન ઠાકોરની તલવાર સાથે અથડાઈ, અને તેજ પળે ઠાકોરના હાથમાંથી તલવાર છટકી જઈ મોટા અવાજ સાથે થોડે દૂર જઈ જમીન ઉપર પડી. બળવાનસિંહ અને વિજયસિંહ બેઉ જણ જાણે રામસિંહના વેરમાંથી બચાવવા લઇ જતા હોય તેમ તે ઠાકોરને ત્યાંથી દૂર ઘસડી ગયા, પણ રામસિંહનો તેવો વિચાર ન હતો. તે પોતાની તલવાર પાછી મ્યાન કરીને બોલ્યો–" તમારા મિત્રના જીવની ધાસ્તી ન રાખો. મારે તેને મારી નાંખવો નથી. જો મારો તેવો ઈરાદો હોત તો તેને તમે બચાવી ન શકત."

આ બનાવથી વધારે ઉશ્કેરાઈ જઇ પ્રતાપસિંહ બોલ્યો–" આ માનવંત અને બહાદૂર સરદાર ઉપર કાળા કિલ્લાના ઠાકોરે જે નીચ હુમલો હાલ કર્યો તેથી તે શિક્ષાને પાત્ર થયો છે. શું સરદારો અને ઠાકોરો ! આવી રીતે મારી મહેરબાની મેળવવા માગો છો ? આ બહાદૂર સરદાર રામસિંહને હું ઓળખું છું એ ખરી વાત છે, પણ એ મારો મળતીઓ કે જાસૂસ નથી છતાં હું ઈશ્વર પાસે એટલું માગુંછું કે, એ મારો મળતીઓ થાય ! અફસોસ ! એ મારો મળતીઓ થવાને બદલે મારો શત્રુ થશે !"

પ્રતાપસિંહનું બોલવું સાંભળી આશ્ચર્ય પામતો રામસિંહ બોલ્યો–"હું તમારો મિત્ર થઇશ." પછી કાંઈ વિચાર સુઝી આવતાં તે ધીમે સ્વરે બોલ્યો– "હું કોણ છું તે તમે જાણોછો ?"

પ્રતાપસિંહ–" હા."

રામસિંહે કહ્યું–" બહાદુર પ્રતાપસિંહ, તે છુપું રાખજો. આપણી મિત્રાચારી તમારા તંબુમાં થઇ છે–આપણે એક બીજાની વીંટીઓ બદલી છે."

તે લડવૈયો બોલી ઉઠયો–" તમે ધાસ્તી ન રાખો. તમારી ખાનગી વાત હું કોઇને પણ જણાવનાર નથી."

આ વાત થોડી પળ સુધી ચાલી. એટલી વારમાં તો પ્રતાપસિંહ શું કહે છે તે સાંભળવા બધા પોત પોતાને આસને જઈ બેઠા. રામસિંહ પણ ગંભીર

ચહેરે પોતાની જગાએ જઈ બેઠો. પછી પ્રતાપસિંહ ગુસ્સા ભરેલે ચહેરે બોલ્યો—" ઠાકોર સાહેબો અને સરદારો, આપણા દેશ વિષે હું વાત કરૂં તે પહેલાં મને ફરીથી કહેવા દો કે, આ રામસિંહ અને મારે કોઈ પણ જાતનો સંબંધ નથી. તમે મારા મતથી મારી રાજનીતિથી મારી ચાલ ચલણથી જુદા પડોછો—મને ધિક્કારો છો, પણ તમે જો સાચું માનતા હો તો મને કદી પણ જુઠો જાણશો નહિજ ! હું જુઠાને ધિક્કારૂં છું. પ્રતાપસિંહ જુઠાનો શત્રુ છે. હું ખરૂં કહુંછું કે, સરદાર રામસિંહ જેવો બહાદૂર, ઉદાર અને અમીરી માણસ બીજો મળવો મુશ્કેલ છે."

રામસિંહે જવાબ આપ્યો—" બહાદૂર પ્રતાપસિંહ કાળા કિલ્લાના ઠાકોરના મારે વિષેના મતનું તમે ખંડન કરયું તેથી હું તમારો ઉપકાર માનુંછું. વખત આવતાં બધું જણાઈ જશે અને તે વખતે અરે દરબારીઓ, તમે મારે વિષે જે શક લાવ્યા છો તે તમારા મનમાંથી તદ્દન નીકળી જશે."

તેના બોલવાનો કોઇએ પણ જવાબ ન આપ્યો. કાળા કિલ્લાના ઠાકોરે પુરવાર કરેલી બાબત બધાના મનમાં પૂર્ણ રીતે ઠસી ગઈ હતી. રામસિંહના બોલવાનો તેમણે એટલોજ અર્થ કર્યો કે, હાલ તે પુરાવો આપી શકતો નથી માટે આ પ્રમાણે બહાનાં કાઢે છે. પ્રતાપસિંહના જાસૂસ તરીકેનો તો તેના ઉપરનો શક તેમના મનમાંથી નીકળી ગયો હતો, તોપણ તે ઠગારો હતો અને માળવાનો પ્રતિનિધિ ન હતો એવો તેમના મનમાં શક હતો.

તે વિષે તકરાર કરવાનો હાલ વખત ન હતો. હાલ તો તેમનું મરણ જીવન પ્રતાપસિંહના હાથ હતું. છૂટાપણું કે કેદખાનું પણ તેના હાથમાંજ હતું.

થોડીવાર પછી પ્રતાપસિંહ બોલ્યો—" હું તમને કહી ચુકયો છું કે, મારી સામે થવામાં માલ નથી. તમે મારા હાથમાં છો. આ ઓરડાની બહાર મારા વિશ્વાસુ અમલદારો ઉભા છે. તમે મારી સામે થાઓ એટલીજ વાર છે. મારા એક શબ્દની સાથે તમારૂં માથું ધડ ઉપરથી ઉડી પડશે, પણ હું દયાળુ થઇશ. આ દેશમાં મારે સલાહ સંપ જ રાખવી છે. હવે મારી સરતો શી છે તે ધ્યાનથી સાંભળો. રાજકુમારી સુંદરમતી કોઈ ઠેકાણે સંતાઈ રહી છે. તેને ફરીથી રાજ્ય મેળવવાની આશા છે. તેમજ વળી મરનાર મહારાજા પાસે પણ ઘણી દોલત હતી તે પણ રાજકુમારીની સાથેજ હોવી જોઇએ; માટે જો તમારો જીવ, તમારૂં રાજ્ય અને તમારી આબરૂ બચાવવા ચહાતા હો તો મારી સરતો સાંભળી તે ઉપર પુરતું ધ્યાન આપો."

કેટલાક આતુરતાથી બોલી ઉઠયા—" અને તે કઈ સરતો ?"

પ્રતાપસિંહ બોલ્યો—" તે સરત એટલીજ છે કે, રાજકુમારી તથા તેની

દોલત મારે સ્વાધીન કરવી. ”

એક ઠાકોર બોલી ઉઠયો–“ રાજકુમારી ક્યાં છે તે તો હું જાણુતોજ નથી ! ”

બળવાનસિંહ બોલ્યો–“ હું પણ તે વિષે અજાણ્યો છું. કદાચ જાણુતો હોત તો એક અનાથ બાળાને તારા હાથમાં આપવા કરતાં મરવાનું વધારે પસંદ કરત ! ”

ક્રોધથી પ્રતાપસિંહ બોલ્યો–“ રાજકુમારી કયાં છે કે ક્યાં નહિ તે કોણ જાણે છે એમ હું પૂછતો નથી, તેમ તમારા તે વિષેના વિચાર પણ જાણવા હું નથી માગતો. હું ઈશ્વરને હાજર નાજર ગણીને કહુંછું કે, રાજકુમારી મારે હાથે જરા પણ ઇજા પામનાર નથી. તેને લાયક માન હું આપીશ. તેના એક વાળને પણ ઈજા કરવાને બદલે હું મરવું વધારે પસંદ કરીશ. મારે તેને હાથમાં લેવાની મતલબ માત્ર એટલીજ છે કે, તેને નામે તેનો ખજાનો ખરચી કેટલાકો રાજ્ય પાછું મેળવવા વૃથા મહેનત કરે છે તે મહેનત કરતા અટકે. મારી સરતો તો તમે હવે સમજ્યા, અને તેથી તમારામાંના ત્રણ જણ તેના જામીન તરીકે મારા હાથમાં કેદ રહેવા જોઇએ. વિજયસિંહ, બળવાનસિંહ અને કાળા કિલ્લાના ઠાકોર સાહેબને આ કિલ્લામાં માન આબરૂથી હું મારા કેદી રાખીશ અને જ્યારે રાજકુમારી તથા તેનો ખજાનો મને સોંપશો ત્યારે તેમને છૂટાપણું મળશે. છ અઠવાડીઆં સુધી હું તેની રાહ જોઇશ. તેટલા અરસામાં જો મારી ઈચ્છા પૂરી ન થઈ તો વિજયસિંહને ગરદન મરાવીશ. તે પછી બીજાં છ અઠવાડીઆં સુધી રાહ જોઇશ અને તે પછી કાળા કિલ્લાના ઠાકોર સાહેબની વારી આવશે. બીજાં છ અઠવાડીઆંની મુદત આપીશ. તે વખત પણ એમજ નીકળી જશે ને મારી માગણી મુજબ ન થયું તો ઠાકોર બળવાનસિંહની વારી આવશે. તેને મોતને સ્વાધીન કરીશ. ફરીથી બીજાં છ અઠવાડીઆં રાહ જોઈશ અને તે વખત જો વીતી જશે તો પછી આ દેશની શી હાલત થશે તે મારાથી કહેવાઇ શકાતું નથી. મારા લશ્કરથી શહેર લુંટાવી, તેનો નાશ કરીશ. તેનું નામ નિશાન સુદ્ધાં રહેવા દેનાર નથી. બધા ઠાકોરો અને સરદારોની જડમૂળ ઉખેડી નાંખીશ. અમલદારો, અંદર આવો ? ”

દરબારીઓ હજી તો વિચાર કરે છે, એટલામાં તો દરવાજા ઉઘડી ગયા અને પ્રતાપસિંહના અમલદારો અને ચોકીદારોથી આખું દિવાનખાનું ભરાઈ ગયું. પેલા ત્રણ ઠાકોરોને પકડવામાં આવ્યા. તેમનાં હથિયાર છીનવી લીધાં અને તેમને પ્રતાપસિંહના હુકમ મુજબ કેદ કર્યા. બીજાઓને પોતાને ગમે ત્યાં જવાની રજા આપી. આખું દિવાનખાનું ખાલી થઇ ગયું. માત્ર પ્રતાપસિંહ

અને રામસિંહ એ બે જણુ રહી ગયા.

રામસિંહ તરફ હસીને પ્રતાપસિંહ બોલ્યો—" મેં તમને પ્રથમજ કહ્યું હતું કે, હું અહીં આવીશ, અને મારૂં વચન મેં પાળ્યું. રાયપુર પાછું મારા હાથમાં આવ્યું છે. મારે હાથે રૈયતને થોડું નુકશાન ભોગવવું પડયું છે પણ તેમાં આ સરદારોની ભૂલ છે. તેઓ એમજ સમજ્યા કે, જો હું અત્રેથી જઈશ તો તેઓ ગમે તેમ કરી શકશે! પણ તે ગણત્રીમાં તેઓ ભૂલ્યા હતા! આ બાબત વિષે આપણે બીજી વખત વાત કરીશું. મારે મારી છાવણીમાં જઇ હાલ તો પૂર્ણ બંદોબસ્ત કરવો જોઇએ, તેમજ મારા રાજવંશી કેદીઓની પણ સંભાળ લેવી જોઇએ."

તેઓ બેઉ જણા બહાર નીકળ્યા. પછી પ્રતાપની રજા લઈ રામસિંહ પોતાને ઉતારે ગયો. આ દેશની બદલાયલી સ્થિતિમાં હવે શા ઉપાયો લેવા તે વિષે તેના મનમાં વિચારો આવવા માંડયા.

તેનો ઉતારો પાસે આવ્યો. તે જેવો અંદર દાખલ થવા ગયો તેવીજ એક સ્ત્રી તેને સામે મળી. રામસિંહના હાથમાં એક નાની ચીઠી મૂકી કાંઈ પણ બોલ્યા વગર તે ચાલી ગઈ. રામસિંહે તેને ઓળખી કે, તે કાળરાત્રીની સખી રૂપાળી હતી. તે વિષે તે હજી તો વિચાર કરે છે એટલામાં પોતાને ધીમે સાદે કોઈ બોલાવે છે એમ તેને લાગ્યું અને પાછળ ફરી જુએ છે તો કાળરાત્રીની બીજી સખી માનકુંવર હતી. તે ગુપચૂપ આવી તેના હાથમાં એક ચીઠી મૂકી અને પછી ચાલતી થઇ. થોડીવારમાંજ પોતાને ઉપરા ઉપરી બે ચીઠીઓ મળી તેથી તે વિચારમાં પડયો. વળી બેઉ ચીઠી આપનારીઓ પણ કાળરાત્રીની સખીઓ હતી. હવે તે ચીઠીઓમાં શું લખ્યું છે તે જાણવાની તેની આતુરતા વધી. તે એકદમ પોતાના ઓરડામાં દાખલ થયો. પહેલી ચીઠી ઉખેડીને જોઈ તો તે સુંદરીની લખેલી હતી. બીજી ઉખેડીને જોઈ તો તે કાળરાત્રીની લખેલી માલમ પડી.

## પ્રકરણ ૨૨ મું.

### કેદી કુમારિકા.

થોડા વખત સુધી આપણે હવે કાળા કિલ્લા તરફ ફરીએ. ચર્ચાતી દરબારને ત્રણ દિવસ થઇ ગયા છે. કાળા કિલ્લાના દરબારી ઓરડામાં એક ઝાંખો દીવો બળે છે. આ તેજ ઓરડો છે કે, જેમાં રામસિંહને એક રાતને માટે ઉતારો આપવામાં આવ્યો હતો. તે દીવાનું અજવાળું ફીક્કી પડી ગયલી એક

જુવાન કુમારિકાના ઉપર પડતું હતું. તે બીછાના ઉપર બેઠી હતી. તેણે માથે હાથ ટેકવેલો હતો તે ઉપરથી તે ઉંડા વિચારમાં હોય એમ જણાતી હતી. તેણે સાદો ખેડુતનો પોશાક પહેર્યો હતો પણ તેથી તેની સુંદરતા ઓછી થવાને બદલે વધી હતી. તેના શરીરનો રંગ દૂધીઆ રંગનો હતો. કદ પાતળું અને ઉંચું હતું. તે અત્યંત સુંદર હતી–સુંદરતાની તે મૂર્ત્તિજ હતી.

તે ઓરડાનો સામાન રામસિંહને વાસ્તે બદલેલો હતો તેજ હતો. હાલ રાતના દશ વાગ્યાનો સમય થયો હતો. વિચારને લીધે તેને ઉંઘ આવતી ન હતી. તે ધીમેથી ઉભી થઈ એક બારી આગળ ગઇ. ઝાડપાનથી તે જગા લીલોતરી વાળી થઇ રહી હતી. ચંદ્રના પ્રકાશથી તે જગા વધારે તેજસ્વી અને મનોરંજક જણાતી હતી. ઓરડાનો સામાન જો કે કીમતી હતો, ત્યાંનો રળીઆમણો દેખાવ નજરે પડતો હતો તોપણ આ કુમારિકા ત્યાં કેદી તરીકે હતી, તેથી તેને બધું ફીકકું લાગતું હતું.

જે ભાગ વિષે લોકોમાં તરેહવાર ગપસપ ચાલતી હતી તે ભાગમાંજ તે કેદી હતી. તે ગપસપ તેનાથી અજાણી ન હતી. તે કોઈથી ડરતી ન હતી. મૂએલાની તરફની તેને જરા પણ બીક ન હતી. બીકમાં બીક માત્ર તેને જીવતાના તરફની હતી. આ બારી નીચે એક ઉંડું તળાવ હતું. આ બારી આગળ આવવાની તે કુમારિકાની મતલબ માત્ર બને તો ત્યાંથી નાશી જવાની હતી, પણ તે તળાવ જોતાં તેની હીંમત ચાલી નહિ. તળાવ સિવાય બીજે કયાંય પણ ઉતરાય તેમ ન હતું. તે પાછી ફરવા ગઈ એટલામાં તો તેની નજર સામે દેખાતા કિલ્લા તરફ ગઇ, અને તેની હીંમત સાવ જતી રહી. જે બીકને તે ધિક્કારતી હતી તે બીક હવે તેને જણાઈ. તે સ્થિર થઇને ત્યાં ઉભી રહી. તેનામાં ચાલવાની શક્તિ મુદલ ન રહી. તેણે ચીસ પાડવા વિચાર કર્યો, પણ ધાસ્તીને લીધે કાંઈજ થઇ શકયું નહિ. શું કિલ્લાના તે ભાગને લગતી ગામમાં ચાલતી ગપસપ ત્યારે ખરી હતી? ભૂત પ્રેતો ત્યાં રાતને સમયે ચાલતાં હતાં? આ બધા વિચાર છતાં તેની નજર ઝાડોની વચ્ચે ચાલતા એક સફેદ આકાર ઉપરજ હતી. એક સરખાં પગલાં ભરતો, અને કદી પણ ઉભો ન રહેતો તે એક આકાર હતો. થોડી વારમાંજ તેની નજર આગળથી જાણે જમીનમાં પેસી ગયો હોય, હવામાં પીગળી ગયો હોય તેમ તે અલોપ થઇ ગયો. હવેજ તે કુમારિકા ચીસ પાડીને પાછી બીછાના ઉપર બેસી ગઈ. તેજ વખતે દરવાજો ઉઘડતો હોય એવો અવાજ સંભળાયો અને થોડી પળમાં તો કુંવર જોરાવરસિંહ ત્યાં આવી ઉભો. પોતાની સાથે કારભારી રેંગારા હતો તેની તરફ જોઈ તે બોલ્યો–"હવે તમે જાઓ." પેલો કારભારી દલગીર ચહેરે પણ માયાથી

આ કુમારિકા તરફ જોઈને ચાલતો થયો. તે પોતાની પાછળ દરવાજો અડકાવી ગયો. હવે તે ઓરડામાં પેલી કુમારિકા અને જોરાવરસિંહજ રહ્યાં. તે ધીમેથી કુમારિકા આગળ આવી બોલ્યો—"વહાલી કુમુદિની, તને આ કિલ્લામાં આવે ત્રણુ દિવસ થઈ ગયા છે—"

આ કેદી કુમુદિની જે મુલુ નાયકની કરી લીધેલી છોકરી હતી તે ધ્રુજતી બોલી—"સાહેબ, હું મારી મરજીથી અત્રે આવી નથી, પણુ મારા ઝુંપડામાંથી તમારા લુચ્ચા ગુલામો મને જોર જુલમથી ઉંચકી લાવ્યા છે."

જોરાવર તેની પાસે આવી તેની તરફ હાસ્ય કરતો બોલ્યો—"વહાલી કુમુદિની, તું ગુસ્સે ન થા. હું તને ચાહું છું." આમ બોલતો તે તેને આલિંગન આપવા આગળ ધસ્યો.

પાછળ હઠતી કુમુદિની બોલી—"હું તમને મનાઇ કરૂંછું કે મને અડકશો નહિ?"

ક્રોધ કરીને જોરાવર બોલ્યો—"આમ તે ક્યાં સુધી ચાલશે? કુમુદિની! જરા ધીરજ ધરીને સાંભળ. મારો શું વિચાર છે તે સંભળાવું."

કુમુદિની ઠપકાની નજરથી તેની તરફ જોઈ રહી. જોરાવર બોલ્યો.—"આજથી બાર મહિના ઉપર હું તારા ઝુંપડાની પાસે શિકાર કરવા આવ્યો હતો. તે વખતે મેં તને જોઈ, ત્યારથીજ તારી ઉપર હુ મોહિત થયો છું. તને બીજી વખત જોવા માટે દિવસના દિવસ સુધી હું રખડયો પણુ તને—"

કુમુદિની—"સાહેબ, ટુંકામાં પતાવો તો વધારે સારૂં. તમે કહો છો કે, હુ તને ચાહુંછું, અને તેથી તમે મને પત્ની કરવા માગો છો પણુ તે કદી બને તેવું નથી. તમે ઉંચ ખાનદાનના છો અને હું હલકા કુટુંબની છું. આપણી જોડી કદી પણુ થઇ શકે તેમ નથી."

જોરાવર—"ત્યારે શું કુમુદિની, તું મને કદી પણુ ચાહી શકીશ નહિ?"

કુમુદિની—કદી નહીં. પ્રથમ તમે મારા વાલીની પાસે મારી માગણી કરી હતી તે વખતે પણુ તમને જવાબ મળી ચૂકયો હતો, તે છતાં તમે મારી પાછળ લાગેલા રહ્યા. તમે મને સમજાવવામાં બાકી ન રાખી. તમે મને ધમકી આપી, તમે મને—"

જોરાવર—"કુમુદિની, એ બધું ખરૂં છે. હું તને તે વખતે ચહાતો હતો અને હજી પણુ ચહાઉંછું. મારૂં મન તારી સાથે લગ્ન કરવા માટે લલચાય છે. કાળા કિલ્લાના બળવાન અને મગરૂર ઠાકોરનો હું પુત્ર, આ મોટા દેશનો માલેક તારા જેવી ગરીબ સ્થિતિની છોકરી આગળ પગે પડું છું! અને તું તો મને ધિક્કારે છે."

કુમુદિની—“ નહિ, નહિ, હું તમારો તિરસ્કાર કરતી નથી. ”

જોરાવર—“ ત્યારે તું બીજા કોઈને ચહાય છે ? ”

કુમુદિની—“ તે ગમે તેમ હોય પણ તમને તો હું ચાહી શકતી નથી. એક રાજકર્ત્તા તરીકે તમને હું માન આપું છું.”

અતિશય ઉશ્કેરાઇ જઇ જોરાવર બોલી ઉઠયો—“ પણ એક આશક તરીકે તો તું મને ધિક્કારે છે ને ? હું તને જોર જુલમથી મારી પરણેતર કરૂં તો મને શી હરકત છે ? થોડા દિવસ અગાઉ તને હું ઉંચકી આવતો હતો તે વખતે પેલો મૂર્ખ વચ્ચે પડયો ન હતે તો તું શું કરત ? આ બીજી યુક્તિમાં હું ફાવ્યો અને તને ઉંચકાવીને આ ઓરડામાં બંધ કરી છે. હાલ તું મારી દયા ઉપર છે. બોલ હવે શું કહે છે ? ”

કુમુદિની—“ તમારી દયા ઉપર ? હા, ખરેખર તેમજ છે, પણ તમે મારી તરફ ક્રૂર નહિ થશો એવી મને આશા છે. તમે મને ચાહોછો ? જો તમે મને ચહાતા હો તો મારી પાછળ લાગી મને દુ:ખ થાય એવું શા માટે કરો છો ? મને ત્રણ દિવસ થયાં અત્રે કેદ કરી દુ:ખી કરોછો ! મારાં માતાપિતા મારે વાસ્તે કેટલી ચિંતા ભોગવતાં હશે ? આ બધું જોતાં ખરેખર હું તમારી દયાની ઉપર છું. આવા એકાંત ઓરડામાં મને શા માટે રાખી છે ? જે ઓરડો ઘણાં વરસો સુધી બંધનો બંધ પડી રહ્યો છે અને જેને વિષે તરેહવાર ગપાટા ઉડે છે તેમાં મને શા માટે બંધ કરી છે ? કુંવર જોરાવરસિંહ કાલાવાલા કે સમજુતી, અથવા સામ, દામ, દંડ અને ભેદ એ ચારેમાંની એક પણ ચીજથી હું તમારે વશ થનાર નથી.”

ગુસ્સાથી જોરાવર બોલ્યો—“ સબૂર કર ! મારૂં પણ કહેવું સાંભળી લે ! હું ઇશ્વરને હાજર નાજર ગણીને કહુંછું કે, હું તને મારી કરીશ. મારા બાપની મરજી ઉપરાંત પણ હું તનેજ પરણીશ ! ગમે તેમ થાય તોપણ તને હું છોડનાર નથી. હું તને મારી પત્ની કરીશજ ! ”

કુમુદિની—“ કુંવરજી, આવા શબ્દો સાંભળવા હું નથી માગતી. મને કેદ કરીને પછી મારૂં અપમાન કરવું એ ગૃહસ્થને છાજતી રીત નથી.”

જોરાવર—“ મગરૂર છોકરી, તું શું એમ ધારે છે કે હું તને અહીં લાવ્યો છું તે તારા આવા શબ્દો સાંભળવા ? આવતી કાલે સાંજના એક બ્રાહ્મણને હું બોલાવીશ, અને તે આપણાં લગ્ન કરી આપશે. કુમુદિની, તે માટે તું તૈયાર થઈ રહેજે. તને જોર જુલમથી પરણવી પડે તેને બદલે તું આનંદથી–ખુશીથી મને પરણે તો સારૂં. તારાથી પહેરાય એટલાં ઘરેણાં પહેરજે. મારી દોલત–મારી મીલકત–મારા હૈયાની તું માલેક થજે.”

આટલું બોલતાંની સાથે તે ત્યાંથી ચાલતો થયો. ફીક્કી, ધ્રુજતી કુમુદિની, ભય અને દલગીરીથી પોતાના બાછાના ઉપર પડી. મહા મહેનતે રડવું જે તેણે ખાળી રાખ્યું હતું તે હવે તેણે છુટું મૂક્યું.

રડી રડીને જ્યારે હૈયું ખાલી થયું ત્યારે તેની અંદરથી નિશ્વાસો નીકળવા માંડયા. તેના નિશ્વાસ સાથે બીજા કોઈના નિશ્વાસ ભેગાયલા જણાયા. બીજા નિશ્વાસનો અવાજ દરવાજા બહારથી આવતો જણાયો. ભયથી ઉઠીને તે તે તરફ ગઇ, પણ ત્યાં કોઈ ન હતું. તેને એમ લાગ્યું કે, તેના અવાજનો માત્ર પડઘોજ તે પડત પડેલા ઓરડામાં પડેલો હોવો જોઇએ. તે જઈને પાછી પોતાના બીછાના ઉપર પડી.



## પ્રકરણ ૨૩ મું.



## મહાકાળીની મૂર્ત્તિ.

અતિ દલગીરીમાં કુમુદિની ગરક થઈ ગઈ. કુંવર જોરાવરસિંહ તેને અડતાલીસ કલાકની મુદત આપી ગયો હતો. અડતાલીશ કલાકમાં તો તે તેની પરણીઅત થવાની હતી.

આવા સુંદર, પૈસાદાર જુવાન સાથે કુમુદિની પરણવા માટે આનાકાની શા માટે કરતી હતી? ગરીબ હાલતમાંથી એકદમ ઉંચે દરજ્જે ચઢવામાં તે શા માટે અડચણ લેતી હતી?

કુમુદિનીના ઝુંપડાથી થેડે દૂર એક વૃદ્ધ સાધુ રહેતો હતો. તે સાધુએ આ કુમારીકાને સારી કેળવણી આપી હતી. તેને લીધે તે સદ્‌ગુણી અને દૃઢ મનની થઈ હતી. જોરાવરને તાબે કદી ન થવું અને તેને ન પરણવું એવો તેણે દૃઢ ઠરાવ કર્યો હતો. આ ઠરાવથીજ તેના હાથમાં આવતી તે બચી ગઈ હતી. જોરાવર રૂપાળો હતો પણ તે સદ્‌ગુણી છે એવું તે જાણતી ન હતી. તેના દુર્ગુણના દાખલા તેના જોવામાં આવ્યા હતા. તેની ઉંમર પંદર વરસ કરતાં વધારે ન હતી પણ તેના ઉંચા બાંધાને લીધે તે અઢાર ઓગણીશનો જણાતો હતો. તેને તે પોતાનો પતિ કરવાને રાજી ન હતી.

પોતાના બીછાના ઉપર બેઠા પછી કુમુદિનીએ ગળામાં બાંધેલી એક રેશમી કોથળી કાઢી. તેની ઉપર અતિ સરસ ભરત કામ કરવામાં આવ્યું હતું, અને તેની એક બાજુએ કુમુદિનીનું નામ સુંદર અક્ષરે ભરેલુ હતું. તેમાંથી ચર્મપત્રની એક નાની ચીઠી કાઢી તે વાંચવા લાગી:—

"વૈશાક સંવત્ ૧૪૫૧. કુમુદિની, કુંવર જોરાવરસિંહથી સંભાળ રાખજે.

તારૂં નસીબ ચઢીઆતું છે, અને તે જોઇ તારા છુપા રક્ષકો આનંદ પામે છે. જો તું જોરાવર તરફ પ્યારથી જોઈશ તો તું દુઃખી થઈશ. તારા છુપા રક્ષકોને દુઃખી કરીશ. અરે કુમારિકા તારા છુપા રક્ષકોની આ વખતસરની ચેતવણી ઉપર ધ્યાન આપજે. જો તું તેની સાથે લગ્ન કરશે તો ઇશ્વરનો તારી ઉપર કોપ ઉતરશે. તું નાશ પામીશ!

આ પત્ર કોઇને પણ બતાવતી ના. તારી મરજી હોય તો એને બાળી નાંખજે, પણ એમાં લખેલું છે તે તારે મોંઢે ગોખી રાખજે. જો તું તેથી ઉલટી ચાલો તો તારા શા હાલ થશે તે તારા છુપા રક્ષકથી કહેવાઈ શકાતું નથી."

ધીમે રહીને આ શબ્દો તે વાંચી ગઇ. તેણે આ ચીઠી વારંવાર વાંચી હતી અને તેં તેને મોઢે પણ થઈ રહી હતી તોપણ તેણે તે વાંચી. આ ચીઠીને લીધેજ તે કુમારિકા જોરાવરને ના પાડતી હતી. કુમુદિનીએ ઠરાવ કર્યો કે આવતી કાલ સુધી જો કાંઈ મદદ ન મળે તો જીવ આપવો, પણ તેને તો નજ પરણવું.

પેલી ચીઠી પાછી કોથળીમાં મૂકી દીધી, અને કોથળીને સંતાડી દીધી. આમ કરવાનું કારણ તેને કોઇનો અવાજ સંભળાયો તે હતું. જે દરવાજો કુંવર જોરાવરસિંહ થોડીવાર ઉપર બંધ કરી ગયો હતો તેની ઉપર ધીમેથી કોઈ હાથ અફાળતું હોય એવું તેને લાગ્યું. તે ધ્યાનથી સાંભળવા લાગી. જો જોરાવર હોય તો તેને તો દરવાજો અફાળવાની કાંઈ જરૂર ન હતી, કારણ કે તે તો બહારથી દરવાજો બંધ કરી કુચી પોતાની સાથે લઇ ગયો હતો. તે કોઈ બીજો હશે. રખેને છુપો રક્ષક તો ન હોય? આ વિચાર તેના મનમાં ઉભરી આવ્યો દરવાજો રહી રહીને અફળાતો હતો અને તે પણ કોઈ અધીરાઈથી અફાળતું હોય એવું જણાયું. હા, ખરેખર તે કોઈ તેને મદદ આપવા આવ્યો હશે. તે હાથમાં દીવો લઇને દરવાજા નજીક જઈ ત્યાં ઉભી રહી. જરા વારમાં વળી પાછો ધીમેથી દરવાજા અફાળવાનો અવાજ થયો એટલે કુમુદિનીએ અંદરથી સામો ધીમેથી અવાજ કર્યો. બહારની બાજુથી અવાજ આવવો બંધ થયો. શું થાય છે તેની રાહ જોતી કુમુદિની પણ અંદર ઉભી રહી. જરા વારમાંજ તેના પગ આગળ ચર્મ પત્રનો એક નાની કાપલી આવી પડી. બારણુંની ચીરમાંથી તે નાખવામાં આવી હતી. કુમુદિનીએ તે જોઇને ઉંચકી લીધી. તેની ઉપર કાંઈ લખેલું હતું દીવાને અજવાળે તે વાંચવા લાગી.

"બાઈ, તમારે નાશી જવુંજ જોઇએ. તમારા ઓરડાના બીછાનાની પાછળ એક છુપો દરવાજો છે. તે કમાનથી ઉઘડે છે. ખીલાના આકારની ત્યાં તેની ચાંપ છે. તે દાબવાથી તે ઉઘડશે. તે દરવાજેથી તમે સહીસલામત નાશી

શકશો. હાલ વધારે લખવા અવકાશ નથી.”

પોતાના છુપા મદદગારે રસ્તો બતાવ્યો તેથી તેને હજારો આશીર્વાદ તે પોતાના મનમાં આપવા લાગી, તેણે દરવાજો પાછો અંદરની બાજુએથી અફાળ્યો પણ તેને કાંઈ જવાબ ન મળ્યો. તેણે ધાર્યું કે, તેને મદદ આપનાર ત્યાંથી જતો રહેલો હોવો જોઇએ. વળી ફરીથી તેના મનમાં વિચાર આવ્યો કે, આ ચીઠી લખનાર રંગારા સિવાય બીજો કોઈ નહિ હોય. આજ સાંજના જ્યારે તે જોરાવર સાથે તેના ઓરડામાં આવ્યો ત્યારે દયા અને માયાની તેની ઉપર તેણે નજર નાંખી હતી તે યાદ આવી.

તે પોતાના બીછાના આગળ પાછી ફરી. પલંગ મોટો હતો તેથી ખસેડી શકાય એવો ન હતો. તે તેની પાછલી બાજુ જઇ શકે એટલી જગા તો ત્યાં હતી. ધીમેથી તે ત્યાં ગઈ અને અંધારામાં હાથ ફેરવીને પેલી ખીલા જેવી ચાંપ તેણે શોધી કાઢી. જોરથી તેને દાબતાં દરવાજો ખુલ્લો થયો. તેણે અંદરની બાજુ હાથ ફેરવીને જોયું તો તે રસ્તોજ હતો—કાંઈ ટાંકા બારી કે કબાટ ન હતું. તે દીવો લઈ આવી અને તેની અંદર દાખલ થઇ, પણ બીજું બારણું તેને નડયું. હવે કેમ કરવું તે તેને ન સુજ્યું. અંધારામાં તે ભીંત છે કે દરવાજો તે પણ ન દેખાયું. તે વિચારમાં પડી. તેની ઉપર હાથ અફાળ્યો પણ પોકળ કે નક્કર તે કાંઈ ન જણાયું. આખરે થોડીવાર મહેનત કરી તેની ચાંપ શોધી કાઢી. તેને દાબતાંજ દરવાજો તરત ઉઘડી ગયો અને નીચે ઉતરવાની સીડી તેની નજરે પડી. દીવાને પવનથી બચાવવા માટે આડો હાથ ધરી, મોંમાં ઇશ્વરનું નામ લઇ તે નીચે ઉતરી.

પગથીઓ ઉતરી રહ્યા પછી એક ચાલી જણાઈ અને તેને છેડે એક દરવાજો હતો. તે દરવાજો ઉઘાડતાં વળી પાછી સીડી જણાઇ. હીંમત કરીને તે ઉપરથી પણ તે ઉતરી. ત્યાંથી એક મેરાબદાર દરવાજામાં થઇ એક નાના ઓરડામાં દાખલ થઈ. તે કાળા પથ્થરનો બાંધેલો હતો. તે ઓરડો છોડી તે બીજા ઓરડામાં દાખલ થઈ. તે ઓરડો ઘણોજ મોટો હતો. તેની જમીન ઉપર લીલ બાઝી ગઈ હતી. ધીમે અને દૃઢ પગલે તે તેની અંદર દાખલ થઇ. મોટા ઓરડામાં નાના દીવાને લીધે બધી ચીજો એકદમ જણાતી નથી, પણ ધીમે ધીમે બધી જણાઈ આવે છે, તે પ્રમાણે આમાં પણ થવા માંડયું. જ્યારે થોડું થોડું જણાતાં ત્યાં વધારે પ્રકાશ પડયો ત્યારે તો તે ધ્રુજવા લાગી. દીવાના પ્રકાશમાં કાંઈ ચળકતી ચીજ તેને જણાઈ. હવે પાછું ફરાય એ પણ મુશ્કેલ હતું. મોઢામાં ઈશ્વરનું નામ લઇ તે ચીજની તરફ ચાલી, અને વધારે પાસે આવતાં તો તે મહાકાળીની મૂર્ત્તિ જણાઈ. તરતજ પગે લાગી, માતાની તે

સ્તુતિ કરવા મંડી તેના મનની ધાસ્તી બધી નીકળી ગઈ. તે વધારે પાસે ગઈ, પણ તેથી તેની ધાસ્તી ઘટવાને બદલે વધી. પેલી ગંજાવર મૂર્ત્તિની પાછળથી સફેદ કપડાં પહેરેલો કોઈ આકાર તેની તરફ આવતો જણાયો. તેનાથી એક પણ પગલું આગળ ન ભરાયું. તે સ્થિર થઇ ઉભી. જ્યારે તે આકાર તેની વધારે પાસે આવ્યો ત્યારે તે એક કારમી ચીસ પાડી બેશુદ્ધ થઈ જમીન ઉપર પડી.

## પ્રકરણ ૨૪ મું.

### સફેદ સ્ત્રી.

જ્યારે કુમુદિની સાવધ થઇ ત્યારે એક બીછાના ઉપર પડેલી હતી પોતે જોયેલો દેખાવ હજી છે કે ગયો તે જોવા તેણે આંખો ઉઘાડી પણ કાંઇ ન દેખાયું. આ સ્વપ્ન છે કે ખરેખરૂં તે વિષે પણ તે કાંઈ સમજી ન શકી. પાછી તેણે આંખો બંધ કરી લીધી. વળી પાછી તેણે ઉઘાડી. હવે તેની ખાત્રી થઇ કે, તે સ્વપ્ન ન હતું. તેણે આસપાસ જોયું તો જે ઓરડામાં પોતે બેશુદ્ધ થઈ પડી હતી તે પણ તે ન હતો. તેને કોઈ ત્યાંથી ઉંચકી લાવ્યું હતું, પણ તે મિત્ર કે શત્રુ ? શું તે પાછી કેદી થઈ હતી ?

તેને બંજા તરેહવાર જાતના વિચારો આવવા લાગ્યા. વળી પોતે તે કિલ્લાના કયા ભાગમાં હતી તે પણ જાણી ન શકી. તેની આવી હાલત થોડી-વારજ રહી. તેણે એક ધીમો, ધ્રુજતો અવાજ સાંભળ્યો.

" છોકરી, ડરતી ના ! જે દેખાવથી તને બીક ઉપજી તે કોઇ ભૂત પ્રેતનો દેખાવ ન હતો. એક દુ:ખી, કમભાગ્યની નાર જે તને ચાહે છે તેનો તે આકાર હતો. "

કુમુદિની બીછાના ઉપરથી ઉભી થઈ અને પોતાની પાછલી બાજુએ જ્યાંથી તે અવાજ સંભળાયો હતો તે તરફ તેણે જોવા માંડયું. જે સફેદ પોશાક-કવાળા આકારથી તે આટલી બધી બીધી હતી તેજ આકાર એક સરખે પગલે તેની તરફ આવતો હતો. તે કુમારિકા ધ્રુજવા માંડી, પણ જ્યારે તે આકાર વધારે પાસે આવ્યો ત્યારે તેનો માયાળુ ચહેરો જોઈ તેની બીક નીકળી ગઈ. તે આકારમાં જરા પણ બીક લાગે એવું ન હતું. તેને દુ:ખી જોઇ તેની કુમુ-દિનીને દયા આવી.

તે આકારની ઉંમર વિષે ધારી શકાય તેમ ન હતું. તેની ઉપર અતિ દુ:ખ પડયું હતું અને તેથી તેનો ચહેરો ફીકકો પડી ગયો હતો પણ જુવા-નીની સુંદરતાની છાપ તેના ચહેરા ઉપર હજી પ્રકાશિત હતી. તેનો પોશાક

તદ્દન સાદો હતો અને મોંઢા સિવાય આખા શરીરનો ભાગ તેનાથી ઢંકાયેલો હતો. તેના સફેદ પોશાક અને ફીકકા ચહેરાથી તેને જીવતા તરીકે કોઇ ધારી ન શકે.

તે સ્ત્રી કુમુદિની તરફ અતિ માયાથી જોતી હતી. તેને જોતાં કુમુદિનીને કોઈ અજબ જાતનું ખેંચાણ થવા માંડયું. થોડીવાર પછી તે સ્ત્રી બોલી-"કુમુદિની, બેસી જા. જરા થાક ખા. તારે આ કિલ્લામાંથી નાશી જવાની જરૂર છે. તે વિષે તું કાંઈ ડર ન ખાતી. મારે તને કેટલીક જરૂરની શીખામણ આપવી છે તે સાંભળી લે, અને મારી ફરજ મુજબ હું તને જે રસ્તો બતાવું તે પ્રમાણે ચાલવાને તૈયાર થા."

કુમુદિની બોલી-"બાઇ, તમે મને ઓળખતાં હો એમ મને લાગે છે. વળી તમે મારી સાથે વાત કરોછો તે ઉપરથી મને જણાય છે કે, મારે વિષે તમને ઘણીજ સારી લાગણી છે."

પેલી સ્ત્રી તેનો જવાબ આપવાને બદલે બાજુ ફરી ગઇ અને તેની છાતીમાંથી દુઃખનું એક ડચકું નીકળી ગયું. કુમુદિનીએ તે સાંભળ્યું. પોતે બેઠી હતી ત્યાંથી ઉભી થઇ અને તેની પાસે દોડી ગઈ. તેનો હાથ પકડી તે બોલી-"અરે, તમને મારે વિષે અતિશય લાગણી હોય એમ જણાય છે. તમે પોતે દુઃખી જણાઓ છો! તમને શું દુઃખ છે? હું તમારા રડવામાં ભાગ લઈશ-હું તમને હસતાં કરીશ-"

તે સફેદ સ્ત્રી નામુરાદીથી બોલી-"હસવું! અરે, નહિ, નહિ, કદી પણ નહિ! કુમુદિની, મારા દુઃખ વિષે મને ન પૂછ. મારૂં દુઃખ લાંબા વખતનું છે. તારે પૂછવું હોય તે હાલના વખતનું અને તારે લગતું હોય તે પૂછ. તું પૂછેછે કે, હું તને ઓળખું છું? પેલા દરબારી ઓરડામાં પેલી નાની રેશમી કોથળી તું તપાસતી હતી તે વિષે તારી હું ખાત્રી કરી આપું તો પછી?"

કુમુદિની બોલી-"ત્યારે તમે મને ત્યાં જોઇ? મેં તો તમને દીઠાં પણ નહિ! હા, પણ પેલો નિશ્વાસ જે મેં સાંભળ્યો-"

પેલી સ્ત્રી બોલી-"આપણો વખત ઘણો થોડો છે અને તે આવી ઠાલી વાતો કરીને ગુમાવવો ન જોઇએ. કુમુદિની, સાંભળ, હું તને ઓળખુંછું. પેલી રેશમી કોથળી અને તેમાંની ચીઠી મોકલનાર હું છું. એ ચીઠીમાં મેં તને જે ચેતવણી આપી છે તે વિષે હું તને વધારે ખુલાસો કરી શકતી નથી. હું તને જે વાત કહું, તે સાંભળી તે પ્રમાણે વર્તવાને તું કબૂલ કર અને તારા ભલાને માટે તે વિષે કાંઈ સવાલ ન પૂછતી."

કુમુદિની-"મારો તમારી ઉપર પૂર્ણ ભરોંસો છે. હું તે પ્રમાણે ચાલ-

વાને તૈયાર છું. તમને જે ચીજથી સુખ થાય તે કરવાને હું મારા અંત:કરણથી ચાહું છું."

પોતાનો સફેદ હાથ કુમુદિનીના મોંઢા ઉપર ફેરવતી તે બોલી–"ત્યારે તો મારી વહાલી કુમુદિની, સાંભળ. જે વાતથી તું આજ સુધી અજાણી રહી છે તે વિષે હાલ જાણવાની તારે કોશેશ કરવી નહિ. તું ખુલાસો જાણવા ચહાશે પણ તે તને મળશે નહિ. મને તું ઓળખતી નથી એવી રીતે તારે ચાલવું. મારે વિષે કોઇની આગળ તારે વાત ન કરવી અને જે કામ હું તને કરવા કહું તે તારે વગર આનાકાનીએ કરવું."

કુમુદિની બોલી–"બાઇ, તમારા શબ્દોથી મારી ઉપર એટલી બધી તો અસર થઇ છે કે, મારા ભલાને માટે તમારી યુક્તિ ગમે તેવી હશે તોપણ તે પ્રમાણે હું ચાલીશ."

આભાર માનતી હોય તેવી રીતે પોતાના હાથ જોડી, આંખો ઉંચી કરી તે સ્ત્રી બોલી–"મારી દીકરી, ઇશ્વર તારૂં ભલું કરો. દીકરી, જે વખતે તું ચીઠી વાંચતી હતી તે વખતે હું જેમ તને જોતી હતી, તેમજ જ્યારે કુંવર જોરાવર તને ધમકી આપતો હતો તે વખતે પણ હું ત્યાં છૂપી રીતે ઉભી રહીને સાંભળતી હતી. તેણે આવતી કાલે તારી સાથે લગ્ન કરી તને તેની રાણી કરવાની ધમકી આપી છે, પણ તારે તેની પરણીઅત થવું નહિ. જો તું તેની પરણીઅત થશે તો તારા શા હાલ થશે તે મારાથી કહેવાઈ શકાતા નથી. તને સૌથી ખરાબમાં ખરાબ શાપ લાગશે."

આ શબ્દો સાંભળતાં તે કુમારિકા ધાસ્તીથી કંપવા લાગી. તેને લાગ્યું કે, હાલ તો તે નાશી છૂટશે પણ બીજી વખત જોરાવરના હાથમાંથી બચવા માટે મુલનાયક કરતાં કોઈ વધારે બલવાનની સહાયતા લેવી પડશે.

સફેદ સ્ત્રીએ આગળ ચલાવ્યું–"તું જોરાવરને ચાહે છે કે નહિ તે મારે પૂછવા સાથે કામ નથી. તારૂં હૈયું નરમ છે તે હું જાણું છું. તારા સદ્‌ગુણો એજ તારી ઢાલ છે. તેનાથી તું તારો બચાવ કરી શકીશ."

જાણે પોતાની માને પૂછતી હોય એવી ઢબે કુમુદિનીએ પૂછયું–"હવે મારે શું કરવું?"

તે સ્ત્રી બોલી–"મારી દીકરી, હવે માત્ર એકજ રસ્તો રહ્યો છે. મને કહે કે, તને કરડવાને કોઇ ઝેરી સાપ તૈયાર હોય તો તું શું કરે?"

કુમુદિની આતુરતાથી બોલી ઉઠી–"હું નાશી જાઉં, હું નાશી જાઉં!"

સફેદ સ્ત્રી–"હા, કુમુદિની, તારે આ ભયંકર કાળા કિલ્લાની પડોશમાંથી પણ નાશી જવું. તને પાળનાર ખેડુતને તારે છોડી જવું."

કુમુદિની—" તમે એવી રીતે બોલો છો કે, જાણે મને મદદ આપવા તૈયાર હો. બાઇ, હું મિત્ર વગરની, ગરીબ."

રડતી આંખે તે સફેદ સ્ત્રી બોલી—" કુમુદિની, કુમુદિની, તું જાણતી નથી કે, તારા આવા શબ્દોથી મને કેટલું દુ:ખ થાય છે. થોડીવાર અગાઉ તો તું હીંમતથી તૈયાર થઈ હતી, અને હાલ તો પાછી નાહીંમત થઈ જાય છે. હીંમત રાખ, ઇશ્વર તને સહાય કરશે. જે રસ્તો હું તને બતાવુંછું તે રસ્તે જો તું ચાલીશ તો સુખી થઈશ."

કુમુદિની—" બોલો, બોલો, હું સાંભળુંછું. મારા ભલા માટે તમે જે લાગણી ધરાવો છો તે કોઇ છૂપા કારણની જણાય છે. માબાપને જેમ બાળક તાબે થાય છે તેમ હું પણ તમને તાબે થઇશ. બોલો, મારે શું કરવું તે કહો."

સફેદ સ્ત્રી—" કુમુદિની, પ્રથમ તો મારો વિચાર એવો છે કે, તારે આ તરફથી બીજી તરફ નીકળી જવું. તારા ભલાને માટે તારે રાયપુર જવું એ સારૂં છે."

કુમુદિની આશ્ચર્ય પામીને બોલી ઉઠી—" રાયપુર!"

સફેદ સ્ત્રી—" હા, રાયપુર, આપણા દેશની રાજધાનીમાં. ત્યાં તને ઠાકોર બળવાનસિંહ મળશે. આ ઠાકોરની નોકરીમાં તારા વાલી છે તેથી તેઓને તું ઓળખતી હશે!"

કુમુદિનીએ જવાબ આપ્યો—" હા, હું તેમને ઓળખું છું. તેઓ મારી તરફ અતિ માયાથી વર્તતા હતા. તેઓ પરણેલા નથી અને તેથી તેમની સાથે કોઇ બાઇ માણસ નથી, એટલે હું સ્ત્રી જાત તેમની સાથે તેમના રક્ષણ નીચે કેવી રીતે જઈ રહું?"

સફેદ સ્ત્રી—" તેમની વય ચાળીસ વર્ષની ઉપર છે. તેઓના સદ્‌ગુણ બધા જાણે છે. એ બહાદુર અને નીતિમાન છે. એવા સાથે રહેવાને હું તો કાંઇ હરકત જોતી નથી. તારે તેમની પાસે જઇ જોરાવરની બધી વાત કરવી અને તેનું રક્ષણ માગવું. કુમુદિની, તને એક બીજી વાત કહું છું તે સાંભળી તું ચોંકશે—તું મારી ઉપર અણવિશ્વાસ મૂકશે."

કુમુદિની—" નહિ, નહિ! હું તમારી ઉપર કદી પણ શક લાવવાની નથી. તમારો હમેશ ભરોંસો કરીશ."

સફેદ સ્ત્રી—" ત્યારે તો ઇશ્વરેજ તને મારી પાસે મોકલી છે! હા, મારૂં હૈયું કહે છે કે, તારા આગળ ખુલાસો કરવો જોઇએ. દીકરી, તારે એટલું તો યાદ રાખવું કે, હું આ દુનિયાની વતની નહિ પણ પેલી બીજી દુનિયાની હોઉં એમ તારે ચાલવું. કોઇને પણ આપણી મુલાકાત વિષે તારે કહેવું નહિ.

મારે વિષે તું ગમે તે ધાર, પણ કોઈ આગળ કાંઇ બોલતી ના ! તને ઉછેરનાર માબાપ આગળ પણ આજના બનાવ વિષે એક શબ્દ પણ બોલતી ના. થોડા દિવસ પછી જ્યારે તું બળવાનસિંહની આગળ જઈ તારો હેવાલ કહે તે વખતે પણ મારે વિષે એક પણ શબ્દ બહાર કાઢતી ના. ”

કુમુદિની–“ બાઇ સાહેબ, હું સોગન ખાઇને કહું છું કે, તમારા કહ્યાથી હું જરા પણ ઉલટી ચાલનાર નથી. ”

સુંદર કુમુદિનીના કપાળ ઉપર એક ચુંબન કરીને તે સ્ત્રી બોલી–“ઇશ્વર તારૂં કલ્યાણ કરો ! હવે ચાલ, હું તને રસ્તો બતાવું. મધરાત થઈ ગઈ છે, સવારના પહોરમાં તો તારે રસ્તે પડવું જોઇએ. હું તને અહીંથી છૂટાપણું આપું.”

આમ બોલી તેણે દીવો હાથમાં લીધો અને એક છૂપો દરવાજો ઉઘાડયો. નીચે ઉતરવાનો એક દાદર દેખાયો તેની ઉપરથી બેઉ જણીઓ ઉતરી.

## પ્રકરણ ૨૫ મું.

### સંચાવાલો ઓરડો.

તેઓ નીચે ઉતરીને એક ચાલમાંથી પસાર થઇ. સફેદ સ્ત્રી દીવો લઇને આગળ ચાલતી હતી તેની બરોબર પાછળજ કુમુદિની ચાલતી હતી, પણ આ અંધારી ચાલમાં તે સ્ત્રીનો દેખાવજ ખરેખર જીવતાને બદલે મૂવેલાને મળતો દેખાતો હતો. તેમજ વળી તેણે પોતે પણ પોતાને વિષે તેમજ ધારવાને કુમુદિનીને કહ્યું હતું. કુમુદિની તેની સાથે વાત કરતાં એટલું તો જાણી ગઇ હતી કે, તેની જીંદગી સાથે કોઈ છુપો ભેદ સમાયલો હતો પણ તે કહેવાના તે અખાડા કરતી હતી. આ પ્રમાણે તેના મનમાં વિચાર થતા હતા તે વખતે તેઓ એક મહેરાબદાર દરવાજામાંથી એક ઓરડામાં દાખલ થયાં. આ ઓરડો પેલો સંચાકામવાળો હતો. ધારદાર અણીવાલી છરીઓ સાથે તે ચક્રો જોઈ કુમુદિની આશ્ચર્ય પામી. તેને ધાસ્તી લાગી. સફેદ સ્ત્રી પોતાના હાથમાંનો દીવો એવી રીતે પકડી રહી કે તે બધું સંચાકામ ખુલ્લેખુલ્લું દેખાય. તે ચક્રોની નીચેજ પાણીના વહેવાનો ખળખળ કરતો અવાજ સંભળાતો હતો. ચક્રોને બરાબર માથે એક દરવાજો હતો. આ બધું જોઇ કુમુદિની બીધી. એક ઝેરી સર્પને જોઇ કોઇને બીક લાગે તેથી વધારે બીક તેને લાગી. આ બધું સંચાકામ ઉપયોગનું છે ?

આખરે સફેદ સ્ત્રી બોલી–“ કુમુદિની, મેં તને અહીં લાવી ફોકટની બીક ઉત્પન્ન કરી છે. આ બધાં હથિયારો મનુષ્યનાં કરેલાં છે અને તે પોતાના જાત

ભાઈઓ ઉપર કંગાલ વેર લેવાનાં છે. તને અહીં લાવ્યા સિવાય મારો છૂટકો ન હતો. આ ભોંયરામાંથી બહાર નીકળવાનો આ સિવાય બીજો રસ્તોજ નથી."

કુમુદિની—"બાઇસાહેબ, આ બધું શા ઉપયોગનું છે તે હું જાણુતી નથી, પણ મારા મનમાં એવો તો વિચાર આવે છે કે, આ સંચાકામ જો ચાલુ થાય તો કોઈપણ માણસનું જીવલેણ થઈ પડે."

દુઃખી અવાજે તે સફેદ સ્ત્રી બોલી ઉઠી—"કુમુદિની, કુમુદિની ! હું તારી પાસે માગી લઉં છું કે, એ વિષે મને ન પૂછતી ! તેમ વળી તેં આ ભોંયરામાં તારા કેદખાનાના ઓરડામાંથી મારી આગળ આવતાં જે કાંઈ જોયું છે તે વિષે પણ કોઈની પાસે વાત ન કરતી. છુપા દાદરો, છુપી ચાલો, મહાકાળીની મૂર્ત્તિ અને આ સંચાકામ એ વિષે એક અક્ષર પણ બહાર ન પાડતી. આજનો બનાવ જાણે એક સ્વપ્ન હોય તેમ ભૂલી જજો"

કુમુદિની—"હું તમારા એટલા તો આભાર નીચે છું કે, તમારા કહેવાથી ઉલટી કદી પણ ચાલનાર નથી."

સફેદ સ્ત્રી—"મારી દીકરી, હું તારો આભાર માનું છું. ચાલો આપણે આ ભયંકર જગા છોડીને આગળ જઇએ. આ ઓરડામાંથી તને લઈ જતી વખતે મારો વિચાર તને આંખે પાટા બંધાવીને લઇ જવાનો હતો, પણ તે વિચાર મેં કેટલાંક કારણોને લીધે ફેરવી નાંખ્યો."

આમ બોલી જવાબની રાહ જોવાને બદલે સફેદ સ્ત્રી આગળ ચાલી. એક દરવાજો ઉઘાડી તે બીજી ચાલમાં દાખલ થઈ. ત્યાંથી થોડે દૂર થોડી ખુલ્લી જગા હતી તેની વચ્ચોવચ્ચ એક બેઠક બનાવેલી હતી અને આરસપહાણ ઉપર નીચે મુજબ લખેલું હતું.

આ ઠેકાણે............ઠકરાણી વસંતસેના, તે કાળા કિલ્લાના ઠાકોરની વહાલી પત્નીનાં અસ્થિ દાટેલાં છે.........વસંતસેના ખરેખર વસંત ઋતુના જેવી હતી.........મૃત્યુને તેની દયા ન આવી............પોતાની ૧૮ વરસની વયમાં મરણ પામી સંવત ૧૪૩૭. શ્રાવણ શુદ ૮.

કુમુદિનીએ આ લેખ વાંચ્યો. સફેદ સ્ત્રી ગુપચુપ ઉભી રહી. જ્યારે લેખ વાંચી રહી ત્યારે તે ધીમે સ્વરે બોલી—"આ લેખ હાલના ઠાકોરની પત્નીનો છે. કુંવર જોરાવરસિંહની તે મા થાય."

કુમુદિની અતિ દલગીરીથી બોલી—"અફસોસ, તે બીચારી પોતાની જુવાનીમાંજ મરણ પામી. મેં તો તેના વિષે એવું સાંભળ્યું છે કે, તે ઓ-ચીંતી મરણ—"

સફેદ સ્ત્રી બોલી ઉઠી—"ચૂપ, એવો શક અહીં લાવવાનું કાંઈ કારણ

નથી. એને મરણ પામે આજ ચૌદ વરસ થવા આવ્યાં, અને એટલા વખતમાં સેંકડો વાતો થઈ હશે. આહા! કુમુદિની, તે જ્યારે મરણ પામી ત્યારે માત્ર તારા કરતાં બે ત્રણ વર્ષે મોટી એટલે સતર અઢાર વર્ષની હતી. મારી દીકરી, તેના આત્માને સુખ થાય માટે આપણે મનમાં ઈશ્વર સ્તુતિ કરવી જોઇએ."

થોડીવાર સુધી તેમણે ઈશ્વર સ્તુતિ કીધી. પછી તેઓ ત્યાંથી આગળ ચાલીને બીજા એક ઓરડામાં દાખલ થયાં. ત્યાં અચકીને ઉભાં રહેવાને બદલે પોતાની પાસેની એક કુંચીથી બીજો દરવાજો ઉઘાડી એક ચાલમાં તેઓ દાખલ થઇ. ત્યાંથી એક નાના દાદર ઉપર તેઓ ચઢી ગઈ. તેને મથાળે એક નાનો દરવાજો હતો. તે ઉઘાડી સફેદ સ્ત્રી બહાર નીકળી કુમુદિનીનો હાથ પકડી તેને પણ બહાર ખેંચી લીધી. કુમુદિની જુવે છે તો પોતે એક નાના મંદિરમાં આવી ઉભી હતી. આ મંદિર કિલ્લાની જમણી તરફ આવેલું હતું.



## પ્રકરણ ૨૬ મું.

### કારભારી રેંગારા

હવે ઠંડો પવન વાવા લાગ્યો તથા ચંદ્રનું અજવાળું દેખાવા માંડયું. હવે પોતે કેદખાનામાંથી છુટી થઇ એમ તેને લાગ્યું. પેલો છુપો દરવાજો બંધ કરી તેને મંદિરમાંથી બહાર લઇને પેલી સફેદ સ્ત્રી જંગલ તરફ ચાલી નીકળી. જે રસ્તે તે તેને લઇ જતી હતી તે રસ્તો કુમુદિની પણ પૂર્ણ રીતે જાણતી હતી. કુમુદિનીએ જોયું કે, અહીંથી થોડે દૂર તેનું બાપીકું ઘર છે, પણ જોરાવરથી બચવા માટે તે પોતાનું અસલી ઘર તેને હાલ તજવું પડશે.

એક ઝાડીની અંદર બેઉ જણીઓ આવી પહોંચી. ત્યાં સામાન નાંખી તૈયાર કરેલો એક ઘોડો પકડીને વૃદ્ધ કારભારી રેંગારા ઉભો હતો. તે કાંઇ બોલ્યો નહિ, પણ કુમુદિનીને ત્યાં સહીસલામત આવેલી જોઈ તેના ચહેરા ઉપર સંતોષનાં ચિહ્ન ફરી વળ્યાં. તેણે પોતાના ગજવામાંથી એક કોથળી કાઢીને તે સફેદ સ્ત્રીને આપી અને પછી જાણે કાંઈ કહેવા માગતો હોય તેવો જણાયો, પણ તે બોલી ન શકયો.

પોતાને છુટાપણું અપાવનાર તે સ્ત્રી તથા કારભારીનો ધીમે સ્વરે કુમુદિનીએ ઉપકાર માન્યો, પણ આ વખતે પેલી સ્ત્રી રડતી હતી. તેની આંખોમાંથી આંસુઓ ટપકતાં હતાં. તે જોઇ તેની બાથમાં પડીને કુમુદિની બોલી—"મારે તમારી સાથે થોડા સમયનો પરિચય થયો છે, પણ જાણે હું તમને મારા જન્મથી ઓળખતી હોઉં એવું મને લાગે છે. એક માતા તરફ પુત્રીનો

પ્રેમ દોડે તેવો પ્રેમ મારો તમારી તરફ દોડે છે.”

સફેદ સ્ત્રી બોલી—“ મારી વહાલી કુમુદિની ! બેઉએ એક બીજાને ચાંપી આલિંગન આપ્યું.”

થોડીવાર તેમને એવી હાલતમાં રહેવા દઇ પછી કારભારી બોલ્યો—“બાઇ, બાઈ, વખત કેવો કીમતી છે તે તો તમે જાણો છો ! આ વખત તો તમારે હીંમત રાખવી જોઈએ હજી મારે તમને કેટલાક માઠા સમાચાર કહેવા છે.”

કુમુદિનીથી છુટી પડીને તે સફેદ સ્ત્રી બોલી—“ શું હજી પણ મારે માટે માઠા સમાચાર છે ? બોલો, બોલો, વખત ન લગાડો ! મને વહેમમાં રહેવા ન દો ! ”

કારભારીએ ગંભીર સ્વરે કહ્યું—“ બાઈ સાહેબ, શાંત થાઓ. હું જેટલું જાણું છું તેટલું તમને કહીશ. આજ રાતના કુમુદિનીની સાથે વાત કર્યા પછી કુંવર જોરાવરસિંહ પોતાના ઓરડામાં સુવા ગયા તે વખતે એક કાસદ દોડતે ઘોડે અહીં આવી પહોંચ્યો છે. તેણે ખબર આપી છે કે, આપણા ઠાકોરસાહેબ ઠાકોર બળવાનસિંહ તથા ત્રીજાનું નામ હું ભૂલી ગયો છું—”

સફેદ સ્ત્રી અતિશય ઉશ્કેરાઇને બોલી—“ તેના નામ સાથે આપણને કામ નથી ! પણ તેમનું શું થયું તે—”

ધીમે સ્વરે કારભારીએ જવાબ આપ્યો—“ સરદાર બહાદુર પ્રતાપસિંહે તેમને કેદ પકડયા છે ! ”

સફેદ સ્ત્રી બોલી ઉઠી—“કેદ પકડયા ! ત્યારે તો કુમુદિની, આપણી બધી યુક્તિઓ રદ ગઇ ! ”

કારભારી બોલ્યો—“ નહિ, નહિ, તેમ નથી, મારો વિચાર તો એવો છે કે, તેનાથી જેમ બને તેમ જલદી તે રાયપુર જાય તો વધારે સારૂં.”

આશ્ચર્ય પામતી તે સ્ત્રી બોલી—“ મારા ભલા મિત્ર, તમારૂં કહેવું હું સમજી શકતી નથી.”

કારભારીએ કહ્યું—“ મારો વિચાર હું ટુંકામાંજ સમજાવીશ. બહાદુર પ્રતાપસિંહ હાલ રાયપુરમાં છે તેણે તે ત્રણે ઠાકોરો સાથે કંઇ કબૂલાત કરેલી છે. તે પ્રમાણે જો તેઓ ન ચાલે તો તેમને ગરદન મારનાર છે. તેમને બચાવવાનો માત્ર એકજ રસ્તો છે કે, કુમુદિનીએ રાયપુર જવું અને કોઈ પણ યુક્તિ કરી તેમને કેદખાનામાંથી છોડવવા. મને તો લાગે છે કે, આ કામ એનાથીજ બનશે અને તે પોતાનું નામ અમર કરશે.”

સફેદ સ્ત્રી બોલી—“ રેંગારા, તમે બોલોછો તેનો કાંઇ વિચાર કરોછો ? આના જેવી નબળી અજાણી છોકરીથી તે કામ કેમ બની શકે ? ”

કારભારી બોલ્યો—"બાઈ, તમે આ કુમુદિનીને નબળી અને અજાણી છોકરી કહોછો ? પુખ્ત ઉમરની સ્ત્રીઓ કરતાં એની બુદ્ધિ સરસ છે. એ કોની પુત્રી છે તેનો તો વિચાર કરો ? મારો તો વિચારજ છે કે એ કામ એનેજ હાથે થશે. પણ કદાચને તે કામ ન થાય અને આ ત્રણેને પ્રતાપસિંહ ગરદન મારવા કાઢે તો પછી તેમને બચાવવાનો માત્ર એકજ રસ્તો છે. સરદાર પ્રતાપસિંહને કાંઇ નિશાની અથવા તો તમારા હાથની એક ટુંકી ચીઠી લખી આપો.'

તે સ્ત્રી બોલી ઉઠી—"ભલા રેંગારા હવે હું સમજી ! પણ તમારા જેવા બીકણને આવો વિચાર કેમ આવ્યો—"

કારભારી—"બાઈ, તે વાત આ વખતે નથી, અહીં તો જીવ બચાવવાનું કામ છે, પણ તેનો પ્રથમ ઉપયોગ કરવાનું કામ નથી. જ્યારે કાંઈ પણ ન વળે અને છેલ્લી ઘડી આવી પહોંચે ત્યારે તે ઉપયોગમાં લેવાની છે."

તે સ્ત્રી બોલી—"હા, તમારી સલાહ વાજબી છે. હવે તે વાત આ છોકરીને સમજાવવી જોઇએ."

કુમુદિની જે બધી વાત ધ્યાનથી સાંભળતી હતી તે બોલી—"હું બધું સમજી છું. મારે એક મોટું કામ બજાવવાનું છે. હું પુરતી હીંમતવાન છું. ભલા કામમાં ઈશ્વર હમેશ સહાય કરે છે તે મને પણ કરશેજ."

રેંગારા—"ખરેખર, એક રજપૂતાણી થવાને તું લાયક છે ! શાબાસ છે તને !"

સફેદ સ્ત્રી—"કુમુદિની, તું ખરેખર હીંમતવાન અને ઉદાર મનની છે. તને પાળનાર માતપિતાની રજા લઇને તું રાયપુર તરફ નીકળી જા. આ તારે માટે ઘોડો છે અને આ પૈસાની કોથળી તારા ખર્ચ માટે છે. તારા પાળકને એટલુંજ કહેજે કે, ભલા રેંગારાની મદદથી હું નાશી છૂટી. મારૂં નામ દઈશમાં. મારૂં નામ ન દેવાના તેં સોગન ખાધા છે તે યાદ રાખજે. મારી તો ખાત્રીજ છે કે, તારા સોગન તું પાળીશ. રાયપુર જઇને તારે બજાવવાનું કામ કાંઈ નાનું સુનું નથી. ત્રણ રાજાઓના જીવ તારે બચાવવાના છે. તારાથી બનતી યુક્તિ તું કરજે અને જો તેમાં તું ફતેહ ન પામે તો છેલ્લા ઉપાય તરીકે આ વીંટી છે તે લે અને સરદાર બહાદૂર પ્રતાપસિંહને મળી તેને પગે પડીને બતાવજે. બાકીનું બધું ઇશ્વર સારૂં કરશે."

આમ બોલી તે સફેદ સ્ત્રીએ પોતાની છાતી આગળથી એક રેશમી કોથળી કાઢીને તેમાંથી એક વીંટી કાઢી. આ વીંટી સાદી હતી. તેની ઉપર એક કીમતી નંગ જડેલું હતું તે સિવાય બીજી કાંઈ નિશાની ઉપર ન હતી. કુમુદિનીએ તે પોતાની આંગળીએ પેહેરી લીધી.

સફેદ સ્ત્રી–"થોડું વધારે સાંભળી લે. જે વખતે આ વીંટી તું પ્રતાપસિંહને બતાવે તે વખતેજ તારા સોગનમાંથી તું છૂટી છે. તે વખતે તેની આગળ તારે મારે વિષેની ખબર આપવી, અને તે જે કાંઈ સવાલ પૂછે તેના ખરી રીતે જવાબો આપવા."

કુમુદિની–"તમારો એક પણ શબ્દ હું ભૂલનાર નથી."

કુમુદિનીને પોતાની છાતી સાથે ચાંપતી તે બોલી–"મારી વહાલી દીકરી, ત્યારે હવે જા અને ફતેહ કર."

આટલા શબ્દો બોલી તે પાછી જંગલમાં અલોપ થઈ ગઈ. રેંગારાએ કુમુદિનીને ઘોડે બેસવામાં મદદ કરી. તે બોલ્યો–"મારી જુવાન બાઈ, ઈશ્વર તમારૂં રક્ષણ કરો. કાલે રાતના મને સ્વપ્ન આવ્યું છે કે, તમારે હાથે અદ્‌ભુત કામો થશે અને તેનું મંગળાચરણ થયેલું આજેજ હું જોઉં છું. જાઓ, તમને ફતેહ મળશે."

એક બાપના જેવા પ્યારથી તેને આશીર્વાદ આપી રેંગારા કિલ્લા તરફ પાછો ફર્યો. કુમુદિની, જેને ઘોડા ઉપર બેસી ફરવાની ટેવ હતી તેણે પોતાનો ઘોડો પોતાના ઝુંપડા તરફ દોડાવ્યો.

## પ્રકરણ ૨૭ મું.

### આવેશ.

પેલો દરબારને આઠ દિવસ થઇ ગયા છે. આજે વળી પાછો રામસિંહ રાજબાગ તરફ જવા નીકળ્યો છે. પ્રથમની પેઠે આજ પણ કાળરાત્રી સાથે ત્યાં મેળાપ થવાની આશા છે. તે ઉજડ બાગમાં તે એકલો હતો પણ થોડીવારમાંજ ત્યાં કોઈનાં પગલાં સંભળાયાં. જુએ છે તો કાળરાત્રી પાસે આવી ઉભી હતી.

અહા! જ્યારે તેને પોતાની પાસે આવેલી દીઠી ત્યારે તે કેટલો આનંદ પામ્યો? તેનો પોશાક તેજ હતો. તેની ચાલ ચલણ તેજ હતી છતાં અગાઉ કરતાં આજ તે વધારે સુંદર દેખાઈ પણ તે માત્ર રામસિંહની નજરમાંજ. બીજો કોઇ જુએ તો તેને તો હતી તેવીજ દેખાય.

થોડી વાર ત્યાં ઉભા રહ્યા પછી રામસિંહ બોલ્યો–"સુંદર કાળરાત્રી, તેં અહીં આવી મારી મુલાકાત લીધી તેથી હું તારો અત્યંત ઉપકારી થયો છું. તારી ચીઠી મળી તે પછીના આ આઠ દહાડા આઠ વરસ જેવા મને ગયા છે. શા માટે આટલી લાંબી મુદત તેં નાંખી? તે દિવસે આપણે જ્યારે છૂટાં પડયાં ત્યારે મારી કેવી હાલત હતી તે તું શું ભૂલી ગઈ?"

કાળરાત્રી–“ પણ મારાથી આવવાનું બને ત્યારે કેની ? ”

રામસિંહ–“ મેં તારો મદદગાર થવા તે વખતે વચન આપ્યું છે તે તું ભૂલી ગઇ ? આપણે મિત્રાચારીનો દાવો બાંધ્યો તે વખતેજ તે શબ્દો મેં કહ્યા છે ! ”

ધીમે સ્વરે કાળરાત્રીએ ઉત્તર દીધો–“નહિ, નહિ, તે હું ભૂલી ગઈ નથી, અને કદી ભૂલી જનાર પણ નથી. અમારા દેશનો કાયદો નથી કે તે ભૂલી જવું. હું પણ તે ભૂલીશ નહિ. ”

રામસિંહ–“ તારી ભાષામાં કેવી મીઠાશ ભરી છે ? જે દેશે તને ઉત્પન્ન કરી છે તેને પણ ધન્ય છે ! ”

કાળરાત્રી–“ તમે વખાણ કરોછો તે સાંભળતાં મને ભય ઉત્પન્ન થાય છે.”

રામસિંહ બોલ્યો–“ હું વખાણ કરતો નથી. મને તો જે ખરૂં લાગ્યું તે મેં કહ્યું છે. કાળરાત્રી, હું જુઠાને ધિક્કારૂં છું. વળી એક ચીજની મારી ઇચ્છા છે અને તે તારો ઈતિહાસ સાંભળવાની છે. તું તે મને કહી સંભળાવ. ”

કાળરાત્રી જરા ચોંકીને બોલી–“ અહા ! તમે તે મને યાદ આપી ! હા, મેં ગઇ વખત તમને કબૂલાત આપી હતી કે તમને તે કહીશ. એ ઘણી દુઃખદાયક વાત છે. જો મેં તમને વચન આપ્યું ન હોત તેમ તમે મારૂં મન જીતી લીધું ન હોત તો તે કદી પણ કહેત નહિ. ”

રામસિંહ–“ તારી કથાથી તને દુઃખ થશે તે હું જાણું છું પણ મને તે સાંભળવાની જે આતુરતા છે તે ફોકટની નથી. તેમાંથી કાંઇ પણ સારૂંજ પરિણામ આવશે. મેં તને વચન આપ્યું છે કે, તને જોઇતી કોઇ પણ મદદ હું કરીશ અને તે પ્રમાણે કદી કાળ પોતે પણ મારી સામે આવશે તો હું તેનો શત્રુ થઈશ. ”

કાળરાત્રી–“ અરે ઈશ્વર તમે શું બોલો છો તે જાણતા નથી ! ”

રામસિંહ–“ મારા બોલેલાનો અર્થ હું ઘણી સારી રીતે સમજું છું !”

ધ્રુજતી કાળરાત્રી બોલી–“ અરે ઈશ્વર! તેમજ છે. મારા પિતાની ભૂલથી હું દયાને પાત્ર થઈછું–”

રામસિંહ–“ કાળરાત્રી, તે ભયંકર કથા મને કહો. હું મારી તલવારના સોગન ખાઇને કહુંછું કે, તારી તરફથી લડીને તારૂં દુઃખ હું દૂર કરીશ. ”

કાળરાત્રી–“ ફરીથી હું કહું છું કે, રામસિંહ તમે તમારૂં બોલવું સમજતા નથી ! ”

રામસિંહ–“ નહિ, નહિ, હું મારૂં બોલવું બરાબર સમજું છું. તારે વાસ્તે મારો કોઈપણ રીતનો ભોગ આપવાને હું તૈયાર છું ! ”

કાળરાત્રી–" ઠીક છે ત્યારે મારી કથા સાંભળવા તૈયાર થાઓ. એ કથા એવી છે કે જેથી તમારાં રૂંવાટાં ઉભાં થશે અને તમારૂં લોહી બંધાઈ જશે."

થોડીવાર સુધી કાળરાત્રી ચુપચૂપ બેસી રહી, પછી ધીરેથી બોલવા લાગી.

## પ્રકરણ ૨૮ મું.

### કાળરાત્રીની કથા.

અહીંથી ઘણે દૂર એક દેશ છે. તે એવો તો ફળદ્રૂપ અને રસાળ છે કે, જેટલી વખત લોકો ખેતી કરે તેટલી વખત તેમાંથી પ્રાપ્તિ થયાજ કરે છે. તે દેશમાં વિદ્યુતપ્રભ નામનો એક રાજા રાજ કરતો હતો. તે સૂર્યવંશી હતો. પોતાના જન્મથી તે અઢાર વર્ષની ઉમ્મર સુધી તે જનાનખાનામાંજ રહ્યો હતો. તે દેશનો એવો કાયદો હતો કે, રાજકુંવરે પોતાની અઢાર વર્ષની વય સુધી જનાનામાંજ રહીને પોતાનો અભ્યાસ કરવો. તેને બાગમાં ફરવા હરવાની અને કસરત કરવાની છૂટી મળતી. દરેક પ્રકારનો હુન્નર તેને શીખવવામાં આવતો, પણ તે મહેલની અંદરજ. મહેલની બહારનું જ્ઞાન તેને આપવામાં આવતું ન હતું.

તેનાં અઢાર વર્ષ પૂરાં થવાને થોડીવાર હતી એટલામાં એક દિવસે તેના બાપના પ્રધાન, સેનાપતિ વગેરે અમલદારો તેની આગળ આવી, ઘુટણીએ પડીને બોલ્યા–" નામદાર કુમાર, આપના પિતાશ્રીના અંતની ઘડી પાસે આવી છે માટે ત્યાં ચાલો."

હજી તો તે પોતાના બાપ પાસે જવાને તૈયાર થાય છે એટલામાં તેના બાપનો વિશ્વાસુ હજુરી ત્યાં દોડતો આવ્યો અને કુંવર આગળ ઘુટણીએ પડી હાથ જોડીને બોલ્યો–" નામદાર મહારાજા, આપના પિતાજી સ્વર્ગવાસ પામ્યા છે."

પોતે આટલી નાની વયમાં તે મોટા દેશનો રાજા થયો જાણી તેને આનંદ થયો. પોતે આજથી નવી જીંદગી શરૂ કરે છે એમ તેને લાગ્યું. રાજા તરીકે તેને જાહેર કરવામાં આવ્યો. પિતાની ઉત્તર ક્રિયા કર્યા પછી તે ભારે ધામધુમથી રાજગાદી ઉપર બેઠો.

પ્રથમ કામ તેણે પોતાના રાજ્યની લગામ પોતાના વડા પ્રધાનના હાથમાં સોંપવાનું કર્યું. પોતે તેમ કરી સુખ ભોગમાં રહેવા ઠરાવ કર્યો. આટલાં વરસ જે તેનાં એકાંતવાસમાં ગુજારવામાં આવ્યાં હતાં તેનો જાણે બદલો લેવા આવતો હોય તેમ તેણે રાજકાજમાં બીલકુલ ધ્યાન ન આપ્યું.

વિદ્યુતપ્રભ સુંદર હતો. તેનું કદ ઉંચું અને શરીરે તે પાતળો હતો. જુવાની, સુંદરતા અને મોટા રાજ્યના મદથી તેનો ગર્વ વધ્યો.

આ પ્રમાણે તેને રાજ્ય ઉપર બેઠે બે વરસ નીકળી ગયાં. આ વખતે તેના અંધાધુંધીના રાજ્યથી લોકો કંટાળી ગયા. તેઓ બડબડાટ કરવા લાગ્યા. અમલદારોના જુલમથી કંટાળેલા લોકો બોલતા કે, શા માટે આ રાજા પોતાના બાપને પગલે ચાલતો નથી ? શા માટે તે લોકોની દાદ ફરિયાદ સાંભળતો નથી ? ધોળે દિવસે અમલદારો રૈયતને લૂટતા હતા. પ્રજાનો પોકાર તેઓ રાજાને કાને પડવા દેતા ન હતા. પ્રધાન અને તેનું મંડળ પ્રજા સુખી છે એવી ખબર હમેશ રાજાને આપતા અને પોતાની પ્રજા સુખી છે એવું કાને સાંભળી તે આનંદ પામતો.

તેની પાડોસમાં માનવસિંહ નામના રાજાનું રાજ્ય હતું. તે પણ બળવાન રાજા હતો. વિદ્યુતપ્રભનું રાજ્ય લેવાને ઘણા દિવસ થયાં તે રાહ જોતો હતો તેને હવે ખરેખરી તક મળી. તેની પ્રજાના પોકાર તેને કાને પડવા લાગ્યા. તેણે મોટું સૈન્ય તૈયાર કરવા માંડયું. બરાબર તૈયારી કર્યા પછી માનવસિંહે વિદ્યુતપ્રભના રાજ્ય ઉપર ચઢાઈ કરી. પ્રજા અંધેરથી કંટાળી ગઈ હતી પણ પરદેશી રાજાને પોતાને ત્યાં જોવાને ખુશી ન હતી. કર્ણુસેન પ્રધાનના બોલાવ્યાથી પ્રજાના લોકો હથિયાર બાંધી શત્રુ સામે લડવા તૈયાર થયા. એક મોટી લડાઈ થઈ. તેમાં માનવસિંહ જીત્યો અને કર્ણુસેનને નાશી જવાની ફરજ પડી.

આ હારની ખબર જ્યારે શહેરમાં પડી ત્યારે ત્યાં ઘણો ગભરાટ ફેલાઇ રહ્યો. માનવસિંહ લશ્કર લઇને આપણું શહેર ઘેરવા આવે છે એવી રાજખાનીમાં ખબર પહોંચી અને પેલા લડાઈમાંથી નાશી આવનાર કર્ણુસેન અને તેન. માણસોથી તે વાતને વધારે ટેકો મળ્યો. રાજા વિદ્યુતપ્રભને પોતાની હાલત વિષે હવેજ માલમ પડયુ. તેના મતલબી પ્રધાનોએ આટલી વાર સુધી તેને આ લડાઈની વાતથી તદ્દનજ અજાણ્યો રાખ્યો હતો. જ્યારે ભય પાસે આવ્યો ત્યારે તેને જણાવ્યા વગર બીજો ઈલાજ ન હતો. શત્રુ બે દિવસના રસ્તા ઉપર હતો. રૈયત રાજ્ય સામે બળવો કરવા તૈયાર હતી. લશ્કરનું ઠેકાણું ન હતું !

પોતાના નાશની તેને ખબર પડતાંજ તે પોતાના આરામ મહેલમાં જે સુખ ભોગવતો હતો તે સુખનો ત્યાગ કરીને ઉભો થયો. તેનો વીરત્વનો જુસ્સો એકદમ ઉભરાઈ નીકળ્યો. તેણે પોતાની પાસે બેશી ગાનારીઓને કાઢી મૂકી. જે વેશ્યાઓ તેને નાજ નખરાંથી રીઝવતી હતી તેઓને ધક્કા મરાવ્યા. પોતાનું બખતર જે એમને એમ પડયું પડયું શોભા આપતું હતું તે પહેરી લીધું. પોતાની

તલવાર કમરે લટકાવી અને એક બળવાન ઘોડા ઉપર બેસીને શત્રુની સામે થવા નીકળ્યો. પોતાના રાજાને લડાયક પોશાકથી બહાર નીકળેલો જોઇ સઘળી પ્રજા આનંદ પામી અને તેના ઉપરનો ગુસ્સો ભૂલી ગઈ. તેની સાથે લડવા જવાને તેની પ્રજાનો પુરુષ વર્ગ તૈયાર થયો. પોતાના ગામોનો નાશ થાય તેનો અટકાવ કરવા તે આગળ ધસ્યે ગયો. બેઉ લશ્કર સામસામાં મળ્યાં. પ્રભાતથી મોટી લડાઇ શરૂ થઇ, બપોર થવા આવ્યા પણ એકે લશ્કર હાર્યું જણાયું નહિ. નાશ અને મરણનો તો પારજ ન રહ્યો. હજારો બહાદૂરોએ પોતાના અમુલ્ય પ્રાણ ખોયા. રાજા વિદ્યુતપ્રભે એટલી તો બહાદૂરી બતાવી કે, તે જોઇ તેના લશ્કરને બમણું જોર આવ્યું. તે જીત તરફ આવતો ગયો પણ એટલામાં તો માનવસિંહને નવી મદદ આવી પહોંચી તેણે એકદમ વિદ્યુતપ્રભના લશ્કર ઉપર હલ્લો કર્યો. વિદ્યુતપ્રભના ઘણાખરા લશ્કરનો નાશ થઈ ગયો. એટલે તેને જીતવાની આશા ન રહી.

તે જુવાન રાજાએ પોતાના સૈન્યને ચારે તરફ નાસતું જોયું. હવે કેમ કરવું તેના તે વિચારમાં પડયો. પોતાના પરાજયની ખબર લઈ રાજધાનીમાં જતાં તેને શરમ લાગી. તે એક ઝાડીની અંદર દાખલ થયો અને ઘોડા ઉપરથી ઉતરીને એક ઝાડ નીચે તેના શત્રુ આવી તેને મારી નાંખે તેની રાહ જોતો બેઠો. તેની સાથે રહેલાં મુઠ્ઠીભર માણસોએ તેને ત્યાંથી નાશી જવા સમજાવ્યો, પણ તે એકનો બે ન થયો. તેણે પોતાની સાથેના માણસોને ત્યાંથી જવાની આજ્ઞા કરી. તેઓ તેની આજ્ઞાને માન આપી તેના નસીબ ઉપર તેને છોડીને દલગીર ચહેરે ત્યાંથી જતા રહ્યા. પોતે જ્યારે એકલો રહ્યો ત્યારે વિદ્યુતપ્રભ રાજાએ પોતાની છાતી ખાલી કરવા માંડી. તે રડવા લાગ્યો. તેણે છાતી કુટીને મોટેથી વિલાપ કરવા માંડયો.

તે બોલ્યો—“ ઈશ્વરે મારા પાપની મને પુરતી શિક્ષા કીધી છે. બે વરસની મારી મૂર્ખાઈની મને થોડા કલાકોમાંજ શિક્ષા થઈ. હું કેવો કંગાલ ! કે આ શરમ ભરેલે મોંઢે મારી રાજધાનીમાં જાઉં ? તે કરતાં અત્રે મરૂં તો કેવું સારૂં ! અરે ઈશ્વર ! મને સહાય થા ! મારો અપરાધ ક્ષમા કર ! હું તારૂં અજ્ઞાન બાળક છું ! તું જો ચાહે તો આ બધું એક પલમાં ફેરવી શકે ! અરે, જ્યારે ઈશ્વર મને સહાય નથી તો મારે જીવીને તે શું કરવું છે ! અરે મૃત્યુ, તું મને આવીને લઇ જા ! હે કાળ, હું તારે શરણે છું ! ”

આટલા શબ્દો બોલી તે ચૂપ રહી ગયો. તેજ પળે તેના ખભા ઉપર કોઇએ પોતાનો ભારી હાથ મૂકયો. તે પાછો ફરીને જુએ છે તો એક કાળો ઉંચો આકાર તેની બાજુમાં ઉભો હતો, તેની આંખો વીજળીના જેવી ચમકતી

હતી. રાત પડી હતી. લડાઈનું મેદાન શાંત થઇ ગયું હતું. તેવે વખત આ ભયંકર પુરુષની આકૃતિ ભય ઉપજાવનાર હતી તે તેની તરફ ધાસ્તીથી જોઈ રહ્યો પણ તેના મોંઢામાંથી એક પણ શબ્દ નીકળી ન શકયો.

આખરે પેલો આકાર બોલ્યો–"તેં કાળને યાદ કર્યો તેથી કાળ તારી પાસે આવી ઉભો છે! બોલ, ઢીલ ન કર! માનવસિંહ પોતાનું લશ્કર લઇને તારી તરફ ધસ્યો આવે છે."

તેજ વખતે વીજળીનો એક ચમકારો થયો અને તેની મદદથી તેણે જોયું તો તેને માલુમ પડયું કે, માનવસિંહ પોતાનું મોટું લશ્કર લઇ જોસથી આવતો જણાયો.

આ જોઇ હાથ જોડીને રાજા બોલ્યો–"મને આ પરાજય રૂપી કાળી ટીલીથી બચાવ! મારી રૈયતનો નાશ થતો અટકાવ! હું તારી દરેક મંદિરમાં સ્થાપના કરીશ! તારો સેવક થઈ રહીશ!"

કાળ બોલ્યો–"મારી કોઈ ભક્તિ કરતું નથી! મને કોઈ ઇચ્છતું નથી, માટે એવા ફોકટના શબ્દો બોલવા મૂકી દે!"

આતુરતાથી ઉભો થઈ રાજા બોલ્યો–'ત્યારે જે તારે માગવું હોય તે માગ, બીજી કોઈ સરત કર!'

કાળ બોલ્યો–"અરે મનુષ્ય પ્રાણી, સાંભળ! તને જે પહેલું બાળક જન્મે તે મને અર્પણ કરવા કબૂલ થા! તેમ નહિ તો તારો નાશ અને તારી બેઆબરૂ તો આ પળેજ થવાની છે. જો કબૂલ થાય તો તારા શત્રુના લશ્કરનો હમણાંજ નાશ કરી નાંખું છું."

રાજાએ ઉશ્કેરાઈ જઈ કહ્યું–"મારે તે કબૂલ છે, હું સોગન લઉછું!"

તેજ પળે કાળે તેને ઉચકી તેના શહેરના દરવાજા આગળ નાંખ્યો. રાજાએ પોતાના સૈન્યને નાશી જતું જોઈ તેમને ઉભા રહેવા બૂમ પાડી. રાજાને જીવતો જોઈ તેમને પણ હીંમત આવી. તેઓ ઉભા રહ્યા. કાળ રાજાને સલાહ આપતો હતો તે પ્રમાણે રાજા ચાલતો હતો. થોડીવારમાંજ તેના શત્રુઓ આવી પહોંચ્યા. ફરીથી એક લડાઈ થઈ તેમાં કાળ પોતે રાજાની પડખે ઉભો રહી લડતો હતો. માનસિંહે ઘણી ઘણી કોશેશ કીધી, પણ તે બધી ફોકટ ગઈ. એક કલાકમાં તો બધું ઉલટાઇ ગયું. દિવસના જય મેળવનારનો રાતના એક કલાકમાં પરાજય થયો. માનવસિંહનું લશ્કર નાશી જવા લાગ્યું અને રાજાનું લશ્કર તેની પાછળ લાગી તેને કાપી નાંખવા લાગ્યું. થોડીવારમાં તો રાજાના લશ્કર સિવાય શત્રુનું એક પણ માણસ તે મેદાનમાં જીવતું નજરે પડતું ન હતું. હજારો માણસોનાં મુડદાં ત્યાં પડેલાં હતાં અને જંગલી જનાવરોની ઉજાણી ચાલી હતી.

રાજા પોતાના નગરમાં હસતે ચહેરે પાછો દાખલ થયો. તેને ત્યાં એવો તો આવકાર મળ્યો કે, તેના આનંદનો પાર ન રહ્યો. દરેક ઘરમાં રોશની કરવામાં આવી અને ફુલોના વરસાદ વચ્ચે તે પોતાના મહેલમાં દાખલ થયો. જ્યારે તે મહેલમાં પોતાના ઓરડામાં એકલો પડયો ત્યારે તેને તે દિવસના બધા વિચારો આવ્યા. કાળને પોતાનું પહેલું બાળક આપવાની કબૂલાત પણ યાદ આવી અને તેથી તેના શરીરમાં તાવ ભરાઈ આવ્યો.

તેના રાજ્યમાં સલાહ સંપ ચાલવા લાગ્યાં નાશી ગયેલા લશ્કરની જે ચીજો ત્યાં રહી ગઈ હતી તે એટલી તો કીમતી હતી કે, તેમાં લડાઇનો બધો ખર્ચ નીકળી આવ્યો. રાજાએ સૌથી મોટું કામ તો એ કર્યું કે, કર્ણસેન અને બીજા અમલદારોને પોતાના દેશમાંથી કાઢી મૂકયા. તેમની જગાએ બીજા પ્રમાણિક માણુસોને રાખ્યા રાજાનું આવું પગલું જોઈ રૈયત પણ આનંદ પામી. આ પ્રમાણે બીજાં બે વરસ વહી ગયાં. તે વખતમાં રાજાની ઉપર રૈયતનો પ્યાર વધતો ગયો, અને રાજાને હાથે રૈયતના સુખનું દરેક કામ થવા માંડયું.

તેની હાલ બાવીસ વર્ષની ઉંમર થવા આવી હતી છતાં તે કુંવારોજ રહ્યો હતો. રૈયતને પોતાનો રાજા પરણે અને તેને ગાદી વારસ જન્મે તો આનંદ થાય. લોકોએ કહેવા માંડયું–"શા માટે આપણો માયાળુ રાજા પરણુતો નથી? રાજાને લગ્નથી બેવડો ફાયદો થશે. એક તો તેને જે રાજાની કુંવરી પરણશે તે રાજાની મદદ થશે અને બીજું તો ગાદી વારસ જન્મશે.'

પ્રધાનો અને અમલદારોએ વારંવાર રાજાને રૈયતની આ ઇચ્છા જણાવવા માંડી, પણ રાજા તો તે વાત ફેરવી નાંખતો. કારણ કે તેના મનમાં કાળ સાથે તેને જે સરત થઈ હતી તેની છુપી ધાસ્તી લાગતી હતી. તે પોતાના મનની વાત કોઈની પણ આગળ કરી શકતો ન હતો. જ્યારે તેના અમલદારો સમજતા કે રાજા લગ્નની વાતથી કંટાળે છે ત્યારે તે વાત મૂકી દેતા, પણ લોકો તે વાત કેમ મૂકી દે! તેઓ તો તે વિષે ગડબડાટ મચાવીજ મૂકતા. આ ગડબડ રાજાને કાને જતી પણ તે તો જાણે કાંઈ સાંભળતોજ ન હોય તેવી રીતે ચાલવા લાગ્યો. આખરે પ્રધાનોએ એકઠા મળીને એક બીજી યુક્તિ અજમાવી જોવા ઠરાવ કર્યો. આજુબાજુના રાજાઓની કુંવારી સુંદર કન્યાઓની છબીઓ તેમણે એકઠી કરવા માંડી. વડા પ્રધાને તે છબીઓ રાખવા માટે એક ઓરડો તૈયાર કર્યો અને જેમ જેમ છબીઓ આવતી ગઈ તેમ તેમ શણગારીને તે મૂકતો ગયો. જ્યારે ઘણી છબીઓ એકઠી થઈ ત્યારે વડા પ્રધાને રાજાને પોતાને ઘેર બોલાવ્યો. રાજાએ તેનું તેડું કબૂલ કર્યું અને ઠરા-

વેલે દિવસે તેને ત્યાં છડી સ્વારીએ ગયો. ત્યાં થોડી વાર વાતો થવા પછી ચિત્રો ઉપર વાતો થવા માંડી. એક શીખવી મૂકેલો દરબારી બાલ્યો,–"મહારાજ, આપણા પ્રધાનજીએ એટલાં તો ઉત્તમ ચિત્રો એકઠાં કર્યાં છે કે, તે જોવા લાયક છે."

રાજાની તે જોવાની જિજ્ઞાસા ઉશ્કેરાઈ. તેણે તે જોવા માગ્યાં. વડો પ્રધાન રાજા સુદ્ધાં આખી દરબારને પેલાં ચિત્રોથી સણગારેલા ઓરડામાં લઈ ગયો. રાજા તે ચિત્રોની સુંદરતા જોઈ આનંદ પામ્યો. દરેક છબી રાજા ધ્યાનથી જોવા લાગ્યો. ચિત્રની કારીગરી વખાણુવા લાગ્યો. જોતાં જોતાં એક છબી ઉપર તેની નજર સ્થિર રહી. થોડી વાર સુધી તે રૂપસુંદરીની મૂર્ત્તિ જોયા પછી રાજા બાલ્યો–"અહા, મારા મિત્ર, જો આ ચિત્રના જેવી સુંદરી પૃથ્વી ઉપર હોય તો તમારે મને તેની સાથે લગ્ન કરવાનું કહેવું. હું ના પાડનાર નથી."

પ્રધાને હાથ જોડી કહ્યું–"મહારાજ, આ સુંદરી હાલ હયાત છે એટલુંજ નહિ પણુ તે કુમારિકા છે. તે અહીંથી ચાર દિવસના રસ્તા ઉપરજ છે."

રાજા બાલ્યો–"ત્યારે તો ઈશ્વરનો હું આભાર માનું છું!"

પ્રધાને કહ્યું–"મહારાજા કેશરીસિંહની તે સૌથી નાની અને સુંદર પુત્રી વિમલદેવી છે."

રાજાએ કહ્યું–"અફ્સોસ! એ બળવાન રાજા મને પોતાની પુત્રી કેમ આપશે!?"

પ્રધાને કહ્યું–"તે વિષે હું બંદોબસ્ત કરીશ. એ કામ મારૂં છે."

રાજા તે સાંભળી આનંદ પામ્યો. બીજે દિવસે કેશરીસિંહની દરબારમાં તેની નાની પુત્રીની માગણી કરવા માટે માણસો રવાના કરવામાં આવ્યા. રાજા વિદ્યુતપ્રભની કીર્તિ ચોમેર પ્રસરેલી હતી પણુ છેલ્લી લઢાઇથી તો તેની નામના ઘણીજ વધી હતી; તેથી કેશરીસિંહ પણુ તેને પોતાની પુત્રી આપવાને તૈયાર હતો એટલામાં તો તેને ત્યાંનુંજ માગણું આવ્યું અને કેશરીસિંહે તે કબૂલ કર્યું. રાજાના લગ્નની વાત તેના આખા દેશમાં ફેલાઇ ગઇ અને રૈયત તે સમાચાર સાંભળી આનંદ પામી.

ખાંડા સાથે લગ્ન કરીને કન્યાને દેશમાં લાવવામાં આવી અને ત્યાં તેનાં ભારી ધામધુમથી લગ્ન કરવામાં આવ્યાં. તેના ચિત્ર કરતાં પણુ તેની સુંદરતા વધારે જોઇ રાજાના આનંદનો પાર ન રહ્યો. રાજકુમારી પણુ પોતાના પતિને જોઈ આનંદ પામી. કેશરીસિંહની દરબારનો એક વિદ્વાન બ્રાહ્મણુ નામે હેમચંદ્ર રાજકુમારીની સાથે આવ્યો હતો. તેણે લગ્નકાર્યમાં અતિ મહેનત લીધી.

થોડા દિવસ સુધી તો આખા શહેરમાં રોશની કરવામાં આવી અને જાણે મોટી જાત્રા ભરાઇ હોય એવું થઈ રહ્યું. પેલો પંડિત લગ્ન પછી પણ ત્યાંજ રહ્યો. રાજાએ તેની વિદ્વતા જોઈ તેને પોતાની પાસેજ રાખ્યો.

લગ્ન થએ થોડા મહિના થઈ ગયા પછી એક દિવસે રાજારાણી એકાંતમાં બેઠાં વાતો કરતાં હતાં તે વખતે રાણીના શરીરમાં થયલો કાંઈ ફેરફાર રાજાના જોવામાં આવ્યો. રાજા પામી ગયો કે, રાણીને ગર્ભ રહ્યો છે. રાણીને પૂછીને તે વિષે તેણે ખાત્રી કરી લીધી. આ આનંદદાયક સમાચાર સાંભળી તે પ્રથમ તો આનંદ પામ્યો, પણ બીજીજ પળે તેનાં રૂંવે રૂંવાં ઉભાં થયાં. તેના મગજમાં ઉપરા છાપરી વિચારો આવવા લાગ્યા. તેણે વિમલદેવીથી તે વાત છુપાવી. તે પોતાના મનની હાલત છુપાવવા માટે કાંઈ બહાનું કાઢી ત્યાંથી ઉઠીને બગીચામાં ચાલતો થયો અને ફૂલોના માંડવા નીચે જઇને બેઠો. પણ ત્યાં બેઠે તેને થોડી વાર ન થઇ એટલામાં તો એક કાળો ઉંચો આકાર આવીને તેની બાજુમાં ઉભેલો દેખાયો. તે દેખાવને જાણે વરસો થયાં તે ઓળખતો હોય એવો તે દેખાયો. તે આકાર તે કાળ હતો. તેના પગ આગળ રાજા ધ્રુજતો અને કાંપતો પડયો.

કાળ બોલ્યો–"થોડા મહિના પછી તું એક બાળકનો બાપ થશે અને આપણી સરત પ્રમાણે તેની ઉપર મારો દાવો કરવા હું આવીશ."

ગભરાયલો, દુઃખી, ભયભીત થયલો રાજા બૂમ પાડી ઉઠયો–"દયા! દયા!"

તિરસ્કારથી હસતાં કાળ બોલ્યો–"દયા? મારી તરફથી દયાની કોણ આશા રાખે છે? દયા એ શી ચીજ છે તે હું જાણુતોજ નથી! કંગાલ પ્રાણી! મારાથી તું દયાની આશા રાખતોજ ના! તેં ખાધેલા સોગન યાદ કર? પેલી રાતની લડાઇને સંભાર? જે વખતે તને પહેલું બાળક જન્મશે તેજ વખતે હું તેની ઉપર દાવો કરવાને આવીશ!"

રાજા બોલ્યો–"નહિ, નહિ! આ તો અશકયજ છે! હું માત્ર સ્વપ્નજ જોઉછું! અરે ઈશ્વર! આ ભયંકર સ્વપ્નનો છેડો કયારે આવશે?"

ગુસ્સા ભરેલે અવાજે કાળ બોલ્યો–"મૂર્ખ! હજી પણ શું તું એમજ સમજે છે કે આ સ્વપ્નું છે? તારે તેની ખાત્રી કરવી છે? લે હું સચ્ચાઈની ખાત્રી કરી આપું કે આ સ્વપ્ન નહિ પણ ખરી બીના છે!"

આમ કહેતાની સાથે તેણે રાજાના જમણા હાથનું કાંડું ફક્ત એકજ પળ પોતાના હાથમાં પકડયું. હા, તે માત્ર એકજ પળ પકડયું. બીજી પળે તો પાછું છોડી દીધું. બધા નર્કની એક સામટી પીડા થઈ હોય એવો તે રાજાને

ભાસ થયો. તે એક કારમી ચીસ પાડી બેશુદ્ધ થઇ પડયો. તેજ પળે હવામાં ભયંકર હાસ્ય સંભળાયું અને કાળ ત્યાંથી ગુમ થઈ ગયો.

## પ્રકરણ ૨૯ મું.

### કાળરાત્રીની કથા ચાલુ.

જ્યારે રાજા સાવધ થયો ત્યારે આંખો ઉઘાડીને જોવા લાગ્યો કે, પેલો ભયંકર આકાર છે કે ગયો, ત્યારે તેની અત્યંત અજાયબી વચ્ચે તેણે પોતાને પલંગ ઉપર પડેલો દીઠો. તે તેનું પોતાનું દિવાનખાનું હતું અને તેની વહાલી રાણી તેની પાસે હતી. રાજાએ તેની તરફ જોયું તો તેની સુંદર આંખોમાંથી આંસુઓ ટપકતાં હતાં. રાજા સાવધ થયો એવું જ્યારે રાણીએ જોયું ત્યારે તેનું મોંઢું મલકાયું. દલગીરીનાં આંસુ ખુશાલીનાં આંસુમાં બદલાઇ ગયાં. તે બેશુદ્ધ કેમ થઇ ગયો તે વિષે રાણીએ તેને મધુર અવાજે પૂછયું. રાણી આગળ બધો ખુલાસો કરવો કે નહિ તે વિષે તે વિચારમાં પડયો. થોડીવાર વિચાર કર્યા પછી તેણે રાણીને બધી વાતથી વાકેફ કરવા ઠરાવ કર્યો. તે બોલ્યો–“ મારી વહાલી દેવી, તેં સાંભળ્યું તો હશે કે, નજદીક ત્રણ વરસની વાત ઉપર માનવસિંહે મારા રાજ્ય ઉપર હલ્લો કર્યો હતો. મારૂં જે લશ્કર તેની સામે ગયું તેને તેણે હરાવ્યું અને તે પછી આ શહેર ઉપર હુમલો કરવા તે આવ્યો. આ વખતે મેં મારાથી બન્યું તેટલું લશ્કર ઉભું કરી તેની સામે થવા ઠરાવ કર્યો. મારી રૈયતથી મારા લશ્કરમાં મેં વધારો કર્યો અને શત્રુની સામે ગયો. સવારથી સાંજ સુધી લઢાઇ ચાલી. છેજ સાંજના મારૂં લશ્કર હારીને નાશી જવા લાગ્યું. હું હારી ગયો. મારા લશ્કરથી જુદો પડી મરવા માટે એક ઝાડ નીચે હું બેઠો. આ વખતે હું ઉંડા વિચારમાં ગરક થઇ ગયો. મને કાંઇ સુજયું નહિ. તે વખતે મને એક સ્વપ્ન આવ્યું. તેમાં મેં કાળને જોયો. કાળે મારી જીત થવા માટે એટલી તો લાલચ બતાવી કે, હું ના પાડી ન શકયો. તેણે એક ભયંકર સરત કરવા માગી. તે સરત સાંભળી તું ધાસ્તીથી ધ્રુજશે.”

રાણી બોલી–“ નાથ, મને તે કહો ! મને શકમાં ન રાખો. તમારા સુખ દુઃખની ભાગીઅણને તેથી જાણીતી કરો.”

થોડીવાર વિચાર કર્યા પછી રાજાએ કહ્યું–“ તારી મરજી છે તો હું તને તે કહી સંભળાવું. મારા વિજય માટે, મારા શત્રુનો નાશ કરવા માટે તેણે એવી સરત કરવા માગી કે, મારૂં પહેલું જન્મેલું બાળક મારે તેને અર્પણ કરવું !”

ભયથી આસપાસ જોતી રાણી બોલી–“ નાથ, નાથ, આ તો અતિ ભયં-

કર ! તમારી તો ખાત્રી છે કેની કે આ સ્વપ્નજ છે ? ”

રાજાએ કહ્યું–“ હા, મારી તો ખાત્રી છે ! પણ તે સ્વપ્નથી મને એટલું તો જોર આવ્યું કે, હું આખા દિવસના થાકથી જોકે અશક્ત હતો તો પણ ત્યાંથી ઊભો થયો અને મારા નાસી જતા લશ્કરની તરફ દોડી તેમને ઉભા રહેવા કહ્યું. તેમનાં સ્ત્રી પુત્રોના પ્રાણ બચાવવા અને તેમને શત્રુના હાથમાં ન જવા દેવા મેં તેમને સમજાવ્યું. તેઓ મારી આજ્ઞાને તુરત તાબે થયા. પાછી લડાઇ શરૂ થઇ, અને એક કલાકના અરસામાં તો મારા લશ્કરની જીત થઈ. શત્રુનું સૈન્ય તદ્દન નાશ પામ્યું. તે વાતને આજ ત્રણ વરસ થવા આવ્યાં. એટલા વખતમાં વારંવાર તેનો વિચાર મને આવતો અને તેથી મારી ઉંઘમાં પણ સુખ ન મળતું. કદાચ એ સ્વપ્ન ખરૂં પડે–કદાચ કાળ–?”

રાણીને તે વાત સાંભળી અતિશય ધાસ્તી લાગી છતાં તે ધીમે સાદે બોલી–“ નહિ, નહિ એમ બનવુંજ અશક્ય છે. આખા દિવસની લડાઈના થાકથી તમારા મનમાં એવો વિચાર આવ્યો હશે. એમ ઘણી વખત બને છે કે, સ્વપ્નમાં એથી પણ વધારે ભયંકર વિચાર આવે છે. ”

રાજા બોલ્યો–“ મને પણ તેમજ જણાય છે. હવે હું આજ શું બન્યું તે કહું. આજ આપણે વાત થઈ અને મેં જાણ્યું કે, થોડા વખત પછી હું એક બાળકનો પિતા થનાર છું ત્યારે પેલો વિચાર મારા મનમાં તાજો થયો. તારી પાસેથી ઉઠીને હું ચાલતો થયો. બાગમાં જઈ મેં શાંત થવા ઠરાવ કર્યો, પણ તેમાં હું ઠગાયો. પેલું ત્રણ વરસ ઉપર આવેલું સ્વપ્નું મને ફરીથી આવ્યું. કાળ મારી બાજુએ આવી ઉભેલો જણાયો. તેણે મને પોતાની સરત વિષે યાદ આપી. મેં તેની પાસે દયા માગી; પણ તેણે તો મને–”

ધાસ્તીથી ધ્રુજતી અને પોતાના પતિના પાસામાં ભરાતી રાણી બોલી–“ શું તે ભયંકર સ્વપ્નની ધાસ્તીથી તમે બેશુદ્ધ થઇ ગયા ? ”

રાજાએ પણ ધાસ્તીથી ધ્રુજતાં કહ્યું–“ હા, હું બેશુદ્ધ થઈ ગયો. તેણે મને તે બનાવને સ્વપ્ન માનવા માટે ઠપકો આપ્યો ! મને તે ખરૂં માનવા કહ્યું. અરે ઇશ્વર ! તે કદી પણ ખરૂં ન થાય તો સારૂં ! હા, તેણે મારા હાથનું કાંડું ઝાલ્યું. મારો હાથ તેણે પોતાના હાથમાં એક પળ સુધી પકડી રાખ્યો અને–અરે, અરે, આ હું શું જોઉ છુ ? આ સ્વપ્ન તો નથી ? ”.

આમ બોલતાંની સાથે તો તેણે પોતાના હાથનું કાંડું ખુલ્લું કર્યું, અને અને તે સાથેજ ધાસ્તીથી કાંપતો તે પોતાની રાણીના ખોળામાં પડયો. રાણી પોતાના પતિનો હાથ જોતાંજ કારમી ચીસ પાડી ઉઠી. તે આખા કાંડા ઉપર એક નિશાની હતી અને તે ગરમ કરેલા લોખંડના સળીઆથી ડામ દીધેલી

હોય એવી જણાતી હતી. પોતાની સાથેની વાતચીત અને કરેલી સરત સ્વપ્નમાં નહિ પણ ખરીજ છે એમ જણાવવા માટે કાળે તે કરી હતી.

આ વખતે રાજા રાણીને ઉત્પન્ન થયેલા દુઃખનું વર્ણન કરવું અશક્ય છે. થોડીવાર સુધી તો તેઓ બેઉ એક બીજાને જોતાંજ રહ્યાં. રાજા પોતે એવો તો બેભાન જેવો બની ગયો હતો કે, રાણીને શું થાય છે તે પણ જાણી ન શક્યો. થોડીવારે જ્યારે બેઉ તે બેભાનીમાંથી જાગ્યાં ત્યારે રાજાએ રાણીને દીલાસો આપવા માંડ્યો.

હવે આ બાબતનો આપણે અહીંથીજ છેડો લાવીશું. રાજા રાણી ત્રણ ચાર કલાક એકલાં રહ્યા પછી શાંત થઇ તે ઓરડામાંથી બહાર નીકળ્યાં. તેઓએ ખાનગી મુલાકાતના ઓરડામાં જઇ રાજ્ય ગુરુ હેમચંદ્રને બોલાવ્યો. રાજાએ તેને બધી વાતથી જાણીતો કર્યો. બધી વાત સાંભળ્યા પછી તે ગુરુ પેલી સુંદર પણ દુઃખી રાણી તરફ એકી નજરે દયાથી જોઇ રહ્યો. હેમચંદ્ર વૃદ્ધ માણસ હતો. તેણે દુનિયા સારી રીતે જોઈ હતી.

પોતાની વાત તેને સંભળાવી રહ્યા પછી રાજા બોલ્યો–"ગુરુ મહારાજ, હવે મને તમારી સલાહની જરૂર છે. હું જાણું છું કે તમે પંડિત છો, અને તેથી મને આ વિષે સલાહ આપો."

ગુરુ હેમચંદ્રે જવાબ દીધો–"રાજા, ઈશ્વર સર્વ શક્તિમાન છે. તેણે ધાર્યું હશે તે થશે. કોઇ પણ વાત તેની સત્તાની બહાર નથી, માટે તેની ઉપર ભરોંસો મૂકો."

આમ કહી હેમચંદ્રે ઇશ્વર સ્તુતિ કીધી. રાજા રાણી ઉપર તેની ઘણી અસર થઈ. તેઓને જરા શાંતિ થઇ. પછી હેમચંદ્ર બોલ્યો–મારી સલાહ એવી છે કે, તમને જે પહેલું બાળક જન્મે તેને દિક્ષા આપવી. જો પુત્ર જન્મે તો તેને યોગી કરવો અને પુત્રી જન્મે તો તેને યોગિની કરવી. આમ થવાથી કાળના હાથમાંથી તમે તેને બચાવી શકશો. આયુષ્ય પુરૂં થવા સિવાય કાળનું તેની ઉપર જોર ચાલવાનું નથી."

રાજા દુઃખથી બોલ્યો–"પણ મારી રૈયત તેમના ગાદીવારસને આ પ્રમાણે પોતાથી છૂટો પડવા દેનાર નથી!"

હેમચંદ્રે ઉત્તર વાળ્યો–"ત્યારે જીવતું બાળક કાળને અર્પણ કરવા પણ માગશે નહિ!"

રાણીએ કાલાવાલા કરતાં કહ્યું–"નાથ, મારા આ વૃદ્ધ ગુરુજીની સલાહ પ્રમાણે તમે ચાલો. હું એમની ઉપર તમને વિશ્વાસ મૂકવા કાલાવાલા કરૂં છું! એમના જેવો વિદ્વાન બીજો કોઇ નથી."

રાજાએ ધાસ્તીથી આસપાસ જોતાં કહ્યું–" વહાલી, ગુરુજીનું કહેવું હું કબૂલ તો કરીશ પણ મને ધાસ્તી લાગે છે કે, તેથી મારા રાજ્યને નુકશાન થશે. મારૂં રાજ્ય નાશ પામશે. "

અતિ દલગીરીથી રાણી બોલી–" બાલક ખોવા કરતાં રાજ્ય ખોવું સારૂં છે. "

રાજાએ કાંઈ ઉત્તર ન આપ્યો. પછી હેમચંદ્રે કહ્યું–" હું હમેશ ઈશ્વરની સ્તુતિ કરીશ કે, તમને કાળના પંજામાંથી તે બચાવે. "

રાજાએ સોગન ખાધા કે, " મારૂં પહેલું જન્મેલું બાળક હું ધર્મમાં દીક્ષિત કરીશ. "

તેજ પળે તે ઓરડામાં ગર્જના થઇ રહી અને તે શું છે એ જુએ છે તો તિરસ્કારથી હસવાનો અવાજ ત્રણે જણને કાને પડયો.

## પ્રકરણ ૩૦ મું.

### કાળરાત્રીની કથા ચાલુ.

તે વાતને થોડા મહિના નીકળી ગયા. રાણીને પ્રસવ થવાનો વખત નજીક આવ્યો. પોતાના રાજકર્ત્તાને ગાદી વારસ જન્મે તે વખતે આનંદોત્સવ કરવાની તૈયારીઓ રૈયતે અગાઉથીજ કરવા માંડી, પણ રાજાને તે આનંદથી કેટલી દલગીરી થતી હતી તે વિષે રૈયતને મુદ્દલ ખબર ન હતી. હેમચંદ્રે તેને આટલું બધું સમજાવ્યું હતું તે છતાં તેના મનમાં તે વિષે ખાત્રી ન હતી

આખરે પ્રસવ વેળા પાસે આવી, હોંશિયાર વૈદ્ય અને સુયાણીઓ મહેલમાં આવી હાજર થઇ. થોડા વખતમાં પ્રસવ થશે એમ ધારી હાજર રહેલા દરબારીઓ આનંદમાં હતા. માત્ર રાજાજ પોતાના ઓરડામાં દલગીર મને એકલો આંટા મારતો હતો. થોડીવારમાંજ ખબર આપવામા આવી કે, રાણીએ બે–જોડ પુત્રીઓને જન્મ આપ્યો.

પુત્રીઓ તો પુત્રીઓ ધારી રૈયતે આનંદ ઉજવ્યો. પછી રાજા પોતાના ઓરડામાંથી બહાર આવ્યો તેને દરબારીઓએ મુબારકબાદી આપી. રાજાનું તે તરફ ધ્યાન ન હતું. તેના ચહેરા ઉપર તો દલગીરીની છાપ હતી. દરબારીઓ તે દલગીરીનું કારણ એટલુંજ સમજ્યા કે, પુત્રને બદલે પુત્રી આવી તેથી રાજા દલગીર છે, પણ અંદરની હાલત કોઇ જાણતું ન હતું. રૈયતે તો પુત્રીઓનો જન્મ જાણીને પણ આનંદોત્સવ કાંઈ ઓછો ન ઉજવ્યો.

આ તરફ રાજા હેમચંદ્રનો હાથ પકડીને બીજા ઓરડામાં લઈ ગયો અને

ત્યાં ધાસ્તીથી ધ્રુજતે અવાજે પૂછ્યું કે, “ હવે શું કરવું ? આનો છેડો શી રીતે આવશે ? ”

હેમચંદ્રે દલગીરી ભરેલે સાદે ઉત્તર દીધો કે–“જોડ કુંવરીઓના જન્મનો આપણે પ્રથમથી વિચાર કર્યો ન હતો. હવે તો ઇશ્વર ઉપરજ ભરોંસો રાખે છૂટકો છે. તેણે ધાર્યું હશે તે થશે ! ”

જમીન ઉપર બેશી જઇ પોતાના હાથથી મોઢું બંધ કરી ડચકાં ખાતાં કંગાલ રાજા બોલ્યો–“ ગુરુમહારાજ, ત્યારે તમે મને કાંઇ પણ આશા આપી શકતા નથી ? ”

હેમચંદ્રે તેનો કાંઇ જવાબ ન વાળ્યો. શુ કરવું તેના વિચારમાં પડી તે પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. રાજા હવે એકલો પડયો. જરા વારમાં તેના ખભા ઉપર કોઇએ હાથ મૂકયો. કોનો હાથ છે તે રાજા જાણી ગયો. માનવસિંહે જે દિવસે તેને હરાવ્યો તે વખતે પોતે ઝાડ નીચે જઇ બેઠો હતો અને જે હાથ તેના ખભા ઉપર મૂકાયો હતો તેજ આ હાથ હતો. બીજી વખત તેજ હાથ તેના ખભા ઉપર તેવીજ રીતે બાગમાં મૂકવામાં આવ્યો હતો અને ત્રીજી વખત હમણાં તે હાથ મૂકવામાં આવ્યો હતો.

ભયંકર અવાજે કાળો આકાર બોલ્યો–“ કંગાલ પ્રાણી ! તારી કરેલી સરતમાંથી છૂટવા માટે તું બનતી યુક્તિઓ કરી ચુકયો નહિ વારૂ ? પેલો ઢોંગી હેમચંદ્ર પણ મારી વિરૂદ્ધ ચાલે છે ! ફીકર નહિ, તેનું વેર તો હું એવું લઈશ કે, તું તે હમેશ યાદ કરશે. તારી રાણીએ બે–જોડ પુત્રીઓને જન્મ આપ્યો છે. તેઓ એકજ વખતે એક માતાના પેટમાંથી જન્મી છે છતાં તેમના શરીરનો રંગ જુદો જુદો છે. જે સફેદ રંગની ગોરી છે તેને તું દિક્ષા આપી યોગિની કરજે અને બીજી કાળી છે તે મને અર્પણ કરજે. તારૂં બાળક તારી પાસેથી હાલ મારે લેવાની જરૂર નથી. હું તેનો કાળ થઈને નથી આવ્યો–મારે તેનો ભોગ નથી જોઇતો ! તેનાથી મારા મનની કેટલીક ધારણાઓ મારે પૂરી પાડવી છે અને તે પાડવા વખત આવશે ત્યારે તેની વાત. ”

રાજા બોલી ઉઠયો–“ અરે, ત્યારે તો કાંઇ હજી આશા છે ! ”

તિરસ્કારથી કાળે કહ્યું–“ આશા ! અરે કંગાલ પ્રાણી ! મનુષ્ય જાતના મુખમાંથી ‘ આશા ’ એ કેવો હલકો શબ્દ નીકળે છે ? આટલું છતાં પણ મારે તને જે કાંઈ કહેવું છે તે સાંભળીને તને આશા તો ઉપજશે. તારી બેઉ કુંવરીઓ જુદા જુદા રંગની છે. સફેદ રંગની છે તેને તું ગમે તે કરજે, પણ બીજી જે કાળી છે તેને કાળરાત્રીનું નામ આપજે. મારી આજ્ઞા બજાવજે, એટલે તારી પુત્રી હું તનેજ સોંપી રાખીશ. જો તે પ્રમાણે ન કર્યું તો હું તારા મોંઢા

આગળ ઉભો રહી તારી પુત્રીને ઉચકી જઇશ.”

કંગાલ રાજાએ બૂમ પાડી, “ નહિ, નહિ, તેમ ન કરતો ! તે બાળકને બચાવજે ! હું તારા કહ્યા મુજબજ કરીશ. તેનું નામ કાળરાત્રી પાડીશ.”

ફતેહથી આનંદ પામતો પેલો કાળો આકાર બોલ્યો–“ભલે ત્યારે થોડા વખત પછી તે મારા હાથમાં ઉપયોગી હથિયાર થઇ પડશે, અને બીજાઓને મારા હાથમાં ભોગ તરીકે લાવી આપશે.”

ગભરાયલો રાજા તેના સુંદર પણ કાળા ચહેરા તરફ જોઇ રહ્યો. તેના શબ્દોનો અર્થ તે કાંઇ સમજયો નહિ.

થોડીવાર તેમજ રહેવા દઈ પછી તે આકારે કહ્યું–“સાંભળ અને સમજ, આ પૃથ્વી ઉપરની મારી પુત્રી તરીકે હું કાળરાત્રીને રાખીશ. તે અતિ સુંદર થશે. તેની જોડીની બીજી મળવી મુશ્કેલ પડશે. જ્યારે તે પોતાની જુવાનીમાં આવશે ત્યારે તેના રૂપથી મોહ પામી કેટલાક જુવાન ઠાકોરો અને સરદારો તેનો પ્યાર મેળવવાને તેની ખુશામત કરશે. તેની આસપાસ મધમાખની જેમ ભમ્યા કરશે. તે વખતે કાળરાત્રી એટલોજ જવાબ આપશે કે, મને કોઇ દેવનું શાપ છે, માટે જે કોઇ કાળ સાથે લડાઇ કરી તેને જીતશે તેનેજ હું પરણીશ. આ પ્રમાણે થવાથી ઘણા ઠાકોરો અને સરદારો મારી સાથે લડવાને આવશે અને તેમના પ્રાણ તે રીતે મારા હાથમાં આવશે. તેમના મૃત્યુના કારણ તરીકે તે ગણાશે !”

દુ:ખથી કાળને પગે પડતો તે રાજા બોલ્યો–“ અરે, આ તો અતિ ભયંકર ! મારૂં બાળક જન્મથીજ તારૂં હથિયાર થયું છે ! અરે દયા કર !”

કાળા આકારે કરડાકીથી કહ્યું–“મારી હાજરીમાં એને હવે તારૂં બાળક ન કહે ! એ હવે મારી પુત્રી છે.”

રાજાએ પૂછ્યું–“ તારા હાથમાંથી એને બચાવવા કાંઈ ઉપાય નથી ? તારા હથિયાર તરીકે તે હમેશની રહેશે કે કોઇ રીતે છૂટી શકશે ?”

કાળા આકારે ધીમેથી કહ્યું–“ તારા સવાલનો જવાબ આપવાની મારી ફરજ છે. મારી ઉપર જગતનિયંતા ઇશ્વરની સત્તા છે અને તેથી હું જુઠું તો બોલનાર નથી. કાળરાત્રીને તેના પિતાએ પોતાની મરજીથી મને અર્પણ કરી છે પણ તે મારી સત્તામાંથી છૂટી શકે તેમ છે.”

આશાથી અધીરો બની રાજા બૂમ પાડી ઉઠયો–“ તેને તારી સત્તામાંથી કેવી રીતે બચાવી શકાય ?”

તે આકારે બૂમ પાડી કહ્યુ–“માનવી જાત, તેં મને જવાબ આપવાની ફરજ પાડી છે પણ એટલું તો યાદ રાખજે કે, તારો સૌથી કટ્ટો વેરી હું

થઈશ! તેં પૂછયું કે, કાળરાત્રી મારા હાથમાંથી કેવી રીતે છુટી થશે? તેનો જવાબ એટલોજ છે કે, જ્યારે કાળરાત્રી જુવાનીમાં આવશે અને તેની સુંદરતા પ્રકાશી નીકળશે, ત્યારે કોઈ સરદાર, જે માત્ર કાળરાત્રી તરફની દયાને ખાતર તેની તરફથી લડવાને બહાર પડશે. તેના મનમાં કાળરાત્રી ઉપર કાંઈ પણ પ્યાર નહિ હોવો જોઇએ. માત્ર દયાની લાગણીજ હોવી જોઇએ. જે દિવસે કાળરાત્રીને સોળ વરસ પૂરાં થઈ સતરમું બેસે તેજ દિવસે તે સરદારે મધ· રાતના મારી સાથે લડાઇ કરી મને જીતવો જોઇએ. જો મધરાત થઈ ગઈ અને તેને સતરમું વરસ બેસી ચુકયું તો પછી કોઈનું પણ મારી ઉપર ચાલનાર નથી. તે વખત પછી મારા હથિયાર તરીકે કાળરાત્રીનો હું ઉપયોગ કરીશ."

આ સિવાય બીજી ઘણીક વાતો રાજા સાથે થઈ પણ તે બીજાને ઉપ-યોગની ન હોવાથી તમને કહેતી નથી. તે ઘણીવાર મારા પિતાની પાસે રહ્યો અને પછી જતો રહ્યો. મારા બાપે બધી વાત યાદ રાખી. તે હવે દરેક વાત ખરી માનવા લાગ્યો અને તેને સ્વપ્નરૂપ માનવા જે ખ્યાલ હતો તે પેલો કાંડા ઉપરનો કાપો જોઇ નીકળી ગયો.

તે બધી રીતે દુઃખી થયો. પોતાનું, પોતાની વહાલી રાણીનું, તથા હું કે જે તે વખતે તુરતની જન્મેલી બાળક હતી તેનું ભયંકર ભવિષ્ય આવી તેની નજર સામે ઉભું થયું. તે બાબત ઉપર હેમચંદ્રની સલાહ લેવા માટે તે તેના ઓરડા તરફ ચાલ્યો. તેણે તેના ઓરડાનો દરવાજો ઉઘાડયો તો એક અતિ ભયંકર દેખાવ તેની નજરે પડયો. ઓરડાની વચ્ચે વૃદ્ધ હેમચંદ્ર સુવેલો પડયો હતો તેનું ખૂન થયું હતું, પણ તે ખૂન કેવું? શરીરના દરેક અવયવને છુટા પાડી ઓરડામાં વીખેરી નાંખવામાં આવ્યા હતા. એક હાથ આ ખુણામાં તો બીજો હાથ તેનેથી દૂરના ખુણામાં, માથું કયાં, તો પગ કયાં! આટલુંજ નહિ પણ ખંજરથી આંખો ફોડી નાંખવાને બદલે બહાર ખોદી કાઢેલી હતી. તે દેખાવ અતિશય ભયંકર દેખાતો હતો. રાજાએ આ દેખાવ જોઈ પોતાના ચાકરોને બોલાવવા વિચાર કર્યો, પણ પછી તેને ધ્યાન આવ્યું કે, આ તો પેલા કાળા આકારે પોતાનું વેર લીધું હોય એમ જણાય છે અને તેમજ હતું. તે ખૂન કરનાર પેલો કાળો આકારજ હતો. તેણે પોતાનું વેર લીધું હતું.

## પ્રકરણ ૩૧ મું.

### કાળરાત્રીની કથાનો છેડો.

થોડીવારમાં રાજાના મનમાં ઘણા વિચારો આવી ગયા. હવે કરવું શું?

શું પોતાના માણસોને બોલાવી તે ખૂનની ખબર આપવી? જો તેમ કરે તો તેની ઉપર તે ખૂનનો શક આવે. રાણીથી પણ હેમચંદ્રના ખૂનની વાત છુપાવવી અને તેને બદલે તેના ગુમ થઇ જવા વિષે કાંઇ વાત જોડી કાઢીને કહેવી, એવો તેણે ઠરાવ કર્યો.

તે કંગાલ રાજા ઘણોજ ગભરાવા લાગ્યો. તેનો દેખાવજ એવો થયો કે, તેને જોઈ કોઇને પણ શક ઉપજે કે કાંઈ ભયંકર બનાવ બન્યો છે ખરો! સાધારણ માણસને એવો શક ઉપજે તો ચતુર રાણીને ઉપજે તેમાં શી નવાઈ? ગમે તેમ થાઓ પણ રાણી તથા પોતાની બેઉ પુત્રીઓને જોવા જવા તેણે ઠરાવ કર્યો. તે થોડો શાંત થયો.

હેમચંદ્રના ઓરડાનું બારણું મજબૂત બંધ કરી તથા તેના શરીરના વીખરાયલા અવયવો જ્યાંના ત્યાંજ પડયા રહેવા દઈ તે ત્યાંથી રાણીવાળા ઓરડામાં આવ્યો. ત્યાં તેણે શાંત દેખાવ રાખવાની કોશેશ કરી અને તેમાં તે થોડો ઘણો ફાવ્યો, પણ રાણીના મનમાં શક તો પડયો કે કાંઈ નવા જુની બની છે ખરી.

જયારે મધરાત થઇ ત્યારે હેમચંદ્રના ઓરડામાં દાખલ થયો. તેણે તેના અવયવોને એકઠા કર્યા અને એક કોથળામાં ભરી છુપે રસ્તે બાગ તરફ ચાલ્યો. તેનો વિચાર બાગના એકાંત ખુણામાં ખાડો ખોદી તેને દાટવાનો હતો. પોતાને હાથે રાજા ખોદવા લાગ્યો, પણ આખરે રાજા તે રાજા! તેનાથી ખાડો ન ખોદાયો. કેમ ખોદવું તે તેને ન આવડયું. તેથી તેણે તે વિચાર માંડી વાળ્યો. તેણે તે કોથળો તેમાંના બોજા સાથે નદીમાં નાંખવા વિચાર કર્યો. વળી પાછો ખાંધ ઉપર ભાર ઉચકીને તે નદી તરફ ચાલ્યો. નદી કાંઠે આવી રાજા કોથળો નદીમાં નાંખવા ગયો તેજ વખતે ત્યાં એક મનુષ્યનો આકાર દેખાયો. રાજા ધાસ્તીથી કોથળો નાંખી દઇને નાસવા લાગ્યો, પણ પેલા માણસે તેને પકડી લીધો. રાજાએ જોયું તો તે પોતાનો આગલો પાપી પ્રધાન કર્ણસેન હતો, જેને તેણે માનવસિંહની લડાઇ પછી કાઢી મૂકયો હતો.

તેને જોતાંજ રાજાએ પહેલો વિચાર તો પોતાના ખંજરથી તેનો જીવ લેવાનો કર્યો, પણ તેમ કરી વળી વધારે અપરાધમાં પડવા તેની હીંમત ન ચાલી. વળી કર્ણસેન પણ પગથી તે માથા સુધી હથિયારબંધ હતો.

રાજાએ કહ્યું–“ મારા માનીતા, મારો હાથ છોડ!”

કર્ણસેન તેનો હાથ છોડી દેતાં બોલ્યો–“ મહારાજા સાહેબની આજ્ઞા હું માથે ચઢાવું છું; પણ એટલું તો યાદ રાખજો કે મારી સાથે દગો રમશો તો પછી મારે પણ મારાં હથિયાર વાપરવાની ફરજ પડશે!’

મનમાં વેર રાખી રાજા બોલ્યો—"તારે તે વિષે ખાત્રી રાખવી. તું મારા રાજ્યમાં પાછો કેમ આવ્યો?"

કર્ણુસેને ઉત્તર દીધો—"મારો વિચાર છુપી રીતે મારા મિત્રોને મળવાનો હતો અને તેમની મદદથી તમારી માફી મેળવવાની મારી ઇચ્છા હતી, પણ નસીબજોગે તેમ કરવું પડયું નથી. મારે તો હવે તમારી સાથે સરત માત્ર કરવી રહી છે."

રાજા જો કે પગથી તે માથા સુધી કાંપતો હતો પણ ક્રોધ કરીને બોલ્યો—"તું શું બોલે છે? યાદ રાખજે કે તું તારા રાજાની હજુરમાં ઉભો છે!"

કર્ણુસેને ગંભીરાઈથી જવાબ દીધો—"રાજાનાં માન, આબરૂ મારા હાથમાં છે તે આ કોથળો પોતેજ બતાવે છે. તેના આકાર ઉપરથીજ જણાય છે કે, તેમાં કોઇ માણુસનું મુડદું છે. અરે રાજા! એ કોથળો તમે નદીમાં નાંખવા લઈ આવ્યા છો!"

રાજા આકાશ તરફ આંખો ફેરવીને બોલ્યો—"અરે ઈશ્વર! એ ખરૂં છે! પણ એ ખૂન મેં કર્યું નથી!"

કર્ણુસેન બોલ્યો—"ત્યારે છાની રીતે તે દાટવા માટે શા સારૂ લાવ્યા છો? શું તે કામ એક નિર્દોષ માણુસનું ગણુાય? તમારા જેવા મોટા મહારાજા તે કામ કરે? તમે કહોછો કે, હું તારી સાથે સલાહ કરીશ. જો તમારી સલાહ કરવાની મરજી હશે તો મારી સરતો સહેલી છે. તમારા આજના બનાવ વિષે હું કોઇને પણુ જણાવનાર નથી. તેના બદલામાં તમારે મને માફી બક્ષવી. રાજા, સાંભળો! કાલે તમારે તમારા રાજ્યના બધા દેશનીકાલ થયેલાને માફી બક્ષવાનો ઢંઢેરો ફેરવવો. તેમાં તમારે પુત્રીઓના જન્મના ઉત્સવનું બહાનું આપવું. જે વખતે તમારો ઢંઢેરો ફરશે તે પછી થોડીવારે હું તમારા મહેલમાં આવી તમારે પગે પડીશ, અને તમારી માફી માગીશ. તે વખતે તમારે મને મારી આગલી પદવી, સત્તા અને મારી દોલત પાછી આપવી."

રાજા બોલ્યો—"એમ તો ન બને! મારા ભલા પ્રધાન તથા સેનાપતિને કાઢી મૂકીને તારા જેવાને પાછો રાખું તો મારી પ્રજા મારી સામે બળવો કરે."

કર્ણુસેન ઠરાવ ભરેલે અવાજે બોલ્યો—"પણુ રૈયત તો પોતાના રાજાને ખૂની જાણી વધારે જલદીથી બળવો કરશે!"

રાજા બોલ્યો—"લુચ્ચા! એમ બોલવાની તને શી સત્તા છે?"

કર્ણુસેને કહ્યું—"મારી મતલબ સાધવા માટે મારી મરજી પ્રમાણે હું ચાલીશ. મારી સત્તા વિષે પૂછતા હો તો પેલું ભયંકર મુડદું મારો સાક્ષી છે." આમ બોલતાંની સાથે તેણે પેલા કોથળા તરફ હાથ કર્યો.

તે કંગાલ રાજાએ જોયું કે, પેલા લુચ્ચાના હાથમાં તે હતો. નાચારીથી તેની બધી સરતો રાજાએ કબૂલ કીધી અને તેની જામીનગીરી તરીકે પોતાની રાજમુદ્રા તેને આપી. પછી તે કોથળો નદીમાં નાંખી દઇ રાજા મહેલ તરફ ફર્યો. હેમચંદ્રવાળા ઓરડામાં લોહી પડયું હતું તે સાફ કરતાં તેને કેટલોક વખત લાગ્યો. આખરે થાકથી કંટાળીને તે પોતાના ઓરડામાં સુવા ગયો, પણ તેને ઉંઘ ન આવી. આખા દિવસના બધા બનાવો એકદમ તેની નજર આગળ આવી તરવા માંડયા.

બીજે દિવસે રાજાએ પોતાની દરબાર બોલાવી તેણે એવો ઢંઢેરો ફેરવવાનો હુકમ કર્યો કે, આજ રોજે ભયંકર અપરાધ સિવાયના બધા કેદીઓને છોડી દેવા અને રાજ્ય ખટપટ દાખલ જેને દેશનિકાલ કર્યા છે તેને માફી બક્ષવી. આવો ઢંઢેરો સાંભળી રૈયત આનંદ પામી. થોડીવારે જ્યારે તેમના સાંભળવામાં આવ્યું કે, કર્ણસેન પાછો આવ્યો છે અને રાજાએ તેને તેના મહેલ અને તેની દોલત પાછી આપી છે ત્યારે રૈયતની દલગીરીનો પાર ન રહ્યો. પાછો જુલમ ચાલવા માંડશે એવી તેમની ખાત્રી હતી અને થોડા દિવસમાં તેમજ બન્યું. કર્ણસેને પ્રધાન સેનાપતિ વિગેરે જુના અમલદારોને કાઢી મૂકી પોતાના જેવાઓને દાખલ કર્યા અને રૈયત ઉપર જુલમ ચલાવવા માંડયો.

રાણી સુવાવડમાંથી ઉઠી. પછી રાજાએ પોતાની બધી વાત કહી સંભળાવી. માત્ર હેમચંદ્રવાળી વાત છાની રાખી. તેમજ મારા વિષેની બધી વાત કરતાં કહ્યું કે, “ જ્યાં સુધી હું બાળક છું ત્યાં સુધી તો મને કાંઈ ફીકર નથી પણ જ્યારે હું જુવાનીમાં આવીશ ત્યારેજ મારે સંભાળવાનું છે. હેમચંદ્રના ગુમ થઇ જવા વિષે તેણે એટલોજ ખુલાસો કર્યો કે, તે કોઈ અગત્યને કામે બહાર ગામ ગયો છે. ” રાણીને તેણે જેમ તેમ સમજાવી પણ તેનું પોતાનું મન શાંત ન થયું. તે હમેશ ગભરાતો રહ્યો.

વખત વહેતો ચાલ્યો. ત્રણ વરસ થઇ ગયાં. મને કાળરાત્રી અને મારી બહેનને સુંદરી એ નામો આપવામાં આવ્યાં. ચામડીના રંગ સિવાય બીજો કાંઈ પણ અમારામાં ફેરફાર ન હતો. મારી ચામડી કાળી હતી અને સુંદરીની દુધીઆ રંગની સફેદ હતી. અમે બેઉ જણીઓ સુંદર હતી. સરદાર, હું મારે મોઢે પોતાને સુંદર કહું છું તેથી તમારે મને મિથ્યાભિમાની ન જાણવી. મેં લોકોને મોઢે જે કાંઇ સાંભળ્યું છે તે હું કહું છું. અમે તે વખતે બેઉ બહેનો રમકડા જેવી હતી. અમારી માતા અમારી એટલી તો સંભાળ લેતી હતી કે અમને જરા પણ વીલાં છોડતી ન હતી.

વખત પાણીના રેલાની પેઠે વહી ચાલ્યો. ત્રણ વરસની મુદતમાં કર્ણ-

સેન પ્રધાન સેનાપતિના હોદ્દા ઉપરજ રહ્યો. તેટલા વખતમાં તેનો જુલમ વધવા લાગ્યો. લશ્કરને મેળવીને તેણે પોતાને વશ કર્યું હતું, અને તેના જોરે તે પ્રજાને પીડતો હતો. વિદ્યુતપ્રભનું રાજ્ય જે સર્વોત્તમ ગણાતું હતું તે હવે છેક પડી ભાંગ્યા જેવું થવા લાગ્યું. વળી કર્ણસેનની બીકને લીધે રાજાએ પણ રાજકાજમાં ધ્યાન આપવું છોડી દીધું. છેલ્લાં છ વરસ થયાં તે દુ:ખી હતો. આ દુનિયા તેને કરડતી હતી, અને તેથી પોતાની પ્રજાને પેલા જુલમગારના હાથમાં સોંપી પોતે એકાંત ઓરડામાં ભરાઈ રહેવા લાગ્યો. ત્યાં તેને માત્ર રાણી અને રાજકુંવરીઓથી દીલાસો મળતો. તેમને તે ખરા અંત:કરણથી ચહાતો હતો. ખરાબ રાજા તરીકે ગણાતો હતો, તોપણ પોતાની પત્ની તથા પુત્રીઓ તરફ તે અતિશય માયાથી વર્તતો હતો. રૈયત તરફની તેની બેદરકારી માટે તે મનમાં સમજતો, પણ કાંઇ ઉપાય કરી શકતો ન હતો. લોકો પાછા ગડમડાટ કરવા લાગ્યા. કેટલાકો કહેવા લાગ્યા કે, “રાજાને કોઇએ કાંઈ કરી મૂક્યું છે. પહેલાં બે વરસ તેણે રૈયતની સંભાળ ન લીધી, પણ માનવસિંહ ચઢાઈ લઈ આવ્યો તેથી તે મોજ શોખ છોડી દઇ રાજકાજમાં પડયો. વળી પાછું હાલ કોણ જાણે શું થયું છે કે, તે પાછું તજી દીધું છે–રૈયતની સંભાળ રાખવી છોડી દીધી છે. રાજાની એક પુત્રી ગોરી છે, પણ બીજી જે કાળી છે તેને નામ પણ તેના જેવુંજ આપવામાં આવ્યું છે. તે ખરેખર કાળની પુત્રી છે! અરેરે, કેવું ભયંકર નામ!”

આ પ્રમાણે લોકો તરેહવાર વાતો કરતા. તેમાંથી કોઈ વખતે માઠા પરિણામની ધાસ્તી રહેતી. તેમાં એક દિવસે વળી એક નવા બનાવે વધારો કર્યો. એક દિવસે કેટલાક માછીમારો નદીમાં જાળ નાંખી માછલાં પકડતા હતા. તેમની જાળમાં કોઈ ભારી ચીજ આવેલી જણાઇ. કાંઈ કીમતી ચીજ હશે જાણી માછીમારોએ જોર કરી તે ચીજને ખેંચી અને કિનારે લાવ્યા. ત્યાં જુએ છે તો એક કોથળો જણાયો. તે ઉઘાડતાં અંદરથી કોઈ માણસના કાપી નાંખેલા કટકા જણાયા. ત્રણ વરસ થઈ ગયાં હતાં અને ઉપરથી નદીનું પાણી ફરી ગયું હતું તેથી ઉપરની ચામડી અને માંસ જતું રહ્યું હતું. આ બધું પ્રધાનનું કામ છે એવી બૂમ લોકોમાં પડી રહી. ઘણા લોકો ત્યાં એકઠા થઈ ગયા. આ કોનું ખૂન થયું છે તથા તે કરનાર કોણ તે બાબત તપાસ કરવા માટે લોકો ઉશ્કેરાઇ ગયા. હજારો લોકો એકઠા થઈ પેલો કોથળો સાથે લઈ મહેલ તરફ દોડયા.

રાજા બાગમાં મને અને સુંદરીને લઈ રાણી સાથે ફરતો હતો. અમે બેઉ જણીઓ ગમત કરતી તેમની સાથે ચાલતી હતી. તે વખતે ઓચીંતી પેલા લોકોની બૂમ સંભળાઇ. રાજબાગ અને મહેલને ઘેરી લઈ લોકો બૂમો પાડતા

હતા. ચોકીદારો તેમને અટકાવી રાખવા પ્રયત્ન કરતા હતા પણ લોકો અટકાવ્યા રહ્યા નહિ. ચોકીદારોએ આવી રૈયતે કરેલા બળવાની રાજા રાણીને ખબર આપી. હજી આ ખબર રાજા સાંભળતો હતો એટલામાં બીજાએ આવી ખબર આપી કે, લશ્કરના કેટલાક માણસો તથા મહેલના કેટલાક ચોકીદારો રૈયત સાથે મળી ગયા છે. રાજા આ સમાચાર સાંભળી ચોંકયો તો ખરો પણ તેથી હાર ખાઈ ન ગયો. તેણે લોકો સાથે વાત કરવાની હીંમત કરી. અમારા બેઉના હાથ પકડીને મારાં મા બાપ દરવાજા તરફ ચાલ્યાં આ વખતે લોકો જોરજુલમથી અંદર દાખલ થયા હતા અને અમારી તરફ ધસી આવતા હતા. પોતાનાં રાજા રાણી તથા રાજકુંવરીઓને જોતાંજ લોકોની લાગણી તરત ફેરવાઈ ગઈ. તેઓ આનંદના પોકારો કરવા લાગ્યા. તે સાથે કેટલાક માણસો સેનાપતિ ઉપર વેર લેવા માટે પોકારો કરતા હતા. કેટલાકો હીંમત પકડી પેલો કોથળો આગળ લઈ આવ્યા અને તેમાંથી પેલું ભયંકર મુડદું રાજાના પગ આગળ નાંખ્યું. અરે ! તે ભયંકર દેખાવ જોઈ હું તથા મારી બહેન એટલી તો બીધી કે, અમારાં માબાપના પાસામાં ભરાઈ ગઈ. હુ તે વખતે ત્રણ વરસનીજ હતી પણ તે બનાવ મારા મનમાં એવી તો પૂર્ણ રીતે ઠસી રહ્યો છે કે, તે વિષે જ્યારે વિચાર કરૂંછું ત્યારે જાણે તે બનાવ ગઈ કાલજ બન્યો હોય એમ મારી નજર સામે દેખાય છે. મેં મારા બાપના ચહેરા તરફ જોયું તો તેના ચહેરાનો રંગ પણ ઉડી ગયો હતો. તે તદ્દન ફીકકો પડી ગયો હતો. તેનું આખું શરીર થરથર કાંપતું હતું. છાતી ફાડી નાંખે એવી તેણે એક ચીસ પાડી. મારી મા પણ મારા બાપને વળગી પડી. તેનામાં તો ઉભા રહેવાની પણ શક્તિ ન હતી.

પોતે કયાં છે અને શું બોલે છે તે જાણ્યા વગર મારો બાપ બબડવા લાગ્યો કે "અરે ઇશ્વર ! આ તો મારૂંજ પાપ ! આ તો ખૂન થયેલા હેમચંદ્રનું મુડદું છે ! તે ભલો માણસ–"

આટલું બોલીને તે અટકી ગયો. રાણી ચીસ પાડીને જમીન ઉપર બેસી ગઈ. પોતાના વૃદ્ધ ગુરુનું મરણ સાંભળી તેને અતિ દુઃખ થયું.

હવે લોકોનો ગભરાટ વધવા લાગ્યો. રાજાએ પોતે અપરાધ કીધો ન હતો છતાં આડકતરી રીતે તેનાથી જે કાંઈ થયું હતું તેનો આ એકરાર હતો. તે એકરારને લોકો તેનો પોતાનો એકરાર સમજ્યા. પછી શું બન્યું તે મને ખબર નથી, પણ એટલું તો મને યાદ છે કે, અમારા વિશ્વાસુઓ લોકોથી અમારૂં રક્ષણ ન કરી શકયા અને તેથી મારાં માબાપને પોતાનું કુટુંબ લઇ થોડા વખતની અંદર છૂપે વેશે શહેરમાંથી નાશી જવું પડયું.

અમારી સાથે ઘણાં થોડાં માણસો હતાં તેમને લઇને અમે માનવસિંહના

રાજ્યની હદમાં આવી પહોંચ્યાં. મારાં માબાપનો વિચાર કેશરીસિંહને ત્યાં જવાનો હતો, પણ ત્યાં જવાનો રસ્તો મારા બાપના કટ્ટા શત્રુના રાજ્યમાંથી થઇને જવાનો હતો. મારા બાપે એવો તો છૂપો વેશ પહેર્યો હતો કે, કોઇ ઓળખી ન શકે. તે છતાં કોઈ દુશ્મને આપેલી ખબરથી અમને પકડવામાં આવ્યાં મારો બાપ બહાદૂરીથી સામો થયો પણ હાર્યો અને મજબૂત બાંધીને તેને કેદ કર્યો. મારી માતાએ માનવસિંહના ઘણા કાલાવાલા કર્યા કે, તેને પણ તેના પતિની સાથે કેદ કરે, પણ તે બધા ફોકટ ગયા. જે ઠેકાણે મારા બાપને પકડવામાં આવ્યો હતો તે ઠેકાણેનાજ એક કિલ્લામાં તેને કેદ કરવામાં આવ્યો અને અમને અમારી મા સાથે જવા દેવામાં આવ્યાં. આ દુઃખના વખતમાં મારી માતાને અમારોજ દીલાસો હતો. થોડા વખતમાં અમારી મા પોતાના બાપ કેશરીસિંહને ત્યાં જઇ પહોંચી. ત્યાં તેને આશ્રય મળ્યો. કેશરીસિંહે મારા બાપને છૂટો કરવા માટે એક એલચીને માનવસિંહને ત્યાં મોકલ્યો અને જે કાંઈ દંડની રકમ માગે તે કબૂલ કરવા જણાવ્યું. ત્યાંથી જવાબ આવે એટલી વાર તો મારી માને આશા રહી કે સારૂં પરિણામ નીપજશે અને તેમજ થયું. થોડા દિવસ પછી તે એલચી ત્યાંથી સારા સમાચાર લઈને પાછો ફર્યો. ઠરાવેલી દંડની રકમ ભરી મારા બાપને છૂટો કરવામાં આવ્યો અને તે અમને આવીને મળ્યો. આ પ્રમાણે એક વરસ પસાર થઈ ગયું. મારાં માબાપ તેટલા વખતમાં મનના દુઃખથી હેરાન હતાં. કેશરીસિંહ પોતાની દીકરી જમાઈને અતિ પ્યારથી ચહાતો હતો, તેથી તેમને દુઃખી જોઈ તેને અત્યંત દુઃખ ઉત્પન્ન થતું હતું. તેનું કારણ પણ તે એવુંજ સમજ્યો કે, રાજ્યના જવાથી તેમને દુઃખ થાય છે. ગમે તેમ કરી જમાઇને પાછું રાજ્ય અપાવવું એમ તેણે નિશ્ચય કર્યો. કેશરીસિંહે છુપી રીતે લશ્કર એકઠું કરીને લડાઈની તૈયારીઓ કરવા માંડી. તેણે મારા બાપને પહેલાં તે વિષે મુદ્દલ ખબર પડવા ન દીધી, પણ જ્યારે બધી તૈયારીઓ થઇ રહી ત્યારે લશ્કરને લડાઈના સરસામાન સુદ્ધાં મેદાનમાં ઉભું કરી મારા બાપને તે જોવા બોલાવ્યો. મારાં માબાપ મહેલની બારીમાંથી તે જોવા લાગ્યાં. પછી કેશરીસિંહે કહ્યું–“ વિદ્યુતપ્રભ, આ સૈન્ય તારૂં છે. એમનો તું સરદાર થા અને તારી રૈયત તથા તેની ઉપર રાજ્ય કરનારને જીતી વશ કર. ”

મારાં માબાપ વૃદ્ધ કેશરીસિંહના આવા શબ્દ સાંભળી આનંદ પામ્યાં. થોડા વખતમાંજ મારો બાપ બીજી જોઈતી તૈયારી કરી તથા અમને મળી ભેટીને તે લશ્કર લઈ પોતાનું રાજ્ય પાછું મેળવવા ચાલ્યો.

આટલા વખતમાં તેના રાજ્યમાં શું થયું તે જોઇએ. કર્ણસેને રાજ્યનો

સર્વ અધિકાર પોતાના હાથમાં લીધો હતો પણ રૈયત તેને સુખે બેસવા દેતી ન હતી. તેના માણસો અને રૈયતના માણસો વારંવાર લડી પડતા હતા. એટલામાં માનવસિંહ પોતાનું સૈન્ય લઈ આવ્યો અને રૈયત તેને મળી ગઈ. એક નાની લડાઈ થઇ અને કર્ણસેન તેમાં હારી જઈ કેદ પકડાયો. તેને જાહેર રીતે ગરદન મારવામાં આવ્યો. વિદ્યુતપ્રભને હવે જેની સાથે લડાઈ કરવી હતી તે આ માનવસિંહ હતો. તેની સાથે નજદીક બે વરસ સુધી લડાઇ ચાલી અને તેમાં કોઇ વખત મારા બાપની જીત થતી, પણ એમાંથી એક પણ તદ્દન નબળું પડયું ન હતું. આખરે મારા બાપની પડતી થવા માંડી. તેનું લશ્કર વધારે નાશ પામવા લાગ્યું અને તેને એકલું નાશી જવું પડયું. પોતાના પરાજયની ખબર આપવા તે એકલો પાછો ફર્યો. તે પછી તે વધારે વખત જીવવા પામ્યો નહિ. અમને રડતાં મૂકીને તેનો અમર આત્મા તેના શરીરને છોડી ગયો. મારી માની દલગીરીની હવે તો હદ ન રહી. અમે તે વખતે થોડી થોડી સમજણી થઇ હતી. તે ઘણીવાર છાતીફાટ રડતી હતી અને અમે તેનું દુઃખ જોઈ તેના કરતાં વધારે રડતી. હજી અમારૂં દુઃખ પુરૂં થયું ન હતું તેનો છેડો આવ્યો ન હતો ત્યાં તો કેશરીસિંહનો એક બળવાન શત્રુ વિદ્યુતપ્રભના સૈન્યનો નાશ થયો જાણી કેશરીસિંહ ઉપર ચઢાઈ કરી આવ્યો. વૃદ્ધ કેશરીસિંહ પોતાનું બાકીનું બધું સૈન્ય એકઠું કરી તેની સામે થયો પણ હારી ગયો અને તેના શત્રુઓએ તેને ઘાતકી રીતે મારી નાંખ્યો. જીતનાર રાજા શહેરમાં દાખલ થયો અને નિર્દોષ રૈયત ઉપર પણ પોતાનું વેર લીધું. લુટફાટ અને કતલ થોડા દિવસ સુધી ચાલી રહી. રાજમહેલની સુંદર સ્ત્રીઓને પકડીને તેણે પોતાના જનાનામાં મોકલી દીધી, પણ મારી મા મને તથા સુંદરીને લઇને નાશી ગઇ. અમારી સાથે માત્ર એકજ વિશ્વાસુ ચાકર હતો.

અમે રખડતાં રઝળતાં આ દેશમાં આવ્યાં. મારી માએ આ દેશ શા માટે પસંદ કીધો તે હું જાણુતી નથી. તેમ તે વિષે અમારી પાસે તે કાંઈ બોલી પણ ન હતી. તેની પાસે પોતાનું થોડું ઝવેરાત રહી ગયું હતું, તે વેચીને આ રાયપુરથી થોડે દૂરના એક ગામડામાં એક નાનું ઘર વેચાતું લીધું. ત્યાં અમને લઇને તે પોતાનો વખત ગુજારવા લાગી. અહીં પણ તે વધારે વાર જીવવા ન પામી. મારા બાપના મરણ પછી બે વરસમાંજ અમને છોડીને તે જતી રહી. આ પ્રમાણે અમે આઠ નવ વરસની ઉંમરે માબાપ વિનાની થઈ રહી. પછી પેલો વિશ્વાસુ વૃદ્ધ ચાકર અમારો રક્ષક હતો તે પણ થોડા વખત પછી મરણ પામ્યો. મરતી વખતે તેણે અમને પાસ બોલાવીને અમારા માબાપની ભયંકર વાત જે તે જાણતો હતો તે અમને કહી સંભળાવી. આ વાત સાંભળી અમે

બેઉ બહેનો ઘણીજ ગભરાઇ ગઇ.

એક વરસ પછી સુંદરી એક મંદિરમાં જઈ રહી. મેં પણ જોગણ થવા મરજી બતાવી પણ તેમ થઈ ન શક્યું. કાળના કહેલા શબ્દો એવા હતા કે, મારે સંસારમાંજ રહેવું અને જો સોળ વર્ષ પૂરાં થઈ મને સતરમું બેસે તેની પહેલાં જો કોઈ સરદાર અથવા ઠાકોર મારી તરફથી પ્રેમ નહિ પણ માત્ર દયાથીજ લડવા નીકળે તો હું છૂટી થાઉં.

મારા બાપ સાથેની આ તેની સરત હતી અને તે પ્રમાણે મારી તરફથી તેની સાથે લડનાર શોધવા માટેજ હું લશ્કરી છાવણીમાં રહેવા લાગી. પેલા વૃદ્ધ નોકરને મોઢેથી વાત સાંભળે આજ મને ચાર વર્ષ થઈ ગયાં છે, અને એટલા વખતમાં મારે માટે સેંકડો માગાંઓ આવ્યાં. મેં કોઈની પણ સાથે લગ્ન કરવા કબૂલ ન કર્યું. વખત વહેતો ચાલ્યો પણ મારી તરફથી કાળ સાથે લડવાની હીંમત કરે એવો કોઇ પણ નીકળ્યો નહિ. સરદાર બહાદૂર પ્રતાપસિંહના લશ્કરમાંથી એવો કોઈ શુરવીર નીકળશે એવી આશાએ હું તેમની સાથે મળી ગઈ. પ્રતાપસિંહે મને પોતાની સાથે રાખવા હા પાડી. મેં તેની પાસે મારી વાત કહી, પણ તેનાથી મારી તરફથી લડવા જવાય એમ નથી. કાળની સરત એવી હતી કે, મારી તરફથી લડનારે પોતેજ પોતાની મિત્રતા બતાવવી જોઇએ અને તે પછી મારી વાત સાંભળવા બાહોસી કરવી જોઇએ. આ છાવણીમાં ઘણા જણા મારી તરફ ધ્યાનથી જોતા હતા પણ તેમાંના કોઇએ પણ મારી સાથે મિત્રતાનો દાવો બાંધવા મને ન કહ્યું. હવે તે દિવસે નજદીક આવ્યો છે. આજથી છઠ્ઠે દિવસે મને સતરમું વર્ષ બેસશે

આખરે ઇશ્વરે મારી તરફ જોયું. મારી ઈચ્છા સફળ થવા વખત આવ્યો એક સરદાર પ્રતાપસિંહની છાવણીમાં આવ્યો. તે એક રાત ત્યાં રહી બીજે દિને સવારના તો રવાના થયો. મારે તેની સાથે વાત થઇ. તેણે મને પૂછ્યું કે, તું સુખી છે ? મેં જવાબ આપ્યો, "આ જગત્‌માં કોણ સુખી છે ?" તે બોલ્યો, "તમને દુઃખી જોઇ મને તમારી દયા આવે છે !" અરે ઈશ્વર ! આ વખતે મને કેટલો આનંદ થયો, મારે માટે દયાની લાગણી તેને ઉત્પન્ન થઇ હતી. મને એમજ લાગ્યું કે, આ સરદારજ મારો છૂટકો કરશે. તેણે મને કોઈપણ રીતે મદદ કરવા હજી કબૂલ્યું ન હતું. અમે ફરીથી મળ્યાં. આ ઠેકાણેજ મળ્યાં, અને તે વખતે તે શુરા સરદારે મને જોઈતી કોઇપણ જાતની મદદકરવા પોતાની ખુશી દેખાડી. તે સરદાર, સરદાર રામસિંહ તમે પોતેજ છો !"



## પ્રકરણ ૩૨ મું.

### વચન.

કાળરાત્રી પોતાના આ છેલ્લા શબ્દો એવી રીતે બોલી કે તેથી સામાના મનમાં દયાની લાગણી ઉત્પન્ન થયા વગર રહેજ નહિ. રામસિંહને પણ તે સાંભળી દયાની લાગણી ઉત્પન્ન થઇ. તે તેની તરફ જોઇજ રહ્યો. તે કાંઇ બોલી ન શકયો. ચંદ્રના પ્રકાશથી આ વખતે કાળરાત્રી અતિ સુંદર જણાતી હતી. દિવસની સુંદરતા કરતાં આ વખતની સુંદરતા તદ્દન જુદીજ રીતની હતી. રામસિંહે જ્યારે કાંઈ પણ જવાબ ન આપ્યો ત્યારે કાળરાત્રી બોલી–" અરે, બહાદૂર સરદાર ! બોલો, મને શકમાં રહેવા ન દો ! તમે મારી તરફ દયા દેખાડી છે ! તમે મારી સાથે મિત્રતા રાખી છે ! તમે કહ્યું છે કે, " તારા કોઈ પણ શત્રુ સાથે હું લડીશ ! " શું તમને તમારા તે શબ્દોનો પશ્ચાતાપ થાય છે ? જો તમે એમજ કહેવા માગતા હો કે તે વખતે તમે બરાબર શુદ્ધિમાં ન હતા તો હું તમને તમારા વચનથી છૂટા કરૂંછું, અને તે પછી હું તમને છોડી જઇશ અને પાછી કદી પણ મલીશ નહિ, તેમ તમારી યાદ પણ ભૂલી જઇશ ! "

રામસિંહને વિચાર કરવાને વખત પૂરતો મળ્યો હતો. તે કાળરાત્રીનો હાથ પકડીને બોલ્યો–" આખી દુનિયાના લોભે પણ હું મારા વચનથી ફરનાર નથી. કાળરાત્રી, તારે એટલું તો યાદ રાખવું કે, હું મિથ્યાભિમાની નથી. મેં તને વચન આપ્યું હતું, અને તે વચનને હજી પણ હું વળગી રહું છું જો તારી વાત સાંભળ્યા અગાઉ મેં વચન ન આપ્યું હોત તો હવે આપત. હા, મેં તારી સાથે મિત્રતા કરવા માગી-મેં તને વચન આપ્યું અને તે પ્રમાણે તને સુખી કરવા માટે ચાલવાને હું તૈયાર છું. આજથી આઠ દિવસ ઉપર એક ખરા રજપૂત તરીકે તને મેં જે વચન આપ્યું હતું તે વચન હજી પણ તેમજ છે એમ સમજ. મારા વચનથી ફરી જઇને હું મારૂં નામ બદનામ નહિ કરૂં. કાળરાત્રી, હું તારો મદદગાર થઇશ. લોખંડી બખતર પહેરી હું કાળની સામે લડવા જઈશ. હું પરોપકાર માટે લડવા જઈશ તેથી ઇશ્વર મને સહાય થશે."

કાળરાત્રી નમ્ર પણ મધુર અવાજે બોલી–"રામસિંહ, તમે મનુષ્ય જાતમાં ઉત્તમ અને સૌથી બહાદૂર છો. હું તમારી વિનંતિ કરૂં છું કે, જે કામ તમે માથે લેવા માગો છો તે કેટલું અને કેવું ભયંકર છે તેનો વિચાર કરજો ! "

મગરૂર અવાજે રામસિંહ બોલ્યો–" કાળરાત્રી, રજપૂત બચ્ચાના બોલ તે તેનું વચન છે અને તેનું વચન તો વિધાતાના લેખ સમજવા. એ વિષે કોઇ પણ હવે મને સમજાવશે તો પણ હું મારા વચનથી ફરનાર નથી. હવે તે વિષે

મને બરોબર સમજ આપ. મારે કયે વખતે–કયાં જવું, અને કેવી રીતે ચાલવું; એટલે પછી ત્યાં હું વખતસર જઈ પહોંચું અને ઇશ્વરની કૃપાથી તારા કુટુંબને દુઃખ આપનારને હરાવું. તે કાળ થયો તો શું થયું !"

ઉપકાર ભરેલી નજરે તેની તરફ જોતી કાળરાત્રી બોલી–" તમારો મારી ઉપર ઘણો ઉપકાર થયો છે. તમારો જ્યારે મને મદદ કરવાનો પૂર્ણ નિશ્ચય છે ત્યારેજ હું તમને તે વિષે જણાવું છું. તેનો મારી વાર્તા સાથે સંબંધ છે પણ તે તો જે કોઈ મારો મદદગાર થાય તેનેજ કહેવાનું છે. તે હું તમને હવે કહું છું. આજથી છઠે દિવસે મધરાતથી એક કલાક અગાઉ તમારે બખતર પહેરી, ઘોડા ઉપર બેસી શહેર બહાર નીકળી ઉત્તર તરફ સીધાને સીધા તમારે ચાલ્યા જવું. બરોબર પોણો કલાક મુસાફરી કર્યા પછી ખુલ્લુ મેદાન આવશે, ત્યાં તમારે ઉભા રહેવું. તમારી સાથે કોઇને પણ લઈ ન જવું. બરોબર મધ-રાતના કાળ આવશે. ત્યાં સુધી તમારા ઘોડાને તમારે વીસામો આપવો અને કાળ આવે એટલે તમારે તે વખતે તેની સાથે લડાઈ કરવી. ઈશ્વર કરે ને તમે જીતો ! પણ જો એથી ઉલટું થાય, તમે હારી જાઓ અને તે જીતે તો તમારે–અરે, એ તો અતિ ભયંકર છે ! "

રામસિંહ તેનો હાથ પકડીને બોલ્યો–" કાળરાત્રી, કાળરાત્રી, બોલ, તને શું છે ? તારા મનમાં હોય તે કહી દે ! મને શકમાં ન રાખ. "

તે કાળી પૂતળી રામસિંહની તરફ થોડી વાર સુધી જોઇ રહી. તેની આંખો ચમકવા લાગી. તેના મનમાં ઉપરા છાપરી તરેહવાર વિચારો આવવા લાગ્યા. આ બધું થોડીવારજ રહ્યું. તે શાંત પડતાંજ બોલી–" રામસિંહ, મારા મિત્ર, મને માફ કરો. મારી નબળાઈ મારે કબૂલ કરવી જોઈએ. તમે હીંમત કરી મારા છુટકારા માટે તૈયાર થયાછો તેથી મારે તમને બધું જણાવવું જોઇએ."

રામસિંહ બોલ્યો–" કાળરાત્રી, કુમારી, તારે આમ નાઉમેદ થવું ન જોઇએ. ઈશ્વર ઉપર વિશ્વાસ રાખ એટલે તે બધું સારૂં કરશે. બીક શી ચીજ છે તે હું જાણતો નથી મૃત્યુથી હું ડરતો નથી. તે છતાં પણ જો હું હારી જાઉં તો મારે શું કરવું તે તું મને કહેવા જતી હતી તે કહે. "

કાળરાત્રી બોલી–" રામસિંહ, સાંભળો. તમે મારા સૌથી વહાલા મિત્ર છો અને તેટલા માટેજ તમે મને જે કાંઈ પૂછો છો તે વિષે જવાબ આપતાં મને ધાસ્તી લાગે છે, તોપણ મારે તમને તે વિષે સલાહ તો આપવી જોઇએ. જો તેની સાથેની લડાઈમાં તમે હારો અને તમારો હરીફ જીતે તો તે જે કાંઈ સરત કરે તે તમારે કબૂલ કરવી, નહિ તો પોતાના પહેલા ભોગ તરીકે તમને ઉંચકી જશે. " આમ બોલતાની સાથે કાળરાત્રી ફરીથી ધ્રુજવા લાગી.

રામસિંહ તેની તરફ જોતાં બોલ્યો–"કુમારી, હજી કાંઇ વધારે તારે કહેવું છે ?"

તે બોલી–"નહિ, મારૂં કહેવું બધું પુરૂં થયું છે. મારી આ ભયંકર વાત મારી ફરજને લીધે મારે તમને કહેવી પડી છે."

રામસિંહ તેને હીંમત આપતો બોલ્યો–"કાળરાત્રી, હીંમત રાખ, શાંત થા. હું ભયથી ડરતો નથી. તારા છુટકારાની રાતે હું લડવા જાઉં તે વખતે તું ઈશ્વરની પ્રાર્થના કરજે. જો હું તેની સામે જીત મેળવીશ તો તરતજ–"

કાળરાત્રી બોલી–"તે મને પ્રથમથીજ માલમ પડશે. તમારી લડાઈ વિષે મારા કાનમાં ભણકારા વાગશે. કોણ જીત્યું તે મને જણાશે. મારૂં હૈયું જોરથી ધબકશે અથવા તો આનંદથી ઉછળશે !"

રામસિંહ બોલ્યો–"આપણે સારાની આશા રાખીશું."

કાળરાત્રી બોલી–"તે રાતના આ શહેરના પશ્ચિમ દરવાજા તરફ એક મંદિર આવેલું છે. તે મંદિર શિવનું છે. તેનો કબજો હાલ પ્રતાપસિંહના હાથમાં છે. ત્યાં હું જઇશ ને તમારી રાહ જોતી બેસીશ."

રામસિંહ બોલ્યો–"જો હું ફત્તેહ પામીશ અને જીવતો રહીશ તોં તને ત્યાં મળીશ."

કાળરાત્રી બોલી–"ઈશ્વર તમને વિજય આપો. મારા મિત્ર, હવે હું તમારી રજા લઉંછું, અને તમે મને જે કિમતી મદદ કરવા માગોછો તે માટે તમારો ફરીથી આભાર માનુંછું મારા મદદગાર થવાને તમે વચન આપ્યું છે તે યાદ રાખજો." આમ બોલી તે ધીમે પગલે ત્યાંથી ચાલી ગઈ. રામસિંહ તેની તરફ જોતોજ રહ્યો.

---

## પ્રકરણ ૩૩ મું.

### પ્યારની કબૂલાત.

આઠ નવ દિવસ થયા રાયપુર શહેર પ્રતાપસિંહના હાથમાં આવ્યું હતું, પણ તે વખત પછી રૈયત ઉપર કોઈ પણ જાતનો જુલમ ગુજારવામાં આવ્યો ન હતો. પેલા ત્રણે ઠાકોરોને કિલ્લામાં કેદ કર્યા હતા અને પ્રતાપસિંહ પોતે પણ ત્યાંજ રહ્યો હતો. તે કિલ્લાની ચોકી કરવા માટે સૌથી વિશ્વાસુ સીપાઇ-ઓને રાખવામાં આવ્યા હતા.

પેલા ત્રણ ઠાકોરો જેમને કિલ્લામાં કેદ કરવામાં આવ્યા હતા તેઓ સિવાય બાકીના બધા ઠાકોરો અને સરદારો પોત પોતાને ઠેકાણે જતા રહ્યા

હતા. તેમના નોકરોનાં હથિયારો પ્રતાપસિંહના લશ્કરે લઇ લીધાં હતાં અને કેટલાક તો પ્રતાપસિંહને મળી પણ ગયા હતા.

આ ઉપરથી એમ પણ કહેવામાં આવતું હતું કે, આખો છત્રીશગઢ દેશ કાણા પ્રતાપસિંહના હાથમાં હતો. પ્રતાપસિંહ એક આંખે કાણો હતો અને તેથી તેને કેટલાકો તિરસ્કારથી કાણો પ્રતાપસિંહ કહેતા હતા. તે કોઇ ગામનો ઠાકોર ન હતો, પણ માત્ર પોતાની તલવારના જોરથી ઉંચી પાયરીએ ચઢેલો લડવૈયો હતો. તેનું બળ તેની પોતાની તલવાર અને પોતાના લશ્કરમાં હતું. તે કાંઇ ભણેલો ગણેલો ન હતો, પણ સાદી રીતે રાજ્ય કારભાર ચલાવી શકતો. તે પોતે તદ્દન સાદો માણસો હતો. તેને ઠાઠ માઠ પસંદ પડતો ન હતો.

જાહેર રીતે તે કોઇ ઉંચ કુળનો જાહેર ન હતો પણ તેની ચાલ ચલણ કોઈ મોટા રાજવંસીને છાજતી હતી. તે પોતાને જાતે રજપૂત જણાવતો પણ પોતાના વંશની ઓળખાણ કોઈને આપતો નહિ. તેનામાં લડાઈની કુશળતા પુષ્કળ હતી, પણ રાજ્ય ચલાવવા જેટલી તેની શક્તિ ન હતી. રાજ્યના કાવાદાવાથી તે નાવાકેફ હતો. તે મનમાં તો સમજતો પણ બહારથી તેમ જણાવતો નહિ. પોતે રાજ કાજમાં ઘણું જાણે છે એવું તે દેખાડતો અને તેના બહારના દમામ ઉપરથી લોકોને તેમ લાગતું પણ ખરૂં.

પ્રતાપસિંહ વિષે હાલ તો એટલુંજ જાણીને આપણે આ વાર્તા આગળ ચલાવીએ. દરબારની સાંજના રામસિંહને બે ચીઠીઓ મળી હતી તેમાંની એક કાળરાત્રી તરફની અને બીજી તેની બહેન સુંદરી તરફની હતી. કાળરાત્રી તથા સુંદરીની ચીઠીમાં ફેર માત્ર વખતનોજ હતો. જે દિવસે કાળરાત્રીએ તેને રાજબાગમાં બોલાવ્યો હતો તેના બીજે દિને સુંદરીએ તેને શહેરને દક્ષિણ દરવાજે મળવા બોલાવ્યો હતો. સુંદરીએ વખત સાંજનો ઠરાવ્યો હતો. રામસિંહ તે પ્રમાણે તેને મળવા પોતાને ઉતારેથી નીકળ્યો ખરો પણ તેનું મન દલગીર હોય એમ જણાતું હતું. તેના ચહેરા ઉપર દૃઢતા પ્રત્યક્ષ રીતે દેખાતી હતી.

તે શહેર બહાર નીકળ્યો અને ત્યાંથી થોડે દૂર નર્મદા નદી વેહેતી હતી તેના કિનારા તરફ ચાલ્યો. નદી કિનારે તરેહવાર જાતનાં ઝાડો ઉગ્યાં હતાં. ત્યાં ફૂલોની લપટ એવી આવતી હતી કે, માણસનું મન આનંદ પામી જાય, પણ રામસિંહને આ મનોહર દેખાવ વધારે વાર જોવા વખત ન મળ્યો. તેને ત્યાં આવે થોડીવાર ન થઈ એટલામાં તો કોઈનાં પગલાં સંભળાયાં અને સુંદરીનો સુંદર ગુલાબી ચહેરો ઝાડોની વચ્ચેથી બહાર આવતો દેખાયો. તેને પાસે આવેલી જોઈ રામસિંહ નમ્યો. એક ઝાડ નીચે તેઓ બેઉ જણાં જઈ બેઠાં, પછી સુંદરી બોલી–" રામસિંહ, તમને મળવાની મેં આવી રીતે છુટ લીધી

તેથી તમે મારી ચાલ ઉપર કોઈ પણ રીતનો શક ન લાવતા. તે દિવસે હું તમને એકદમ છોડી ગઈ તેનો ખુલાસો કરવા માટેજ મેં તમને આ જગાએ બોલાવ્યા છે."

રામસિંહ તેના તરફ જોતાં બોલ્યો—"સુંદરી, તે દિવસે તું એવી રીતે જતી રહી કે, હું એમજ સમજ્યો કે, મારાથી તારૂં કાંઈ અપમાન થયું હશે!"

સુંદરી રામસિંહ તરફ જોતી બોલી—"અપમાન! નહિ, નહિ, તમારી તરફથી મને અપમાન મુદ્દલ થયું નથી, પણ જે કારણથી હું તમારી પાસેથી જતી રહી તે તમને સમજાવીશ."

થોડીવાર સુધી તેઓ બેઉ જણાં ચુપચૂપ બેસી રહ્યાં. પછી સુંદરી બોલી—"સરદાર રામસિંહ, મારી બહેન અને મારી સાથે તમને ઓળખાણ થએ થોડો વખત થયો છે. તે ટુક વખતમાં તમે જોઇતો લીધું હશે કે, સ્ત્રી જાતિ કરતાં અમે કેવી જુદી રીતની છીએ. મારી બહેને તમને અમારી ભયંકર કથા કહી છે. તે ઉપરથી તમે જાણીતો ગયા હશો કે, અમે કેવી રીતે ચાલીએ છીએ અને કેવી જીદગી ગુજારીએ છીએ. અમે દરેક રીતે દુનિયાની નજર આગળથી દૂર છીએ. દુનિયા અમારી હસ્તી જાણે જાણતીજ નથી. હવે જે મારે કહેવું છે તે તમે સાંભળો."

રામસિંહ બોલ્યો—"બોલો, હું સાંભળું છું."

થોડીવાર જમીન તરફ તથા થોડ વાર રામસિંહ તરફ જોતી સુંદરી બોલી—"મારી વહાલી બહને તમને જણાવ્યું છે કે, ત્રણ વરસ ઉપર હું એક મંદિરમાં જઇ રહી હતી. મારા મરનાર બાપની ઈચ્છા મને યોગિનીવૃત આપવાની હતી. હું ત્યાં જઇને રહી તો ખરી પણ મારાથી તેના કઠણ વ્રત નિયમ પળાયાં નહિ. હું છુટી ફરેલી તે મારાથી બંધનમાં રહેવાયું નહિ, તોપણ મેં મન મારીને ત્રણ વરસ ત્યાં કાઢયાં. ત પછી મને એક સ્વપ્ન આવ્યું. તે સ્વપ્નને લીધે મેં ત્યાંથી બહાર નીકળવાનો ઠરાવ કર્યો."

આટલું બોલી તે વળી પાછી ચૂપ રહી. પોતાના બોલવાની તેની ઉપર કેવી અને કેટલી અસર થઈ છે તે થોડીવાર જોઈ રહી. તેને માલમ પડયું કે, રામસિંહ ઉપર કાંઈક અસર થાય છે ખરી. તે જોઈ તે આનંદ પામીને બોલી—"તમે મારી વાત ધ્યાનથી સાભળોછો તેથી હું તમારો આભાર માનું છું. મને જે સ્વપ્ન આવ્યું તે મારા મનને આનંદ પમાડનારૂં હતું. એકજ રાત તે મને આવ્યું અને તે મને પુરેપુરૂં યાદ છે. એવું બન્યું કે, જે નાની ઓરડીમાં મારા કઠણ બીછાના ઉપર હું સુતી હતી, તે ઓરડીમાં હવા અજવાળું આવવાને માત્ર એક જાળીયુ હતું. ચંદ્રનાં કિરણો તેમાં થઇને આવતાં હતાં. હું જ્યારે

બીછાના ઉપર પડી ત્યારે તે કિરણો દેખાતાં હતાં. થોડીવારમાં મને ઉંઘ આવી ગઇ. તે વખતે સ્વપ્નમાં પણ તે કિરણો મને જણાયાં. થોડી વારમાંજ તે કિરણોમાંથી કોઇ મનુષ્યનો સફેદ આકાર દેખાયો. તેને જોઇ મને બીક ન લાગી. હું તેને પગે લાગી. થોડીવાર સુધી મારી તરફ જોયા પછી તે આકાર મધુર અવાજે બોલ્યો—"અરે છોકરી, તારી કબૂલાતમાંથી તને છુટી કરવામાં આવે છે. ત્રણ વરસ તેં આ ઠેકાણે ગુજાર્યાં છે. તે વખતમાં તેં અતિશય દુઃખ વેઠયું છે. તેં જે દેવની સેવા કરી છે તે દેવનો હવે પ્રસાદ પામવા તારો વખત પાસે આવ્યો છે. આ જગત્‌માં જઇ તું તારૂં નામ પ્રખ્યાત કર. જે વીર પુરુષ તારો હાથ પકડશે તે પણ આ જગત્‌માં કીર્તિ પામશે." આટલું બોલી તે આકાર જતો રહ્યો. મને પાછી ઉંઘ આવી ગઇ. સવાર થતાં હું ઉઠી. રાતનું સ્વપ્નુ મને યાદ રહ્યું અને તેજ દિવસે ત્યાંથી હું નાશી આવી."

વળી પાછી સુંદરી ચૂપ રહી ગઈ. તે રામસિંહ તરફ જોવા લાગી રામસિંહ પણ તેની વાત સાંભળી ઉંડા વિચારમાં પડયો હતો. થોડીવાર જવા દઇને સુંદરી બોલી—"રામસિંહ, મેં તમને દલગીર કર્યા છે ?"

રામસિંહ બોલી ઉઠયો—"નહિ, નહિ ! તું મને શા માટે દલગીર કરે ? મારા મનમાં બીજાજ વિચારો આવતા હતા, અને તે હું તને જણાવીશ."

સુંદરી મધુર અવાજે બોલી—"આપણા મેલાપની પહેલી રાત તમને યાદ છે ? તે રાતના હું મારા વચનથી છુટી થઇછું. તમે મને તે રાતના મારા કોઈ શત્રુના હાથમાંથી બચાવી. તમે મને બીજી વખત મળવા માગ્યું. મેં તમને આ શહેરના દક્ષિણ દરવાજા બહાર મળવા કહ્યુ અને તે પ્રમાણે આપણે તે દહાડે મળ્યાં. તે દહાડેની આપણી વાતચીત તમને યાદ છે ?"

રામસિંહે કહ્યું—"હા, તે મને બધું યાદ છે. તે વખતે મેં હુલકાઇ કરી હતી. મારે બીજાને મળવું હતું."

સુંદરી બોલી—"મે જવા માગ્યું ત્યારે તમે મને થોડીવાર ત્યાં રહેવા કહ્યું તમે મને માયાથી બોલાવી તે વખતે મને એક બીજો વિચાર આવ્યો. પ્રતાપસિંહની છાવણીમાં એક રાત ગુજારી તમે કરેલી બહાદુરી મને યાદ આવી. તેજ વખતે મને સ્વપ્નની વાત પણ યાદ આવી. તે વખતે મને એમ લાગ્યું કે, તે વીર પુરુષ તમે હોવા જોઇએ. તે વખતે મારા મનમાં જે વીકારો થયા તે છૂપાવવાના હેતુથી હું નાશી ગઈ. રામસિંહ, જે કારણ માટે મેં તમને આજે અહીં મળવા બોલાવ્યા હતા તે મેં તમને કહ્યાં છે."

રામસિંહ પોતાના મનનો જુસ્સો છુપાવી દઇને ધીમે અવાજે બોલ્યો—"અને સુંદરી, હું તારા પતિ તરીકે કુદરતથી નેમાયું છું જાણી તું ખુશી થઇ ?"

સુંદરી બોલી—" પહેલાં તો તે વિચાર મને આવ્યો ન હતો, પણ પાછળથી આપણે જ્યારે બીજી વખત મળ્યાં ત્યારે તે વિચાર મને આવ્યો."

થોડીવાર સુધી રામસિંહ તેની તરફ એકી નજરે જોઈ રહ્યો અને તેના મનનો હાલ જાણવા તેણે યત્ન કરવા માંડયો પણ તે ફાવ્યો નહિ. પછી તે બોલ્યો—" સુંદરી, મેં તને ગેરઈનસાફ કર્યો છે. મને તે વિષે હાલ કેટલો પશ્ચાતાપ થાય છે તે ઇશ્વરજ જાણે છે!"

આશ્ચર્ય પામતી સુંદરી બોલી—" ગેરઇનસાફ! તમે શું બોલો છો ?"

રામસિંહ બોલ્યો—" સુંદરી, સાંભળ. તારી સુંદરતાથી અંજાઈ જઇને મેં તને બીજી વખત મળવા માગ્યું. તે પ્રમાણે થોડા દિવસ ઉપર આપણે મળ્યાં. તે વખતે હું એટલો તો ગભરાયો—ગુંચવાયો કે, શું બોલવું તે પણ મને સુજયું નહિ. હું થોડુંજ બોલ્યો. તે વખતે તું મારી તરફ પ્રેમ બતાવતી હતી પણ તેને બદલે હું—"

સુંદરી નિશ્વાસ નાંખી ઉઠી—" અરે ઈશ્વર!"

રામસિંહ દલગીર અવાજે બોલ્યો—" હા, હું ખરૂંજ બોલીશ. તારા પ્રેમનો બદલો હું આપી શકનાર નથી. આમ તને જણાવતાં મને કેટલું દુઃખ થાય છે તે મારૂં મનજ જાણે છે. તારી ચીઠી વાંચી તે વિષે હું ખુલાસો કરવા આવ્યો. મારા મનનો હાલ તને જણાવવા આવ્યો અને—"

સુંદરીએ પૂછયું—" અને તે વાત ?"

જરા અચકીને રામસિંહે કહ્યું—" સુંદરી, હું ટુંકમાંજ કહીશ. હું તારી બહેનને ચહાઉં છું!"

સુંદરી આ સાંભળતાંજ આશ્ચર્યની બૂમ પાડી ઉઠી. રામસિંહ તે સાંભળી એમજ સમજયો કે, દુઃખને બદલે આનંદનો ઉદ્ગાર સુદરીના મુખમાંથી નીકળ્યો. તેમાં તે ઠગાયો, કારણ કે, સુંદરીની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તે આંસુ આનંદનાં હતાં કે દલગીરીનાં તે તે સમજી ન શકયો. થોડીવાર પછી સુંદરી બોલી—" મેં તે સ્વપ્ન ઉપર વિશ્વાસ રાખ્યો, પણ મારો તે વિશ્વાસ ખોટો પડયો. મારા મનની સૌથી મોટી ઇચ્છા નાશ પામી તોપણ હજી મારા મનને એટલો તો દીલાસો મળ્યો છે કે, તમે મારી બહેન સાથે પરણશો તો મારા સૌથી નજીકના સગા થશો. હું તમને મારા સગા તરીકે અતિશય વહાલથી ચાહીશ અને સુખી થઇશ. તેમ વળી તમારી આ ખાનગી વાત કોઇને પણ કહીશ નહિ."

રામસિંહ—" કાળરાત્રીને પણ આ વાત જણાવતી ના."

સુંદરી હર્ષ પામતી બોલી ઉઠી—" નહિ, નહિ! તેને શા માટે જણાવું?

તેની તરફથી તો તમે લડવા જનાર છો. ઈશ્વર કરે ને તમે ફતેહ પામો !"

થોડીવાર સુધી રામસિંહનાં તરફ તે પ્રેમથી જોઇ રહી. તે વખતનો તેનો દેખાવ ખરેખર ચિત્ર પાડવા જેવો હતો. થોડીવાર પછી તેણે બોલવું શરૂ કર્યું. તે બોલી–"હા, તમારા ચહેરા ઉપરથી તમારા ઉત્તમ વિચારો જણાઇ આવે છે. હું હવેથી તમને મારા ભાઇ તરીકે ગણીશ અને તમે મને બ્હેન તરીકે ગણજો. રામસિંહ, હવે હું જાઉં છું !"

આમ બોલતાંની સાથે તે ત્યાંથી ચાલી ગઈ, અને ઝાડીમાં ગુમ થઈ ગઇ. તે ગઇ તે તરફ જોતો રામસિંહ ત્યાંજ ઉભો રહ્યો. પછી તે ધીમે પગલે શહેર તરફ ચાલ્યો.

પોતાને ઉતારે આવી પહોંચી પોતાના બેઉ હજુરીઆને પોતાની પાસે બોલાવી તેણે કહ્યું, "તમે બેઉ જણા જાણો તો છોજ કે, સરદાર પ્રતાપસિંહ આ દેશની રાજકન્યા સુંદરમતીને પોતાના હાથમાં લેવા માગે છે પણ તેમ થવું ન જોઇએ. માલવા દેશે તે રાજકુમારીને આશ્રય આપવાની જરૂર છે. તે આ રાયપુર નજીકમાંજ કોઈ ઠેકાણે સંતાયલી છે. તમારે બેઉ જણે આ કામ કરવાનું છે. તેનું રહેઠાણ ગમે તેમ કરી શોધીં કાઢો. તમારી ચાલાકી ઉપર મને વિશ્વાસ છે. આ કામ જોખમ ભરેલું છે તે મારે તમને પહેલાંથી સુચવવું જોઇએ. તેની સંભાળ એક કરતાં વધારે લોકો રાખે છે. મને ખુશી કરવા જો માગતા હો તો આ કામ ધ્યાન પૂર્વક કરજો. યાદ રાખજો કે એનું ઇનામ મોટું છે."

પોતાને સોંપાયલા કામ વિષે બેઉ જણે વાજબી જવાબ આપ્યો. પછી તેમને જવાની રજા આપી રામસિંહ પોતે માળવા દેશના પ્રધાન ઉપર પત્ર લખવા બેઠો.

## પ્રકરણ ૩૪ સું.

### કાળરાત્રીનો મદદગાર.

આખરે છ દિવસ પૂરા થયા. કાળરાત્રીએ કહેલો દિવસ આવી પહોંચ્યો. તે દિવસે તોફાની પવન ફુંકાતો હતો. રાત અંધારી કાળી ભમર જેવી હતી. હાલ શ્રાવણ માસ ચાલતો હતો. રાતના અગીઆર વાગવા આવ્યા હતા. આ વખતે એક ઘોડેસ્વાર બખતર પહેરીને ધીમે કદમે ઘોડાને ચલાવતો શહેર બહાર નીકળ્યો. દરવાજા આગળ તેને ચોકીદારે અટકાવ્યો. આવા બખતર વાળાને રાતની વખતે શહેરમાંથી બહાર જવા માટે પ્રતાપસિંહના પરવાનાની

જરૂર હતી. ચોકીદારે પરવાનો જોવા માગ્યો. રામસિંહ આગળ પરવાનો ન હતો, પણ તે ચોકીદાર તેને પસાર થવા દે એવી તેની આગળ ચીજ હતી. તેણે પોતાના હાથનું લોખંડી મોજું ઉતાર્યું અને પ્રતાપસિંહ વાળી વીંટી જે તેણે આંગળીએ પહેરી હતી તે ચોકીદારને બતાવી. મસાલને અજવાળે તે વીંટી જોતાં તે અમલદાર બાજુ થઇ ગયો અને રામસિંહને જવાની રજા આપી. રામસિંહ દરવાજા બહાર નીકળ્યો. થોડીવારમાં તે રસ્તે પડયો. રોજના કરતાં આજ પવનનું જોર વધારે હતું તેથી ખુલ્લા મેદાનમાં વધારે જોરથી પવન ફુંકાતો હતો. તે તોફાની પવનની દરકાર કર્યા વગર આ બહાદૂર નર આગળ ચાલ્યો. તેના એક હાથમાં ભાલો હતો. તેની ઢાલ તેના વાંસા ઉપર બાંધેલી હતી. એક લાંબી તલવાર તેની કમરે લટકતી હતી. તેનો ઘોડો પણ આ પવનની દરકાર ન કરતાં અંધારામાં આગળ વધતો હતો. તે આવી રીતે હથિયારબંધ થઇને કાળની સામે લડાઇ કરવા નીકળ્યો હતો.

થોડે દૂર વહેતી નર્મદા નદીના પાણીનો ખળભળતો અવાજ ઘણે લાંબે સુધી સંભળાતો હતો. ભૂત ડાકણોને ફરવા લાયક તે રાત હતી. ચોરોને ચોરી કરવા, ખૂનીને ખૂન કરવા ઉપયોગી થાય એવી તે ભયંકર રાત હતી, પણ રામસિંહ હીંમતથી આગળ વધ્યે જતો હતો. ઇશ્વરની સ્તુતિનાં સ્તોત્ર ભણતો તે આગળ ચાલ્યો જતો હતો. તેના મગજમાં આ વખતે ઘણા વિચારો આવતા હતા. તેમાં મુખ્ય તો કાળરાત્રી માટેનાજ હતા.

હવે તોફાન નરમ પડવા આવ્યું. ધીમે ધીમે તારા પ્રકાશી નીકળ્યા. રસ્તો અને ઝાડો બરાબર દેખાવા લાગ્યાં, પણ કોઈ મનુષ્ય પ્રાણી ત્યાં નજરે પડતું ન હતું. ઝાડપાન પણ થોડાં હતાં. ખુલ્લી જમીન વધારે હતી. પોતાની મુસાફરીની હદ હવે આવી રહેલી તેને જણાઈ તેથી તેણે રસ્તો મૂકી દઇને ખુલ્લા મેદાન ઉપર પોતાના ઘોડાને ચલાવ્યો. થોડીવાર ચાલ્યા પછી તેણે ઘોડો ઉભો રાખ્યો અને તેના તંગ બરાબર ખેંચીને બાંધ્યા, પોતાનું બખતર સરખું કર્યું. ઢાલ વાંસેથી છોડીને પોતાના ડાબા હાથમાં પકડી, મ્યાનમાં તલવાર ઢીલી કરી રાખી. એક હાથમાં ભાલો પકડયો. આ પ્રમાણે બધી રીતે તૈયાર થઈ તે પાછો ઘોડેસ્વાર થયો. તેને આ વખતે વિચાર માત્ર કાળરાત્રીનાજ હતા.

તેને થોડીવાર ત્યાં ન થઇ એટલામાં તો ઘોડાનાં પગલાં સંભળાયાં અને અંધકારમાંથી તદ્દન કાળા ઘોડા ઉપર સ્વાર થયલો, કાળા બખતરવાળો એક લડવૈયો તેની સામે આવી ઉભો. રામસિંહ તેની સામે થવાને તૈયારજ હતો. પેલા સામેવાળાએ એક મોટી ગર્જના કરી.

## પ્રકરણ ૩૫ મું.



### મેદાન.

તેમની લડાઈ તરતજ શરૂ થઈ. ઘોડાના પગ નીચેની જમીન ધ્રુજવા લાગી. તેઓની લડાઇ વધારે વાર ન ચાલી. સામેવાળા હરીફના ભાલાના પ્રહારથી રામસિંહ પોતાના ઘોડા ઉપરથી પડી ગયો. જીતનાર હરીફ પોતાના ઘોડા ઉપરથી તુરત કુદી પડયો. બેશુદ્ધ થયલા રામસિંહના મોઢા ઉપરનો મુખવટો તેણે કાઢી નાંખ્યો. ખુલ્લા પવનથી રામસિંહ પાછો હોંશિયાર થયો. પેલા જીતનારે પોતાના ઘોડાના જીન ઉપરથી પાણીનો નાનો ચંબુ કાઢીને રામસિંહને પીવા આપ્યો, પણ તે જાતે પી શકે એટલો હોંશિયાર ન હતો. પેલા યોદ્ધાએ તેને પાણી પીવરાવ્યું. પોતે કયાં છે અને કયાં નહિ તે રામસિંહ બધું પડતાની સાથે ભૂલી ગયો હતો. પાણી પીધા પછી જ્યારે તે તદ્દન સાવધ થયો ત્યારે તે બધું તેને યાદ આવ્યું. પોતે લડાઇમાં હારી ગયો હતો એ તો નક્કી હતું. તેને કાળરાત્રીના શબ્દો યાદ આવ્યા કે, ‘જો કદી ઇશ્વર ન કરે ને તમે હારી જાઓ તો પેલો જીતનાર કહે તે સરત બધી કબૂલ કરવી, નહિ તો પોતાના પહેલા ભોગ તરીકે કાળ તમને જીવતો ને જીવતો લઈ જશે.”

રામસિંહે જાયું તો પેલો જીતનાર તેની સામે ઉભો હતો. કાળા બખતરમાં તે ઉંચો આકાર અત્યંત ભયંકર જણાતો હતો. જ્યારે તે બરોબર શુદ્ધિમાં આવ્યો ત્યારે પેલો આકાર ભયંકર અવાજે બોલ્યો–“ અરે લડવૈયા, તું હારી ગયો છે. તને ગમે તે કરવાની મને સત્તા છે. તારી હારનું કારણ તું પોતેજ છે. કાળરાત્રીની તરફથી તું લડવા આવ્યો તેનું કારણ તેની તરફની તારી દયા નથી પણ ‘પ્યાર’ છે. જો તું માત્ર દયાની લાગણીથીજ લડવા આવ્યો હોત તો તારી જીત નક્કી હતી. મેં તેને તેના જન્મથી એવી તો સુંદર બનાવી છે કે, તેને જોતાંજ માણસ મોહિત થાય. તું પણ તેના મોહમાં ફસ્યો. તારે તેનું ફળ ભોગવવું પડશે.”

રામસિંહે કહ્યું–“ હુ નાશ પામ્યો !”

પેલા જીતનારે કહ્યું–“ નહિ, નહિ, હજી પણ તને આશા છે. મારી સરત કબૂલ કરે તો હુ તને જીવતો જવા દઉં.”

રામસિંહ પોકારી ઉઠયો–“ તારી સરત ! જો તારી સરત નાલાયક હશે તો હું તે કદી કબૂલ કરનાર નથી.”

વિજયી યોદ્ધો બોલ્યો–“ચુપ રહીને સાંભળ. જેને માટે તું વગર વિચારે લડવા તૈયાર થયો તે વિષે તારા વિચારો હું જાણુ છું. મારૂં કહેવું જો તું કબૂલ

કરશે તો માત્ર તનેજ જીવતો રાખીશ એટલુંજ નહિ પણ કાળરાત્રીને પણ થોડી છુટી કરીશ."

રામસિંહ બોલ્યો—"તારા શબ્દો સાંભળી મને આનંદ અને ધાસ્તી બેઉ સાથે ઉત્પન્ન થાય છે."

જીતનાર યોદ્ધો બોલ્યો—"જો સાંભળ. સૌથી પહેલું તો એ કે, આજથી સાત દિવસની અંદર તારે આ દેશ છોડીને તારે દેશ જતા રહેવું. બીજું, કાળરાત્રીને હવે પછી મળવાની કોશેશ ન કરવી. ત્રીજું, સુંદરીને તારી સાથે ઉજ્જન લઈ જવી અને ચોથું એ કે, આજથી એક વરસ સુધી આ દેશ સંબંધી તારે કાંઈ પણ ખટપટ ન કરવી."

રામસિંહ આનંદથી આશ્ચર્ય પામતો બોલી ઉઠયો—"મને જીવતો મૂકવા તથા કાળરાત્રી ઉપરથી તારો હક કાઢી નાંખવા તું આ સરતો કરે છે? તારી એક પણ સરત નાલાયક નથી, પણ મારે એમાં ગાત્ર એકજ વાંધો છે. સુંદરીને તેના માબાપે દુનિયા ત્યાગ કરાવી જોગણ કરવા માગી છે."

તે જીતનાર બોલ્યો—"તેના બાપની તેવી ઇચ્છા હતી પણ તે 'પણ' માંથી તે છુટી થઈ છે."

રામસિંહે કહ્યું—"તે કયાં રહે છે તે પણ હું જાણતો નથી. વળી તેને જોર જુલમથી ઉજ્જન લઈ જવાની મારી ઇચ્છા નથી."

પેલો વીજયી યોદ્ધો બોલ્યો—"તે બાબત તારે ધાસ્તી ન રાખવી. તે પોતેજ તારી સાથે ઘણી ખુશીથી આવશે; પણ બાકીની બીજી સરતો તારે કબૂલ છે?"

રામસિંહ બોલ્યો—"મારે તે કબૂલ છે, પણ કાળરાત્રી—"

વિજયી યોદ્ધો બોલ્યો—"શું તેણે તને કહ્યું નથી કે, કોઇ છુપી શક્તિની મદદથી આજનો બનાવ તે જાણશે? હાલ તેના અંતઃકરણમાં આનંદની ઉર્મીઓ વહેતી હશે!"

રામસિંહ બોલી ઉઠયો—"કાળરાત્રી પણ એમજ કહેતી હતી!"

દેવ સિવાય બીજું તે મનના વિચારો કોણ પારખી શકે, એમ રામસિંહને લાગ્યું. તે વિચારમાં ને વિચારમાં તેણે આંખો બંધ કરી દીધી. પેલો ભયંકર આકાર તે જોઇ ન શકયો. જરા વારમાં બખતરનો ખણખણાટ થતો સંભળાયો, અને તે પછી તરતજ ઘોડાના ચાલી જવાનો અવાજ આવ્યો. તે પાછો બેશુદ્ધ થઇ પડયો.

તે જ્યારે પાછો શુદ્ધિમાં આવ્યો ત્યારે કોઈ સ્ત્રી તેની પાસે બેઠેલી જણાઇ. તેણે વિચાર્યું કે, તે કાળરાત્રી હશે પણ તારાના પ્રકાશથી તેના શરી-

સ્નો રંગ ગોરો જણાયો તેથી તેણે ધાર્યું કે, તે સુંદરી હશે, પણ તે વખતે તે સ્ત્રી બોલી. તેના બોલવા ઉપરથી જણાયું કે, તે સુંદરી પણ નથી. તેનો અવાજ સુંદરીના અવાજ કરતાં પણ વધારે નાજુક હતો. તે બોલી–" સરદાર સાહેબ, તમે ઘાયલ થયા છો? મેં તો તમારી આશા છોડી હતી. તમારો ભાલો ભાગેલો જોઈ મારી તે વિષે ખાત્રી પણ થઇ હતી, પણ ઇશ્વરની કૃપાથી તેમ તો બન્યું નથી."

રામસિંહે ધીમેથી ઉઠતાં ઉઠતાં કહ્યું–" મારી તરફ તમે જે માયા દેખાડી તે માટે તમારો અતિ ઉપકાર થયો. હું ઘાયલ થયો નથી. દ્વંદ્વ યુદ્ધમાં મારો ભાલો ભાગી ગયો અને મારા હરીફને હાથે તેના ભાલાના પ્રહારથી હું ઘોડેથી પડી ગયો."

તે સ્ત્રી બોલી–" ત્યારે તો તમારો ઘોડો નાશી ગયો હશે? જ્યારે મેં તમને જમીન ઉપર પડેલા દીઠા ત્યારે તમારી આગળ કોઇ ઘોડો ન હતો."

પાસે ચરતો ઘોડો જોઇને રામસિંહ બોલ્યો–" ત્યારે આ ઘોડો તમારો હશે?"

તે સ્ત્રી બોલી–" હા, તે ઘોડો મારો છે. પણ તે તમારી સેવામાં હાજર છે. મને ખબર મળી છે તે પ્રમાણે અહીંથી રાયપુર ઘણું દૂર નહિ હોય?"

ધીમે ધીમે ઉઠીને ઊભો થતો રામસિંહ બોલ્યો–" ધીમે ધીમે ઘોડો ચલાવતાં પોણે કલાકે પહોંચીએ. તમને અહીં આવે કેટલી વાર થઈ?"

તે સ્ત્રી બોલી–" હું થોડીવાર થયાંજ આવી છું. મેં તમારા માથા ઉપરની લોખંડી ટોપી કાઢી નાંખવા યત્ન કર્યો પણ તે કેમ છોડવી તે મને ન આવડયું. મારી પાસે ચંબુમાં થોડું પાણી હતું તે લઇને તમને છાંટયું એટલે તમે સાવધ થયા." આમ બોલતાં તે શરમાઈ ગઈ.

રામસિંહ બોલ્યો–" તમે મારી તરફ માયા દેખાડી તેથી હું તમારો આભાર માનુંછું. હવે મારા લાયક જે કાંઇ કામકાજ હોય તે મને કહો. આવા રાતના વખતે તમે આવી ભયંકર જગાએ એકલાં મુસાફરી કરવા–પણ અરે ઈશ્વર! આ શું!" આ વખતે ચંદ્ર પોતાના પૂર જોસથી પ્રકાશી નીકળ્યો હતો, અને તેથી તે સ્ત્રીનો સુંદર ચહેરો બરોબર જણાતો હતો તે જોઇને રામસિંહ પાછલા શબ્દો બોલ્યો હતો.

રામસિંહ તે શબ્દો બોલ્યો તેથી પેલી સ્ત્રીએ ચોંકીને પૂછયું–" સરદાર સાહેબ, શું છે?"

તેના સવાલ ઉપર ધ્યાન આપ્યા વગર તે બોલ્યો–" હા, એ તેજ છે! હું તે ચહેરો કદી પણ ભૂલી જનાર નથી."

તે જુવાન સ્ત્રીએ રામસિંહ પોતાને એકી નજરે જુએ છે એમ જોયું ત્યારે નીચું મોઢું કરી લીધું, પણ તે ગુસ્સે ન થઇ.

રામસિંહ બોલ્યો–“ સુંદરી, તને કાંઇ પણ સમજાવ્યા વગર મેં જે ટીકા કીધી તે વિષે મને માફ કર. થોડા વખત અગાઉ મેં તને જંગલમાં મદદ કીધી હતી તેનો બદલો તેં આજ મને વાળી આપ્યો છે. ”

આશ્ચર્ય પામતી તે સુંદરી બોલી–“ હા, હવે સમજી ! કુંવર જોરાવરસિંહના હાથમાંથી મને બચાવનાર ઉદાર વીર તમે–”

રામસિંહ આશ્ચર્ય પામતો બોલ્યો–“ કુંવર જોરાવરસિંહ ! શું તે રાતના તમને ઉચકી લઈ જનાર લુચ્ચો તે હતો ? હા, હવે મને બધી સમજણ પડે છે. તેણે કાળા કિલ્લામાં મારી તરફ જે વર્તણુંક ચલાવી તેનો હવે ખુલાસો થાય છે. તેણે મને તે વખતે ઓળખ્યો તેથી મને ઘણા વખત સૂધી બંધ પડેલા ઓરડામાં–પણ હાલ તે વિષે બોલવાનું કાંઇ કામ નથી. સુંદરી, તમારા પાળકે મને તમારૂં નામ કહ્યું છે તેથી હું જાણુંછું. કુમુદિની, મને કહો કે, આવી રીતે એકલાં તમે શા માટે નીકળ્યાં છો ? શું તે ભલા મુલુનાયકને કાંઇ થયું છે ? ”

કુમુદિની બોલી–“ નહિ, સરદાર સાહેબ તેઓ સહીસલામત છે. રાયપુરમાં એક ઘણું જ અગત્યનું કામ છે અને–”

વધારે બોલતી તે અટકી પડી. આ સરદાર કોણ છે તે તે જાણતી ન હતી અને કદાચ તે પ્રતાપસિંહનો મિત્ર અને પેલા કેદ પડેલા ઠાકોરોનો વેરી હોય તો પછી તેનાથી બધું બગડી જાય, માટે તે વિષે તો એક પણ શબ્દ ન બોલવો એમ તેણે ઠરાવ કર્યો.

રામસિંહે જોયું કે, તે કાંઇ ખુલાસો કરતી અટકી ગઈ. તે બોલ્યો–“સુંદર કુમુદિની, હું તમારી ખાનગી વાત જાણવા માગતો નથી, પણ રાયપુરમાં તમારે સંભાળ રાખવાની છે. હાલ તે ઠેકાણે સમય બદલાયલો છે, માટે કોઈનો પણ ભરોંસો કરશો નહિ. ”

પોતાને મળેલી ભલી સલાહ માટે તે હજી તેનો ઉપકાર માનવા જતી હતી એટલામાં તો ઘોડાનાં પગલાં સંભળાયાં, અને રામસિંહનો ઘોડો જે નાશી ગયો હતો તે ત્યાં પાછો આવ્યો. તેને હાથથી થાપડતાં રામસિંહ બોલ્યો–“ એ મારો ઘોડો છે. કુમુદિની, જો તમે મારી સાથે ચાલો તો આપણે સાથેજ રાયપુર જઇએ. ”

કુમુદિનીએ કહ્યું–“ ઘણી ખુશીથી. ” આમ બોલી તે પોતાના ઘોડા ઉપર ચઢી બેઠી. રામસિંહનો વિચાર તેને ઘોડે બેસતાં મદદ કરવાનો હતો પણ એટલી વાર તે ખોટી ન થઈ. બખતર સાથે પડી જવાથી તેને થોડી ઈજા થઇ

હતી તેથી તે ધીમે ધીમે પોતાના ઘોડા ઉપર બેઠો. બેઉ જણે ચાલુ મૂકયું.

ધીમે સાદે કુમુદિની બોલી—"દશ દિવસ થયાં હું ઘરમાંથી નીકળી છું. ચાર દિવસમાં તો હું રાયપુર આવી પહોંચી હોત, પણ અંધારૂં થતાં મને બીક લાગતી તેથી સાંજ પડતાં કોઈ ગામડામાં હું રહી જતી અને બીજે દિવસે દિવસ ઉગ્યા પછીજ હું મારી મુસાફરી શરૂ કરતી. હું જંગલમાં ઉછરી છું તેથી મને ઘોડે બેસવાની ટેવ છે અને તેનો મને હાલ ઉપયોગ સારો થયો. રસ્તામાં લુટારાની બીક વધારે છે, છતાં હું આટલે સુધી તો આવી પહોંચી છું."

રામસિંહે પૂછયું—"પણ આવી રાતની વખતે આ ઉજડ મેદાનમાં તમે શી રીતે આવી શકયાં ?"

રામસિંહની બાજુમાં ઘોડો લઇને તે બોલી—"હું તમને કહીશ. આજ સાંજના પાંચ વાગે હું એક ગામડાની ધર્મશાળામાં ઉતરી હતી. મારો વિચાર આખી રાત ત્યાજ રહેવાનો હતો. ખાઈ પીને હું ત્યાં બેઠી હતી તે વખતે એક માણસ ત્યાં આવ્યો, તે સન્યાસી જેવો જણાતો હતો. ધર્મશાળાના રખેવાળે તેને સારી રીતે બોલાવ્યો તેથી એમ જણાતું હતું કે, તે તેને ઓળખતો હતો. તેણે તેને માટે ખાવાનું આણ્યું. તે તેણે ખાવા માંડયું. જમતી વખતે તેણે ખુલાસો કર્યો કે, તેનો વિચાર સવારના પહોરમાં રાયપુર તરફ જવાનો છે. રાતના ખુલ્લા મેદાનમાંથી જવું એ જોખમ ભરેલું છે. આ ઉપરથી પેલા રખેવાળે મને બતાવીને કહ્યું કે, આ પણ રાયપુર જનાર છે. પેલાએ મારી તરફ ધ્યાનથી જોવા માંડયું. મેં તેની તરફ જોયું તો તેને મેં કયાંક દીઠેલો જણાયો, પણ કયાં તે યાદ ન આવ્યું. હું તેના મનના વિચારો તો પામી ન શકી, પણ તે મારી તરફ વારંવાર જોતો હતો તેથી એટલું તો મારા જાણવામાં આવ્યું કે તેનો વિચાર સારો નથી. તે વિષે મારી થોડીવારમાંજ ખાત્રી થઈ. પેલો રખેવાળ ત્યાંથી બહાર ગયો એટલામાં તો તેણે મારી સાથે વાત કરવા માંડી, અને વાતોમાં વચ્ચે કાળા કિલ્લાનું નામ આવ્યું. તે સાંભળી હું ચોંકી. મારા ચહેરા ઉપર ફેરફાર થયો તે તેણે ધ્યાનથી જોયો. તે મને પોતાને ઓળખતો હતો અથવા મારે વિષે કાંઈ જાણતો હતો એ મારી ખાત્રી થઇ. મને યાદ આવ્યું કે, જ્યારે બીજી વખત કુંવર જોરાવરસિંહ પોતાના માણસોની મદદથી મને પોતાના કિલ્લામાં લઈ જતો હતો તે વખતે એક એવા માણસને મેં જોયો હતો અને તેના કાલાવાલા કર્યા હતા, પણ તે તો હસીને ચાલતો થયો હતો. તેજ આ માણસ હતો."

રામસિંહે પૂછયુ—"પેલો રખેવાળ તેનું નામ જાણતો હતો કે નહિ ?"

કુમુદિનીએ ઉત્તર દીધો—"હા તે તેને ગુરૂસ્વામી કહીને બોલાવતો હતો."

રામસિંહ પોકારી ઉઠયો–" ગુરૂસ્વામી ! હુ તેને ઓળખું છું. તેની બધી લુચ્ચાઇઓ હું જાણું છું. "

કુમુદિની–" ત્યારે તો મારો શક ખોટો ન હતો. મેં જેના કાલાવાલા કર્યા તે ગુરૂસ્વામી પોતેજ હતા. તરતજ તે મારા મનની બીક પામી ગયો એટલે તે બોલ્યો–" આપણે એક બીજાને ઓળખીએ છીએ. તું કાંઈ પણ બીક ન રાખતી. હું તને ઈજા કરવાને બદલે તારો બચાવ કરીશ. તું મારી સાથે કાલે રાયપુર આવજે. ' કોઈ પણ સાધુ વેરાગીને રાયપુર રજા ચીઠી વગર દાખલ ન થવા દેવાનો હુકમ હતો તેથી આ ગુરૂસ્વામી કેવી રીતે દાખલ થશે તે વિષે હું વિચારમાં પડી. તે પણ તે જાણી ગયો. તે બોલ્યો–'આવતી કાલે હું એવો તો પોશાક પહેરીશ કે, મારાં સગાં માબાપ જો જીવતાં હોય તો તે પણ ઓળખી ન શકે. ' મેં તેને કાંઈ પણ જવાબ ન આપ્યો. પછી તેણે મારા રાયપુર આવવાનું કારણ તથા ત્યાં મારાં કોઇ સગાં હતાં કે નહિ, તથા મારે કયાં ઉતરવું છે તે વગેરે પૂછવા લાગ્યો. પહેલા સવાલનો જવાબ મેં તેને ઉડાવનારો આપ્યો અને બીજા બેના જવાબમાં કહ્યું કે, મારૂં કોઈ ઓળખીતું પણ નથી, તેમજ કયાં ઉતરવું તે પણ મેં નક્કી કર્યું નથી આ ઉપરથી તેણે કહ્યુ કે, રાયપુરની પાસેજ એક પૈસાદાર અને અમારી ચાલચલણની સ્ત્રી રહે છે, તેની સાથે તેને ઘરવટ છે. તે સ્ત્રીને તે મને સોંપશે અને તે મને સારી રીતે રાખશે. "

રામસિંહે કાંઇક શક આવતાં કહ્યું–" તેણે તે સ્ત્રીનું નામ દીધું ? "

કુમુદિની બોલી–" નહિ. હું તેને જવાબ આપવા જતી હતી એટલામાં સારાં કપડાં પહેરેલી એક વૃદ્ધ સ્ત્રી તે ઓરડામાં દાખલ થઇ. તેના હાથમાં એક નાની ગાંસડી હતી. તેને જોઇને ગુરૂસ્વામી ઉઠયો અને બેઉ જણાં બહાર ગયાં. હું આખા દિવસની મુસાફરીથી થાકેલી હતી, છતાં પેલો પૂછે તેના વધારે જવાબો આપવા પડે માટે ત્યાંથી ઉઠીને મારા માટે તૈયાર કરેલા ઓરડામાં હું ગઇ. મેં મારા ઓરડામાં જઇ બારણું બંધ કર્યું એટલે તો પડોસના ઓરડામાં થતી વાતો મારે કાને પડી. બેઉ ઓરડાઓની વચ્ચેનો પડદો એવો હતો કે, બધું સંભળાતું હતું. વાતો કરનાર કોણ છે તે જણાતું ન હતું. એક સ્ત્રીનો અવાજ સંભળાયો. ' ગુરૂમહારાજ, હું તમારે માટે આ છુપો વેશ લાવી છું ' તેના જવાબમાં એક પુરુષે ઉત્તર દીધો, તે પેલો ગુરૂસ્વામી હતો. તે બોલ્યો, ' ઠીક, પણ જેને હું આતુરતાથી શોધું છું તેની કાંઈ ખબર લાવી કે ? ' પેલી વૃદ્ધ સ્ત્રીએ ઉત્તર દીધો, ' હા, મારી મહેનત ફોકટ નથી ગઇ. માયા હાલ રાયપુરમાં છે, અને તમે તેની ઉપર વેર લઈ શકશો. "

આ શબ્દો સાંભળી રામસિંહ ચોંકયો. માયા કોણ છે તે તે જાણતો

હતો. પ્રતાપસિંહની છાવણી પાસેના મંદિરમાં સુંદરીને માયાને નામે બોલાવતાં તેણે સાંભળી હતી. રામસિંહ ચોંકયો તે કુમુદિની અંધારાને લીધે જોઇ ન શકી. તેણે તો પોતાની વાત ચાલુ રાખી "પેલી સ્ત્રીની વાત સાંભળી ગુરૂસ્વામીના મોઢામાંથી આનંદનો ઉદ્ગાર નીકળી ગયો. થોડીવાર સુધી તેમણે અતિશય ધીમે સાદે વાત કરવા માંડી તે હું સાંભળી ન શકી. આખરે ડોસી બોલી—"ગુરૂમહારાજ, માયાને તમે હાથમાં લેશો તો શી શિક્ષા કરશો?" ગુરૂસ્વામી બોલ્યો—'ભલી ચંપા, તું પોતે મહાકાળીની ચુસ્ત પૂજનારી છે છતાં મને એ સવાલ કેમ પૂછે છે?' તે પછી ફરીથી ધીમે સાદે વાતો થઇ અને તે મારા સાંભળવામાં ન આવી. આ વખતે મને ધાસ્તી લાગવા માંડી."

રામસિંહે પૂછ્યું—"તમને શા માટે ધાસ્તી લાગી?"

કુમુદિનીએ ઉત્તર દીધો—"એ છેલ્લા શબ્દો જે મારા સાંભળવામાં આવ્યા તે અતિ ભયંકર છે અને—"

રામસિંહ બોલ્યો—"કુમુદિની, હું સમજુછું. કાળા કિલ્લાના ભયંકર ભેદોથી હું અજાણ્યો નથી?"

કુમુદિની બોલી ઉઠી—"શું! તમે પણ તે જોયું છે—"

તે એકદમ અટકી ગઈ. તેના મોઢામાંથી પેલી સફેદ સ્ત્રીને લગતી વાત નીકળી જાત, પણ તેણે તે અટકાવી.

રામસિંહ ધીમે સાદે બોલ્યો—"કુમુદિની, તે કિલ્લાના જમણી બાજુના ભાગના લીલથી ભીના થયલા ભાગમાં હું ગયો છું. મહાકાળીની મૂર્તિ જે તે કિલ્લામાં છે તે મેં જોઈ છે. મેં તેની નીચેનું સંચાકામ જોયું છે. તેથી આ શબ્દો સાંભળી તમને બીક લાગે તેમાં નવાઇ નથી."

કુમુદિની બોલી—"હા, થોડી પળ સુધી મને ધાસ્તી લાગી. તે મહાકાળીની મૂર્તિ અને તેની નીચેનું સંચાકામ કોઈ ભયંકર કામ માટેનું છે એમ મેં જાણ્યું. કોઈ ભયંકર ક્રિયા ત્યાં થતી હશે એમ મને લાગ્યું. જે વખતે પેલાં બેઉ જણાં ધીમે સાદે વાતો કરતાં હતાં તે વખતે મેં મારાં કપડાંની નાની ગાંસડી બાંધી લીધી. હું ધીમે પગલે નીચે ઉતરી પેલા રખેવાળને બોલાવી મારો ઘોડો તૈયાર કરાવ્યો. તેને થોડા પૈસા આપી ખુશી કરી હું આ શહેર તરફ આવવા નીકળી પડી."

રામસિંહ બોલ્યો—"કુમુદિની, તમારા બોલવા ઉપરથી જણાય છે કે, રાયપુરમાં તમારે ઉતરવાનું ઠેકાણું નથી. જે ઠેકાણે હું ઉતર્યો છું તે ઠેકાણે સારી જગા છે. તેનો રખેવાળ તથા તેની સ્ત્રી ઘણાં ભલાં માણસ છે. તેમને એક છોકરી છે તે પણ તમારી વયની છે. જો તમે મારી સાથે આવશો તો તમારા

માટે બનતી ગોઠવણુ કરીશ ”

કુમુદિની બોલી—“ આજની રાત હું ત્યાં ગુજારીશ. તમે મારી ઉપર માયા બતાવી જે ઉપકાર કર્યો છે તે હું કદી પણ ભૂલી જનાર નથી. ”

રામસિંહ બોલ્યો—“ એમાં ઉપકાર જેવું શું છે ? તમે મને મારી બેશુદ્ધ હાલતમાં જે મદદ કીધી છે તેના આગળ તો આ કાંઈજ નથી. હવે જરા જલદી ઘોડા ચલાવો. વખત ઘણો ગયો છે. ”

તેઓએ ઘોડા ઝડપથી ચલાવ્યા. થોડીવારમાંજ તેઓ દરવાજા આગળ આવી પહોંચ્યાં. આ વખતે તેમને અટકાવવામાં આવ્યાં. બખતરવાળા હથિયારબંધ થયલા કોઈપણ લડવૈયાને પ્રતાપસિંહના ખાસ પરવાના વગર આવી રાતની વખતે અંદર દાખલ થવા દેવાનો હુકમ ન હતો, પણ રામસિંહ આગળ તો લખેલા પરવાનાથી વધુ કામ કરે એવો પરવાનો પ્રતાપસિંહની વીંટી હતી તે તેણે ચોકીદારને બતાવી. દીવાને અજવાળે તે જોતાંજ તેની ઉપર અસર થઇ. તેણે તરતજ દરવાજો ઉઘાડી નાંખ્યો, અને માનથી એક બાજુ ઉભો રહી બેઉને અંદર દાખલ થવા દીધાં.

થોડીવારમાંજ તેઓ રામસિંહને ઉતારે આવી પહોંચ્યાં અને પેલા રખેવાળની સ્ત્રીને બોલાવી તેને કુમુદિની સોંપવામાં આવી. તે તેને પોતાની પુત્રીના ઓરડામાં સુવરાવી આવી.

પછી તે પોતાના ઓરડામાં દાખલ થયો. ત્યાં તેના બેઉ નોકરો ન હતા. રામસિંહે વિચાર્યું કે, રાજકુમારી સુંદરમતીની તપાસ કરવા માટે તેમને થોડા દિવસ અગાઉ કહ્યું હતું તેથી તેની તપાસમાં તેઓ ગયા હશે. આમ ધારી તેણે પોતાને હાથેજ પોતાનું બખતર ઉતાર્યું અને તે દિવસના થાકથી તથા રાતના થયલા ભાલાના પ્રહારથી તે નબળો પડી ગયો હતો તેથી એકદમ તેને ઉંઘ આવી ગઈ.



## પ્રકરણ ૩૬ મું.



### છેલ્લી મુલાકાત.

આખી રાત તેને લડાઈનાં સ્વપ્નાં આવ્યાં. સવાર પડતાં તે એકદમ જાગી ઉઠયો. તે બીછાના ઉપર બેઠો થયો. તેણે પોતાના બીછાના આગળ કાળરાત્રીને બેઠેલી જોઇ. પોતે જાગે છે કે, સ્વપ્નામાં છે તે વિષે તે ખાત્રી કરવા માટે તેણે આંખો ચોળી. તેની ખાત્રી થઇ કે, તે જાગે છે. કાળરાત્રી ખરેખર તેની પાસે બેઠી હતી.

થોડીવાર સુધી તેની તરફ જોયા પછી રામસિંહ બોલ્યો—" કાળરાત્રી, ખરેખર તુંજ છે કે ? "

મધુર અવાજે કાળરાત્રી બોલી—" આટલા દિવસ તો કાળની પુત્રી હતી પણ હવે તેનું મારી ઉપર બળ ચાલનાર નથી. મારા ઉદ્દાર મનના ભલું કરનાર, હું તમારો ઉપકાર માનુછું. લડાઇમાં જે વખતે તમે હારી ગયા તે વખતે મારા આખા શરીરમાં બળતરા થવા માંડી, પણ તે થોડીવારજ ચાલી. પાછું મારૂં શરીર ઠેકાણે આવવા માંડયું. મને આનંદ થયો અને મારા અંતઃકરણમાં આનંદની ઉર્મી વહેવા લાગી. આ ઉપરથી મને એમ જણાયું કે, હવે હું હમેશને માટે તેના હાથમાંથી છુટી થઇ. તમે જે મારી ઉપર આવો મોટો ઉપકાર કર્યો તે માટેજ હું તમને મળવા માટે આટલી જલદીથી તમારી પાસે આવી. હવે મારે અહીં રહેવાને કાંઇ કારણ નથી. મારી જન્મભૂમિ જે અહીંથી ઘણે દૂર છે ત્યાં હું જઇશ અને મારો બાકીનો વખત ત્યાં કાઢીશ, હું તમારી છેલ્લી મુલાકાત લેવા આવી છું. "

મનમાં દલગીર થતો રામસિંહ બોલ્યો—" છેલ્લી મુલાકાત ! હા, ખરેખર, આ છેલ્લીજ મુલાકાત છે. હું વચનથી બંધાયો છું તેથી તારી સાથે મારે વધારે સંબંધ રાખવો ન જોઇએ. "

કાળરાત્રી બોલી—" રામસિંહ, તમે મારી સાથે કાંઈ પણ સંબંધ ન રાખવાને બંધાયા છો; પણ હું તો છૂટી છું. હું તમને કોઈ વખત મળું તેમાં હરકત નથી. હું તમારો ઉપકાર માનવા માટે આવી છું. મારા મનમાં તમારે વિષે પ્રેમની કેવી લાગણી છે તે મારૂં મન જાણે છે. "

રામસિંહ દલગીરીથી બોલ્યો—" કાળરાત્રી, પ્રેમની વાત હવે કરશો નહિ. મારૂં વચન એજ મારી આબરૂ છે. તમારે માટે હું લડયો તેની પહેલાં મારા મનમાં ઘણુંજ હતું. હજી પણ હું તમને ચાહુંછું. મારા ખરા અંતઃકરણથી ચાહુંછું. હું તમને ચહાવા લાગ્યો તેથી મારા મનમાં નબળાઈ દાખલ થઈ અને તેથી તેણે મને જીતી લીધો. કાળરાત્રી, આ દેશ છોડી તું તારા પોતાના દેશમાં જાય છે તો મારા તને ખરા મનથી આશીર્વાદ છે કે, તું સુખી થજે, પણ તારા ગયા પછી તો મને તદ્દન અંધારૂંજ લાગશે ! "

કાળરાત્રી બોલી—" નહિ, નહિ, રામસિંહ, એમ ન બોલો. આ દુનિયામાં તમને તો હજી અજવાળુંજ રહેશે. તમે મારી તરફ જે લાગણી રાખો છો તેને લીધે મારે તમારી પાસે કાંઇ માગણી કરવી છે. "

રામસિંહ બોલ્યો—" સુંદર કાળરાત્રી, બોલ, તારે જે માગવું હોય તે માગ. તારા મનમાં કોઇ પણ જાતની આંચકી ન રાખતી. "

કાળરાત્રી બોલી-" મારે જે કાંઈ માગવું છે તે મારે માટે નથી માગવું. તે તો મારી વહાલી બ્હેન સુંદરી માટે માગવું છે. મારા ગયા પછી તમે તેનું રક્ષણ કરજો. તમે તેના મિત્ર થઈ રહેજો. હું તેને મારી સાથે લઈ જનાર નથી. તે અહિંજ રહેશે. જો તમે તેને તમારે આશરે લેશો તો મને અતિ આનંદ થશે. "

લડાઇમાં જીતનારે પણ એવીજ સરત કરી હતી અને તે પાછી કાળરાત્રીએ પણ માગી તેથી આશ્ચર્ય પામી રામસિંહ બોલ્યો-" કાળરાત્રી, તારી માગણી મારે કબૂલ છે. "

આભારની લાગણી બતાવતી કાળરાત્રી બોલી-" ભલા રામસિંહ, ઉદાર દીલના રામસિંહ, હું તમારો આભાર માનુંછું. આવતી કાલે બપોરની વખતે નદી કિનારે તમને સુંદરી મળશે. ત્યાં તમે જજો. હવે રામસિંહ, વહાલા રામસિંહ, હું રજા લઉંછું. "

આ વખતે કુદરતી રીતે રામસિંહનો હાથ ઊંચો થયો. કાળરાત્રી જે ત્યાં પાસેજ ઉભી રહી હતી તેનો હાથ તેણે પકડી લીધો. તેનું ચુંબન કર્યું. કાળરાત્રી ધીમેથી તેનો હાથ છોડાવી ત્યાંથી ચાલી નીકળી.

આ શું સ્વપ્ન કે ખરો બનાવ તે વિષે રામસિંહની હજી ખાત્રી ન થઈ. પ્રથમ તેને ખાત્રી થઈ હતી કે તે ખરો બનાવ છે તે છતાં કાળરાત્રીના જવાથી તેને સ્વપ્ન જેવું લાગ્યું. તેણે આંખો ઉપર હાથ ફેરવ્યો. તે વખતે જરા જરા અજવાળું થવા આવ્યું હતું છતાં તેને પાછી ઉંઘ આવવા લાગી. તે પાછો સૂઈ ગયો. તે છેક મોડેથી ઉઠયો. પણ તેણે ઉઠતાંને વાર પહેલી ખાત્રી તો એ કીધી કે સવારના પહોરમાં ત્યાં કાળરાત્રી આવી હતી કે નહિ. તેને એક જણે ખાત્રી આપી કે, તે સ્ત્રી ત્યાં આવી હતી ખરી. રામસિંહની ખાત્રી થઇ કે, તે બનાવ સ્વપ્ન નહિ પણ ખરેખરજ બન્યો હતો. તેણે પોતાના બેઉ ચાકરો વિષે પૂછયું તો તેને માલમ પડયું કે તેઓ હજી સુધી આવ્યા ન હતા. આખો દહાડો તથા આખી રાત તેઓ બહાર રહ્યા તેથી રામસિંહને ધાસ્તી લાગી. વળી તેણે એમ વિચાર્યું કે, તેમને રાજકુમારી વિષે કાંઇ ખબર મળી હશે અને તેથી તેમાં તેઓ રોકાયા હશે. તોપણ તેમના પાછા ફરવા માટે તે આતુર હતો. તેનો વિચાર તેમને ના પાડવાનો હતો કે, હવે તમારે રાજકુમારીની શોધમાં ન જવું. તેણે જીતનારને કબૂલાત આપી હતી કે, આ દેશને લગતી કોઇપણ જાતની ખટપટમાં તે એક વરસ સુધી પડશે નહિ. તે પોતાનું વચન પાળવાને આતુર હતો. પછી તેણે પેલા રખેવાળની સ્ત્રીને પૂછાવ્યું કે કુમુદિની હજી ઉઠી હતી કે નહિ. તેમજ કહેવરાવ્યું કે, તેને કોઈ પણ વાતે મુંઝાવા દેશો નહિ. તેની

અત્યંત અજાયબી વચ્ચે તેને ખબર કરવામાં આવી કે, તે તો સવારના પહો-રમાં ઉઠીને શહેરમાં ગઈ હતી અને તે પાછી ફરશે કે નહિ તે પણ જણાવી ગઈ ન હતી.

રામસિંહને બધું આજ એક સામટું આવી પડયું. ગઈ રાતની લડાઈમાં હાર, કાળરાત્રીનું છેલ્લી મુલાકાત આપીને જતા રહેવું, તેના બે ચાકરોનું ગુમ થવું, કુમુદિનીનું સવારના પહોરમાં જતા રહેવું. આ બધા બનાવોથી આજ તેને અત્યંત દુઃખ થયું.

બપોરના જ્યારે તે સુંદરીને મળવા ગયો ત્યારે પણ તેનું મન દલગી-રીથી ભરપુર હતું. જે ઠેકાણે સુંદરી તેને મળી હતી તથા પોતાના મનનો હાલ કહ્યો હતો તે ઠેકાણેજ તે આવ્યો. ત્યાં હજી સુંદરી આવી ન હતી નર્મદા નદી કિનારે તે ઠેકાણે ઝાડોની ઘટા સારી હતી તેથી તે ત્યાં ફરવા લાગ્યો, પણ થોડી-વારમાંજ તેનું ધ્યાન નદી તરફ ખેંચાયું કોઇ સ્ત્રીનો આકાર નદીના પૂરમાં તણાતો જતો તેને દેખાયો. પાસે આવતાં તેણે જોયું તો તે સ્ત્રી કુમુદિની જણાઇ. ફક્ત એકજ પળનું કામ હતું. પોતાનાં હથિયાર છોડી નાંખી, તથા ઉપરનાં કપડાં ફેંકી દઇ તેને બચાવવા માટે તેણે નદીમાં કુદકો માર્યો.



## પ્રકરણ ૩૭ મું.



### સુંદરીનું ખંજર.

તેને ઓળખ્યો તેની તરફ પોતાના હાથ લાંબા કર્યા. તે એક ચીશ પાડીને બેશુદ્ધ થઈ ગઈ. રામસિંહ પોતાના બધા જોરથી તરતો તરતો તેની પાસે ગયો. પણ તે વખતે તે કુમારિકાએ પોતાનો દમ જે આટલી વાર સુધી ખેંચી રાખેલો હતો તે છોડી દીધો. જે વખતે રામસિંહ પાસે આવ્યો તે વખતેજ તે અંદર ડુબી ગઇ. રામસિંહે તેની પાછળ ડુબકી મારી, પણ પાણીના પૂરના જોરથી બેશુદ્ધ કુમુદિની થોડે દૂર સુધી ઘસડાઈ ગઈ હતી. રામસિંહે જાણ્યું કે, તે ડુબી ગઇ, હવે પાછી ઉપર નહિ આવે. તોપણ તેણે એક છેલ્લી ડુબકી મારી. આ વખતે તેની મહેનત સફળ થઈ. કુમુદિનીના છૂટા વાળ તેના હાથમાં આવી ગયા. તેણે તરતજ તેને ખેંચી કાઢી. મહા મહેનતે તે તેને લઇને કિનારે આવ્યો. તે વખતે તે તદન બેશુદ્ધ થઈ ગઇ હતી. તેને પોતાના શરીરનું ભાન જરાએ ન હતું. રામસિંહ તેના એવા હાલ જોઈ સમજ્યો કે, તે મરણ પામી છે. તે ઘણો દલગીર થયો. તે તદન ફીક્કી પડી ગઈ હતી તે પાણી ઘણું પી ગઈ હતી. રામસિંહે તુરત ચાંપતા ઉપાયો લેવા માંડયા. તેને તેણે ઉંધી સૂવ-

રાવીને વાંસેથી દબાવી. તેમ કરતાં થોડું પાણી નીકળ્યું. પછી તેને પાછી ચતી કરી તેના હાથ પગ જોરથી ઘસવા લાગ્યો. થોડીવારમાંજ તેના શરીરમાં પાછી ગરમી આવવા લાગી. રામસિંહે જોયું કે, હજી જીવ છે ખરો, તેથી વધારે મહેનત કરવા લાગ્યો. થોડીવારમાંજ તેણે પોતાની આંખો ઉઘાડી. તે આશ્ચર્ય પામતી રામસિંહ તરફ જોવા લાગી. પોતે નદીમાં પડી ગઇ હતી પણ જ્યારે રામસિંહે તેના બચવાની વાત ટુંકમાં કહી ત્યારે તેને બધું યાદ આવી ગયું. તે વખતે જેટલી આભારની લાગણીથી રામસિંહની તરફ તેણે જોયું તેટલું બીજા કોઇએ કદી પણ જોયું નથી એમ તેને લાગ્યું.

તે વખતે ઝાડીમાં ખડખડાટ થયો. રામસિંહે તે તરફ જોયું. સુંદરી ધીમે પગલે તે તરફથી આવતી જણાઈ.

કુમુદિનીની હાલત તથા બેઉનાં ભીંજેલાં કપડાં જ્યારે સુંદરીએ જોયાં ત્યારે શું બન્યું હતું તે વિષે તેને કાંઇક ભાસ થયો. રામસિંહે તે સ્તુતિપાત્ર કામ પોતાના જીવને જોખમે કર્યું તેથી તે આનંદ પામી, પણ કુમુદિનીનો સુંદર ચહેરો જ્યારે તેણે જોયો ત્યારે તે મનમાં બળવા લાગી.

તે તેમની પાસે આવી. પછી તેણે પોતાની પાસેથી એક નાની રૂપાની સીસોટી કાઢીને વગાડી.

તે એકજ પળનું કામ હતું. બીજી પળે તો ઝાડીમાંથી માણસોનાં પગલાંનો અવાજ સંભળાયો અને આગળ માનકુંવર તથા રૂપાળી તથા તેની પાછળ બે લશ્કરી માણસો આવીને ઉભા રહ્યા.

સુંદરીએ પોતાની બેઉ સખીઓને કહ્યું-"સખીઓ, આ બાઇને તમારા સ્વાધીનમાં સોંપુછું. તમે જુઓ તો છો કે એ સહેજમાં બચી ગઈ છે. (પછી પેલા સીપાઇઓ તરફ ફરીને બોલી) તમે આ સરદાર રામસિંહને તમારા તંબુમાં લઇ જાઓ અને એમનાં ભીનાં કપડાં બદલાવી બીજો નવો પોશાક એમને આપજો. તેમને દરેક રીતનું માન આપજો. રામસિંહ, હું તમારી રાહ જોઈ અત્રે ઉભી છું. મારે તમારી સાથે થોડી વાત કરવી છે."

રામસિંહ બોલ્યો-"બાઇ, હું પોતે પણ તમારી સાથે વાત કરવા માટેજ અત્રે આવ્યો છું."

સુંદરી નમ્ર અવાજે બોલી-"રામસિંહ હું તમારો આભાર માનું છું." આમ બોલી થોડીવાર સુધી તે તેની તરફ જોઇ રહી, પણ રામસિંહની અને તેની નજર એક થતાં તે શરમાઇને નીચું જોઇ ગઇ. આ વખતે તેના મોઢામાંથી નિશ્વાસ નીકળી ગયો.

કુમુદિનીને ધીમેથી બેઉ જણીઓએ ઉઠાડી ઉભી કરી. તેમનો હાથ

પકડી તે ધીમે પગલે તેમની સાથે ગઇ. રામસિંહ પેલા બે સીપાઇઓ સાથે ગયો. સુંદર સુંદરી નદી કિનારે એકલી ફરવા લાગી.

ઝાડીમાં થોડેક સુધી ચાલવા પછી રામસિંહ તથા કુમુદિની એક ખુલ્લા મેદાન આગળ આવી પહોંચ્યાં. તે ઠેકાણે થોડા તંબુઓ તાણેલા હતા. તેમના વચ્ચે એક સુંદર તંબુ હતો તે સુંદર તંબુમાં કુમુદિનીને માનકુંવર તથા રૂપાળી લઇ ગઈ. પાસેના બીજા સાદા તંબુમાં રામસિંહને પેલા સીપાઇઓ લઈ ગયા.

કુમુદિનીને પેલા ભપકાદાર તંબુમાં લઈ ગયા પછી તેની ચાકરીમાં બે બીજી સ્ત્રીઓ સામેલ થઈ. તેમણે તેનાં ભીનાં કપડાં બદલાવ્યાં. તેના શરીરને વધારે ગરમી આપનાર પદાર્થો લગાડયા. પછી તેને એક બીછાના ઉપર સૂવરાવી. નબળાઈથી કુમુદિની તરત ઉંઘી ગઇ.

આ તરફ રામસિંહને પેલા લશ્કરના ઉપરી અમલદારના તંબુમાં લઈ જવામાં આવ્યો. તેણે સુંદરીના હુકમ પ્રમાણે તેને લાયક માન આપ્યું અને પોતાની પાસેનો સૌથી સરસ પોશાક તેને પહેરવા માટે આપ્યો. રામસિંહે પોતે જે પોશાક પહેર્યો હતો તેના કરતાં તે હલકો હતો પણ તે સારો હતો. કપડાં બદલ્યા પછી રામસિંહે કુમુદિની વિષે ખબર પૂછાવી. તેનો તેને સંતોષકારક જવાબ મળ્યો. તે ઉંઘી ગઈ હતી અને તેની બરદાસ્ત લેવાને દાસીઓ તૈયાર હતી જાણી તે સંતોષ પામ્યો.

જે સુંદર કુમારિકાને પોતે બે વખત બચાવી હતી તેને વિષે સંતોષકારક વર્તમાન જાણી તથા પેલા અમલદારનો પોતાની સંભાળ લેવા માટે ઉપકાર માની તે સુંદરીને મળવા માટે પેલી ઝાડીને રસ્તે નદી તરફ આવવા નીકળ્યો.

આટલા વખતમાં નદી કિનારે શું બન્યું તે આપણે જોઇએ. મનમાં ઉત્પન્ન થતા વિચારોથી નીચી નજરે સુંદરી ફરતી હતી. આ વખતે તે અતિ સુંદર દેખાતી હતી, પણ તેનું મન દલગીર હતું. તે થોડી ઉદાસ જેવી જણાતી હતી. આ બધાનું કારણ એટલુંજ હતું કે, રામસિંહે પેલી જુવાન કુમારિકાને બચાવવામાં અસાધારણ માયા બતાવી હતી.

કુમુદિનીની તેને અદેખાઈ લાગી હતી. રામસિંહ તેને ચહાતો ન હતો એમ તે જાણતી હતી, તે છતાં તે બીજીને ચહાય એ તેનાથી દેખી શકાયું નહિ.

આથી તે દલગીર થઈ હતી. જે ઠેકાણે તેઓએ બેસીને પહેલાં વાત કીધી હતી, અને જ્યાં રામસિંહે કાળરાત્રી વિષેનો પોતાનો પ્યાર તેને જાહેર કર્યો હતો તે ઠેકાણે ફરતી ફરતી તે જઈ પહોંચી. તે ઠેકાણું જોતાંજ તેનો ચહેરો બદલાઈ ગયો. દલગીરી બધી નીકળી ગઇ. તે આનંદ પામી બોલી—"અરે! ફોકટની હું શા માટે દલગીર થાઉંછું? આ ઉદાર દીલનો શુરવીર નર મારોજ

છે! એ મારોજ થશે! હું એનીજ થઇશ!" આ શબ્દો તે મોટેથી બોલી હતી અને પાછલા શબ્દો બોલતી વખતે તે હસી હતી.

તેજ વખતે ઝાડીમાંથી એક આકાર નીકળતો જણાયો. તે એક વૃદ્ધ સ્ત્રી હતી. તેના ચહેરામાં બીહવા જેવું કાંઈ ન હતું તે છતાં સુંદરી તેને જોઇને બીધો. પેલી સ્ત્રી ગુપચૂપ તેની પાસે આવી ઉભી. પછી હીંમત કરી સુંદરો બોલી-" ડાકણ! તું અહીં શા માટે આવી છે?"

પેલી ડોસી બોલી-" માયા, તારી આગલી પાછલી ભૂલી જઇ તને ફરીથી મળવા માગે છે તેની પાસે તું આવવા માગે છે કે નહિ?"

ગુસ્સાથી તદન લાલ થઇ જઈ સુંદરી બોલી-" કંગાલ! તું મને એમ બોલાવવા કેમ હીંમત કરે છે? હું તે મંદિરમાં જીવતાં જીવત તો કદી પણ આવનાર નથી-"

પેલી ડોસી બોલી ઉઠી-" માયા, હું તને ત્યાં આવવા કહેતી નથી. જે સ્વર્ગમાં મધરાતના રૂપેરી ઘંટ વાગે છે તે ઠેકાણે હું તને-"

સુંદરી બોલી-" ચૂપ રહે! વધારે બોલ નહિ!" આ વખતે તે એવી તો ભયંકર જણાતી હતી કે, તેને જોઇને કોઈ પણ ડરી જાય. તેની આંખોમાંથી ખરેખર અગ્નિ પડતો હોય એવો તેનો દેખાવ હતો.

પણ પેલી ડોસી ઉપર તેની કાંઇ પણ અસર ન થઇ. તે ધીમે સાદે બોલી-" માયા, તારા ગુસ્સાથી હું કાંઈ ડરવાની નથી. જો સાંભળ, હજી પણ વખત છે. આ નાસ્તિકો સાથે તું રહી છે તેમને છોડી દે. મારૂં કહ્યું માન, નહિ તો મહાકાળીની મૂર્તિ તારો ભોગ લેશે!"

માથાથી તે પગ સુધી ક્રોધથી ધ્રુજતી સુંદરી બોલી-" કંગાલ ડોસી, તારી ધમકીથી હું મુદ્દલ ડરતી નથી. સાંભળ ચંપા, જો મેં પેલી ભયંકર ચીજની આગળ સોગન ખાધા ન હતે તો હું પોતે આ બધી વાત પ્રતાપસિંહને કહી દેત. પછી તે શું તે ઠેકાણે આવ્યા વગર રહેત? અરે! તેને તો છેક પાયામાંથી ઉખેડી નાંખત! તેમાંના બધા ઉપર તે ભયંકર વેર લેત-"

ડોસી બોલી ઉઠી-" પણ તું તો સોગનથી બંધાયલી છે!"

ફરીથી ગુસ્સાથી લાલ થઇ જતી સુંદરી બોલી-" યાદ રાખજે કે, તું મને અપમાન કરે છે, ચંપા! મેં તે વિષે ચુપ રહેવાના સોગન ખાધા છે, કાંઇ મારા શત્રુઓને જીવતા છોડવાના સોગન ખાધા નથી!"

પેલી ડોસી બોલી-" જો તું મને તારા શત્રુ તરીકે ગણીશ તો પછી મને પણ તે પ્રમાણે ચાલતાં આવડતું નથી?"

સુંદરી મશ્કરી કરતી બોલી-"તું શું બોલે છે તે હું સમજી શકતી નથી.'

ચંપા આસપાસ નજર નાંખતી બોલી—"તું મને સમજી શકતી નથી! (આ વખતે આસપાસ કોઈ નથી જાણી તે ડોસી એક નાનું ખંજર કાઢીને બોલી) જો તું મારી વાત સમજી શકતી ન હોય તો હું તને સમજાવું છું. માયા, જે રસ્તે હું તને લઈ જાઉં તે રસ્તે આવવા તું કબૂલ થાય છે? નહિતો તારે વાસ્તે મોત તૈયાર—"

પણ આથી વધારે તે ડોસી બોલી ન શકી, સુંદરીએ પોતાની પાસે સંતાડી રાખેલું એક લાંબું ખંજર કાઢયું અને પેલી ડોસી હજી તો પોતાનું ખંજર ઉંચું કરે એટલામાં તો ચંપાની છાતીમાં તે ખોસી દીધું.

એક પણ ચીસ પાડયા વગર તે ડોસી સુંદરીના પગ આગળ મુડદું થઇ પડી.

તેજ પળે રામસિંહ પોતાનો પોશાક બદલીને સુંદરી આગળ આવી પહોંચ્યો. સુંદરીએ ખૂન કર્યું તે તેણે જોયું. બીજું કાંઇ તેના જોવામાં કે સાંભળવામાં આવ્યું ન હતું.

સુંદરી ખુલાસો કરતી બોલી—"સરદાર, મારે વિષે તમે મનમાં બુરૂં લાવશો નહિ. એ સ્ત્રીના હાથમાં ખંજર છે તે જુઓ. એણે મારો જીવ લેવા માગ્યો. જો મેં એને મારી ન હોત તો એ જરૂર મારો જીવ લેત—"

રામસિંહે પૂછયું—"એણે તને ધમકી આપી?"

સુંદરી બોલી—"અરે, તમે એના હાથમાં જુઓ! મરી ગઇ પણ તે તેના હાથમાંથી છુટી શકયું નથી. એ મને ધિક્કારતી હતી. તે મારા લોહીની તરસી હતી!"

રામસિંહ સુંદરી તરફ દયાથી જોતો બોલ્યો—"અફસોસ! સુંદર સ્ત્રી, તેં જે આ કામ કર્યું તે તને લાયક ન હતું. પણ તું વાજબી રીતે ચાલી છે તેથી તને ઠપકો આપવો લાયક નથી. પોતાનો જીવ બચાવવા જીવ લેવો એ અપરાધ નથી. તારા ચેહેરા ઉપરથીજ જણાય છે કે, એ ડોસીએ તને અતિશય ગુસ્સે કરેલી હોવી જોઇએ. પણ ખૂન તો પુરુષના સખત હાથે થવું જોઇએ. તે તારા જેવી નાજુકને કોમળ હાથે થયું એ ઠીક નહિ!"

સુંદરી રામસિંહની તદન પાસે જઈ બોલી—"ત્યારે તમે મને આ કામ માટે ધિક્કારો છો?" આમ બોલતી વખતે તે એટલી તો પાસે ગઈ હતી કે, તેના મોઢાનો શ્વાસ રામસિંહના શરીરને લાગતો હતો.

રામસિંહ બોલ્યો-ધિક્કારૂં! તને ધિક્કારૂં! શા માટે! નહિ, નહિ! કદી પણ નહિ! તારે માટે નહિ તો તારી બહેનને ખાતર તો હું તને માન આપીશ—એક બહેન તરીકે તને ચાહીશ. આ કે જેનું ખૂન થયું તે જો પુરુષ

હોત અને તે પણ વળી મારે હાથે પડયો હોત તો હું વધારે આનંદ પામત!"

આંખમાં આંસુ લાવી સુંદરી બોલી—"અરે, હું કેવી કમબખત છું! હા, તમે મને એક ખૂની તરીકે ગણોછો. તમારા ઉદાર દીલથી તમે મને માફ કરોછો, પણ તમારા ખરા દીલના શબ્દો નીકળતા નથી—"

રામસિંહ વચ્ચે બોલી ઉઠયો—"સુંદરી, આ વિલાપ બંધ કર! તું ખોટું સમજી છે. હુ તને ધિક્કારતો નથી પણ હું તારી દયા ખાઉંછું. સુંદરી, આ હુ ખરા મનથી કહુંછું."

નીચું મોઢું કરી સુંદરી બોલી—"હજી પણ તમે મને બહેન તરીકે ચાહોછો ?"

રામસિંહ બોલ્યો—"હા, હું તને બહેન તરીકે ચાહુંછું."

રામસિંહનું મન તો તે વખતે જુદુંજ કહેતું હતું, પણ કાળરાત્રીને આપેલા વચનથી તે ફરી ન શકયો.

રામસિંહ તરફ જોતી સુંદરી બોલી—"પણ મારે બદલે આ વખત કાળરાત્રી હોત તો ?"

સુંદરીએ આ સવાલ એવો પૂછયો કે, જેનો જવાબ તે તુરત આપી ન શકયો. તેના તેના મનમાં એવો વિચાર હતો કે, કાળરાત્રી જો દુનિયામાં ન હોત તો તે સુંદરીને જરૂર ચાહી શકત.

રામસિંહ બોલ્યો—"આ તે કેવો સવાલ!"

સુંદરી બોલી—"કેવો સવાલ? કેવો તે કેવો સવાલ? સવાલ જેવો સવાલ છે. હું ફરીથી તમને પુછુંછું કે, મારે બદલે જો મારી બહેન હોત તો તેને તમે ધિક્કારત કે ?"

આટલું બોલતાની સાથે તેણે પેલા મુડદા તરફ જોયું.

રામસિંહે જવાબ આપ્યો—"સુંદરી, તો તે વખતે તારામાં અને કાળરાત્રીમાં હું ફેર ન રાખત. જેવી રીતે હાલ તને જોઉં છું તેવીજ રીતે તેને એ જોત પણ હવે એ વિષે વધારે વાત કરવાની જરૂર નથી. એને જોઇને આપણને કેટલાક અપવિત્ર વિચારો આવશે. જો, આ તો આમ નાબુદ થઈ જાય!"

આમ બોલતાની સાથે તે ડોસીના મુડદાને રામસિંહે નદીમાં હડસેલી દીધું. પછી સુંદરી તરફ જોઇને તે બોલ્યો—"સુંદરી, હવે મને કહે કે, હું તને શી રીતે મદદ કરી શકું. થોડા દિવસમાં હું આ દેશ છોડીને ઉજજન જનાર છું." આમ બોલતી વખતે તેને પેલા જીતનારે કરેલી સરત યાદ આવી ગઇ અને તેથી એક ઉંડો નિશ્વાસ તેણે નાંખ્યો.

સુંદરી બોલી ઉઠી—"ઉજજન! હું ઇચ્છુંછું કે—"

રામસિંહ બોલ્યો–" બોલ, બોલ, ખુલાસાથી બોલ. તું જે કહે તે કરવાને મેં કાળરાત્રીને વચન આપ્યું છે. શું તું મને એક ભાઇ તરીકે ચહાતી નથી? એક બહેન સાથે ભાઇ વર્તે તેવી રીતે હું તારી તરફ નહિ વર્તીશ એમ તને લાગે છે?"

ખુશી થતી સુંદરી બોલી–" અરે, હું તમારો કેવી રીતે ઉપકાર માનું? હું ખુલાસાથી બોલીશ. હું પોતે ઉજ્જન આવવાને ખુશી છું મારી બહેન પોતાની બેઉ સખીઓને મારે માટે રાખી ગઇ છે."

રામસિંહ બોલ્યો–" ત્યારે તો તું મારી સાથે આવશે ખરી? આજથી છઠે દિવસે મારે અહીંથી જવું છે. કાળરાત્રીએ તને તેનું કારણ કહ્યું હશે."

બેઉ હાથથી પોતાનું મોંઢું ઢાંકીને સુંદરી બોલી–"હા, હું બધું જાણું છું."

રામસિંહ તેની તરફ માયાથી જોતો બોલ્યો–" અરે, તું તારી બહેનને માટે રડે છે?"

જુસ્સાથી ઉશ્કેરાઈ રામસિંહ સામે ફરી જઈ સુંદરી બોલી–" અરે, જો હું તમને એકદમ બધું ખરૂં કહી દંઉ તો કેવું સારૂં? પણ નહિ, નહિ, હાલ નહિ. બીજી વખત વાત. કદાચ ઉજ્જનમાં–"

આમ બોલતી તે અટકી પડી. તે એકદમ વિચારવંત થઈ ગઇ. રામસિંહને તરેહવાર વિચારો થવા માંડયા, પણ તે તેને પૂછી ન શકયો. બીજી કોઈ વખત વાત જણાસે જાણી રામસિંહે તે વિષે પાછી વાત પણ ન કાઢી.

આખરે વિચારની ઉંઘમાંથી જાગીને સુંદરી બોલી–" રામસિંહ, હમણાં હું જે બોલી તે ઉપર વધારે વિચાર ન કરશો. થોડા દિવસ ધીરજ ધરો. જે અજાયબીઓ તમે જોઈ છે, હાલ તમે જુઓ છો અને હવે પછી જોશો તેનો ખુલાસો થોડા વખત પછી થશે. હવે આપણે પેલી વાત નક્કી કરીએ. હું તમારી સાથે ઉજ્જન આવીશ. આજથી છઠે દહાડે સવારના પહોરમાં હું તમને શહેર બહાર મળીશ, પણ હવે આપણે છૂટાં પડીએ તેની પહેલાં મને કહો કે, જે સ્રીને તમે આજે ડુબતી બચાવી તે કોણ છે? તે પ્રમાણે હું તેની મહેમાનદારી કરૂં. એને હું બે ત્રણ દિવસ મારી સાથે રાખીશ."

રામસિંહે ઉત્તર દીધો–" કાળા કિલ્લાની પાસે રહેનાર એક ખેડુતની તે પાળક દીકરી છે. કુમુદિની જો કે ગરીબ છે તો પણ ડાહી, સુંદર અને ચતુર છે. તે કોઈ મોટા રાજ મહેલને લાયક છે. તું એને જેટલું માન આપશે તેટલા માનને તે લાયક છે."

જરા ચીરડાઇને તે બોલી–" તમે તેનાં ઘણાંજ વખાણ કરો છો."

રામસિંહે તેને લાગેલી અદેખાઇ જોઈ લીધી. તે તેના મનનો હાલ પામી

ગયો. પણ પોતે જાણે જાણતો નથી એવો દેખાવ કરી બોલ્યો–" જેટલી સ્તુતિને કુમુદિની લાયક છે તેટલીજ સ્તુતિ હું તેની કરૂં છું. ગઇ રાતના હું પેલી લડાઈમાં હારી ગયો હતો તે વખતે બેભાન થઈ પડયો હતો. તે વખતે જો કુમુદિની તે રસ્તે ન આવી હોત અને તેણે મને મદદ ન કરી હોત તો કોણ જાણે કેટલી વાર સુધી હું તે હાલતમાં પડી રહેત. આથી હું તેનો આભારી છું. જેવી તારી બહેનને માટે લડાઈ કરતાં હારીને હું પડયો અને તે વખતે કુમુદિનીએ મને મદદ કરી, તેવીજ રીતે હાલ તું પણ તેને મદદ કરીશ."

સુંદરી બોલી–"રામસિંહ, તમે એમ ન સમજશો કે, હું તેની કાંઈ પણ દરકાર નહિ કરૂં!" તે મનમાં તો સમજી ગઇ કે, રામસિંહ તેના મનનો હાલ જાણી ગયો છે.

રામસિંહ બોલ્યો–" તારા ઉદાર દીલનો મને ભરોંસો છે. ઠીક, ત્યારે હવે હું જાઉંછું. આજથી છઠે દિવસે સવારના આપણે મળીશું."

સુંદરી જતાં જતાં બોલી–" હા, આપણે તે દહાડે મળીશું." પણ તેજ વખતે તે એક ઉંડો નિશ્વાસ નાંખતી ગઈ. તે પોતાના તંબુ તરફ ચાલી.

રામસિંહ શહેર તરફ પાછો ફર્યો. બેઉના મનમાં એકજ વિચાર ખટકી રહ્યો હતો. ચંપા ડાસીના ખૂન વિષે તેમને જુદા જુદા વિચારો આવતા હતા.

સુંદરીને જો થોડો વખત મળ્યો હોત તો પોતાનું તે કૃત્ય છુપાવવા તેણે પોતાથી બનતું બધું કર્યું હોત.

રામસિંહ જો તે વખતે ત્યાં હાજર થાત તો તેને ખૂની થતી બચાવવા માટે પોતાના જીવને જોખમે ગમે તેવું કામ માથે લેત; પણ બનનાર હતું તે તો બની ગયું. હવે તે ન બન્યું થનાર નથી!

સુંદરી પેલી ઝાડી વટાવી જતાં થોડે મોટે સાદે બોલી–"હા, તે મારોજ છે! તે મારોજ થશે."

---

## પ્રકરણ ૩૮ મું.

### બળભદ્ર અને માનસિંહ.

સરદાર રામસિંહે પોતાના બેઉ નોકરોને રાજકુમારી સુંદરમતીને શોધી કાઢવાનો હુકમ કર્યો હતો તે વાંચનારને યાદ હશે.

પોતાના શેઠના તે હુકમ પ્રમાણે તેઓ બેઉ જણે મસલત કીધી કે, આપણે રાજકુમારીને નજરે દીઠી ઓળખતા નથી. રાજકુમારીની છબી જો કોઇને ત્યાં હોય તો તે જોઈ તેને ઓળખી કઢાય. તે પ્રમાણે તેમણે ખબર

મેળવવા માંડી. તેમને મનગમતી ખબર પેલા રખેવાળે આપી. છત્રીશગઢ દેશનો રાજા જ્યારે જીવતો હતો ત્યારે રાજમહેલમાં રાજકુમારીની આખા કદની છબી હતી. પણ તે પછી તે હાલ ત્યાં છે કે નહિ તે તે જાણતો ન હતો. વળી તે મહેલ હાલ બંધ રાખવામાં આવ્યો હતો, અને તેની કુંચીઓ પ્રતાપસિંહના હાથમાં હતી. બંધ બારણાથી હારી જાય એવા આ જુવાનો ન હતા. એક રાતના લાગ જોઈ એક બારીને રસ્તે તેઓ મહેલમાં દાખલ થયા. તેઓ દરેક ઓરડે રાજકુમારીની છબીની શોધને માટે રખડયા. દરેક સ્ત્રીની છબી તેમણે જોઇ, પણ તેની નીચે લખેલા નામથી તે કોઇ જુદીજ સ્ત્રીની છબી જણાઇ. એક બે છબીઓ રાજકુમારીની જણાઈ તે તો તેની નાની વયની હતી. આ પ્રમાણે તેઓ નિરાશ થઈ પાછા વળતા હતા એટલામાં તેમની નજરે એક નાનો ઓરડો પડયો. આ ઓરડો જોયા વગરનો હતો. તેઓ તેમાં દાખલ થયા ત્યાં બીજી છબીઓ સાથે એક મોટી છબી હતી. તેમનું ધ્યાન તે છબી તરફ ખેંચાયું. તે એક સ્ત્રીની છબી હતી. પણ તે સ્ત્રીને તો તેઓ ઓળખતા હતા. પેલી રાતના પેલા છુપા મહેલની માલેકે જેની સાથે વાત કરી હતી અને બળભદ્રની સાથે જેને મેળવી હતી તેજ તે સુંદર સ્ત્રી હતી. તે સ્ત્રીનીજ છબી તેમના જોવામાં આવી હતી આ છબીની નીચે 'રાજકુમારી સુંદરમતી' એવું નામ લખેલું હતું, અને તેથી તેમની ખાત્રી થઈ કે તેજ રાજકુમારી છે.

આટલે સુધી તો તેઓ તે વિષે શોધ કરવામાં ફતેહ પામ્યા હતા, પણ જે ઠેકાણે તે હતી, તે ઠેકાણેથી તેને બહાર લાવવી એ મુશ્કેલી ભરેલું કામ હતું. જીવના જોખમ સિવાય તે કામ થાય એવું ન હતું.

વળી એક મોટો વાંધો તો એ હતો કે, તે ઠેકાણું શોધી કેવી રીતે કાઢવું? તે લોકોને તે દિવસે એવી તો રીતે લઇ જવામાં આવ્યા હતા કે, તેઓ કઈ દિશામાં ગયા હતા તે પણ તેઓ જાણુતા ન હતા. કેટલાક દહાડા તો તેઓ શહેર બહાર ફર્યા. તેમને પેલી ડોસીને મળવાની આશા હતી પણ તેમાં તેઓ ન ફાવ્યા. ડોસી તેમને મળી નહિ.

આખરે જે રાતના રામસિંહ કાળરાત્રીના મદદગાર દાખલ લડવા ગયો, તે દિવસે સાંજના તેમની ઇચ્છા પૂર્ણ થઇ. તેઓ ફરતા ફરતા શહેર બહાર નીકળ્યા. ત્યાં તેમણે એક સુંદર અને ઉંચ ખાનદાનની સ્ત્રીને ઉતાવળે પગલે ચાલતી દીઠી. તે સ્ત્રીએ પોતાના મોઢા ઉપર બુરખો નાંખ્યો હતો.

માનસિંહ અને બળભદ્ર બેઉ જણા તેને આવતી જોઈ બાજુ ખસી ગયા, પણ તે સ્ત્રી તેમને જોઈ ઉભી રહી. તેના મોઢામાંથી આનંદનો ઉદ્દગાર નીકળી ગયો. તેણે બુરખો કાઢી નાંખ્યો. બળભદ્ર અને માનસિંહે તેને તુરત ઓળખી

તે પેલા સ્વર્ગ જેવા મહેલની માલેક પોતેજ હતી.

તુરત આ બેઉ જણા તેને નમ્યા. તેને ફરીથી મળવા માટે પોતાનો આનંદ દર્શાવ્યો અને ફરીથી તેમને તે સુખત્રાસી મહેલમાં લઈ જવા અરજ કીધી. તે સ્ત્રીએ તેમને તેજ સાંજના લઇ જવા કબૂલ કર્યું. ફરીથી બુરખો નાંખી પોતાની પાછળ આવવા તેમને કહ્યું.

તે સ્ત્રી, પોતાની સાથેના બે નોકરો તથા બે દાસીઓ સુદ્ધાં માનસિંહ અને બળભદ્રને લઇને પેલા જુના મંદિર તરફ ચાલી. ત્યાં ઘોડા અને એક પાલખી તૈયાર હતી. આ બેઉ જણને છુપો પોશાક પહેરાવવામાં આવ્યો. તેમનું મોઢું છુપાવવામાં આવ્યું અને પછી તેમને ઘોડેસ્વાર કરવામાં આવ્યા. તે સ્ત્રીના નોકરોમાંનો એક ઘોડે બેસી તેમના ઘોડાની લગામ પકડી ચાલતો હતો. પેલી સ્ત્રી પાલખીમાં બેઠી. ચાર કદાવર ભોઇઓએ તે પાલખી ઉચકી હતી. એક કલાક મુસાફરી કર્યા પછી તેઓ પોતાને ધારેલે ઠેકાણે આવી પહોંચ્યા. પહેલી વખત જેમ તેમને કપડાં બદલાવ્યાં હતાં તેમ તેમનાં કપડાં બદલવામાં આવ્યાં.

મધરાતની થોડીવાર પહેલાં તેમને પેલા મોટા દરવાજા આગળ લઇ જવામાં આવ્યા. મધરાત થતાંજ રૂપેરી ઘંટ વાગ્યો અને દિવાનખાનાના મોટા દરવાજા ઉઘડી ગયા. ફરીથી તેઓ તે સ્વર્ગનું સુખ ભોગવવા માટે અંદર દાખલ થયા. બીજે દરવાજેથી સ્ત્રી મંડળ દાખલ થયું. આહા! તે તેજ સુંદરીઓનો મેળાવડો હતો કે જેને જોઇને પહેલીવાર તેઓ ચકીત થઈ ગયા હતા.

પહેલી નજરે તેમની ખાત્રી થઈ કે, જેને માટે તેઓ ત્યાં આવ્યા હતા તે તેઓમાં હતી. તેઓએ ફરીથી સરખામણી કીધી તો તેમની ખાત્રી થઈ કે, રાજકુમારી સુંદરમતી તે તે પોતેજ છે. એક દરવાજેથી સ્ત્રીઓ દાખલ થઇ પછી બીજે દરવાજેથી પુરુષો દાખલ થયા હતા. માનસિંહ અને બળભદ્રે પહેલીજ નજરે તેમની તરફ જોયું તો પેલો ઘરધણીઆણી સાથે ચાલનાર ઠાકોર તેઓમાં ન હતો. પોતાના આશકની ગેરહાજરીથી તે સ્ત્રીના ચહેરા ઉપર દલગીરી ખુલ્લી રીતે જણાતી હતી.

તેમની પાસે આવી ઘરધણીઆણી બળભદ્રને રાજકુમારી તરફ લઇ ગઇ. પોતે રાજકુમારીને મળ્યો તેથી તે આનંદ પામ્યો. માનસિંહને બીજી જુવાન સ્ત્રી સોંપવામા આવી.

રાજકુમારીની બાજુમાં બેસી બળભદ્ર બોલ્યો-"તમે મને ઓળખતાં તો નહિ હોવ?"

ધીમે પણ મધુર અવાજે તે બોલી-"નહિ, સરદાર, હું તમને ભૂલી

ગઇ નથી; પણ તમે આ મહેલમાં બીજી વખત કેવી રીતે આવી શકયા ?”

પોતાની આસપાસ નજર નાંખતો તે ધીમેથી બોલ્યો-“ બાઈ, હું કાંઈ કારણસર અત્રે આવ્યો છું. હું જે વાત કહું છું તે ધ્યાનથી સાંભળજો. ”

રાજકુમારી બોલી-“ બોલો હું સાંભળું છું. મને એમ લાગે છે કે, તમે મારૂં ભલું કરવા માટે અત્રે આવ્યા છો. પણ તમે મને પહેલાં કહો કે, તમે કોણ છો ? ”

જરા હસીને બળભદ્ર બોલ્યો-“ આપ નામદાર, સરદાર રામસિંહને ઓળખો છો ? તમે તેને ન ઓળખતાં હો તો તેથી પણ વધારે મોટું નામ-”

બળભદ્રના શબ્દો સાંભળી તે આશ્ચર્ય પામી હતી. પોતાને તે ઓળખે છે જાણી તે બોલી-“ માળવાદેશ હજી મારે માટે ત્યારે લાગણી ધરાવે છે ખરૂં ! હા, સરદાર રામસિંહને હું ઓળખું છું. તે નામદાર થોડા વખત ઉપર મહારાજા શુરસિંહના વકીલ-પણ નહિ, તમે કોણ છો તે જાણ્યા પહેલાં મારે તે ભેદ ખુલ્લો કરવો ન જોઇએ. માટે તમે કોણ છો તે તથા મારા આ કેદખાના-અરે નહિ, સંતાવાની જગાની વિષે તથા હું કમનસીબ રાજકુમારી સુંદરમતી છું તે વિષે તમે કેવી રીતે ખબર મેળવી શકયા ? ”

બળભદ્ર બોલ્યો-“ રાજકુમારી, હું તે સરદાર રામસિંહનો એક નમ્ર નોકર છું અને-”

રાજકુમારી વચ્ચે બોલી ઉઠી-“ ત્યારે હું તમારો ભરોંસો કરીશ. તે સરદારે મારી તરફ અતિ માયા બતાવી છે. હવે બોલો તમે શું કહેવા માગો છો ? તમારો શો વિચાર છે ? ”

ધીમે ગંભીર અવાજે બળભદ્ર બોલ્યો-“ રાજકુમારી, તમને અહીંથી લઇ જઇને મારે માળવાના રક્ષણ નીચે મૂકવાં છે. મારા મનની એજ ઈચ્છા છે.”

રાજકુમારી બોલી-“ અરે ઈશ્વર, હું તારો કેટલો આભાર માનું ! પણ અહીંથી નાશી જવાનો રસ્તો-કાંઇ યુક્તિ-”

બળભદ્રે જવાબ આપ્યો-“ મેં અથવા મારા સોબતીએ તે વિષે કાંઇપણ ગોઠવણ કરી નથી. અમે તો અમારી નિમકહલાલી અને અમારી તલવારથી તમારૂં રક્ષણ કરીશું. તમે આજ્ઞા કરશો તે બજાવવાને તૈયાર રહીશું. ”

એક પક્ષી જેમ પાંજરામાંથી નાશી જતાં ખુશી થાય તેમ આનંદ પામતી તે બોલી-“ ત્યારે તો વખત ખોવો ન જોઇએ ! થોડીવારમાંજ બધા દરવાજા બંધ થશે તો આપણાથી નીકળાશે નહિ. હાલ આપણે છૂપી રીતે જઇ શકીશું. ચાલો, આવો મારી પાછળ ! ”

કાલાવાલા કરતો બળભદ્ર બોલ્યો-“ કુમારી, જરા શાંત થાઓ. જરા

પણ શક જતાં આપણે ફરી પડીશું. ધીરજ ધરો. ”

રાજકુમારી બોલી—“ ડરો નહિ, હીમત રાખો. હું પોતે તમને એવી રીતે લઇ જઈશકે, કોઈને પણ માલમ ન પડે. તમારો સોબતી આપણી પાછળ આવે છે ? ”

બળભદ્ર બોલ્યો—“ હા, તેણે કાંઇ બહાનું કાઢી પોતાની સોબતણને છોડી દીધી છે. વારૂ તમને રસ્તો બરાબર ખબર છે ? ”

રાજકુમારીએ કહ્યું—“ અહીં એક ભોંયરૂં છે તેમાંથી આપણે સહી સલામત જઈ શકીશું. પણ જો કોઈ અટકાવશે તો—”

દૃઢ અવાજે બળભદ્રે કહ્યું—“ અમારી તલવારો તૈયાર છે. ”

તેઓ બીજા ઓરડામાં દાખલ થયાં. બધાં પોત પોતાના આશુક માશુક સાથે વાતોમાં રોકાયલાં હતાં તેથી કોઇએ તેમની તરફ જોયું નહિ.

તેઓ ત્યાંથી ઉતરીને નીચેના દિવાનખાનામાં આવ્યાં. ત્યાં પણ કોઈ ન હતું. તે જોઈ રાજકુમારી બોલી—“ આટલે સુધી તો આપણાં નસીબ ચઢીઆતાં છે; પણ જોખમ અને ભય તો હવે છે. ”

આમ બોલી રાજકુમારીએ દાદર નીચે એક નાનો દરવાજો ઉઘાડયો. તે ભોંયરાનો રસ્તો હતો. તેઓ અંદર દાખલ થયાં. પોતાની પાછળ તેમણે દરવાજો બંધ કર્યો. એક ગોખમાં દીવો બળતો હતો. માનસિંહે તે દીવો હાથમાં લઇ લીધો. આગળ માનસિંહ પાછળ બળભદ્ર અને વચ્ચે રાજકુમારીને રાખીને તેઓ ભોંયરામાં ઉતરવા લાગ્યા. નીચે ઉતરી રહી તેઓ પેલી ચાલમાં દાખલ થયાં પણ—ત્યાં તેમને મુશ્કેલી નડી. ઓચીંતું સામું અજવાળું દેખાયું. કોઇનો ગુસ્સાનો અવાજ સંભળાયો અને તેજ પળે રાજકુમારી અને તેના સોબતીઓ તરફ કેટલાક હથિયારબંધ મોઢું છુપાવેલા માણસો દોડી આવ્યા.

તેજ પળે ગુરૂસ્વામી હાથમાં મસાલ લઇને આગળ આવી બોલ્યો—“ આ જુવાનોને મારી ન નાંખતા. તેમને કેદ પકડજો. મહાકાળી તેમના ભોગ માટે આતુર છે ! ”



## પ્રકરણ ૩૯ મું.



## ત્રણ દિવસની મુસાફરી.

ગુરૂસ્વામી અને તેના છૂપા મદદગારોને જોઈ રાજકુમારીએ એક ચીસ પાડી. બળભદ્ર અને માનસિંહે પોતાની તલવારો મ્યાનમાંથી કાઢી, પણ તેમનું કાંઈ ચાલ્યું નહિ. દશ માણસોએ તેમને ઘેરી લીધા હતા. જોર કરીને તેમનાં

હથિયારો ઉતારી લીધાં. તેમને ઝભ્ભા પહેરાવીને ત્યાંથી લઇ ચાલ્યા. રાજકુમારીને પાછી મહેલમાં લઈ જવામાં આવી.

બળભદ્ર અને માનસિંહને પકડી ચાલનારાઓ મુદલ બોલતા ન હતા. ગુરૂસ્વામી પણ તેમની સાથે હતો કે ન હતો તે જણાતુ ન હતું. થોડીવાર પછી એક દરવાજા આગળ તેઓ આવી પહોંચ્યા. તે ઉઘાડીને તેઓ બહાર નીકળ્યા, પણ તે તો બીજી ચાલીમાં દાખલ થયા હતા. થોડીવાર ચાલ્યા પછી ઉપર ચઢવાની સીડી જણાઈ. ઉતાવળે પગલે તેઓ દાદર ચઢયા. અને ઉપર આવી પહોંચ્યા. ત્યાંનો દરવાજો ઉઘાડી તેઓ એક મોટા દિવાનખાનામાં આવી પહોંચ્યા. ત્યાંથી તેઓ બહાર નીકળ્યા તે વખતે ખુલ્લી હવાથી તેમને જણાયું કે, હવે તેઓ ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યા હતા. થોડું ચાલવા પછી તેઓ ઉભા રહ્યા તે વખતે તેમને અવાજ સંભળાયો કે " ઘોડા લાવો ! "

આ બોલનાર ગુરૂસ્વામી હતો. હવે તેઓ બેઉ જણાની ખાત્રી થઇ કે, તે તેમની સાથે હતો ખરો.

ઘોડા આવી પહોંચ્યા. બે ઘોડા ઉપર આ બેઉ જણને બેસાડવામાં આવ્યા અને દોરડાથી તેમને મજબૂત બાંધી લીધા પછી તેમણે ઘોડા ઝડપથી ચલાવ્યા.

એક કલાક સુધી તેમણે મુસાફરી કરી પણ કોઈ બોલ્યું નહિ. બધા મુંગા મુંગા ચાલ્યા જતા હતા. માનસિંહ અને બળભદ્ર બેઉ બહાદૂર હતા, પણ તે વખતે કંઇ અજબ જેવા બીકણ બની ગયા હતા. તેઓએ કાળા કિલ્લામાંની મહાકાળીની મૂર્તિ જોઈ ન હતી–તેમણે તેને વિષે કાંઇ પણ સાંભળ્યું ન હતું, તે છતાં પણ તે ભયંકર શબ્દો પહેલવહેલા સાંભળી તેમને કંપારી છુટી હતી. પોતે કંગાલ મોતે મરનાર છે એમ જાણીને તેઓ બીકણ થઇ ગયા હતા. તેમના મનમાં તરેહવાર વિચારો આવતા હતા.

રીબી રીબીને કમોતે મરવું? આ મોત તે કોણ જાણે કેવું ભયંકર હશે?

આખી રાત તેમણે મુસાફરી કીધી. સવારના પહોરમાં તેઓ એક નાના ગામડા આગળ આવી પહોંચ્યા. ત્યાં તેઓ થોડીવાર સુધી ઉતારો કરવાના હતા. એક ધર્મશાળામાં તેઓ ઉતર્યા. તેમને પહેરાવવામાં આવેલા ઝભા કાઢી નાંખવામાં આવ્યા. માનસિંહ અને બળભદ્રે જોયું તો ચાર સ્વારો હતા અને પાંચમો ગુરૂસ્વામી પોતે તેમની સાથે હતો. અહીં આવ્યા પછી પેલા સ્વારોએ પણ પોતાનાં મોઢાં ખુલ્લાં કર્યાં હતાં. તેમના ચહેરા ઉપરથીજ તે લુચ્ચાના પીર જણાતા હતા. થોડીવાર સુધી ત્યાં થાક ખાધા પછી તેમણે પાછી મુસાફરી શરૂ કીધી. તેઓ જેમ જેમ આગળ ચાલતા ગયા તેમ તેમ તેમને માલમ પડતું ગયું કે, જે રસ્તે તેઓ જતા હતા તે રસ્તો તેમને અજાણ્યો ન હતો.

એ રસ્તેજ તેઓ રામસિંહ સાથે રાયપુર આવ્યા હતા.

જેમ જેમ તેઓ આગળ ચાલતા ગયા તેમ તેમ જોવા લાયક દેખાવો તેમની નજરે પડતા ગયા પણ તે દેખાવ જોઈ તેમને આનંદ પ્રાપ્ત ન થયો. પોતે કમોતે મરનાર છે એવી દલગીરી તેમને લાગી હતી તે નીકળી ન શકી.

તેઓ એક બીજા તરફ જોતા હતા પણ તેથી કાંઇ વળે તેમ ન હતું. નાશી જવું એ પણ અશકય હતું. તેમના ચોકીદાર સ્વારો તેમની તરફજ નજર રાખી ચાલતા હતા. તેમની પાછળ ઘોડા ઉપર ગુરૂસ્વામી હતો. તે તો તેમની ઉપરથી નજર ખસેડતોજ ન હતો. તેઓએ તેની તરફ જોયું, તો તેની આંખમાં દયાનો અંશ જરાએ ન હતો. આ બધું જોતાં તેમના મનમાં એકજ વિચાર આવ્યો કે, "આપણો નાશ થયો."

બપોર પડતાં તેઓ એક બીજી ધર્મશાળામાં ઉતર્યા. ત્યાં ખાવાનું તૈયાર કરાવ્યું. બધા ખાવા બેઠા પણ આ કમનસીબ કેદીઓની ભૂખ મરી ગઈ હતી, તેથી તેમણે ખાવાની ના પાડી. ખાવા ઉપર તેમને ભાવજ ન હતો. આ વખતે તે ધર્મશાળામાં આઠ દશ માણસો હતા. તેમને પોતાના છુટકારા માટે કાલાવાલા કરવા એમ તેમનો વિચાર થયો પણ તેઓએ એક બીજાને જેવી રીતે બોલાવ્યા તે ઉપરથી આ બેઉ કમનસીબોની ખાત્રી થઈ કે, આ લોકો પણ ગુરૂસ્વામીના સળતીઆ છે, અને તેથી તેઓના કાલાવાલા કરવા ફોકટ હતા.

ત્યાં તેઓ સાંજ સુધી રહ્યા. તેમને થોડીવાર થાક ઉતારવા માટે એક ઓરડો આપવામાં આવ્યો. આ ઓરડો તદન બંધીઆર હતો. બારીઓ ઉંચી હતી અને તેમાં લોખંડી સળીઆ જડેલા હતા. બહારથી દરવાજા બંધ કરવામાં આવ્યા હતા. આ તો તદન કેદખાના જેવીજ ઓરડી હતી.

આથી તેમને એકાંત વાત કરવા થોડો વખત મળ્યો હતો. તેઓ એક બીજાને મળવા લાગ્યા. અરે આપણા હાથમાં તલવાર આપી પછી તેઓ મારી નાંખવા માગતા હોય તો કાંઇ નહિ, પણ આ તો અપમૃત્યુએ મારે છે. "મહાકાળીને ભોગ આપે છે!"

આમ એક બીજાને તેઓ કહેવા લાગ્યા. વળી કયે ઠેકાણે તથા કેવી રીતે ભોગ આપે છે તે તેઓ જાણતા ન હતા. માળવા દેશમાં એવી રીતે મહાકાળીને ભોગ આપવાનો રીવાજ ન હતો. ત્યાંના ઘણા ખરા માણસો શિવમાર્ગી હતા. થોડાજ ભાગ માત્ર બીજો ધર્મ પાળનાર હતો. વિંધ્યાચળ પર્વતમાં મહાકાળીને ભોગ અપાતો હતો. તે વિષે તેમને માત્ર ખબર હતી. વિંધ્યાચળ ત્યાંથી થોડોજ દૂર હતો. રખેને તેમને ત્યાં લઈ જતા હોય?

આવી વાતો એક બીજા સાથે તેઓ કરવા લાગ્યા. આ પ્રમાણે બે ત્રણ

કલાક થઇ ગયા પછી પાછી મુસાફરી શરૂ કરવામાં આવી. છેક રાતના તેઓ એક બીજી ધર્મશાળામાં ઉતર્યા. આખી રાત ત્યાં ગુજારી તેઓએ બીજે દિને પાછી મુસાફરી શરૂ કીધી. બીજો દહાડો પણ મુસાફરી કરતાં ગયો. રાત કોઈ ધર્મશાળામાં ગુજારી, તેઓએ ત્રીજે દિને પાછી મુસાફરી શરૂ કીધી. થોડે સુધી મુસાફરી કર્યા પછી માનસિંહ અને બળભદ્રને માલમ પડયું કે, એ તો પેલુંજ જંગલ હતું કે, જ્યાં પ્રતાપસિંહની છાવણી હતી. તે ઠેકાણે રાયપુર આવતાં પોતાના શેઠ સાથે તેઓ રહ્યા હતા. આ વખતે પેલી કાળરાત્રીની બેઉ સખીઓ માનકુંવર અને રૂપાળી તેમને યાદ આવી. તેમનાં સુંદર મુખડાં તેમની નજર આગળ ઉભાં થયાં, પણ હવે તેમને મળાશે નહિ જાણી તેમણે નિશ્વાસ મૂકયો.

થોડીવાર પછી તેઓ નદી કિનારે આવી પહોંચ્યા. આ ઠેકાણે નર્મદા નદીનું પાણી ઘણું સ્વચ્છ હતું. ઝાડની છાયા પણ સારી હતી. તેમણે ત્યાં થોડીવાર સુધી થાક ખાવા વિચાર કર્યો. તેઓ ઘોડેથી નીચે ઉતર્યા. બેઉ કેદીઓને મજબૂત બાંધી એક ઠેકાણે બેસાડવામાં આવ્યા. ગુરૂસ્વામીનો ઘોડો પાણી જોઇ તે તરફ ચાલ્યો. ગુરૂસ્વામી ઉપર બેઠો હતો, તે ઉતરીને ઘોડાને પાણી પાવા લઇ ચાલ્યો, પણ પાણી પાસે આવતાંજ તે ઘોડો ચોંકયો. તેને ચોંકતો જોઇ બધાની તે તરફ નજર ગઈ. બે ત્રણ દિવસનું પાણીથી ફુગી ગયેલું કોઇ સ્ત્રીનું મુડદું તેમની નજરે પડયું. ગુરૂસ્વામીએ પોતાના ઘોડાની લગામ ખેંચી લીધી. બેઉ કેદીઓએ તેની તરફથી પોતાની નજર ફેરવી નાંખી, પણ પેલા ચોકીદારો જેમને એથી પણ વધારે ભયંકર મુડદાંઓ જોવાની ટેવ પડેલી હતી અને જેમણે અતિ ભયંકર કામો કરેલાં હતાં, તેઓ તો તે તરફ ચાલ્યા. પાસે આવતાં સૌથી આગળ ચાલનાર બોલ્યો કે "અરે, આ તો ચંપા ડોસી છે!"

આટલા શબ્દો સાંભળતાંજ ગુરૂસ્વામી પાસે આવ્યો. નદીમાં ઉગેલાં ઝાડ ઝાંખરાંને લીધે તે મુડદું ત્યાં અટકી રહ્યું હતું, નહિ તો પ્રવાહના જોરથી ઘણે લાંબે સુધી ઘસડાઇ ગયું હોત. મોઢું જો કે ફુગી ગયું હતું તોપણ બરોબર ઓળખાતું હતું. જો તેમ પણ ન હોત તો તેનાં કપડાં ઉપરથી પણ તે ઓળખાઈ આવત. તેને બરોબર જોયા પછી ગુરૂસ્વામી બોલ્યો—"એ તો ચંપાડોસીજ છે."

બળભદ્ર અને માનસિંહે પણ તેને તરત ઓળખી કે, તે તેજ ડોસી હતી કે, જે તેમને સુંદર અને ભપકાદાર પણ તેમના જીવના જોખમકારક મહેલમાં લઇ આવી હતી.

ગુરૂસ્વામી તેની તરફ જોતો બોલ્યો—"આ શું અકસ્માતથી બન્યું હશે?

શું તે બાપડી ડુબી ગઈ હશે ? આ બે જણને મેં કેદ પકડયા તેની થોડીવાર આગળ તો એ મને એક ધર્મશાળામાં મળી હતી–"

જે માણસ તેના મુડદાને બહાર કાઢવા નદીમાં ઉતર્યો હતો તે બોલ્યો– "નહિ, નહિ, એનું તો ખૂન કરવામાં આવ્યું છે. એને દગાથી મારી નાંખવામાં આવી છે." આમ બોલતાંની સાથે તેની છાતીમાંથી એક તીણું ખંજર તેણે ખેંચી કાઢયું.

ગુરૂસ્વામીએ તે ખંજર પોતાના હાથમાં લીધું. તેણે તે જીવલેણ હથિયાર અતિ બારીકીથી તપાસ્યું. થોડીવાર તે વિચારમાં પડયો, પછી જાણે કાંઈ નિશ્ચય ઉપર આવ્યો હોય તેમ તેણે તે ખંજર પોતાના કમરબંધમાં ખોસી લીધું.

પેલા ચારે હથિયારબંધ ચોકીદારો તેની તરફ અતિ આશ્ચર્યતાથી જોતા હતા. આટલું છતાં પણ આ કમનસીબ કેદીઓને પણ તેઓ મજબૂતીથી પકડી રહ્યા હતા. તેમને નાશી જવાને જરા પણ લાગ મળે એવું ન હતું. તેઓને એવી રીતે બાંધેલા હતા કે, તેમનાથી દોડી તો શકાયજ નહિ.

થોડીવાર સુધી તો કોઇ કાંઈ બોલ્યું નહિ. આખરે ગુરૂસ્વામીએ મોઢું ઉઘાડયું. તે બોલ્યો–"આ બનાવથી મારે રાયપુર એકદમ જવું જોઇએ. જો પેલી માયા આપણા મિત્રોને હરકત કરતી ફરશે તો અતિ જોખમ જેવું છે માટે તમે તમારી મુસાફરી ચાલુ રાખો. જેવી રીતે હું હાજર હોઉં ને થાય તેવીજ રીતે બધું ચાલવા દેજો."

તે પોતાના માણસો તરફ જોઇને આ શબ્દો બોલ્યો હતો. તેઓ પણ તેની ઈસારત ઉપરથી તેની મતલબ સમજી ગયા હતા.

ગુરૂસ્વામી પાછો ઘોડે બેસવા ગયો તે વખતે બળભદ્ર બોલ્યો–"મહારાજ, મને જો થોડી ખાનગી વાત કરવા દેશો તો ઉપકાર થશે."

તેની તરફ શકથી જોતાં તેણે પૂછયું–"શી બાબત વિષે !"

બળભદ્ર બોલ્યો–"બધાની વચ્ચે બોલી શકાય એવી વાત હોય તો પછી મારે એકાંતમાં વાત કરવાની શી જરૂર છે ?" આમ બોલતાંની સાથે તેણે પોતાના ચોકીદારો તરફ જોયું.

ગુરૂસ્વામીએ તે હથિયારબંધ માણસોને કહ્યું–"જરા દૂર જઈ ઉભા રહો !" બેઉ કેદીઓને ત્યાં ઉભા રાખી પેલા ચોકીદારો જરા દૂર જઈ ઉભા રહ્યા. "હવે જે બોલવું હોય તે બોલો. પણ તે ટુંકમાંજ બોલજો."

ધીમે પણ દૃઢ સાદે બળભદ્ર બોલ્યો–"ગુરૂમહારાજ, મારા સોબતી અને મારૂં શું થવાનું છે તે અમે જાણતા નથી, પણ તમારા શબ્દો એવા તો ભયં-

કર હતા કે, અમે અમારૂં સૌથી વધારે બૂરૂં થવાની આશા રાખી છે. જે વાત હું તમને કહુંછું તે અમારે પોતાને માટે નથી, પણ તમારે લગતી છે. અમને જે કોઈ ઈજા કરે તેની ઉપર ભયંકર વેર લેવાને અમારો ધણી જેની અમે ચાકરી કરીએ છીએ તે શક્તિમાન છે.”

બેઉ તરફ જોતાં ગુરૂસ્વામી બોલ્યો–“ હું ધારૂંછું કે, પેલો જે માણસ પોતાને સરદાર રામસિંહ કહેવડાવે છે તેને વિષે તમે બોલો છો? પણ છોકરા, તેના નામની ધમકી આપવાથી તારી કાંઈ પણ મતલબ સરવાની નથી. તમે બેઉ જણા જાણો છો તે કરતાં હું તમારા તે શેઠ વિષે વધારે જાણુંછું–”

બેઉ જણા એક સાદે બોલી ઉઠયા–“ અરે, તમે તેને ઓળખો છો ?”

ગુરૂસ્વામી બોલ્યો–“ હા, હું જાણુંછું કે તે ઠગારો છે. માળવાના મહારાજાને મારો મોકલેલો કાગળ કોણ જાણે કેવી રીતે મેળવી તેણે મારો વિશ્વાસ મેળવ્યો. પછી તેની ધારણા કોણ જાણે કેવી હોય તે મને ખબર નથી. વળી પાછો તેણે એક બીજો બનાવટી દસ્તાવેજ ઉભો કર્યો અને તેની મદદથી તે રાયપુરની દરબારમાં માળવાના પ્રતિનિધિ તરીકે દાખલ થયો; પણ ત્યાં તો તેની ઠગાઈ જાહેર થઇ ગઈ.’

ગુસ્સાથી લાલ થઈ જઇ બળભદ્ર બોલ્યો–“ તદન અશકય !”

આશ્ચર્ય પામી માનસિંહ બોલી ઉઠયો–“ ગુરૂમહારાજ, તમે શું બોલો છો તે જાણતા નથી.”

તિરસ્કારથી ગુરૂસ્વામી બોલ્યો–“ આ બધી ખબર કેમ મેળવી તે જાણવાની તમારી મરજી હશે તો હું તમને જણાવીશ. જ્યારે તમારો શેઠ રાયપુર આવ્યો ત્યારે કાળા કિલ્લાના કુંવર જોરાવરસિંહ તરફથી એક કાગળ લઈ આવ્યો હતો. તેમાં તે કુંવરે પોતાના પિતાને લખ્યું હતું કે સરદાર રામસિંહથી સાવધ રહેજો. આ ઉપરથી મહેરબાન ઠાકોર સાહેબને રામસિંહ વિષે શક ઉત્પન્ન થયો. તેણે એક માણસને મારતે ઘોડે ઉજ્જન મોકલ્યો. તેને એવો હુકમ આપવામાં આવ્યો હતો કે, આ સરદાર રામસિંહ વિષે જે કાંઈ ખબર મળે તે મેળવવી. પેલો માણસ રવાના થયો, ઉજ્જન પહોંચ્યો. ત્યાં થોડા કલાક રહ્યો અને તેટલી વારમાં તેણે ઘણી ખબર મેળવી.”

બળભદ્ર બોલ્યો–“ અને તે ખબર–”

ગુરૂસ્વામી બોલ્યો–“ છોકરા, વચ્ચે નહિ બોલ, મને પુરૂં બોલવા દે. પહેલી ખબર તેણે એ મેળવી કે રામસિંહ નામનો કોઇ પણ સરદાર નથી. લશ્કરી અને ભાયાતી બેઉ ખાતામાં તેણે તપાસ કરી પણ તેવો માણસ તેને ન જણાયો. આટલું બસ હતું. પેલો કાસદ તો તુરત પાછો ફર્યો. આ ઉપરથી

ખાત્રી થઇ કે, તમારો શેઠ નીચ ઠગારો છે. હું જાણું છું કે, તે પ્રતાપસિંહનો જાસુસ છે અને તેને જો તેની મદદ ન હોત તો તેણે તો ક્યારનાએ પોતાના કરતુકનાં ફળ ચાખ્યાં હોત-મહાકાળોનો કોપ તેણે પોતાને માથે ખેંચી લીધો હોત પણ જે મહેલમાંથી તમે પકડાયા તેમાંથી તે અમારા હાથમાંથી નાશી ગયો."

ગુરૂસ્વામીને પેલી રાત યાદ આવી. રામસિંહ છટકી ગયો તે વિષે તેને ઘણું લાગ્યું.

જ્યારે ગુરૂસ્વામી બોલતો બંધ થયો ત્યારે બળભદ્ર બોલ્યો-" તમે મને આશ્ચર્યમાં લીન કરી દીધો છે. તમે કહેલી કેટલીક બાબતોનો ખુલાસો થવો જરૂરનો છે. પહેલું તો હું અથવા મારો સોબતી આ વાતથી તદ્દન અજાણ્યા છીએ. અમારા વહાલા સરદારે પોતે કમનસીબ ભોગ થતો બચી ગયો હતો એમ અમને જણાવ્યું નથી. તેમ તે અમારી પેઠે પકડાઇ ગયો હતો એમ પણ અમે જાણુતા નથી. આ જે વાત તમે અમને કહી તે નવી કહી છે. તે વિષે હાલ બોલવાની જરૂર નથી. બીજું જે ઠગારાની ઉપમા તમે આપી તે પણ તેને લાયક નથી. તેના જેવો વીરુ અને ભલો સરદાર આખા રાજસ્થાનમાં હાલ કોઈ નથી."

ગુરૂસ્વામીએ બૂમ પાડી-" જુઠા બોલા, ચુપ રહે! તારા ઠગારા શેઠ વિષે તું જેટલું બોલીશ તેટલું બધું વૃથા છે। જે ઠેકાણે રાજકુમારી રહી છે તે ઠેકાણે તમે આવ્યા એજ તમારા શેઠની લુચ્ચાઈની પુરવારી છે. રાજકુમારીનું છુપું રહેઠાણ શોધી ન કાઢવું એવા તેણે મારી આગળ સોગન ખાધા હતા છતાં તેણે તમને મોકલ્યા અને-'

બળભદ્ર ગંભીરાઇથી બોલ્યો-" ઈશ્વરને હાજર નાજર ગણીને અમે કહીએ છીએ જે, સરદાર રામસિંહે અમને એ મહેલ વિષે જરા પણ ખબર આપી નથી તેમ હાલ પણ તે મહેલ ક્યાં છે તે અમે જાણુતા નથી. છુપે વેષે પહેલી વખતે એક ડોસી અમને સમજાવીને તે મહેલમાં લઇ ગઇ. બીજી વખતે તે ઘરની માલેક પોતે અમને તેડી ગઈ-"

ગુરૂસ્વામીએ બેઉ જણુ તરફ જોતાં કહ્યું-" અરે! શું આ તમે ખરૂં કહે છો? જે ડોસી વિષે તમે બોલોછો-"

બળભદ્ર જે વાચાળ હતો તે બોલી ઉઠયો-" તે આ રહી-અહીં મુડદું થઈ પડી છે!" આમ બોલતાંની સાથે તેણે પેલી ડોસીના તરફ આંગળી કીધી.

ગુરૂસ્વામી બોલ્યો-" તે તો હશે. તમને તમારા શેઠ રામસિંહે ખબર નહિ આપી હોય એમ જણાય છે, પણ તેથી મારી એટલી ખાત્રી નથી થતી

કે, તે ઠગારો નથી. તે તો ઠગારોજ છે. તેના વિષેનો મારો વિચાર ખરોજ છે!"

બળભદ્રે હાથ જોડી કહ્યું-"અરે મહારાજ! જો હું તમારી પાસે બધો ખુલાસો કરૂં તો પછી તમે અમારી ઉપર વેર નહિ લેશો? અમારા જીવ બચાવવા માટે તમને અમે જે ખુલાસો આપીએ તે તમે છુપો રાખશો? અમારી તો ખાત્રી છે કે અમારો માયાળુ શેઠ અમને તે માફ કરશે!"

અજાયબીથી બેઉ કેદીઓ તરફ જોતો ગુરૂસ્વામી બોલ્યો-"તમે શું કહોછો? બોલો! પણ યાદ રાખજો કે, મને જરા પણ ઠગવાની કોશેશ કરશો તો તમારા સૌથી બુરા હાલ કરવાની મારામાં શકિત છે!"

બળભદ્ર બોલ્યો-"અમે તમારી સાથે જરા પણ ઠગાઇ કરવાના નથી. તે વાત તમારાજ કાનમાં કહેવા જેવી છે. તમારા માણસો તે સાંભળે-"

ગુરૂસ્વામી તેની તદન પાસે આવી બોલ્યો-"તેઓ આપણી વાતનો એક શબ્દ પણ સાંભળી શકનાર નથી. તમારે જે કાંઈ છુપો ખુલાસો કરવો હોય તે કરો."

બળભદ્ર બોલ્યો-"ઠીક. ત્યારે તો હજી તમે થોડા પાસે આવો. મારે જે ખુલાસો કરવો છે તે હવાએ પણ ન સાંભળવો જોઇએ. સરદાર રામસિંહ-" બાકીના શબ્દો બળભદ્ર ઘણાજ ધીમે અવાજે બોલ્યો.

તે સાંભળતાંજ ગુરૂસ્વામી ચોંકીને બોલ્યો-"અરે ઇશ્વર! હવે બધી સમજણ પડે છે! હું કેવો મૂર્ખ કે આટલી વાર તે વાત સમજી ન શકયો!"

બળભદ્ર બોલ્યો-"અને હવે ગુરૂમહારાજ, મને અને મારા સોબતીને તમે બચાવશો?"

ગુરૂસ્વામીએ તેના શબ્દો ઉપર ધ્યાન ન આપ્યું. તે કોઈ ઉંડા વિચારમાં પડી ગયો હોય એમ જણાયું. શું કરવું તે તેને સુજતું ન હતું. આ પ્રમાણે થોડીવાર વિચારમાં પડી તે નક્કી ઠરાવ ઉપર આવ્યો. તેણે પોતાની આંખો ઉંચી કરી બળભદ્ર તરફ જોયું. થોડી વાર પછી તે બોલ્યો-"જે મહેલમાં રાજકુમારી છે તે મહેલના છુપા ભેદ ભરમોથી તો તું અને તારો સોબતી બેઉ જણા જાણીતા થઈ ચુકયા છો?"

આ વખતે શરમને લીધે બેઉ જણે નીચું જોયું. તે વખતના તેમના ચહેરાનો દેખાવજ તેને જવાબ આપવાને બસ હતો.

ફરીથી ગુરૂસ્વામીએ પૂછયું-"તે વિષે તમે તમારા શેઠને કાંઇ પણ જણાવ્યું નથી?"

બળભદ્રે ધાસ્તીથી ધ્રુજતાં કહ્યું-"નહિ, નહિ! અમે કદી પણ તે વિષે કોઇને જણાવનાર નથી! પેલી ભયંકર ચીજની સામે અમે એવા તો હડહડતા

સોગન ખાધા છે કે, તે વિષે કોઈની પાસે વાત પણ કરવાની અમારી હીંમત થતી નથી અને–"

ગુરૂસ્વામી તિરસ્કારથી હસીને બોલ્યો–"અને હવે પછી પણ તમને તે સોગન તોડવાની તક નહિ મળે!"

આમ કહી તેણે પોતાના માણસોને પાસે આવવા ફરમાવ્યું. તેઓ તરતજ પાસે આવી ઉભા. પોતાના બેઉ કેદીઓને તેમણે જાણે ઘેરી લીધા. ગુરૂસ્વામીએ વડા ચોકીદાર સાથે થોડી વાત કીધી અને પછી પોતાનો ઘોડો રાયપુરના રસ્તા તરફ પાછો દોડાવી મૂકયો.

આ બધું થોડી પળમાં બન્યું. બેઉ જણે અતિ નિરાશા વચ્ચે જોયું કે, પોતાના જીવની સલામતી માટે તેમણે જે ભેદ ખુલ્લો કર્યો હતો તે તેમને બચાવનાર થઈ પડવાને બદલે તો તેમને તથા તેમના શેઠને નુકસાન કર્તા થઈ પડયો.

બેઉએ ઉતરેલે ચહેરે એક બીજા તરફ જોયું, પણ તેમનો કાંઇ ઇલાજ ન હતો. તેઓને પોતાના ચોકીદારો સાથે આગળ ચાલવાની ફરજ પડી. જે વખતે ગુરૂસ્વામી રાયપુર તરફ જતો હતો તે વખતે તેમને તેથી ઉલટી દિશાએ જવું પડતું હતું.

થોડા વખત પછી તેઓ પેલા નાના મંદિર આગળ આવી પહોંચ્યા. આ ઠેકાણેજ ગુરૂસ્વામી સાથે રામસિંહને પહેલી મુલાકાત થઇ હતી. હાલ તે ઠેકાણે તે મદિર ન હતું. તેની નિશાની પણ ન હતી. પ્રતાપસિંહના માણસોએ તેનો નાશ કરી નાંખ્યો હતો.

સાંજ પડતાં તેઓ કાળા કિલ્લા આગળ આવી પહોંચ્યા. બળભદ્ર અને માનસિંહે તે કિલ્લાને તરત ઓળખી કાઢયો. પેલા ચોકીદારો દરવાજાને રસ્તે ન ચાલતાં ખેતરને રસ્તે વળ્યા. થોડીવારમાં તેઓ એક મંદિર આગળ આવી પહોંચ્યા. રસ્તો મંદિર આગળજ આવીને અટકયો હતો. ત્યાં બધા ઘોડા ઉપરથી ઉતરી પડયા. પેલા ઘોડાઓને ઝાડ સાથે બાંધ્યા. એક ચોકીદાર દરવાજા તરફ ગયો. થોડીવાર પછી તે પાછો ફર્યો તે વખતે તેની સાથે એક વૃદ્ધ માણસ હતો. માનસિંહ અને બળભદ્રે તેને તરત ઓળખ્યો કે, એ તો પેલો કારભારી રેંગારા હતો.

તે વૃદ્ધ કારભારીએ પણ તેમને પહેલી નજરેજ ઓળખ્યા. તે વૃદ્ધ કારભારીએ તેમની ઉપર દયાની નજર કીધી, પણ કાંઇ બોલ્યો નહિ. જાણે તેમને ઓળખતોજ ન હોય એવો તેણે દેખાવ રાખ્યો.

પછી કારભારી આ ચોકીદારોના ઉપરી સાથે ધીમે સાદે વાત કરવા

લાગ્યો. થોડીવાર વાત કર્યા પછી તે બેઉ કેદીઓની તરફ ફરીને બોલ્યો—"તમને હું જ્યાં લઈ જાઉં ત્યાં તમે ગુપચુપ આવજો. તમને બાંધીને લઈ જવા પડશે. જો તમે જરા પણ બૂમ પાડશો તો તમારા મોઢામાં ડુચો મારવો પડશે.'

આમ કહી તે ત્યાંથી ખશી ગયો. પેલા ચોકીદારોએ દોરડાથી આ બેઉ જણને બાંધ્યા. તેમને લઇને તેઓ પેલા મંદિરમાં દાખલ થયા. ત્યાં રેંગારાએ છુપી કમાનથી એક નાનો દરવાજો ઉઘાડયો એટલે ભોંયરામાં ઉતરવાની સીડી તેમની નજરે પડી.

આ પળ જેવી પળ તેમણે પોતાના આખા જન્મારામાં પણ ગુજારી ન હતી. પોતાનું શું થનાર છે, પોતે કેવી વેદના ભોગવશે તે વિષે વિચાર કરતા તેઓ રેંગારાની પાછળ ઉતરવા લાગ્યા. ત્રણ દહાડા અને ત્રણ રાત સુધી તેમને એકજ વિચાર આવ્યો હતો. તે ભોગનો વિચારજ તેમને મહા દુઃખદાઇ થઈ પડયો હતો. ત્રણ દિવસમાં તેઓ તવાઇ ગયા.

રેંગારાએ ભોંયરામાં ઉતરતી વખતે એક દીવો સળગાવ્યો હતો. તે સૌની આગળ હતો. તેની પાછળ તેના બે કેદીઓ હતા, તે કેદીઓની પાછળ બે ચોકીદારો હતા. બાકીના બે ચોકીદારો બહારજ રહ્યા હતા. ભોંયરાની સીડી ઉતરી રહ્યા પછી તેઓ એક ચાલમાં દાખલ થયા. તે ચાલને નાકે એક દરવાજો હતો. આ દરવાજો રેંગારાએ પોતાની પાસેની એક કુંચીથી ઉઘાડયો. તેમાં બધા દાખલ થયા. તે કેદખાના જેવો ઓરડો જોઈ આ બેઉ કમનસીબ કેદીઓએ ધાર્યું કે, આ તેમને કેદ મૂકવા માટે ભોંયરાના કેદખાનામાં લાવ્યા છે, પણ તે ઓરડામાં રહેવાની તેમની સરજત ન હતી. ત્યાંથી તેમને બીજા ઓરડામાં લઈ જવામાં આવ્યા. ત્યાં એક દાદર હતો. તેની ઉપર બધા ચડયા. ત્યાંથી તેઓ એક ઓરડામાં દાખલ થયા. આ ઓરડામાં યંત્ર કામ જોઇ તેઓ ચોંક્યા. છરીવાળાં ચક્કરો જોઇ તેમને કંપારી છુટી.

તેમના શરીરમાંથી લોહી તદન ઉડી ગયું. આંખો ફાડીને તેઓ તે તરફ જોતાજ ઉભા રહ્યા. તેમને એમ લાગ્યું કે, તેમને જે કાંઈ શિક્ષા કરનાર છે તેમાં આ સાંચાકામ પણ ઉપયોગમાં લેનાર હશે.

ત્યાં તેઓ વધારે વાર ઉભા રહી ન શકયા. તેમને ત્યાંથી બીજા ઓરડામાં લઈ જવામાં આવ્યા. ત્યાં વળી એક સીડી જણાઇ. તે ઉપર ચઢી તેઓ એક નાના ઓરડામાં આવ્યા. આ ઓરડામાં તરેહવાર જાતની બરણીઓ તથા હથિયારો હતાં.

તે ઓરડામાં પણ તેમને રહેવાનું ન હતું. તેમને એક બીજા ઓરડામાં લઇ જવામાં આવ્યા. ત્યાં તેમની નજરે એક ભયંકર મૂર્તિ જણાઇ. ધીમે

ધીમે તેનો આકાર જણાવા લાગ્યો અને થોડીવારમાં તેમની નજરે તે ખુલ્લી રીતે પડવા લાગી.

અરે ઇશ્વર! આ વખતનો દેખાવ માણસ કદી પણ ભૂલી ન શકે! જે મહાકાળીને ભોગ આપવાની તેમને ધમકી આપવામાં આવી હતી, તેજ મહાકાળીની સામે આવીને તેઓ ઉભા હતા!

તેઓએ કાંઇ બોલવાની તજવીજ કીધી પણ તેઓ બોલી ન શકયા. પેલા ચોકીદારોએ તેમને પગે લાગવાની ફરજ પાડી તેથી જોર જુલમથી તેઓ મહાકાળીની મૂર્તિને પગે લાગ્યા.

તેમને પગે લાગતા જોઈ વૃદ્ધ કારભારી બોલ્યો–"જુવાનો, તમારે ઇશ્વર સ્તુતિ કરવી હોય તો કરી લ્યો. આ તમારી છેલ્લી ઘડી છે. તમે થોડી પળજ આ પૃથ્વી ઉપર જીવતા છો!"

તેમનામાં શુદ્ધિ મુદ્દલ ન હતી. તેઓ જોરાવરીથી ઇશ્વર પ્રાર્થના કરવા લાગ્યા, પણ તેમાં તેમનું મન ન હતું. તેમની જીભ મોઢામાં વળગી ગઈ. તેમને ગળે સોસ પડી ગયો.

તુરતજ ઘંટ વાગવાનો અવાજ તેમને સંભળાયો. તે અવાજ કોઈ દૂરના ઓરડામાંથી આવતો હોય એમ જણાતું હતું. તેજ પળે વળી એક દરવાજો ઉઘડતો જણાયો.

ઘંટનો ગંભીર નાદ સાંભળતાંજ તેઓ બેભાન જેવા થઈ ગયા. દરવાજો ઉઘડવાનો અવાજ સાંભળી તેમણે તે તરફ નજર ફેરવી, અને વળી શી નવી આફત આવે છે તે જોવા માંડયું.

તે નવી આફત ખરેખરી હતી. તેઓ તેમાં ઠગાયા ન હતા. તે ઉઘડેલા દરવાજામાંથી ત્રણ કાળા ઉંચા આકારો તેમની તરફ ધીમે પગલે આવતા જણાયા. તેમનો પોશાક તદ્દન કાળો હતો. કાળા કપડાથી તેમણે પોતાનાં મોઢાં છુપાવેલાં હતાં.

તે ત્રણમાં જે આગળ ચાલતો હતો તેણે ઉંડે ઘોંઘારી અવાજે પૂછયું–"શા માટે અમને અહીં બોલાવવામાં આવ્યા છે?"

કારભારીએ ગંભીર અવાજે ઉત્તર દીધો–'મહાકાળીને ભોગ આપવા માટે!'

આથી વધારે પેલા જુવાન કેદીઓ સાંભળી ન શકયા. તેઓ તદ્દન બેશુદ્ધ થઈ પથ્થરની જમીન ઉપર ઢળી પડયા. તેમના પડવાથી મોટો અવાજ થયો.



## પ્રકરણ ૪૦ મું.

### કારભારી અને કાળા આકારો.

જ્યારે માનસિંહ અને બળભદ્ર સાવધ થયા ત્યારે ત્રણ કાળા પોશાકવાળા ઊંચા આકારોને પોતાની આગળ ઉભેલા તેમણે દીઠા. તેમણે આસપાસ નજર ફેરવી તો તેઓને માલમ પડયું કે, તે પેલોજ ઓરડો હતો. વૃદ્ધ કારભારી દીવો હાથમાં લઈને ઉભો હતો તેથી બધી ચીજો ખુલ્લી રીતે જણાતી હતી. પેલા બે ચોકીદારો જેઓ તેમની સાથે આવ્યા હતા તેઓ એક બાજુ ગુપચુપ ઉભા હતા. આ બે જુવાનો તો પોતાને આટલીવાર સુધી સ્વપ્નમાં સમજતા હતા પણ જ્યારે તેજ દેખાવ તેમની નજરે પડતોજ રહ્યો ત્યારે તેમની ખાત્રી થઇ કે, તે બધું ખરૂં હતું તેમની સામે પેલી મૂર્તિ પણ દેખાતી હતી.

પેલા કાળાં કપડાં પહેરેલા એક માણસના હાથમાં એક શીશી હતી. માનસિંહ તથા બળભદ્રનું મોઢું કડવું થયું હતું તેથી તેમને એમ લાગ્યું કે, તે શીશીમાથી કાંઈ ચીજ તેમને સાવધ કરવા માટે પીવરાવવામાં આવી હતી. તેમને જે દોરડાથી બાંધેલા હતા તે પણ છોડી નાંખવામાં આવ્યાં હતાં અને તેઓને બેશુદ્ધિમાં મારી નાખવાને બદલે શુદ્ધિમાં આણી કોઇ અતિ રીબાવી મારનાર મોતથી મારી નાંખવામાં આવનાર હતા એમ તેમને લાગ્યું.

તેઓ બેઉ જણા એક બીજાને વળગી પડ્યા. પોતાનું મોત પાસે આવ્યું જાણી તેમણે છેલ્લી મુલાકાત લેવા માંડી. બેઉની આંખોમાંથી આંસુ નીકળી પડયાં. તેઓ દચકાં ખાવા લાગ્યા. આ પ્રમાણે થોડી વાર રહ્યા પછી બળભદ્ર બોલ્યો—" ભાઈ, આતો શરમ ભરેલું છે. રજપૂત નામને આ તો બટ્ટો છે."

માનસિંહ બોલ્યો-" ભાઈ, જો આ ઠેકાણે લડાઈનું મેદાન હોત તો આપણે આપણી જાત લજાવી ન હોત ! પણ અરે, આવી છુપી રીતે—બદનામીથી, આ છુપા ભોંયરામાં રીબાઈને મરવું એજ મને દુ:ખ થાય છે."

બળભદ્ર કારભારી તથા હથિયારવાળા ચોકીદારો તરફ જોઈને બોલ્યો—" અરે, તમે અમારી ઉપર દયા નહિ લાવો ? "

તેજ પળે તેની નજર પેલા ત્રણ કાળા પોશાકવાળા ઉપર પડી. તેમનો ખુની દેખાવ જોઈ તે ગભરાઇ ગયો.

તે કાળા પોશાકવાળો ઘોઘારી અવાજે બોલ્યો—" દયા શબ્દ વાપરવાની આ જગા નથી ! "

આ શબ્દો આ બેઉ ભાઈઓની છાતી વીંધીને જાણે આરપાર જતા રહ્યા હોય એમ જણાયું જલાદ એક ફટકો મારી ધડ ઉપરથી માથું છુટું પાડી નાંખે

તે જણાય નહિ, પણ અડધું માથું કાપી ધીમે ધીમે લોહી જવા દે અને એની જે વેદના થાય તે બીજી રીબાવનારી વેદના કરતાં વધારે પીડાકારક. એ મૃત્યુ ભયંકર !

બળભદ્રે ફરીથી માનસિંહને છાતી સાથે દાબીને કહ્યું–"માનસિંહ, હવે છેલ્લા રામ રામ ! આપણે સ્વર્ગમાં સાથે મળીશું."

માનસિંહે આંખોમાંથી આંસુ પાડતાં જવાબ દીધો–"ભાઈ, મારા પણ તને છેલ્લા રામ રામ છે."

બળભદ્ર બોલ્યો–"માનસિંહ, હીંમત રાખ. આ વખતે છાતી દૃઢ રાખ. ઈશ્વર આપણું વેર લેશે."

માનસિંહ બોલ્યો–"ભાઇ, મને આપણે પોતાને વિષે તો નથી લાગતું, પણ આપણા મુરબ્બી સરદાર સાથે બે શબ્દ બોલવાનો તથા રૂપાળી અને માનકુંવર સાથે મળી લેવા વખત મળ્યો હોત તો મને વધારે લાગત નહિ. માળવા દેશમાં આપણે વિષે કોણ જાણે શી વાતો ચાલશે. ઉદેપુરમાં રહેલા આપણાં મા બાપની શી વલે થશે !"

બળભદ્રે કહ્યું–"માનસિંહ, હવે આ બધું યાદ કરવાનો આ વખત નથી."

કારભારી બોલ્યો–"કમનસીબ જુવાનો, વખત થઇ જાય છે તમારે ઇશ્વરની પ્રાર્થના કરવી હોય તો કરી લો."

કારભારીના આ શબ્દો સાંભળી તેઓ એક બીજાથી છુટા પડયા.

કારભારીએ પેલા બે ચોકીદારો તરફ ફરીને કહ્યું–"મારા ભલા મિત્રો, હવે તમે જાઓ. આ લોકો મહાકાળીના ચુસ્ત ભક્તોના હાથમાં છે એટલે તમારે એમની ઉપર ચોકી રાખવાની અગત્ય નથી. વળી ભોગ આપતી વખતે તમાસથી અત્રે હાજર ન રહેવાય."

વડો ચોકીદાર બોલ્યો–"ભલા કારભારી, તમે ખરૂં કહોછો. અમે અમારી ફરજ જાણીએ છીએ. જો આ બેઉ જણા બેશુદ્ધ થયા ન હોત તો અમે તેજ વખતે તમને સોંપીને ચાલ્યા ગયા હોત, પણ તેઓ પાછા શુદ્ધિમાં આવે છે કે નહિ તે જોવાની આતુરતાથીજ અમે–"

કારભારી ટુંકુ કરવાની મતલબથી વચ્ચે બોલ્યો–"તમે તમારા શેઠને ખાત્રી કરી આપજો કે, અમારા હાથમાં તેમને તમે સોંપ્યા છે."

વડો ચોકીદાર બોલ્યો–"તે વિષે અમે તેને ખબર આપીશું, પણ દીવો ક્યાં છે ? અમારાથી આ અંધારામાં જવાશે નહિ."

કારભારીએ કહ્યું–"ચાલો તમને બીજા ઓરડામાં દીવો આપું."

આમ બોલી કારભારી આગળ ચાલ્યો અને તેમને બીજા ઓરડામાં લઇ ગયો. થોડીવારમાં દીવાનો પ્રકાશ પડયો અને તે પાછો ગુમ થઇ ગયો. તેઓ પાંચે જણા તદન અંધારામાં ઉભા રહ્યા.

આ અંધકારમાં પેલા કાળા પોશાકવાળા ત્રણ જણના ચહેરા કેવા દેખાતા હતા ? તેઓ ત્રણ જણા જલાદ હોવા જોઇએ ! જ્યાં સુધી પેલા ચોકીદારો હતા ત્યાં સૂધી તો આ જલાદોએ તેમને મજબૂત પકડી રાખ્યા હતા પણ જ્યારે તેઓ ગયા ત્યારે તેમણે તેમના ઉપરનો કબજો થોડો ઓછો કર્યો, પણ મનની હાલત તો એવીજ રહી. તેમના મગજ ઉપરનો ભાર ઓછો ન થયો ! તેમને અંધારામાં એવું લાગ્યું કે, ચારે તરફની ભીંત તેમની તરફ ખસીને આવતી હતી. તેઓ બંને જણા એક બીજાની તદન પાસે પાસે-એકબીજાની અડોઅડ ઉભા રહ્યા. થોડીવારમાં તેમને એમ લાગ્યું કે, ભીંત તેમની તદન પાસે આવી તેમને કચડી નાંખવા માગે છે. આ વખતે પેલા ત્રણ જલાદોએ પણ તેમની ઉપરથી પોતાના હાથ ખસેડી નાંખ્યા હતા-તેઓ તદન છુટા હતા. તેમની આંખો આગળ ભીંત સિવાય બીજું કાંઈ જણાતું ન હતું. બેઉએ એક સામટી ચીશ પાડી. ચીશ તેમના અંત:કરણમાંથી નીકળી હોય એવી જણાઈ.

તેજ પળે દીવાનું અજવાળું જણાયું અને હાથમાં દીવો લઇને કારભારી તે ઓરડાના ઉંબર ઉપર આવી ઉભો. તેના સાંભળવામાં તે કારમી ચીશ આવી અને તેથી તે ઉતાવળે પગલે તેમની નજીક આવ્યો. તેઓએ શા માટે ચીશ પાડી તેનું કારણ તેણે પૂછ્યું.

બેઉ જુવાનો ચોંકીને તેની તરફ જોવા લાગ્યા. દીવાના પ્રકાશથી તેમને જણાયું કે, તે ઓરડાની ભીંતો તો જ્યાંની ત્યાંજ હતી. એક બાજુ વૃદ્ધ કારભારી હાથમાં દીવો લઈને ઉભો હતો અને બીજી બાજુ પેલા કાળા પોશાકવાળા ત્રણ જલાદો ગુપચુપ પૂતળાની પેઠે ઉભા હતા. તેમના ચહેરા આટલીવાર ક્રૂર જણાતા હતા તે હાલ નરમાસ ભરેલા લાગ્યા. તેમની તથા કારભારીની આંખમાં દયા દેખાતી હતી. થોડીવાર તેવી હાલતમાં રહ્યા પછી આખરે માનસિંહ બોલ્યો-"આપણે બચ્યા છીએ ! મોતનો વખત વહી ગયો છે !"

બળભદ્ર બોલ્યો-"ઈશ્વર કરે ને તેમ થાય !"

ગળગળો થઇને કારભારી બોલ્યો-"મોત ! નહિ, નહિ, બચ્ચાઓ ! તમને અતિશય પીડા થઇ છે ! તમને આ પ્રમાણે ઘણી વાર સુધી મેં પીડા કરી તે ઈશ્વર મને ક્ષમા કરે !"

અરે ! આ વખતે તેમને કેટલો આનંદ થયો હશે ? પણ આ ખરૂં કે ખોટું તે તેઓ માની ન શકયા. ખરેખર તે શબ્દો કારભારી બોલ્યો કે,તેમને

ભણકારા વાગ્યા તે તે સમજી ન શકયા. કારભારીની તરફ તેઓ આતુરતાથી જોતા ઉભા.

કારભારીનો ચહેરો નરમાસ ભરેલો હતો. દીવાના અજવાળાથી તેનો ચહેરો ખુલ્લો જણાતો હતો. ભવિષ્યને માટેના સારા સમાચારો તેના મોઢા ઉપર દેખાતા હતા, પણ તેજ વખતે તે રડતો હતો. તે ભલા વૃદ્ધ કારભારીની આંખોમાંથી બોર બોર જેવડાં આંસુઓ પડતાં હતાં. દીવાના અજવાળાથી તે આંસુઓ તેમના જોવામાં આવ્યાં હતાં.

આ વખતે પેલા ત્રણ કાળા પોશાકવાળા જલ્લાદોએ પોતાના ઉપરનો પોશાક ઉતારી નાંખ્યો હતો. તેમ કરતાં તેમનો ચહેરો સફેદ પોશાકથી શોભી નીકળ્યો હતો. જલ્લાદો જેવા ક્રૂર અને ઘાતકી ચહેરાના તથા ખવાસના હોય છે, તેનો તો તેઓમાં અંશ પણ ન હતો. તેઓ ત્રણેનો ચહેરો એક બીજાને મળતો હતો તેથી તેઓ ભાઈઓ જેવા જણાતા હતા. તેમાં તેઓ એક બીજાની પાસે ઉભા હોય ત્યારે તો તેમને પ્રથમ જોનારને એમજ લાગે કે, તેઓ એક સાથે જન્મેલા હશે.

આ બધો બનાવ શું સ્વપ્ન છે, કે ખરો છે ? વૃદ્ધ કારભારીએ જે તેમને જીવવાની આશા આપી તે શું ખરૂં હતું ? શું તે ભોગ આપનારના મદદગારને બદલે કમનસીબ ભોગોનો બચાવનાર હતો ?

હા ! તે ખરૂંજ હતું ! સ્વપ્ન મુદલ ન હતું ! કારભારીની આંખોમાંથી આંસુ પણ ખરેખરજ પડતાં હતાં. તે તથા પેલા ત્રણ ભાઇઓ તેઓ ખરા ભાઈઓજ હતા—તેઓ તેમની પાસે આવ્યા. પ્રથમની તથા હાલની તેમની ચાલચલણમાં આસમાન જમીનનો ફરક હતો.

કારભારી બોલ્યો—" જુવાનો, મને અને મારા સોબતીઓને ક્ષમા કરો. અમે તમને અતિશય દુઃખ દીધું છે ! પણ તેમ કર્યા વગર અમારો કોઇ બીજો ઉપાય ન હતો. પેલા બે લુચ્ચાઓની હજુરમાં અમારે તેવી રીતેજ ચાલવું પડે. તેમ ન કરીએ તો અમે પોતેજ સપડાઈ જઇએ. તે વિષે તમે હવે પછી જાણીતા થશો. "

બળભદ્ર બોલ્યો—" પણ મહાકાળીની મૂર્તિની તો ત્યારે ધમકીજ હશે ? તે તો માત્ર બતાવવાનીજ હશે ? "

વૃદ્ધ કારભારી બોલ્યો—" તમે કહોછો તેવી તે મૂર્તિ હતે તો મને કેટલો આનંદ થાત ? પણ અફસોસ ! તેમ નથી. જો આ ભીંતને બોલવાને વાચા હોત તો તમે બધું જાણી શકત. '

આટલું બોલતાની સાથે તે વૃદ્ધ માણુસ ધ્રુજવા લાગ્યો. તેના કપાળ

ઉપર પરસેવો ફુટી નીકળ્યો.

બળભદ્રે તેનો હાથ પકડીને કહ્યું–“ મારા સવાલથી તમને દુઃખ થયું હોય એમ જણાય છે માટે તમે જેટલું કહ્યું તેટલુંજ મને બસ છે. હવે મને કહો કે, અમારા જીવ બચ્યા છે ? ”

ગળગળો થઈને રંગારા કારભારી બોલ્યો–“ હાલ તો તમારા શરીરના એક વાળને પણ ઈજા કરવાની કોઇની શક્તિ નથી. ઈશ્વર તમારૂં રક્ષણ કરો.”

પેલા ત્રણે ભાઇઓ મધુર અવાજે બોલી ઉઠયા–“ અમારા હાથે તમે જરા પણ પીડા પામનાર નથી, ”

પોતાની જીંદગી સલામત છે એવી તેમની ખાત્રી થતાંજ તેઓ એક બીજાને ભેટી પડયા. આ વખતે તેમની આંખોમાંથી આંસુઓ પડવા લાગ્યાં. તે આંસુઓ હર્ષનાં હતાં. તેમનો ઉભરો પૂરો થયા પછી તેઓ કારભારી તથા પેલા ત્રણ ભાઇઓને ભેટયા.

જ્યારે તેમનો ઉપકારનો ઉભરો સમી ગયો ત્યારે કારભારી બોલ્યો–“ જુવાનો, હવે આ ભયંકર જગાએ ઉભા રહેવાની જરૂર નથી. મારી પાછળ ચાલો. તમને ઘણે લાંબે લઈ જવાના નથી. આ ઠેકાણે રહેવા કરતાં તે ઠેકાણે રહેવું તમને વધારે પસંદ પડશે. ”

આમ કહી તેઓ તે ઓરડામાંથી બહાર નીકળ્યા. તે ઓરડામાંથી બહાર જવાનો એકજ રસ્તો હતો, પણ તે રસ્તે ન જતાં કારભારીએ એક બાજુએ છુપી ચાંપ દાબી. તે ચાંપના જોરથી પથ્થરની ભીંતમાંનો એક દરવાજો ઉઘડી ગયો. તેમાંથી તેઓ બહાર નીકળ્યા એટલે તે પાછો બંધ થઈ ગયો, અને તેના સાંધા એવી રીતે ભીંત સાથે મળી ગયા કે, ગમે એટલી ચોકસી કરતાં અજાણ્યો માણસ તે જાણી ન શકે.

## પ્રકરણ ૪૧ મું.

### ભાઇબંધી.

જે ઓરડામાં તેઓ દાખલ થયા તે ઉંચો અને વિશાળ હતો. હવાના આવજાવ માટે તેની પથ્થરની ભીંતમાં પાંચ અજવાળીઆં પાડેલાં હતાં. તે અજવાળાની ગરજ સારવાને બદલે માત્ર હવાના આવવા જવાના રસ્તા તરીકેજ ઉપયોગમાં આવતાં હતાં. અંદરની બાજુએથી તેને આડી લાકડાની ચીપો જડી લીધેલી હતી. તે ચીપોને લીધે કિલ્લાની બહાર ચાલનાર માણુસ અંદર શું છે તે જોઈ ન શકે એવી ગોઠવણુ કરેલી હતી. અજવાળાને માટે ઓરડામાં

ચાર દીવા બળતા હતા, તેનો પ્રકાશ ત્યાં પુરતો હતો.

આ ઓરડામાં ઘણા માણસો રહી શકે એવી ગોઠવણ કરવામાં આવી હતી. નાનાં મોટાં વાસણો ત્યાં ગોઠવીને મૂકેલાં હતાં. તે ઓરડાને આઠ દર-વાજા હતા. તે બધા દરવાજા તે વખતે બંધ હતા. આ બધો દેખાવ જોઈ આ જુવાનો આશ્ચર્ય પામ્યા. ઘણાં માણસોની ગોઠવણ થઇ શકે એવો ઓરડો ખાલી જોઈ તેઓ વિચારમાં પડયા.

વૃદ્ધ કારભારીએ તેમને બેસવાનું કહ્યું. તેઓ તેની આજ્ઞા માનીને બેઠા. પછી પેલા ત્રણ ભાઇઓએ બાજુનો એક દરવાજો ઉઘાડી ત્યાંથી કાંઇ ખાવાનું લાવી તેમની આગળ મૂકયું. પછી બીજો દરવાજો ઉઘાડી તેઓ જતા રહ્યા. તેમની પાસે એકલો કારભારો રેંગારા રહ્યો.

વૃદ્ધ કારભારી બોલ્યો—“ભાઇઓ, આ ખાવાનું છે તે ખાઓ. આજથી તમે જે નવી જાતની જીંદગી ગુજારનાર છો તે વિષે પછી હું તમને સમજણ આપીશ.

કારભારીના આવા શબ્દો સાંભળી બળભદ્ર અને માનસિંહ બેઉ એક સામટા ચોંકયા. તેઓ સમજી ગયા કે, તેમના જીવ બચ્યા હતા પણ તેઓ તદ્દન છુટા થયા ન હતા.

જયારે તેઓ ખાઈ રહ્યા ત્યારે કારભારી બોલ્યો—“જુવાનો, તમે કેવા ભયંકર મોતમાંથી બચ્યા છો એ તો તમે સમજી ગયા હશો. તમારી જીંદગી બચી છે પણ તમે છુટા થયા નથી. જગતની નજરમાં તો તમે મૂવેલા જેવાજ રહેશો. ઇશ્વર કરેને જે દિવસની હું આતુરતાથી રાહ જોઉંછું તે આવે તો—”

બળભદ્ર વચ્ચે બોલી ઉઠયો—“હજી પણ અમને છુટાપણું મળવાની ત્યારે આશા છે ખરી?”

માનસિંહ આતુરતાથી બોલ્યો—“બોલો, બોલો! ભલા રેંગારા બોલો! અમને આશા ઉત્પન્ન થવા દો! તમે કહોછો કે, જગતની નજરમાં અમે મુવેલા છીએ પણ—”

રેંગારા બોલ્યો—“હજી આશા છે ખરી! હાલનો સમય બદલાઇ જાય જો રાજ્યમાં ઉથલપાથલ થાય, જો આ મૂર્તિના પૂજારીઓનું જોર ભાંગી પડે તો તમે અને બીજા ઘણા લોકો છુટાપણું મેળવી શકો.”

માનસિંહે નિરાશ થઇને પૂછયું—“જો તેમ ન થયું તો?”

દલગીર અવાજે કારભારીએ ઉત્તર દીધો—“અફસોસ! તો તમારી જીંદ-ગીના બાકીના દિવસો તમારે આ ઠેકાણેજ ગુજારવા પડશે!”

માનસિંહ ઉભો થતાં બોલ્યો—“શું! જીંદગી સુધીનું કેદખાનું? નહિ, નહિ! તમે એવા ઘાતકી ન થશો? અમારી ઉપર દયા કરો!”

બળભદ્ર બોલ્યો–"ભલા રેંગારા, વિચાર કરો! અમારી ઉંમર તરફ તો જુઓ? અમને અઢાર વર્ષ હજી પૂરાં થયાં નથી! શું આટલી નાની વયમાંજ દુનિયામાંથી અમે બાતલ થઈશું? અમારાં માબાપ જીવતાં છે! અમને મળવાની તેમની ઉમેદ બધી નાશ પામશે! કાંઈ તો વિચારો!"

આંસુ પડતી આંખે અને ધ્રુજતે અવાજે તે વૃદ્ધ બોલ્યો–"ગરીબ છોકરાઓ, તમે મને રડાવો છો! એ વિષે મારાથી કાંઇ કરી શકાતું નથી. તમે મને ઠપકો આપો તે પહેલાં વિચાર કરજો કે, કેવા મોતમાંથી મેં તમને બચાવ્યા છે! એવા રીબાવી મારનાર મોતમાંથી મેં તમને બચાવ્યા છે કે, તેનો તમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય. જો તમે તે વિષે બરાબર જાણો તો તરતજ મારે પગે પડી મને દેવતાઇ માન આપો. જીંદગી સુધીનું કેદખાનું, સગાવહાલાથી દૂર, જગતની આંખમાંથી દૂર, આ ભોંયરામાં કેદ રહેવું એ સારૂં છે, પણ જેમાંથી મેં તમને બચાવ્યા છે તે મોત એના કરતાં પણ મહા બુરૂં છે! તમે સૌથી ભયંકર રીબાવી મારવાનાં હથિયારો જોયાં હશે–તે કરતાં પણ ભયંકર રીબાવી મારનાર ચીજો વિષે વિચાર કરો અને તે બધાની સામટી પીડા થાય તેવામાંથી તમે બચ્યા છો. સૌથી ભયંકર જે મહાકાળીના ભોગની શિક્ષા તેમાંથી તમને મેં બચાવ્યા છે."

માનસિંહ બોલ્યો–"તમે અમને હદથી વધારે બીક દેખાડો છો"

બળભદ્ર બોલ્યો–"તમારા શબ્દોથી અમારૂં મન અતિ ગભરાય છે." આ વખતે તે બેઉ ભાઈઓની છાતી ધબકતી હતી. તે ઓરડામાં તદન શાંતતા હતી તેથી તેનો અવાજ ખુલ્લી રીતે સંભળાતો હતો.

દલગીર પણ દૃઢ અવાજે રેંગારો બોલ્યો–"તમે એમ સમજો છો કે, હું તમને ફક્ત બીક દેખાડું છું! પણ જ્યારે તમે તે ચીજ નજરે જોશો ત્યારે તમારી ખાત્રી થશે. જે વિષે તમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય તે ચીજ તમને હું બતાવીશ. તે વખતે તમે કહેશો કે, તે સૌથી ભયંકર છે! તે ભયંકર ચીજ તે મહાકાળીની મૂર્તિ છે. ચાલો, તમને તે દેખાડું. મારી પાછળ આવો!"

આમ કહી કારભારી હાથમાં દીવો લઇને ફરીથી તે મૂર્તિવાળા ઓરડા તરફ ચાલ્યો. બેઉ જણ તેની પાછળ ગયા

* * * * *

દશ મીનીટમાં તેઓ પાછા પેલા અંદરના ઓરડામાં દાખલ થયા. આ વખતે તેમનો ચહેરો ફીકકો પડી ગયો હતો. તેઓ ભખાયલા જેવા જણાતા હતા.

ઓરડામાં પાછા ફર્યા પછી ધીમે ધીમે તેઓ શાંત થયા. જે દેખાવ તેમના જોવામાં આવ્યો હતો તે દેખાવ તેમની આંખો આગળથી ખસે તેવો

ન હતો. વૃદ્ધ કારભારી પણ તેમના જેવોજ ફીક્કો પડી ગયો હતો. તેનું આખું શરીર ધ્રુજતું હતું.

થોડીવાર પછી માનસિંહ બોલ્યો-" અરે ઇશ્વર ! આ શું મેં ખરેખરૂં જોયું ? શું હું સ્વપ્નમાં નથી ? સૌથી ભયંકર-સૌથી ક્રૂર ચીજ મેં જોઈ ! "

ધીમે સ્વરે બળભદ્ર બોલ્યો-" અફસોસ ! એ સ્વપ્ન નથી. આપણે જે જોયું છે તે સાચું છે-વૃદ્ધ રેંગારા નાયકે જે કાંઈ કહ્યું તે બધું ખરૂં છે ! ભલા નાયક, જે ભયંકર મૃત્યુના મુખમાંથી તમે અમને બચાવ્યા છે તેનો બદલો વાળવાને અમે રાતદિવસ તમારી સેવા કરીએ-તમારા ગુલામ થઈ રહીએ તોપણ તે ઓછું છે. "

માનસિંહ બોલ્યો-" હા, ભલા નાયક, તમે જે કાંઇ કહેશો તે કરવાને અમે તૈયાર છીએ. જગતની નજરે અમે મુવેલા રહીશું. આ દુનિયા સાથે અમારે સંબંધ નહિ રહે. આ ભોંયરાના એકાંતવાસમાં કેદ રહીશું. તમે જેમ કહેશો તેમ કરીશું. વધારે એટલુંજ છે કે, અમે એક પણ શબ્દ બોલ્યા વગર તમે કહેશો ત્યાં રહીશું. જે સ્ત્રી પુરુષોને તમે આ મહાકાળીના ભોગ રૂપી અપમૃત્યુના મુખમાંથી બચાવ્યા છે તેમની સાથે ભાઈબંદીથી સંપ સંપીને અમે રહીશું. "

બળભદ્ર બોલ્યો-" ભલા નાયક, અમે એ કબૂલ કરીએ છીએ પણ અમારાં માબાપ, અથવા અમારા માલેકને તમે અમારે વિષે ખબર કરશો કે, અમે જીવતા છીએ. એટલે તેઓ અમને મુવેલા ન સમજે. "

વૃદ્ધ કારભારી બોલ્યો-" અફસોસ ! મારા ભલા મિત્રો, એમ બનવું અશક્ય છે. તમારે વિષે બહારની દુનિયાને જરા પણ ખબર પડવી ન જોઇએ. તમારા ભાઈબંદો, જેઓ તમને અત્રે મળશે તે સિવાય બીજા દરેકે તો તમને મુવેલાજ સમજવા જોઈએ ! "

તેજ વખતે બાજુનો એક દરવાજો ઉઘડયો. વળી કાંઈ નવો ભય આવી પડેલો જોઈ તેઓએ તે તરફ ચોંકીને જોયું. તે દરવાજામાંથી એક સફેદ આકાર પોતાની તરફ આવતો તેમણે જોયો. તેનો ચહેરો ફીક્કો અને મુરદાને મળતો હતો.

કારભારી તેને જોતાંજ બોલ્યો-" જે બાઈની દયાથી તમે અને બીજાઓ મહાકાળીના ભોગ થતા બચ્યા છો તે બાઈને જુઓ ! "

બળભદ્ર અને માનસિંહ જેમણે પોતાની આંખો પ્રથમ તેની તરફથી ધાસ્તીથી ફેરવી લીધી હતી તેમણે ધીમે ધીમે તેની તરફ જોયું. તેને જોતાં પ્રથમ તેમને જે ધાસ્તી લાગી હતી તે ધીમે ધીમે ઓછી થતી ગઇ. પ્રથમ

તેઓ તેને જીવતાને બદલે મુવેલો માણુસ સમજ્યા હતા, પણ જ્યારે તેમણે બરોબર ધ્યાનથી જોયું ત્યારે તેમને માલમ પડયું કે, તે ખરેખર જીવતી સ્ત્રી હતી. તેનો ચહેરો દલગીર પણ દયાથી ભરપુર હતો. તેનો પોશાક તદન સફેદ હતો. પાસે આવતાં તે ધીમે સ્વરે બોલી–"ભલા ભાઇઓ, હું તમને અહીં આવવા માટે આવકાર આપતી નથી. કારણ કે, આ ઠેકાણું કાંઈ આનંદનું નથી પણ દલગીરીનું છે. તમને અત્રે સારી રીતે રાખવામાં આવશે, અને એમાંથી મૃત્યુ અથવા તો શુભ દિવસ–"

આટલું અધુરૂં બોલી તે બાઇ અટકી પડી. તેનાથી વધારે બોલાયું નહિ. તે ડચકાં ખાવા લાગી. તે જોઈ કારભારી બોલ્યો–"બાઇ, દલગીર ન થાઓ. જે કામ કરવા તે પ્યારા પુત્રી રાયપુર ગઈ છે તે–"

સફેદ સ્ત્રી કારભારી તરફ જોતી બોલી–"મારા વિશ્વાસુ મિત્ર, તે ઉપર તો હું પણ આશા રાખી રહીછું પણ એટલી તો મારા મનમાં ખાત્રી છે કે, ઈશ્વરે જે કાંઇ ધાર્યું હશે તેમાં ફેર પડનાર નથી. મનુષ્ય ગમે એટલું ધારશે પણ તે ઈશ્વરની મરજી સિવાય ફળીભૂત થનાર નથી. તે ઈશ્વર ઉપરથી જો હું ભરોસો કાઢી નાંખું તો મને થતી દલગીરીમાં કેટલો વધારો થાય?"

બળભદ્ર બોલ્યો–"બાઈ દુ:ખ અને દલગીરી વિષે વાત કરવી રહેવા દો. અમને આશા ઉત્પન્ન થવા દો. તમે અમારા તારનાર છો, એ સાંભળી અમને આનંદ થાય છે."

તે સફેદ સ્ત્રી બોલી–"હા, તમારે આશા રાખવી. તોફાનમાં ખલાસી બચવાની આશા રાખે છે. હિમાલય પર્વતના શિખર ઉપર પહોંચવાની આશા મુસાફર રાખે છે. મોતની શિક્ષા પામેલો પણ તેમાંથી બચવાની આશા રાખે છે. દરેક માણુસને આશા તો હોય છે. તો આપણે આશા શા માટે ન રાખીએ?"

બીજાને બોલવાને વખત મળે તેની પહેલાં તો સામેના ચાર દરવાજા ઉઘડી ગયા અને તેમાંથી ત્રીશેક માણુસો નીકળી આવ્યા. તેઓ બધા શોકના પોશાકમાં હતા. તેઓમાં જુવાન તથા વૃદ્ધો બેઉ જાતના હતા. તેમનો ચહેરો દલગીરીથી ફીકકો પડી ગયો હતો.

સફેદ સ્ત્રીની નજીક આવી તેમણે તેને નમન કર્યું. આ લોકોમાં પેલા ત્રણ ભાઈઓ જેઓ જલાદનો વેશ પહેરી આવ્યા હતા તેઓ પણ હતા. પેલા આવનારાઓમાં જેઓ વૃદ્ધ હતા તેઓ અતિશય માયાની લાગણીથી આ નવા આવનારાઓને મળ્યા.

પછી બીજી તરફના ચાર દરવાજા ઉઘડી ગયા અને તેમાંથી સફેદ પોશાક વાળી અઢારથી વીશ સ્ત્રીઓ નીકળી આવી. ત્યાં તેમને વાસ્તે ખાવાનું

લાવવામાં આવ્યું. તેઓ બધા જમવા બેઠાં.

રાયપુર નજીકના પેલા સુંદર મહેલમાં 'મધરાતનો રૂપેરી ઘંટ' વાગતો હતો તે વખતે સ્ત્રી પુરુષો એકઠાં મળતાં હતાં, તે કરતાં અત્રે જુદીજ રીતભાત જોઈ બળભદ્ર અને માનસિંહ આનંદ પામ્યા.

## પ્રકરણ ૪૨ સું.

### સુંદરી અને કુમુદિની.

હવે આપણે ફરીથી રાયપુર તરફ ફરીએ. ચંપા ડોસીનું ખુન થયા પછી સુંદરીની રજા લઈ પાછો ફરતો આપણે રામસિંહને છોડયો છે.

દલગીર દીલે અને ધીમે પગલે તે પોતાને ઉતારે પાછો ફર્યો. રસ્તામાં તેને અનેક વિચારો આવી ગયા.

પ્રથમ તો સુંદરીના કરતુકનો તેને ખેદ થયો. જો કે સુંદરીએ તે ખૂન પોતાના બચાવમાં કર્યું હતું એમ તે ધારતો હતો છતાં પણ તેને માટે તેને આવા વિચાર આવ્યા. કાળરાત્રીને લીધે તે તેને એક બહેન તરીકે ચહાતો હતો, પણ તે દિવસના બનાવથી તેની તરફના માનમાં તેનો ઘટાડો થયો હતો.

વળી કુમુદિની યાદ આવી. સુંદરી સાથે તેની તે સરખામણી કરવા લાગ્યો. સુંદરીની સુંદરતા ચળકતી હતી અને કુમુદિની મનહર હતી.

આ સરખામણી કરતી વખતે વળી તેને વિચાર ઉત્પન્ન થયો કે, તે નદીમાં કેવી રીતે પડી ગઈ હશે? શું એ અકસમાતથી અથવા કોઇને લીધે પડી હશે? એ સવાલ નક્કી કરવો જરા મુશ્કેલનું કામ હતું. તે તો કુમુદિની બીજી વખત મળે તોજ સમજાય. આગલી રાતના ગુરૂસ્વામી વિષે તેણે તેની આગળ વાત કીધી હતી તેથી રામસિંહને એવો પણ વિચાર આવ્યો કે, રખેને તેનું પડવાનું કારણ આડકતરી રીતે ગુરૂસ્વામી હોય!

કુમુદિની તથા ગુરૂસ્વામીની વાત યાદ આવતાં રામસિંહને એક બીજો વિચાર ઉત્પન્ન થયો. તેને યાદ આવ્યું કે, ગુરૂસ્વામીથી ચેતીને ચાલવા વિષેની શીખામણ સુંદરીને આપતાં તે ભૂલી ગયો હતો. ગુરૂસ્વામીથી તે ચેતેલી રહે તો સારૂં એમ તેને લાગ્યું, પણ પેલા કરૂણારસિક બનાવને લીધે તે વાત તદ્દન ભૂલી ગયો.

આ વખતે તે પોતાના ઉતારા આગળ આવી પહોંચ્યો હતો. સુંદરીને ગુરૂસ્વામીના કાવતરાથી ચેતેલી ન રાખે તો તે પોતે અપરાધી ગણાય એમ તેના મનમાં આવ્યું. પહેલો વિચાર તો સુંદરીની છાવણી તરફ જવાનો થયો.

વળી વિચાર આવ્યો કે, તેણે તો સાતમે દિવસે મળવાની કબૂલાત આપી છે માટે મળવું તો નહિજ. ત્યારે શું તે દિવસને માટે ખોટી થવું ? એની અંદરજ ગુરૂસ્વામી કાંઈ કાવતરૂં કરે તો ? ”

વળી તેને વિચાર ઉત્પન્ન થયો કે, એમ કરવા કરતાં પોતાના ચાકર સાથે તેને સંદેસો મોકલવો અથવા તો પત્ર લખવો. તે મનમાં વિચારતો હતો કે, ગઈ રાત બહાર ગુજાર્યા પછી તેઓ ઘર તરફ પાછા ફર્યા હશે ?

અંદર દાખલ થતાં તેણે પોતાના ચાકરો વિષે પૂછપરછ કરી. તેને ખબર મળી કે, તેઓ હજી સુધી પાછા ફર્યા ન હતા. બે દિવસ થયાં બળભદ્ર તથા માનસિંહને તેણે દીઠા ન હતા તેથી તેમને વિષે તેને ધાસ્તી લાગી. પેલા ભલા રખેવાળે રામસિંહના મનની હાલત જોઈ લીધી. તેણે તેને દીલાસો આપ્યો કે, હોય, જુવાનો છે. કયાંક મોહમાં ફસ્યા હશે ! આ શહેર મોહક છે!

રામસિંહનું મન ન માન્યું. બીજા કોઇ માણસ કરતાં માનસિંહ અને બળભદ્રનાં મન તેને વધારે જાણીતાં હતાં. આ વખતે તેને એટલી તો આશા હતી કે, રાજકુમારી વિષે તેમને કાંઈ ખબર મળી હશે અને તેથી તેની પાછળ તેઓ ખંતથી લાગ્યા હશે.

આ પ્રમાણે પોતાના મનને થોડી ધીરજ આપ્યા પછી રામસિંહે વળી પાછું સુંદરી તરફ પોતાનું ધ્યાન દોડાવ્યું. તેણે પોતેજ ત્યાં જવાનો આખરે ઠરાવ કર્યો. તે પાછો બહાર નીકળ્યો, પણ રસ્તામાં તેનો વિચાર ફરી ગયો. તેણે સરદાર બહાદૂરને ત્યાં જવાનો ઠરાવ કયો.

પ્રતાપસિંહ રાયપુરના કિલ્લામાં રહેતો હતો. રામસિંહ કિલ્લામાં ગયો. તેની સરદાર બહાદૂર સાથે મુલાકાત થઈ. રામસિંહે કુમુદિની પાસેથી સાંભળેલી ગુરૂસ્વામીની બધી વાત તેને કહી સંભળાવી. પોતાને આવી અગત્યની ખબર લાવી આપવા માટે પ્રતાપસિંહે તેનો ઉપકાર માન્યો. પછી તે તેની રજા લઇ પાછો પોતાને ઉતારે આવ્યો. પ્રતાપસિંહ સાથેની પોતાની ટુંક વખતની વાતચીતમાં છત્રીશગઢ વિષે રામસિંહે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

રામસિંહ કિલ્લા બહાર નીકળ્યો કે, તરતજ પ્રતાપસિંહ પણ તેની પાછળ નીકળ્યો. તે ઘોડે બેસી કિલ્લા બહારની છાવણી આગળ આવ્યો. પોતાના તંબુથી થોડે દૂર સુંદરી એકલી ફરતી તેને મળી. તેને જોઇ પ્રતાપસિંહ ઘોડા ઉપરથી ઉતરી પડયો. પ્રતાપસિંહને ઓચિંતો ત્યાં આવેલો જોઈ સુંદરી પ્રથમ તો ચોંકી પણ પછી તેને મળવાને આગળ આવી. એક પિતા પુત્રીને અથવા એક ભાઇ બહેનને મળે એવી રીતે તે તેને મળ્યો.

પછી બેઉ જણા ત્યાં ઘાસ ઉપર ફરીને ધીમે સ્વરે વાતો કરવા લાગ્યા.

આ પ્રમાણે તેમણે અડધો કલાક સુધી વાતો કરી. પછી પ્રતાપસિંહ ઘોડેસ્વાર થઇને પાછો ફર્યો. સુંદરીએ પોતાની તે તરફની છાવણી ઉચકી નાંખવાનો હુકમ આપ્યો, અને પોતે કિલ્લામાં પોતાને માટે તૈયાર કરેલા મકાનમાં જવાની ઇચ્છા દર્શાવી.

આટલા વખતમાં કુમુદિની ઉંઘમાંથી જાગી હતી. સુંદરી પોતાની દાસીઓને ત્યાંથી જવા કહી પોતે તેની પાસે બેઠી. સુંદરીએ માયાથી તેની હાલત પુછી. કુમુદિનીએ જવાબ આપ્યો કે, હજી મારામાં નબળાઈ ઘણી છે તેથી મારાથી ટેકા વગર હાલી ચાલી શકાવાનુ નથી. પછી પોતાનો કિલ્લામાં જઇ રહેવાનો વિચાર સુંદરીએ તેને કહી સંભળાવ્યો.

તે સાંભળતાંજ કુમુદિનીના ચહેરાનો રંગ ફેરવાયો. જેમને તે છોડવવા માગતી હતી તેઓ પણ એજ કિલ્લામાં કેદી હતા. તે કિલ્લામાં તે દાખલ થવા માગતી હતી અને ઈશ્વરી કૃપાએ તેને તે લાગ મળ્યો.

તે ફેરફારનો સુંદરી જુદોજ અર્થ સમજી. તેને એમ લાગ્યું કે, કેદખાના જેવા કિલ્લામાં જવાના ડરને લીધે તે ચોંકી હતી. આમ ધારી તેની ખાત્રી કરનાર શબ્દો સુંદરી બોલી. સુંદરીએ તેમ માન્યું તેમાં કુમુદિનીને ફાયદોજ હતો. પોતે જે કામ માટે રામપુર આવી હતી તે વિષે બીજા કોઈને જરા પણ સંસારો થતાં તે કામ બગડી જાય એમ હતું અને તેથી સુંદરીનું ધારવું ખરૂં હોય એવો તેણે દેખાવ રાખ્યો. તે તેના શબ્દોથી શાંત થઇ માલમ પડી. તેણે તો નિશ્ચય કર્યો હતો કે, કાળા કિલ્લામાંની પેલી સફેદ સ્ત્રીનો હુકમ બજાવવામાં ફતેહ મેળવવી અથવા તો તે વિષે યત્ન કરતાં પોતાનો જીવ ખોવો.

વળી સુંદરીએ તેને કહ્યું કે, 'સરદાર રામસિંહ પણ તમારાં વખાણ કરતો હતો. તે સાંભળી કુમુદિનીને રૂંવે રૂંવે આનંદ વ્યાપી રહ્યો.

વાત ઉપરથી વાત કરતાં સુંદરીએ કુમુદિનીની પાસેથી પેલી રસ્તામાંની ધર્મશાળામાં બનેલી બધી વાત જાણી લીધી. ગુરૂસ્વામી અને ચંપાદાસીની વાત તેણે સાંભળી હતી તે જેવી રીતે તેણે રામસિંહને કહી સંભળાવી હતી તેવીજ રીતે સુંદરીને પણ કહી સંભળાવી. પ્રતાપસિંહને મોઢે સુંદરીએ જે કાંઈ સાંભળ્યું હતું તેને આ વાત તદ્દન મળતી આવતી હતી. સુંદરી અને માયા એકજ છે આ વાત કુમુદિની મુદ્દલ જાણુતી ન હતી. જે વખતે મહેલની વાત આવી તે વખતે સુંદરીનો ચહેરો શરમથી રાતો બની ગયો હતો તે ઉપર પણ તેણે ધ્યાન ન આપ્યું. તેમજ વળી મહાકાળીનું નામ આવ્યું તે વખતે સુંદરીના શરીરમાંથી જે કંપારી છુટી ગઇ તે પણ તેના જોવામાં ન આવી.

સુંદરી અને કુમુદિની વચ્ચેની વાતનું પરિણામ તો સારૂં નીપજ્યું. તેઓ આ પહેલી મુલાકાતમાંજ એક બીજાની બહેનપણી થઈ પડી. સુંદરીને તે છોકરી વિષે જે અદેખાઈ પહેલાં ઉત્પન્ન થઇ હતી તે નીકળી ગઈ. કુમુદિનીના મનમાં સુંદરીની ચાલચલણની સારી છાપ બેઠી.

સાંજ પડતાં રૂપાળી અને માનકુંવરના હાથના ટેકાની મદદથી કુમુદિની પાલખીમાં બેઠી. બીજી પાલખીમાં સુંદરી બેઠી. જે થોડા માણસો ત્યાં છાવણી કરીને પડયા હતા તેમણે ત્યાંથી પોતાનો મુકામ ઉપાડયો. બધા શહેરમાં દાખલ થયા. કિલ્લામાં તેમને માટે જગા કરવામાં આવી હતી.

જે કિલ્લામાં જવાની કુમુદિનીની ઇચ્છા હતી તેમાં તે આ પ્રમાણે સુભાગ્યે જઇ બેઠી.

પહેલી રાત તેણે કિલ્લામાં ગુજારી તે વખતે તેને પેલી સફેદ સ્ત્રી સાથેનો બધો બનાવ યાદ આવ્યો. "ગમે તેમ કરીને પણ આ કેદીઓના જીવ બચાવવા જોઇએ. ઇશ્વર એમાં મદદ કરશે!" તે ઇશ્વર પોતેજ જાણે તેને મદદ કરતો હોય એવો આ બનાવ બની ગયો તેમ વળી તેને આ પહેલીજ વખત પોતાના પાલન કર્તા યાદ આવ્યા. જે ભલા ખેડુતને ત્યાં તે ઉછરી હતી તે મુલુનાયક અને તેની સ્ત્રી તેની નજર સામે આવી ઉભાં. જે વખતે રાયપુર આવવા માટે તેમની તે રજા મેળવવા ગઈ તે વખતે તેઓ કેટલાં રડયાં હતાં તે કુમુદિની ભૂલી ગઈ ન હતી. તે પછી સુંદરી તેની નજરે પડી. સુંદરીની અત્યંત સુંદરતા જોઈ દિવસના તે આશ્ચર્ય પામી હતી તે સુંદરતા રાતની વખતે તેને યાદ આવી. તે સાથે પોતાની સારવાર કરનાર તેની બે સખીઓ પણ નજરે પડી. તે બેઉ સુંદર છોકરીઓએ તેની જે સારવાર કીધી હતી તે તે ભૂલી ગઈ ન હતી. સૌથી છેલ્લે રામસિંહનો મોહક ચહેરો તેની નજર સામે આવી ઉભો!

જો કોઇ પણ માણસે કુમુદિનીના મનમાં વાસ કર્યો હોય તો તે રામસિંહજ હતો. તે બહાદૂર જુવાનની સુંદરતા, તેની વીરતા, તેના શરીરનો બાંધો, એ બધાએ કુમુદિનીના મન ઉપર અજાયબ જેવી અસર કીધી હતી. તે તેના કરતાં સહેજ મોટો હતો. તેમનું બેઉનું જોડું જુગતું હતું! પણ તે કયાં અને આ ખેડુતને ત્યાં ઉછરેલી કુમુદિની કયાં? કુમુદિનીને આ વિચાર હમેશ આવતો. પોતે માળવા દેશના આ સરદારની બરોબરની હોય તો તેની સાથે મન મેળવી શકે, પણ તે તો માબાપ વગરની ખેડુતને ત્યાં ઉછરેલી એક સાધારણ છોકરી હતી!

આવા વિચારમાં ને વિચારમાં તેને ઉંઘ આવી ગઇ. બીજે દિને તે જાગૃત

થઈ તે વખતે તેના શરીરમાં તાવ ભરાઇ આવ્યો હતો. તેનામાં ઉઠવાની શક્તિ મુદ્દલ રહી ન હતી. સુંદરીને તે વિષે ખબર પડી કે, તરતજ તેણે છાવણીમાંના સૌથી હોંશિયાર વૈદને બોલાવી મંગાવી તેની દવા શરૂ કીધી. આથી જ્યાં સુધી તાવ ઉતરે ત્યાં સુધી તેને બીછાનામાં પડી રહેવાની ફરજ પડી.

---

## પ્રકરણ ૪૩ મું.

### વિચાર-તેનો છેડો.

ચાર દિવસ થઇ ગયા છે. આટલા વખતમાં રામસિંહના નોકરો માનસિંહ અને બળભદ્ર પાછા ફર્યા નથી.

તેમનું શું થયું હશે તે વિષે વિચાર કરતો તે વારંવાર દલગીર થઇ જતો. તેમની શોધ કરવા માટે શા ઉપાયો લેવા તે વિષે તે વિચાર કરતો. રાયપુરમાં તેને માત્ર બે દિવસ રહેવાનું હતું. શું તે વધારે દિવસ રોકાઇ રહે? પણ તેમ બની શકે એમ ન હતું. ત્યારે શું તેઓને આ પારકા પરદેશમાં તેમના નસીબ ઉપર પડી રહેવા દે? પણ તેમ તો ન બને.

હવે શું કરવું? કેવી રીતના ઉપાયો લેવા?

આ સવાલ તેણે પોતાના મનને હજારો વખત પૂછયા. ચોથો દિવસ પણ પૂરો થયો. પાંચમા દિવસની સવાર થઇ. ના બેઉ નોકરો આવ્યા કે ના તેમને વિષે કાંઇ ખબર મળી! આટલું છતાં પણ તેઓ તેને પાછા મળશે એમ તે ધારતો હતો. તેમને વિષે બનતી શોધ કરવા તેણે ઠરાવ કર્યો.

તે જેમ જેમ વધારે વિચાર એ બાબત વિષે કરવા લાગ્યો તેમ તેમ તેમે વધારે બાબતો યાદ આવવા લાગી, અને તે બધીનો જ્યારે એક બીજી સાથે સંબંધ મળતો ગયો ત્યારે રામસિંહના મનમાં વધારે ખુલાસા થવા માંડયા.

રાયપુરમાં દાખલ થતાં પહેલે દિવસે પેલા રખેવાળ સાથે થયલી વાત તેને યાદ આવી. પેલા ત્રણ મુકુંદ ભાઇઓ વિષે ઉડેલી વાત ઉપર તે વિચાર કરવા લાગ્યો. એ ત્રણે ભાઇઓ મોઢું છુપાવેલા હથિયારબંદ સ્વારોના હાથમાં કેદ થયલા રાયપુરથી થોડે દૂર તથા કાળા કિલ્લા નજીક દેખાયા હતા એમ લોકોનું તે વખતે કહેવું હતું. રામસિંહ પોતે પણ એક વખત એવાજ સ્વારોના હાથમાં સપડાઇ ગયો હતો અને તેને કાળા કિલ્લા તરફ લઈ જવામાં આવતો હતો.

વળી તે સાથે બીજી એક અગત્યની વાત યાદ આવી. જે મહેલમાં રાજકુમારી સુંદરમતી રહેતી તે મહેલમાં જ્યારે તે પેલા ભોંયરામાં લોખંડી પીંજ-

રામાં કેદ થયો હતો તે વખતે ગુરૂસ્વામી બોલ્યો હતો કે, "મહાકાળીની મૂર્ત્તિને ભોગ!" આ શબ્દોમાં કાંઈ પણ અર્થ રહેલો હોવો જોઇએ. ગુરૂસ્વામી કોઇ છુપી ટોળીને સરદાર હોવો જોઇએ. વળી એજ માણસે પેલા એકાંત મંદિરમાં સુંદરીને પણ તેજ શબ્દો કહ્યા હતા, અને તેજ વિષે વાત કરતાં કુમુદિનીએ ગુરૂસ્વામી અને પેલી ચંપા ડોસીને સાંભળ્યાં હતાં.

ત્યારે શું એ મહાકાળીની મૂર્ત્તિ તે પેલા કાળા કિલ્લા માંહેલી હશે? રામસિંહે તે મૂર્ત્તિ પોતાની નજરે જોઇ હતી. તેમ વળી તેને વિષે તરેહવાર ગપો ઉડતી તેના સાંભળવામાં આવી હતી. પેલા ત્રણ ભાઇઓ પણ તે કિલ્લાની પાસે દેખાયા ન હતા. જો એમજ હોય તો તે મૂર્ત્તિને ભોગ આપવા શા માટે તેમને લઈ જવામાં ન આવ્યા હોય? જો ઠાકોર બળવાનસિંહ તે રસ્તે આવી પડયો ન હોત તો તે પોતે પણ તે રસ્તેજ અને તે ઠેકાણે ભોગને માટે જતો હતો!

રાજકુમારીને મળવા પોતે ગયો તે સફેદ મહેલજ હોવો જોઇએ. ઠકરાણી વીજકુંવરે એ મહેલ નાવારસ અને નીરાધાર અબળાઓને માટેજ બાંધ્યો હતો. ત્યારે એ મહેલમાંજ રાજકુમારી કેમ રહી ન હોય? પોતે જ્યારે રાયપુર આવતો હતો તે વખતે તેણે તે મહેલ બહારથી સારી રીતે જોયો હતો. તેમ વળી રસ્તો પણ તેને યાદ હતો. જ્યારે તેને રાજકુમારી આગળ લઈ જવામાં આવ્યો ત્યારે પણ તેના જેવાજ અથવા તો તેજ રસ્તે તે ગયો હતો. આ બધું એકે સામટું જોતાં તેને લાગ્યું કે, તેને એજ સફેદ મહેલમાં લઈ જવામાં આવ્યો હતો અને ત્યાંથી તે ઠકરાણીના કિલ્લામાં જઇ નીકળાતું હતું.

આ બધું યાદ આવવાનું એક બીજુંજ કારણ હતું. કુમુદિનીએ તેને પોતાની સાથે થયલી ગુરૂસ્વામીની વાતથી તેને જાણીતો કર્યો હતો, અને તેમાં ગુરૂસ્વામીએ કુમુદિનીને કોઈ ઉદાર અને ધર્માત્મા સ્ત્રી જે રાયપુરની નજીક રહેતી હતી ત્યાં લઈ જઈ રાખવાનું કહ્યું હતું. જે ઉદાર અને ધર્માત્મા સ્ત્રી તરીકેની વાત ત્યાં ચાલતી હતી તે વીજકુંવર હતી. આ ઉપરથી રામસિંહને તે વિચાર સુજ્યો કે, તે સ્ત્રીને ત્યાં રાજકુમારીને શા માટે રાખવામાં ન આવી હોય? ગુરૂસ્વામી અને વીજકુંવર બેઉ જો એકબીજાનાં મળતીઆં હોય તો, આ સફેદ મહેલમાં શા માટે ગુરૂસ્વામીનું ચલણ ન હોય? ઠકરાણી વીજકુંવરના મહેલને મહાકાળીના ભકતોએ શા માટે પોતાનું મુખ્ય સ્થાનક બનાવ્યું ન હોય?

આ બધા વિચારો આવતાં રામસિંહને એક બીજો પણ વિચાર આવ્યો કે, રાજકુમારીની શોધ કરતાં તેના નોકરો કદાચ મહાકાળીના ભકતોના

ઠાણામાં સપડાઇ ગયા હશે!

પણ જો તેમજ હોય તો રસ્તો શો લેવો? થોડા દિવસ ઉપર મધરાતની વખતે પોતાની ઉપર જીત મેળવનારને તેણે વચન આપ્યું હતું કે. આ દેશને લગતી રાજ ખટપટમાં તે માથું મારનાર નથી, પણ પોતાના માણસોની શોધ કરવાથી તે વચનનું કાંઇ ભંગ ન થાય. તેમ વળી તેણે ગુરૂસ્વામીને પણ વચન આપ્યું હતું કે, રાજકુમારીનું છુપાઇ રહેવાનું ઠેકાણું જોર જુલમથી શોધી ન કાઢવું. આ વચનનો ભંગ ન થાય એવી તેની મરજી હતી.

જો તે પ્રતાપસિંહની મદદ માગે અથવા તો તેના થોડા સીપાઇઓ લઇને સફેદ મહેલ તરફ જાય તો તેથી પ્રતાપસિંહને રાજકુમારીના ઠેકાણા વિષે ખબર પડી જાય, પણ તેમ કરવાનો તેનો ઇરાદો ન હતો. રાજકુમારી પ્રતાપસિંહના હાથમાં ન જાય તો સારૂં એવો તેનો વિચાર હતો.

તેણે પોતે એકલા જવાનો વિચાર કર્યો. ગુરૂસ્વામી અને તેના છુપા મદદગારોની તેને ધાસ્તી ન હતી. તે તેમની સાથે લડાઇ થતાં તેમને પૂરો પડે એવો શુરો હતો. તે દિવસ રાતના થયલી લડાઇ વખતે તે બખતર સુદ્ધાં ઘોડા ઉપરથી પડી ગયો હતો તેથી તેનાં હાડકાં દુઃખતાં હતાં. તેમાંથી તે હજી સાજો થયો ન હતો તેથી ફરીથી તેવા જોખમમાં પડવાની તેની મરજી ન હતી.

ત્યારે કેવી રીતે તેમની શોધ મેળવવી? શું સફેદ મહેલમાં દાખલ થવાની પરવાનગી માગવી? જો તેમાં દાખલ ન થવા દે તો જોર જુલમથી અંદર દાખલ થવું?

તેમ વળી એક બીજો બનાવ બની ગયો હતો જેથી તેને સફેદ મહેલમાં દાખલ થતાં અડચણ પડે એમ હતું. રાયપુર આવ્યા પછી તેણે ઠકરાણી વીજ-કુંવરને એક ચીઠી લખી પોતાનું નામ ઠામ જણાવી તેની મુલાકાત કરવા માગી હતી, પણ તે ચીઠીનો કાંઇ જવાબ ફરી વળ્યો ન હતો. તેમજ કાંઇ મોઢાનો સંદેશો પણ આવ્યો ન હતો. આ ઉપરથી પોતાને તે ઠકરાણી મળવા નથી માગતી એમ તેના અનુમાનમાં આવ્યું હતું.

ઠકરાણી તેને મળવા ખુશી ન હતી અને તેથી તે જોર જુલમથી મહે-લમાં દાખલ થવા માગે અને દગાથી તેને તે ઠકરાણીના માણસો પકડી લે તો, પોતાના નોકરોના જેવા હાલ થયા હોય તેવા તેના પોતાના પણ થયા વગર કેમ રહે?

ગમે તે થાઓ પણ તેણે તો સફેદ મહેલ તરફ જવા ઠરાવ કર્યો. તે કમરાં પહેરી બહાર નીકળ્યો. આ વખતે પેલો રખેવાળ નીચે ઉભો હતો તેણે રામ-સિંહને ઉભો રાખીને કહ્યું કે, “ સરકાર સાહેબ, મેં તમને જતા અટકાવ્યા છે

તે ક્ષમા કરશો પણ પેલી ભપકાદાર સ્ત્રી જે જાય છે તે કોણ તે તમને જાણવું ઓછું અગત્યનું નથી.”

આમ કહી તે ભલા માણસે કેટલાક માણસોના રસાલા સાથે ચાલી જતી સ્ત્રી તરફ હાથ કર્યો.

આ સાંભળી રામસિંહને કાંઈ વિચાર આવતાં બોલ્યો–“એ સ્ત્રી કોણ ?”

રખેવાળે જવાબ દીધો–“ ઠકરાણી વીજકુંવર !”

“ અરે ઈશ્વર, તારો કેટલો ઉપકાર !” આમ બોલી વધારે સાંભળવાની આશા વગર તે ત્યાંથી દોડી ગયો. જે રસ્તે ઠકરાણી જતી હતી તે રસ્તો તેણે પકડયો. ધીમે ધીમે તે તેની પાછળ ગયો. તેઓ બધાં શહેર બહાર નીકળ્યાં. તેનો પોશાક કીમતી હતો. તેની ચાલ હંસગતિ જેવી હતી. આવી સ્ત્રીને જોતાં તેને વિચાર આવ્યો કે, “ શું આ સ્ત્રી પેલી ભોગ અપાતી મૂર્તિના ભક્તોની સહાયકારીણી હશે ?”

તે વિષે વિચાર કરવાને રામસિંહને વખત ન મળ્યો. તે આ વખતે એવી રીતે ચાલતો હતો કે, તેની ઉપર ઠકરાણીની નજર પડયા વગર રહેજ નહિ, અને તેમજ થયું. ઠકરાણી તેની તરફ જોવા લાગી. તેજ વખતે ઠકરાણીના હાથમાંનો કીમતી રૂમાલ ઉડી ગયો. રામસિંહ ચાલતો હતો તેની આગળજ તે રૂમાલ પડયો. રામસિંહ તે ઉચકી લઇને ઠકરાણીને આપવા પાસે આવ્યો. ઠકરાણીએ તે લઈ તેનો ઉપકાર માનતાં પૂછયું કે, “ તમે કોણ છો તે કૃપા કરી જણાવશો !”

આમ બોલતાની સાથે તે રામસિંહ તરફ જોઈ રહી. રામસિંહનો સુંદર ચહેરો તેની નજરમાં ખટકી રહ્યો. તે વારંવાર તેની તરફ જોતી અને તેના સાથે નજર મળતાં શરમાઈ જઇ નીચું જોતી.

રામસિંહે તેના આ જવાબથી આનંદ પામી નમ્રતાથી જવાબ આપ્યો– “ મારૂં નામ સરદાર શુરસિંહ છે. આપ નામદાર બાઈ સાથે મને હમણા જે ઓળખાણ થઈ છે તેથી આપ કોણ છો તે મને જણાવશો ?”

ઠકરાણી બોલી–“ મને તમારા આ સવાલ ઉપરથી જણાય છે કે, તમે આ રાયપુર શહેરથી તદન અજાણ્યા છો. તમે અત્રે નવા આવ્યા હો એમ જણાય છે !”

રામસિંહ બોલ્યો–“ તમારૂં ધારવું ખરૂં છે. હુ આ શહેરમાં આજ સવારનાજ આવ્યો છું અને–”

ઠકરાણીએ પૂછયું–“ તમારો વિચાર અત્રે કેટલા દિવસ રહેવાનો છે ?”

રામસિંહે કહ્યું–“ હુ ઘણું કરીને તો આવતી કાલે અત્રેથી જનાર છું.

પછી એકાદ દિવસ વધારે રોકાવું પડે તો કહેવાય નહિ. બાઈ સાહેબ, તમે રસ્તામાં ઉભાં છો તે મને ઠીક નથી લાગતું. જો તમારી રજા હોય તો તમને તમારા રહેઠાણ સુધી પહોંચાડવા આવું."

ધીમે ધીમે આગળ ચાલતાં ઠકરાણી બોલી—"સરદાર સાહેબ, હું રાયપુરથી થોડે દૂર રહુંછું."

નમ્રતાથી રામસિંહે ઉત્તર દીધો—"બાઈ, તમારૂં રહેઠાણ દૂર હશે તો પણ મને કાંઈ અડચણ નથી."

થોડીવાર વિચાર કર્યા પછી ઠકરાણી બોલી—"તમે મને જો મારા ઘર સુધી પહોંચાડવા આવશો અને ત્યાંથી પાછા ફરશો તો રાત પડશે. તે વખતે આ શહેરના દરવાજા બંધ થઇ જશે. તમે જાણો તો છોજ કે, એવી રાતની વખતે કોઇને પણ અંદર દાખલ કરવા હુકમ નથી. દરવાજા છેક સવારના ઉઘડશે ત્યાં સુધી તમે કયાં રહેશો?"

તે બાબત વિષે જાણે પોતે કેવોક ગુચવાતો હોય એવો દેખાવ કરી રામસિંહ બોલ્યો—"ત્યારે મારે કેવી રીતે ચાલવું? તમારા રહેઠાણ સુધી તમને પહોંચાડવા આવું તો આખી રાત મારે કયાં રહેવું એ વિચાર જેવું છે. હું આ શહેરથી તદન અજાણ્યો છું."

ઠકરાણી વીજકુંવર બોલી—"ઉદાર સરદાર શુરસિંહ, જો તમારો વિચાર મને મારા ઘર સુધી પહોંચાડવા આવવાનો હોય તો મારૂં કહેવું સાંભળી લ્યો. મારૂં ઘર છે તે આ પૃથ્વીનું સ્વર્ગ છે એમ કહું તો ચાલે. હું તમને મારા મહેલમાં દાખલ કરીશ."

રામસિંહ આનંદ દેખાડતો બોલ્યો—"ઓહોહો! ત્યારે તો એથી વધારે બીજું શું જોઇએ? એવે ઠેકાણે આવવાની કોણ ના પાડે?"

ઠકરાણી—"જો એમ છે તો હું તમને મારા મહેલમાં દાખલ કરીશ. હું ધારૂંછું કે, તમે મારૂં થોડુંક કહ્યું માનશો. અત્રેથી તમને મારે એવે રસ્તે લઈ જવા પડશે કે જે રસ્તો જોવાની તમારે અગત્ય નહિ રહે. તમારી આંખો બંધ કરીને તમને લઇ જવા પડશે."

રામસિંહ—"મને કોઈબી રીતે ત્યાં લઇ જાઓ. હું તમારી આજ્ઞાને તાબે છું. તમારો ગુલામ છું."

ઠકરાણી—"સરદાર શુરસિંહ, તમારૂં બોલવું સાંભળી મને આનંદ ઉત્પન્ન થાય છે. હું તમને મારા મહેલમાં બેવડા આનંદથી દાખલ કરીશ. ત્યારે ચાલો હવે આ વિષે વધારે ખુલાસો કરવાની જરૂર નથી."

તેઓ બેઉ આગળ ચાલ્યાં. તેમની પાછળ ઠકરાણીની દાસીઓ ચાલી.

આ ઠગાઈ પોતાના વિશ્વાસુ નોકરોને માટે રામસિંહને કરવી પડી હતી.

જે રસ્તે ગુરૂસ્વામી તેને પેલા મંદિર આગળ લઇ આવ્યો હતો તે રસ્તેજ ઠકરાણી પણ તેને લઇ ગઈ.

ત્યાં આવતાંજ તેને એક જણની બીક લાગી. તે પેલો ઘોડા સાચવનાર માણસ હતો. રામસિંહે ધાર્યું કે, તે તેને ઓળખીને બોલાવશે તો બધું ખુલ્લું થઈ જશે, પણ તેમ બન્યું નહિ. રામસિંહની બીક ખોટી પડી. તે માણસ જાણે તેને ઓળખતો ન હોય એમ ઉભો રહ્યો. તેના હાથમાંથી એક ઝભ્ભો લઇ તેણે રામસિંહને પહેરવા આપ્યો. તેને ઉપરની બાજુથી કાંઈ દેખાય નહિ એવી રીતે કરી લઇ, રામસિંહને ઘોડે બેસવામાં પેલા માણસે મદદ આપી.

બીજા ઘોડાઓ ઉપર ઠકરાણી ચઢી બેઠી અને તેઓએ પોતાના ઘોડા ચલાવ્યા. રામસિંહના ઘોડાની લગામ ઠકરાણીએ પોતે પકડી હતી.



## પ્રકરણ ૪૪ મું.



### કુમુદિની.

હવે જે રસ્તે રામસિંહ જાય છે તેને જવા દઈ કુમુદિનીનું શું થયું તે આપણે જોઇએ. જે દિવસે રામસિંહનો ઠકરાણી સાથે મેળાપ થયો તેજ દિવસે કુમુદિની તદન સારી થઈ હતી. સુંદરીની રજા લઈ તે જવાને તૈયાર થઈ હતી. પોતાની માંદગીમાં સુંદરી અને તેની સખીઓ માનકુંવર અને રૂપાળીએ તેને જે મદદ આપી હતી તેથી તેમનો ઉપકાર માન્યો.

જ્યારે કુમુદિની સુંદરીને મળવા આવી ત્યારે સુંદરી બોલી—"કુમુદિની, કાલ તો હું આ શહેર છોડી જનાર છું, તેથી તું આ શહેરમાં કોઇ પણ મિત્ર વગર એકલી પડીશ."

કુમુદિની—"બાઇ, તમે મારી તરફ જેટલી મહેરબાની દેખાડી છે અને હજી પણ મારે માટે કાળજી રાખોછો તેનો ઉપકાર મારે કેવી રીતે માનવો—તેનો બદલો કેવી રીતે વાળવો તે મને સુજતું નથી."

સુંદરી—"મેં મારી ફરજથી કાંઇ વધારે કર્યું નથી. બીજી કોઇ રીતે હું તને કામ લાગી શકું તેમ હોય તો મને કહે."

કુમુદિની—"હવે તમને વધારે મહેનત આપવાની મારી ઇચ્છા નથી."

સુંદરી—"તારો વિચાર અહીંથી ક્યાં જવાનો છે? તું એમ ન સમજતી કે, આ સવાલ હું સહેજ પૂછુંછું! મારે તે જાણવાની ઘણી જરૂર છે, જો તું કાંઇ ભયમાં હોય તો મારાથી બનતી દરેક રીતની હું તજવીજ કરૂં, હું તને

કેવી રીતે ઉપયોગી થઇ પડું ?"

કુમુદિની–"બાઇ, તમે જેટલી મહેરબાની મારી તરફ બતાવી છે તેટલી બસ છે. એથી તમારો મારી ઉપર એટલો તો આભાર થયો છે કે, તેનો બદલો કેવી રીતે વાળવો તે મારાથી સમજાતું નથી."

સુંદરી–"કુમુદિની, ઉંમરમાં આપણે બેઉ જણીઓ સરખી છીએ પણ તારા કરતાં મેં વધારે અનુભવ મેળવેલો છે. તને જ્યારે પણ મારી મદદ જોઇએ ત્યારે તું વગર અચકાએ માગજે. હું તને મારાથી બનતી દરેક મદદ કરીશ. જો તને હાલ પૈસાની જરૂર હોય તો તે પણ તારી પાસે હાજર છે. તને સારી શીખામણ જોઇતી હશે તો તે પણ હું તને આપી શકીશ."

કુમુદિની (ધીમે સ્વરે)–"તમારો આભાર હું કેમ ભૂલીશ ? મારી પાસે પૈસા છે. તેમ વળી જે કામ માટે આ શહેરમાં હું આવી છું તે વિષે મને બરોબર સલાહ મળી છે."

સુંદરી (તેનો હાથ પકડીને)–"ત્યારે તને મારી સલાહની અથવા મદદની કાંઈ જરૂર નથી, તો પણ મારે તને એક વાતની સલાહ તો જરૂર આપવી જોઇએ. ગુરૂસ્વામી જેને તું મળી હતી તેને હું બીજે નામે ઓળખું છું અને તે વિષે–પણ કાંઈ નહિ–"

આટલું બોલતાં તે અટકી પડી. તેના ચહેરામાં થયલો ફેરફાર જોઈ કુમુદિની બોલી–"સુંદરીબાઇ, તમે બિમારી છો ? તમને શું થાય છે ?"

સુંદરી (સાવધ થતાં)–"નહિ, નહિ, મને કાંઈ નથી. તને મારે બચાવવી જોઇએ. ભોગજોગે જો એ માણસ સાથે તને ફરીથી મેળાપ થાય તો તેનાથી તું દૂર રહેવા યત્ન કરજે. જે રસ્તે એ જવા કહે તેથી ઉલટે રસ્તે ચાલજે. એટલું જ નહિ પણ જે મિત્રને ત્યાં એ તને રાખવા કહે તેને ત્યાં કદી પણ જતી ના."

કુમુદિની (તે સાંભળી)–"બાઇ, હું તમારો ઉપકાર માનું છું. તમારી શીખામણ પ્રમાણે હું જરૂર ચાલીશ. કેટલાંક કારણોથી મને એ માણસ તરફ અણવિશ્વાસ ઉપજ્યો હતો. તેમાં મુખ્ય કરીને તો આ દેશમાં જેને વિષે અજાયબ જેવી વાતો થાય છે તે મહાકાળીની મૂર્તિનો તે ચુસ્ત પૂજારી છે એમ જાણીને વધ્યો હતો.

સુંદરી તે સાંભળતાં ફીકી પડી જઈ, કુમુદિની તરફ એકી નજરે જોઈ રહીને બોલી–"શું ! ત્યારે તું એ વિષે કાંઇ જાણે છે ?"

કુમુદિનીને લાગ્યું કે, તે પોતે જોઇએ તે કરતાં વધારે બોલી ગઇ હતી અને તેથી રખેને તે વિષે વધારે વાત કરતાં પેલી સહેલ બી વિષે બોલાઈ જવાય

અને તેથી કાંઇ જુદુંજ પરિણામ આવે. એમ ધારી વાત ફેરવી નાંખતાં બોલી કે—" નહિ, તે વિષે હું કાંઈ જાણુતી નથી. મેં વાતો સાંભળી છે પણ તે તો ઉડતી ગપો હોય એમ જણાય છે. આ દેશમાં શિવ અને વિષ્ણુ સિવાય બીજા કોઈનાં પણ મંદિરો નથી. મહાકાળીના ભકતો પણ કોઇ નથી. તેમ મહાકાળીની મૂર્તિ પણ કોઇ ઠેકાણે નથી. અહીંથી ઘણે દૂર વિંધ્યાટવીમાં માતાના ભકતો છે અને ત્યાં માતાની ઘણી પૂજા થાય છે; પણ તે તો આપણા દેશના બહાર ઘણે ઘણે દૂર છે. "

થોડીવાર વિચારમાં પડયા પછી સુંદરી બોલી–" હા, તેમજ હશે ! તો પણ કુમુદિની, જે વાતની ભલામણ મેં તને આપી છે તે ઉપર તારે વધારે ધ્યાન આપવું. ગુરૂસ્વામીની સાથે જવા કરતાં સરપના દરમાં જવું એ વધારે સારૂં છે. આથી વધારે હું તને કહી શકતી નથી. હવે તારી જવાની મરજી છે તો બેલાશક જા. "

આમ કહી તેને જવાની રજા આપી. કુમુદિની પણ તેની રજા લઈ કિલ્લામાંથી બહાર નીકળી.

ત્યાંથી નીકળી તે રામસિંહને ઉતારે ગઈ. ત્યાં તેને માલમ પડયું કે, બે કલાક થયાં રામસિંહ ત્યાંથી બહાર ગયો છે અને વળી આવતી કાલ તો તે પોતાના દેશ તરફ જવાનો છે. આ ખબર આપનાર પેલો રખેવાળ હતો.

આ ખબર સાંભળી કુમુદિનીનું મન દલગીર થયું. શા માટે દલગીર થયું તે તે જાણી ન શકી. એક પળ સુધી તે ઉંડા વિચારમાં પડી હોય એવો તેનો દેખાવ હતો. આખરે તે બોલી–" ભલા રખેવાળ, મારો વિચાર તે નામદાર સાથે થોડીવાર વાત કરવાનો હતો. તેને ઘણું કરીને હું કાલ મળીશ, પણ ભોગજોગે તે મને ન મળીશકે તો મારી વતી તમે એટલું કહેજો કે, કુમુદિનીને તમે મરતી બચાવી તેથી તમારો તે ઉપકાર માનવા આવી હતી અને તમારો સદાય જય થાઓ એવો આશીર્વાદ આપ્યો છે. "

આટલું બોલી જવાબની રાહ જોયા વગર તથા પોતે કયાં જાય છે તે કહ્યા વગર તે ત્યાંથી જતી રહી.

આ વખતે એક પહોર રાત ગઇ હતી. ચંદ્ર પ્રકાશી નીકળ્યો હતો. તે તરતજ શહેર બહાર નીકળી. નદી કિનારે જે ઠેકાણે મછવા પડી રહેતા હતા તે ઠેકાણે તે આવી. ત્યાં માત્ર એકજ મછવો હતો. તેનો માલેક એક બુઢ્ઢો માણસ હતો. તેને બોલાવીને થોડા કલાક સુધી તેનો મછવો ભાડે માગ્યો. તેણે મછવો આપવાની ના પાડી. તેમ વળી તે તેની તરફ શકની નજરે જોવા લાગ્યો. જ્યારે કુમુદિનીએ બે સોના મોહોરો કાઢીને તેને આપી ત્યારે તેનો

ચહેરો ફરી ગયો. તેણે તરતજ મછવો આપવાની હા પાડી. કુમુદિની તરતજ તેમાં બેસી ગઇ. પેલા બુઢ્ઢા ખલાસીએ મછવો કેમ ચલાવવો તથા હલેસાં કેમ મારવાં તે બતાવ્યું. મછવામાં દીવો સળગાવવાનું કહેતાં તેણે દીવો સળગાવી આપ્યો. થોડીવારમાં બરોબર તૈયારી કરી કુમુદિનીએ મછવો હંકાર્યો.

ત્યાંથી નીકળ્યા પછી થોડીવારમાં કિલ્લો દેખાવા માંડયો. પા કલાકમાં તો તે તેની પાસે આવી પહોંચી. એક ઝાડ સાથે મછવો બાંધી તેમાંથી પોતે ઉતરી પડી અને ઇશ્વરનું નામ લઈ, હીંમત રાખી તે ઉપર ચઢી.

## પ્રકરણ ૪૫ મું.

### વીરબાળા

કુમુદિની હીંમત રાખી ઉપર ચઢી. આગલા રાજાઓના વખતમાં આ રસ્તો કિલ્લામાંના કેદીઓ જેઓને ગુપચુપ મારી નાંખી ઠેકાણે પાડવામાં આવતા હતા તેમને માટેજ વાપરવામાં આવતો હતો. એ રસ્તે તેમનાં મુડદાંને ઉતારીને નદી માર્ગે લાંબે લઇ જઇ નાંખવામાં આવતાં હતાં. આ ઉપરથી તે તરફ કોઇપણ માણસ આવવાની હીંમત કરતું ન હતું, પણ કુમુદિની તે વિષે તદન અજાણી હતી. જો તે જાણતી હોત તોપણ હીંમત કરીને ત્યાં આવત. ઉપર જતાં એક મેહેરાબદાર દરવાજો આવ્યો. તેને બારણાં ન હતાં. તેમાં થઈને કુમુદિની અંદર દાખલ થઈ. સામી બાજુએ એક દરવાજો હતો. તે બંધ હતો. ઉપર લોખંડી આગળો હતો. કુમુદિનીએ તે ઉઘાડવા માંડયો, પણ ઘણાં વરસ થયાં બંધ રહેવાથી તે કટાઈ ગયો હતો. ઘણું જોર કરતાં તે આગળો ઉઘડયો. ત્યાંથી તે એક નાની ચાલમાં દાખલ થઈ. તે ચાલમાં ઘેરાયલો પવન ફુંકાવા માંડયો. દીવા આડો હાથ રાખી તે આગળ ચાલી. થોડે દૂર ગયા પછી એક બીજો દરવાજો દેખાયો. તે પણ તેણે મોટી મુશ્કેલીએ ઉઘાડયો. તે એક નાનો ઓરડો હતો. કુમુદિની તેમાં દાખલ થઈ અને હાથમાંનો દીવો ઉંચો કરી તે ઓરડામાં શું હતું તે તે જોવા લાગી.

પહેલીજ પળે તેણે ચીશ પાડી. તેને એમ લાગ્યું કે, તે ઓરડો હથિયારબંધ માણસોથી ભરાયલો છે, પણ તે ઓરડામાં બધું શાંત હતું. માત્ર કુમુદિનીની ચીશનો પડઘો ત્યાં પડી રહ્યો હતો. તેને એમ લાગ્યું કે, કાં તો આ ઓરડો બખતરો રાખવાનો છે અથવા તો જુના વખતનાં પૂતળાં એમાં રાખવામાં આવ્યાં છે. જે વખતે તે આમ વિચારતી હતી તે વખતે એક બીજો પણ તેને વિચાર આવ્યો કે, આ ચીજો જે આટલીવાર સુધી સ્થિર દેખાતી

હતી તે પોતાની જગા ઉપર હાલતી દેખાઈ.

કુમુદિનીએ આસપાસ નજર ફેરવી તો એકનો હાથ હાલ્યો, એકે માથું નમાવ્યું, એકે ભાલો ઉંચો કર્યો, વળી પાછું બધું શાંત થઇ ગયું.

કુમુદિનીના શરીરમાંથી લોહી ઉડી ગયું. તે તદન ફીકી પડી જઇ ધાસ્તીથી ધ્રુજવા લાગી. થોડીવાર તે ઉભી રહી, પણ પેલો ચીજો તો ત્યાંજ ઉભેલી દેખાઇ. હવે કુમુદિનીને વિચાર થયો કે, તેઓ જીવતાં માણસો નહિ પણ ખાલી બખતરોજ હતાં. તેને તે હાલતાં દેખાયાં હતાં તેનું કારણ એટલુંજ હતું કે, દીવાની વાટ હાલવાથી તેઓ બધાં હાલતાં દેખાયાં હતાં. પોતાને આવી વગર પાયાની બીક લાગી તેથી તે હસી પડી.

બધાં બખતરોને ગોઠવીને રાખેલાં હતાં તેથી તેઓનો આકાર માણસના આકારને મળતો હતો. કેટલાંક બખતરો ઉત્તમ બનાવટનાં હતાં. બધાને જોતી જોતી તે આગળ ચાલી. તે વખતે તેની નજર એક નાજુક બખતર ઉપર પડી. તેની બનાવટ ઘણીજ નાજુક પણ સુંદર હતી. પાતળી તલવાર તેના કમરબંધ સાથે લટકતી હતી. કુમુદિની આ બખતરને અજાયબીથી જોતી ઉભી રહી. તે બખતર જોતાં તેના મનમાં એક બીજો વિચાર ઉત્પન્ન થયો. તેને વિચાર થયો કે, તેની સ્ત્રીના પોશાકમાં તેને ઘણા ભયથી બીહુવાનું કારણ હતું, પણ પુરુષનો પોશાક હોય તો તેમાંની ઘણી બીક ઓછી થઇ જાય.

જો પુરુષનો પોશાક પહેરે તો પોતાનો બચાવ થાય એવો પોશાક કાં ન પહેરે? પોતાને લાયક અનાયાસે મળી ગયેલું આ બખતર તથા તેની સાથેનાં હથિયારનો તે શા માટે ઉપયોગ ન કરે? તે જાણતી હતી કે, તેને અંદરના દરવાજા ઉપરનો ચોકીદાર અટકાવશે, પણ તે ચોકીદારને માટે છુપો શબ્દ તે જાણતી હતી. તે છતાં તે સ્ત્રીના વેષમાં હતી તેથી ચોકીદાર શું વિચારશે? પ્રતાપસિંહે પોતાના કેદીઓની પાસે એક અજાણી સ્ત્રીને શા માટે મોકલી હશે? આવો તેને કદાચ વહેમ આવે. માટે તેનો માત્ર એકજ ઉપાય હતો કે, તેણે પોતે બખતર પહેરી પુરુષ બની જવું.

વળી આ લોખંડી બખતર કોઇની મદદ વગર કેમ પહેરાશે તેનો તેનો વિચાર થઇ પડયો. બારીકીથી તપાસતાં તેને જણાયું કે, તે બખતર તદન છુટું થઈ શકે તેવું હતું. દીવો એક બાજુએ મૂકી તેણે પોતાનાં થોડાં કપડાં કાઢી નાંખ્યાં અને બાકીનાં કપડાં શરીરે લપેટી દઇ શરીર તંગ કર્યું અને પછી બખતર પહેરવાની શરૂઆત કરી. ધીમે ધીમે તેનો દરેક ભાગ છુટો કરીને પહેરી લીધો, માથે ટોપી પહેરી અને મોઢું છુપાવવાના પડદાથી મોઢું બંધ કર્યું. ફકત તેમાંથી બે આંખોથી દેખાય અને મોઢાથી શ્વાસ લેવાય એટલીજ

જગા હતી. પછી કમરે તલવાર એવી રીતે બાંધી કે શોભા આપવાને બદલે કામ પડે તો વાપરી શકાય. આવી રીતે બખતર પહેરીને તે શુરવીર જેવી બની રહી. તેને લીધે તેનો ઉમંગ પણ વધ્યો. આ તરીકેની તેની બીકણતા જતી રહી. પછી તે હાથમાં દીવો લઈ આગળ ચાલી. આ વખતે તેને એવો વિચાર આવ્યો કે, આવે વેશે તે સરદાર રામસિંહની સાથે હોય તો કેવું સારૂં !

તે બીજા ઓરડામાં ત્યાંથી દાખલ થઇ. તેના પગનો અવાજ હવે ભારે થતો હતો. ત્યાંથી એક લાંબી ચાલ આવી ત્યાંની જમીન ઉપર તો તે અવાજ વધારે ભારે થવા લાગ્યો. ચાલ પૂરી થતાં એક દરવાજે આવ્યો. તે તેણે ઉઘાડયો એટલે તેને ખુલ્લી જમીન દેખાઈ. હવે દીવાનું કાંઇ કામ નથી જાણી, તેને પેલા છેલ્લા ઓરડામાં પવનના ઝપાટાથી બુઝાઈ ન જાય એવી રીતે મૂકી આવી. પછી તે પાછી પેલા દરવાજા આગળ આવીને તે ઉઘાડી ચોકમાં ઉતરી પડી. તે જાણતી હતી કે, ઉપરની બાજુએ દરવાજા ઉપર ચોકીદાર હશે અને હતું પણ તેમજ. ચોકીદાર અંદરની બાજુએ હતો. આવનાર માણસ કયાંથી આવે છે તે તે જાણી શકે તેમ ન હતું. કુમુદિનીએ કિલ્લામાં રહી જે ખબર મેળવી હતી તે તેમે આ વખતે અતિ ઉપયોગમાં આવી હતી. તે હીંમતથી એક બાજુએ ઉપર ચઢી. આ વખતે કુમુદિનીને વિચાર આવ્યો કે, “ ભલી સુંદરી બીચારી થોડુંજ જાણતી હશે કે, તેની મહેમાનદારીનો મેં આવો ગેરઉપયોગ કર્યો છે ! ”

ઉપર જઈ પોતાના ચહેરા ઉપરનો પડદો ખોલી નાંખી ત્યાંનો દરવાજો અફાળ્યો થોડી પળમાં નાની બારી ઉઘડતી સંભળાઈ, અને ચોકીદારનો ચહેરો દેખાયો.

કુમુદિનીએ તેની તરફ જોઈ પોતાથી બની શકતો મરદ જેવો અવાજ કાઢીને બોલી કે, “ ભલા ચોકીદાર, દરવાજો ખોલ ! ”

ચોકીદારે અંદરથી પૂછયું–“ મારે દરવાજો કોને માટે ખોલવો ? તું કોણ છે ? ”

કુમુદિની ( જરા પણ ગભરાયા વગર ) “ તને જે છૂપો શબ્દ કહે તેને ! ”

ચોકીદાર–“ તે છુપો શબ્દ ? ”

કુમુદિની–“ બહાદુર પ્રતાપ ! ”

એક પણ શબ્દ બોલવા વગર ચોકીદારે તે નાની બારી બંધ કરી દીધી તરતજ સાંકળોનો ખખડાટ સંભળાયો અને મોટો દરવાજો ઉઘડયો. કુમુદિની તરતજ તેમાં દાખલ થઇ.

ચોકીદારે તેમે નમન કરીને પૂછયું–“ બોલો તમારી શી આજ્ઞા છે ? તમે

કોણ છો ? કોની તરફથી આવો છો ? ”

કુમુદિનીએ વગર ગભરાએ ઉત્તર દીધો–“ હું સરદાર બહાદુર તરફથી આવ્યો છું. ત્રણે રાજ્ય કેદીઓને મારે છુપો સંદેશો પહોંચાડવો છે ! ”

ચોકીદાર બાજુનો એક નાનો દરવાજો ઉઘાડી બોલ્યો–“ તમે આ રસ્તે ઉપર જાઓ. આ કુંચીથી ઉપરનો દરવાજો ઉઘડશે. ત્યાંથી એક લાંબી ચાલ આવશે. તેમાં દાખલ થતાંજ પહેલા ત્રણ દરવાજા છે તે પેલા ત્રણે રાજ્ય-કેદીઓના છે. તેના દરવાજા ઉપરની બાજુથી બંધ છે. દરેક જણની પાસેથી પાછા ફરતાં દરવાજો બરાબર બંધ કરવા ધ્યાન રાખજો. જો તે ત્રણે જણા છુટા થશે તો આપણા બે જણથી તેમને અટકાવી શકાશે નહિ અને તેથી આપણે જોખમમાં આવી પડશું. ”

કુમુદિનીએ જવાબ દીધો–“ તે વિષે જરા પણ ધાસ્તી ન રાખવી. ”

પોતાને આ પ્રમાણે દરેક ઠેકાણે ફતેહ મળતી જોઇ આનંદ પામતી કુમુદિની દાદર ઉપર ચઢવા લાગી. ઉપર પહોંચી પેલી કુંચીની મદદથી તેણે દરવાજો ઉઘાડયો અને સાંકડી ચાલમાં દાખલ થઈ. તે ચાલની બેઉ બાજુએ છ દરવાજા હતા અને તેમને બહારથી બંધ કરવાને મજબૂત આગળા હતા. આ કેદખાનાની જગા રાતની વખતે એટલી તો ભયંકર લાગતી હતી કે નબળું પોચું માણસ હબકી ગયા વગર રહેજ નહિ. જે પરોપકારી કામ માટે કુમુ-દિની અત્રે આવી હતી તે કામ તો તેને કરવુંજ હતું. તેમાં હીંમત હારી જાય તો બધું કર્યું કારવ્યું ધુળ મળી જાય એવું હતું. તેને વિચાર આવ્યો કે, જો આ કામમાં તે ફસાઇ જશે તો તેમાંના એકાદ કેદખાનામાં તે પોતે પણ પડશે. જે વીંટી તેને પેલી સફેદ સ્ત્રીએ આપી હતી તેની ઉપર તેનો વિશ્વાસ હતો. ઘણી જરૂરને વખતેજ તે વીંટી સરદાર બહાદુર પ્રતાપસિંહને બતાવવી એવો તેનો હુકમ હતો માટે તે પોતે તેમજ આ રાજ્ય કેદીઓ પણ તેની મદદથી બચી શકશે એવી તેની ખાત્રી હતી.

હાલ તો તે ફસાઇ જાય એવું કાંઈ ન હતું. તેણે એક દરવાજો ઉઘાડયો. તે અંદર દાખલ થઈ. તે ઓરડો જો કે કેદખાનાનો હતો તોપણ તે સારી રીતે સણુગારેલો હતો. તેમાં કેદ રહેલા રાજવંશી કેદીને કોઈ વાતે મુંઝવણ પડે એમ ન હતું.

અંદરનો કેદી ઊંચો, સુંદર ચહેરાનો અને જુવાન હતો. તેણે ભાગ્યેજ ચાલીશ શિયાળા પૂરા કર્યા હોય એમ તેના દેખાવ ઉપરથી જણાતું હતું.

કુમુદિનીએ પોતાના મોઢા ઉપરનો પડદો કાઢી નાંખ્યો હતો, તેથી તેનો સુંદર ચહેરો તેથી ખુલ્લો થયો હતો. આ રાજવંશી કેદી તેને જોઈ પોતાની

બેઠક ઉપરથી ઉભો થયો અને આ નવા આવનાર માણસ તરફ બારીકીથી જોવા લાગ્યો. આવે રાતને સમે તે ત્યાં આવ્યો તે તેને મન નવાઈ હતી. તે કેદીએ પૂછ્યું કે "ભલા જુવાન, તમે કોણ છો ?"

ધીમે અવાજે કુમુદિનીએ જવાબ આપ્યો—"એક મિત્ર. મને આપનું નામ જણાવશો ?"

તે ઠાકોરે કહ્યું—'મારૂં નામ વિજયસિંહ છે. ભલા જુવાન, તમે મારી તરફ આટલી બધી માયા દેખાડો છો તે તમે કોણ છો તે મને કહેશો ?"

કુમુદિનીએ ઉતાવળથી કહ્યું—"હું કોણ છું તે જાણવાથી તમારે કામ નથી. હું તમને આ કેદખાનામાંથી બચાવવા માટે આવ્યો છું—"

ઠાકોરે કહ્યું—"મારે આ તે મિત્રતા સમજવી કે દગો ? ભલા જુવાન, તું તારૂં નામ નથી કહેતો તેથી તારી તરફ મને શક ઉત્પન્ન થાય છે અને તેથી મને માફ કરજે."

કુમુદિની પોતાના નામમાં થોડોક ફેરફાર કરીને બોલી—"જો એમજ છે તો મને કૌમુદ મુલુનાયક કહો. હવે સાંભળો. તમારૂં છુટાપણું અટકાવનાર નીચે માત્ર એકજ સીપાઈ છે—તને આપણે બાંધી શકીશું. તેને મારી નાંખવાની જરૂર નથી. બોલો, હવે તમે મારી સાથે આવવાને કબૂલ થાઓછો ?"

વિજયસિંહે આનંદ પામીને કહ્યું—"ભલા જુવાન, ઘણી ખુશીની સાથે. તારી તરફ મને વહેમ ઉત્પન્ન થયો માટે હું તારી ક્ષમા માગું છું અને—"

કુમુદિની બોલી—"હાલ તે વિષે વાત કરવાને આપણને મુદ્દલ વખત નથી. મારે હજી તમારા સોબતીઓને છુટા કરવા છે માટે હું ત્યાં જાઉંછું, તમે તૈયાર રહેજો."

આમ કહી તે બીજા કેદીના ઓરડામાં ગઇ. આ ઓરડામાં કાળા કિલ્લાનો ઠાકોર હતો. તે કુમુદિનીને ઓળખતો ન હતો, પણ કુમુદિની તેને દીઠે ઓળખતી હતી. વિજયસિંહ સાથે કરેલી સરતો તેની સાથે પણ કરી, અને તેને છુટાપણું આપ્યું. તેમ વળી તેને ઓરડામાંથી બહાર ઠાકોર વિજયસિંહ સાથે મેળવ્યો. પછી તે ઠાકોર બલવાનસિંહને છુટાપણું આપવા તેના ઓરડા તરફ ગઈ.

તે કાંઈ પણ આનાકાની વગર તેની છેક પાસે ગઈ. પોતાના પાળક પિતાના આ ઉદાર રાજાને તે સારી રીતે ઓળખતી હતી. તે બોલી—"નામદાર ઠાકોર સાહેબ, હુ તમને આ કેદખાનામાંથી છોડાવવા માટે આવી છું. તમને તમારા સોબતીઓ સાથે જે કારણ—"

બલવાનસિંહ જે આટલીવાર સુધી તેની તરફ જોઈ રહ્યો હતો તે અધી-

રાઇથી બોલી ઉઠ્યો—"ભલા જુવાન, તું કોણ છે? મારી ખાત્રી છે કે હું તને ઓળખું છું! પણ આ વખતે મને તે મુદ્દલ યાદ આવતું નથી—"

પોતાને આ ઠાકોરે આ પ્રમાણે ઓળખી કાઢવા જેવી વાત કીધી તેથી તેના મોઢા ઉપર શરમ ચઢી આવી. તે બોલી—"તમે મને દીઠો નથી, પણ મારી બહેનના પાલન કરનાર તરફ તમે જે માયા દેખાડોછો તે વિષે મારી બહેને વાત કીધી છે અને—"

હવે બલવાનસિંહને કુમુદિની યાદ આવી. તે બોલી ઉઠ્યો—"શું! મુલુનાયકની કુમુદિની તારી બહેન થાય? તેનું કોઈ સગું આ દુનિયામાં છે એવું હું જાણતો ન હતો.

કુમુદિનીએ હીંમતથી જવાબ આપ્યો—"હા, હું તેનો ભાઈ છું. મારૂં નામ કૌમુદ છે. મેં તમારી નોકરી સ્વીકારી છે. તમને છુટાપણું અપાવવાના મેં સોગન ખાધા છે. જો તમને છોડવતાં મારૂં મરણ નીપજે તો તેની પણ ચિંતા નથી."

બળવાનસિંહ તેનો હાથ પકડીને બોલ્યો—"તારી સુંદર બહેનને ખરેખર તું લાયક ભાઈ છે. છોકરા, તું મને છોડવવા આવ્યો છે તે માટે નહિ, પણ તેં જે ઉત્તમ ચાલનો દાખલો હમણાં મને દેખાડી આપ્યો છે તે માટે હું તારો ખરા દીલથી આભાર માનું છું."

કુમુદિની બોલી—"ઠાકોર સાહેબ, મારી બહેન તથા તે ભલા મુલુનાયક તરફ તમે માયા દેખાડીને તેનો બદલો વાળી આપ્યો છે. આપણે હાલ વાતચીત કરી વખત નકામો કાઢવાનો નથી."

આ વખતે કાળાકિલ્લાનો ઠાકોર તથા વિજયસિંહ બેઉ જણા તે ઓરડામાં આવ્યા. ત્રણે જણા એક બીજાને આનંદથી મળ્યા. તેમનાથી કેમ નાશી જવાશે તે તેઓ જાણતા ન હતા. કુમુદિની ઉપર તેમનો વિશ્વાસ પૂર્ણ રીતે બેઠો હતો તેથી કુમુદિનીએ પોતાની યુક્તિથી તેમને જાણીતા કર્યા. પછી તે આગળ ચાલી. ઉપરનો દરવાજો જોરથી અફાળીને બંધ કર્યો. કુંચી ફેરવી પણ તે તદન ઉઘાડો રાખીનેજ. નીચે ચોકીદાર એમ સમજે કે દરવાજો બંધ થયો છે. પછી તે નીચે ઉતરી અને કુચી પેલા ચોકીદારને આપતી બોલી—"ભલા ચોકીદાર, આ કુચી."

ચોકીદારે કહ્યું—"તમને ઉપર કાંઈ ઘણો વખત લાગ્યો નથી."

આ બોલતી વખતે તેણે પોતાના હાથમાંનો લાંબો ભાલો ભીંતે ટેકવીને રાખ્યો અને કુચી પોતાના કમરબંધ સાથે બાંધવા લાગ્યો. તેજ પળે એક સિંહણના જેવા જોરથી કુમુદિનીએ તે અસાવધ પણ વિશ્વાસુ ચોકીદાર તરફ

કુદકો માર્યો. તે ચોકીદાર તરતજ નીચે પડી ગયો. તેની છાતી ઉપર પગ મૂકી તથા પોતાનું ખંજર તેની ગરદન પાસે રાખીને તે બોલી–"ચુપ રહેજે. જો બૂમ પાડી તો મૂવો જાણ!"

આ હથિયારબંધ માણસના પડવાનો ભારી અવાજ ઉપર સુધી પહોંચ્યો હતો. ત્રણે ઠાકોરો દાદર ઉપર રાહ જોતા ઉભા હતા તેઓ પોતાને છોડવનારની મદદે તુરત દોડી આવ્યા.

ચોકીદારે જોયું કે દગો તો થયો છે. જો બૂમ પાડીશ તો આ લોકો તુરત મારી નાંખશે, માટે ગુપચુપ રહેવું એમાંજ માલ છે. કુમુદિનીએ તેને જમીન ઉપરથી ઉઠવા કહ્યું. કાંઈ પણ આનાકાની વગર તે ઉઠીને ઉભો થયો. જે ઓરડામાંથી તે કેદીઓને છોડવી લાવી હતી તેમાંના એકમાં લઈ જઈ તેને કેદ કર્યો, અને પાછા ચારે જણા નીચે ઉતર્યા.

ચોકમાં જરા વારમાં તેઓ જઇ ઉભા. ત્યાં કોઇ ચોકીદાર ન હતો. તેમને કોઈની તરફથી પણ અટકાવ થાય એવું ન હતું. આ ચોકમાં સુંદરીના ઓરડાની બારીઓ પડતી હતી. તે તરફ કુમુદિનીએ નજર કીધી તો ત્યાં દીવો ન હતો. તે મનમાં બોલી–"ભલી સુંદરી, તારી મહેમાનદારીનો મેં દગાથી લાભ લીધો માટે તું મને માફ કરજે."

પછી પેલા દરવાજામાં થઇ તે બખતરવાળા ઓરડામાં જ્યાં દીવો મુકેલો હતો ત્યાં તેમને લઇ ગઈ. ત્યાંથી આ ત્રણે ઠાકોરોએ પોત પોતાને મનગમતાં હથિયારો લઇ લીધાં. તેઓ આ પ્રમાણે હથિયારબંધ થઈ તેની પાછળ ચાલ્યા. હાથમાં કુમુદિની દીવો લઇને આગળ ચાલી. તેઓ પાછા પાયરીઓ ઉતરીને નદી કિનારે આવ્યાં. ત્યાં મછવામાં ચારે જણાં ઉતર્યાં, અને ત્યાંથી તે મછવો હંકાર્યો. કુમુદિનીએ દીવો ઓલવી નાંખ્યો.

પોતે જે કિલ્લામાંથી છુટી આવ્યા હતા તે તરફ જોયા પછી પોતાના આ છોડવનારનો તેમણે ખરા દીલથી આભાર માન્યો. કુમુદિનીએ કહ્યું કે– "આ વખત કાંઇ ઉપકાર માનવાનો નથી. આપણે જેમ બને તેમ અત્રેથી જલદી જતા રહેવાનું છે. જો સવાર પડશે અને પ્રતાપસિંહને તમારા નાશી જવાની ખબર પડશે તો તે તુરત માણસો દોડાવશે માટે આપણે નજદીક હોઈશું તો પકડાઇ જઈશું."

આ વાત ત્રણેના ધ્યાનમાં ઉતરી. આ વખતે કાળા કિલ્લાના ઠાકોરે અને વિજયસિંહે એક બીજાની તરફ જોઈ કાંઇ ઈસારતો કીધી. તે બળવાનસિંહના જોવામાં આવી. તે બોલ્યો–"હું ધારૂંછું કે, તમે કાંઈ યુક્તિ જાણો છો? આપણે કોઇ ઠેકાણેથી ઘોડા મેળવી શકોશું?"

કાળા કિલ્લાના ઠાકોરે કહ્યું–"હું અને ઠાકોર સાહેબ વિજયસિંહ રાયપુર પાસે રહેતી એક ભલા દીલની સ્ત્રીને ઓળખીએ છીએ. તેને ત્યાં ગએથી આપણું રક્ષણ થઇ શકશે. તમે કદાચ તે ભલી સ્ત્રીનું નામ સાંભળ્યું–"

બલવાનસિંહે આતુરતાથી પૂછ્યું–"તેનું નામ શું?"

કાળા કિલ્લાના ઠાકોરે જવાબ આપ્યો–"ઠકરાણી વીજકુંવર. તેને ત્યાંથી આપણે ઉત્તમ ઘોડા મેળવી શકીશું, અને રસ્તાના આપણા રક્ષણ માટે સાથે સ્વારો પણ લઇશું."

બલવાનસિંહ–"હા, મારા સાંભળવામાં પણ એ બાઈની કીર્તિ ઘણી આવી છે."

કાળા કિલ્લાનો ઠાકોર–"ચાલો ત્યારે આપણે સફેદ મહેલ તરફ જઇએ."

બલવાનસિંહે કહ્યું–"આપણો આ બહાદૂર બચાવનાર પણ આપણી સાથે આવશે. એણે બહાદૂરી કરીને આપણને છોડવ્યા છે તેથી પ્રતાપસિંહ એની ઉપર પણ દ્વેષ રાખશે, માટે આપણે જીવતા હઇશું ત્યા સુધી એને આપણી સાથેજ રાખીશું."

આ વાત ઠાકોર વિજયસિંહ તથા કાળા કિલ્લાના ઠાકોરને પણ પસંદ પડી. કુમુદિનીને પણ એટલુંજ જોઈતું હતું. રાયપુરમાં હવે તેને કાંઈ કામ ન હતું. તે પેલી ભોંયરાવાળી સફેદ સ્ત્રીને મળવા માગતી હતી.

ચારે જણાં કિનારે ઉતરી પડીને સફેદ મહેલ તરફ ચાલતાં થયાં.

## પ્રકરણ ૪૬ મું.



### સફેદ મહેલ.

ઠકરાણી વીજકુંવર સાથે સરદાર રામસિંહ ગયો છે તે તરફ હવે ફરીએ. વાંચક તેની આંખો બંધ હતી. રસ્તામાં શું છે તે કાંઈ જણાતું ન હતું. પણ પ્રથમ જે રસ્તે તે ગુરૂસ્વામી સાથે આવ્યો હતો તેજ રસ્તેઃ આ પણ હતો એટલી તો તેની ખાત્રી હતી. રસ્તો લાંબો દેખાડવાની મતલબથીજ ગુરૂસ્વામી તેને આડો અવળો લઈ ગયો હતો પણ વીજકુંવર તો તેને સીધે રસ્તેજ લઈ જતી હતી. આ પ્રમાણે લગભગ એક કલાક મુસાફરી કર્યા પછી તેઓ ઉભા રહ્યા. તુરતજ એક દરવાજો ઉઘડતો હોય એવો અવાજ થયો અને તેઓ એક ચોકમાં દાખલ થયાં. તેને પછી ઘોડા ઉપરથી ઉતારવામાં આવ્યો અને તેને માથેથી ઝબ્બો કાઢી નાંખવામાં આવ્યો. આસપાસ જોતાં રામસિંહની ખાત્રી થઇ કે, એ તેજ ઠેકાણું હતું કે જ્યાં ગુરૂસ્વામીની સાથે તે આવ્યો હતો. વળી

ઠકરાણી તેને ઓળખતી ન હતી. તેણે તેને પહેલાં દીઠો ન હતો. તે તો પોતાના મનમાં એમજ સમજતી હતી કે, તેને તે પ્રથમજ પોતાના મહેલમાં લાવી છે અને પોતાને તે ઓળખતો પણ નહિ હોય એમ તે ધારતી હતી. રામસિંહે પણ તેમજ દેખાડવા માંડયું. તે તે મહેલ જોઇ આનંદ તથા આશ્ચર્ય પામ્યો હોય એમ ડોળ કરવા લાગ્યો.

ઠકરાણી તેને મહેલમાં લઈ ગઈ. ત્યાં બે ચાકરો તેની હાજરીમાં સોંપ્યા. તેઓ બેઉ જણા તેને કપડાં બદલવાના ઓરડામાં લઈ ગયા. ત્યાં તેને જોઇતી ચીજો આપી તેઓ ચાલતા થયા.

હવે ઠકરાણી શું કરે છે તે આપણે જોઇએ. રામસિંહને ચાકરોને સોંપીને તે પોતાના ખાનગી ઓરડામાં ગઈ. આ ઓરડો કીમતી ચીજોથી સણગારેલો હતો. તેની પાછળ તેની ચાર દાસીઓ આવી. બહાર ફરવા જવાનાં કપડાં બદલીને ઘરમાં પહેરવાનો પણ કીમતી અને સુંદર પોશાક તેણે પહેર્યો. દાસીઓએ દાગીનાની પેટી ખોલી કીમતી ઘરેણાં તેને પહેરાવ્યાં. બહારથી વિધવાપણું દેખાડતી આ ઠકરાણી પોતાના ઘરમાં સોવાસણ થઈ પડી. સુંદર તો તે હતીજ, પણ પોશાક અને ઘરેણાથી તે વધારે સુંદર જણાઇ. કોઈ મહાન મહારાણાની રાણી હોય એવો તેનો આ વખતનો દેખાવ હતો.

આ પ્રમાણે તેને થોડો વખત નીકળી ગયો. એટલામાં બહારથી દરવાજો ઠોકાયો. એક દાસીએ તે ઉઘાડયો. તે દાસીને નોકરે ખબર આપી કે, ગુરૂસ્વામી આવ્યા છે અને બાઈ સાહેબને એકદમ મળવા માગે છે.

ગુરૂસ્વામી આટલો જલદી કેમ પાછો ફર્યો તે વિષે તે વિચારમાં પડી. તે તેની પાસે જવા તૈયાર થઇ. જે ઓરડામાં ગુરૂસ્વામી હતો ત્યાં તે ગઈ. ગુરૂસ્વામીનો ચહેરો ગભરાયલો હતો. તે અહીંથી તહીં ફેરા ખાતો હતો.

તેને નમન કરીને તે બોલી—"આટલા જલદી પાછા ફર્યા! મહારાજ, તમે રાત દિવસ મુસાફરી કીધી હોય એમ જણાય છે? તમે ચીરડાયલા* કેમ જણાઓ છો?"

ક્રોધ કરીને તે બોલ્યો—"બાઇ સાહેબ, એ બધું તમારી મૂર્ખાઇનું પરિણામ છે! સરદાર રામસિંહના નોકરોને આ મહેલમાં બીજી વખત દાખલ કરીને ન ધરાતાં—"

ઠકરાણી વચ્ચે બોલી ઉઠી—"પણ તેમનો તો નીકાલ થઇ ગયોની? મહાકાળીને તેમનો ભોગ અપાયો કે નહિ? શું તે જુવાનો તમારા કબજામાંથી નાશી ગયા?"

ગુરૂસ્વામીએ કહ્યું—"નહિ તેઓ નાશી જવા પામ્યા નથી. તેમનો ભોગ

તો અપાઈ ચુકયો હશે. તેઓ તો આપણા રસ્તામાંથી નીકળી ગયા છે પણ તેમનો શેઠ રામસિંહ-"

ઠકરાણી વચ્ચે બોલી ઉઠી-" પણ તેનાથી આપણે ડરવાનું શું છે જે ?"

ગુરૂસ્વામીએ બૂમ પાડી-"દરેક રીતે ! મને તેનીજ ખાસ્તી છે. જો તેનાથી ડરવાનું ન હોય તો તે આ મહેલમાં આવી શી રીતે શકે ?"

ઠકરાણી બોલી-" તમે એમ કેમ બોલોછો ? એણે મને મળવા માટે જે પત્ર લખ્યો હતો તેનો તો મેં જવાબજ નથી વાળ્યો. તેમ વળી તેણે મને તે વિષે ફરીથી પૂછાવ્યું પણ નથી. "

ગુરૂસ્વામી બોલ્યો-" નહિ, તે વિષે હું નથો કહેતો. તેણે તમને ફરીથી પત્ર લખ્યો નથી, પણ તેનાથી વધારે કામ બજાવ્યું છે. જે માણસ પોતાને સરદાર રામસિંહ કહેવરાવે છે તે હાલ આ સફેદ મહેલમાં હાજર છે ! "

ઠકરાણીને હવે બધી સમજણ પડી. તે બોલી ઉઠી-" શું ત્યારે એમજ બન્યું ? "

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો-" હા એમજ છે. પેલા મંદિર આગળના ઘોડાવાળાએ તેને તુરત ઓળખ્યો કે, જે માણસ થોડા વખત ઉપર મારી સાથે આવ્યો હતો, તેજ એ હતો. તેણે મને એ વિષે કહ્યું, પણ મને અજાયબી લાગે છે કે તમને તેણે તે જાહેર કેમ ન કર્યું ? "

ઠકરાણી બોલી-" હું પોતે હતી તેથી તે બોલી શકયો નહિ હોય ! તેણે એમ જાણ્યું હશે કે, કાંઇ કારણસર હું તેને લઈ જતી હોઇશ. ઘણીવાર એ પ્રમાણે બીજી વખત કેટલાકને દાખલ કરવામાં આવ્યા છે. "

ગુરૂસ્વામી બોલ્યો-"તેમાં મુખ્ય કરીને તો રામસિંહના પેલા બે નોકરો, નહિ ? પણ હજી મારે ઘણી બાબતો તમને કહેવી છે. "

ઠકરાણી બોલી-" બોલો, હું સાંભળું છું. "

ગુરૂસ્વામી બોલ્યો-" સૌથી પહેલું તો તમારા ઘરનું કોઈ માણસ ખોવાયું છે ? "

ઠકરાણીએ જવાબ આપ્યો-" હા, ચંપા ડોસી ખોવાઈ છે. થોડા વખત ઉપર તમારે માટે છુપો પોશાક આપીને મેં તેને પેલા ગામડા પાસેની ધર્મશાળામાં મોકલી હતી. "

ગુરૂસ્વામીએ કહ્યું-" હા, મને બરોબર યાદ છે. તેની સાથેની વાતચીત ઉપરથી મને કેટલીક નવી બાતમી મળી હતી અને તે ઉપરથી હું અત્રે આવ્યો. તેથી તો મને એ લાભ થયો કે, રાજકુમારીને મેં રામસિંહના નોકરો સાથે નાશી જતી પકડી. "

ઠકરાણી બોલી-" તે રાત પછી મેં ચંપા ડોસીને દીઠી નથી."

ગુરૂસ્વામીએ કહ્યું-" તે વખતે હું કાળા કિલ્લા તરફ જતો હતો ત્યારે ચંપા ડોસીને નદીમાં તણાતી મેં દીઠી."

ઠકરાણી બોલી ઉઠી-" હેં ! એ શું કહોછો ?"

ગુરૂસ્વામી બોલ્યો-"હા, તેને મારીને નદીમાં નાંખી દેવામાં આવી છે !"

ઠકરાણીએ કહ્યું-" શું ખુન ! હું તો એમજ સમજી કે તે કોઇ અકસમાતથી નદીમાં પડી ગઇ હશે !"

ગુરૂસ્વામી બોલ્યો-" તેનું ખુનજ થયું છે, તેને દગાથી મારી નાંખવામાં આવી છે !"

ઠકરાણીએ પૂછ્યું-" એ કામ કોણે કર્યું છે ?"

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો-" માયા જે સુંદરીને નામે ઓળખાય છે તેણે. તેની સાબીતી આ રહી." એમ કહી ચંપાની છાતીમાંથી કાઢી લીધેલું ખંજર તેણે તેને બતાવ્યું.

ઠકરાણી તે બરાબર જોયા પછી ગુરૂસ્વામીને પાછું આપતી બોલી-"હા, એ તો સુંદરીનુંજ ખંજર છે. તે શું આપણી સાથે હવે વેરભાવથી ચાલે છે ? જો એમજ-" આટલું બોલી તે અટકી પડી. તે વધારે બોલી ન શકી.

ગુરૂસ્વામી બોલ્યો-" પણ તે પોતાના સોગન તોડી બધી વાત પ્રતાપસિંહને કહી દે તો-"

ધાસ્તીથી ધ્રુજતી ઠકરાણી વીજકુંવર બોલી-" અરે ઇશ્વર ! આવું ન થાય તો સારૂં ! જો તે થોડું પણ જાણે તો પોતાના બધા લશ્કર સાથે આપણી ઉપર હલ્લો કરે, અને તે વખતે આપણે નાશી પણ ન શકીએ. પ્રતાપસિંહના માણસોના હાથમાં સપડાવાને બદલે જંગલી જનાવરોના ભક્ષ થવું એ વધારે સારૂં છે !"

ગુરૂસ્વામી બોલ્યો-" બાઈ, જરા શાંત થાઓ. આમ એકદમ નિરાશ ન થઇ જાઓ. ચંપાને અહીંથી ગએ પાંચ દિવસ થયા છે. સુંદરીએ તેનું ખૂન કર્યું તેને પણ આજ પાંચ દિવસ થયા છે; આટલા વખતમાં તેણે કાંઈ પણ કર્યું નથી. આ ઉપરથી મને તો લાગે છે કે, સુંદરી આપણી સાથે તદનજ વેરભાવથી ચાલતી નથી. આ જે કામ સુંદરીને હાથે થયું છે તે કાંઇ પંચાતી થવાથી થયું હોય એમ જણાય છે."

ઠકરાણીએ પૂછ્યું-" તમને એ મુડદું નદીમાંથી મળ્યું ?"

ગુરૂસ્વામી-" કાળા કિલ્લા તરફ જતાં અહીંથી ત્રીજે દિવસે તે મુડદું તરતું મારા જોવામાં આવ્યું હતું, અરે ! તે તરફ આવી ચઢેલું જણાયું હતું.

ઇશ્વર જાણે કે, તે આપણને ચેતવણી આપવા માટે આવ્યું અથવા તો તેનું વેર લેવા માટે ?"

ઠકરાણી—"જો હું ભૂલતી ન હોઉં તો તમે ચંપાને તમારે કોઇ કામે મોકલી હતી ?"

ગુરૂસ્વામી—"હા, એમજ હતું. જે દિવસે હું ધર્મશાળામાં છુપો વેશ પહેરવા રહ્યો હતો તેજ દહાડે અને તેજ વખતે કુમુદિની નામની એક કુમારિકા સાથે મારો મેળાપ થયો હતો. આ કુમારિકા અતિશય સુંદર છે. કુંવર જોરાવરસિંહ એના પ્રેમમાં લુબ્ધ છે. આ કુમારિકા એક ખેડુતની છોકરી છે છતાં જોરાવર તેના મોહમાં એવો ફસાઇ ગયો છે કે, તેને પોતાની પરણેતર કરવાને તે આતુર છે. થોડા વખત ઉપર એને જોરજુલમથી પકડી લાવીને કાળા કિલ્લામાં કેદ કરવામાં આવી હતી, તે વખતે તે મારા જોવામાં આવી હતી. તે પાછી મને પેલા ગામડાની ધર્મશાળામાં મળી હતી. મેં તેને તરત ઓળખી હતી. તે કાળા કિલ્લામાંથી નાશી આવી હતી અને કુંવર જોરાવરના હાથમાંથી બચવા માટે તે તરફ તે નાશી આવી હતી આ ઉપરથી જોરાવરને તે ચહાતી નથી એમ લાગે છે અને–"

અધીરાઇથી ઠકરાણીએ પૂછ્યું—"પણ તમારે તેની સાથે શું કામ હતું ?"

ગુરૂસ્વામી—"સાંભળો. હું મતલબ વગર કોઇની તરફ પણ ધ્યાન આપતો નથી. તે મને ધર્મશાળામાં મળી તે તો તમને મેં કહ્યું. તેની સુંદરતા જોઈ મારા મનમાં એમ આવ્યું કે, તે આ મહેલની અંદર દાખલ થવા લાયકની સ્ત્રી હતી. વળી કાળા કિલ્લાના ઠાકોરને પોતાના પુત્રની આ પ્રીતિ વિષે ખબર પડે અને આપણે તેમાં અટકાવ નાંખ્યો છે એમ તે જાણે તો આપણી ઉપર વધારે પ્રસન્ન થાય. આમ ધારી મેં કુમુદિનીને મારી બનતી મદદ આપી. મારી ઓળખીતી સ્ત્રીને ત્યાં રાખવાની સુચના આપી, પણ અમારી વાત ચંપાના ત્યાં આવવાથી અટકી પડી. ચંપાને લઈને હું બીજા ઓરડામાં ગયો અને ત્યાં અમારે કેટલીક વાતો થઇ. થોડીવાર વાતચીત કર્યા પછી મને વ્હેમ ગયો કે, તે ઓરડાની વચ્ચે ભરેલાં લાકડાનાં પાટીયાંથી બીજા ઓરડામાં કોઇ હોય તેને બધી વાતો સંભળાઈ શકાય એવું હતું. કેટલીક વાતો અમારે એવી થઈ કે જે પારકાને સંભળાવાથી ગેરફાયદો થાય. મેં ત્યાંના રખેવાળને તે ઓરડા વિષે પૂછ્યું તો મને માલમ પડયું કે, કુમુદિની તે ઓરડામાં ઉતરી હતી, પણ તે તો ત્યાંથી જતી રહી હતી. તેના ઓચીંતા જતા રહેવાથી ત્યાંના બધા માણસો આશ્ચર્ય પામ્યા પણ મને તો ધાસ્તી લાગી હતી. મેં જે છુપી વાતો ચંપા સાથે મોટે સાદે કીધી હતી તેથી હું પસ્તાવા લાગ્યો. કુમુદિનીના

ત્યાંથી એકદમ જતા રહેવાથી મારી ખાત્રી થઇ કે, તેના સાંભળવામાં બધી વાત આવેલી હોવી જોઇએ. પહેલાં તો મેં તેને ભલમનસાઇથી જો બને તો આ મહેલમાં દાખલ કરવાનો વિચાર રાખ્યો હતો, પણ તેના જાણવામાં બધી વાત આવ્યા પછી તેને જરૂરજ ત્યાં દાખલ કરવી એવો મારો મત થયો. જે છુપો વેશ પહેરીને મારો વિચાર રાયપુરના કિલ્લામાં દાખલ થઇ રાજવંશી કેદીઓને છોડવવાનો હતો તે મેં ફેરવી નાંખ્યો. ચંપા ડોસાંને તે કુમારિકાની શોધમાં મોકલી, હું આપણા કેટલાક માણસોને તેની પાછળ લગાડવા માટે આ તરફ આવ્યો. મારા આ તરફ આવ્યાથીજ રામસિંહના નોકરો સાથે નાશી જતી રાજકુમારી બચી ગઇ."

ઠકરાણીએ પૂછ્યું–"પણ ત્યાર પછી કુમુદિની વિષે તમે કાંઈ પણ સાંભળ્યું નથી?"

ગુરૂસ્વામી–"તે કેમ બને? અહીં આવ્યા પછી મારે તુરતજ રામસિંહના બેઉ નોકરોને લઇને કાળા કિલ્લા તરફ જવાનું થયું, પણ ત્યાં હું પહોંચી ન શક્યો એ તો તમે જાણ્યું. ચંપાના ખુન થયાની ખબર મળતાં મારે પાછું ફરવું પડયું તેએ સારૂં થયું. હું બરાબર વખતસર આવી પહોંચ્યો. પેલા મંદિર આગળ આવતાં મને માલમ પડયું કે, તમારી સાથે એક સરદાર આજ રોજ મહેલ તરફ ગયો છે અને તેનું વર્ણન આપતાં મેં તરતજ જાણ્યું કે, તે રામસિંહ હોવો જોઇએ."

ઠકરાણી બોલી–"ઠીક, હવે સમજી. મધરાત થવાને હજી અડધો કલાક છે. તે સરદાર કપડાં બદલવાના ઓરડામાં છે. હવે આપણે શું કરવું?"

ગુરૂસ્વામી–"તમારે એની સાથે મુલાકાત કેવી રીતે થઇ?"

વીજકુંવરે ઉત્તર દીધો–"હું રાયપુરમાંથી બહાર નીકળી તે વખતે એ મને સામે મળ્યો. તેના સુંદર દેખાવથી મારૂં મન તેની તરફ ખેંચાયું. તેને મારી સાથે વાત કરવાની તક આપી અને પછી શું બન્યું તે તો તમે બધું જાણોછો."

ગુરૂસ્વામીએ પૂછ્યું–"તેણે તમને નામ દઇને બોલાવી?"

વીજકુંવરે ઉત્તર દીધો–"નહિ, તે મારાથી તદન અજાણ્યો હોય એવો દેખાયો. મેં તેનું નામ જાણવા માગ્યું ત્યારે તેણે પોતાને સરદાર શુરસિંહ તરીકે ઓળખાવ્યો."

ગુરૂસ્વામીએ કહ્યું–"ત્યારે તો તમે કોણ તે તે ખચીત જાણતો હોવો જોઇએ. તે જાણી જોઇને તમને સામે મળ્યો હશે. હવે શું કરવું તેનો વિચાર થઈ પડે છે. મારા જન્મમાં જો કોઈ વખત હું ગુચવાયો હોઉં તો તે આજજ છે."

ઠકરાણી બોલી–" તે આપણા હાથમાં છે. તેના દગા માટે આપણે તેને સખત શિક્ષા કરી શકીશું. તમે શા માટે ડરો છો ? કોઈ પણ વખતે તમારા હાથમાં કોઈ શત્રુ અથવા તો દગાખોર સપડાય છે ત્યારે તમે તેજ વખતે તેનો નીકાલ કરોછો–તેની શિક્ષા મુકરર કરોછો. મહાકાળી તેનો ભોગ લેવાને પણ તૈયાર છે, છતાં આ વખત તમે કેમ ગુચવાયા છો ? આ નામના સરદાર પાસે કાંઈ ચમત્કાર છે ? શું એને એના લાયક શિક્ષા કરીશું તો કોઈ તેનું વેર લેશે એમ તમે જાણોછો ? તે દગાથી આજ રાતના આ મહેલમાં આવ્યો છે ! તો શું તે ઠગારો નથી ? માળવામાં જે માણસને આપણે ખબર કાઢવા મોકલ્યો હતો તે એને વિષે બરોબર ખબર લાવ્યો છે અને કાળા કિલ્લાના ઠાકોરે એને ભર દરબારમાં ઉઘાડો પાડયો છે."

ગુરૂસ્વામીએ કહ્યું–" પણ બાઇ, તમે ભૂલી ગયાં કે, આ સરદાર રામસિંહ નામ ધરાવનાર માણસ માળવાના રાજાની સહી સાખ સાથેનો પરવાનો ધરાવે છે ? એ સહી સાખ આ પરવાના ઉપર ન દેખાઇ તેનું કારણ એટલુંજ છે કે, કાળા કિલ્લાના ઠાકોરે કોઇ દવાની મેળવણી તે કાગળ ઉપર લગાડી તે સહી સાખ ઉરાડી દીધી !"

ઠકરાણીએ કહ્યું–" ત્યારે તો તે પરવાનો ખરો હોવો જોઇએ; પણ આપણા માણસને તેને વિષે ઉજ્જનમાં કાંઈ ખબર ન મળી તેનું કેમ ?"

ગુરૂસ્વામીએ ઉત્તર દીધો–" જે વખતે દરબાર મળી તે વખતે આપણો વિચાર તો એવો હતો કે આ પરવાનો બનાવટી ઠરાવવો. તે દરબારને દહાડે બન્યું પણ તેમજ. પરવાના ઉપરથી સહી સાખ ઉડાવી દેવાનું કારણ એટલુંજ હતું કે તેને દરબારમાંથી અપમાન કરીને કાઢી મૂકવામાં આવે. કાળા કિલ્લાના ઠાકોરે તે કામ કર્યું. તેની અસર દરબારમાં તુરત થઇ. જો તે વખતે પ્રતાપસિંહ ત્યાં આવી પહોંચ્યો ન હોત તો તેના શા હાલ થાત તે કહેવાઈ શકાતું નથી."

ઠકરાણીએ પૂછયું–" તમે તે વખતે તેની સામે શા માટે થયા હતા તે હું સમજી શકતી નથી ?"

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો–" કેટલાક કારણોથી અમારે તેની વિરૂદ્ધ થવું પડયું હતું. કુમાર જોરાવરસિંહે જે કાગળ આ સરદાર સાથે મોકલ્યો હતો તે ભેદ ભરેલો હતો એ તો તમે જાણોછો. તે કાગળને લીધે અમને કેટલાક શક ઉત્પન્ન થયા અને તેથી વગર ફોકટની સાવચેતી રાખવા–"

ઠકરાણી વચ્ચે બોલી ઉઠી–" વગર ફોકટની સાવચેતી ! ?"

ગુરૂસ્વામીએ ઉત્તર દીધો–"હા, તેમજ હતું. દરબાર ચુંથાઈ તેનું કારણ

અમે તેને સમજતા હતા એટલુંજ નહિ પણ બીજી કેટલીક બાબતોની પણ એને માટે અમે ભૂલ કરતા હતા—"

વધારે આતુરતા દેખાડતી ઠકરાણી બોલી—" ત્યારે શું એ ઠગારો નથી ? તેનો પરવાનો શું ત્યારે ખરો છે ? "

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો—" એ ઠગારો નથી એટલુંજ નહિ પણ તે ખરેખરો સરદાર છે. સરદારથી પણ તે કાંઈક વધારે લાયકાતવાળો છે. સરદાર રામસિંહ સાથે સરદાર ગુરસિંહ એ નામ પણ ખોટું નથી. તેના પરવાના ઉપરની સહી પણ ખરીજ છે. મેં કાળા કિલ્લા તરફ જતાં એ સરદારના નોકરોને મોઢેથી જે કાંઇ સાંભળ્યું તેને લીધે મારી બધી ખાત્રી થઇ ગઇ. "

ઠકરાણીએ પૂછ્યું—" તમે શું સાંભળ્યું ? "

ગુરૂસ્વામીએ કહ્યું—" તે કાંઇ ખુલ્લી રીતે રીતે કહેવાય તેમ નથી. "

ઠકરાણી બોલી—" મને વહેમમાં ન રાખો. એ સરદાર રામસિંહ કોણ છે તે મને કહો. તમે એનો ભોગ આપવા માટે શા સારૂ આનાકાની કરોછો તે મને સમજાવો. "

ગુરૂસ્વામીએ પોતાનું મોઢું ઠકરાણીના કાનની છેક પાસે લઈ જઈને કાંઈ વાત કહી.

ઠકરાણીએ ચોંકીને ગુરૂસ્વામીની તરફ જોયું. અજાયબીથી તેની આંખો ફાટી રહી ગઇ. તે આ વાત માનતી ન હોય એવી દેખાઇ.

ગુરૂસ્વામી તે સમજી જઇને બોલ્યો—" બાઇ, હું કદી પણ મશ્કરી કરતો નથી. કદી જો હું મશ્કરી કરૂં, પણ આ વખતે આ માણસના સંબંધમાં તો નહિજ. "

ઠકરાણી બોલી—" તમારૂં બોલવું સાંભળી પ્રથમ તો હું ગુંચવાઇ હતી, પણ હાલ પાછી શાંત થઇ છું. તમે ગુંચવાતા હતા તેનું કારણ મને હવે સમજ પડે છે. "

ગુરૂસ્વામી બોલ્યો—"વખત વહી જાય છે. થોડીવારમાંજ મધરાતનો રૂપેરી ઘંટ વાગશે. "

ઠકરાણી બોલી—" મારૂં મન આ વખત તે ગમતમાં ભાગ લેવાને ના પાડે છે. હવે શું કરવું તે માટે હું ગુચવાડામાં છું. આટલી મહેનતે આ મહેલમાં આવવા પામ્યો છે તે કાંઇ કારણ વગર નહિ હોય ! તેણે પોતાના જીવની સલામતીના બધા ઉપાયો લઈ રાખ્યા હશે. તેના છુપા જાસુસો ફરતા હશે. આપણી પડતી નિશ્ચય છે. "

ગુરૂસ્વામી જરા ગુસ્સે થઇને બોલ્યો—" આમ વિલાપ શા માટે કરોછો ?

કદાચ તે રાજકુમારી સુંદરમતીને અહીંથી છોડવવા માટે આવ્યો હશે, અથવા તો તેણે પોતાના નોકરોને આ મહેલમાં દાખલ થતા જોયા હશે તેથી તેમની તપાસ કરવા આવ્યો હશે. જો એમ હશે તો તેમાં તે કદી ફતેહ પામનાર નથી. હા, એક રીતે તેને ખબર મળે ખરી. જો મહાકાળીનો બધો છુપો ભેદ ખુલ્લો થાય તો ! પણ તેમ બનવું અશક્ય છે. આપણે તેની સાથે કેવી રીતે ચાલવું એ વિચાર કરવાજોગ છે. તેને મિત્ર ગણવો કે શત્રુ ? ”

ઠકરાણીએ પૂછ્યું-“ તેને આપણે શું જાણવો ? ”

ગુરૂસ્વામી બોલ્યો-“ એ સ્ત્રી ચરિત્રનું કામ છે. ”

ઠકરાણી બોલી-“ શું ત્યારે એ કામ મારે બજાવવાનું છે ? ”

ગુરૂસ્વામીએ કહ્યું-“ બીજા ઉપર એ માટે ભરોંસો મૂકાય નહિ અને બીજાથી આ કામ થાય પણ નહિ. તમે એની તુરત મુલાકાત લ્યો અને તેથી જે હશે તે બધું જણાઇ આવશે. ”

થોડી પળ વિચાર કર્યા પછી ઠકરાણી બોલી-“ઠીક છે ત્યારે મારૂં થોડું સાંભળી લ્યો. હું તેની મારા આગલા ઓરડામાં મુલાકાત લઇશ. મધરાત ઉપર અડધો કલાક થાય અને હું જો પાછી આ ઓરડામાં ન ફરૂં તો તમારે એમ સમજવું કે, હું કાંઈ ભયમાં છું. ”

ગુરૂસ્વામી બોલ્યો-“ તે હું સમજ્યો. જો તમે તે વખતની અંદર પાછાં નહિ ફરો તો હું તમારે માટે મદદ મોકલીશ. ”

ઠકરાણી બોલી-“ ઠીક છે. તમારી ઉપર મને ભરોંસો છે. ”

આમ બોલી તે ઓરડામાંથી બહાર નીકળી. ત્યાં બહાર થોડીવાર ઉભી રહી. એક ચોકીદાર જે બહાર ઉભો હતો તેને પાસે બોલાવીને કહ્યું-“ ચંદન, આજ જે નવો પરોણો કપડાં બદલવાના ઓરડામાં છે તેને આનંદના ઓરડામાં દાખલ ન કરતાં આગલા ઓરડામાં લઇ આવ. ”

નોકર નમીને ત્યાંથી ચાલતો થયો અને ઠકરાણી પોતાના આગલા ઓરડા તરફ ગઈ.

## પ્રકરણ ૪૭ મું.

### ઠકરાણી અને સરદાર.

ઠકરાણીનો આગલો ઓરડો સારી રીતે સણગારેલો હતો. તે કાંઇ મોટો ન હતો, પણ તેમાંની સુંદર ચીજોને લીધે માણસના મનને આનંદ પમાડે એવો તે ઓરડો હતો.

આ ઓરડો ઠકરાણીએ રામસિંહ સાથેની મુલાકાત માટે ઠરાવ્યો હતો અને પોતે ત્યાં ગઇ.

આટલા વખતમાં પેલો જુવાન ચંદન જેને રામસિંહને બોલાવવા મોકલ્યો હતો તે કપડાં બદલવાના ઓરડા તરફ ચાલ્યો. તે જુવાન સત્તર વર્ષની ઉંમરનો પણ સારા દેખાવનો હતો. રામસિંહ તેડાની આતુરતાથી રાહ જોતો હતો. ઠકરાણી સાથે કેમ બોલવું ચાલવું તે વિષે તે પોતાના મનમાં ગોઠવણ કરતો હતો.

જુવાન ચંદને આવી નમન કરીને કહ્યું–" મહેરબાન સાહેબ, મારી બાઈએ તમને તેની પાસે લઇ જવા મને મોકલ્યો છે. "

રામસિંહે તેનો ખભો પકડીને ધીમે પણ દૃઢ અવાજે કહ્યું–" હા, તારી સાથે. તારા ચહેરા ઉપરથી તું ભલી ચાલનો તથા પ્રમાણિક દેખાય છે. તેમાં જો હું ઠગાતો હોઉં તો તારે એટલું તો નક્કી માનવું કે મને માણસની પરીક્ષા મુદ્દલ નથી. જો મારૂં કહેવું ખરૂં પડયું છે. જો તું રડે છે ! "

જુવાન ચંદન રડતાં રડતાં બોલ્યો–" સાહેબ, શેઠ, તમે કેવા માયાળુ શબ્દો બોલો છો ! તમે મારી–"

તે છોકરો વધારે બોલી ન શકયો. તેના શબ્દો તેનાં ડચકાંથી દબાઈ ગયા.

રામસિંહ તેને શાંત પાડતો બોલ્યો–" છોકરા, શાંત થા. મને કહે, તારે માટે હું શું કરૂં ? "

હાથ જોડી કાલાવાલા કરતો તે જુવાન બોલ્યો–" મને તમારી સાથે લઈ જાઓ ! મને આ કંગાલ જગાગાંથી દૂર કરો ! "

સરદારે કહ્યું–" ઠીક છે, હું તને મારી સાથે લઇ જઈશ. તું શાંત થઈને મારા થોડા સવાલના જવાબ આપ. "

છોકરો બોલ્યો–" બોલો, હું જે કાંઇ જાણતો હોઈશ તે તમને બધું કહીશ. "

રામસિંહે કહ્યું–" હું તને મારી સાથે લઇ જઇશ. હું અત્રેથી જવા માંડું તે વખતે તું તૈયાર રહેજે. હું તને મારી ચાકરીમાં દાખલ કરીશ. "

તે જુવાને કહ્યું–" સાહેબ, ઈશ્વર તમારૂં કલ્યાણ કરો ! પણ જેમ બને તેમ જલદી કરો. તમારી સાથે વાત કરવા મને હુકમ નથી. મારી જીંદગીને જોખમે હું તમારી સાથે વાત કરૂંછું. "

રામસિંહ બોલ્યો–" છોકરા, મારે વધારે વાત પૂછવી નથી. પાંચ છ દિવસની અંદર ઉંચા કદના અને તારી ઉંમરના બે જુવાનો અત્રે આવ્યા હતા ? "

જુવાન ચંદને કહ્યું–" તમે કહોછો તેવા બે જુવાનો આવ્યા હતા ખરા.

તેઓએ આજ ઓરડામાં કપડાં બદલ્યાં હતાં અને પેલાં રહ્યાં તેમનાં કપડાં."

રામસિંહે તે કપડાં જોઈને કહ્યું-" એજ તેમનાં કપડાં ! આટલે સુધી તો મારી ખાત્રી થઈ. હવે કહે-મને કહે-"

જુવાન નોકરે કહ્યું-" તમે મને પૂછવા માગોછો કે તેમનું શું થયું ? તેનો જવાબ આપવાને હું અશક્ત છું. તેઓ ઓચીંતા ગુમ થઇ ગયા એટલુંજ હું જાણું છું, પણ કયાં અને કેવી રીતે ગયા તે હું જાણતો નથી. હવે જલદી કરો, ઘણો વખત થઈ ગયો. " આમ કહી તે છોકરો ધાસ્તીથી ધ્રુજવા લાગ્યો.

રામસિંહે કહ્યું-" મારો એક શબ્દ સાંભળી લે. ગુરૂસ્વામીને તું ઓળખે છે ? તે હમણાં અહીં છે ? "

તે જુવાને જવાબ આપ્યો-" હા, તે અહીં છે. તેને આવે નજદીક એક કલાક થયો. બાઈ સાહેબ સાથે તેણે ઘણીવાર વાતો કરી છે. પછીજ બાઈસાહેબે મને અત્રે મોકલ્યો. "

રામસિંહે બડગડતાં કહ્યું-" એમ કે ત્યારે ! તે સાધુ અહીં છે ખરો ! હવે મારે જુદી રીતે ચાલવું પડશે. છોકરા, મેં તને મારી ચાકરીમાં રાખ્યો છે તે માટે હું ખુશી છું. તારા પ્રમાણિકપણાથી તારી ઉપર મને વિશ્વાસ વધ્યો છે. હું તારી સાથે આવવાને તૈયાર છું. મારી મુલાકાત થોડા વખતમાંજ પુરી થશે, પણ એટલું તો યાદ રાખજે કે, મારે આ મહેલમાંથી નીકળવા માટે લડાઈ કરવી પડશે. "

તે છોકરે જવાબ આપ્યો-"સાહેબ, તમને તે ઓરડામાં પહોંચાડી આવ્યા પછી હું અહીંથી નીચેના દીવાનખાનામાં જઇશ. આજની રાતે મારૂં કામ પડનાર નથી. હું તમારી ત્યાં રાહ જોઇશ. પછી ત્યાંથી જયાં હું તમને લઇ જાઉં ત્યાં તમે મારી સાથે આવજો. "

રામસિંહે કહ્યું-"મને તારી ખાત્રી છે ! તારા ચહેરામાંજ ભલાઈ દેખાય છે. જો તું મને ઠગશે તો પછી માણુસ જાત ઉપર વિશ્વાસ મૂકાઇ શકાયજ નહિ. "

છોકરે મગરૂરીથી કહ્યું-" શેઠ, ઠગાઇને હું ધિક્કારૂં છું. સાહેબ, હવે વાર ન લગાડો. મારી ઉપર દયા કરો. "

રામસિંહે કહ્યું-" ચાલ ત્યારે, આગળ ચાલી મને રસ્તો દેખાડ. "

તે જુવાન આગળ ચાલ્યો. તે તેને ઠકરાણીની પાસે લઇ ગયો. દરવાજો ઉઘાડીને રામસિંહને તે ઓરડામાં દાખલ કર્યો. દરવાજો બંધ કરતી વખતે બેઉની આંખો મળી અને એક બીજાને છુપી ઈસારતો થઇ.

દરવાજો પાછો બંધ થયો. ઠકરાણી સાથે તે એકલો પડયો. ઠકરાણી

હપતે ચહેરે તેને મળવા સામે આવી. તે બોલી—"સરદાર શુરસિંહજી, તમારી વાટ હું અધીરાઈથી જોતી હતી. સરદાર સાહેબ, તમને હું સદ્ગુણી જાણું છું અને તેથીજ તમારી મુલાકાત લેવા મેં કબૂલ કર્યું છે. તમારૂં મન કેમ ચિંતાતુર જણાય છે? તમારા મનમાં હોય તે મને કહો. મારાથી બનતું તમારા મનને શાંત કરીશ."

રામસિંહે ઉત્તર વાળ્યો—"બાઇ, મારી તમારી સાથની ઓળખાણ થોડા વખતની છે–"

ઠકરાણી બોલી—" એમ બોલી–એમ બોલી તમે મારૂં અપમાન કરો છો. જો એમજ હતું તો તમે અહીં શા માટે આવ્યા? તમે મને ઠગીને આવ્યા હો એમ જણાય છે!"

રામસિંહ બોલ્યો—" ધારો કે, મને અહીં આવવાનું કોઈ ખાસ કારણ હોય તો?" .

ઠકરાણી બોલી—"તમારૂં કારણ મને જણાવો અને પછી તેમાં હું મારાથી બનતી હરેક રીતની તજવીજ કરીશ. તમે મને હજી પૂરેપૂરી ઓળખી નથી. મને જો પૂરી રીતે ઓળખો તો એમ કદીપણ બોલો નહિ. તમે મારી ઉપર વિશ્વાસ રાખો અને તેથી તમારે પસ્તાવું પડવાનું નથી. સરદાર સાહેબ, બોલો જોઇએ, તમારી શી ખાસ મતલબ છે?"

તેની તરફ જોતો રામસિંહ બોલ્યો—" શું આમ પણ બની શકે કે આવા માયાળુ શબ્દો પણ ઠગાઈથી ભરપૂર હોય?"

અજાયબીનો દેખાવ કરીને તે બોલી—"સરદાર સાહેબ, તમે એ શું બોલો છો? તમે મને ઈજા નથી કરતા, પણ તમારા શબ્દો મારી છાતીમાં સોંસરા પેસી જાય છે!"

રામસિંહે કહ્યું—" બાઈ, કાં તો તમે સૌથી લુચ્ચાં છો અથવા તો ઠગારાને હાથે ઠગાયલાં ભોળાં છો!"

રામસિંહ તરફ હાથ લાંબા કરીને તે બોલી—" હું ભોળી છું. મને ઠગારા ઠગ્યા હશે." આ વખતે અડધો કલાક પૂરો થવાને થોડી વાર હતી.

રામસિંહે કહ્યું—" જો તમે ભોળાં હો તો મારા સવાલના જવાબો ખરેખરા આપો."

ગભરાતી ગભરાતી તે બોલી—" બોલો, બોલો."

રામસિંહ કડવાશથી બોલ્યો—" ઠકરાણી વીજકુંવર, હવે વધારે વાર ફોકટના શબ્દો વાપરવામાં માલ નથી. હું સરદાર રામસિંહ છું. હવે મને કહો કે, મારા બે નોકરોનું શું થયું?"

દરવાજા તરફ નજર ફેરવતી તે બોલી—"તમારા બે નોકરો ?"

રામસિંહે કહ્યું—"હા, મારા બે વિશ્વાસુ નોકરો ! તેઓ આ મહેલમાં આવ્યા હતા એમ હું જાણું છું. (ખંજર કાઢીને) બોલ કંગાલ ! નહિ તો તારો જીવ લઇશ !"

જમીન ઉપર પડીને તે બોલી—"દયા કરો, દયા કરો !"

રામસિંહે કહ્યું—"દયા ! શા માટે દયા ! ખુનનો વાંક કબૂલ કરે તેને માટે દયા તે હોય !"

દરવાજા તરફ જોતી તે બોલી—"દયા, અરે દયા કરો !"

આ વખતે અરધો કલાક પૂરો થયો.

રામસિંહ ખંજર ઉગામીને બોલ્યો—"કંગાલ તું એક ખુની છે ! ખુની માટે દયા તે હોય ? તું સ્ત્રી છે પણ આ વખત મારા વેરમાંથી—"

ખંજર તરફ જોતી તે બોલી—"અરે મને બચાવો !"

રામસિંહ બોલ્યો—"દરેક બાબત કબૂલ કર, નહિ તો—"

હજી તો આ શબ્દો પૂરા ન થયા એટલામાં દરવાજા એકદમ ઉઘડી ગયા અને ત્રણ મોઢું છુપાવેલા હથિયારબંધ માણસો અંદર ધસી આવ્યા. ઠકરાણી ખુશીની ચીશ પાડીને ઉભી થઇ. રામસિંહ હજી તો પાછળ ફરી જુએ છે એટલામાં તો મહાકાળીના ચુસ્ત પૂજારીઓના હાથમાં કેદ થઇ પડયો.

આ બધું એક પળમાં બન્યું. બીજી પળે ફરીથી દરવાજો ઉઘડી ગયો અને બખતરવાળો એક જુવાન લડવૈયો અંદર દાખલ થયો.



## પ્રકરણ ૪૮ મું.

### ગુરૂસ્વામી અને કુમુદિની.

હવે આપણે કુમુદિની તથાં પેલા ત્રણ ઠાકોરો જેઓ સફેદ મહેલ તરફ આવવા નીકળ્યા છે તેમની તરફ ફરીએ.

મધરાત પછી તેઓ ત્યાં આવી પહોંચ્યાં. ઠાકોર વિજયસિંહ તથા કાળા કિલ્લાના ઠાકોરને દરવાને ઓળખ્યા. તેણે તરત દરવાજો ઉઘાડી બધાંને અંદર દાખલ કર્યાં. આ ત્રણે ઠાકોરો છુટા થયા એ વિષે તે મહેલમાં ખબર થતાં બધા આનંદ પામ્યા. પ્રતાપસિંહે તેમને કેદ કર્યાં છે એ વાતથી બધા વાકેફ હતા.

ઠાકોર વિજયસિંહે પૂછ્યું—"ઠકરાણી મહેલમાં છે કે ?"

દરવાને જવાબ આપ્યો—"હા સરકાર. આપને આવેલા સાંભળીને તેઓ આનંદ પામશે." પણ આમ બોલતાં દરવાને ઠાકોર બળવાનસિંહ તથા

કુમુદિની તરફ જોયું. આ બે જણ તેને અજાણ્યાં હતાં.

ઠાકોરે વધારે પૂછપરછ ન કરી. તે પોતાના સોબતીઓને લઇને અંદર દાખલ થયો. નીચેજ તેમને ત્રણ ચાર નોકરો મળ્યા. તેની અંદર પેલો જુવાન ચંદન પણ હતો. તેઓ બધા આ આવનારાઓને નમ્યા. નોકરોને જોઈ વિજયસિંહે હુકમ કર્યો—" અમારે માટે ચાર ઘોડા તૈયાર કરો."

કાળા કિલ્લાનો ઠાકોર બોલ્યો—" અને અમારી સાથે આવવા માટે આઠ સ્વારોને તૈયાર થવા કહો."

એક નોકરે ખબર આપી કે—" સરકાર, ગુરૂમહારાજ પણ અહીં છે."

વિજયસિંહ બોલ્યો—'ત્યારે તો વધારે સારૂં. હવે બરોબર સલાહ મળશે.'

કાળા કિલ્લાનો ઠાકોર બોલ્યો—" આપણા નસીબને યોગે એ પણ સારૂંજ થયું છે. આપણે તેને પ્રથમજ જઇ મળીએ. ચાલ છોકરા, અમને મુલાકાતના ઓરડામાં લઇ જા અને પછી ઠકરાણી તથા ગુરૂસ્વામીને અમારે માટે ખબર આપ."

નોકરે કહ્યું—" બાઇ અને ગુરૂમહારાજ હાલ મોટા ઓરડામાં નથી, પણ ખાનગીમાં વાતો કરે છે અને—"

ચંદન વચ્ચે બોલી ઉઠયો—" નહિ, તેમ નથી. ગુરૂમહારાજ હાલ એકલાજ છે અને બાઈ તો પોતાના આગલા ઓરડામાં પેલા નવા આવનાર સાથે વાતો કરવામાં રોકાયલાં છે."

વિજયસિંહે કહ્યું—" ત્યારે અમને ગુરૂસ્વામીની પાસે લઈ જા. ઠકરાણી કાંઇ વધારે અગત્યની બાબતમાં રોકાયાં હશે તેમને અડચણ કરવાનું કામ નથી.'

નોકરો પોત પોતાને ફરમાવેલે કામે ગયા. એક જણ તેમને ઉપર લઈ ગયો, પણ ચંદન પોતાના વચનને વળગીને ત્યાંજ ઉભો રહ્યો.

ગુરૂસ્વામીનું નામ સાંભળતાં કુમુદિની ગભરાઈ હતી. સુંદરીએ તેને માટે કહેલાં વચનો તેને યાદ હતાં. વળી તે માણુસ જે સ્ત્રીને ત્યાં જતો આવતો હોય તેનાથી પણ સંભાળ રાખવાનું તેને કહેવામાં આવ્યું હતું. તેના વિચારમાં એવું આવ્યું કે, જે પરોપકારી સ્ત્રી માટે ગુરૂસ્વામી બોલતો હતો તે આ ઠકરાણી વીજકુંવર હોવી જોઇએ. આ વિચાર તેના મગજમાં બરાબર ઠસી રહ્યો. મહેલમાં દાખલ થતાં થતાં તેને વિચાર થયો કે, આજ કાંઈ નવા જુની થશે ખરી, કાંઈ નવું ભય આવી પડશે ખરૂં, પણ તેની એટલી તો ખાત્રી હતી કે, ઠાકોર બળવાનસિંહ ભલો, નીતિવાન અને પ્રમાણિક માણુસ હતો. પેલા બે ઠાકોરો તે મહેલથી જાણીતા હતા પણ બળવાનસિંહ તદ્દન અજાણ્યો હતો. ગુરૂસ્વામી વિષેના વાત તેમની વચ્ચે થઇ તેમાં પણ તે સામેલ થયો ન

હતો, માટે તેની પક્ષમાં રહેવું સારૂં છે એમ તેને લાગ્યું. કાંઇ ભય અથવા દગો ફટકો થતાં તે તેની પક્ષ કરશે એવી તેની ખાત્રી હતી:

આટલી વાર સુધી તેણે પોતાના મોઢા ઉપરનો પડદો કાઢી નાંખ્યો હતો તે હવે ફરીથી બંધ કરવા તેણે વિચાર કર્યો. કારણ કે તેથી તેને ગુરૂસ્વામી ઓળખે નહિ. તેના સોબતીઓ તેને મુલુનાયકના કૌમુદ તરીકે ઓળખાવશે તો આ ચતુર સાધુ તેને તુરત ઓળખી કાઢશે કે, પુરુષના પોશાક અને નામથી ઢંકાયલી હુંજ છું. હવે તો ગમે તે થાય પણ જાહેર તો ન પડવું એમ તેણે નિશ્ચય કર્યો. તેણે મોઢું ખુલ્લુંજ રાખ્યું. હીંમતથી તે તેમની સાથે ચાલી.

તેઓ એક ઓરડામાં દાખલ થયાં. ગુરૂસ્વામી એક આસન ઉપર પડયો હતો. તે આ આવનારાઓને જોઈ અજાયબીની બૂમ પાડી બેઠો થયો. કાળા કિલ્લાના ઠાકોર તથા વિજયસિંહનો તો તે મિત્ર હતો, પણ બળવાનસિંહને તે ઓળખતો ન હતો. જ્યારે ગુરૂસ્વામીની નજર કુમુદિની ઉપર પડી ત્યારે તે ચોંકયો. તેણે તે કુમારિકાને તુરત ઓળખી કાઢી. તે બોલ્યો—“ આહા! આજ રાતમાં કેવા કેવા બનાવ બન્યા છે?”

વિજયસિંહ કુમુદિની તરફ હાથ કરીને બોલ્યો—“ અમને કેદમાંથી છોડવનાર આ જુવાન છે.”

કુમુદિનીની પાસે જઇ તેની તરફ જોતાં ગુરૂસ્વામી બોલ્યો—“ શું મારી આંખો મને ઠગે છે? શું આમ બની શકે?”

કુમુદિની આશ્ચર્ય પામ્યાનો દેખાવ કરીને બોલી—“ મહારાજ, તમારા દેખાવ ઉપરથી જણાય છે કે તમે મને ઓળખોછો. પણ હું તમને કયાં અને કયારે મળ્યો છું તે મને યાદ આવતું નથી.”

કુમુદિનીની છેક પાસે આવી ધીમે સાદે ગુરૂસ્વામી બોલ્યો—“ જો તું મારાથી તદન અજાણી રહેવા માગતી હશે તો તને હું ખુલ્લી નહિ પાડું. ( ઠાકોર તરફ ફરીને ) જો આ સુંદર જુવાને તમને છોડવ્યા હોય તો, એના જેવું કામ બીજાથી થવું બહુ મુશ્કેલ છે.”

ઠાકોર બળવાનસિંહ બોલ્યો—“ મુલુ નાયકના કૌમુદનો અમે જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. એની બહેન કુમુદિનીને હું ઘણાં વરસ થયાં ઓળખું છું. એ જુવાન પોતાની બહાદુરીથી પોતાની બહેનના સદ્ગુણને તદન લાયક છે.”

ગુરૂસ્વામી તેની તરફ જોઇને બોલ્યો—“ ત્યારે તને બહેન પણ છે ખરી?” પોતાનો છુપો ભેદ તે પામી ગયો છે એવી કુમુદિનીની ખાત્રી થઇ.

આ વાતનો છેડો લાવવાની મતલબથી કુમુદિની બોલી—"તમે મારે વિષેજ વાતો કર્યા કરશો કે, કાંઈ બીજી વાત કરશો? આપણે હજી શું શું કરવાનું રહ્યું છે તે યાદ છે? આપણે જેમ અત્રેથી દૂર જઈએ તેમ સારૂં છે. આપણે પ્રતાપસિંહની ઘણાજ પાસે છીએ. તે ચારે તરફ માણુસો મોકલશે. પગીઓ પગ શોધતા આ તરફ આવી પહોંચશે. તમારા નાશી જવા વિષે તેને ક્યારનીએ ખબર થઈ ચુકી હશે. દર કલાકે ચોકીદાર બદલાય છે તે બદલાશે તે વખતે બધી ખબર મળી હશે."

વિજયસિંહ બોલ્યો—"હા, એ વાત ખરી છે. આપણે અહીંથી થોડીવારમાં રવાના થઈશું. પણ મારે તે પહેલાં ઠકરાણી સાથે થોડી વાત કરવી—"

ગુરૂસ્વામી વચ્ચે બોલી ઉઠયો—"ઠકરાણી અગત્યના કામમાં રોકાયાં છે તેથી હાલ મળી શકે તેમ નથી. ઠાકોર બળવાનસિંહ આપણા રાજ્યની તરફના છે, આપણા મિત્ર છે. તેમજ આ જુવાન, જેણે તમને લોહીના તરસ્યા પ્રતાપના હાથમાંથી છોડવ્યા છે તે ઉપરથી જણાય છે કે, તે પણ આપણી તરફનોજ છે, માટે એ બેઉ જણની પાસે મારે ખુલ્લે ખુલ્લું બોલવાની હરકત નથી. ઠકરાણી આ વખતે સરદાર રામસિંહ સાથે વાતો કરવા રોકાયલાં છે."

તે સાંભળી વાઘની પેઠે કુદીને કાળા કિલ્લાનો ઠાકોર બોલ્યો—"સરદાર રામસિંહ! એ ઠગારાને તે ઠકરાણી વીજકુંવર સાથે શી વાત કરવાની હોય?"

ઠાકોર વિજયસિંહ પણ આશ્ચર્ય પામીને બોલ્યો—"મારે પણ તે વાત ખુલાસાથી સાંભળવી જોઇએ."

ઠાકોર બળવાનસિંહ તે વિષે કાંઈ બોલ્યો નહિ. કુમુદિની તો જાણે તે વાત પોતાને લગતી ન હોય તેમ એક છબી તરફ જોતી બધી ધ્યાનથી સાંભળવા લાગી.

ગુરૂસ્વામી બોલ્યો—"હાલ મારાથી તે વિષે વધારે ખુલાશાથી વાત થઈ શકતી નથી, પણ એટલું તો ખાત્રીથી માનજો કે, હાલમાં સરદાર રામસિંહ સાથે જે વાત કરવા ઠકરાણી રોકાઇ છે તે વાતથી આપણો ફાયદોજ છે. તેમ વળી એ સરદાર કાંઈ ઠગારો નથી એ વિષે તો મારી ખાત્રી—"

કાળા કિલ્લાના ઠાકોરે પૂછયું—"ત્યારે શું એ માળવાના રાજાને સમજાવીને પ્રતાપસિંહ સામે લડાઇમાં તેને ઉતારી શકશે? તેનામાં એટલી સત્તા છે?"

ગુરૂસ્વામીએ ઉત્તર દીધો—"હા, તેનામાં એટલી સત્તા છે ખરી. આ થોડા દહાડામાં મારા સાંભળવામાં જે નવાઇ જેવી વાતો આવી છે, જે નવા બનાવો બન્યા છે તે ઉપરથી મારો તો એવો મત છે કે આપણે એક સભા

બોલાવવી પડશે. તે સભા બોલાવવા માટે આપણે કાળા કિલ્લાને આપણું મુખ્ય મથક ઠરાવવું. તે સભા બોલાવવાને થોડા દિવસ લાગશે. તે બધાનો આધાર સરદાર રામસિંહની આજની ઠકરાણી સાથેની વાતચીત ઉપર છે."

આ વખતે અડધો કલાક થવા આવ્યો હતો. બે ચાકરો સુકું પાકું ખાવાનું લઇ અંદર દાખલ થયા. તેઓ પાછા ફરવા જતા હતા એટલામાં એક નોકરનો હાથ પકડી ગુરૂસ્વામીએ ધીમે સાદે કહ્યું–"ઠકરાણીના આગલા ઓરડામાં નીચે તૈયાર રહેલા ત્રણ સ્વારોને મોકલ અને તેમને મારી તરફનો હુકમ કહી સંભળાવ કે તે ઓરડામાં જે નવો માણસ હોય તેને પકડો."

પેલો ચાકર નમીને ગયો. ગુરૂસ્વામી ત્રણે ઠાકોરોની પાસે આવ્યો. તેજ વખતે કુમુદિની ગુપચુપ તે ઓરડામાંથી જતી રહી.

તેને ઓરડામાંથી બહાર જતી જોઈ ગુરૂસ્વામી પાછો ફરતાં બોલ્યો– "તમારો મિત્ર ક્યાં ગયો?" ગુરૂસ્વામીને વહેમ પડયો હતો. તે જુવાને તેની વાત બધી સાંભળી હતી. પેલા નોકરને જ્યારે હુકમ આપ્યો ત્યારે તે ત્યાં ઉભો હતો.

ગુરૂસ્વામી દરવાજા તરફ દોડયો. તેના મનનો વહેમ ખરો પડયો. દરવાજો બહારથી બંધ કરેલો હતો.

કુમુદિનીએ જ્યારે ગુરૂસ્વામીના શબ્દો સાંભળ્યા ત્યારે તેની ખાત્રી થઈ કે, જેને પકડવા માટે ગુરૂસ્વામીએ માણસો મોકલ્યા તે સરદાર રામસિંહ છે. તે વિચાર કરવા ઉભી ન રહી. ઓરડામાંથી બહાર નીકળતાં તેણે દરવાજો બંધ કર્યો. બલવાનસિંહને પણ ચેતાવવા તેને વખત મળ્યો ન હતો તેથી તેને પણ તેમની સાથે તેણે કેદી કરી દીધો.

પેલો ચાકર જે તરફ ગયો તે તરફ ધ્યાન રાખીને તે ઉભી રહી. થોડીવારમાંજ તે ત્રણ હથિયારબંધ માણસો લઇને પાછો આવ્યો અને બીજી તરફ ચાલ્યો. કુમુદિની પણ ધીમે પગલે તેમની પાછળ ચાલી. એક દરવાજો ઉઘાડી તેમને અંદર જવા કહી ચાકર પાછો વળ્યો.

જે વખતે પેલા ત્રણ જણના હાથમાં રામસિંહ કેદ પકડાયો તેજ વખતે કુમુદિની મોઢા ઉપર લોખંડી પડદો બંધ કરી ખુલ્લી તલવારે તે ઓરડામાં દાખલ થઇ, તે આપણે આગલ જોઈ ગયા.



## પ્રકરણ ૪૯ મું.

### લડાઈ.

જે વખતે કુમુદિની ઓરડામાં દાખલ થઈ તે વખતે રામસિંહ પેલા હથિયારબંધ માણસોના હાથમાં કેદ હતો. ઠકરાણી ખુશીની ચીશ પાડી ઉભી થઇ હતી પણ બખતરવાળા હથિયારબંધ લડવૈયાને આવતો જોઈ રામસિંહને કેદ પકડનાર ચોંકયા. તેમનો કબજો રામસિંહ ઉપરથી ઢીલો થયો. રામસિંહે તે તકનો લાભ લીધો. તે જોર કરી તેમના હાથમાંથી છટકી ગયો અને તરત પોતાની તલવાર કાઢી કુમુદિનીની બાજુમાં જઈ ઉભો. તેને આ પ્રમાણે ઉઘાડી તલવારે દોડી આવતી જોઈ રામસિંહ પામી ગયો કે, તેની પક્ષ કરવા તે આવી હતી. જે નોકર પેલા હથિયારબંધ માણસોને ત્યાં મૂકવા આવ્યો હતો, તે ત્યાંથી થોડે દૂર ઉભો રહી આ બધું જોતો હતો તે પણ પોતાના માણસોની મદદે આવ્યો.

આ પ્રમાણે આ બે જણની સામે ચાર શત્રુઓ ઉભા હતા. આ બે જણમાં પણ એક તો સ્ત્રી હતી.

રામસિંહે બૂમ પાડી–“ લુચ્ચાઓ, બાજુ થાઓ ! અમને જવા દો ! નહિ તો તમારૂં લોહી મફતમાં રેડવું પડશે !”

ઠકરાણી પોતાના માણસોને હુકમ કરવા લાગી કે “ એમને તાબે ન થશો ! એમને બહાર હાંકી કાઢો, હું બીજી મદદ મેળવુંછું. ”

કુમુદિની બોલી–“ ગમે તે થાય પણ અમે તો અહીંથી ખસનાર નથી.”

આમ બોલતાંની સાથેજ તે વીર નારીએ એક માણસને તો જખમી કરી પોતાના પગ આગળ નાંખ્યો. રામસિંહે બીજાનું માથું કાપી નાંખ્યું.

ઠકરાણીએ ચીશ પાડી. પોતાની તરફના હવે બે જણ જીવતા હતા. બે ત્રણ તલવારના હાથ થયા પછી રામસિંહે પોતાની તલવારથી પોતાના હરીફની છાતી વીંધી નાંખી. કુમુદિનીનો હરીફ પણ જમણો હાથ કપાઇ જવાથી ભોંય ઉપર પડયો.

આ પ્રમાણે તે વીરબાળાએ પોતાના હરીફોને જમીન ઉપર બેશુદ્ધ કરીને પાડી નાંખ્યા, પણ કોઇનો પ્રાણ ન લીધો. રામસિંહના બે શત્રુઓ તો જમને દ્વાર પહોંચી ગયા હતા.

પોતાની તદન હાર થઇ એવું જ્યારે ઠકરાણી વીજકુંવરના જોવામાં આવ્યું ત્યારે તે એકદમ બૂમો પાડવા લાગી અને થોડી પળમાં બેશુદ્ધ થઈ જમીન ઉપર પડી.

કુમુદિનીના હાથથી જે માણસ બેશુદ્ધ થઇ પડયો હતો તે સાવધ થવા

લાગ્યો. રામસિંહે તેના હાથ પગ બાંધ્યા અને પછી ઠકરાણીને સાવધ કરવા ચાલ્યો. તેનો વિચાર હતો કે, હવે જોર જુલમથી પણ તે ઠકરાણી પાસે જોઈતી ખબર મેળવવી, પણ તે શુદ્ધિમાં આવી ન શકી. તેના હાથ પગ તથા આંખના વારંવારના હીલવાથી તે જીવતી છે એમ જણાતું હતું પણ તે શુદ્ધિમાં આવે તેમ જણાયું નહિ.

આટલામાં રામસિંહને બીજો વિચાર સુજ્યો. તે પેલા જખમી પણ બેશુદ્ધ માણસ આગળ જઇને બોલ્યો:—"મને તારાથી કાંઇક ખબર મળી શકશે ખરી. થોડા દિવસ ઉપર બે જુવાનો અહીં આવ્યા હતા તેમનું શું—"

તેજ પળે દરવાજા ઉઘડી ગયા અને બીજા છ હથિયારબંધ માણસો ત્યાં દાખલ થયા. ઠકરાણીની બૂમો અને હથિયારનો ખણખણાટ તેમને છેક દૂર સુધી સંભળાયો હતો અને તેથી તેઓ ત્યાં આવ્યા હતા.

તેમને આવેલા જોઇ રામસિંહ બોલ્યો—"મારા અજાણ્યા મિત્ર, આપણે વધારે મહેનતમાં પડવા જેવું કામ આવ્યું છે. ચાલો અહીંથી નીકળીને આપણે નીચે જઈએ. ત્યાં આપણે સહીસલામત બચી શકીશું."

પેલા ચંદન સાથે કરેલી કબૂલાત રામસિંહને આ વખત યાદ આવી.

પેલા નવા આવનારે શું બન્યું હતું તે દાખલ થતાંજ જોઈ લીધું હતું. તેઓમાંનો વડો બોલ્યો—"ચાલો, એકદમ બધા હુમલો કરો."

આ બે જણની ઉપર છ જણે એકદમ હુમલો કર્યો. કુમુદિનીને હવે વધારે હીંમત આવી હતી. રામસિંહ બોલ્યો—"મારા મિત્ર, દરવાજા તરફ ચાલો!"

ચારે તરફથી તેમની ઉપર તલવારો પડવા માંડી. કુમુદિનીના બખતર ઉપર ઘણી તલવારો પડી પણ તેના શરીર ઉપર તેની અસર ન થઈ. રામસિંહને આટલી લડાઈમાં એક પણ જખમ થયો ન હતો. તે પોતાના શત્રુઓને પોતાની તલવારના જોરથી દૂર રાખતો હતો એટલુંજ નહિ પણ પોતાના સોબતી ઉપર પડતી તલવારના કેટલાક ઘા તે બચાવતો. તે તેને કોઈ જુવાન લડવૈયો જાણતો. તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે, લડનાર તો એક સ્ત્રી અને વળી તેની ઓળખીતી હતી.

આખરે તેમણે એક ધસારો કર્યો અને પોતાના શત્રુઓને મારતા તેઓની વચ્ચેથી નીકળી ગયા. શત્રુઓને દૂર રાખતા તેઓ પાછલે પગે દરવાજા બહાર નીકળ્યા અને તરત રામસિંહે દરવાજો બંધ કર્યો.

તેઓ બેઉ જણા ત્યાંથી નીચે ઉતર્યા. જે ઓરડામાં ગુરૂસ્વામી અને ત્રણ ઠાકોરોને કુમુદિની બંધ કરી ગઇ હતી તેઓ અંદર કેદજ હતા અને જોરથી દરવાજો અફાળતા હતા, પણ તે ઉપર ધ્યાન આપવાને બદલે તેઓ નીચે

ઉતર્યાં. ત્યાં તેમને માટે નવું ભય તૈયાર હતું. આઠ હથિયારબંધ માણસો ત્યાં ઉભા હતા. હવે મોટી લડાઈ થશે એમ રામસિંહની ખાત્રી હતી. કુમુદિની તેમને જોતાં પામી ગઈ કે, આ માણસો તો કાળા કિલ્લાના ઠાકોર વગેરેની સાથે જવાને તૈયાર થઈ રહ્યા હતા તે હતા.

આ બે જણના હાથમાં લોહીવાળી ઉઘાડી તલવાર તથા તેઓના શરીર ઉપર લોહીના છાંટા હતા તે જોઈ પેલા આઠ માણસોમાંના વડાએ પૂછયું— “તમે કોણ છો? કયાં જાઓછો? તમારા શરીર ઉપર લોહીના છાંટા કયાંથી?”

રામસિંહે દૃઢતાથી જવાબ આપ્યો—“અમે તમારા એકે સવાલનો જવાબ આપનાર નથી. તમારે પણ લડવું હોય તો આવી જાઓ.”

પેલા વડાએ પોતાના માણસોને કહ્યું—“ચાલો આપણે દરવાજો રોકીને ઉભા રહીએ. આ લોકોને ત્યાંથી જવા દેવા નથી.

પાંચ જણા તેનો હુકમ સાંભળી ત્યાંથી વિદાય થયા. ત્રણ જણા તે દિવાનખાનાનો દરવાજો રોકીને ઉભા રહ્યા. એટલામાં ઉપરથી ગુરૂસ્વામીએ બૂમ પાડી કે “આ બે જણને પકડો, બાંધો, પણ એમને મારી નાંખશો નહિ!”

તેજ પળે ચંદન જે છુપાઇ રહ્યો હતો તે બહાર આવીને બોલ્યો— “સરદાર સાહેબ, મારી પાછળ આવો.”

આમ કહી ચંદન દાદર નીચે ગયો. ત્યાં પેલા ભોંયરામાં ઉતરવાનો રસ્તો હતો તેનો દરવાજો તેણે ઉઘાડયો. આ વખતે રામસિંહને વહેમ પડયો કે, તેને ચંદન કદી ફસાવી દેશે તો. આ ભોંયરાનો રસ્તો કેટલો ભય ભરેલો છે તે તે જાણતો હતો. પણ તે વિચાર એક પળજ રહ્યો. બીજી પળે તેને ચંદનની ભલાઈ યાદ આવી. કુમુદિનીનો હાથ પકડી તેને આગળ ધકેલી રામસિંહ તેની પાછળ ચાલ્યો. પછી તેણે દરવાજો તરત બંધ કર્યો. પેલા હથિયારબંધ માણસો તેને પકડવા આવ્યા હતા પણ એટલામાં તો દરવાજો બંધ થઈ જવાથી તે તેમના હાથમાંથી છટકી ગયો.

પછી ચંદન બોલ્યો—“હવે જીવ લઈને દોડો. વીજકુંવરના ડુંગરી કિલ્લામાં આપણે પહેલા જઈ પહોંચવું જોઇએ. જો આપણે પહેલા જઇશું તો જરૂર બચીશું.”

ત્રણે જણાં ઝડપથી ચાલ્યાં. થોડીવાર ગુપચુપ ચાલ્યા પછી પેલો જુવાન નોકર બોલ્યો કે—“હજી સુધી તો આપણાં નસીબ સારાં છે. ગુરૂસ્વામી અને તેના ખુની માણસો આપણો અટકાવ કરવા માટે તે કિલ્લા તરફ આવશે. જો તેઓ સ્વાર થઇને આવશે તો તેમને લાંબે રસ્તે આવવું પડશે, પણ જો તેઓ પગ રસ્તે આવશે તો આપણે તેમનાથી આગળ છીએ. એક વખત કિલ્લામાં

પહોંચ્યા કે પછી આપણે સલામત છીએ.”

રામસિંહે આશ્ચર્ય પામીને કહ્યું–“એમ કેમ? ત્યાં કોઈ માણસો નથી રહેતા?”

ચંદને જવાબ આપ્યો–“આ વખતે તે તદન ખાલી હશે.”

આ વખતે તેઓ પાયરીઓ ઉતરી રહ્યા હતા. ચંદને દરવાજો ઉઘાડયો અને તેઓ ચાલીમાં દાખલ થયા. તે પણ થોડીવારમાં વટાવ્યા પછી તેઓ બીજો દરવાજો ઉઘાડી ફરીથી પગથીએ ચઢયા. ત્યાં ચઢી રહેતાં એક નાનો દરવાજો ઉઘાડીને ચંદન એક દિવાનખાનામાં દાખલ થયો. ત્રણે અંદર આવ્યા પછી ચંદન બોલ્યો કે–“આપણે આ કિલ્લામાં સહીસલામત આવી પહોંચ્યાં છીએ. ચાલો આપણે તબેલામાંથી ઘોડા લઇને અહીંથી નાશી જઇએ. આપણા શત્રુઓ સફેદ મહેલમાંથી આપણી પાછળ આવવાને નીકળી ચુકયા હશે.”

રામસિંહ બોલ્યો–“હા, ચાલો એમજ કરીએ. હવે મારા ગરીબ નોકરોની મને ખબર મળવી ઘણી મુશ્કેલ છે.”

ચંદન તેમને દરવાજા તરફ લઈ ચાલ્યો. ઘોડા તૈયાર કરવા વખત ન હતો. દરવાજા ઉપર ઘરડો દરવાન બેઠો હતો. તેને દરવાજો ઉઘાડવા હુકમ કર્યો. દરવાને તેમને હથિયારબંધ જોઈ દરવાજો ખોલી આપ્યો. તેઓ નીચે ઉતરવા લાગ્યા. એટલામાં ઝાડીમાંથી ઓચીંતા છ માણસો તેમની ઉપર કુદી પડયા.

રામસિંહ અને કુમુદિનીએ તુરત પોતાની તલવારો કાઢી. ચંદન પોતાની તલવાર કાઢવા ગયો પણ તેનો પગ સરી જતાં તે નીચે પડયો. ગુરૂસ્વામી પોતાનું ખંજર લઇ તેને મારવા દોડયો. તે છોકરો સમજ્યો કે હવે આવી બન્યું. આ બધું એક પળમાં બન્યું. બીજી પળે તો રામસિંહે પોતાની તલવાર તેના બચાવમાં ફેરવી, ગુરૂસ્વામીના જમણા હાથ ઉપર એક જખમ કર્યો.

ગુરૂસ્વામીએ ક્રોધ અને દુઃખની બૂમ પાડી અને ખંજર તેના હાથમાંથી પડી ગયું. તેજ પળે ચંદન ઉઠીને ઉભો થયો.

ગુરૂસ્વામીનો બચાવ કરવા માટે તેના માણસો તેની આસપાસ ફરી વળ્યા, પણ તેમણે લડાઈ કરવાની ઇચ્છા ન દેખાડી. આ ઉપરથી રામસિંહ, કુમુદિની તથા ચંદનને લઈને પોતાને રસ્તે પડયો.



## પ્રકરણ ૫૦ મું.

### સરદાર નોકર અને કુમારિકા.

ઉપલા બધા બનાવ એટલા તો જલદીથી બન્યા કે, પોતાનો અજાણ્યો મદદગાર કોણ છે તે જાણવા, તથા તેનો ઉપકાર માનવા માટે પણ રામસિંહને વખત મળ્યો ન હતો. જ્યારે તેઓ વીજકુંવરના કિલ્લાથી ઘણે દૂર ગયા અને તેમને શત્રુની બીક ન રહી ત્યારે રામસિંહ બોલ્યો કે–"આપણે થોડીવાર અહીં બેસીએ. મારા બહાદૂર મિત્ર, તારી સાથે ઓળખાણ કરવાની મને અતિ આતુરતા છે."

કુમુદિની પોતાને માટે બોલાયલા શબ્દોનો ઉત્તર આપે તે પહેલાં તો ચંદન બોલી ઉઠયો–"મહેરબાની કરીને અહીં ખોટી ન થશો તમે બેઉ બહાદૂર છો તેમાં તો ના નથી, પણ હાથે કરીને ભયમાં જવામાં શો લાભ છે? ગુરૂસ્વામી અને તેની સાથેનાને તમે હરાવ્યા છે, પણ તેમાંના બીજા થોડા આટલામાંજ આપણી શોધમાં હશે."

રામસિંહે કહ્યું–"ત્યારે આપણે રાયપુર તરફ બનતી ઝડપથી જઇએ."

કુમુદિની તે સાંભળીને બોલી ઉઠી–"મારાથી ત્યાં અવાઈ શકાવાનું નથી. મેં આ બખતર તે શહેરના કિલ્લામાંથી મેળવ્યું છે. વળી પ્રતાપસિંહની મરજી વિરૂદ્ધનું કામ મેં કર્યું છે. તેથી તે પણ મારી તરફ દયા બતાવનાર નથી."

રામસિંહ બોલ્યો–"ત્યારે આપણે કયો રસ્તો લેવો તે વિષે થોડીવાર વિચાર કરીએ. ચાલો આપણે જાહેર રસ્તો છોડી જંગલ તરફ નીકળી જઈએ."

આ વિચાર બધાને પસંદ પડયો. તેઓએ જાહેર રસ્તા છોડી દીધો, અને જંગલની તરફ ચાલ્યા. ઝાડીમાંથી પસાર થઇ ખુલ્લી જગામાં આવ્યા. ત્યાં બધા બેઠા પછી રામસિંહે કુમુદિનીને ઉદ્દેશીને બોલવા શરૂઆત કીધી કે "બહાદૂર લડવૈયા, તેં મને વખતસર મદદ આપી તેથી તારો તો મારે પ્રથમજ ઉપકાર માનવો જોઇએ. તારી વખતસરની મદદથી તો મારી જીંદગી માટે હું તારો આભારી છું. મારૂં નામ સરદાર રામસિંહ છે. જ્યાં સુધી હું જીવતો રહીશ ત્યાં સુધી તને મારા ભાઈ તરીકે ચાહીશ. માળવાની દરબારમાં મારી સત્તા છે. જો ત્યાં તને કાંઇ કામ પડે તો મને બેધ્ધાશક કહેજે. મારો શબ્દ અમારા મહારાજા કદી પણ ફેરવનાર નથી. આ પ્રમાણે હું કોણ છું તે તો તેં જાણ્યું. હવે તું કોણ છે તે મને કહે કે, તેથી બીજી વખત તને ઓળખવા કામ લાગે.'

કુમુદિની તેને સાંભળી રહી. આટલી વાર જે હીંમતથી લડતી હતી તે

હીંમત રામસિંહની પાસે રહેવાથી તેની સ્ત્રી જાતના શરમાળપણામાં બદલાઇ ગઇ. થોડીવાર ચુપ રહેવા પછી તે બોલી કે "સરદાર સાહેબ, તમે મારો ઉપકાર માનોછો, એ તો ઠીક, પણ એવું ઉપકાર માનવા જેવું કામ હજી મારાથી થયું નથી. મેં જે કર્યું છે તે મારી મરજી–"

રામસિંહ બોલી ઉઠયો–" અરે બહાદૂર ! તારી બહાદૂરી મેં જોઈ છે. તારી બહાદૂરી અને હીંમતથી હું ખુશી થયો છું. તું જુવાન છે. તારો સ્વર મધુર છે. તારૂં બોલવું અમીરી છે. તારી તરફ મારૂં મન અતિશય ખેંચાય છે, માટે કહે કે, તું કોણ છે અને હું ભયમાં છું એવું તેં કેમ જાણ્યું ?"

તે કુમારિકાએ જવાબ આપ્યો–" મારી વાત ઘણી લાંબી છે. આપણે બીજી વખત જ્યારે મળીશું તે વખતે હું તમને મારો બધો હેવાલ કહીશ. હાલ તો એટલુંજ જાણીને સંતોષ પામો કે, કાંઈ કારણ સંયોગે મારૂં સફેદ મહેલમાં આવવું થયું હતું. ત્યાં આવ્યા પછી તુરતજ તમારી તરફ દગો થનાર છે એવી ખબર મળી. વખતસર તમારી મદદે આવી પહોંચવા હું ભાગ્યશાળી-"

રામસિંહ વચ્ચે બોલી ઉઠયો–" મને નાશ પામતો બચાવવા."

ચંદન નમનતાઈથી બોલ્યો–" આ બહાદૂર જુવાન કેટલીક બાબતો વિષે બોલવાને રાજી નથી. તે જો મને આજ્ઞા કરો તો હું કહી સંભળાવું."

રામસિંહ બોલ્યો–" ચંદન, બેલાશક બોલ તને બોલવાની છુટ છે. મને બચાવવામાં તેં પણ કાંઈ ઓછી મહેનત નથી લીધી."

ચંદન બોલ્યો–" તે બાબત તમે સાંભળશો તો આશ્ચર્ય પામશો. આ જુવાન બહાદૂર છે, પણ હાલ તે કેવા ભયમાં છે તે એ પોતે જાણતો નથી. આ બહાદૂરે રાયપુરના કિલ્લામાંથી ત્રણ ઠાકોરોને છોડવ્યા છે."

રામસિંહ આશ્ચર્ય પામી બોલી ઉઠયો–" શું એમ બની શકે ? ઠાકોર વિજયસિંહ, ઠાકોર બલવાનસિંહ અને કાળા કિલ્લાનો ઠાકોર એ ત્રણ હાલ છુટા છે ?"

ચંદને ભાર મૂકીને કહ્યું–" છુટા છે એટલુંજ નહિ પણ તેમને છોડવનાર આ જુવાન વીર છે ! તે નામદાર ઠાકોરોના છુટા થવાની મહેલમાં ખબર થતાંજ બધા આનંદ પામ્યા. તેમની વાત જે ચાકરોના સાંભળવામાં આવી હતી તેથી અમને માલમ પડયું કે, તેમને છોડવનાર આ બખતરવાળો જુવાન હતો."

કુમુદિની તરફ જોતો રામસિંહ બોલ્યો–" શું એમ બની શકે ? બહાદૂર જુવાન, તું કોણ છે ? તેં તારૂં મોઢું શા માટે છુપાવી રાખ્યું છે ?"

કુમુદિનીએ ઉત્તર દીધો–"મહેરબાની કરી એ સવાલ મને હાલ ન પૂછો."

તે સાંભળી રામસિંહ બોલ્યો—" પણ તેનું કાંઈ કારણ ? જો તારી મરજીજ ન હોય તો પછી હું નાઈલાજ છું. તને કોઇ પણ રીતે નારાજી કરવા હું નથી ચહાતો, પણ એથી મારા મનને કેટલી પીડા થશે તેનો તેં વિચાર કર્યો ?"

કુમુદિનીએ ઉત્તર દીધો—" સરદાર સાહેબ, ત્રણ દિવસ સુધી એ વાત પૂછવી મુલતવી રાખો. "

રામસિંહ બોલ્યો—" ત્રણ દિવસ ! એમ કેમ બને ! આજ સૂર્યોદય થતાં તો મારે મુસાફરી શરૂ કરવી છે. એક સ્ત્રી અને તેની સાથેના માણસોને માળવા લઈ જવા હું કબૂલ થઈ ચુકયો છું. "

કુમુદિનીના મનમાં અદેખાઈ ઉત્પન્ન થઇ. તે બૂમ પાડી ઉઠી—" એક સ્ત્રી ! ( પણ પછી શાંત પડતાં બોલી ) સરદાર સાહેબ, મારી અજાયબી માટે ક્ષમા કરજો. "

રામસિંહ પોતાના મદદગાર તરફ આશ્ચર્યથી જોતો બોલ્યો કે—" કેમ કેમ ! "

કુમુદિની બોલી—" મારૂં કહેવું એવું હતું કે, તમે પ્રથમ મુસાફરી કરવાનું કહ્યું ત્યારે મારો વિચાર તમારી સાથે આવવાનો હતો. તમે માળવા દેશ તરફ જવા માગોછો અને મારો રસ્તો પણ તે તરફજ છે. અહીંથી ત્રણ દિવસને રસ્તે મારૂં ગામ છે. "

રામસિંહ બોલ્યો—" ત્રણ દિવસને રસ્તે ! ત્યારે તો તું કાળા કિલ્લાની પાસે રહેતો હશે ? "

કુમુદિનીએ ટુંકો જવાબ આપ્યો—" હા. "

રામસિંહે પૂછયું—" ત્યારે તું અમારી સાથે ચાલજે. તેં તારો વિચાર શા માટે બદલ્યો ? "

મહા મુશ્કેલીએ કુમુદિનીએ જવાબ આપ્યો—"તમે નામદારે કોઈ સ્ત્રીની સાથે જવા વચન આપ્યું છે અને તેના માણસો સાથે હશે એટલે પછી મારા જેવા ગરીબની સોબતની તમારે જરૂર નથી. હું ગરીબ માણસ છું. ગરીબ કુળમાં જન્મ્યો છું. "

તેની તરફ મિત્રતાની લાગણી દેખાડતો રામસિંહ બોલ્યો—" પણ તારૂં નામ તો તેં આખા રજપૂતાનામાં પ્રખ્યાત કર્યું છે. લડાઈ વખતના મારા સોબતીનું કામ તેં આજ રાતમાં બજાવ્યું છે. જો તું તારી છુપી વાત મને હાલ જાહેર કરવા માગતો ન હોય તો તે વિષે હું તને કાંઇ વધારે પૂછતો નથી. જો તારાથી મારી સાથે આવવા બનતું ન હોય તો તારી મુખત્યારી છે, પણ હું તો તને જીવીશ ત્યાં સુધી યાદ કરીશ. તને કદી પણ ભૂલનાર નથીજ. તું ગરીબ

છે, તારૂં કુળ ઊંચું નથી પણ તારી બહાદૂરીથી તું પ્રખ્યાત થઇશ. તારી યાદદાસ્ત મારી છાતીમાથી જનાર નથી. મારા પાસેના સગા તરીકે હું તને ગણીશ. તું મારી સાથે ચાલ. તારે ગામ જવાને બદલે તું મારી સાથે માળવા આવે તો હું ત્યાંના રાજાના ખાસ સરદારની તને પદવી અપાવું."

તેના શબ્દોથી કુમુદિનીની છાતીમાં લાગણી થઇ આવી. તે બોલી કે "અરે તમે કેવા માયાળુ–ઉદાર છો ! મારા જેવા ગરીબ તરફ તમારી લાગણી કેટલી છે !"

રામસિંહ બોલ્યો–"તારી તરફ ઉપકારની લાગણીથી હું જે કરવા ચાહું છું તે તરફ તું શા માટે આનાકાની કરે છે ? તારી તરફ મારા મનમાં જે પ્રેમ ઉપજ્યો છે તે મારા અંતઃકરણનોજ છે. તું અજાણ્યો છે, મેં તારૂં મોહું પણ હજી જોયું નથી, તોપણ તારે માટે મારા મનમાં શું થાય છે તે હું પામી શકતો નથી. તારી ચાલ ચલણ પણ હું વખાણું છું."

ધ્રુજતે ધીમે અવાજે તે બોલી–"મારી ચાલચલણથી તો તમે તદન અજાણ્યા છો !"

રામસિંહે જવાબ દીધો–"આજની રાતના બનાવથી મારે શું ધારવું ? તારી ચાલ ચલણથી અજાણ્યો ! કદી નહિ ! આપણે બચપણના મિત્ર હોઇએ એમ મને તો જણાય છે. તારી સાથેની મારી મિત્રતા કદી પણ છુટવાની નથી એમ મારૂં મન કહે છે. હું જુવાન છું પણ મેં અનુભવ ઘણો મેળવ્યો છે. મારા અનુભવથી મારા જાણવામાં આવ્યું છે કે, હીંમત બે રીતની હોય છે. એક તો પગારની આશાએ લડવાની અથવા તો પોતાના બચાવમાં લડવાની બીજી કાંઈ પણ હેતુ વગર પારકાને મદદ કરવાની. તારી હીંમત આ પાછલા પ્રકારની છે. કાંઈ પણ બદલાની આશા વગર પ્રતાપસિંહના કેદીઓને છોડવ્યા અને મારી મદદે આવ્યો. તારી આ પ્રકારની હીંમત જોઈ હું આનંદ પામ્યો અને તેથી તારી તરફ મને ભાવ થયો. તું મને તારા પાસેના સગા જેવો ગણજે. હું પણ તને તેવોજ ગણીશ."

કુમુદિનીએ ધીમે સ્વરે જવાબ આપ્યો–"પણ મેં તમારી જે નોકરી બજાવી છે તે કાંઇ મોટા ઈનામને લાયકની નથી."

રામસિંહ બોલ્યો–"ભલા જુવાન, તું તારી મદદની કીમત કરતો નથી, પણ મારે મન તો તેં કીમતી મદદ આપી છે એમ છે. તારી આજની મદદ તો હું કીમતી ગણીશ. તું મારી સાથે ઉજ્જન આવીશ કે નહિ ? ત્યાં હું તારી બહાદૂરીના બદલામાં મહારાજા આગળ તને લઈ જઇને તેને હાથે બદલો અપાવીશ. બોલ, તારી શી મરજી છે ?"

કુમુદિનીએ જવાબ આપ્યો–"જો તમારી મરજી હશે તો હું તમારી સાથે કાળા કિલ્લા સુધી આવીશ. મારે હજી થોડી ધાસ્તી રાખવી જોઇએ. કિલ્લામાંથી રાજકેદીઓને છુટા કરનાર તરીકે મારી ઉપર શક આવે–"

રામસિંહે પૂછ્યું–"આ બખતર કિલ્લામાંથી મેળવ્યું છે તો તે વધારે વાર પહેરી રાખવાની શી જરૂર છે? એ ઉતારી નાંખ એટલે તને ધાસ્તી રહેવાની નથી."

કુમુદિનીએ ઉત્તર દીધો–"આ બખતર ઉતારી નાંખવા કરતાં પ્રતાપસિંહની ધાસ્તી રાખવી એ સારૂં છે."

રામસિંહ બોલ્યો–"બહાદુર મિત્ર, તારી વીરતા હું જાણું છું. તેં એવું કામ કર્યું છે કે, તેથી આખા છત્રીશગઢ દેશમાં તારૂં નામ પ્રખ્યાત થશે. હા, પણ મને બીજો વિચાર આવે છે!"

કુમુદિનીએ પૂછ્યું–"શું તમે જવાની ગોઠવણમાં ફેરફાર કરવા ધારો છો? જો મારા સાથે આવવાથી તમને અડચણ થતી હોય તો હું મારે એકલો જઈશ."

રામસિંહ બોલી ઉઠયો–"જુવાન, તું ઉંધું સમજે છે. કાળા કિલ્લા સુધી તારી સાથે આવવા મેં કબૂલ કર્યું છે. તેમાં ફેર પડનાર નથી, પણ મારૂં કહેવું તો તારા બખતર માટે છે."

કુમુદિનીએ કહ્યું–"તે શું છે?"

રામસિંહે ઉત્તર દીધો–"મારૂં ધારવું તો એવું છે કે, આ બખતર તું સંઘરી રાખવા માગે છે."

કુમુદિનીનો વિચાર તો તે બખતરથી પોતાની જાત છુપાવવાનો હતો, તેથી બોલી–"ઓહો! મારે વિષે તો તમે વિચારમાંજ મગ્ન હો એમ જણાય છે!"

રામસિંહ બોલ્યો–"ત્યારે તો મારૂં ધારવું ખોટું નથી; પણ મને એક વિચાર આવે છે કે–"

કુમુદિની આશ્ચર્ય પામીને બોલી ઉઠી–"વિચાર?"

રામસિંહે જવાબ દીધો–"હા, મને વિચાર આવે છે કે, આ બખતરને છુટું પાડીને મારા અને મારી સાથે આવનાર સ્ત્રીના સામાન સાથે આપણે લઇ ચાલીએ. આપણે એમ ધારીએ કે, મારી સાથે આવનાર સ્ત્રી આ બખતરને ઓળખી કાઢે–"

પોતાને શું જવાબ મળશે તે તો કુમુદિની જાણતી હતી. તેણે પૂછ્યું–"તમારી સાથે આવનાર સ્ત્રી કોણ છે? પ્રતાપસિંહની છાવણીમાંની સ્ત્રીઓ

સિવાય બીજી કોઈ સ્ત્રી આ કિલ્લામાં હાલ જઈ શકે એમ તો બનેજ નહિ.”

જે સરતથી તે સુંદરીને ઉજ્જન લઇ જનાર હતો તે સરત તેને યાદ આવતાં તેનો ચહેરો ઉતરી ગયો. આ ફેરફાર તે કુમારિકાના જોવામાં આવ્યો. પછી શાંત થઇને તે બોલ્યો કે “ પ્રતાપસિંહની છાવણીમાંની એકાદ સ્ત્રી મારી સાથે આવે તો તેમાં શું ? તે સ્ત્રી પ્રતાપસિંહની છાવણીને લગતી છે. તે પોતાની બે સખીઓને સાથે લઈ મને આજ સવારના રાયપુરને દરવાજે મળનાર છે. હવે વખત ઘણો થોડો છે. સૂર્યોદય થવાને ત્રણ ચાર કલાક બાકી છે–”

કુમુદિનીના મનનો વહેમ ખરો પડે એવો વખત હતો. પ્રતાપસિંહની છાવણીની એક સ્ત્રી અને તેની બે સખીઓ એ સિવાય બીજી કોઈ નથી. પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરવા માટે તેણે પૂછયું કે “ પણ તે સ્ત્રી ? ”

રામસિંહે ઉત્તર દીધો–“તે અજાયબ જેવી સ્ત્રી છે. તેનું નામ સુંદરી છે.”

જરાવાર રહીને ધીમે સાદે કુમુદિની બોલી–“ મેં તેને વિષે સાંભળ્યું છે. તે સુંદર સ્ત્રી ઉદાર દીલની અને અમીરી ચાલની છે. મને એક વાતની બીક લાગે છે. જો હું તમારી સાથે હઈશ તો તેને વહેમ આવશે કે, રાજકેદીઓને છોડવવામાં તમે પણ સામેલ હતા, અને તેથી તમે ભયમાં–”

રામસિંહે ઉત્તર દીધો–“ તારે તે બાબતની ધાસ્તી ન રાખવી. કદાચ તે જાતનું ભય મને લાગતું હોય તોપણ તારી મરજી વિરૂદ્ધ તને એ બખતર ઉતારી નાંખવા હું ન કહું. હું એવો આપમતલબી નથી. આટલીવાર મેં તને બખતર માટે કહ્યું, તે તારે પોતાને માટે કહ્યું. તારી બહાદૂરી સાથે મનની દૃઢતા જોઇને પણ હું અતિ આનંદ પામ્યો છું. એ દૃઢતા આ બખતર કરતાં પણ વધારે મજબૂત છે. તારો મરજીજ છે તો આ બખતર પહેરી રાખ. રસ્તામાં તારે ગામ ન જતાં જો તું મારી સાથે આવીશ તો એટલું તો યાદ રાંખજે કે, માળવાના મહારાજાએ કોઇને પણ માન આપ્યું હોય તેથી તને વધારે માન આપશે. ”

કુમુદિની બોલી–“ મારે માટેના તમારા અભિપ્રાયનો જેટલો ઉપકાર હું માનું તેટલો થોડો છે. મેં એક વખત તમને જણાવી દીધું છે કે, કાળો કિલ્લો દેખાતાં હું તમારી રજા લઈશ. તે વખતે હું કોણ છું અને આટલી વાર મેં બખતર શા માટે પેહેરી રાખ્યું તે તમને જણાવીશ. ”

રામસિંહે કહ્યું–“ જુવાન, જેમ તારી મરજી. હવે વખત થતો જાય છે. મારે જલદીથી શહેરમાં જવું જોઇએ–”

કુમુદિની બોલી–“ હું તમારી સાથે શહેરમાં આવી શકું તેમ નથી. આ બખતર પહેરીને મારાથી પ્રતાપસિંહની છાવણી પાસે અવાય નહિ હું તમને

દરવાજાથી થોડે દુર મળીશ.

તે કુમારિકાનો હાથ પકડીને રામસિંહ બોલ્યો–" તને મળવાથી હું આનંદ પામીશ. તારે રાયપુરમાં કાંઈ કામ છે ? તારા કોઈ સગા કે મિત્રને કાંઇ કહેવરાવવું છે ? હું બે કલાક શહેરમાં રહીશ ત્યાં સુધીનું તારૂં કાંઈ કામ હોય તે કહે. તારો ઘોડો–"

કુમુદિનીએ ઉત્તર વાળ્યો–" રાયપુરમાં મારે કોઇને મળવું નથી. મારો ઘોડો છે પણ તે મારાથી લેવા જવાય તેમ નથી. તેમ વળી કોઇને કહીને મંગાવાય તેમ પણ નથી તેથી–"

રામસિંહ બોલી ઉઠયો–" તેની તારે કાંઈ ધાસ્તી ન રાખવી. તારે માટે હું ઘોડો લઇ આવીશ. તે ઘોડો જોઇને તું તારા ઘોડાને ભૂલી જશે."

આમ કહી રામસિંહ ચંદનને લઇને ત્યાંથી ચાલી નીકળ્યો. કુમુદિની જંગલમાં એકલી રહી.

## પ્રકરણ ૫૧ મું.

### દરવાજે મુલાકાત.

સૂર્યોદય થઈ ચુકયો છે. રાયપુરમાં લોકોની આવજાવ શરૂ થઈ ચુકી છે. આ વખતે ચાર ઘોડેસ્વારો તે શહેરના દરવાજામાંથી બહાર નીકળતા જણાય છે.

સૌથી આગળ સરદાર રામસિંહ છે. તેણે પોતાનો મુસાફરીનો પોશાક પહેર્યો હતો. આ વખતના તેના દેખાવ ઉપરથી તેને જોતાં કોઇ પણ કહી શકે કે તે કોઇ મોટો સરદાર છે.

તેની બરાબર પાછળજ બળભદ્રના ઘોડા ઉપર ચંદન બેઠો હતો અને માનસિંહના ઘોડાની લગામ પકડીને ચલાવતો હતો. માનસિંહનો ઘોડો કુમુદિનીને બેસવા માટે રામસિંહે તૈયાર કરાવ્યો હતો. તેમની પાછળ બે ઘોડાવાળાઓ પોતાના ઘોડા ઉપર સ્વાર થઈ ચાલતા હતા. એકે રામસિંહનું બખતર અને બીજાએ તેનાં કપડાં લતાં લીધાં હતાં.

રામસિંહ રાયપુર આવી પહોંચ્યો તે વખતે આ બે ઘોડાવાળા પાછળ રહી ગયા હતા. તેઓ બે દિવસ રહીને તે શહેરમાં પોતાના માલીકને આવી મળ્યા હતા.

દરવાજા બહાર આવ્યા પછી રામસિંહે પોતાનો ઘોડો ઉભો રાખ્યો. તે જોઈ તેના ત્રણે નોકરોએ તેમ કર્યું. થોડીવારમાંજ ટટ્ટુ ઉપર સ્વાર થએલી ત્રણ સ્ત્રીઓ તેમની તરફ આવતી જણાઈ.

આ ત્રણે જણીએ પોતાના મોઢા ઉપર બુરખા નાંખી લીધા હતા. સુંદરી સૌથી આગળ હતી અને તેની પાછળ રૂપાળી અને માનકુંવર હતી. રામસિંહે તેમને તરત ઓળખી લીધી.

તેમને આવતી જોઇ રામસિંહે પોતાનો ઘોડો તેમની તરફ ફેરવી સુંદરીને નમન કર્યું. તેનો સુંદરીએ હસીને જવાબ આપ્યો. આ વખતે રામસિંહના ચહેરા ઉપર પડેલી ઉદાસીની છાપ સુંદરીએ જોઇ લીધી.

તેણે સુંદરીને ઉજ્જન સુધી લઇ જવા કબુલાત આપી હતી તથાપિ તે તેમ કરવા ખુશી ન હતો. સુંદરી તેને ચહાતી હતી પણ તે તેને ચહાતો ન હતો. તેના મનનો હાલ સુંદરી જાણી ગઇ હતી.

પોતે તેના મનની લાગણી જાણી ગઈ છે એમ સુંદરીએ જરાએ બતાવ્યું નહિ. તેને આગળ ઉપર આશા રહી. પોતે ઉજ્જનમાં હશે તો તેનું મન જીતી શકશે એમ તે ધારતી હતી. રામસિંહનું મન તે જાણતી ન હતી. રામસિંહે તેને બહેન કહીને બોલાવી હતી, તે હવે બહેનમાંથી તેને બાયડી કરે એ કદી પણ ન બને એવું હતું. તે રજપૂત હતો. તે પોતાના મોઢાના બોલને વચન તુલ્ય માનતો અને તે કદી પણ પોતાનો શબ્દ ફેરવતો નહિ.

તેમ વળી સુંદરીને પોતાની સુંદરતા ઉપર ભરોંસો હતો. તે ખરેખર સુંદરતાની પુત્રી હતી. તેની આંખોનો પલકારો એવો હતો કે, જેની તરફ તે કટાક્ષથી જોતી તેને મોહનાં બાણ લાગતાં.

તેમાં આ વખતે તે ઘોડેસ્વાર થઇ હતી તેથી તો તે ખરેખરી દેવીજ જણાતી હતી. તેના હાથમાં હથિયાર હોય તો તેને દેવીજ માને.

રામસિંહે તેને વિષે પુરતું જોયું હતું. પેલી ડોસીનું ખુન તેને યાદ હતું. તે વખતનો સુંદરીનો દેખાવ તે હજી ભૂલ્યો ન હતો, અને ભૂલાય તેવો પણ ન હતો. આ કારણથી રામસિંહ તેનાથી દૂર રહેતો. સુંદરી તે પામી ગઇ હતી. તેનું હૈયું તેને જુદુજ કહેતું હતું. તે વારંવાર મનમાં બોલી ઉઠતી કે—"એ મારોજ છે! એ મારોજ છે!"

## પ્રકરણ પર મું.

### મુસાફરીની શરૂઆત.

આ પ્રમાણે મુસાફરીની શરૂઆતમાં રામસિંહ અને સુંદરી એકઠાં મળ્યાં ત્યારે બેઉનાં મન આવાં હતાં. તેમ વળી સુંદરીની હાજરીની પેલા ચંદન નોકર ઉપર પણ કાંઇક અસર થઈ.

જે વખતે સુંદરીએ પોતાનો બુરખો ઉઘાડી નાંખ્યો તે વખતે ચંદનના મોઢામાંથી આશ્ચર્યની એક બૂમ નીકળી ગઇ, પણ તેના સુભાગ્યથી તે કોઇના સાંભળવામાં ન આવી.

તેમણે પાછી મુસાફરી શરૂ કીધી. સૌની આગળ રામસિંહ અને સુંદરી હતાં. તેમની પાછળ તેની બે સખીઓ હતી, અને તેની પાછળ ચંદન અને તેની પાછળ ઘોડાવાળા ચાલતા હતા.

આ પ્રમાણે ગોઠવાઈ જતાં પણ સુંદરીની નજર ચંદન ઉપર ન પડી. તે તેને ઓળખતી હતી કે નહિ તે ધારવું પણ શક ભરેલું હતું.

વળી આ વખતે એક બીજો પણ બનાવ બન્યો હતો. રૂપાળી અને માનકુંવરે રામસિંહના સાથ તરફ નજર કીધી તો તેમાં બળભદ્ર અને માનસિંહ દેખાયા ન હતા. નિરાશાથી બેઉ બહેનોએ એક બીજા તરફ નજર કીધી.

તેઓ બધા ધીમે ધીમે ચાલતા હતા. આ પ્રમાણે ધીમે ધીમે ચાલવામાં રામસિંહની મતલબ હતી. પોતાના મદદગારને ત્યાં મળવાનો વાયદો હતો, પણ તે હજી સુધી આવી મળ્યો ન હતો. આ બાબત ઉપરથી તેણે સુંદરી સાથે વાતો કરવા માંડી.

રામસિંહનો કોઇ મિત્ર છે એવી વાત સાંભળીને સુંદરી મનમાં દલગીર થઇ. તે તો આખો રસ્તો રામસિંહ સાથે એકલી મુસાફરી કરવા ખુશી હતી. તે પોતાની દલગીરી તેનાથી છુપાવીને બોલી કે-"તમારો મિત્ર આપણી સાથે આવશે તો આપણે આનંદ પામીશું. તે તમારા સોબતીનું નામ શું છે?"

રામસિંહે જવાબ આપ્યો-"સુંદરી, તે વિષે હું તને જવાબ આપી નથી શકતો. મારે તેના સાથે ગઈ રાતના કાંઇ અકસ્માતથી મુલાકાત થઈ છે અને તેથી તેના નામથી હું અજાણ્યો છું. ગઈ આખી રાત હું બીલકુલ સુતો નથી. મારા જેવા ખડતલને મહેનતની દરકાર નથી. રજપુતાનામાં મેં ઘણી લડાઇઓ-"

સુંદરી બોલી ઉઠી-"તે લડાઇઓથી તમે તમારૂં નામ પ્રકાશિત કર્યું છે."

તેની તરફ એકી નજરે જોતાં રામસિંહે પૂછ્યું-"તે વળી તને કોણે કહ્યું?"

સુંદરીએ ઉત્તર આપ્યો-"સરદાર બહાદુરે તમારી સરદાર તરીકેની ચતુરાઇ, તમારી વીરતા અને વિજયી તરીકેની તમારી ઉદારતા વિષે મને ઘણું કહ્યું છે."

રામસિંહે આતુરતાથી પૂછ્યું-"અમીરી પ્રતાપસિંહે તને મારે વિષે એ સિવાય બીજું કાંઈ કહ્યું નથી?"

સુંદરી બોલી-"સરદાર બહાદુરે મારી પાસે હમેશ તમારાં વખાણજ

કર્યો છે.”

રામસિંહ મનમાં બોલ્યો—“ત્યારે પ્રતાપસિંહે હજી મારો ભેદ કોઇની આગળ પણ ખોલ્યો નથી.” પછી સુંદરી તરફ જોઈને તે બોલ્યો કે—“હું મારી ગઇ રાતની વાત વિષે તને કહેતો હતો. તે રાતના મારે માટે ઘણા બનાવો બની ગયા છે. મારી તરફ દગો કરવામાં આવ્યો. મને ભય બતાવવામાં આવ્યો અને મારી જીંદગીની કીંમત એક કોડીથી પણ ઓછી થઇ રહી.’

રામસિંહનું બોલવું સુંદરી સાંભળી રહી. તે ફાટી આંખે તેની તરફ જોતી બોલી—“શું એમ બન્યું?”

રામસિંહે જવાબ આપ્યો—“હા, હું ભયમાં હતો. તે ભયમાંથી છોડવનાર જુવાનને રસ્તામાં મળવાની હુ આશા રાખું છું. તે જુવાન પોતાનું નામ તથા ચહેરો ખુલ્લો કરવાને ખુશી નથી.”

સુંદરીએ કહ્યું—“શું પોતાનું શરીર પણ?”

રામસિંહે જવાબ આપ્યો—“હા, તેણે બખતર પહેર્યું છે અને તેનો મોઢા ઉપરનો પડદો બંધ રાખ્યો છે. તેના ઉંચા અને સીધા કદને લીધે તેને બખતર પણ અતિ શોભા આપે છે.”

સુંદરી બોલી—“તમારા એવા બહાદૂર મિત્રને મળવાને મારો જીવ તલપે છે. વારૂ તમારી ઉપર શો ભય આવી પડયો હતો તે વિષે તો તમે મને જણાવ્યું નહિ.”

રામસિંહે કહ્યું—“મારી વાત લાંબી છે. તેમ મારી તે રાતની વાત સાથે કાંઇ છુપા ભેદનો સંબંધ છે. તે ભેદનું નામ લેતાં તું ધાસ્તીથી ધ્રુજવા માંડશે.’

સુંદરીનો ચહેરો ફીકકો પડી ગયો. તેણે ધ્રુજતે અવાજે પૂછયું—“તે છુપો ભેદ—તેનું નામ?”

તેની પાસે પોતાનો ઘોડો લઈ ધીમે સાદે રામસિંહ બોલ્યો—“મહાકાળીની મૂર્તિ!”

સુંદરી વધારે ફીક્કી પડીને બોલી ઉઠી કે—“અરે ઇશ્વર! વારૂ રામસિંહ તમને તેના તરફનો શો ભય આવી પડયો હતો?”

મહાકાળીના નામથી સુંદરી ઉપર કેવી અસર થશે તે રામસિંહ જાણતો હતો. તે બોલ્યો કે—“તે હું તને કહીશ. ગઇ રાતના હું એક ઠેકાણે ગયો હતો. કોઇ પાપી ટોળીનું તે મુખ્ય મથક હોય એવું જણાતું હતું. તેને ત્યાં—”

આસપાસ નજર ફેરવતી સુંદરી બોલી—“અને તે જગા?”

રામસિંહે દૂરથી દેખાતા સફેદ મહેલ તરફ હાથ કરી કહ્યું—“પેલી રહી જગા, જો.”

ધ્રુજતે અવાજે સુંદરીએ પૂછ્યું–"ત્યારે તમે તે ઠેકાણે હતા ખરા?"

રામસિંહે કહ્યું–"હું ધારૂં છું કે, તું એનો મારી પાસે ખુલાસો કરી શકીશ, તેથીજ મેં તને એ વાત કહી છે."

ધાસ્તીથી રામસિંહ તરફ જોતી સુંદરી બોલી ઉઠી–"અરે! ત્યારે શું તમે એમ ધારો છો કે, એ ભેદ હું જાણું છું?" આ વખતે સુંદરીનો દેખાવ દયાજનક હતો.

તે જોઈ રામસિંહ બોલ્યો–"બાઇ, તને દુઃખ થયું હોય તો હું ક્ષમા માગું છું, મને ક્ષમા કર."

જરા શાંત થઈ ધીમે અવાજે સુંદરી બોલી–"રામસિંહ, મને તમારી તરફ ગુસ્સો નથી લાગ્યો, પણ મને કહો કે, તમે કેમ જાણ્યું કે તે–" તે એકદમ અટકી પડી. મહાકાળીની મૂર્તિ એ નામ તેના મોઢામાંથી ન નીકળ્યું.

રામસિંહ બોલ્યો–"તું મને પૂછેછે ત્યારેજ હું તને કહું છું. થોડા દિવસ પહેલાં પેલા મંદિરમાં બનેલા બનાવ વખતે તને એ નામની ધાસ્તી–"

સફેદ મહેલ તરફ જોતી સુંદરી બોલી–"હા, હા, એ નામની મને ધાસ્તી આપવામાં આવી હતી."

રામસિંહ બોલ્યો–"એટલુંજ નહિ પણ એ બાબત વિષે ગુરૂસ્વામી અને ચંપાડોસીને પણ વાત કરતાં કુમુદિનીએ સાંભળ્યાં હતાં. તે ઉપરથી મેં તે વાત પ્રતાપસિંહને કહી. તને પણ કુમુદિનીએ તે વાત કહી હશે."

સુંદરી બોલી–"હા, તે વાત મારા સાંભળવામાં આવી છે. મહાકાળીની મૂર્તિના ભોગની મને ઘણી વખત ધાસ્તી આપવામાં આવી છે. તમે તે ઉપરથી એમ ધાર્યું કે હું તમને તેનો ભેદ સમજાવી શકીશ. ખરેખર! તે હું જાણું છું–તે ભયંકર ભોગની રીતથી હું જાણીતી છું, પણ કૃપા કરી મને તે ન પૂછશો. મેં સોગન–હા સોગન ખાધા છે તે તોડાવશો નહિ. મારાથી તે સોગન તોડાવાના નથી."

આ બોલતી વખતે પોતે જાહેર રસ્તા ઉપર હતી તે પણ તે ભૂલી ગઈ. તેણે બે હાથ જોડીને આકાશ તરફ ઉંચા કર્યા.

રામસિંહ આશ્ચર્ય પામી તેની તરફ જોઇ રહ્યો. તેને લાગ્યું કે, આ અતિ સુંદર સ્ત્રી કાંઈક ભયંકર ભેદ જાણતી હતી, પણ તે વિષે હાલ કાંઇ જણાય તેવું ન હતું. તે પોતે પણ ભેદભરેલી સ્ત્રી હતી. કોઇ વખત વાત એવો વિચાર કરી રામસિંહે પણ તે વાત પડતી મૂકી.

થોડીવારમાંજ સુંદરી શાંત થઈ અને તેજ વખતે કુમુદિની પોતાના બખતર સુદ્ધાં બાજુની ઝાડીમાંથી બહાર નીકળી તેમની તરફ આવી.

## પ્રકરણ ૫૩ મું.

### પહેલા દિવસની મુસાફરી.

સૂર્યના તેજમાં તે બખતર ચળકી રહ્યું હતું. રખેને સુંદરી તે ઓળખી કાઢે એવી બીક રામસિંહને લાગી. તે બીક છુપાવીને તે બોલ્યો–" આવ, મારા બહાદુર મદદગાર ! "

જે વાતની ધાસ્તી રામસિંહને હતી તેજ જાતની ધાસ્તી કુમુદિનીને પોતાને પણ હતી. બખતરના જાળીઆમાથી તેણે સુંદરી તરફ નજર કીધી, પણ સુંદરી કાંઈ બોલી નહિ. તેણે તે બખતર ઓળખ્યું હોય એવો તેનો જરાપણ દેખાવ ન હતો. આથી બેઉ જણની ધાસ્તી જતી રહી.

રામસિંહ બોલ્યો–" આ બહાદુર જુવાને ગઇ રાતના મને ઘણી મદદ આપી છે. વળી એણે આજ આપણી સાથે મુસાફરી કરવા કબૂલ કર્યું છે. "

સુંદરી જેમ તેમ હસતું મોઢું કરીને બોલી–"આપણી સાથે તે આવશે તો આપણે આનંદ પામીશું, પણ એનો ઘોડો કેમ નથી ? "

રામસિંહે પાછલી તરફ માથું ફેરવતાં કહ્યું–" નહિ એમ નથી. મારો નોકર એને માટેજ ઘોડો લાવે છે. "

આ વખતે નોકર વર્ગ પાસે આવી પહોંચ્યો હતો. સુંદરીએ પણ આ પહેલીજ વખત તે તરફ નજર ફેરવી–આ પહેલીજ વખત તેની નજર ચંદન ઉપર પડી. તરતજ તે ચોંકી. તેણે બીજી વખત તેની તરફ નજર કીધી તો તેની ખાત્રી થઈ કે, તે ધારતી હતી તેજ આ માણસ હતો. ચંદને પણ તેની તરફ નજર કીધી હતી. બેઉએ એક બીજાને આંખોની ઈસારત કીધી.

તેની ઉપર કોઈની પણ નજર પડી ન હતી. રામસિંહ તદન આગળ હતો. તે કુમુદિનીને ઘોડા ઉપર બેસાડવાની તજવીજ કરતો હતો.

બધા આગળ ચાલ્યા. આ વખતે રામસિંહે સુંદરી તરફ જોયું તો તે બહારથી શાંત દેખાવા યત્ન કરતી હતી પણ અંદરખાનેથી દુઃખી હતી. રામસિંહ સમજ્યો કે, તેના દુઃખનું કારણ મહાકાળીની મૂર્તિ વિષેની વાત હતી, પણ સુંદરી તો વધારે ઉંડા પાણીમાં હતી. તે કાંઈ નવી ગોઠવણ કરતી હતી. થોડીવાર ચુપચુપ ચાલ્યા પછી સુંદરીએજ વાત છેડી કે " તમે હાલ કુમુદિની વિષે બોલતા હતા. રાયપુરથી તમે નીકળ્યા તે પહેલાં તમે તેને મળ્યા હતા ? તમે જાણતા તો હશો કે તે મારી પાસેથી ગઇ કાલની ગઇ છે. "

રામસિંહે જવાબ આપ્યો–" તે મને મળી શકી નથી તેથી હું ઘણો દલગીર છું. આજ સવારના તે ભલા રખેવાળે મને ખબર આપી કે, કુમુદિની

કાલ સાંજના મને મળવા આવી હતી, પણ મારો મેળાપ ન થયો તેથી ત્યાં ન ઉતરતાં પાછી ચાલી ગઈ. તે બીચારી ગરીબ છોકરી આ શહેરમાં એકલી આવી છે તેથી તેની સંભાળ રાખવી એ જરૂરનું છે."

સુંદરી બોલી–"મને પણ એજ ફીકર થાય છે. તે ગઇ કાલે મારી પાસેથી ગઇ ત્યારે મેં તેને પૈસા આપવા માંડયા પણ તેણે લીધા નહિ, પોતાની પાસે જોઇએ તે કરતાં વધારે છે એમ કહીને તે ચાલી ગઈ."

રામસિંહ બોલ્યો–" સુંદરી, તું ઉદાર દીલની છે. તેમાં તેં કુમુદિની તરફ જે ચાહ દેખાડી છે તેથી હું તારો ઉપકાર માનું છું. જે વખતે હું બેભાન થઇને જંગલમાં પડયો હતો તે વખતે એણે મને જે મદદ કીધી છે તે હું કદી પણ ભૂલી જનાર નથી–"

સુંદરી બોલી–" પણ સરદાર સાહેબ, તમે ભૂલી જાઓછો કે, તે બાબતથી કાંઇ આખી દુનિયા જાણીતી નથી." આમ બોલતાં સુંદરીએ પોતાની આંખો બખતરવાળી કુમુદિની તરફ ફેરવી.

રામસિંહને તે બાબત યાદ આવતાં તે બોલી ઉઠયો–" અરે, એ તો હું તદ્દન ભૂલીજ ગયો હતો. સુંદરી, તારી બહેનનો ભેદ હું જાણું છું તેટલો કોઈની પણ આગળ ખુલ્લો કરનાર નથી. તારી બહેનને ગયે આજ સાત દિવસ થયા તે વખતમાં તેની કાંઈ ખબર તને મળી છે કે નહિ ?"

નીચી નજરે ધીમે સ્વરે સુંદરીએ જવાબ આપ્યો–"રામસિંહ, મને કાંઇ ખબર મળી નથી." આમ બોલી તે આડી નજરે રામસિંહ તરફ જોવા લાગી. પણ તે તરફ રામસિંહનું ધ્યાન ન હતું.

થોડીવાર ગુપચુપ ચાલ્યા પછી ધીમે અવાજે સુંદરીએ પૂછ્યું–"સરદાર સાહેબ, મારી બહેન કાળરાત્રીને તમે મનમાંથી શું ભૂલી શકતા નથી ?"

પોતાને પૂછાયલા સવાલનો નહિ પણ પોતાના મનનો રામસિંહે ઉત્તર આપ્યો–" તે જ્યાં હોય ત્યાં ઈશ્વર તેને સુખી રાખો."

થોડીવાર સુધી તેમણે કાંઈ વાત ન કીધી.

કુમુદિનીએ રામસિંહ અને સુંદરીની વાત ધ્યાનથી સાંભળી હતી. રામસિંહે પોતાની સ્તુતિ કીધી તેથી તેનું હૈયું આનંદથી ભરાઈ ગયું. આટલાથીજ જાણે સુખી થઈ હોય–પોતાના મનની મુરાદ તે પામી હોય એવું તેના મનને જણાવા લાગ્યું.

સરદાર રામસિંહમાં કુમુદિનીએ મનુષ્યને જોઈતા બધા ગુણ દીઠા હતા. મોટાઇ, ભલાઇ, અમીરાઇ, બહાદુરી વગેરે ગુણોનો તે ભંડાર હતો એવી તેની ખાત્રી થઇ હતી. રાયપુરના કિલ્લામાં રહ્યા પછી રામસિંહ તરફના તેના માનમાં

વધારો થયો હતો. રામસિંહ તરફ તેનો ચાહ વધ્યો હતો, તેને પરણીને પોતે સુખી થાય એવું હતું, પણ એ દિન ક્યાં ?

ક્યાં આ ખેડુતને ત્યાં ઉછરેલી છોકરી અને ક્યાં માળવાનો સરદાર ! ?

સફેદ મહેલમાંથી બહાર નીકળ્યા પછી જંગલમાં રામસિંહે તેને કહ્યું હતું કે, મારે એક સ્ત્રીને ઉજ્જન લઇ જવી છે અને હાલ વળી તે સુંદરી સાથે ધીમે સ્વરે વાત કરતો હતો તેથી કુમુદિનીને અદેખાઈ ઉત્પન્ન થઈ હતી.

તે વારંવાર પોતાના બખતરના છીદ્રમાંથી રામસિંહ અને સુંદરી તરફ જોતી હતી. આમ કરતાં તે સુંદરીનો છુપો ભેદ પામી ગઇ. રામસિંહને તે ચહાય છે એવી લાગણી સુંદરીના ચહેરા ઉપર ફરી વળી હતી, પણ રામસિંહનું મન જાણવું જરા મુશ્કેલ હતું. કેટલીક વખત તે એવો દેખાતો કે, જાણે સુંદરીને તે હદથી વધારે ચહાય છે, અને ઘણી વખત તો પોતાની બહેન અથવા કોઈ સગીને ચહાતો હોય એવો દેખાતો. કુમુદિનીની અદેખી આંખે તો એમજ જણાયું કે તે પણ સુંદરીને ચહાતો હતો.

થોડીવાર રહીને વળી કુમુદિનીને વિચાર આવ્યો કે, સુંદરીને તે જો ચહાતો હોય તો તેણે જે બે ત્રણ નિશ્વાસ નાંખ્યા તે કોને માટે ? શું તે સુંદરી સિવાય બીજી કોઇને ચહાય છે ? અથવા તેને પરણવાને વચન આપી ચુકયો છે ? પણ તેમ હોય તો શી અડચણ છે ? રજપૂતોમાં એકથી વધારે સ્ત્રીઓ કરવામાં હરકત શી છે ? મુએલી પણ શોક તો સારી નહીં.

આવા તરેહવાર વિચારો કરતી કુમુદિની નિશ્વાસ નાંખતી હતી, પણ તે નિશ્વાસો બહાર નીકળતા ન હતા. તેના લોખંડી પોશાકની અંદરજ તે સમાઈ જતા હતા તેથી તે રામસિંહ તથા સુંદરીના સાંભળવામાં આવતા ન હતા. તે કોણ છે તે માટે તો તેમને જરાએ વહેમ ન હતો.

આટલીવારમાં તેઓ ઘણે દૂર નીકળી ગયા હતા. સફેદ મહેલ અને ડુંગરી કિલ્લો પાછળ રહી ગયા હતા. હાલ તેઓ નર્મદાને કિનારે પોતાની મુસાફરી કરતા હતા.

આટલીવાર બધાં વિચારમાં ચાલતાં હતાં. પછી તેમાંથી જાગીને રામસિંહ બોલ્યો—"સુંદરી, રાયપુરથી નીકળતી વખતે પ્રતાપસિંહને હું મળી ન શકયો તેથી તેને દુઃખ તો લાગ્યું હશે ?"

સુંદરીએ ઉત્તર દીધો—"સરદાર બહાદુર તમારે માટે એટલું તો માન ધરાવે છે કે, તમારી તરફની કાંઈબી ચીજથી તે અપમાન તેમજ દુઃખ લગાડે નહિ. તેમ વળી આજ રાતના બનેલા બનાવથી તે ગુંચવાઇ ગયો હતો. તમે તે વિષે સવારના સાંભળ્યું તો હશે ?"

રામસિંહે પૂછયું–"તમે પેલા રાજકેદીઓના નાશી જવા વિષે કહોછો? હું ધારૂં છું કે, આ બનાવથી તે સરદાર ગુસ્સે થઈ ગયો હશે?"

ગંભીર અવાજે સુંદરી બોલી–"તે અતિશય ગુસ્સે થઈ ગયો છે. તેને આ પ્રાંતના નાના મોટા બધા ઠાકોરો સામે લડાઇ કરવાના સોગન ખાધા છે."

આ વખત કુમુદિની બોલી–"સરદાર બહાદુર પોતાનું આ વચન કયારે પાળશે?"

સુંદરીએ ઉત્તર દીધો–"દશ દિવસની અંદર તે પોતાની તૈયારી કરશે અને પછી સ્વારી શરૂ કરશે. બહાદુર જુવાન, પ્રતાપસિંહના આ વિચારથી તું આનંદ પામે છે? શું તારા કોઇ શેઠને કોઇથી નુકશાન પહોંચ્યું છે, તેનું વેર લેવા તું માગે છે?"

કુમુદિનીએ ઉત્તર આપ્યો–"નહિ બાઇ, મારો શેઠ કોઇ નથી. આ લડાઈથી તો મને નુકશાન થશે એમ જણાય છે."

સુંદરી બોલી–"ત્યારે હું સમજી. તું કોઈ ઠાકોરની નોકરીમાં હશે?"

કુમુદિનીએ જવાબ આપ્યો–"નહિ, હું કોઈની નોકરીમાં નથી. હું પોતે આ દેશની રૈયતમાંનો એક છું. આ લડાઇથી રૈયતને નુકશાન થશે. વળી એક બીજું છે. જે ઠાકોરની હું રૈયત છું તે ઠાકોરને પણ નુકશાન થશે એમ જાણી મને તે વિષે જરા લાગી આવે છે."

રામસિંહ જાણતો હતો કે તે બખતરવાળા જુવાને રાજકેદીઓને છોડ- વ્યા છે પણ તે સુંદરી ન જાણે તો ઠીક એવી તેનો મતલબ હતી તે છુપાવવાને માટે તે બોલ્યો–"સુંદરી, આ મારો બહાદુર મિત્ર, પ્રતાપસિંહના મતનો છે. તું જાણે છે તો ખરી કે, હાલ મારાથી આ દેશની ખટપટ વચ્ચે પડાય તેમ નથી."

સુંદરીએ જવાબ આપ્યો–"તે વાત હું જાણુંછું. કાળરાત્રી તરફના તમાશ પ્યારથી તમે તે લડાઈ લઢવા ગયા હતા."

રામસિંહ બોલ્યો–"કાળરાત્રીના પ્રેમની વાત મારી આગળ કરીશ નહિ. (વાત ફેરવી નાંખતાં) હવે રસ્તો સારો છે માટે જરા ઝડપથી ઘોડા હાંકીએ."

આમ કહી તેણે પોતાના ઘોડાને પગની એડી મારી. તેને જોઈ સુંદરી તથા કુમુદિનીએ પણ ઘોડા દોડાવ્યા. તેમનો સાથ પણ પાછળ દોડયો. તેજ વખતે રામસિંહ તરફ જોઇ સુંદરી મનમાં બોલી કે "હા, એ મારોજ છે! એ મારોજ થશે?"

## પ્રકરણ ૫૪ મું.

### પ્રથમ વિશ્રામ સ્થાન.

બપોર પડતાં તેમણે ટીમણ કરી લીધું. થોડીવાર ઝાડને છાંયે બેશી થાક ઉતારીને તેમણે પોતાની મુસાફરી પાછી શરૂ કીધી. સાંજ પડતાં એક ગામ આગળ તેઓ આવી પહોંચ્યાં.

તે ગામની ધર્મશાળામાં તેઓ ઉતરવા ગયાં. તે ઠેકાણેનો રખેવાળ આ ભપકાદાર લોકોને જોઇ, તેમને મોટા માણસો સમજી તુરત બહાર આવ્યો. તેમને તેણે ઉતારાની સગવડ કરી આપી.

આ ધર્મશાળા ગામ બહાર હતી. તે જાહેર રસ્તાથી થોડે દૂર હતી. તે ઘણા વરસની બાંધેલી હતી, પણ તેની ઉપર દેખરેખ સારી હોવાથી તે મકાન બહારથી સારૂં દેખાતું હતું.

તે ભલા રખેવાળની સ્ત્રી સુંદરી તથા તેની સખીઓને લઈ સ્ત્રીઓને માટેના ઓરડામાં ગઇ. હવે રામસિંહ અને કુમુદિની એકલાં પડયાં તેથી તેમને વાત કરવા વખત મળ્યો.

રામસિંહે વાત કાઢી—" મારા બહાદૂર મદદગાર, આપણી સાથેની સ્ત્રી વિષે તેં શું ધાર્યું ? "

પોતાની લાગણી મહા મુશ્કેલીએ છુપાવીને કુમુદિનીએ ઉત્તર આપ્યો—" હું ધારૂંછું કે એ અતિ સુંદર છે. "

રામસિંહ તેના મનનો હાલ જાણ્યા વગર બોલ્યો—"એ એકલી સુંદરજ નહિ પણ સ્ત્રી જાતને સણગારરૂપ છે. આ થોડા વખતમાં મારા જોવામાં ત્રણ કુમારિકાઓ આવી છે. તેઓ એક બીજાથી તદન જુદાજ દેખાવની છે. પહેલી તો કાળરાત્રી—"

કુમુદિની બોલી ઉઠી—" હું ધારૂંછું કે, સુંદરીની તે બહેન થાય ખરૂંને ? મેં તેને વિષે એક બે વખત બોલાતું સાંભળ્યું છે. "

રામસિંહે જવાબ આપ્યો—" હા, તે સુંદરીની બહેન થાય. તમે તેને જોઇ નહિ હોય. એની સુંદરતા એટલી તો અવર્ણનીય છે કે, માણસ તે વિષે વિચારજ કરી ન શકે. બધી રીતે આ સુંદરીને તે મળતી છે. તેના શરીરના અને વાળના રંગમાં માત્ર ફરક છે, અને તેથીજ તે વધારે સુંદર જણાય છે. કાળરાત્રી અને સુંદરી આ બે તો થઈ. હવે જે ત્રીજી રહી તે કુમુદિની કરીને એક કુમારિકા છે. તેને વિષે સુંદરી સાથે વાત કરતાં તેં મને આજ સવારના સાંભળ્યો હશે. "

કુમુદિનીએ આ પ્રમાણે તે વાત પોતાની તરફ ફરશે એવી આશા રાખી ન હતી. તે પોતાનું નામ સાંભળતાં ચોંકી, પણ તે રામસિંહના જોવામાં આવ્યું ન હતું. તે બોલ્યો–"હા, તે ત્રીજી કુમુદિની છે. એ ત્રણની એક બીજાથી જુદી પડતી સુંદરતા જોઈ હું આશ્ચર્ય પામ્યો છું. કાળરાત્રી મનોહર છે પણ આ સુંદરી તો સ્વર્ગની પરી છે."

રામસિંહ થોડીવાર બોલતો બંધ થયો. તે જોઈ કુમુદિનીએ પૂછ્યું– "બસ, તમારી વાત પૂરી થઇ? હું ધારૂંછું કે, હજી કાંઈ બાકી છે."

રામસિંહે ઉત્તર આપ્યો–"હજી મારે થોડું કહેવાનું છે. આ કુમુદિની એટલી તો નમ્ર અને શરમાળ છે કે, કોઇ માણસ કાળરાત્રી તથા સુંદરીને જોઇને ધરાઈ રહેતાં આ કુમુદિનીને જોવાનું પસંદ કરે. મારા મિત્ર, ટુંકામાં કહું તો જો આ કાળરાત્રીને મેં જોઇ ન હોત તો આ કુમુદિની ઉપર હું પ્રેમ રાખત; પણ મિત્ર, તને શું થાય છે?"

આમ બોલતો રામસિંહ ઉઠીને ઉભો થયો. કુમુદિની લથડીને પડી જતી હતી તેને તેણે પકડી લીધી. આ એક પળનુંજ કામ હતું. બીજી પળે કુમુદિનીએ પોતાનું શરીર સંભાળી લીધું. તે બોલી–"મને કાંઇ નથી. હું ઉભો છું."

રામસિંહ બોલી ઉઠયો–"મને કાંઇક સમજણ પડે છે. જો તને મારાથી અપમાન થયું હોય તો તું મને માફ કરજે."

કુમુદિની બોલી–"એ તમે શું બોલો છો? મને તમે શાનું અપમાન કર્યું?"

રામસિંહે કહ્યું–"મારા મિત્ર, તને મારા બોલવાથી દુઃખ થયું હતું ખરૂં, પણ તારો ભેદ હું જાણી–"

કુમુદિની બોલી ઉઠી–"મારો ભેદ!" રખેને પોતાનો ભેદ રામસિંહે જાણી લીધો હોય તેથી બીજી વખત બોલી ઉઠી, "મારો ભેદ!"

રામસિંહે ઉત્તર દીધો–"હા, તારો ભેદ તારી ચાલ ચલણ–તારા શબ્દોથી મેં જાણી લીધો છે–"

કુમુદિનીએ અતિ આતુરતાથી પૂછ્યું–"અને તે ભેદ?"

રામસિંહ બોલ્યો–"શું તું કુમુદિનીને ઓળખે છે અને તેને ચહાય છે?"

હવે કુમુદિનીને કાંઇક શાંતિ થઈ. તે બોલી–"મારા પોતાના જીવ પ્રમાણે."

સરદાર રામસિંહ બોલ્યો–"ત્યારે તું તેનાથી સુખી થઈશ. તે કોઈ મહાન મહારાજાની રાણી થવાને લાયક છે."

કુમુદિની બોલી–"તેની તરફના તમારા માન માટે તમારો આભાર માનુંછું."

આ વખતે એક ચાકરે આવી ખબર આપી કે, જમવાનું તૈયાર છે કહો તે વખતે તૈયારી કરાવું.

રામસિંહ પોતે નાવાની તૈયારી કરવા લાગ્યો એટલામાં તેની પાસે જઈ કુમુદિનીએ કહ્યું કે " હું તમારી પાસે બેસીને જમી શકીશ નહિ, માટે મને મારા ઓરડામાં જવાની રજા આપો. મેં તમને ત્રણ દિવસની મુદત આપી છે તે મુદતની અંદર હું કોણ છું તે કોઇને જણાય નહિ તો સારૂં. "

રામસિંહ બોલ્યો—" મારા ભલા મિત્ર, બેલાશક તારા ઓરડામાં જા. મને તે વાતની મુદલ અડચણ નથી. ચાલો ત્યારે આપણે સવારના મળીશું ત્યાં સુધી તો રામરામ છે. "

કુમુદિની પણ તેને 'રામરામ કરી' પોતાને માટે તૈયાર કરાવેલા ઓરડામાં ગઈ. ત્યાં પોતાને જોઈતી બધી ચીજો મંગાવી લીધી.

આટલા વખતમાં સુંદરીએ પોતાની મુસાફરીનાં કપડાં કાઢી નાંખ્યાં હતાં. ધુળથી શરીર ભરાયલું હતું તેથી તે ગરમ પાણીથી નાહીને તૈયાર થઈ હતી. તે રામસિંહ તથા કુમુદિની પાસે આવવા નીકળી, એટલામાં રસ્તામાં તેને પેલો ચંદન મળ્યો. તે સુંદરીને જોઈ ઉભો રહ્યો. તેને જોઈ સુંદરી ઉભી રહી. સુંદરી ધીમે સાદે બોલી—" આ તક આપણને ઠીક મળી ગઈ. છોકરા, મારે તારી સાથે વાત કરવી છે. મારા ઓરડામાં ચાલ, ત્યાં આપણે વગર હરકતે વાત કરી શકીશું. "

તે જુવાને કહ્યું—" માયા, આગળ ચાલો. "

સુંદરી આસપાસ ભયથી નજર નાંખતી બોલી—"ચુપ, ચુપ! આ ઠેકાણે એ નામે મને કોઈ ઓળખતું નથી તેથી એ નામ બોલીશ નહિ." આમ બોલી તેને પોતાના ઓરડામાં લઈ ગઈ.

પોતાના મનની લાગણી છુપાવીને ચંદન બોલ્યો—" મારૂં શું કામ છે ? "

સુંદરી બોલી—" આપણે સમજુતી કરીએ. આપણે એક બીજાના મિત્રો થઇશું. "

સુંદરીની સુંદરતા જોતો તે ધ્રુજતે અવાજે બોલ્યો—" પણ માયા, મારી મિત્રાચારી તમને શા કામની છે ? "

કાલાવાલા કરતી સુંદરી બોલી—" જે નામ હું ધિક્કારૂં છું તે નામે તું મને શા માટે બોલાવે છે ? મને કહે કે, આપણે એક બીજાના મિત્ર થઇશું કે શત્રુ ? "

તેની સુંદરતા જોતો ચંદન બોલ્યો—"મારે તમારી સાથે શત્રુતા કે મિત્રતા રાખવાથી શો ફાયદો ? જ્યારે તમે તે—"

સુંદરી વચ્ચે બોલી ઉઠી—"હા, હા, હું સમજી. તે ઠેકાણાનું નામ વાપરવાની કાંઇ જરૂર નથી. તું જાણે છે કે, ભીંતોને પણ કાન હોય છે અને—"

ચંદન બોલ્યો—" ઠીક ત્યારે તે ઠેકાણાનું નામ હું લેતો નથી. તે ઠેકાણે જ્યારે આપણે એકજ ઘરમાં રહેતાં હતાં તે વખતે હું એક ગરીબ નોકર હતો અને તમે સ્વર્ગની દેવી જેવાં હતાં—તે વખતે હું તમને ચહાતો હતો. તે વખતથી હું તમને ચહાતો આવ્યો છું—માત્ર ચાહું છું એટલુંજ નહિ પણ હું તમારી પૂજા કરૂંછું—હું તમારી ભક્તિ કરતો આવ્યો છું—"

સુંદરી બોલી ઉઠી—" પણ પછી તો તું મને ભૂલી ગયો—"

ચંદન વચ્ચે બોલી ઉઠયો—" નહિ, નહિ, હું તમને ભૂલી ગયો નથી. તેમ જ્યાં સુધી હું જીવીશ ત્યાં સુધી તમને ભૂલનાર નથી. હવે પ્રેમને બદલે મારા મનમાં બીજો વિચાર આવ્યો—"

સુંદરી બોલી ઉઠી—" પણ પછી તો તું મને ભૂલી ગયો—"

ચંદન વચ્ચે બોલી ઉઠયો—" નહિ, નહિ, હું તમને ભૂલી ગયો નથી. તેમ જ્યાં સુધી હું જીવીશ ત્યાં સુધી તમને ભૂલનાર નથી. હવે પ્રેમને બદલે મારા મનમાં બીજો વિચાર આવ્યો—"

સુંદરીએ આતુર થઇને પૂછયું—" અને તે બીજો વિચાર ? "

કડવાસથી ચંદને ઉત્તર દીધો—" વેર વિષે છે. "

પોતાના મનની હાલત સંતાડીને સુંદરી બોલી—"આતો ઘણુંજ ઘાતકી હીચકારાપણું છે. "

ચંદન બોલ્યો—" તું મારી ચાલ માટે ગમે તે ધાર, મને ગમે તેવો સખત હૈયાનો વિચાર, પણ તારા કરતાં હું સખત નથી. અરે તારા સુંદર રૂપ ઉપર હું મોહિત થયો—હું તેથી ગાંડો થઇને તારે પગે પડયો—મેં મારા મનની વાત તને કહી તે વખતે તું મારી ઉપર હસી—મારો તિરસ્કાર કર્યો—મને ઠોકર મારીને ચાલી ગઈ—"

ધાસ્તીથી ગભરાઈ જઇને સુંદરી બોલી—" પણ તું મને માફ નહિ કરે ? ચંદન, મને કહે કે તું મને માફ કરશે ! "

તિરસ્કારથી તેની તરફ જોતો ચંદન બોલ્યો—" નહિ, નહિ, કદી પણ નહિ ! "

થોડીવાર વિચાર કરીને સુંદરી બોલી—" પણ તું મને શું કરવા માગે છે ? તું વેર કેમ લેશે ? "

જરા શાંત પડી ધીમે અવાજે ચંદન બોલ્યો—" તમે રામસિંહને ચાહો છો ? "

સુંદરી બૂમ પાડી ઉઠી-"અરે! નહિ, નહિ, ચંદન, તું ભૂલે છે-"

ચંદને જવાબ આપ્યો-"મારાથી એ છુપાવવું એ ફોકટ છે. જે રીતે તમે આજ રામસિંહ તરફ જોતાં હતાં, તેની તરફ લાગણીની નજર-"

સુંદરી બોલી ઉઠી-"બસ બસ! એ તો જાણે સમજ્યા કે તારૂં ધારવું ખરૂં છે અને સરદાર રામસિંહને હું ચાહું છું-"

ચંદને ઉત્તર આપ્યો-"એ સરદાર મારી સાથે ભલાઇથી ચાલ્યા છે. જે જગાથી હું કંટાળી ગયો હતો, જે ઠેકાણાને હું ધિક્કારતો હતો તે જગામાંથી-તે ઠેકાણેથી એમણે મને છોડવ્યો છે."

સુંદરી બોલી-"હું સમજી, તેં એમને ગઇ રાતના ઘણી મદદ આપી છે; પણ ચંદન તારા સોગન તું યાદ રાખજે. એ સોગનથી સફેદ મહેલ અથવા ડુંગરી કિલ્લાનો કાંઈ પણ ભેદ તું ખુલ્લો કરી શકનાર નથી-"

ચંદને જવાબ આપ્યો-"તે સોગન હું તોડનાર નથી. તે સોગન તોડયા વગર સરદાર રામસિંહને હું જેટલી વાત કહીશ તેટલીથી તો-"

કાલાવાલા કરતી બે હાથ જોડીને સુંદરી બોલી-"ચંદન, નહિ, નહિ, તું તારો નાશ કરીશ નહિ! જે માણસને હું ચાહું છું તેની નજરમાં તું મને હલકી પાડીશ નહિ! તને મારી દયા નથી આવતી? તું તારો વિચાર નહિ ફેરવે?"

તે સુંદર સ્ત્રી તરફ જોતો ચંદન બોલ્યો-"હા, માત્ર એકજ સરતે તેમ કરવું હું માંડી વાળીશ."

તેની સરત તે સમજી તો ગઇ પણ જાણે જાણતી ન હોય એવો દેખાવ કરીને તે બોલી "તે સરત કઇ?"

ચંદને તદન ધીમે સ્વરે કહ્યું-"તે સરત! તે સરત તો આવી વખતે ફસી પડેલી સ્ત્રીએ પોતેજ સમજવી જોઇએ."

સુંદરી જાણે તેના મનનો વિચાર પામી ગઇ હોય તેવો દેખાવ કરીને બોલી-"હા, હવે હું સમજી."

આનંદ પામી ચંદન બોલ્યો-"તમે સમજ્યાં? તમે કબૂલ છો?"

ધીમે સ્વરે સુંદરીએ ઉત્તર આપ્યો-"જ્યાં બીજો ઈલાજ નથી ત્યાં તેમ કર્યા વગર છુટકો નથી."

અતિ પ્રેમની લાગણી દર્શાવી ચંદન બોલ્યો-"અરે! જેવી રીતે હું તમને ધિક્કારતો હતો તેથી સરસ રીતે હું તમને ચાહીશ! જ્યારે તમે મને ભેટશો ત્યારે હું તમારી તરફની બધી શત્રુતા છોડી દઈ તમારો ગુલામ થઈ રહીશ. મારી આખી જીંદગી સુધી હું તમારી ગુલામી કરીશ. સુંદરી-વહાલી

સુંદરી, આજ રાતના બધું શાંત થઇ–"

સુંદરી વચ્ચે બોલી ઉઠી–"પણ ચંદન, તારો ઓરડો કયાં છે ?"

ચંદન જે તેના પ્રેમથી બેભાન જેવો બની ગયો હતો તે હાથથી બતાવતો બોલ્યો–"આ તમારા ઓરડાની સામેની હારનો છેક છેલ્લો ઓરડો. પણ તમે આવશો ? મારીઉપર ગુસ્સે થઇને ન આવતાં. તમારી આંખોમાં જે ખુની તેજ ભર્યું છે તે તેજથી હું બહુ ડરૂંછું."

આ વખતે સુંદરીની આંખો ખુની જેવી થઈ ગઈ હતી તે તરફ જોતો ચંદન આ પ્રમાણે બોલ્યો. સુંદરીને શુદ્ધિ આવતાં તે શાંત પડી ગઇ. તેની ખુની આંખો ચંદને જોઈ હતી પણ તેની આંખના કટાક્ષથી તે પાછો પીગળી ગયો.

સુંદરી કટાક્ષ કરતી તેની તરફ જોતી બોલી–"ચંદન, તું ડર ના. મારા મનમાં પણ તારે માટે પ્રેમ ઉત્પન્ન થયો છે."

ચંદન પ્રેમથી ગાંડો થયલો બોલ્યો–"અહાહા ! હું કેવો સુખી થઈશ!" આમ બોલતો તે ઓરડામાંથી જતો રહ્યો.

તેના ગયા પછી સુંદરી થોડીવાર સુધી તો પોતાના ઓરડામાંજ બેસી રહી. તે અતિશય ઉશ્કેરાઈ ગઇ હતી. થોડીવારે તે શાંત થઈ. પછી તે ત્યાંથી નીકળીને મોટા દિવાનખાનામાં આવી. ત્યાં રામસિંહ બે ત્રણ જણ સાથે વાતો કરતો હતો. તે જોઇ તે પોતાના ઓરડામાં પાછી ફરી.

થોડીવાર પછી બધાં જમી પરવાર્યાં એટલે બધા મુસાફરો પોતપોતાને આપેલા ઓરડામાં સુવા ગયાં. આખા દિવસનો થાકેલો હતો છતાં પણ કાંઇક વિચારો આવતાં સરદાર રામસિંહને ઉંઘ ન આવી. તે એક બારી આગળ જઈ વિચારમાં ઉભો રહ્યો.

પોતાને રાયપુર છોડીને નીકળવું પડયું તેથી તે અતિ દલગીર હતો. પોતાના બેઉ વિશ્વાસુઓની કાંઇ શોધ મળી હોત તો તેને કાંઇ વધારે ન લાગત, પણ તેમના જવાથી તે અતિશય દુઃખી થયો હતો. તેમ વળી રાજકુમારી સુંદરમતીને પણ કાંઈ મદદ આપી ન શકયો. આટલીવાર સુધી પેલો ચંદન તેની સાથે હતો તે છતાં સફેદ મહેલ વિષે તે કાંઈ જાણી શકયો ન હતો. ત્યાંના રહેવાસીઓની રીતભાત વગેરેથી વાકેફ થવાની તેની ઈચ્છા હતી.

ઠકરાણી વીજકુંવર સાથેની વાત ઉપરથી રામસિંહના જાણવામાં પેલા સ્વર્ગીય સુખની વાત આવી હતી, પણ ત્યાં શું છે તે તે જાણી શકયો ન હતો. ચંદને વાત ઉપરથી વાત કરતાં એટલું તો તેને જણાવ્યું હતું કે, સફેદ મહેલ ધિક્કાર ભરેલી જગા હતી. રામસિંહની એટલી તો ખાત્રી થઇ હતી કે, કોઈ છુપી ટોળીનું તે મુખ્ય મથક હતું. આવી ખાત્રી થતાં તે વિષે વધારે જાણુ-

વાની તેની ઈચ્છા વધી.

આવા આવા વિચારો આવતાં રામસિંહની ઉંઘ ઉડી ગઈ. તેણે તેજ વખતે ચંદનને બધી વાત પૂછવાનો વિચાર કર્યો. બધાં ઉંઘી ગયાં હતાં. આ વખતે રામસિંહ પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યો. બીજા લોકોની ઉંઘ તેને લીધે ઉડી ન જાય જાણી તે ધીમે પગલે ચાલતો ચંદનના ઓરડા પાસે ગયો. બહાર તદન અંધારૂં હતું, પણ ચંદનના ઓરડા આગળ આવી પહોંચતાં તેને તેના અડધા ઉઘાડા દરવાજામાંથી દીવાનો પ્રકાશ દેખાયો. આ જોઈ તે અતિ ધીમે પગલે તેના ઉમર ઉપર જઇ ઉભો રહ્યો.

ત્યાંથી અંદરની બાજુએ જોતાં તે આશ્ચર્ય પામ્યો.

ચંદનના બીછાનાની પાસે તેણે સુંદરીને ઉભેલી દીઠી. તેનો પોશાક હાલ હવાલ હતો. તેના વાળ છુટા હતા. તેના એક હાથમાં દીવો પકડેલો હતો. તેના પ્રકાશમાં સુંદરીનું મોઢું ખુલ્લું દેખાતું હતું. રામસિંહે તે તરફ જોયું તો તે તદન ફીક્કી પડી ગઈ હતી, આવી રાતની વખતે તે અબળાને ત્યાં આ પ્રમાણે એકલી આવેલી જોઈ તે શું કરે છે તે જોવાની રામસિંહની આતુરતા વધી. તે ગુપચુપ ત્યાંજ ઉભો રહ્યો.

પેલા ઉંઘતા નોકરને જોતી સુંદરી પહેલાં તો થોડીવાર ઉભી રહી તેમ કરતાં તેના ચહેરાનો રંગ ફરી ગયો. જે સ્ત્રી આટલીવાર સુધી ફીક્કી પડેલી અને નિર્દોષ દેખાતી હતી તે હવે એકદમ વાઘણના જેવી ક્રૂર થઈ ગઇ.

તેનો વિકાળ ચહેરો જોતાં રામસિંહને કંપારી છુટી તેજ પળે સુંદરીનો બીજો હાથ ઉંચો થયો. તેમાં એક તીણું ખંજર પકડેલું હતું. બીજી પળ થઈ નહિ એટલામાં તે નીચે ઉતર્યું અને ઉંઘતા ચંદનની છાતીમાં પેસી ગયું.

તેજ પળે રામસિંહ “સબૂર” એમ બૂમ પાડતો અંદર દાખલ થયો.

## પ્રકરણ ૫૫ મું.

### ખુની.

રામસિંહની બૂમ સાંભળીને સુંદરી ગભરાઈ ગઈ. તે એક પૂતળા જેવી સ્થિર થઈ રહી. તેના હાથમાંથી દીવો પડી ગયો. તે એક પણ શબ્દ બોલી ન શકી. તે રામસિંહ તરફ તાકીને જોઇ રહી. તેની આંખોમાંનું તેજ ઉડી ગયું. રામસિંહ તેની સામે આવી ઉભો રહ્યો. થોડીવાર તો બેઉ જણાં ગુપચુપ ઉભાં રહ્યાં, પણ આખરે રામસિંહ ચંદનના બીછાના આગળ તેને બને તો મદદ કરવા ગયો, પણ સુંદરીના ખંજરે પોતાનું કામ પુરૂં કર્યું હતું. તેનામાં જરા

પણ જીવ ન હતો. સુંદરીને આ ખુન શા માટે કરવું પડયું તેના વિચારમાં તે સરદાર પડયો. થોડીવાર રહીને તે બોલ્યો–"સુંદરી, તારે આ ખુન શા માટે કરવું પડયું?"

આ વખતેજ સુંદરી સાવધ થઇને રડતી આંખે બોલી–"અરે ઇશ્વર! મારી ઉપર દયા કર!"

આ વખતે ખરેખર સુંદરીનું અંતઃકરણ તેને ડંખતું હતું. રામસિંહના જોવામાં તે આવ્યું.

ધીમે અવાજે રામસિંહ બોલ્યો–"સુંદરી, આ તો અતિ ભયંકર છે! તને એવું તે શું કારણ મળ્યું કે તેં એનું ખુન કર્યું!"

ગભરાયલી સુંદરી બોલી–"સરદાર સાહેબ, મને કાંઇ પણ કારણ મળ્યું હશે, કારણ વગર કાંઇ થાય નહિ. મારા દુર્ભાગ્યના જોરે તમારી નજરમાં હલકી પડવા મને વખત આવ્યો હતો."

રામસિંહ બોલ્યો–"સુંદરી, રાયપુર નર્મદા કિનારેનું તારૂં પહેલું ખુન હતું. આ બીજું ખુન છે! મારે શું સમજવું?"

ઘુટણીએ પડી, હાથ જોડી અતિ દુઃખથી સુંદરી બોલી–"હા, એ બધું મારે હાથે બન્યું છે, પણ પ્રથમ મારૂં સાંભળી લઈ પછી મને જે કાંઈ કહેવું હોય તે કહો! મારી ખાત્રી છે કે, મારૂં સાંભળ્યા પછી તમે મારી સોબત મૂકી દેશો. હું તમને પાછી મળી શકનાર નથી. હું તમને છોડી જાઉં તે પહેલાં મારે તમને કહેવું જોઇએ કે, આ જુવાને મને એટલી તો ઉશ્કેરી મૂકી કે, મારે ક્રોધમાં તેનો જીવ લેવો પડયો. મારી ઉપર એટલો તો જુલમ અને ગેરઈન્સાફ ગુજર્યો છે કે, તે ગમે તેવા માણસ ઉપર ગુજરે તો તે પણ આવું એક તો શું પણ બીજાં દશ ખુનો કરતાં ડરે નહિ."

રામસિંહે આતુરતાથી પૂછયુ–"તને શું નુકશાન–ગેરઇનસાફ થયો છે? તને કોણે દુઃખ દીધું છે તે મને કહે!"

સુંદરી બોલી–"તે લાંબી વાત છે. હાલ તે કહેવાય તેવી નથી. વળી મારી ચાલચલણના સબંધમાં જે કાંઇ બન્યું છે તેથી તમારી સાથે મારાથી વધારે વાર રહેવાઈ શકાય તેમ નથી. હું તમને હમેશને માટે છોડી જઇશ."

આ છેલ્લા શબ્દો તે અતિ દુઃખથી બોલી. તે સાથે તેના અંતઃકરણમાંથી નિશ્વાસ નીકળી ગયો. તેના અંતરમાં અતિ વેદના થાય છે એમ રામસિંહ જાણી ગયો.

તે બોલ્યો–"તું મને છોડી જવાનુ કહે છે પણ મેં એક જણને વચન આપ્યું છે કે, મારી સાથે તને ઉજ્જન લઈ જની તેનું કેમ? બીજું તેં કરેલા

ખુનની નિશાની આ મુડદું અહીં પડયું છે તેનું શું કરવું છે ? સવારના જ્યારે આ વાત જાહેર થશે ત્યારે આપણા ચહેરા ઉપરથી આપણે આ વાત જાણીએ છીએ એમ પકડાઈ આવશે તેનો શો ઉપાય ? અરે, હું કેવી સંકડામણમાં આવી પડયો છું ! કાળરાત્રી, કાળરાત્રી, આ બધું હું તારે માટે સહન કરૂંછું !" આટલું બોલી મોઢા ઉપર હાથ ઢાંકી રામસિંહ એક બેઠક ઉપર બેસી ગયો.

તેની આવી હાલત જોઈ તે સુંદર પણ કંગાલ છોકરી બોલી–" સરદાર, કાળારાત્રીને લીધે તેની નાલાયક બ્હેન સુંદરી તરફ તમે જે દયા બતાવી તે માટે તમે દલગીર છો ? રામસિંહ, તમે ન્યાયી થાઓ. મારી હાલતનો તમે વિચાર કરો. કાળરાત્રી નિર્દોષ અને ભલી છે. મેં–સુંદરીએ મનુષ્ય લોહીથી હાથ ખરડયા છે પણ કાળરાત્રીના હાથે એવો અપરાધ કદી પણ થયો નથી– તેમ તે કદી પણ કરનાર નથી. સરદાર સાહેબ, મને કહો કે, મારા અપરાધથી મારી બહેન તરફનો તમારો પ્રેમ ઘટી ગયો છે ? તમારી નજરમાં તે હલકી પડી છે ?"

રામસિંહ બોલી ઉઠયો–" નહિ નહિ, તારી બહેન અત્રે હાજર નથી. તેને મારાથી કાંઇ પણ કહેવાઇ શકાય નહિ."

આ વખતે કાળરાત્રી ઉપરનો તેનો પ્રેમ તેના ચહેરા ઉપર જણાઇ ગયો તેથી સુંદરી આનંદ પામી.

તે બોલી–"રામસિંહ, મારા અપરાધમાં મારી બહેનને તમે નથી ભેળતા તે જાણી હું આનંદ પામુંછું"

રામસિંહે કહ્યું–" સુંદરી, વખત વહ્યો જાય છે, માટે તેં શું કરવા ધાર્યું છે તે કહેશે ? જેમ જેમ હું આ બાબત ઉપર વધારે વિચાર કરૂંછું તેમ તેમ હું વધારે ગુંચવાતો જાઉંછું. સુંદરી, તારા નસીબમાં શું લખ્યું છે તે કાંઈ કહે- વાઈ શકાતું નથી ! તારી બહેન કાળની પુત્રી કહેવાય છે પણ ખરૂં જોતાં તો તે નામને તું વધારે લાયક છે. તું તેને મનપસંદ કામ કરે એવી છે !"

સુંદરી બોલી ઉઠી–" હા, મારામાં એક ભયંકર ભેદ સમાયલો છે–પણ નહિ, હાલ તે વિષે બોલવાની જરૂર નથી. હવે આપણે આ નવી બાબત વિષે વાત કરવા માંડીએ. આ મુડદાને મારે હસ્તક રહેવા દો. તમે તમારા ઓર- ડામાં જઇ સુઈ જાઓ. તમે થાકેલા છો તેથી તમને ઉંઘની બહુ જરૂર છે. હું મારૂં જોઈ લઈશ અને–"

રામસિંહ બોલી ઉઠયો–" એમ નહિ બની શકે ! તને એકલી રહેવા દેવાય તેમ નથી. અહીં ખુન થયું છે. તેના કર્તા તરીકે તને જાહેર થવા નહિ દઉં, તેમજ મારી પોતાની ઉપર પણ શક ન આવે એવું મારે કરવું જોઈએ."

તે સરદારનું બોલવું સાંભળી સુંદરી બોલી–" તમે કેવા ઉદાર દીલના છો ! તમારૂં ઈશ્વર રક્ષણ કરો ! તમારી ઉપર શક શા માટે આવવો જોઈએ. નહિ, નહિ, જો તમે ખરા ખુની હો તોપણ તમને બચાવવા માટે તે ખુનનો આરોપ હું મારે માથે ખેંચી લઉં, તો આ તો મારૂં પોતાનુંજ કામ છે અને મારે શા માટે શિક્ષા સહન ન કરવી ? "

સુંદરીના મનમાં રામસિંહ વિષે કેટલો પ્રેમ હતો તે આ વખતે દેખાઈ ગયો. તે રામસિંહને ચહાતી હતી. રામસિંહની મૂર્તિ તેની છાતીમાં છપાઈ રહી હતી.

રામસિંહ તેનું બોલવું સાંભળી ચકિત થઇ ગયો. તે તેની તરફ દયાની લાગણીથી જોવા લાગ્યો. તે બોલી ઉઠયો કે–" અરે ઈશ્વર આવા ઉદાર દીલની સ્ત્રીને આવા ખુનની લાગણી કેમ ઉત્પન્ન થઈ હશે ? "

સુંદરી કાંઈક હીંમત લાવીને બોલી–" તમે મારી દયા ખાઓછો ? ત્યારે તો મને જણાય છે કે, તમે મને ધિક્કારતા નથી-મારો તિરસ્કાર કરતા નથી ?"

રામસિંહ બોલ્યો–" નહિ, કમનસીબ સ્ત્રી, હું તને ધિક્કારતો નથો, પણ તને અપરાધી જોઈ મને તારે માટે દયાની લાગણી ઉત્પન્ન થાય છે. મારે ફરીથી તને ચેતાવવી જોઇએ કે વખત વહી જાય છે અને આ મુડદા માટે આપણે કાંઇ નક્કી ઠરાવ કર્યો નથી. "

સુંદરી બોલી–" તે વિષે મેં તમને મારો વિચાર જણાવ્યો તે શું ? હું કહું તે પ્રમાણે તમે ચાલશો ? "

રામસિંહે જવાબ આપ્યો–" હું કાંઇ બંધાતો નથી. તમને આ ખુન કરવાને માટે કાંઈ મોટું કારણ મળ્યું હશે–આ માણસે તમારો કાંઇ અપરાધ કર્યો હશે–અને તે માટે તમારે હવે વધારે દુ:ખ સહન કરવાની જરૂર હું જોતો નથી. સુંદરી, સરદાર બહાદુર પ્રતાપસિંહ તમને માન આપે છે તે માટે–તારી બહેન તને અતિશય પ્યારથી ચહાય છે તેને માટે–અને તારે પોતાને માટે–હું તને આ ઠેકાણે છોડીને જવા માગતો નથી. તું જુવાન છે અને તેથી તારે મરવું ન જોઇએ. ફાંસીની દોરી અને જલ્લાદની તલવાર તારા જેવી કોમળ નાર માટે ન હોવી જોઇએ. (દયાની લાગણીથી) અરે ગરીબ છોકરી, તારામાં કોણ જાણે શો ભેદ સમાયલો છે કે, તારી તરફ જોતાંજ મને માયાની લાગણી ઉત્પન્ન થાય છે. મને તારી તરફ દયા ઉત્પન્ન થાય છે. "

રામસિંહ તરફ જોતી તે બોલી–" સરદાર રામસિંહ, તમે મારી તરફ દયા-માયા બતાવોછો તેથી તમારો હું ઉપકાર માનુંછું. મારા મનમાં તમારે માટે કેવી લાગણી છે તે તો મારો ઈશ્વરજ જાણે છે ! પણ થોડીવાર ધીરજ

રાખી મારૂં સાંભળો. આજની રાતના આ કરૂણારસિક બનાવથી તમારા મનમાં મારે માટે બે સવાલો ઉભા થયા હોય એમ જણાય છે. એક તો તમે મને સહી-સલામત ઉજ્જન લઈ જવા વચન આપ્યું છે તે શી રીતે પાળવું—અને બીજું મને ઈનસાફના હાથમાં સોંપી, ન્યાયને તેનો રસ્તો લેવા દેવો. હવે મારે શું કરવું તે તમારે જાણવું જોઇએ. પહેલું તો જો હું નાશી જાઉં તો કોઈ નિર્દોષની ઉપર વહેમ પડે અને તેને નાહકની શિક્ષા થાય, તો તેથી તેમ કરી મારા પાપમાં વધારો કરવાની મારી ઇચ્છા નથી. બીજું આ મુડદાને સંતાડવું એ પણ અશકય છે. એક રાતમાં ઓચીંતા આ જુવાનના ગુમ થવાથી વાતો ચાલશે અને તેના લોહીથી ભીંજાયલાં આ કપડાં તેના ખુનની સાબેતી આપશે, માટે સૌથી ઉત્તમ રસ્તો તો એ છે કે, આ ખુન જાહેર કરવું—મારે પોતે તે જાહેર કરવું અને—"

રામસિંહ અતિ ઉશ્કેરાઇને બોલ્યો—" અને તેનું પરિણામ ! "

રામસિંહના આતુર અને ઉશ્કેરાયલા ચહેરા તરફ જોતી સુંદરી બોલી—" તે વિષે તમારે ધાસ્તી ન રાખવી. કોઇ પણ ભયમાંથી હું સહીસલામત બચી શકીશ એવી તમારી હું ખાત્રી કરી આપીશ. તમને શકમાંથી બચાવવા માટે કોઈ પણ ભોગ આપવા હું રાજી થઈશ. જે કામ મારે હાથે અંધારામાં થયું છે તેને મારે અજવાળામાં લાવવું જોઇએ. "

રામસિંહે પૂછયું—"મને શકમાંથી બચાવવા માટે તું તારો ભોગ આપવા માગે છે ? "

સુંદરીએ ઉત્તર દીધો—" જે કામની હું એકલી અપરાધી છું તે જાહેર કરવા માટે હું જે કાંઈ કરૂં તે કાંઇ પોતાનો ભોગ આપેલો ન ગણાય. "

રામસિંહ તેની આવી હીંમત જોઈ આશ્ચર્ય પામીને બોલ્યો—" હા, એ ખરૂં છે. તારી ખાત્રી છે કે, આ પ્રમાણે જોખમમાં પડયા પછી તું પોતાને સહી-સલામત બચાવી શકીશ ? "

સુંદરીએ ઉત્તર આપ્યો—" હા, તે વિષે મારી ખાત્રી છે. છતાંએ જો હું મારી યુક્તિમાં નિષ્ફળ થઈ, તો સરદાર સાહેબ, તમે પોતે મને છોડવી શકશો. સરદાર બહાદૂરને નામે તમે મને છુટી કરવા હુકમ કરી શકશો. "

આ સાંભળી આશ્ચર્ય પામીને રામસિંહ બોલી ઉઠયો—" હું તને છોડવાને હુકમ કરી શકીશ ? મારી પાસે એવી તે કઈ સત્તા છે—"

સુંદરી તેની પાસે આવી બોલી—" સાંભળો ! થોડીવારમાં પાસેના શહેરમાંથી સરકારી માણસો આવી પહોંચશે. તે લોકો આ ખુનની તપાસ કરશે, હું તેમને શરણ થઇશ. આ બધો ભાગ સરદાર બહાદૂર પ્રતાપસિંહના હાથમાં

છે. તેનાજ માણુસો મારી ઉપર ચોકીદાર તરીકે હશે. તેનાજ માણુસોની અત્રે સત્તા છે. તે ઉપરી અમલદાર તમારો હુકમ માનશે—તમારા હુકમથી દરવાજા ખોલીને મને તેઓ કેદમાંથી છુટી કરશે.”

સુંદરીની તરફ આશ્ચર્ય પામી જોતો રામસિંહ બોલ્યો—“પણ તે મારૂં કહ્યું કેમ માનશે ? મારી પાસે એવી તે કઇ સત્તા છે કે—”

દીવાને અજવાળે ચમકતી વીંટી તરફ આંગળી બતાવી સુંદરી બોલી—“આ રહી તે સત્તા !”

રામસિંહને હવેજ પ્રતાપસિંહની વીંટી યાદ આવી. તે બોલી ઉઠયો—“અરે ! તમે મને ઠીક યાદ આપી. એ તો હું તદન ભૂલીજ ગયો હતો, પણ આપણી માળવા દેશ તરફની મુસાફરી—”

દૃઢ અવાજે સુંદરીએ ઉત્તર દીધો—“આપણે એક બીજાની સોબતમાં કદી પણ મુસાફરી કરી શકીશું નહિ. તમે તમારી સરતમાંથી છુટા થશો. કાળ, કે જેણે મને તમારી સાથે માળવા લઇ જવાની સરત કીધી છે તેની ધારણા પણ તેથી પૂર્ણ થનાર નથી.”

આ વખતે સુંદરીનો દેખાવ તદન ફરી ગયો હતો. તે તદન જંગલી જેવી થઈ ગઈ હતી, રામસિંહ તે જોઇ આશ્ચર્ય પામ્યો. તેના છેલ્લા શબ્દોમાં કાંઇ ભેદ છે એમ તે જાણી ગયો, પણ તે ભેદ સમજી ન શકયો. આટલી વારમાં તો તેનો ચહેરો પાછો શાંત થઇ ગયો હતો—દલગીરીની છાપ પાછી ફરી વળી હતી, જાણે કાંઈ હતુંજ નહિ એવો તે દેખાવ કરીને ઉભી હતી. આ જોઇ રામસિંહે પૂછયું કે “તું મુસાફરીમાં મારી સાથે શા માટે નહિ રહે ?”

સુંદરીએ તુરત જવાબ આપ્યો—“આજની રાતના બનાવ પછી મારાથી તમારી સાથે રહેવાય નહિ. તમે મને ખુની જાણોછો. ખુની તરીકે તમારી સાથે રહેવામાં તમને નુકશાન છે. બીજું. ન્યાયના અમલદારોના હાથમાંથી છુટી થઈશ પણ પ્રતાપસિંહ મને છોડશે નહિ, અને તેથી તમને કાંઈ નુકશાન થાય તે મારાથી સહન ન થાય.”

તે સુંદરીની રામસિંહને દયા આવી. આવી સુંદર મૂર્તિ છુપી રીતે રહે તે ઠીક નહિ એમ તેને લાગ્યું તેથી તે બોલ્યો—“પણ તે વિષે તેં પૂરો વિચાર કર્યો છે ?”

સુંદરીના ગાલ ઉપર આ વખતે રતાશ પાછી આવવા લાગી. તે બોલી—“મારો ઠરાવ કોઇ પણ ફેરવી શકનાર નથી. સરદાર સાહેબ રામસિંહ, હવે ત્યારે તમે જાઓ. મને મારે ગમે તેમ કરવાની રજા આપો.”

આ વખતે તે રામસિંહની તરફ એવા તો પ્રેમની નજરે જોતી હતી કે,

તેથી માણુસ તેની તરફ ખેંચાયા વગર રહેજ નહિ.

રામસિંહ તેની તરફ પ્રેમ નહિ પણ માયાની લાગણીથી ખેંચાયો. તે ગળગળે સાદે બોલ્યો—“ સુંદરી, તને આવી રીતે છોડી જતાં મને હીચકારાપણું લાગે છે. ”

સુંદરી બોલી—“ તમે મારે વિષે મનમાં કાંઇ ન લાવો. હવે તમે જાઓ. હું તમારી રજા લઉંછું ઘણે લાંબે વખતે આપણે કદાચ મળી શકીશું, અથવા તો હમેશને માટે આપણે હાલ છુટાં પડીએ છીએ. ”

ખુન થયેલાની તરફ જોઈ કમકમીને રામસિંહે પૂછયું—“ ત્યારે સુંદરી, તુ આ ઓરડામાં તો રહેવા નથી માગતીને ? ”

સુંદરીએ ઉત્તર દીધો—“ તમારી પાછળ હું પણ આ ઓરડામાંથી બહાર નીકળીશ, અને પછી અહીંના લોકોને જગાડીને આ ખુનથી જાણીતા કરીશ, અને તે ખુન કરનાર તરીકે હું શરણ થઈશ. ”

રામસિંહ બોલી ઉઠયો—“ તું નાશી ગઈ હોત તો સારૂં થાત. ”

સુંદરીએ ઉત્તર દીધો—“ એટલે પછી તમારી ઉપર શક ન આવે ? ના, ના, એમ તો બનેજ નહિ ! મેં પૂરો વિચાર કર્યો છે. હવે તમે મને છોડીને જતા રહો. ”

રામસિંહ દલગીર દીલે તેની તરફ દયાની નજર નાંખતો ત્યાંથી બહાર નીકળ્યો અને તે ઓરડામાં સુંદરી એકલી રહી.

---

## પ્રકરણ ૫૯ મું.

### એકરાર અને તેનું પરિણામ.

બીજો અડધો કલાક નીકળી ગયો. તે ઘરમાં બધે ઠેકાણે શાંતિ હતી. તે પછી તે ઠેકાણેના રખેવાળના ઓરડાનો દરવાજો જોરથી અફળાવાનો અવાજ સંભળાયો. ઓચીંતો દરવાજો ઠોકાવાના અવાજથી તે રખેવાળ જાગી ઉઠયો અને ‘કોણ છે’ એમ પૂછયું. તેનો જવાબ કોઇ સ્રીના અવાજે આપ્યો એટલે તેણે પોતાની સ્રીને પાસે બોલાવી કે, કોણ છે તે જુએ.

પોતાના પતિની આજ્ઞા થતાં તે સ્રી તુરત ઉઠી અને દરવાજો ઉઘાડયો. તેણે પોતાની સામે સુંદરીને હાથમાં દીવો લઇને ઉભી રહેલી દીઠી. તેનો પોશાક હાલહવાલ હતો. તેના વાળ વીખરાઇ ગયેલા હતા અને ચહેરો તદન ફીકકો પડી ગયો હતો. તેની આવી હાલત જોઈ તે ભલી સ્રી બૂમ પાડી ઉઠી—“અરે, કહો, કહો, શું છે ? ”

ધીમે સ્વરે સુંદરીએ ઉત્તર આપ્યો–"તમારા પતિને કહો કે, કપડાં પહેરી મારી સાથે આવે. તમે પણ આવો."

તેનો શો વિચાર હતો તે તેઓ પામી ન શકયાં પણ તેમણે કપડાં પહેરી લીધાં. કાંઈ પણ ભયંકર બનાવ છે એમ તેમને લાગ્યું. પતિ પત્ની એક બીજાની સામે જોવા લાગ્યાં.

સુંદરી બોલી–"ચાલો, જલદી કરો!"

રખેવાળ બોલ્યો–"બાઈ, અમે તૈયાર છીએ. અમને કહો તો ખરાં કે શું બન્યું છે? શું ચોરોએ ખાતર પાડયું છે? શું આ ઘરમાં આગ લાગી છે."

સુંદરી ઉતાવળ કરતી બોલી–"નહિ, નહિ, તેવું કાંઈ નથી. તમે મારી પાછળ આવો."

તે તેમને ચંદનના ઓરડા તરફ લઈ ગઈ. તે ઓરડો ઉઘાડી પોતે પ્રથમ અંદર દાખલ થઇ. પોતાની પાછળ તેમને દાખલ થવા કહી, પોતે તેના બીછાના આગળ ગઈ. ત્યાં દીવો ઉંચો કરી તે મુડદું દેખાડીને બોલી કે "આ ખુનની ખુની હું છું!"

રખેવાળ આશ્ચર્ય પામીને બોલ્યો–"તમે? નહિ, નહિ! એમ તો ન બને!"

તે રખેવાળની ભલી સ્ત્રી બોલી ઉઠી–"આ ઘરમાં ખુન! અરે ઇશ્વર આ શું!"

આટલું બોલી તે ચીશ પાડીને ઓરડામાંથી બહાર નીકળી. લોકો જાગી ઉઠયા. બધાને એમજ લાગ્યું કે, આગ લાગી છે. સ્ત્રી અને પુરુષો પોત પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યાં. જ્યારે તેમને માલમ પડયું કે, તે ઘરમાં ખુન થયું હતું ત્યારે તેમનો ગભરાટ વધ્યો હતો. આસપાસના પાડોસીઓ સુદ્ધાં જાગી ઉઠયા હતા. ઘણા લોકો ત્યાં એકઠા થયા હતા. આ ખુન કરનાર પોતેજ છે એમ સુંદરી બધાને જાહેર કરતી હતી. તેની તરફ કેટલાક ક્રોધથી અને કેટલાક દયાથી જોતા હતા. આખરે તેને ત્યાંથી લઇ જઇને તેના પોતાના ઓરડામાં બંધ કરવામાં આવી. તેની ચોકી કરવાને કેટલાક જણ ત્યાં રહ્યા.

તે વાતની જ્યારે રૂપાળી તથા માનકુંવરને ખબર પડી ત્યારે તેમના ગભરાટનો પાર ન રહ્યો. પ્રથમ તો તેમણે તે વાત માની નહિ, પણ જ્યારે તેઓ સુંદરીના ઓરડામાં આવી અને તેણે પોતે તેમની આગળ પોતાના અપરાધનો એકરાર કર્યો ત્યારે તેમની દલગીરી વધી.

સુંદરીને ઓરડામા બંધ કરી તેની ચોકી માટે બે જણને રાખી તથા તે બારીને રસ્તે નાશી ન જાય તે માટે એક માણસ ત્યાં ઉભો રાખી, રખેવાળ રામ-

સિંહના ઓરડા આગળ ગયો. રામસિંહ જાણે તે ગડબડ સાંભળી હમણાજ ઉઠયો હોય એવો તેનો દેખાવ હતો. તેને બધી વાતથી જાણીતો કરી, પેલો રખેવાળ કાંઇ પણ સવાલ જવાબની રાહ જોયા વગર ત્યાંથી કુમુદિનીના ઓરડા તરફ ચાલ્યો. તેને પણ તે વાતથી જાણીતી કરી. પછી એક માણસને પડોસના શહેરમાંથી ન્યાયના અમલદારને બોલાવવા મોકલ્યો.

આ શાંત ધર્મશાળામાં ખુન કદી પણ થયું ન હતું. તે બનાવ આ વખતે પહેલોજ હતો. આ નાનકડા ગામડાના લોકોમાં ખુનો થતાં ન હતાં. તેથી તેઓ ઘણા ગભરાઈ ગયા હતા.

આસપાસના લોકો શાંત થઈને ઉંઘી ગયા, પણ તે ધર્મશાળાના લોકોને ઉંઘ ન આવી. તેઓ બધા જાગતાજ બેસી રહ્યા.

સરદાર રામસિંહ આજની રાતના બનાવથી અતિ ઘણો દુઃખી થયો હતો. સુંદરી આગળથી આવ્યા પછી તે આ બનાવ સાંભળવાની દર પળે આશા રાખતો હતો. વચ્ચે જે અડધો કલાક ગયો તે અડધા દિવસના જેટલો લાંબો જણાયો. આનો છેડો શી રીતે આવશે તેના તે વિચારમાં પડયો. સુંદરીની સોબતથી તેને પોતાને તો બટ્ટો નહિ લાગે ? આવો તેને વિચાર આવ્યો કાળરાત્રીની મદદે કાળની સામે તે લડવા ગયો તે વખતથી તો તેની ઉપર તેની સત્તા નહિ ચાલી હોય ? કાળરાત્રીને છોડી દઈ સુંદરીને સાથે લઈ જવા કાળે તેની સાથે કબૂલાત કરી, તે શું પોતાની મતલબ સાધવા ? આવા આવા વિચારો તેને આવ્યા, પણ તેનો નિર્ણય તે કરી ન શકયો.

હવે કુમુદિની ઉપર આ ખુનના સમાચારથી કેવી અસર થઈ છે તે આપણે જોઇએ.

સાંજના પોતાના ઓરડામાં ગયા પછી તે સુંદર સ્ત્રીએ થોડું ઘણું ખાઈ લીધું. બરોબર દરવાજો બંધ કર્યા પછી તેણે પોતાનું બખતર ઉતાર્યું અને બીછાના ઉપર સૂઈ ગઈ. રામસિંહના મનમાં પોતાને માટે સારો વિચાર હતો એમ જાણી તેને આનંદ થયો. સ્વપ્નમાં પણ તેને રામસિંહ અને તેની વાતજ યાદ આવી. આ પ્રમાણે સુખ સ્વપ્નમાં તેની રાત જતી હતી તે વખતે તે ઓચીંતી ગડબડ સાંભળી જાગી ઉઠી અને થોડીવારમાં તે ખુનની વાત તેના સાંભળવામાં આવી.

પોતે જાગે છે કે ઉંઘમાં છે તે તે જાણી ન શકી. રખેવાળે જ્યારે તેના ઓરડાની બહારથી તેને ખબર આપી ત્યારે તે એમજ સમજી કે, આ સ્વપ્ન છે, પણ આખરે કુમુદિનીને લાગ્યું કે, તેના સાંભળવામાં આવેલી ખુનની વાત સાચી હતી અને તે ખુનની કર્ત્તા સુંદરી હતી!

કુમુદિનીના ઓરડામાં આ વખત તદન અંધારૂ હતું. તેણે જાણે પોતાની નજરે કોઈ ભયંકર ચીજ પડવાની હોય તેમ પોતાના હાથ પોતાના મોઢા ઉપર ઢાંકયા. સુંદરી જાણે પોતાની બહેન અથવા પાસેની સગી હોય અને તેને લીધે જેટલી દલગીરી થાય તેટલી દલગીરી તેને આ વખત થઇ.

સવાર થવા આવી તે વખતે પાસેના શહેરમાંથી સરકારી અમલદારો આવવા લાગ્યા. બાર સીપાઇઓને લઇને એક અમલદાર આવ્યો અને તેની સાથે એક વૃદ્ધ ન્યાયાધીશ હતો.

અમલદારો અને સીપાઇઓ આવ્યા એટલે તે ઠેકાણે બધું ઉપર તળે થઇ રહ્યું. સુંદરીની ઉપર આટલી વાર સુધી બરાબર ચોકી રાખેલી હતી. તેની બે સખીઓ સિવાય બીજા કોઇને પણ તેની પાસે જવા દેવામાં આવ્યા ન હતા. સુંદરી તરફ આ વખતે કોઈ પણ જુએ તો તેનો ચહેરો દયા ઉપજવા જોગ તેને દેખાય. રામસિંહ અને કુમુદિની પણ તે બાબત વિષે એક ઓરડામાં વાત કરતાં હતાં. કુમુદિનીએ આ વખત પોતાનું બખતર પાછું પહેરી લીધું હતું અને પોતાનું મોઢું છુપાવવાની પૂરી સાવચેતી રાખી હતી.

ન્યાયાધીશ અને અમલદારના આવી પહોંચવા પછી પહેલું કામ તે ન્યાયાધીશે એ કર્યું કે, ધર્મશાળાવાળાના માણસોને ઠેકાણે તેણે પોતાના માણસો મૂકી દીધા. પછી ખુન થયેલા ઓરડા તરફ ગયો. ત્યાં તેણે બધી હકીકત બારીકાઇથી લખી લીધી. આ પછી જે ઓરડામાં ખુની સુંદરીને કેદ કરી હતી ત્યાં તે આવ્યો. તેના દરવાજા આગળ આવતાંજ તે વૃદ્ધ ન્યાયાધીશે પોતાની સાથવાળાઓને કહ્યું કે “ મારો પાછળ તમે આવશો નહિ. હું આ ઓરડામાં એકલોજ જઈશ. એ એક સ્ત્રી છે. તપાસને વખતે ઘણા માણસો એકઠા થાય તે મને પસંદ નથી. આથી ઘણી વખત સામા માણસની લાગણી જુદી રીતની થઈ જાય છે. તે ખરા જવાબ આપતાં અચકાય છે, માટે તમે બધા અહીંજ રહો. ”

ન્યાયાધીશની પાછળ પેલો અમલદાર, સીપાઇઓ, રખેવાળ વગેરે ઘણા માણસો હતા તેઓ આ હુકમ સાંભળી ત્યાંજ ઉભા રહ્યા. તેને ઉત્તર આપવાની અથવા તેની પાછળ જવાની કોઈની હીંમત ન ચાલી. ન્યાયાધીશ એકલોજ તે ઓરડામાં દાખલ થયો.

સુંદરી શાંત ચહેરે બેઠી હતી. તેનો પોશાક સુંદર હતો. તેના કાળા સુંદર વાળો તેના સફેદ ખભા ઉપર વીખરાઇ પડયા હતા. બહારથી શાંત દેખાતી તે સુંદરી અંદરથી કાંઈક ઉંડા વિચારમાં છે એમ બારીકાઇથી જોનારને જણાઇ આવે. હવે શો ઉપાય લેવો તેની યુક્તિ તે પોતાના મનમાં કરતી હતી.

જે વખતે ન્યાયાધીશ ઓરડામાં દાખલ થયો તે વખતે તેના દેખાવથી તે તેને ઓળખી ગઈ. પોતાની સખીઓને કહીને તેને આસન અપાવ્યું.

વૃદ્ધ ન્યાયાધીશ પણ તેની સુંદરતાથી આશ્ચર્ય પામ્યો. આવી સુંદર સ્ત્રીએ ખુન જેવું ભયંકર કામ કેમ કર્યું હશે તે પ્રથમ તો તેને જોનાર માની ન શકે. ગળગળે સાદે તે બોલ્યો–".બાઇ, તમારા જેવી સ્ત્રીએ આ ખુન કર્યું એ વાત શું ખરી છે ?"

પોતાનો જમણો હાથ લાંબો કરી સુંદરીએ ઉત્તર આપ્યો–"સાહેબ, આ મારા જમણા હાથથી એ કામ થયું છે. કોઇ બીજા નિર્દોષ ઉપર એ ખુનનો શક ન આવે તેટલા માટે હું પોતે શરણ થઇ છું. જો મારે એ ખુનના અપરાધમાંથી છટકી જવાની ઈચ્છા હોત તો તેમ મારાથી સેહેલાઇથી થઇ શકત, પણ તેમ તો મારે કરવુંજ નથી."

ધીમે અવાજે ન્યાયાધીશે પૂછયું–"પણ તમારા જેવી જુવાન અને સુંદર સ્ત્રીને આ કામ કરવાની ફરજ પાડનાર કોઇ મોટું કારણ હશે ?"

દૃઢ અવાજે સુંદરીએ ઉત્તર દીધો–" હા સાહેબ, મને એ માટે મોટું કારણ મળ્યું હતું. મારૂં અતિ દુષ્ટ રીતે અપમાન કરવામાં આવ્યું હતું."

રૂપાળી આંખમાં આંસું આણીને બોલી–" સાહેબ, અમારી બાઇને અતિ અપમાન થયું હોવું જોઇએ, નહિ તો તે આવું કામ કદી પણ કરે નહિ."

માનકુંવરની પણ તેવીજ દશા હતી. તે બોલી–" સાહેબ, એને ઈજા ન કરશો–એને બચાવજો !"

ન્યાયાધીશ બોલ્યો–"તમે જાણો છો કે, એનો છુટકો કરવો અથવા એને શિક્ષા કરવી તે કાંઇ મારા હાથમાં નથી. એનો ન્યાય કરનાર મારા ઉપરી છે. તે ધીરજ અને ખંતથી વાજબી રીતે એનો ન્યાય કરશે. (સુંદરી તરફ જોઈને) હવે તમે મારી સાથે ચાલવાને તૈયાર થાઓ અને–"

તે આશ્ચર્ય પામીને બોલી ઉઠી–" આટલી જલદી ? મહેરબાની કરીને મને અહીં થોડીવાર રહેવા દો–"

ન્યાયાધીશે પૂછયું–" તેનું કાંઇ કારણ ? કાંઇ પણ જરૂરના કારણ વગર તેમ થઈ ન શકે."

સુંદરીએ દૃઢ અવાજે કહ્યું–" મારી એક વહાલી બહેન છે. દુનિયામાં મારા સગામાં સગું તે એકજ છે. મેં તેને અહીં આજ મળવા કબૂલાત આપી છે. જો તે મને આજ મળી નહિ શકે તો હું તેને પાછી કદી પણ મળી શકનાર નથી"

ન્યાયાધીશે આશ્ચર્ય પામીને પૂછયું–" તમારે બહેન છે ?"

સુંદરીએ કહ્યું–" હા, સાહેબ મારી એક બહેન છે. "

ન્યાયાધીશે પૂછ્યું–" તમારી બહેનનું નામ શું છે? મારે મારા કાયદા પ્રમાણે તે વિષે પૂરેપૂરી નોંધ લેવી જોઇએ."

સુંદરીએ ધીમે સાદે ઉત્તર દીધો–" તેનું નામ કાળરાત્રી છે."

આ નામ સાંભળી આશ્ચર્ય પામીને તે વૃદ્ધ ન્યાયાધીશ બોલ્યો–" કાળ-રાત્રી શું જે ભેદ ભરેલી સ્ત્રી સરદાર બહાદૂર સાથે રહે છે તે તમારી બહેન થાય છે? મારા સાંભળવામાં આવ્યું છે કે, સરદાર બહાદૂર તેને દરેક રીતનું માન આપે છે અને તેનો દરેક માણસ, તે સ્ત્રીની દરેક આજ્ઞા બજાવવાને તૈયાર રહે છે."

સુંદરીએ ઉત્તર આપ્યો–" હા, સાહેબ, તેજ કાળરાત્રીની હું અભાગણી બહેન છું. "

તે વૃદ્ધ અમલદારે કહ્યું–" મને તમારી ઘણી દયા આવે છે. આટલી-વાર સુધી તમારી મને દયા આવતી હતી તેમાં વધારો થયો છે. અમારી લશ્કરી રીતસર મારે પણ કાળરાત્રીને માન આપવું જોઇએ, અને તેને માટેજ હું તમને થોડીવાર અત્રે રહેવા દઇશ."

સુંદરીએ તેનો ઉપકાર માનતાં કહ્યું–" મારી તરફની તમારી ઉદારતા માટે હું તમારી અતિ આભારી છું. મને અત્રે ત્રણ ચાર કલાક સુધી રહેવા દેવા હુકમ કરશો તો મારી બહેન સાથે મારો મેળાપ થશે."

વૃદ્ધ ન્યાયાધીશે કહ્યું–" ઠીક છે, હું તેમ કરવા હુકમ કરૂંછું અને તે વખતમાં તમને બીજું કોઈ પણ મળવા માગે તો તેને પણ દાખલ કરવાને હું ચોકીદારને હુકમ કરીશ."

આટલું કહી તે વૃદ્ધ અમલદાર ત્યાંથી બહાર આવ્યો.

જેવો તે ઓરડામાંથી બહાર નીકળ્યો અને તેની પાછળ દરવાજો બંધ થયો કે, સુંદરીના ચહેરા ઉપરથી દલગીરીની છાપ ઉડી ગઈ. તે આનંદથી પ્રફુલિત થઇ ગઈ. પછી તે પોતાની સખીઓ તરફ ફરીને બોલી–" હવે મારી વહાલી સખીઓ, હું તમને જે કહું તે ધ્યાનથી સાંભળી તે પ્રમાણે કરવા તૈયાર થાઓ."



## પ્રકરણ ૫૭ મું.

### પહેલો ચોકીદાર.

સુંદરી અને તેની સખીઓ સાથે શી ગોઠવણ થઈ તે હાલ કહેવાની કાંઈ જરૂર નથી, પણ તેની શીખવણી પ્રમાણે કરવાને તે બેઉ જણીઓ કબૂલ થઈ. તેમની વાત પૂરી થઈ કે, રૂપાળીએ દરવાજા આગળ આવી ચોકીદારને દરવાજો ઉઘાડવા કહ્યું. ચોકીદારે તે પ્રમાણે દરવાજો ઉઘાડયો. રૂપાળીને જોતાંજ પેલો ચોકીદાર બોલ્યો કે-"ઓહો! રૂપાળીબાઇ, તમે અહીં કયાંથી?"

રૂપાળીએ પૂછયું-"શું તમે મને ઓળખો છો?"

તે ભલા દીલના ચોકીદારે કહ્યું-"એક વખત તમારો સુંદર ચહેરો એક માણસ જુએ તે તમને ભૂલી ન જાય. તમારી બહેન માનકુંવરને પણ હું ઓળખું છું. આ સ્ત્રી જેનો હું ચોકીદાર છું તેની સાથે તમે કયાંથી?"

ધીમે સાદે રૂપાળીએ ઉત્તર આપ્યો-"ત્યારે શું તમે તે વિષે કાંઈ જાણતા નથી? આ સુંદરીબાઈ તો કાળરાત્રીનાં બહેન થાય."

ચોકીદારે કહ્યું-"આ વિષે ન્યાયાધીશ મારા ઉપરી અમલદારને કાંઈ કહેતા હતા ખરા, પણ તે મારા સાંભળવામાં બરાબર આવ્યું નથી. તેઓ વાત કરતા ચાલી ગયા, અને તેથી સાંભળવાનું અધુરૂં રહી ગયું. કાળરાત્રીને બહેન છે એવું પ્રથમ કદી પણ મારા સાંભળવામાં આવ્યું ન હતું."

રૂપાળી આશ્ચર્ય પામ્યાનો ડોળ કરીને બોલી-"એમ કે? પણ આ વાત ખરી છે. આ સુંદરીબાઈ કાળરાત્રીની બહેન છે. વળી તમે મને અને મારી બહેનને કયાંથી ઓળખો છો?"

પેલો ચોકીદાર બોલ્યો-"જે વખતે સરદાર બહાદૂરની છાવણી અહીંથી એક દિવસના રસ્તા ઉપર જંગલમાં પડી હતી તે વખતે કાળરાત્રીની સાથે હું તમને વારવાર જોતો હતો. તે પછી છાવણી એકદમ ઉપાડી નાંખવામાં આવી અને બધું લશ્કર નાગપુર લઇ જવામા આવ્યું. ત્યારથો મને આ પાસેના શહેરમાં ચોકીદાર તરીકે રાખવામાં આવ્યો છે. હવે આ કરૂણારસિક બનાવ કેમ બન્યો તે મને કહો."

રૂપાળીએ જવાબ આપ્યો-"આ બનાવ વિષે તમે થોડું તો જાણો છો. છતાંએ મારે કહેવાનું કે અમારી બાઈ સુંદરીનું ચંદને ઘણું અપમાન કર્યું હતું."

ચોકીદારે પૂછયું-"તમે સુંદરીને તમારી બાઈ કહીને બોલાવો છો તે શું તમે કાળરાત્રીને છોડી દીધી છે?"

રૂપાળીએ જવાબ આપ્યો–"હા, અમે હાલ સુંદરીબાઈની સાથે રહીએ છીએ. તેમાં આ બનાવ બન્યાથી અમને ઘણું દુઃખ થાય છે."

ચોકીદારે કહ્યું–"તમને દુઃખ લાગે તેમાં નવાઇ નથી. સુંદરીબાઈ પોતાની બહેન કાળરાત્રીને તદન મળતી છે?"

રૂપાળીએ કહ્યુ–"એ તો તમે પોતેજ જોઈ લેજો. હુ કાંઈ કામને બહાને અંદર જાઉંછું અને દરવાજો ઉઘાડા રાખુંછું; એટલી વારમાં તમે જોઇ લેજો."

ચોકીદારે કહ્યું–"તમારો ઉપકાર થયો. મારે સુંદરીબાઇને નજરોનજર ઓળખવાની ઘણી જરૂર છે, કારણ કે ન્યાયાધીશ સાહેબ હુકમ કરી ગયા છે કે, સુંદરી સિવાય બીજું કોઇ પણ બહાર આવજાવ કરે તો તેને વગર હરકતે જવા દેવું."

રૂપાળી બોલી–"શું તે ભલા ન્યાયાધીશે એવો હુકમ આપ્યો છે? તે ઘણા ભલા માણસ છે, પણ હવે તમે તૈયાર રહો. હું દરવાજો ઉઘાડી અંદર જાઉં છું."

આમ બોલી દરવાજો ઉઘાડી તે અંદર દાખલ થઇ. સુંદરીને આંખની ઈસારત કરી. કાંઇ વગર ઉપયોગની ચીજ ઉચકી લઇ પાછી બહાર નીકળી અને પોતાની પાછળ પાછો દરવાજો બંધ કર્યો.

આ બધું બે ચાર પળમાં બન્યું. આટલી વાર પેલા ચોકીદારને બસ હતી. તેણે અંદર જોયું તો સુંદરી બેઠી હતી અને તેના સુંદર વાળ માનકુંવર ઓળતી હતી.

બહાર આવ્યા પછી રૂપાળી ફરીથી વાતે વળગી. તે બોલી–"કેમ તમે બરાબર જોઈ લીધી?"

ચોકીદારે જવાબ આપ્યો–"હા, એ કેવી સુંદર છે? આવી સ્ત્રીએ આ કામ કર્યું હશે એમ કોણ માને?"

રૂપાળી બોલી–"તે તો બનનાર હતું તે બની ગયું, પણ મને કહો કે આ બેઉ બહેનો વચ્ચે તમને કાંઈ મળતાપણું દેખાય છે?"

પેલો ચોકીદાર ચોંકીને બોલ્યો–"મળતાપણું! હા, તેમની વચ્ચે એક રીતે તદન મળતાપણું દેખાય છે અને બીજી રીતે તદન જુદાઇ જણાય છે! બહારનો દેખાવ, શરીર બાંધો, ઉંચાઈ, વગેરે બધું એક સરખુ છે. માત્ર રંગજ જુદો છે. બેઉને સાથે જોતાં જોનાર તુરત પારખી જાય કે, આ બેઉ બહેનો છે, પણ એક કાળી છે અને બીજી ગોરી છે."

ધીમે અવાજે રૂપાળી બોલી–"કાળરાત્રી કાળની પુત્રી અને સુંદરી સુંદરતાની દેવી છે!"

ચોકીદારે કહ્યું—"તમારી હાલની બાઈ તો ખરેખર સુંદરતાની દેવીજ છે, પણ કાલ રાતના બનાવ વિષે વિચાર કરીએ તો તે ખરેખર કાળની પુત્રી થવાને લાયક છે."

રૂપાળીએ ઠપકાની રીતે કહ્યું—"પણ તમારે અંદરનાં કારણ જાણ્યા વગર આવું બોલવું ન જોઇએ."

ચોકીદાર બોલ્યો—"તે ખરૂં છે. મારા મનમાં આ વાત આવી તેથી મારે બોલવું પડ્યું છે."

રૂપાળી બોલી—"તેનું હવે કાંઇ નહિ, પણ મને કહો કે, તમે અહીં કેટલીવાર સુધી રહેશો?"

ચોકીદારે પૂછ્યું—"દરેક કલાકે ચોકીદાર બદલાવાનો ધારો છે. થોડીવારમાં બીજો ચોકીદાર આવીને અહીં ઉભો રહેશે એટલે એક કલાકની મને છુટી મળશે. આમ પૂછવાનું કાંઇ કારણ?"

રૂપાળીએ જવાબ આપ્યો—"કાંઈ નહિ, સહેજ. સુંદરી અને કાળરાત્રીના શરીરનો રંગ એક બીજાથી કેવો જુદો છે તે વિષે તમે તેને વાકેફ કરજો. કારણ કે દરેક વખતે નવો ચોકીદાર આવે તેને દરવાજો ઉઘાડો રાખીને મારી બાઇને બતાવાય નહિ."

ચોકીદાર બોલ્યો-"હા, એ પણ ખરૂં છે. એની પોતાની નહિ તો એની ભલી બહેન કાળરાત્રીની આપણે દયા ખાવી જોઇએ અને તેને લીધેજ હું તેમ કરીશ. મારો સોબતી ચોકીદાર આવશે તેને હું કહીશ કે, આવા આવા દેખાવની એક સ્ત્રી સિવાય બીજા દરેકને આવજાવ કરવા દેવી. સુંદરીને ઓળખવી અમને બધાને સહેલી છે, કારણ કે મારા બધા સોબતીઓ કાળરાત્રીને સારી રીતે ઓળખે છે."

રૂપાળીએ પૂછ્યું—"તમે સુંદરીને શી રીતે ઓળખાવશો?"

ચોકીદાર બોલ્યો—"સુંદરીનો ચહેરો સફેદ છે, તેના વાળના રંગમાં થોડો ફરક છે. કાળરાત્રી શ્યામ વર્ણની છે અને તેના વાળ તદન કાળા ભમ્મર જેવા છે."

રૂપાળી બોલી—"ત્યારે તો સારૂં. તમારા સોબતીને તે કહેવા ભૂલશો નહિ હો."

આમ કહી પોતે રાતના જે ઓરડામાં સુતી હતી તે ઓરડામાં તે ગઈ અને ત્યાંથી થોડીવારમાં કાંઈ ચીજ લઈ પાછી ફરી. ચોકીદાર સાથે બે શબ્દોમાં વાત કરી તે સુંદરીના ઓરડામાં પાછી ફરી, અને દરવાજો અંદરથી બંધ કર્યો.

## પ્રકરણ ૫૮ મું.

### બીજો ચોકીદાર.

એક કલાક પૂરો થયો અને ધારા પ્રમાણે ચોકીદાર બદલાયો. તેને આવે થોડીવાર થઈ કે ફરીથી સુંદરીના ઓરડાનો દરવાજો જરાક ઉઘાડીને રૂપાળી બહાર આવી અને તુરત દરવાજો બંધ કર્યો. રૂપાળીને જોતાં આ બીજો ચોકીદાર બોલ્યો—" રૂપાળી, કેમ છે ? "

રૂપાળી પણ તેને ઓળખતાં બોલી—" કોણ બહાદૂર કે ? આપણે છેલ્લાં મળ્યાં તેને થોડો વખત થયો. તું કેમ છે ? "

બીજો ચોકીદાર બહાદૂર બોલ્યો—" ઠીક છે. આપણે છેલ્લાં મળ્યા પછી મને આ પાસેના શહેરમાં રાખવામાં આવ્યો છે. તને જોઈ હું ઘણોજ ખુશી થયો છું, પણ આપણો મેલાપ ઘણી દલગીરીની વખતે થયો છે. આટલા દિવસ થયાં મને ખબર ન હતી કે, કાળરાત્રીની કોઈ બહેન છે. તેના તંબુના ચોકીદાર તરીકે હું ઘણો વખત રહ્યો પણ તે વિષે કદી મારા સાંભળવામાં આવ્યું ન હતું. "

રૂપાળી બોલી—" ખરેખર ! મેં તો જાણ્યું કે, હમણાં તને પેલો આગલો ચોકીદાર બધી વાત કહેતો ગયો હશે ! "

બહાદૂરે જવાબ આપ્યો—" હા, તેણે થોડીવાર ઉભો રહી મારી સાથે વાત કીધી ખરી. અમારો ધારો છે કે, જ્યારે ચોકીદાર બદલાય ત્યારે આગલાએ બધી વીગતથી બીજાને વાકેફ કરવો જોઇએ અને તેથી તેણે સુંદરી વિષે મને જણાવ્યું છે. જે કેદી મારા હાથમાં સોંપેલો હોય તેનું વર્ણન મારે જાણવાની જરૂર છે કારણ કે તેને નાશી જતો અટકાવવાની અમારી ફરજ છે. "

રૂપાળી જરા ચોંકીને બોલી—" ખરૂં છે; પણ હું ધારૂં છું કે, કાળરાત્રી અહીં આવી છે તે પણ તારા આગલા સોબતીએ તને જણાવ્યું હશે ! "

આશ્ચર્ય પામી રૂપાળી તરફ જોતો તે બોલ્યો—" શું કાળરાત્રી અહીં આવી છે ? પણ મને તે વિષે તો કાંઈ કહેવામાં આવ્યું નથી. હું જ્યારે નીચે હતો ત્યારે મારા સાંભળવામાં આવ્યું છે કે, કાળરાત્રી પોતાની બહેનને મળવા અત્રે આવનાર છે અને તેથીજ સુંદરીને અત્રે રાખવામાં આવી છે. "

રૂપાળીએ ઉત્તર આપ્યો—" હા, તે ભલા ન્યાયાધીશની એટલી મહેરબાની થઈ છે ખરી. હવે પોતાની બહેન ધારવા કરતાં વહેલી આવી તેથી મારી અભાગી બાઇ વધારે વાર અત્રે રહી શકે તેમ નથી. "

બહાદૂર બોલી ઉઠયો—" અને કાળરાત્રી હાલ અહીં છે ? "

રૂપાળીએ જવાબ આપ્યો-" હા. મેં તને તે વિષે કહ્યું તે શું ? "

ચોકીદાર બોલ્યો–" હું આટલીવાર સુધી નીચે હતો ત્યાં મને તેના આવવાની ખબર કેમ ન પડી એ જાણી મને આશ્ચર્ય થાય છે. હું ધારૂં છું કે હું ત્યારે મારો ઘોડો બાંધવા તબેલામાં ગયો હોઇશ–"

રૂપાળી બોલી ઉઠી–" ઘણું કરીને એમજ હશે. પણ તારો આગલો સોબતી જ્યારે કાળરાત્રી અંદર આવી ત્યારે અહીં ઉભો હતો, તેણે પોતેજ કાળરાત્રીને નમીને સલામ કીધી અને દરવાજો ઉઘાડીને દાખલ કીધી તે છતાં તેણે તને તે વિષે કેમ ન કહ્યું તે જાણી મને આશ્ચર્ય થાય છે. "

બહાદૂરે કહ્યું–" કદાચ તેણે તે વિષે મને કહ્યું પણ હોય. તે વિષે મારી ખાત્રી નથી. મારી સમજમાં કદી ભૂલ થઇ હશે. તું કહે છે ત્યારે તો કાળરાત્રી અહીં આવીજ હશે, પણ બેઉ બહેનો વચ્ચે હેત કેવુ છે ? "

રૂપાળીએ કહ્યુ–" સુંદરીબાઇ, કાળરાત્રીને પોતાના જીવની પેઠે ચહાય છે. આ બનાવથી તેને કેટલું દુઃખ લાગ્યું હશે તે તેનું પોતાનુ મનજ જાણતું હશે. "

ધીમે સ્વરે બહાદૂર બોલ્યો–" હા, તેમ તો હોવુંજ જોઇએ. સુંદરીબાઇએ ઘણું ખોટું કર્યું છે. કાળરાત્રીનું સરદાર બહાદૂર પ્રતાપસિંહ આગળ ગમે તેટલું ચલણ છે પણ તે પોતાની બહેનને બચાવી શકનાર નથી. કારણ કે એ સરદાર એવો તો ન્યાયી છે કે, કાયદાથી ઉલટો કદી પણ ચાલતો નથી. "

રૂપાળીએ જવાબ આપ્યો–" પણ કેટલીક બાબતો એવી છે કે, તેથી તે સરદાર મારી બાઇ તરફ દયા દેખાડશે. "

બહાદૂરે ઉત્તર આપ્યો–"એવું થાય તો ઘણું સારૂં. આવી કોમળ સ્રીને ગરદન મારવી એ ભયંકર છે. "

રૂપાળી બોલી–" ખરેખર ઘણું ભયંકર છે ! " આ વખતે આ કુમારિકાના શરીરમાંથી કંપારી છુટી ગઇ

તે જોઇ તે ચોકીદાર બોલ્યો–" તું આ સાંભળી ધ્રુજે છે, પણ આ સુંદરીબાઇ, કાળરાત્રી કરતાં નાની કે મોટી ? "

રૂપાળીએ ઉત્તર આપ્યો–" તેઓ બેઉ જોડ બહેનો છે. "

બહાદૂરે આશ્ચર્ય પામીને કહ્યું–" જોડ બહેનો ! અને તે છતાં આટલો ફેરફાર ! "

રૂપાળીએ અજાણી થઇને કહ્યું–" તેં તે કેમ જાણ્યું ? આટલા દિવસ સુધી તો તું કાળરાત્રીની કોઇ બહેન છે એમ જાણતો પણ ન હતો. "

તે સીપાઇએ કહ્યું–" મારો સોબતી મને બધું કહી ગયો તે હૂં ભૂલી

ગયો એમ તું ધારે છે ? વળી તે મારા સોબતીને તમારામાંની એકે દરવાજો ઉઘાડીને સુંદરીને બતાવી તે તને યાદ નથી ? ”

રૂપાળી બોલી–“ હા, એ વાત હવે મને યાદ આવે છે. તમારા હાથમાં સોંપેલા કેદીનું વર્ણન તમારે જાણવું–તમારે તેને ઓળખવું એ અવશ્યનું છે, પણ આ ઠેકાણે તો જુદીજ વાત છે. મારી બાઈ પોતાની મેળે શરણ થઈ છે. જો તેને નાશી જવું હોત તો રાતના તે ગુપચુપ જઇ સુઇ રહી હોત એટલે તેની ઉપર શક કોને પડત ? ”

વિશ્વાસુ બહાદૂર બોલ્યો–“ હા, એ વાત ખરી છે. સુંદરીબાઈ શા માટે નાશી જાય ? પણ મારે મારી ફરજ તો બજાવવી જોઇએ. જો મેં મારા આગલા સોબતીની પાસેથી સુંદરીનું વર્ણન મેળવ્યું ન હોત તો પણ હું કાંઈ એવો બેવકુફ નથી કે એકદમ મારા હાથમાં સોંપેલા કેદીના ઓરડામાં જઇને તેને બરાબર રીતે જોઈ લેઉં. મારે સભ્યતા રાખવાની જરૂરજ છે. ”

રૂપાળી બોલી–“ તમે બેઉ ચોકીદારો મારી બાઈ સાંથે સારી રીતે વર્ત્યા છો તેથી હું તમારી બેઉની ભલામણ કાળરાત્રીને કરીશ. તે જ્યારે સરદાર બહાદૂરને મળશે ત્યારે તમારે વિષે તેને પણ ભલામણ કરશે. ”

તે વખતે અંદરથી જરાક દરવાજો ઉઘાડીને માનકુંવર બોલી–“ બહેન, અંદર આવ. બાઇ રાયપુર જવા માગે છે. ત્યાં જઇ તેનો વિચાર નામદાર સરદાર બહાદૂરને પગે પડી પોતાની બહેન વિષે ક્ષમા મેળવવાનો છે. વળી તે જાય તે પહેલાં તને કાંઈ કહેવા માગે છે. ”

રૂપાળી બોલી–“ ચાલ, હું આવી. બાઇને વધારે વાર ખોટી કરવાં એ ઠીક નથી. ”

આમ કહી તે અંદર દાખલ થઈ. થોડીવારમાં બેઉ જણીઓ રડતી આંખે બહાર નીકળી. તેમને રડતી જોઇ પેલો ચોકીદાર તેમની પાસે આવીને બોલ્યો–“ શું વળી કાંઇ દુ:ખદાયક બનાવ બન્યો છે કે ? ”

રૂપાળીએ જવાબ આપ્યો–“ નહિ, નહિ, બેઉ બહેનો એક બીજાની છેલ્લી મુલાકાત લે છે તે વખતનો છાતીફાટ દેખાવ અમારાથી જોવાઈ ન શકાયો તેથી અમને રડવું આવે છે. ”

તેજ વખતે દરવાજો ઉઘડયો અને સુંદર કાળરાત્રી બહાર નીકળી. તેનો તેજ પોશાક પહેરેલો હતો. તેજ તેની સુંદરતા હતી, પણ આ વખતે તે રડેલી હોય તેમ તેની આંખો રાતી થઈ આવી હતી. તેનો ચહેરો ઉદાશ હતો.

તેને જોઇ પેલા ચોકીદારે નમીને સલામ કીધો. તેને માન આપવાને પ્રતાપસિંહનો દરેક સીપાઈ બંધાયલો હતો.

પોતાની પાછળ સંભાળથી દરવાજો બંધ કરતી કાળરાત્રી બોલી–"છોકરીઓ, હું જાઉંછું. મારી વહાલી બ્હેનને માટે ક્ષમા મેળવવા હુ રાયપુર જઈશ. તમે તમારી બાઈ પાસે જાઓ. તે બીચારી એકલી બહુ મુંઝાય છે."

રૂપાળી બોલી–"બાઇ, ઇશ્વર તમને તમારા કામમાં જશ આપો."

કાળરાત્રી બોલી–"ઇશ્વર બધું સારૂંજ કરશે. હવે તમે અંદર જાઓ. (પેલા ચોકીદાર તરફ ફરીને) ભલા બહાદૂર, તારે વિષે પણ સરદાર બહાદૂરને ભલામણ કરીશ."

તે ભલા દીલનો સીપાઈ બોલ્યો–"બાઈ સાહેબ, ઇશ્વર તમારૂં ભલું કરે અને તમને તમારા કામમાં ફતેહ આપો."

કાળરાત્રી બોલી–"મને લાગે છે કે, થોડી વારમાંજ મારી બહેનનો બચાવ થશે." આમ બોલી તેણે પેલા ચોકીદાર તરફ એક કટાક્ષ ભરેલી નજર ફેરવી. તેની આંખોના તેજ સામે તે ગરીબ માણસ જોઈ ન શકયો. તેણે નીચું જોયું. તેજ પળે કાળરાત્રી ત્યાંથી ચાલી ગઈ. તેણે ઉંચું જોયું તો કાળરાત્રી ન હતી. પેલી બેઉ સખીઓ ઓરડામાં પાછી દાખલ થઈ અને તેમણે દરવાજો બંધ કર્યો.

## પ્રકરણ ૫૯ મું.

### ધર્મશાળાની ઓસરી.

જ્યારે ઉપરની બાજુએ ઉપલો બનાવ બનતો હતો તે વખતે નીચેની બાજુએ જુદોજ બનાવ બન્યો.

પેલા ધર્મશાળાવાળાએ ન્યાયાધીશ તથા અમલદાર માટે ખાવાનું તૈયાર કરાવ્યું હતું તે ખાઈ લઇને તેઓ પોતાના ઘોડાની સંભાળ લેવા ગયા અને તેમને બરાબર ઘાસ દાણો મળ્યો છે એવી ખાત્રી કર્યા પછી તે ન્યાયાધીશ સરદાર રામસિંહ અને કુમુદિનીને મળવા માટે આગલી ઓસરીમાં આવ્યો.

પ્રથમજ તે ન્યાયાધીશે તેમને થોડીવાર ખોટી રહેવા માટે કહેવરાવી મોકલ્યું હતું તેથી તેની રાહ જોતાં બેઉ જણાં બેઠાં હતાં. ન્યાયાધીશ આવ્યો એટલે તેને માનથી બેસાડયો. પછી તે વૃદ્ધ અમલદાર બોલ્યો–"સરદાર સાહેબ, મેં તમને તમારી મુસાફરીથી થોડીવાર રોકયા તેની હું ક્ષમા માગુછું, પણ મારે કાયદા પ્રમાણે તમને થોડા સવાલો પૂછવા છે, તેનો કૃપા કરી ઉત્તર આપશો."

રામસિંહે કહ્યું–"તમે જે પૂછો તેના જવાબો આપવાને અમે તૈયાર છીએ."

લખવાનો સામાન તૈયાર કરીને તે અમલદાર બોલ્યો—"તમારૂં નામ સરદાર રામસિંહ છે અને તમે માળવા દેશના એક સરદાર છો નહિ વારૂ?"

રામસિંહે ઉત્તર વાળ્યો—"હા."

ન્યાયાધીશે કહ્યું—"તમારૂં નામ હું ધર્મશાળાવાળા પાસેથી મેળવી શકયો છું, પણ તમારા સોબતી વિષે તે કાંઈ જાણતો નથી તેથી તેનું નામ અને ઓળખ આપશો?"

રામસિંહે ઉત્તર આપ્યો—"સાહેબ, મારા સોબતીને પોતાનું નામ છુપાવવા માટે કાંઈ કારણ છે. કાલ રાતના બનાવ સાથે એને કાંઈ સંબંધ નથી તેથી હું આશા રાખું છું કે, તમે એનું મન દુખાય એવી રીતે નામ જાણવા યત્ન ન કરશો."

ન્યાયાધીશે કહ્યું—"જો કોઈ માણુસ સરકારી અમલદારને પોતાનું નામ ઠામ જાહેર કરવા ન માગે તો તેને વિષે શક ઉત્પન્ન થયા વગર રહેજ નહિ. મારી પ્રમાણિકતાથી હું કહું છું કે, તમારા સોબતીનું નામ હું જાહેર પાડનાર નથી. તમે તો તેને ઓળખતાજ હશો, માત્ર મનેજ તે ખુલાસો કરશો."

રામસિંહ બોલ્યો—"સાહેબ, તમે સાંભળીને અજબ થશો કે મારા સોબતીને હું મોઢે પણ ઓળખતો નથી તેમ તે કોણુ છે તે જાણતો પણ નથી, પણ હું હીંમતથી કહું છું કે, તે બહાદૂર અને ઉદાર દીલનો છે. લડવામાં તે વીર છે, અને દીલનો દયાળુ છે."

ન્યાયાધીશ બોલ્યો—"તે બધુંએ ખરૂં, પણ મારે મારી ફરજ બજાવવી જોઈએ."

રામસિંહ બોલ્યો—"એક મુસાફર જેને કોઇ સાથે સંબંધ ન હોય તેને વિષે તપાસ કરવી એ કાંઇ કાયદો નથી."

તે કાયદા જાણનાર અમલદાર બોલ્યો—"સરદાર રામસિંહ, આ ઘરમાં એક ખુન કરવામાં આવ્યું છે. તે ખુન કરનાર સ્ત્રી તમારી તથા તમારા સોબતીની સાથે આવેલી છે. રાતનો બનાવ છુપી રીતે બન્યો છે અને મારી ફરજ છે કે, તે બનાવ શાથી બન્યો તે શોધી કાઢવું. તે ખુન કરનારના સોબતીઓ કોણુ કોણુ છે તે જાણી, તેમને સવાલ પૂછી તે શોધી કઢાય એમ હોય છે. માટે હું ફરીથી પૂછુંછું કે, બખતરથી ઢંકાયલા આ માણસનું નામ, ઠામ, અને બીજી વધારે ઓળખ મારે જાણવાની જરૂર છે."

કુમુદિની જે આટલીવાર સુધી ગુપચુપ બેસીને બધું સાંભળતી હતી તેણે જાણ્યું કે, રામસિંહ મારે વિષે કાંઈ વધારે ખુલાસો કરી શકનાર નથી તેથી બોલી—"સાહેબ, મને બોલવાની રજા આપો કે, હું આ કામ વિષે કાંઈ જાણતો

નથી, પણ જે સુંદરીએ કર્યું છે તેથી તેની જે હાલત થઇ છે તે દયા ઉપજવા યોગ્ય છે. મને પોતાને તેની દયા આવે છે. મને એમ લાગે છે કે, તેને એ કામ કરવા માટે કાંઈ અતિ અગત્ય પડી હશે."

ન્યાયાધીશ તે સાંભળી આનંદ પામીને બોલ્યો-"તમારા બોલવા ઉપરથી તમે તદ્દન જુવાન હો એમ જણાય છે, પણ જો તમે તમારૂં નામ ઠામ સરદાર રામસિંહથી છુપું રાખવા માગતા હો તો મને એકલાને જણાવો. એક કાગળ ઉપર લખી આપો."

કુમુદિનીએ જવાબ આપ્યો-"ભલે, તેમ કરવામાં મને અડચણ નથી."

આ સાંભળી રામસિંહ આશ્ચર્ય પામ્યો. જે બાબત બહાદુર બખતરવાળો તેને કહેવા ખુશી ન હતો તે પેલા ન્યાયાધીશને કહેવા કેમ તૈયાર થયો.

તેજ વખતે પેલા રખેવાળે ત્યાં આવીને ન્યાયાધીશના કાનમાં કાંઇ વાત કરી.

તે સાંભળી પોતાની જગાથી ઉભો થતાં તે બોલ્યો-"હું થોડીવારમાં અત્રે પાછો આવું છું."

તેના ગયા પછી કુમુદિની બોલી-"મને ભય ઉત્પન્ન થાય છે. પ્રતાપસિંહના જાસુસો નીકળી પડયા હશે. ત્રણ રાજ્ય કેદીઓના નાશી જવાની વાત જણાઈ ગઇ હશે."

રામસિંહે જવાબ આપ્યો-"ગમે તેમ થાઓ. તમે મારી મિત્રાઇ ઉપર વિશ્વાસ રાખજો-"

કુમુદિની વચ્ચે બોલી ઉઠી-"હું તમારૂં કહેવું સમજું છું, પણ મારે વિષે તમારી પાસે ખુલાસો ન કરતાં મેં તે ન્યાયાધીશ આગળ ખુલાસો કરવા માગ્યો તેનું કારણ જુદુંજ છે. તે વિષે તમે કાંઈ મનમાં ન લાવશો. વખત પાસેજ છે. થોડા વખત પછી હું તમારી પાસે બધો ખુલાસો કરીશ."

રામસિંહ બોલ્યો-"તમારી તરફ મને અણુવિશ્વાસ આવવા કાંઇ કારણ નથી. તમારે વિષે મારા મનમાં કાંઇજ નથી."

આ વખતે ત્યાંના દરવાજો ઉઘડયો અને ન્યાયાધીશ તથા તેની પાછળ પેલો અમલદાર દાખલ થયા. દરવાજો ઉઘાડ બંધ થયો એટલીવારમાં બહાર ઉભેલા કેટલાક સીપાઈઓ રામસિંહ અને કુમુદિનીની નજરે પડયા.

ન્યાયાધીશે કુમુદિની તરફ હાથ કરી કહ્યું-"આ તમારો કેદી છે!"

આ સાંભળતાંજ કુમુદિનીએ પોતાની તલવાર ઉપર હાથ નાંખ્યો પણ રામસિંહની તલવાર તો તુરત બહાર નીકળી.

વૃદ્ધ ન્યાયાધીશ બોલ્યો-"સામે થવામાં કાંઇ સાર નથી. મારે તમારા

સોનાવીને પકડવાની જરૂર છે. જો તમે સામે થશો તો તમને વશ કરવાને મારી પાસે માણસો તૈયાર છે."

કુમુદિની બોલી—"ન્યાયાધીશ સાહેબ ખરૂં બોલે છે. સામે થવાની જરૂર નથી. હું તેમને શરણ થાઉં છું—"

રામસિંહ વચ્ચે બોલી ઉઠયો—"પણ તમને શા માટે પકડવામાં આવે છે તે પહેલાં મારે જાણવું જરૂરનું છે."

પોતે માણસોથી બીતો ન હોય એવી રીતે પોતાની તલવાર હાથમાં રાખીને રામસિંહ ઉપર પ્રમાણે બોલ્યો.

એક કાગળ તરફ જોતો ન્યાયાધીશ બોલ્યો—"જો તમારે તેનું કારણ જાણવુંજ હોય તો સાંભળો. ત્રણ રાજ્ય કેદીઓ રાયપુરના કિલ્લામાંથી નાશી ગયા છે. તેમને નાશી જવામાં મદદ કરનાર બખતરથી ઢંકાયલો હતો. તે બખતર પણ તે કિલ્લામાંથી ચોરાયું છે. તે વખતે જે ચોકીદાર ત્યાં હતો તેણે તે બખતરનું વર્ણન યથાસ્થિત આપેલું છે. રાયપુરથી જાસુસો ચારે દિશામાં દોડાવ્યા છે અને તેમાંનો એક આ પળે અત્રે આવી પહોંચ્યો છે. તે બખતરનું વર્ણન આ જુવાને પહેરેલા બખતરના વર્ણનને આબેહુબ મળતું આવે છે. હવે તમે મને મારી ફરજ બજાવતાં નહિ અટકાવો એવી આશા છે."

કુમુદિનીની આડો ઉભો રહીને રામસિંહ બોલ્યો—"પણ તમે આ જુવાનને પકડો તે પહેલાં મારૂં મરણ નીપજવું જોઇએ. હું જીવતો છું ત્યાં સુધી તો તમે એને હાથ અડકાડી શકનાર નથી."

ન્યાયાધીશે પોતાની સાથેના અમલદાર તરફ ફરીને કહ્યું—"એમ છે ત્યારે તો તમે તમારા માણસોને અંદર બોલાવો."

પણ આ વખતે તે અમલદારનું ધ્યાન બીજીજ તરફ હતું. તે આંખો ફાટી કરીને રામસિંહની તરફ જોતો હતો. તે બોલી ઉઠયો "સબૂર કરો!" આમ બોલતાંની સાથે ન્યાયાધીશનો હાથ પકડીને તે દરવાજા તરફ ખેંચી જવા લાગ્યો.

પેલા અમલદારની આવી ચાલથી આશ્ચર્ય પામીને ન્યાયાધીશ બોલ્યો—"મારી ફરજ બજાવતાં તમે મને શા માટે અટકાવો છો?"

રામસિંહ તરફ આંગળી કરીને બોલ્યો—"જુઓ!"

ન્યાયાધીશની નજર પણ તેની ઉપર હવે પડી. તે બોલી ઉઠયો—"હેં!"

કયા બનાવથી આ પ્રમાણે થયું તે રામસિંહ ચેતી ગયો. રામસિંહે આ વખતે પોતાની તલવાર એવી રીતે હાથમાં પકડી હતી કે, જેથી પ્રતાપસિંહ વાળી વીંટી તેમને પૂર્ણ રીતે દેખાય.

આ વીંટીને બરાબર રીતે જોઇને તેઓ અતિ ગુંચવાયા. હવે શું કરવું?

ન્યાયાધીશને એક બાજુ લઈ જઇ અમલદાર બોલ્યો—"હવે આપણે શું કરવું?"

ન્યાયાધીશે કહ્યું—"અપાણાથી હવે કાંઈ પણ થાય નહિ. એ વીંટીની આગળ દરેક હુકમ રદ બાતલ છે."

અમલદારે જવાબ આપ્યો—"મારો પણ એવોજ વિચાર છે."

ઉપલી વાત કરતાં તેમને વધારે વાર ન લાગી. કુમુદિની પામી ગઇ કે, રામસિંહની પાસે કાંઇ એવી ચીજ છે કે જેનાથી તે આ લોકોની ઉપર જાદુઇ અસર કરી શકયો છે. તેમ પોતાની ઉપરનું વિઘ્ન વહી ગયું છે એમ પણ તેને લાગ્યું.

ન્યાયાધીશ રામસિંહની આગળ આવીને બોલ્યો—"સરદાર રામસિંહ, જે અજાણ્યો માણસ સરદાર બહાદુર તરફ દગાથી ચાલ્યો તેને મારે ન પકડવો એવી તમારી ઇચ્છા છે?"

રામસિંહે ઉત્તર આપ્યો—"જેને માટે હું મારી છેવટની ઘડી સુધી લડવાને તૈયાર છું તેને તમારાથી પકડી શકાયજ નહિ."

વૃદ્ધ અમલદારે પૂછયું—"પણ તમે જે પગલું ભરોછો તે વિષે કાંઈ વિચાર કર્યો છે?"

રામસિંહે ઉત્તર આપ્યો—"મારો ઠરાવ ફરે તેમ નથી."

વૃદ્ધ ન્યાયાધીશે કહ્યું—"ત્યારે તો મારે માથેથી એટલો જોખમ ઓછો થાય છે. મારે જેની આજ્ઞા માનવી જોઇએ તેને હું નમુંછું. અમલદાર, તમારા માણસોને અત્રેથી રવાના કરો."

અમલદારે જવાબ આપ્યો—"તમારી આજ્ઞાને તાબે છું." આમ બોલી તે ત્યાંથી ગયો.

તેના ગયા પછી વૃદ્ધ અમલદારે કુમુદિની તરફ જોતાં રામસિંહને કહ્યું—"સરદાર સાહેબ, મારો વિચાર તો એવો છે કે, તમે જેમ બને તેમ તમારી મુસાફરી જલદીથી શરૂ કરો. ન્યાયના કામમાં તમે અટકાવ નાંખ્યો છે, તે વિષે જ્યારે પ્રતાપસિંહ સાંભળશે ત્યારે તે ગુચવાયા વગર રહેનાર નથી."

રામસિંહ તેનો ઉત્તર આપવા જતો હતો પણ એટલામાં પેલા લશ્કરી અમલદારના પાછા અંદર દાખલ થવાથી તે બોલતો રહી ગયો. ન્યાયાધીશની તરફ જોઈને તે બોલ્યો—"સાહેબ, કાળરાત્રીબાઈ પોતાની બહેનને મળીને હમણાંજ ગઈ છે અને તેથી હવે અમારા કેદીને લઈ જવા રજા આપશો?"

ન્યાયાધીશ—"હા, હવે તેને અહીં રાખવાની કાંઈ જરૂર નથી."

રામસિંહ આશ્ચર્ય પામીને બોલી ઉઠયો—"કાળરાત્રી! શું તે અહીં આવી હતી?"

અમલદારે જવાબ આપ્યો—"તેને આવી ગયે થોડી વાર થઇ."

રામસિંહ બોલ્યો—"મારે સુંદરીને મળવું છે. મારે તેની એકાંતમાં મુલાકાત લેવી છે. તમે તેને પૂછી જુઓ કે, તે મળી શકશે? તેની મરજી હશે તો હું મળીશ."

ન્યાયાધીશ બોલ્યો—"હું પોતે તેને તે વિષે પૂછી આવીશ."

આમ કહી ન્યાયાધીશ ત્યાંથી બહાર ગયો. પેલો અમલદાર ત્યાંજ ઉભો રહ્યો. તેના ગયા પછી રામસિંહ ઉંડા વિચારમાં પડયો. કુમુદિનીના મનમાં જુદાજ વિચાર આવતા હતા. કાળરાત્રીનું નામ સાંભળતાં રામસિંહને થયલો આનંદ તેના જોવામાં આવ્યો હતો.

થોડીવારમાંજ દરવાજો ઉઘાડીને ન્યાયાધીશ ગભરાયલી હાલતમાં ત્યાં આવ્યો. તે રૂપાળી અને માનકુંવરનો હાથ પકડીને ઘસડી લાવતો હતો.

તે બેઉ છોકરીઓના ચહેરા આનંદથી પ્રફુલિત થઈ રહ્યા હતા. પોતાની ઉપર કેવું ભય આવી પડયું છે તેની તેમને દરકાર ન હોય એવો તેમનો દેખાવ હતો.

આ જોઈ અમલદારે અધીરાઈથી પૂછયું—"શું કાંઈ નવો બનાવ બન્યો છે?"

ક્રોધથી ધ્રુજતે અવાજે ન્યાયાધીશે કહ્યું—"આપણી કેદી–સુંદરી નાશી ગઈ છે! ખુની છટકી ગઇ!"

---

## પ્રકરણ ૬૦ મું.

### રૂપાળી અને માનકુંવર.

આ સાંભળતાંજ કુમુદિની અને પેલો અમલદાર બેઉ એક સાથે બૂમ પાડી ઉઠયાં, પણ રામસિંહ તે સાંભળી કાંઇ આશ્ચર્ય પામેલો ન જણાયો. પોતે જાણે આવો કાંઇ બનાવ બનનાર હોય તે અગાઉથી જાણતો હોય એવો જણાયો.

ન્યાયાધીશ બોલ્યો—"આ બનાવનો છેડો કાંઈ એમજ આવનાર નથી. ખુનીને નાશી જવામાં મદદ કરનારે વાજબી પણ સખત શિક્ષા ખમવી પડશે."

અમલદારે પૂછયું—"પણ નાશી જનાર ખુનીને પકડવા માટે તમે કાંઇ ઉપાય કર્યો કે નહિ?"

ન્યાયાધીશે ઉત્તર આપ્યો—"આ ખુની છટકી ગઈ, તેથી હું એટલો તો

ગુચવાઈ ગયો છું કે, મને તે વિષે કાંઈ વિચાર આવતો નથી."

અમલદારે કહ્યું–" હું મારા માણસોને ચારે દિશામાં દોડાવીને તે નાશી જનારને શોધી કાઢીશ."

અમલદારને જતો અટકાવીને ન્યાયાધીશ બોલ્યો–"થોડીવાર સબૂર કરો. સુંદરીના ચોકીદાર તરીકે જે સીપાઈઓ હતા તેમને અત્રે મોકલો. તેઓએ તો આ નાશી જનારને મદદદ નથી કીધી, તે વિષે મારે તપાસ કરવી છે."

અમલદાર બોલ્યો–" હા, એ પણ ખરૂં છે. હું તેમને હમણાંજ મોકલું છું." આમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

થોડીવાર સુધી બધા ગુપચુપ બેશી રહ્યા. પછી ન્યાયાધીશે માનકુંવર અને રૂપાળીને કહ્યું કે " તમારી બાઈ કેવી રીતે નાશી ગઈ તે નહિ જણાવો તો તમારા શા હાલ થશે તે તમે જાણો છો ?"

ધીમે પણ દૃઢ અવાજે રૂપાળીએ ઉત્તર દીધો–" તમને અપમાન કરવાની અમારી ઈચ્છા નથી પણ આ બાબત વિષે અમે તમને કાંઈ પણ કહીશું નહિ."

માનકુંવર બોલી–" જો અમે તમને ખરી વાત કહી દઈશું તો તેથી અતિ ઘણું નુકશાન થવાનો સંભવ છે. આજના કરૂણારસિક બનાવથી અમને ઘણુંજ લાગે છે પણ આ બાબત વિષે અમે કાઇ બોલનાર નથી."

ન્યાયાધીશે પૂછ્યું–" આજના બનાવ વિષે તમે શું જાણો છો ?"

રૂપાળીએ જવાબ આપ્યો–" આ ખુન શાથી થયું તે વિષે અમે તદન અજ્ઞાન છીએ, પણ અમારી બાઇને કાંઈ એવું કારણ તો જરૂર મળેલું હોવું જોઇએ કે, જેથી તેને ખુન કરવાની ફરજ પડે."

આ વાત થતી હતી તે વખતમાં અમલદાર પોતાની સાથે ચાર સીપાઇઓ લઇને અંદર આવ્યો. આ બે કલાકના વખતમાં તેમણે સુંદરીની ચોકી કીધી હતી. બે ચોકીદારો દરવાજા આગળ ચોકી કરનાર હતા અને બે પાછલી બાજુની બારી નીચે ચોકી કરનારા હતા.

ન્યાયાધીશે તેમને જોઈ પોતાની તપાસ શરૂ કીધી. બારીની ચોકી કરનાર કાંઈ પણ ખુલાસો કરી ન શકયા. તેમને કાંઈ ખબર નથી એવી ખાત્રી કર્યા પછી દરવાજા ઉપરના બેઉ ચોકીદારોને તપાસવા માંડયા.

પહેલા ચોકીદારે કહ્યું–" રૂપાળી સાથે મેં કાળરાત્રી અને સુંદરી વિષે વાતો કરી હતી ખરી. તે વખતે તે છોકરીએ જાળી જોઈ દરવાજો ઉઘાડી મને સુંદરી દેખાડી હતી. જ્યાં સુધી હું ચોકીદાર હતો ત્યાં સુધી કાળરાત્રી મુદ્દલ આવી ન હતી એવી મારી ખાત્રી છે." ( પણ ન્યાયાધીશે તેને વધારે બહોશ

કરવાથી તેણે સોગન ખાઇને તે વિષે ખાત્રી આપવાની ના પાડી. કારણ કે રૂપાળી સાથે તે વાત કરતો હતો તે વખતે ગુપચુપ કાળરાત્રી અંદર દાખલ થઈ હોય તો તે કહી ન શકાય. )

બીજા ચોકીદાર બહાદૂરે હ્યું કે–" મારે પણ રૂપાળી સાથે તે બેઉ બહેનો વિષે વાત થઇ હતી. તે વાત વખતે તે છોકરીએ મને જણાવ્યું કે, કાળરાત્રી પોતાની બહેન સુંદરી સાથે વાત કરતી હતી. મને તે વિષે ખબર ન હતી જાણી રૂપાળી આશ્ચર્ય પામી હતી. કાળરાત્રીને ઓરડામાંથી બહાર નીકળતી મેં જોઈ હતી, તેની સાથે મેં વાત કીધી હતી, પણ હું સોગન ખાઈને કહું છું કે, સુંદરીને બહાર નીકળતાં મેં દીઠી નથી."

પછી પેલા રખેવાળ અને તેની સ્ત્રીને ત્યાં બોલાવવામાં આવ્યાં. તેઓ પણ તે વિષે કાંઈ ખુલાસો કરી ન શકયાં, પણ એટલું તો કહ્યું કે, કાળરાત્રીને નીચે ઉતરતાં મેં દીઠી હતી. હું તેને ઓળખતો હતો તેથી મેં નમીને સલામ કીધી હતી. તેનો જવાબ આપી હસીને તે ચાલી ગઈ હતી. હું તેને જોતો ઉભો રહ્યો અને તે ઉતાવળે પગલે ચાલી ગઈ.

રખેવાળની સ્ત્રીએ કહ્યું–" મેં એ વિષે ખબર મેળવી તો મને એમ માલમ પડે છે કે, કાળરાત્રીને આવતી કોઇએ દીઠી ન હતી. બાકી તેને પાછી જતી ઘણા જણાએ જોઈ હતી. "

બધાનું સાંભળ્યા પછી ન્યાયાધીશ બોલ્યો–" કાળરાત્રીને આ ઘરમાં આવતી કોઇએ જોઈ નહિ તેનું કારણ તે ગુપચુપ આવી હશે તે હશે. તે પાછી પણ તેવીજ રીતે જતી હતી પણ તેને આ ભલો માણસ મળ્યો અને સલામ કીધી તેથી તેની તરફ બીજાઓનું ધ્યાન ખેંચાયાનું લાગે છે. તેમ તે પોતે એકલી અને પગે આવેલી જણાય–"

રખેવાળ વચ્ચે બોલી ઉઠયો–" જો ઘોડો લાવી હશે તો પેલી ઝાડીમાં બાંધ્યો હશે. "

અમલદાર બોલ્યો–" તેમ પણ કદાચ બની શકે, અને બીજો લાવી હોય તો પોતાની બહેનને લઇ જવા માટે પણ હોય. આ બધી તપાસથી આપણને એમ નથી જણાયું કે, કાંઇ શોધ મળી હોય ? "

ન્યાયાધીશ બોલ્યો–" મને પણ તેમજ જણાય છે. ( બેઉ છોકરીઓની તરફ આંખો કાઢી ) છોકરીઓ, તમે હવે એ વિષે ખુલાસો કરોછો કે નહિ ? તમે હવે હઠ મૂકી દો. તમારી હઠથી બીજાઓ ઉપર શક રહે છે. મને લાગે છે કે, આ બેમાંથી એક ચોકીદારે લાંચ લઇને સુંદરીને નાશી જવા દીધી છે."

બીજો સીપાઇ બહાદૂર બોલ્યો–"રૂપાળી ! તું જાણે તો છે કે હું નિર્દોષ છું!"

ગભરાઇ જઇ પહેલો સીપાઇ કાલાવાલા કરવા લાગ્યો, અને “ હું પણ નિર્દોષ છું એવી તું ખાત્રી નહિ આપે ? ”

દૃઢ અવાજે રૂપાળી બોલી–“ ન્યાયાધીશ સાહેબ, આ લોકો નિર્દોષ છે. હું સોગન ખાઇને કહું છું કે તેઓ નિર્દોષ છે. આ બેઉ જણા સાથે વાત કરવા ઉભા રહેવાની મારી મતલબ એટલીજ હતી કે, તેથી મારી બાઇને નાશી જવાની યુક્તિમાં સહેલાઇ થાય. એટલા માટે એ કામની હું એકલીજ અપરાધી છું અને–”

માનકુંવર બોલી ઉઠી–“ નહિ, બહેન, તું કાંઈ એકલી અપરાધી નથી. મેં પણ તે યુક્તિમાં ભાગ લીધો છે અને તેથી મારે પણ શિક્ષા ખમવી જોઇએ.”

આમ કહી બેઉ બહેનો એક બીજીને વળગીને રડવા લાગી. તેમની આંખો-માંથી આંસુની ધારા ચાલી.

થોડીવાર સુધી તો કોઈ કાંઈ બોલ્યું નહિ. આખરે રામસિંહ તે દેખાવ જોવાઈ ન શકાવાથી બોલ્યો–“ ન્યાયાધીશ સાહેબ, આ છોકરીઓ જેઓએ પોતાની બાઇ તરફ નિમકહલાલ રહીને તેને મદદ કરી છે તેમને તમે શિક્ષા કરશો ? ”

દલગીર અવાજે તેણે ઉત્તર આપ્યો–“ આ વખતે સખત થવા માટે મને દલગીરી થાય છે. કાયદા પ્રમાણે આ અપરાધ કાંઈ નાનો નથી, માટે મારી ફરજ બજાવવી જોઇએ. આ સિવાય બીજો કાંઈ–”

પણ તે બોલતો અટકી ગયો. રામસિંહ જાણી જોઈને વીંટી સાથે રમત કરતો હોય તેવી રીતે ન્યાયાધીશની નજરે તે પાડવા લાગ્યો. ન્યાયાધીશ તેની મતલબ સમજી જઇને બોલ્યો–“સરદાર સાહેબ, તમારે એ વિષે કાંઇ કહેવું છે”

વીંટી બતાવતો સત્તાધીશને અવાજે રામસિંહ બોલ્યો–“ આ છોકરીઓ ઉપર દયા કરી તેમને માફ કરશો એવી મારી ઈચ્છા છે. ”

ન્યાયાધીશ અને પેલો લશ્કરી અમલદાર એક બીજાની તરફ જોઇ ઇસા-રતો કરવા લાગ્યો. રામસિંહ પેલી વીંટીના જોરથી ન્યાયના કામમાં તેમને અડચણ કર્ત્તા થઇ પડયો હતો પણ તે વીંટીને તાબે થવા સિવાય તેમને બીજો ઇલાજ ન હતો. પોતે જાણતો ન હોય એવો દેખાવ કરીને ન્યાયાધીશ બોલ્યો– “ છોકરીઓ, તમે હજી બાળક છો તેથી તમને કેદખાનામાં મોકલવી સારૂં નથી, માટે તમને બેઉને બે મોહોરનો દંડ કરીને હું છોડી મૂકું છું. ”

રામસિંહે પોતાના ગજવામાંથી થોડા સોનાના સીક્કા કાઢીને ન્યાયાધી-શને આપતાં કહ્યું–“તમારો ન્યાય વ્યાજબી છે. એ છોકરીઓને તમે જે દંડની શિક્ષા કીધી તે દંડ હું આપુંછું. તમારા દંડની રકમ કરતાં આ વધારે છે. આ

રકમને તમે કોઈ સારા કામમાં વાપરશો એવી મારી ખાત્રી છે.”

પોતાનો છુટકો કોને લીધે થયો છે તે બેઉ છોકરીઓ સમજી ગઈ. પોતાની તરફ દયા દેખાડવા માટે ન્યાયાધીશનો અને ઉદારતા માટે રામસિંહનો તેમણે ખરા દીલથી આભાર માન્યો.

પછી ન્યાયાધીશ, અમલદાર, સીપાઇઓ વગેરે ત્યાંથી જતા રહ્યા. માત્ર રામસિંહ, કુમુદિની, અને આ બે છોકરીઓ એટલાં ત્યાં રહ્યાં, એટલે રામસિંહે પૂછયું–“ છોકરીઓ, તમે કયાં જવાનો વિચાર રાખ્યો છે? તમારી બાઇ તમને શી સલાહ આપી ગઇ છે?”

રૂપાળીએ જવાબ આપ્યો–“ અમારો વિચાર તમારી સાથેજ મુસાફરી કરવાનો છે. અમને થોડા વખતમાં અમારી બાઈ તરફથી વધારે સલાહ મળશે એવી ખાત્રી છે. બાકી તમે જે રીતે સલાહ આપશો તે રીતે ચાલવાને અમે તૈયાર છીએ.”

રામસિંહ બોલ્યો–“ કમનસીબ ચંદનના પ્રેતને અગ્નિ સંસ્કાર કરવાની ગોઠવણ કરીને હું મુસાફરી શરૂ કરવા વિચાર રાખુછું.”

રામસિંહે તે પ્રમાણે ગોઠવણ કર્યા પછી પોતાની મુસાફરી ચાલુ કીધી. રાત પડતાં તેઓ એક ગામડા આગળ આવી પહોંચ્યા. ત્યાંની ધર્મશાળામાં ઉતારો કરી, જમી કરી પરવાર્યા પછી માણસોને સવારના વહેલા ઉઠવાની તાકીદ કરી રામસિંહ સુઈ ગયો.

તેને ઉંઘ ન આવી. તેનું મન વિચાર યુકત થઇ ગયું હતું. તેને થાક અતિ લાગ્યો હતો છતાં તે જાગતો પડી રહ્યો. સુંદરીએ કરેલું ખુન તેની નજર આગળથી ખસતું ન હતું.

તે સાથે તેને બીજા પણ કેટલાક વિચારો આવતા હતા. વિચાર કરતાં તેના મનમાં શક ઉત્પન્ન થતો હતો. જે રાતના કાળની સાથે તે લડી આવ્યો, તેની પ્રભાતના રાયપુરના ઉતારાના તેના ઓરડામાં કાળરાત્રી તેને મળી ગઈ હતી. તે વખતે તે એમ બોલતી હતી કે, તે પોતાને દેશ જશે. તે દેશ ઘણે દૂર દેખાડતી હતી. તે છતાં તે આજ સવારના રાયપુરથી એક દિવસની મુસાફરીમાં તે પાછી દેખાઇ હતી. આ તો અજાયબ જેવું ન મનાય એવું હતું? તે છતાં તે દિવસની મુસાફરીમાં સુંદરીએ રામસિંહને કહ્યું હતું કે, આઠ દિવસ થયા કાળરાત્રીના તેને કાંઈ સમાચાર ન હતા. તે છતાં આ બેઉ બહેનો ચોકસ જગાએ મળવાને એક બીજાને કેવી રીતે કબૂલ થઇ હશે? પણ કદાચ આ મુલાકાત વિષે તેઓએ રાયપુરમાંજ ગોઠવણ કરી મૂકી હશે! અને તેથી તેણે સુંદરીને કાંઈ પણ સંદેશો મોકલ્યો ન હોય એ બની શકે એવું હતું.

ત્યારે સુંદરીએ તે વાત તેને કેમ ન જણાવી? હા, કદાચ એમ હોય કે, સુંદરી તેને ચહાતી હતી તેથી તેને પોતાની બહેનની અદેખાઇ લાગી હોય?

જેમ જેમ આવા વિચારો તેના મનમાં આવવા લાગ્યા તેમ તેમ તે વધારે ગુચવાવા લાગ્યો.

આવા વિચારોમાં થોડીવાર પછી તેની આંખમાં ઉંઘ આવવા માંડી, પણ તે વખતે કોઈ માણસના પગનો સંચારો તેને જણાયો તેથી તેની આંખ પાછી ઉઘડી ગઇ. જુએ છે તો સુંદર કાળરાત્રી તેના બીછાના પાસે આવીને ઉભી હતી.



## પ્રકરણ ૬૧ મું.



### કાળરાત્રીનો ફરીથી મેળાપ.

દીવાને અજવાળે તે કાળરાત્રીજ જણાઈ. પ્રતાપસિંહની છાવણીમાં તેની સાથે પહેલી મુલાકાત થઇ તે વખતે તેણે જે પોશાક પહેર્યો હતો તે પોશાકમાં હાલ પણ તે હતી. તે આ વખતે હસતી હતી. તેની આંખો એવી તો ચમકતી હતી કે, માણસ તેની તરફ જોવાની શક્તિ ધરાવતું ન હતું. તેના એક કટાક્ષથી કોઈ પણ મોહિત થઇ જતું.

રામસિંહ તેની તરફ જોઇ રહ્યો. તેના મોઢામાંથી એક પણ શબ્દ નીકળી ન શક્યો. થોડીવાર સુધી કાળરાત્રી પણ કાંઈ ન બોલી. રામસિંહના બોલવાની રાહ જોતી તે ઉભી રહી, પણ જ્યારે તે ન બોલ્યો, ત્યારે કાળરાત્રી મધુર અવાજે બોલી—"રામસિંહ, મારા મિત્ર—મારા મદદગાર—મારો છુટકો કરનાર, હું તમારી પાસે ફરીથી આવી છું!"

રામસિંહને આટલીવાર સુધી બધું સ્વપ્ન જેવું દેખાતું હતું. તે બોલ્યો—કાળરાત્રી, ખરેખર તું છે? મને તારૂં સ્વપ્ન તો નથી આવતું? પણ નહિ, નહિ આ સ્વપ્ન નથી. એ તુંજ છે! સુંદર કાળરાત્રી—વહાલી કાળરાત્રી એ તુંજ છે! પણ મને કહે તું અત્રે શા માટે આવી? તું કેવો રીતે આવી? શું તું કાળના કબજામાંથી છુટી થઈ?"

તે સુંદર સ્ત્રી બોલી—"રામસિંહ, મારે તમારી સાથે ઘણી વાતો કરવાની છે, પણ આવી વખતે ઓચીંતી હું તમારી પાસે આવી છું તેથી તમને ગુસ્સો નથી ચઢયોને?"

રામસિંહ અતિ માયાથી બોલ્યો—"કાળરાત્રી, તારો ઉપર તે ગુસ્સો હોય? તને મારી પાસે આવેલી જોઈ મને તો અત્યાનંદ પ્રાપ્ત થયો છે."

કાળરાત્રી તે સાંભળીને બોલી–"તમે તો હમેશ મારી તરફ માયાળુજ છો, પણ તમને તે રાત યાદ છે? પેલી લડાઇમાંથી આવ્યા પછી તમે શું બોલ્યા છો તે તમને સાંભરે છે?"

રામસિંહે કહ્યું–"તેનો એક શબ્દ પણ હું ભૂલી ગયો નથી. તેમ હવે પછી ભૂલી જનાર નથી."

થોડીવાર રહીને કાળરાત્રી બોલી–"ત્યારે રામસિંહ, તમે મને ચહાઓછો?"

રામસિંહ બોલી ઉઠયો–"તને એ વિષે શક છે? હજી તારી તે વિષે ખાત્રી નથી થઇ?"

તેની તરફ તાકીને જોતી તે બોલી–"શા માટે તે વિષે હું શક લાવું? મને કાંઇ શક લાવવાને કારણ મળ્યું નથી."

રામસિંહની તરફ તે જોઈ રહી. રામસિંહે તેનો હાથ પકડયો હતો તે પણ છોડવવાની તજવીજ તેણે ન કરી. થોડીવાર ચુપ રહ્યા પછી તે બોલી–"હા, મારી કાળી ચામડી છે છતાં તમે મને ચહાઓ છો! મારી તે વિષે ખાત્રી છે! તમારો પ્રેમ મારી ઉપર છે તે હું જાણું છું–"

તે બોલતી અટકી પડી. તે ચોંકેલી જણાઈ. રામસિંહના જોવામાં તે પણ આવ્યું. તે જોઈ રામસિંહ બોલ્યો–"કાળરાત્રી, તું દુઃખી છે? મને જણાય છે કે, તને કાંઇ દુઃખ થાય છે ખરૂં!"

આંખમાંથી આંસુ પાડતી–રડતી રડતી કાળરાત્રી બોલી–"નહિ, નહિ, હું દુઃખી નથી! હું સુખી છું!"

રામસિંહ ઉભો થતો બોલ્યો–"કાળરાત્રી, તું રડે છે? શા માટે રડે છે? મારી વહાલી, તું છાની રહે!"

રડતી આંખે કાળરાત્રી બોલી–"આવા ભયંકર અપરાધો થાય તેથી શું મારે રડવું ન જોઇએ? રામસિંહ, હું દુઃખી છું. તમે મને ચહાતા ન હોત તો મારી જીંદગી તદન કંગાલ થઇ જાત. મારૂં આ દુનિયામાં કોઈ ન રહેત!"

રામસિંહ તેની તરફ માયાથી જોતો બોલ્યો–"કાળરાત્રી, તારૂં કહેવું હું સમજું છું. તારી બહેનને લીધે તારૂં અંતઃકરણ ચીરાયછે–તેને લીધે તને દુઃખ થાય છે?"

કાળરાત્રી બોલી–"મને રડવું કેમ ન આવે? હું સુખી કેમ થાઉં? કાળની પુત્રી હું કહેવાઉંછું, અને કાળે હજી મારા ઉપરનો પોતાનો કબજો પૂરે-પૂરો છોડયો નથી. તે છતાં મારી બહેન જેમ જેમ તેના કબજામાં આવતી જશે તેમ તેમ મારી ઉપરથી તે પોતાનો કબજો ઓછો કરશે. તે સુંદરતાની દેવી છે, છતાં તેણે ઇશ્વર ભક્તિથી પોતાનું દીલ ફેરવી નાંખી મહા પાપ કર્યું છે.

જો તે યોગિની થઈ હોત તો સુખી થાત. પણ તે મૂકી દેતાં તેણે ખોટું કર્યું છે. કાળે તેની ઉપર પોતાની સત્તા ચલાવવા માંડી છે. મારે બદલે તે હાલ તો તેનું હથિયાર થઈ પડી છે. રામસિંહ, મારી બહેનના અપરાધથી તમે તો મારો તિરસ્કાર નથી કરતાને ?'

રામસિંહે ઉત્તર આપ્યો-" નહિ, નહિ, તારો તિરસ્કાર મારે શા માટે કરવો ? તારે વિષે તો મેં સુંદરીને ખાત્રી આપી છે."

પ્રેમથી તેની તરફ જોતી કાળરાત્રી બોલી-" હા, સુંદરીએ મને તે વિષે કહ્યું છે. હું પણ તમારે મોઢેથી તે વિષેની ખાત્રી કરવાને આતુર હતી. અહા ! મારા ઉદાર દીલના મિત્ર-મારા બહાદુર મદદગાર, મારી તરફની તમારી માયા માટે હું તમારો કેટલો આભાર માનું ! "

રામસિંહ જુસ્સાથી બોલી ઉઠયો-" કાળરાત્રી, કાળરાત્રી ! તું મારીજ છે-હું તારોજ છું ! "

ધ્રુજતે પણ ધીમે અવાજે આશ્ચર્ય પામ્યાનો દેખાવ કરીને કાળરાત્રી બોલી-" રામસિંહ ! " તું મારીજ છે-હું તારોજ છું " આમ બોલવાની શી મતલબ ? "

સુંદર ચહેરા તરફ જોતો રામસિંહ બોલ્યો-" કાળરાત્રી, હું તને ચહાઉં છું ! તું મને ચહાએ છે ? હા, મારી વહાલી, હું તને ચહાઉં છું. હું તને ચહાતો હતો તેથીજ કાળને હું જીતી ન શકયો. તેણે તેથીજ મારી ઉપર જીત મેળવી. કાળરાત્રી, તું મારી પાસે કેમ આવી શકી ? શું કાળે તને તેમ કરવા રજા આપી અથવા તો મને પણ પોતાના કબજામાં તે લેવા માગે છે ? "

તેની છેક પાસે આવીને તે બોલી-" રામસિંહ, લડાઈની પ્રભાતના હું તમારી પાસે આવી તે વખતે મેં શું કહ્યું હતું તે તમને યાદ છે ? કાળની ઉપર પણ તે ઇશ્વરની સત્તા છે. તે સત્તાના જોરથી તમારી લડાઈનું પરિણામ શું આવ્યું તે હું પામી ગઇ હતી. તે ઈશ્વરની કૃપાથી મરજી પ્રમાણે ચાલવાને હું શક્તિવાન થઈ છું. તેનીજ કૃપાથી તમે કરેલી ચાર સરતોમાંની બે સરતોમાંથી છુટા થયા છો. તેનીજ કૃપાથી હું આજ તમને મળી શકી છું."

વિચારમાં પડીને રામસિંહ બોલ્યો-" તે બે સરતો કઈ ? "

કાળરાત્રીએ ઉત્તર આપ્યો-" તે બે તમારા લાભનીજ છે. એક તો સુંદરીને તમારી સાથે ઉજ્જન લઇ જવાની અને બીજી તો મારી મુલાકાત ન લેવાની."

આતુરતાથી રામસિંહ બોલ્યો-" શું આ બે સરતોથી હું છુટયો છું ? ઈશ્વરનો કેટલો આભાર ! "

કાળરાત્રી બોલી–" હા, તમે તેમાંથી છુટયા છો. હું તમને હવે વગર અડચણે મળી શકીશ, પણ મને મારૂં છુટાપણું એક સરતે મળ્યું છે. "

રામસિંહે પૂછયું–" તે સરત શી છે ? "

કાળરાત્રીએ જવાબ આપ્યો–"તે સરત હવે મારે કહેવા જેવી રહી નથી. તે તો તમે પૂરી કીધી છે. "

રામસિંહે પૂછયું–" મેં પૂરી કીધી ? "

કાળરાત્રી ( શરમાઇને )–" હા, તે સરત તમે પૂરી કીધી છે. તે સરત તમારો પ્રેમ છે. આપણે બેઉ જણુ જાણે એક બીજાને માટેજ સરજાયાં હોઈએ એમ મને જણાય છે. તમે મારી તરફ આશ્ચર્ય પામીને કેમ જુઓ છો ? "

રામસિંહ બોલ્યો–" નહિ, નહિ, હું તને આશ્ચર્ય પામીને જોતો નથી, પણ તારૂં બોલવું સાંભળીને મને આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું. "

કાળરાત્રી થોડીવાર રહી બોલી–" જે સરતે હું છુટી થઇ હતી તે સરત એ હતી કે, કોઈ પણ શુરવીર નર જેણે કોઈની ઉપર પણ પોતાનો પ્રેમ બાંધ્યો ન હોય એવાને મારે મારો પ્રેમ અર્પણ કરવો. હું ધારૂંછું કે, તમે તમારો પ્રેમ મનેજ પ્રથમ અર્પણ કરો છો ? "

રામસિંહ બોલ્યો–" હા, તેમજ છે. કાળરાત્રી, હું તારોજ છું ! "

થોડીવાર સૂધી કાળરાત્રી, રામસિંહના સુંદર ચહેરા તથા યુદ્ધસ્વી બાંધા તરફ જોતી ઉભી રહી. રામસિંહ પણ તેની તરફજ જોવા લાગ્યો. બેઉના મોઢામાંથી એકે શબ્દ નીકળી ન શકયો. આખરે રામસિંહે પૂછયું–" કાળરાત્રી, મને કહે કે, તું મારી પત્ની થઇશ–મારા સુખ દુ:ખની ભાગીદાર થઈશ ? "

આટલું બોલતાં તેનો અવાજ ધ્રુજતો હતો. રામસિંહે આવી હાલત આ પહેલીજ વખત અનુભવી.

કાળરાત્રી પણ તેનો ગુચવાડો સમજી ગઈ. તે ધીમે સાદે બોલી–" શું હું તમારી પત્ની થાઉં ! "

રામસિંહ બોલ્યો–" હા, તું મારી પત્ની થઈશ ? કાળરાત્રી, મને કહે કે, સરદાર બહાદૂર પ્રતાપસિંહે મારે વિષે તને કાંઇ જણાવ્યું છે ? "

કાળરાત્રી બોલી–" તેણે તમારે વિષે મને ઘણું કહ્યું છે, પણ તમે કઇ ચીજ જાણવા માગો છો તે હું જાણી શકતી નથી–"

આનંદ પામીને રામસિંહ બોલ્યો–" બસ, કાળરાત્રી, ઘણું થયું ! મારે વધારે જાણવાની ઈચ્છા નથી. કાળરાત્રી, હું તને ખરા અંત:કરણથી ચહાઉં છું. મારી ખાત્રી થાય છે કે, તું મનેજ ચહાય છે ! "

કાળરાત્રી પ્રેમથી બોલી–" રામસિંહ, તમે એક ગરીબ હો અને તે

વખતે તમને હું જેટલો ચાહી શકું તે કરતાં વધારે તમે એક રાજા હો ત્યારે ચાહી ન શકું !"

તેની તરફ જોતો રામસિંહ બોલ્યો-"કાળરાત્રી, હું તને ફરીથી એકવાર પૂછું છું કે, તું મારી પત્ની થઇશ ?"

કાળરાત્રીએ ઉત્તર આપ્યો-"હા, હું થઈશ. પણ તમે માળવાના સરદાર છો, અને હું તો ઘણા દૂરના દેશની રહેવાસી છું. તમારા સગાવહાલા મોટા લોકો હશે અને મારી તો એક ખુની બહેન છે, તે વિષે તમે કાંઇ વિચાર કર્યો? તમારા સગાઓ મને કબૂલ કેમ કરશે ?"

રામસિંહે ઉત્તર આપ્યો-"કાળરાત્રી, તે વિષે તારે કાંઇ ધાસ્તી ન રાખવી. હું મારો પોતાનો મુખત્યાર છું. તારી બહેન જો માળવામાં આવશે તો મારી પોતાની જાગીરમાંથી તેને થોડો ભાગ કાઢી આપીશ અને ત્યાં એકાંતમાં તે પોતાનો વખત ગુજારશે."

આભારથી આંસુ પાડતી કાળરાત્રી બોલી-"તમે કેવા ઉદાર છો ! તમારાં હું કેટલાં વખાણ કરૂં ! પણ સુંદરી વિષે તમારે ચિંતા ન કરવી. તે હાલ અમારી જન્મભૂમિ તરફ રવાના થઈ છે. ત્યાંથી તે કદી પણ પાછી ફરનાર નથી. મારી તે અપરાધી બહેન અને હું હમેશને માટે છુટાં પડયાં છીએ."

રામસિંહ બોલ્યો-"ત્યારે તે વિષે ધાસ્તી રાખવા જેવું તારે રહ્યું નથી. તું મારી પત્ની થતાં તો-પણ નહિ, હાલ તે જાણવાની જરૂર નથી. જ્યારે વખત આવશે ત્યારે તેની વાત થઈ રહેશે."

આ વખતે દીવામાં તેલ થઇ રહેવાથી તે ઝાંખો થવા લાગ્યો. તે જોઇ કાળરાત્રી તુરત ઉભી થતાં બોલી-"મારા વહાલા, મારા થનાર નાથ, હવે હું તમારી રજા લઉંછું. રૂપાળી અને માનકુંવરને મારા આવ્યાની ખબર છે. તેમનાથી તમારો ઓરડો મેં શોધી કાઢયો છે. હાલ તો હું તેમના ઓરડામાં જાઉં છું. સવારના પહોરમાં તમારી સાથે મુસાફરો કરવાને હું તૈયાર થઈશ."

રામસિંહ આનંદ પામીને બોલ્યો-"તેના જેવો બીજો આનંદ મને આખા જન્મમાં નહિ મળે. મારા દેશની હદમાં દાખલ થતાંજ તારી સાથે લગ્ન કરવાની હું ગોઠવણ કરીશ."

કાળરાત્રી બોલી-ત્યારેજ હું સુખી થઇશ."

આમ બોલતાંની સાથે કાળરાત્રી ઓરડામાંથી બહાર નીકળી ગઇ અને દીવો તુરત ઓલવાઇ ગયો.

—o0o0o—

## પ્રકરણ ૬૨ મું.

### ગરીબ કુમુદિની.

પ્રભાત થવા આવી છે. પક્ષીઓ ચીંચીં કરવા લાગ્યાં છે. ગામડાના લોકો પોતાના ખેતર તરફ જવા નીકળ્યા છે. આવે વખતે કુમુદિની પોતાના ઓરડામાં કોઈનાં પગલાં સાંભળી જાગી ઉઠી. તે બીછાનામાં બેઠી થઇ. તેની પાસે કોઇ સ્ત્રીનો આકાર ઉભેલો જણાયો. વધારે બારીકીથી જોતાં તે સ્ત્રી સુંદરી જણાઇ. સુંદરી અહીં ક્યાંથી ?

ઓરડામાં થોડીવાર સુધી તો તેણે આસપાસ જોયા કર્યું. પછી તે ધીમે અવાજે બોલી—" ચુપ રહેજે, બૂમ ન પાડતી. મારૂં ધારવું ખરૂં પડયું છે. આ રહ્યું તે બખતર. હું ઠગાઈ નથી."

સુંદરીના આવા શબ્દો સાંભળી કુમુદિની બીહી ગઇ. તેને લાગ્યું કે, રાજ્ય કેદીઓને છોડવવામાં તેણે જે ભાગ લીધો હતો તે માટે તે તેને ઠપકો આપશે. આવી ધારણાથી તેણે પૂછયું—" કઇ બાબતની ખાત્રી થઈ ? શી બાબતમાં તમે ઠગાયાં નથી ?"

તેની તરફ જોતી સુંદરી બોલી કે—" રામસિંહની સાથે મુસાફરી કરનાર તેનો અજાણ્યો મિત્ર તુંજ છે એ બાબતમાં ! પણ વચમાં બોલ્યા વગર હું કહુંછું તે સાંભળી લે. જે વખતે તું નદીમાં ડુબી મરતી બચી તે વખતે તને મારા તંબુમાં લઇ જવામાં આવી, અને તે સાંજના હું કિલ્લામાં રહેવા ગઇ તે વખતે તને પણ સાથે લઇ ગઇ. ત્યાં તું કેટલા દિવસ સુધી રહી. તે ઠેકાણે મેં તને મારી મિત્ર તરીકે રાખી કે પારકી તરીકે તને જાણી ?"

ધીમે અવાજે કુમુદિનીએ જવાબ આપ્યો—" તમે મારી તરફ ઘણી માયા અને ઉદારતાથી વર્ત્યાં હતાં, અને તમારી ઉદારતા અને ભલમનસાઇનો મેં ખોટો લાભ લીધો એમ કહી તમે મને ઠપકો આપવા આવ્યાં હશો !"

સુંદરી બોલી—" મારો ઠપકો શું ખોટો છે ? કુમુદિની, તેં તેનો ખોટો લાભ શા માટે લીધો ?"

કુમુદિની થોડી ગભરાઇ ગઇ, તે છતાં દૃઢ અવાજે બોલી—" મારો ખુલાસો તમે સાંભળી લ્યો. કોઇ ન કહેવાય એવા કારણથી મેં એક અશક્ય કામ કરવાનું મારે માથે લીધું હતું. તે કામ રાયપુરના કિલ્લામાંથી ત્રણે રાજ્ય કેદીઓને છોડવવાનું હતું. મારા ઝુંપડામાંથી તે કામ માટે મોટી મુશ્કેલીએ તથા કેટલુંક દુઃખ ખમીને હું રાયપુર આવી પહોંચી હતી. સવારના પહોરમાંજ તે કિલ્લો જોવાની મતલબે હું નીકળી. તે વિષે તપાસ કરતાં મને માલમ

પડયું કે, નદીને રસ્તે ત્યાં દાખલ થવાનો એક રસ્તો હતો, પણ તે રસ્તા માટે ભય ભરેલી વાતો ચાલતી હતી. તે છતાં પણ મેં તો તેજ રસ્તે કિલ્લામાં દાખલ થવાનો વિચાર રાખ્યો. તે વખતે નદીમાં પાણી ઘણું ન હતું તેથી કિનારે કિનારે પથ્થરો ઉપર ચાલીને હું જવા લાગી, પણ ભોગ જોગે મારો પગ છટકી ગયો અને હું નદીમાં પડી ગઈ. તેમાંથી સરદાર રામસિંહે મને બચાવી. મને આ અકસમાત નડયો તેથી તમારી ઓળખાણ થઇ. તમારી સાથે જે વખતે હુ કિલ્લામાં દાખલ થઇ તે વખતે કાંઈ પણ ઠગાઈ કરવાનો વિચાર મારા મનમાં ન હતો, અને તે કિલ્લાને લગતી જે ખબર મને મળી તેનો મેં ઉપયોગ કર્યો ન હતો. એ તો પાછળથી મને થોડી મદદ કરતા થઇ પડી."

સુંદરી બોલી–"પણ કુમુદિની, તું જે વખતે કિલ્લામાં દાખલ થઈ તે વખતે તારી તેજ મતલબથી દાખલ થઈ હતી. શું તું જાણતી ન હતી કે, હું પ્રતાપસિંહના રક્ષણ નીચે છું ?"

કુમુદિનીએ કહ્યું–"બાઇ, મેં તમને એક વખત કહી દીધું કે, મારી તેવી મતલબ ન હતી, પણ ભોગ જોગે તે સહેલાઇ મને મળી ગઈ. તે કેદીઓને કયાં રાખવામાં આવ્યા હતા તે પણ હું જાણી ગઇ. તે સાથે દરરોજ માટે જે છુપો શબ્દ ઠરાવવામાં આવતો હતો તે તમે રૂપાળી અને માનકુંવરને કહેતાં તે હું સાંભળતી. જે દિવસે હું તમારી રજા લઈ મારે રસ્તે જવા નીકળી તે દહાડા માટે ઠરાવેલો શબ્દ પણ મારા સાંભળવામાં આવ્યો. તેની મદદથી કિલ્લાને પાછલે રસ્તે હું દાખલ થઇ અને મારે હાથે તે રાજ્ય કેદીઓ છુટવા પામ્યા."

સુંદરી બોલી–"કુમુદિની, તારૂં ખરાપણું જોઈ મને આનંદ થાય છે. એક કબૂલાત હું તારી સાથે કરવા માગું છું તે પ્રમાણે તું ચાલશે તો મને વધારે આનંદ થશે."

કુમુદિની બોલી–"બોલો, બોલો. તમે શું કહેવા માગોછો ? હું તમારા આભારમાં છું."

સુંદરીએ પૂછયું–"ગઈ કાલ રાતના મારે હાથે જે કામ થઇ ગયું તેમાં મારો વધારે અપરાધ નથી એમ તુ માને છે ?"

કુમુદિનીએ ઉત્તર દીધો–"હા. મારૂં તેમ માનવું છે ખરૂં. કાંઈ પણ ખાસ કારણ વગર તે અપરાધ તમે કર્યો નહિ હોય એવી મારી ખાત્રી છે. સુંદરી, તમે આ ઠેકાણે આવ્યાં છો તેમાં કેટલો જોખમ સમાયલો છે તેનો તમે વિચાર કર્યો ?"

સુંદરી બોલી—" કુમુદિની, મારે વિષે તું ધાસ્તી ન રાખ. કોઈ છુપી શક્તિ મારૂં રક્ષણ કરે છે. હું આવીછું તે તારેજ માટે આવીછું. તે છુપી વાત—"

કુમુદિની બોલી—" બાઇ, મારાથી તમે બીહશો નહિ, હું તમને ફસાવનાર નથી. તમે જે કબૂલાત મારી પાસે કરાવવાનાં હતાં—"

સુંદરીએ કહ્યું—" તે સરત સહેલી છે. મેં તારી તરફ જે માયા દેખાડી છે તેને લીધે તું તે કબૂલ કરશે, પણ તું આનાકાની કરશે તો ? "

તેના શબ્દોથી લેવાઈ જઇ તે બોલી—" બોલો બોલો ! હું તમારૂં બોલવું કબૂલ કરીશ. જલદી બોલો, સૂર્ય ઉગવાની તૈયારીમાં છે. મારે તૈયાર થવું જોઇએ.

તેની તરફ તાકીને જોઈ રહેતાં સુંદરી બોલી—" રામસિંહની સોબત છોડીને તારે એકલી નીકળી જવું. "

કુમુદિની બોલી—" આજને આજ—હમણાં—એકદમ ! "

દૃઢ અવાજે સુંદરી બોલી—" હા હમણાંજ તારે તેની રજા લઇ તેનાથી છુટી પડવું. "

કુમુદિની નિરાશ થઈ બોલી—" બાઇ હું તમારા ઉપકારમાં દબાયલી છું, તમારૂં કહેવું મારે કબૂલ છે. "

તેનો હાથ પકડી સુંદરી બોલી—" કુમુદિની, તારો ઉપકાર થયો. આ હું તને મળવા આવી છું તે છુપી રીતે આવી છું, તે તું છુપું રાખજે. મારા કહ્યાથી તું રામસિંહથી છુટી પડે છે એ પણ તેને જણાવતી નહિ. "

કુમુદિનીએ કહ્યું—" એ પણ તમારૂં કહેવું મારે કબૂલ છે. "

સુંદરી તેથી આનંદ પામીને બોલી—" કુમુદિની, મેં તારી ઉપર જે ઉપકાર કર્યો હતો તેનો બદલો તેં મને આજ વાળી આપ્યો છે. ચાલ, હવે હું જાઉંછું. "

આમ કહી તે ત્યાંથી ચાલી ગઈ. કુમુદિની દલગીર દીલે પોતાના બીછાના ઉપરથી ઉઠીને ઉભી થઇ. તેના શરીરમાંથી બધી શક્તિ નીકળી ગઇ હતી. જે પુરુષને તે ચહાતી હતી, અને જેની બાજુમાં રહીને તે લડી હતી તેને મૂકીને તેને જવું પડતું હતું તેથી તેને અતિ દુઃખ લાગતું હતું.

તેણે પોતાનું બખતર પહેરી લીધું. તે વિચારમાં ગરકાવ થઈ ગઇ. તેને તેનાથી છુટું પડતાં શા માટે દુઃખ થવું જોઈએ ? શું કાળા કિલ્લાની પાસેથી તો તેનાથી તે છુટી પડનાર ન હતી ? કાળો કિલ્લો એક દિવસની મુસાફરીએ હતો, પણ તે એક દિવસ પોતાના પ્રેમની મૂર્તિ પાસે રહેવું તેને સુખવાસી થઇ પડત.

તે તૈયાર થઇને નીચે ઉતરી. રામસિંહ આ વખત પોતાના ઘોડાવાળાને

કાંઈ હુકમ આપતો હતો. કુમુદિનીને આવતી જોઈ તે તેની તરફ વળ્યો. તે સરદાર બોલ્યો—"આવ, મારા છુપા મિત્ર, કેમ છે? તારા બખતરનો તને ભાર નથી લાગતો? હવે તો તારે તે થોડા વખત પહેરવું છે એટલે તેનું કાંઈ નહિ."

ઘણી મુશ્કેલીએ કુમુદિની બોલી—"તે વખત હાલ પાસે આવી પહોંચ્યો છે. હું તમને મારૂં નામ કહી તથા મોહું દેખાડીને તમારાથી છુટો પડવા માગુ છું. કદાચ તમને પાછો મળી નહિ શકું."

રામસિંહ આશ્ચર્ય પામીને બોલ્યો—"પાછો મને નહિ મળે! આ શા માટે! એમ કરવાનું કાંઈ કારણ? મારી મિત્રાચારી તું ભૂલી જવા માગે છે?"

કુમુદિની બોલી—"મને એ વિષે પૂછશો નહિ. એ વિષે મારાથી કાંઈ કહેવાય તેમ નથી."

રામસિંહ બોલ્યો—"નહિ, નહિ, તારાથી એમ જવાશે નહિ. તું તારૂં નામ મને જણાવીશ તો શું થયું. તારો ચહેરો જોવા પછી, પણ હું તને જવા દેનાર નથી."

કુમુદિની બોલી—"પણ હું રહી શકનાર નથી."

રામસિંહ તેની હઠ જોઇ નાઈલાજ થયો. તે બોલ્યો—"મારા ઉદાર મિત્ર, તારે માટે હું શું કરૂં તે તો મને કહે! હું પૈસાદાર છું! માળવાની દરબારમાં મારો વગ છે—"

રામસિંહ સાથે વાત કરતી વખતે કુમુદિનીનો સ્વર ધ્રુજતો હતો. તે ધ્રુજતે અવાજે બોલી—"જે ઘોડા ઉપર બેસીને હું તમારી સાથે આવ્યો છું તે ઘોડો મને આપો. તે ઘોડો જોઇને તમે મને હમેશ યાદ આવ્યા કરશો."

રામસિંહ બોલ્યો—"જે વખતે તું પ્રથમ એ ઘોડા ઉપર બેઠો તે વખતથીજ એ ઘોડો તો મેં તને આપી દીધો છે. એ સિવાય બીજું કાંઇ માગી લે. મારે તને મિત્રાચારીની યાદગારીમાં કાંઈ આપવું—"

દલગીર અવાજે કુમુદિની બોલી—"મને બીજું કાંઇ જોઇતું નથી." પછી ઘોડાવાળા તરફ ફરી પોતાનો ઘોડો તૈયાર કરવા કહ્યું.

રામસિંહ બોલ્યો—"તારી ચાલ ચલણ મને નવાઈ જેવી જણાય છે. તારા મનમાં કાંઈ દલગીરીએ વાસ કર્યો જણાય છે. તને એમને એમ જવા દેવામાં હું ખુશી નથી—"

તે વખતે રૂપાળી અને માનકુંવર સાથે આવતી કાળરાત્રી તેમની નજરે પડી. તેને જોઈ કુમુદિનીએ આશ્ચર્યનો ઉદ્ગાર કાઢ્યો. તે વખતે રામસિંહની તરફ તેણે જોયું તો તેનો ચહેરો આનંદથી પ્રફુલ્લિત બની ગયો હતો. કાળ-

રાત્રીને જોતાંજ આ બનાવ બન્યો તેથી કુમુદિની અતિ દુઃખી થઈ. તેણે પોતાના મનની હાલત તેને ન દેખાડી.

તે બોલી—" આ કોણ? સુંદરીની બહેન કાળરાત્રી તો નહિ?"

કાળરાત્રીની તરફ જતો રામસિંહ બોલ્યો—"તે એજ છે. હવે મારા મિત્ર, તું એના દેખતાં મને જાહેર થા એટલે મારી પેઠે એ પણ તને ચહાતાં શીખે."

અતિશય ગભરાઈ જઇને કુમુદિની બોલી—" નહિ, નહિ, નહિ, નહિ!" આટલા શબ્દો જેમ તેમ બોલતી તે પોતાના તૈયાર થયેલા ઘોડા ઉપર બેસીને ત્યાંથી નીકળી ચાલી.

## પ્રકરણ ૬૩ મું.

### પૈસાદાર પરોણા.

રામસિંહને કાળરાત્રી તથા પોતાના માણસો સાથે ઉજ્જનને રસ્તે જતો મૂકી આપણે જે ગામમાં ચંદનનું ખુન થયું હતું તે ઠેકાણે શો બનાવ બને છે તે જોઈએ.

ખુન થયાને બીજે દિને એટલે જે દિવસે કુમુદિની રામસિંહને છોડી ગઈ તે વખતે પેલો રખેવાળ પોતાની ધર્મશાળામાં બેસી પોતાની બાયડી સાથે ગઈ કાલના બનાવ વિષે વાત કરતો હતો, એટલામાં એક ઘોડેસ્વાર આવસ્તે ઘોડે ત્યાં આવી પહોંચ્યો.

તે રાયપુરને રસ્તેથી આવ્યો હતો. તેનો ઘોડો જોરાવર હતો છતાં તેણે ઘણા જોરથી તેને દોડાવ્યો હતો તેથી પાણી પાણી થઇ ગયો હતો. સ્વારનાં પોતાનાં કપડાં ધૂળથી તદ્દન ભરાઈ ગયાં હતાં. તેનો પોશાક શોકનો જણાતો હતો. ધર્મશાળા આગળ આવી પહોંચતાંજ તે ઘોડા ઉપરથી કુદી પડ્યો. તેણે મોઢું ધોવા પાણી માગ્યું. એક માણસે પાણી લાવી આપ્યું. તેનાથી પોતાનું મોઢું ધોઈ નાંખ્યું પછી તે રખેવાળ સાથે વાતે વળગ્યો. તે બોલ્યો—" ભલા રખેવાળ કેટલાક મોટા માણસો આ રસ્તે જનાર છે. એક મોટું માણસ મરી ગયું છે તેની કાણે ગયા જાય છે. તેઓ આ ધર્મશાળામાં ઉતરવાના છે માટે તેમને માટે રસોઈ કરાવી તૈયાર રાખ. તેઓ અત્રે થોડીવાર વિસામો ખાસે તેની બધી તજવીજ કર. મને તે માટે આગળથી ખબર કરવા મોકલ્યો છે.

રખેવાળે પૂછ્યું—" કેટલા માણસો છે?"

પેલા સ્વારે ઉત્તર આપ્યો—" આશરે પચીશ માણસો છે. તેઓ બે કલાકમાં અત્રે આવી પહોંચશે."

આ સાંભળી આશ્ચર્ય પામીને રખેવાળ બોલ્યો-"બે કલાકમાં! આટલા બધા માણુસો માટે બે કલાકમાં તે ખાવાનું શી રીતે તૈયાર થાય? મોટા માણુસોને લાયકની ચીજો આ ગામડા ગામમાં મળવી પણુ મુશ્કેલ પડશે."

સ્વારે કહ્યું-"મારો શેઠ મોટી પદવીનો માણુસ છે, પણુ તે હાલ છુપે વેશે નીકળ્યો છે. આ દશ મોહોર લે અને જેમ બને તેમ જલદી તૈયારી કરાવ. તને સારૂં ઈનામ મળશે."

સોનાના સીક્કા જોઈ આનંદ પામીને તે બોલ્યો-"મારાથી બનતું હું કરીશ. ( પોતાની સ્રીને ) તું જઇને રસોઇ કરાવ. હું ઓરડા સાફ કરાવુંછું. (સ્વારને) પણુ સાથે કોઇ સ્રીઓ છે?"

સ્વારે જવાબ આપ્યો-"હા, એક શેઠાણી, અને તેની ચાર દાસીઓ છે. પણુ તેનું તારે શું કામ છે?"

રખેવાળ બોલ્યો-"સ્રીઓને માટે મારે જુદી સગવડ કરવી પડે છે તેથી મેં પૂછયું. હું ધારૂં છું કે, જમ્યા પછી થોડીવાર થાક ખાઇને તમારો શેઠ પાછી મુસાફરી શરૂ કરશે એટલે રાતના તે અત્રે સૂવાનો નહિ હોય?"

સ્વારે જવાબ આપ્યો-"ના ના, તેઓ તો સાંજ પડતાં ઘણે દૂર પહોંચવાં જોઇએ. હવે તમે તમારી તૈયારી કરાવો, હું મારા ઘોડાની ખબર કાઢુંછું."

બે કલાક નીકળી ગયા રાયપુરને રસ્તેથી કેટલાંક માણુસો આવતાં જણાયાં. તેઓ બધાં ઘોડેસ્વાર હતાં. સૌથી આગળ એક સ્રી હતી. તેની બાજુમાં બખતર પહેરેલા બે સ્વારો ચાલતા હતા. તેમના ઘોડાનો સામાન કીમતી હતો, તેથી તેઓ કોઈ મોટી પદવીના માણુસો લાગતા હતા. તેમની પાછળ ચાર દાસીઓ હતી અને પાછળ નોકરો હતા. પેલી સ્રીની બરાબર પાછળ કોઈ સાધુ બાવા હતો. તેણે પોતાના માથા ઉપર ભગવો ફેંટો એવી રીતે બાંધ્યો હતો કે, તે કોણુ હતો તે જણાતું ન હતું. તેમની વચમાં એક ગાડું હતું, તેમાં સામાન ભરેલો હતો. તે સામાનની ચોકી કરવાને ઉઘાડી તલવારે આઠ જણુ ચાલતા હતા, પણુ તે બધાએ શોકનાં કપડાં પહેર્યાં હતાં. કોઈ મોટું માણુસ મરણ પામ્યું હોય એવો તેમનો દેખાવ હતો.

આ બધો વરઘોડો તે ધર્મશાળા આગળ આવીને અટકયો. પેલી સ્રીઓને ધર્મશાળાવાળી તેમને માટે તૈયાર રાખેલા ઓરડામાં લઇ ગઈ. પોતાનાં શોકનાં કપડાં ઉતારીને તે સ્રી નિરાશ થઇને પડી. ચાર દાસીઓ તેનો હુકમ બજાવવાને હાજરીમાં તૈયાર રહી. બધું ગોઠવ્યા પછી રખેવાળની સ્રી બોલી કે "મારૂં કાંઈ કામ છે?"

એક દાસી જેવી દેખાતી સુંદરી બોલી-"નહિ, હાલ તમારૂં કાંઈ કામ

નથી. બાઈ સાહેબ થાકી ગયાં છે તેથી તેમને વિશ્રાંતીની જરૂર છે. અમારે માટે ખાવાનું અહીંજ મોકલજો."

રખેવાળની સ્ત્રી ડોકું નમાવી ચાલી ગઈ. પેલી સ્ત્રી તો તદન નિરાશ થઈ ગઈ હતી. તેના મનમાં ઉપરાછાપરી વિચારો આવતા હતા.તેણે પોતાની આંખો બંધ કરી રાખી. તેને જોનાર કોઈ એમજ સમજે કે, મુસાફરીના થાકથી તે ઉંઘી ગઇ છે.

આ તરફ પેલા બખતર પહેરેલા સ્વારોએ પોતાનાં બખતરો ઉતારી નાંખ્યાં. સાધુ બાવાએ પોતાનો ફેંટો કાઢી નાંખ્યો. આ સાધુ બાવા ગુરૂસ્વામી હતો. બખતર પહેરેલા સ્વારોમાં એક તો ઠાકોર વિજયસિંહ અને બીજો કાળા કિલ્લાનો ઠાકોર વસંતસેન હતો.

ગુરૂસ્વામી બધી ગોઠવણ કરીને આ ઠાકોરો પાસે આવ્યો. તેને કાળા કિલ્લાના ઠાકોરે પૂછ્યું-"ગુરૂમહારાજ, રાજકુમારી પોતાના ઓરડામાં ગોઠવાઈ રહી ?"

ગુરૂસ્વામીએ ઉત્તર આપ્યો-"તેને ઉંબર સુધી તો હું મૂકવા ગયો હતો. તેની વડી દાસીને મેં હુકમ આપ્યો છે કે, તેની દરેક હીલચાલ ઉપર ધ્યાન આપવું. તે નાશી ન જાય તેની સંભાળ રાખવી."

વિજયસિંહ બોલ્યો-"તે આપણ બધાનો તિરસ્કાર કરે છે. સફેદ મહેલથી તે કંટાળી ગઇ હોય એમ જણાય છે અને-"

ગુરૂસ્વામી બોલ્યો-"એ વિષે વાત કરી હાલ વખત ફોકટમાં ગુમાવવામાં સાર નથી. આપણે જે કરવું છે તે એને રાયપુરની ગાદી ઉપર બેસાડવામાં છે. એ આપણા હાથમાં રમકડા જેવી રહેશે. મદારીની પૂતળીની પેઠે આપણે જેમ નચાવીશું તેમ તે નાચશે."

વિજયસિંહ બોલ્યો-"એ તો બધું ઠીક છે, પણ જો રાજકુમારી નાશી ગઈ તો આપણા એ વિચારો આપણા મનમાંજ રહેશે. હવામાં બાંધેલા કિલ્લા પડી જતાં વાર નહિ લાગે."

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો-"દાસીઓ મારી વિશ્વાસુ છે. તેઓ તેના ચોકીદારનું કામ કરશે. મેં એવી ગોઠવણ કરી છે કે આપણે કાળા કિલ્લામાં પહોંચીએ ત્યાં સુધી કોઈ પણ અજાણ્યા સાથે રાજકુમારી વાત કરવા ન પામે."

કાળા કિલ્લાનો ઠાકોર વસંતસેન બોલ્યો-"જો તેમ થાય તો પછી આપણે રાજકુમારીને નામે પ્રતાપસિંહ સામે લડાઈ ઉઠાવીશું અને બધા ઠાકોરો આપણી તરફમાં આવશે."

ગુરૂસ્વામી બોલ્યો—"એ કામ મારૂં છે. બધા ઠાકોરોને સમજાવી તેમને હું ઉશ્કેરી મૂકીશ."

વિજયસિંહ બોલ્યો—"એ કામ કરી દેખાડવાનું છે. મારી ખાત્રી છે કે થોડા વખતમાંજ રાજકુમારી સુંદરમતી પોતાના પિતાના રાજની માલેક થશે. તમારે એમ ન સમજવું કે, પ્રતાપસિંહને તમે સહેલાઈથી જીતી શકશો! મારૂં ધારવું છે કે આ લડાઇ મોટી થશે અને હજારો માણસોના જીવ જશે. સચપુરનો કિલ્લો લેતાં કોણ જાણે આપણામાંના કેટલાનો જીવ જશે."

ગુરૂસ્વામી બોલ્યો—"એ તો જાણે સમજ્યા, પણ રૈયતનું કેમ થશે."

વિજયસિંહ બોલ્યો—"રૈયતનું ઠીકજ થશે. આપણા માણસો પગારને માટે લડશે, પણ તેની ઉપર મારે ભરોંસો રાખવો નથી. આપણે પોતે પણ લડાઈમાં આગળ ચાલીશું. મધ્યમ વર્ગના લોકો રાજકુમારીને નામે આપણી સાથે ભળી જશે એટલે ગરીબ લોકોની ગરદન પોતાની મેળે આપણી તલવાર નીચે આવશે. ગરીબોને કચરી નાંખતાં તે કેટલીવાર?"

વસંતસેન બોલ્યો—"તમારૂં કહેવું ઠીક છે, પણ મારો વિચાર તો એવો છે કે, આપણી જીત થોડા વખતમાં થશે. જીતની કુંચી આપણા હાથમાં છે!'

વિજયસિંહે પૂછયું—"શું સોનું?"

વસંતસેને ઉત્તર આપ્યો—"હા, સોનું. પ્રતાપસિંહ તે સોનું આપણી પાસેથી મેળવવા માગે છે. તે જાણે છે કે, રાજકુમારી આગળ ખજાનો પુરતો છે. જો એ ખજાનો મળે તો તેની મદદથી મોટું લશ્કર તૈયાર થઈ શકે."

ગુરૂસ્વામી વચ્ચે બોલી ઉઠયો—"હાલ એ વિષે વધારે વાત કરવી માંડી વાળો. હું ધારૂં છું કે, કુંવર જોરાવરસિંહ હાલ કાળા કિલ્લામાં હશે. ઠાકોર સાહેબ બળવાનસિંહને તે મળશે."

વસંતસેન બોલ્યો—"હા, તે કિલ્લામાં હોવોજ જોઇએ. તે કદી પણ કિલ્લાથી દૂર જાય એવો નથી. આપણું કેદ પકડાવું સાંભળીને પણ તે કિલ્લો છોડે તેમ નથી. આ કિલ્લાનો પોતાની છેલ્લી ઘડી સુધી બચાવ કરવાના તેણે સોગન ખાધા છે. પ્રતાપસિંહનું લશ્કર કદી ઘેરો ઘાલે તોપણ તે બહાદુરીથી બચાવ કરે એવો છે."

વિજયસિંહે પૂછયું—"પણ પ્રતાપસિંહે તમારા કિલ્લા ઉપર હુમલો કરવાને હજી કાંઈ યત્ન કર્યો નહિ હોય?"

વસંતસેને જવાબ આપ્યો—"નહિ, હજી સુધી તેણે એ કિલ્લા તરફ નજર દોડાવી નથી. તેમ તેણે એ વિષે વિચાર કર્યો હોય એવી મને ખબર પણ મળી નથી."

ગુરૂસ્વામી બોલ્યો–“ આજ સાંજના કાળા કિલ્લામાં ઠાકોર બળવાનસિંહ પહોંચી જશે. કુંવર જોરાવરસિંહને બધી તૈયારી કરી રાખવાની સુચના તે કરશે અને–”

વસંતસેન બોલ્યો–“ રાજકુમારીને માન આપવાની અને લશ્કર એકઠું કરવાની સુચના ઉપયોગની છે. એટલું સારૂં થયું કે, બળવાનસિંહ પોતેજ જવા કબૂલ થયો.”

ગુરૂસ્વામીએ કહ્યું–“ ઠાકોર સાહેબ પોતેજ પોતાના કિલ્લામાં જલદીથી પહોંચવા બહુ આતુર હતા. તેઓ જાણે છે કે, તેમના નાશી જવાથી પ્રતાપસિંહ અતિ ક્રોધે ભરાશે અને તેથી કિલ્લેબંદી કરવાને તેઓ આગળથી ગયા.”

કાળા કિલ્લાનો ઠાકોર વસંતસેન બોલ્યો“–હા, એ ખરૂં છે. બળવાનસિંહ આજ સાંજના કાળા કિલ્લાની મુલાકાત લઈ રાતના પોતાના કિલ્લામાં પહોંચી જશે. તેનો છુપો વેશ એવો છે કે, કોઈ તેને ઓળખી શકનાર નથી. તેમ ઘોડો પણ પાણીદાર છે. આપણે બે દિવસ પછી પહોંચીશું–”

ગુરૂસ્વામી બોલ્યો–“ તે તો બધું ખરૂં પણ આપણે જે યુક્તિ કીધી છે તેમાં ચાર–”

વસંતસેન બોલ્યો–“ એ તો હું સમજ્યો. મારે એથી વિરૂદ્ધ બોલવાને કાંઇ કારણ નથી, તમારી યુક્તિ મને પસંદ પડે છે. પ્રતાપસિંહનો કોઈ પણ જાસુસ આપણને ઓળખી શકનાર નથી. તેમ વળી આપણી સાથે ખજાનો છે એમ પણ–”

ગુરૂસ્વામી બોલ્યો–“ ઠાકોર સાહેબ, મહેરબાની કરી જરા સાવધ રહો! ભીંતને પણ કાન હોય છે. આવી ગુપ્ત વાતો બહાર બોલવી ન જોઈએ. આટલે સુધી તો આપણે ફતેહ પામ્યા છીએ. ગઈ કાલ પેલા સરદાર રામસિંહ કહેવાતા સાથે જરા લડાઇ થઇ પછી કાંઈ નવો બનાવ બન્યો નથી.”

વિજયસિંહે કહ્યું–“ પણ ગુરૂમહારાજ, તમારે હાથે કેમ છે ? ”

પોતાનો હાથ ખુલ્લો કરી તે જખમ બતાવતાં ગુરૂસ્વામી બોલ્યો–“ તે મેવાડીની તલવારનો જખમ તો મને સખત લાગ્યો છે, પણ હાલ તેને દુખાવો ઘણો નથી. વળી આ લડાઇથી મારૂં કાંઈ કામ પાર પડયું નથી. મને જખમ લાગેલો જોઇ મારા સોબતીઓ ગભરાઇને કિલ્લામાં પાછો ઉચકી લઈ ગયા. જો આ અકસમાત બન્યો ન હોત તો હું તેની પાછળ લાગ્યા વગર રહેતજ નહિ; પણ મને વધારે ખેદ તો મારા હાથમાંથી છટકી ગયલા ચંદન વિષે લાગે છે. મોડા વહેલો એ છોકરો મારે હાથે મહાકાળીનો ભોગ થયા વગર રહેનાર નથી.” આમ બોલી તે તિરસ્કારથી હસ્યો.

ઠાકોર વસંતસેને કહ્યું–"સફેદ મહેલમાં લડાઈનો અવાજ સાંભળતાંજ ઠાકોર બળવાનસિંહ તો ચોંકગ્યો હતો. તે વખતે તેને કોઇ જાતનો વહેમ ઉત્પન્ન થયો હતો એમ મને લાગ્યું. તેમ વળી પેલા કૌમુદના એકદમ ગુમ થઇ જવાથી તેને વધારે ટેકો મળ્યો. તેજ દિવસે તે અમને કેદખાનામાંથી છોડવીને તે દિવાનખાનામાં શા માટે કેદ કરી ગયો. તે વિષે તે ગુંચવાયો હતો. તમે કૌમુદ અને રામસિંહની વાત કીધી અને તે વિષે જે ખુલાસો કર્યો તે પણ તેના માનવામાં આવ્યો ન હોય એમ જણાયું. વાતમાં કાંઇ રહસ્ય છે એમ તેને લાગ્યું."

વિજયસિંહે કહ્યું–"બળવાનસિંહે કાળા કિલ્લા તરફ એકદમ જવાની તે વખતે પોતાની મરજી દેખાડી તે સાંભળી હું આનંદ પામ્યો."

વસંતસેન બોલ્યો–"તેમ તેનું જવું ઓછું અગત્યનું ન હતું. સફેદ મહેલ અને તેમાં વસનારાઓ વિષે તેને શક ઉત્પન્ન થયો હતો અને તેથી તે ત્યાંથી જલદી જાય એવું હું ઇચ્છતો હતો. ગુરૂમહારાજ, તમે પેલા કૌમુદ વિષે કાંઈ ખુલાસો કરનાર છો તે હવે કરો."

ગુરૂસ્વામી બોલ્યો–"હાલ તે કહેવા વખત નથી. કોઇ માણસનાં પગલાં આવતાં સંભળાય છે."

તરતજ દરવાજો ઉઘાડીને પેલો રખેવાળ આવ્યો અને જમવાનું તૈયાર થયાની ખબર આપી. તેમણે ખાવાનું તે ઓરડામાંજ લાવવા કહ્યું. પ્રતાપસિંહના જાસુસો રાજ્ય કેદીઓ માટે ચારે તરફ ફરતા હતા તેથી આ બે જણને પકડાઈ જવાની ધાસતી હતી તેથી તે ઓરડામાં બધા ખાવા બેઠા.

જમતાં જમતાં વસંતસેન બોલ્યો–"ગઇ કાલ રાતનો બનાવ મારા મનમાંથી કેમે કર્યો જતો નથી. હું ધારૂંછું કે, પેલા ચંદને રામસિંહ આગળ સફેદ મહેલનો બધો ભરમ ફોડી દીધો હશે. જો એમ થયું હશે તો તેના મનમાં તે વિષે–"

ગુરૂસ્વામી વચ્ચે બોલ્યો–"હું નથી ધારતો કે, એ છોકરાએ પોતાના લીધેલા સોગન તોડયા હોય ! મને તો એમ લાગે છે કે, એ છોકરો સફેદ મહેલ છોડી જવા માગતો હોય અને તેથીજ તેણે રામસિંહને મદદ કરી હશે કે, જેથી તેની સંગતમાં નાશી જવા બને. સફેદ મહેલમાંથી નાશી જવાનો આ કાંઇ પહેલોજ દાખલો નથી. જે ભયંકર ચીજની સામે ઉભા રહી તે સોગન ખાવામાં આવે છે તે કાંઈ જલદીથી ભૂલી જવાય એમ નથી. એની અસર ગમે તેવા મજબૂત મનની ઉપર પણ હમેશને માટે પડી રહે છે, અને તેથી કોઈએ પણ હજી સુધી એ સોગન તોડયા નથી. ચંદન પણ તેમ નહિ કરે એવી મારી ખાત્રી છે."

વસંતસેને પૂછ્યું–" પણ તમારા ધારવાથી કદી ઉલટું બને તો ? તે લુચ્ચો સોગન તોડે તો ? "

દલગીર દેખાવે ગુરૂસ્વામીએ કહ્યું–" તો પછી સૌથી ખરાબ ચીજની આપણે ધાસ્તી રાખવી. રામસિંહ, પ્રતાપસિંહનો મિત્ર છે. તે તેને સફેદ મહેલ વિષે જાહેર કર્યા વગર રહેજ નહિ. સફેદ મહેલ અને ડુંગરી કિલ્લાનો એક પથ્થર પણ તેની જગાએ પ્રતાપસિંહને હાથે પછી સલામત ન રહે. "

વિજયસિંહે કહ્યું–" પ્રતાપસિંહના ગુસ્સાના ભોગ તરીકે એ બે મહેલનો તરતજ નાશ થાય. મને લાગે છે કે, રામસિંહના જાણવામાં એ મહેલને લગતી કાંઈ વાત આવી હશે. ઠકરાણી વીજકુંવરની ખરાબ ચાલ વિષે તેને કોઈ રીતે ખબર પડી હશે. ઠકરાણીને તેણે પોતાના નોકરો વિષે પૂછ્યું તે વખતે તેને સતીના પોશાકમાં છિનાળ જાણી હશે એટલુંજ નહિ પણ તેને ખુની તરીકે પણ ગણી હશે ! "

ગુરૂસ્વામી અને કાળા કિલ્લાનો ઠાકોર તેની તરફ આશ્ચર્ય પામીને જોઈ રહ્યા. ગુરૂસ્વામી બોલ્યો–" તમે તમારી પ્રેમની મૂર્તિ ( ઠકરાણી વીજકુંવર ) માટે ઘણા સખત શબ્દોમાં બોલો છો ? "

વિજયસિંહે ઉત્તર આપ્યો–"હું તો માત્ર રામસિંહના મનમાં તે વખતે કેવો વિચાર હશે તે દર્શાવુંછું. વળી મને એક વાતની ઘણી નવાઇ લાગે છે ! તે રાતના સફેદ મહેલમાં બનેલા બનાવને બીજેજ દિને તે રાયપુર શા માટે છોડી ગયો ? તેને જો જવુંજ હતું તો તે સફેદ મહેલમાં જીવને જોખમે શા માટે આવ્યો ? ગુરૂમહારાજ, તે રાયપુર છોડી ગયો છે એવી તો તમારી ખાત્રીજ છે કેની ? "

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો–" રાયપુરમાં જે ઠેકાણે રામસિંહ ઉતર્યો હતો તે ઠેકાણે તપાસ કરવા માટે મેં એક ગુપ્ત દૂતને મોકલ્યો હતો. તે એવી ખબર લાવ્યો કે સવારના પહોરમાંજ તે તે શહેર છોડી ગયો હતો. મને તો જણાય છે કે, તેને આ મહેલ વિષે બીજો કાંઈ શક નથી. માત્ર તેના મનમાં એટલુંજ આવ્યું હશે કે, ઠકરાણીના સફેદ મહેલમાં ભોંયરૂં છે ત્યાંથી તેના કિલ્લામાં જવાય છે. તેની પાસે હથિયારબંધ માણસો છે. બહારથી ધર્માત્મા થવાનું ડોળ ઘાલનાર એ સ્ત્રી મોજ શોખની શોખીન છે. આટલુંજ તેણે વિચાર્યું હશે. વળી એ માણસ એવો તો વીર–એવો તો ઉદાર દીલનો પુરુષ છે કે, પોતાને તે મહેલમાં ભોગવિલાસ માટે લઇ જવામાં આવ્યો હતો એમ તે કોઈની પણ પાસે કહેનાર નથી, એ વિષે તમારે ખાત્રી રાખવી. વળી પ્રતાપસિંહને તે મહેલ વિષે ખબર ન આપવામાં તેની એક મોટી મતલબ મને

જણાય છે. રાજકુમારી આ મહેલમાં વસે છે એમ તે જાણે છે અને તેને પ્રતાપસિંહના હાથમાં જતી જોવાને તે ખુશી નથી. ”

વસંતસેન બોલ્યો—“ હા, એ પણ ખરૂં હશે. કદાચ એમ તો નહિ હોય કે, એને પોતાના નોકરોના થયેલા હાલની કાંઇ ખબર પડી હોય અને તેને માટેજ તે તે તરફ—”

વસંતસેને કહ્યું—“ કદાચ તેને મારા કિલ્લા વિષે વહેમ પડે અને ત્યાં તપાસ કરવા મરજી કરે તો ? ”

ગુરૂસ્વામી બોલ્યો—“ શું તમે એમ ધારો છો કે, તે પોતાના દેશમાં જઈ, પોતાના નોકરોની શોધ મેળવવા અથવા તેમના મોત ઉપર વેર લેવા, લશ્કર લઇને કાળા કિલ્લાને ઘેરો ઘાલશે ? નહિ નહિ, એમ તો કદી બનવાનું નથીજ ! થોડા વખતમાંજ તે કિલ્લા ઉપર રાજ્ય નિશાન ઉડશે. ”

થોડીવાર વિચારમાં પડી વિજયસિંહ બોલ્યો—“ હું ધારૂંછું કે, તે આ રસ્તે ગયો હશે, તે વખતે આ ઠેકાણે કદાચ ઉતર્યો હશે. તેથી આપણે ખબર કાઢવી જોઇએ કે, તેની સાથે કોણ કોણ હતું. પેલો દગાખોર ચંદન સાથે હતો કે નહિ તે જાણવું અગત્યનું છે. ”

ધીમે સાદે ગુરૂસ્વામી બડબડયો—“ ને કુમુદિની પણ. ”

ચંપા ડોસી સાથે થયેલી ગુરૂસ્વામીની વાતચીત કુમુદિનીએ થોડી ઘણી સાંભળી હતી એવો તેને વહેમ હતો અને તેથી તેને પોતાના હાથમાં લેવાને તે આતુર હતો.

તેને બડબડતો જોઇ વસંતસેને પૂછયું—“ તમે શું કહો છો ? ”

ગુરૂસ્વામી હાથ મોઢું ધોતો બોલ્યો—“ નહિ, કાંઈ તમારે માટે નથી. હું હમણાં જઈને તેને વિષે ખબર મેળવુંછું. ”

આમ કહી તે ઓરડામાંથી બહાર ગયો.

## પ્રકરણ ૬૪ મું.

### ગુરૂસ્વામીની શોધખોળ.

ગુરૂસ્વામી વારંવાર મુસાફરી કરતો હતો તેથી તેને રસ્તામાં આવતાં ગામડાંમાંના ઘણા લોકો ઓળખતા હતા. તેમ આ ધર્મશાળાનો રખેવાળ પણ ઓળખતો હતો. ગુરૂસ્વામી તેના ઓરડામાં ગયો તે વખતે તે ધણી ધણીઆણી કાંઇ આંકડા ઉતારતાં હતાં. તેઓએ તેને માનથી બોલાવ્યો અને બેસવા માટે બાજોઠ આપ્યો. પછી ગુરૂસ્વામીએ તેમના ખર્ચનો આંકડો માગ્યો. લોક-

ડાના કટકા ઉપર ચાકથી કરેલો આંકડો તેને તેમણે બતાવ્યો. ગુરૂસ્વામી તે વાંચી ન શકયો પણ બધો કેટલો ખર્ચ થયો તેની રકમ તેણે જોઈ લીધી. તે રકમમાં બીજા થોડા પૈસા ઉમેરી તેણે આપ્યા. તેની ઉદારતા જોઈ આ બેઉ ધણી ધણીઆણી આનંદ પામ્યાં. પછી ગુરૂસ્વામીએ પૂછયું–"હાલ કામ કેવુંક મળે છે ? મુસાફરો તો સારા આવે છેને ?"

રખેવાળે ઉત્તર દીધો–"હમણા જરા મંદી છે. પરમ દહાડે થોડા માણસો આવ્યા હતા ખરા. તેઓ એક રાત રહ્યા, પણ એટલા વખતમાં અહીં ભયંકર બનાવો બની ગયા !"

ગુરૂસ્વામીએ આતુર થઇ પૂછ્યું–"એવા કેવા ભયંકર બનાવો બન્યા ?"

રખેવાળ આશ્ચર્ય પામીને બોલ્યો–"શું ત્યારે હજી સુધી આ સમાચારો રાયપુર પહોંચ્યા નથી ?"

ગુરૂસ્વામીએ પૂછયું–"કયા સમાચારો !"

દલગીર અવાજે રખેવાળે કહ્યું–"આ ધર્મશાળામાં તે રાતના ખુન થયું તે વિષેના."

તે સાધુના પોશાકવાળા સેતાને પૂછયું–"ખુન ! અહીં–આ ઠેકાણે ? કોનું ખુન થયું ? ખુની કોણ હતું ?"

રખેવાળે જવાબ આપ્યો–"એક જુવાન પુરુષનું ખુન થયું અને તે ખુનની કરનાર અતિ સુંદર સ્રી હતી."

ગુરૂસ્વામીએ પૂછયું–"તે ખુની સ્રી હાલ તો કેદમાં હશે ?"

રખેવાળની સ્રી બોલી ઉઠી–"નહિ, ગુરૂમહારાજ, તે તો અજાયબ જેવી રીતે નાશી ગઇ."

રખેવાળ બોલ્યો–"ગુરૂમહારાજ, હું તમને સમજાવું. પરમ દહાડે સાંજના સારા પોશાકના કેટલાક સ્વારો ધર્મશાળા આગળ આવી પહોંચ્યા. એક તો કોઇ સરદાર હતો. બીજો બખતરવાળો કોઈ જુવાન હતો. તે પોતે મોઢું બતાવવાને ખુશી ન હતો–"

રખેવાળની સ્રી વચ્ચે બોલી ઉઠી–"એનું કારણ પાછળથી જણાયું હતું. એ જુવાને પેલા ત્રણ રાજ્ય કેદીઓને રાયપુરના કિલ્લામાંથી છોડવ્યા હતા."

ગુરૂસ્વામી આશ્ચર્ય પામીને બોલ્યો–"હેં ! પણ તે સરદારનું નામ તમે જાણો છો ?"

રખેવાળે ઉત્તર આપ્યો–"હા, તેનું નામ સરદાર રામસિંહ."

ગુરૂસ્વામી બોલી ઉઠયો–"મેં પણ એજ ધાર્યું હતું ! પણ જે જુવાનનું ખુન થયું તે પણ એમની સાથેનોજ માણસ હતો કે ?"

રખેવાળે કહ્યું-"હા, ગુરૂમહારાજ! પણ તે તો તદન છોકરા જેવો હતો. તેની ઉંમર-"

અતિ ઉશ્કેરાઈ જઇ ગુરૂએ પૂછયું-"તેનું નામ-તેનું નામ?"

જવાબ મળ્યો-"ચંદન."

ગુરૂસ્વામી સંતોષ પામીને બોલ્યો-"ઇશ્વર, તારી ગતિ ન્યારી છે!" તેના ચહેરા ઉપર આનંદનાં ચિહ્નો ફરી વળ્યાં.

ગુરૂસ્વામીના મનનો હાલ જાણ્યા વગરજ રખેવાળે પૂછયું-"ગુરૂમહારાજ, તમે તે જુવાનને ઓળખતા હતા?"

ગુરૂસ્વામીએ ઉત્તર આપ્યો-"હા, હું તેને ઓળખતો હતો; પણ જે અતિ સુંદર સ્ત્રીએ તેનું ખુન-".

રખેવાળની સ્ત્રી વચ્ચે બોલી-"તે તો નાશી ગઇ."

સાધુ બાવાએ પૂછયું-"તે કોણ હતી? તેનું નામ શું?"

રખેવાળે ઉત્તર આપ્યો-"તેનું નામ સુંદરી કાળરાત્રીની તે બહેન થાય."

અતિ આશ્ચર્ય પામીને ગુરૂસ્વામી પોકારી ઉઠયો-"સુંદરી! સુંદરી, કાળરાત્રીની બહેન! તે શું રામસિંહ સાથે મુસાફરી કરતી હતી? તે શું પહેલાં પકડાઇ અને પાછળથી નાશી ગઈ એમ તમે કહો છો?"

કાંઇક આનાકાની કરતાં રખેવાળે ઉત્તર આપ્યો-"હા, તે નાશી ગઈ; પણ તમે એ વાત સાંભળી દલગીર થયા હો એમ જણાય છે. તમારો ચહેરો જોઇ મને લાગે છે કે, તેઓ તમારાં કોઇ સંબંધી-"

ગુરૂસ્વામી બોલી ઉઠયો-"નહિ, નહિ, તેઓ મારાં સંબંધી નથી. મારે તેમની સાથે થોડી ઓળખાણ છે તેથી તે સાંભળી હું જરા દલગીર થયો હતો; પણ એ કેમ બન્યું તે મને કહો."

રખેવાળે કહ્યુ-"મેં તમને કહ્યું તે પ્રમાણે તે સરદાર સાથે પેલો બખતરવાળો, સુંદરી, ચંદન અને બીજા નોકરો આવ્યા હતા. મધરાત પછી સુંદરીએ આવી અમારા ઓરડાનો દરવાજો અફાળ્યો. અમે જાગી ઉઠયાં. અમને બે જણને સાથે લઇને જે ઓરડામાં ચંદન સુતો તે ઓરડામાં તે ગઇ. ત્યાં જઇ જોયું તો તે બાપડો મૂએલો પડયો હતો. આ જોઇ અમે ગભરાઈ ગયાં. જ્યારે તે સ્ત્રીએ તેના ખુની તરીકે પોતાનું નામ લીધું ત્યારે અમારા આશ્ચર્યનો પાર ન રહ્યો. બધા લોકો જાગી ઉઠયા. સુંદરીને એક ઓરડામાં અમે બંધ કીધી. પાસેના શહેરમાંથી મેં સરકારી માણસો બોલાવી મંગાવ્યા. સવારના પહોરમાં તેઓ આવી પહોંચ્યા. ન્યાયાધીશે આવી પોતાના માણસોની તેની ઉપર ચોકી બેસાડી. તેની બે સખીઓ સાથે હતી તેમને પાસે

રાખી ન્યાયાધીશ તેને માટે તપાસ કરવા તેના ઓરડામાં ગયા."

રખેવાળની સ્ત્રી બોલી ઉઠી–"કેવી સુંદર દેખાવની બે છોકરીઓ હતી?"

વાતમાં રસ લઈ ગુરૂસ્વામી બોલ્યો–" ઠીક, પછી શું થયું? ન્યાયાધીશ સાહેબે સુંદરીની મુલાકાત લીધી અને–"

રખેવાળ બોલ્યો–" તે ખુની સ્ત્રીએ માગી લીધું કે, મને બે કલાક સુધી અત્રે રહેવા દેવી. તેના કારણમાં તેણે એવું જણાવ્યું કે, કાળરાત્રી મારી બહેન થાય છે તે મને આ ઠેકાણે મળવા આવનાર છે. સુંદર કાળરાત્રીને આ તરફના ઘણા લોકો ઓળખે છે. પણ મેં તો તેજ વખત જાણ્યું કે, કાળરાત્રીની કોઇ બહેન દુનિયામાં હયાત છે."

ગુરૂસ્વામીએ કહ્યું–" હું એ વાત કેટલોક વખત થયા જાણુંછું, પણ પછી શું થયું?"

રખેવાળ બોલ્યો–" તે દયાળુ દીલના ન્યાયાધીશે તેને થોડીવાર ત્યાં રહેવાની રજા આપી. તે નાશી ન જાય માટે તેના ઓરડાના દરવાજા આગળ એક તથા પાછલી બારી નીચે એક એમ બે સીપાઇઓ ચોકી કરવા રાખ્યા. તે છતાં નવાઇ જેવો બનાવ બન્યો. થોડીવારમાં વાત ઉડી કે, સુંદરી નાશી ગઈ છે!"

ગુરૂસ્વામી બોલ્યો–" ચોકીદારને કદાચ તેણે લાચ આપી હશે?"

રખેવાળ બોલ્યો–" તેણે લાંચ આપી કે નહિ તે વિષે હું ખાત્રીથી કહી શકતો નથી પણ ન્યાયાધીશ તે બાબત વિષે–"

ગુરૂસ્વામીએ પૂછયું–" તેની તપાસમાં શો સાર નીકળ્યો?"

રખેવાળે જવાબ આપ્યો–" કાંઈ નહિ. પણ કાળરાત્રી અહીં આવી હતી તે વાત ખરી. મેં પોતે તેને જતી જોઈ હતી. તે જ્યાં સુધી પેલી સામેની ઝાડીમાં પેઠી ત્યાં સુધી તેની તરફ મેં જોયા કર્યું. જે ચોકીદાર દરવાજા આગળ ચોકી કરતો હતો તેણે કાળરાત્રીને ઓરડામાંથી બહાર નીકળતી જોઇ હતી અને તેની સાથે વાત કીધી હતી. તેને બહાર જતી જોનાર ઘણા માણસો હતા, પણ કોઇએ તેને અંદર દાખલ થતી જોઈ ન હતી!"

થોડીવાર વિચારમાં પડયા પછી ગુરૂસ્વામી બોલ્યો–"આ તો ઘણું આશ્ચર્યકારક છે!" જેમ જેમ રખેવાળ વાત કર્યે જતો હતો તેમ તેમ ગુરૂસ્વામીના મોઢા ઉપર તરેહવાર રંગ ફરતા હતા. તેના મનના વિચારોને મજબૂતી મળતી હતી. હજી પોતાને કાંઈ જાણવાનું રહ્યું છે એમ તેને લાગ્યું તેથી તે બોલ્યો– "તમે મને એ વિષે વધારે વીગતવાર હેવાલ કહો."

રખેવાળ તેને બધી વીગત બારીકીથી કહેવા લાગ્યો. ન્યાયાધીશની આગળ પડેલી જુબાની તેણે કહી સંભળાવી. વચ્ચે વચ્ચે ગુરૂસ્વામી તેને સવાલો

પૂછતો. જેમ જેમ ગુરૂસ્વામી વધારે સાંભળતો ગયો તેમ તેમ તેના વિચારોને મજબૂતી મળતી ગઈ. બધી વાત સાંભળી રહ્યા પછી તે બોલ્યો–"હા, તે એમજ છે. બધી બાબતો ખુલ્લે ખુલ્લી દેખાય છે. હાં, તે બેઉ બહેનોનો છુપો ભેદ પણ કળાયો ! આટલીવાર સુધી એ વિષે મને વિચાર ન આવ્યો ! હું કેવો મૂર્ખ ! અરે માયા, તારી બધી યુક્તિ હું પામી ગયો છું. હવે હું વેર લઈશ !"

આમ બોલી તે આંટા ફેરા કરવા લાગ્યો. રખેવાળ અને તેની સ્રી તો તેને આશ્ચર્ય પામીને જોઇજ રહ્યાં. ગુરૂસ્વામીને પણ થોડીવારે શુદ્ધિ આવી. તે બોલ્યો–" આ બધાં મારાં ઓળખીતાં છે તેથી હું આ પ્રમાણે ઉશ્કેરાઇ ગયો હતો. "

રખેવાળે કહ્યું–" પણ મહારાજ, પેલા બખતરવાળા જુવાનને પકડયો તે તો તમે હજી સાંભળ્યું નથી. "

ગુરૂસ્વામી બોલી ઉઠયો–" શું તે કેદમાં છે ? "

રખેવાળની સ્રીની હવે વાત કહેવાની ઇચ્છા થઈ તેથી તે બોલી–"નહિ, તેમ નથી. રાયપુરના કિલ્લામાંના રાજ્ય કેદીઓને છોડી મૂકવા માટે તેને કેદ કરવામાં તો આવ્યો હતો, પણ ન્યાયાધીશે તપાસ કરી તેને નામનો દંડ કરીને છોડી મૂકયો. તેથી તે પણ સરદાર રામસિંહ સાથે ગયો.

ગુરૂસ્વામીએ પૂછ્યું–"પણ તે કોણ છે તે તો આ સરદાર જાણતો હશે ?"

રખેવાળની સ્રીએ જવાબ આપ્યો–"અમારા ધારવા પ્રમાણે તો તેનાથી તે અજાણ્યો હતો. જે અમલદાર લશ્કર લઇ આવ્યો હતો તેણે તો અમને કહ્યું કે, એ જુવાને પોતે કોણ છે તે કહેવાની તદન ના પાડી. તેમજ રામસિંહે ખુલ્લે ખુલ્લું કહ્યું કે, હું તેને ઓળખતો નથી, પણ તેની વીરતા અને ઉદાર દીલની તેણે વખાણ કીધી. તે વિષે અમારી અગાઉથી ખાત્રી હતી. રામસિંહ તે જુવાનને ઓળખતો ન હતો. જે સાંજના એ લોકો આવ્યા તે પછી પેલો બાપડો ચંદન આ ઓરડામા આવ્યો અને અમારી સાથે વાતો કરવા મંડયો. તેણે વાત કરતાં અમને જણાવ્યું હતું કે, તે જુવાન કોણ છે તે વિષે હું અથવા તો મારો શેઠ રામસિંહ કાંઈ પણ જાણતા નથી. એ જુવાન કોઈ ભેદ ભરેલો પુરુષ છે. આ પ્રમાણે ચંદનની વાતનો સાર હતો. તે ઉપરથી અમારી તો ખાત્રી થાય છે કે, રામસિંહ તેને ઓળખતો ન હતો. "

ગુરૂસ્વામી બોલ્યો–" એમજ હોવું જોઇએ. હવે અમને અત્રે ઘણો વખત થયો માટે અમારા ઘોડા તૈયાર કરવા હુકમ આપો. "

રખેવાળે કહ્યું–" આ હમણાંજ હું ચાલ્યો. થોડીવારમાં ઘોડા તૈયાર થશે." એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

તેના ગયા પછી તેની સ્રીને ગુરૂસ્વામીએ પૂછયું–" પણ સુંદરીની પેલી બે સખીઓનું શું થયું તે તમે જાણોછો ? "

રખેવાળની સ્રીએ જવાબ આપ્યો–" રામસિંહ સાથે તેઓએ પોતાની મુસાફરી શરૂ રાખી છે. "

ગુરૂસ્વામી બોલ્યો–" ઠીક, એ તો હું સમજ્યો. દરેક વાત સાંભળતાં તે વિષેની મારી ખાત્રી થતી જાય છે. માયા ! માયા ! હવે તું ધ્રુજજે. પ્રતાપસિંહની તારે માટેની ગમે એટલી સંભાળ છતાં હું તારી ઉપર તો વેર લઈશ. "

આમ બોલતો તે ત્યાંથી બહાર નીકળ્યો. ઘોડા તૈયાર થયા કે નહિ તે જોવા માટે તે વાડામાં આવ્યો, પણ ત્યાં કાંઈ તૈયારી થઇ ન હતી. ત્યાં તો જુદોજ દેખાવ તેની નજરે પડયો. પેલો રખેવાળ, તેના કેટલાક આડોસી પાડોસી, તેમના ચાકરો, તથા સાથે પોતાના ચ કરો પણ કોઈક નવીન આવેલા સ્વારને ઘેરીને ઉભા હતા. તે તુરતનોજ આવેલો હતો. ઘોડાની લગામ તેણે પોતાના હાથમાંથી હજી છોડી ન હતી.

રખેવાળનો હાથ પકડી તેને એક બાજુ લઈ જઈ ગુરૂસ્વામીએ પૂછયું–" આ બધા અહીં શા માટે એકઠા મળ્યા છે ? શું કાંઇ નવી બીના બની છે ?"

રખેવાળે કહ્યું–"આ સ્વાર રાયપુરથી આવ્યો છે. તે પોતાની સાથે ઘણી અગત્યની ખબર લાવ્યો છે. પ્રતાપસિંહે આ દેશના ખંડીઆ ઠાકોરો અને સરદારો સામે લડાઇ ઉઠાવવા પોતાનો વિચાર જાહેર કર્યો છે. "

તે સાધુ બાવા પોકારી ઉઠયો–" તમે શું કહો છો ? પ્રતાપે એમ કરવા હીંમત–"

કાલાવાલા કરતે અવાજે રખેવાળ બોલ્યો–"ગુરૂમહારાજ, જરા ધીમેથી બોલો. અહીં એકઠા થયલા માણુસોમાંના ઘણા ખરા પ્રતાપસિંહની તરફના છે તેઓ તમને સાંભળશે ! "

ધીમે અવાજે ગુરૂસ્વામીએ પૂછયું–" પણ રાયપુરથી બીજી શી ખબર આવી છે ? "

રખેવાળે ઉત્તર આપ્યો–" સરદાર બહાદૂરે ગઈ કાલે પોતાના બધા લશ્કરની કવાયદ લીધી છે, અને તેજ વખતે લડાઇ માટેનો પોતાનો વિચાર જાહેર કર્યો છે. "

ધીમે અવાજે ગુરૂસ્વામી બોલ્યો–"ત્યારે તો હવે એમજ. આવતી કાલથી લડાઈની શરૂઆત કરવીજ. "

તેનું બોલેલું અડધું સાંભળી, તેથી ડરી જઇને રખેવાળે પૂછયું–" ગુરૂમહારાજ, તમે શું બોલો છો ? "

ગુરૂસ્વામી બોલ્યો—“ નહિ, નહિ, કાંઈ નહિ. એ વિષે તમને થોડા વખતમાં ખબર પડશે. હવે ઘોડા તૈયાર કરાવો. ”

“ થોડીવારમાં તૈયાર કરાવુંછું. ” એમ કહી તે ત્યાંથી ગયો. ગુરૂસ્વામી પાછો ઉપર ચઢયો.

તેને વધારે વાર લાગી જોઈ વસંતસેને પૂછયું—“ મહારાજ, તમને તો ઘણીવાર લાગી ? અમને તમારે માટે ઘણી ધાસ્તી લાગતી હતી. કેમ કાંઇ સમાચાર મળ્યા ? ”

ગુરૂસ્વામીએ ઉત્તર દીધો—“ આપણે લાયકની ઘણી ચીજો માલમ પડી છે. પહેલું તો ચંદનથી બીહવાનું આપણે હવે રહ્યું નથી. તે હાલ હયાત નથી. બીજું રામસિંહ અત્રેથી એક દિવસને રસ્તે છે. તે આ ઠેકાણે ઉતર્યો હતો અને ગઈ કાલ બપોર પછી અહીંથી તે રવાના થયો છે. ત્રીજું માયા, જેને તમે ઓળખો છો તે થોડા વખતમાં આપણા હાથમાં આવશે અને મહાકાળીને ભોગ તરીકે અર્પણ થશે. ચોથું તો પ્રતાપસિંહે ગઈ કાલ દિને આ દેશના ખંડીઆ ઠાકોરો અને કિલ્લેદાર સરદારો સામે લડાઇ જાહેર કીધી છે.”

વિજયસિંહે કહ્યું—“ આ ખબર ઘણી અગત્યની છે. ”

વસંતસેને પૂછયું—“ પણ આટલી થોડીવારમાં આ બધી ખબરો તમે કેમ મેળવવા પામ્યા ? ”

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો—“ આ બાબત હું તમારી સાથે બીજી વખત વાત કરીશ. હાલ તો ઘોડા તૈયાર છે. આપણે જેમ બને તેમ ઉતાવળથી કાળા કિલ્લામાં જઈ પહોંચવું જોઇએ. ”

બેઉ ઠાકોરો બોલી ઉઠયા—“ તમારૂં કહેવું ખરૂં છે. ”

થોડીવારમાં બધા તૈયાર થયા અને ત્યાંથી પોતાની મુસાફરી આગળ શરૂ કીધી.

---

## પ્રકરણ ૬૫ મું.

### પ્રતાપસિંહના લશ્કરની કવાયદ.

પ્રતાપસિંહે પોતાના લશ્કરની કવાયદ લીધી તે વાત ખરી હતી. તે દેશના ખંડીઆ ઠાકોરો અને સરદારો સામે તેણે લડાઈ જાહેર કરી હતી.

આસો માસ બેસી ચુકયો હતો. વિજયા દશમીને ચાર દિવસ બાકી હતા. આ વખતે તેણે પોતાના બધા લશ્કરને તૈયાર થઈ શહેર બહાર મેદાનમાં જઈ ઉભું રહેવા હુકમ મોકલ્યો. બધું સૈન્ય વખતસર ત્યાં જઈ ઉભું.

શહેરના લોકો તે જોવાને એકઠા મળ્યા હતા રહેતે રહેતે લોકોને પ્રતાપસિંહની રાજનીતિ પસંદ પડતી ગઈ. લોકો ઉપર જે જે જુલમ હતા તે પ્રતાપસિંહે તદન કાઢી નાંખ્યા હતા.

આજ સવારથીજ લોકોમાં તરેહવાર ગપો ઉડી રહી હતી, પણ પ્રતાપસિંહના મનમાં શું છે તે કોઈ ખરેખરૂં જાણતું ન હતું.

આગલા રાજાના વખતના સીપાઇઓ અને પ્રતાપસિંહના લશ્કર વચ્ચે અતિ ફરક હતો. રાજાના સીપાઇઓ બહાદુર જણાતા હતા. તેમનો પોશાક સાદો અને સફાઈદાર હતો. પ્રતાપસિંહ પોતે તદન સાદાં કપડાં પહેરતો. તે જોઈ તેનો દરેક અમલદાર પણ તેમ કરતો.

આજ આકાશમાં વાદળું ક્યાંઈ પણ દેખાતું ન હતું. બપોર થઈ ગયા હતા તેથી સૂર્યનો તાપ પણ જરા ઓછો થયો હતો. તેવે વખતે આ વીશ હજાર સૈન્યનો દેખાવ મનોહર જણાતો હતો. તેમનાં હથિયારોનો ચળકાટ વીજળીના ચમકારા જેવો જણાતો હતો. ઘોડાઓના હણહણાટથી વાદળની ગર્જનાની ગરજ સરાતી હતી.

બધું સૈન્ય બહાદૂર પ્રતાપના આવ્યાની રાહ જોતું હતું. થોડીવારમાંજ એક આંખે કાણો બહાદૂર વીર ફક્ત બે માણસો લઈને આવ્યો.

તેનો પોશાક તદન સાદો પણ લડાયક હતો. માત્ર એક આંગળી ઉપર એક કીમતી વીંટી તેણે પહેરી હતી. આ વીંટી તેની પોતાની ન હતી. તે એક વીર પુરુષ તરફથી તેને ભેટ મળી હતી. આ વીર પુરુષ તે સરદાર રામસિંહ હતો. રામસિંહે તેને પહેલી મુલાકાતમાં જે વીંટી આપી હતી તે તેની યાદગીરી તરીકે તેણે પહેરી રાખી હતી.

તેને આવતો જોઈ વીશે હજાર તલવારો દરમાંથી જેમ નાગણો ફુંફાડા મારતી નીકળે, તેમ મ્યાનમાંથી નીકળી. તેના રસ્તા માટે સૈન્ય બે હારમાં વહેંચાઇને ઉભું હતું. તેમને દરેકને જોતો, તેમની સલામનો ઉત્તર આપતો, તે જવા લાગ્યો. બધી પલટનો જોઇ વળીને પાછો તે સૈન્યને મધ્ય ભાગે આવીને ઉભો. જ્યારે ચારે તરફ બધા ચુપ થઇ ગયા ત્યારે તે બોલ્યો—"મારા બહાદુર મિત્રો, તમારી મારી ઉપરની મમતા જોઈ હું આનંદ પામ્યો છું. તમે મારી તરફ કેટલી માયા દેખાડો છો તે તમે અત્યારે મને દેખાડી આપ્યું છે. હું ધારૂં છું કે, મારા વિચારો છે તેજ તમારા પણ છે. આ દેશના ખંડીઆ ઠાકોરો અને કિલ્લેદાર સરદારો રૈયત ઉપર જુલમ ગુજારવા લાગ્યા હતા, તેમનો કેટલોક જુલમ તો તમે તોડી નાંખ્યો છે. તેઓમાંના કેટલાક તો આપણે વશ થયા છે. બાકીના જે થોડા રહ્યા છે તેમને આપણે થોડા વખતમાં તાબે

કરી શકીશું. લાખો માણસો તેમના જુલમથી છુટી તમને આશીર્વાદ આપશે. કેટલાક ધર્મગુરૂઓ ધર્મને નામે નવા નવા ઢોંગો ઉભા કરી, આ ઠાકોરોને વશ કરી, પોતાની મરજી પ્રમાણે ચલાવવા લાગ્યા છે. ઘણાક કુટુંબોની તેમણે ધર્મને નામે લાજ લુંટી છે. આ બધાનો અંત તલવારના જોરથી લાવવો જોઈએ. તેઓ કોઈ રીતે સમજશે જાણી આપણે આટલો વખત તો ધીરજ પકડી હતી પણ તેનું કાંઇ મનમાનતું પરિણામ આવ્યું નથી. રૈયતને તેઓ ગુલામ બરાબર ગણવા લાગ્યા છે. મારા બહાદૂર મિત્રો! ઈશ્વર આવાનું સારૂં શી રીતે કરે? ઇશ્વરે તેમને શિક્ષા કરનાર હથિયાર તરીકે તમને પસંદ કર્યા છે. તમે તેમને ગુલામગીરીમાંથી છોડવવાની કોશેશ કીધી છે. હજી આપણે રૈયતના સુખને માટે ઘણું કરવાનું છે, તે કરશો એટલે સર્વ શક્તિમાન ઈશ્વર તમારી ઉપર પ્રસન્ન રહેશે!"

આમ બોલી પ્રતાપસિંહ મુંગો રહ્યો. તેનું બોલવું બધા એક ચિતે સાંભળતા હતા. તેઓએ તેના મતને મળતો પોતાનો મત જાહેર કર્યો. ફરીથી જ્યારે બધા શાંત થયા ત્યારે પ્રતાપસિંહે બોલવું શરૂ કર્યું.

તે બોલ્યો-"મારા બહાદૂર મિત્રો! આ બીજી વખત હું તમારા મોઢામાંથી નીકળતો આનંદનો ઉદ્દગાર સાંભળી ચુકયો છું. મારૂં હૈયું ઉપકારથી ભરાઇ ગયું છે. તમારૂં પરાક્રમ હવે પ્રકાશમાં લાવવાનો વખત પાસે આવ્યો છે. આ મારી તલવારના સોગન લઇને કહુંછું કે, બાકી રહેલા પણ સૌથી બળવાન ઠાકોરોને લડાઈ લડીને હવે વશ કરવા છે અને રૈયતને તેમના જુલમમાંથી છોડવવી છે!"

તેજ પળે વીશે હજાર તલવાર હવામાં ઉંચી થઈ. જોવા એકઠા થયલા લોકોમાંના કેટલાકને તો શુર ચઢયું. કેટલાક વગર હથિયારના લોકો નીચું જોવા લાગ્યા.

થોડીવાર પછી તે બહાદૂર વીર બોલ્યો-"મારા બહાદૂર મિત્રો! આપણે કામ બેવડું કરવાનું છે. સાધુના પોશાકવાળા ઠગોને પકડી કાઢી તેમને શિક્ષા કરવી છે અને ઠાકોરોનો જુલમ બંધ કરવો છે. ધર્મઠગોને એ વ્યભિચારી ઠાકોરોનો આશ્રય વધારે છે. એ ઠાકોરો આપણા હાથમાં આવશે તો ધર્મ ઠગો પોતાની મેળેજ નરમ પડશે. આપણે કાંઈ નાસ્તિક નથી. આપણે આપણા બાપદાદાના ધર્મને માનીએ છીએ. મારા બહાદૂરો, હવે તૈયાર થાઓ. આ દેશનો દરેક કિલ્લો આપણા હાથમાં આવવો જોઇએ."

કાણો પ્રતાપ બોલતો બંધ રહ્યો. આખું મેદાન સૈનિકોના અવાજથી ગર્જી રહ્યું. પ્રતાપસિંહની પાછળ લડવા માટે તેઓ પોતાની મોતની ઘડી

સુધી તૈયાર થયા. પછી પ્રતાપસિંહે તેમને છાવણીમાં જવા રજા આપી.

દરેક પલટનની ટુકડી પ્રતાપસિંહની આગળથી જવા લાગી. તેની પાસેથી જતી વખતે દરેક જણ તેને નમતું અને તેનો તે હસીને જવાબ વાળતો.

તેની નજર આગળથી બધાના ગયા પછી તેણે પોતાનો ઘોડો ફેરવ્યો. તે રાયપુરના કિલ્લામાં ગયો. લોકો બધા વીખરાઈ ગયા. શહેરમાં ફરીથી શાંતિ ફેલાઇ પણ તે બહારનીજ હતી. અંદરથી લોકો ઉશ્કેરાયલાજ રહ્યા. દરેક ઘરમાં તે વિષે વાતો થવા માંડી. ઠાકોરો અને સરદારોના જાસુસો જેઓ તે વખતે હાજર હતા તેઓ પોતાના માલેકોને ખબર આપવા નીકળ્યા. કેટલાકો મદદ કરવાની આશાએ પોતાના લાગવગવાળા સરદારો અને ઠાકોરોને ખબર કરવા દોડયા. કેટલાક આખા દેશમાંથી જુલમ નાશ પામશે જાણી આનંદ પામ્યા. કેટલાકો પ્રતાપસિંહની તરફ બોલતા તો કેટલાક તેને વખોડી નાંખતા.



## પ્રકરણ ૬૬ મું.



## શુરવીરોનો સરદાર.

તેજ દિને સાંજના પ્રતાપસિંહ કિલ્લામાંના પોતાના ઓરડામાં હતો. તેની પાસે દેશને લગતા કાગળો પડેલા હતા, તે તે ધ્યાનથી વાંચતો હતો.

તે એકલો હતો. ઓરડામાં દીવા બળતા હતા. તે વખતે કોઇ તેના ચહેરા તરફ જુએ તો તુરત પામી જાય કે, તે કોઈ ઉંડા વિચારમાં ગરકાવ થયો હતો.

તે દરેક કાગળ વાંચતી વખતે તેની ઉપર કાંઈ લખતો હતો. વારંવાર એક કાગળ મૂકી દઈ બીજો લેતો.

તે બોલ્યો-" હા, હવે એમ કર્યા વગર બીજો ઉપાયજ નથી. જીંદગીના છેડા સુધી લડાઈ તો કરવીજ. મારૂં સૈન્ય મારી પાછળ આવશે એ પણ ખરૂં. માગવા તો હાલ કાંઇ કરશે નહિ. તે શુભ દિવસને હું અભિવંદન આપુછું. જો આ તક મળી ન હોત તો જરા વિચાર જેવું હતું ખરૂં. અંધારામાં લીધેલી કબૂલાત અંધારામાંજ રહેવી જોઇએ. આખા એક વરસ સુધી તે આ દેશ તરફ જોનાર નથી એવી કબૂલાત છે. તે કબૂલાત પળાય એવી છે એમ મારી ખાત્રી થાય છે. ઇશ્વર! આ બધી તારીજ કૃપા છે. તારીજ કૃપાથી હું આ દેશનું શુભ કરી શકીશ, "

થોડીવાર સુધી તે મુંગો રહ્યો. હાથમાં એક કાગળ પકડી રાખીને તે જોવા લાગ્યો. તે બોલ્યો-" હા, મારી સૌથી પાસેની સગીને અપમાન થયું

છે, તેનું હું વેર લઈશ. અરે ધર્મ ઠગો! તમને તો હું છોડનાર નથી! અરે! પણ મારા મનમાં આ શા વિચાર? જે બાબત હું ભૂલી ગયો છું તે પાછી મને કેમ યાદ આવે છે? વસંતસેના! તું આટલે વરસે પાછી કેમ યાદ આવી?"

આ વીર પુરુષની આંખોમાંથી આ વખતે આંસુ પડવા લાગ્યાં. તે એક બાળકની પેઠે રડી પડયો. જ્યારે તેનું હૈયું ખાલી થયું ત્યારે તે બોલ્યો—"હવે મારે તે વિચારો છોડી દઈ શું કરવું તે જોવું જોઇએ. આ કામના કાગળોનો મારે હજી વિચાર કરવો છે. આટલા બધા કિલ્લાઓને ઘેરો ઘાલવા માટે મોટા સૈન્યની જરૂર છે. ઘણાં ખરા મારો સામે થશે. તેમાં વખત પણ ઘણો જશે, માટે પહેલાં તો રાયપુરની આસપાસ મારે નજર દોડાવવી જોઇએ. આ દક્ષિણ તરફ ઠાકોર વિજયસિંહનો મજબૂત કિલ્લો છે, પણ તે ઠાકોર તો નાશી ગયો છે. મારા થોડા માણસો તે કિલ્લો વશ કરી શકશે. સફેદ મહેલમાં તો ઠકરાણી વીજકુંવર રહે છે. લોકો કહે છે કે તે સ્ત્રી ઉદાર દીલની અને ધર્માત્મા છે પણ તેને વિષે મને કાંઈક શક છે. એક દિવસે સુંદરીની આગળ એ ઠકરાણીનું મેં નામ લીધું એટલે તે ગભરાઇ ગઈ હતી. આ ઉપરથી મેં તે છોકરીને પૂછયું કે, તું ઠકરાણી વીજકુંવરને ઓળખે છે અને તેને વિષે કાંઈ જાણે છે? તો તે છોકરી તો નીચુ જોઈને બોલી કે, હું તેને વિષે કાંઈ જાણતી નથી, પણ તેમાં ભેદ હતો. તે ભેદ હું પામી ગયો. એ ઠકરાણી સાથે સંબંધ રાખતો કોઈ ભયંકર ભેદ સુંદરી જાણે છે એમ મારી ખાત્રી છે. સુંદરીની જીંદગીનો ભયંકર ભેદ એણે મારી આગળ ખુલ્લો કર્યો પણ આ ઠકરાણી વિષે કાંઇ ખુલાસો કરતાં તેને....પણ હાલ તે વિષે મારે વધારે વિચાર કરવા વખત નથી. ઘણી બાબતો એવી છે. સફેદ મહેલ તો રહેવા માટે મહેલજ છે. ત્યાં તો એક પણ ચોકીદાર રાખવાની મારે જરૂર નથી, પણ તેની પાસેજ એ ઠકરાણીનો ડુંગરી કિલ્લો છે તે મજબૂત છે. એ કિલ્લા માટે મારી ખાનગી નોંધમાં શું લખ્યું છે તે હવે જોઉં."

આમ કહી તેણે એક કાગળ શોધવા માંડયો. કેટલાક કાગળો ફેરવ્યા પછી એકને હાથમાં લઇને તે બોલ્યો—"હા, આખરે મળ્યું ખરૂં! એમાંથી કાંઇ જાણવા જોગ મળશે. એ ડુંગરી કિલ્લો ઠકરાણી વીજકુંવરની માલેકીનો છે. એ ઘણો મજબૂત કરવાને કેટલાક કારીગરો લગાડવામાં આવ્યા હતા. એની નીચે ભોંયરૂં છે એમ ધારવામાં આવે છે. એ કિલ્લામાં એ ઠકરાણીને ખરચે કેટલાક જુવાન પુરુષો વસે છે. તેમની દેખરેખ કોઈ સંન્યાસી રાખે છે. એ કિલ્લાની પડોસમા કેટલીક વખતે હથિયારબંધ સ્વારો દેખાય છે. કોઇ વખતે તો કાળાં કપડાંથી તેમણે પોતાના મોઢાં છુપાવેલાં હોય છે, પણ એ

વિષે કાંઇ બરોબર ખાત્રી થઈ નથી. લોકોને ત્રાસ આપવા માટે અથવા તો કોઈ કારણથી તેઓ મોઢું છુપાવે છે તે જણાતું નથી.' મારા વિશ્વાસુ દૂતે મને આ ખબર મેળવી આપી છે. જો આ બધું ખરૂં હોય તો તે ઠકરાણીથી સંભાળવુ જોઇએ. કાલ સવારના એ કિલ્લાને ઘેરો ઘાલવા માટે પાંચસો માણસો હું મોકલી દઈશ, અને તેટલાજ માણસો વિજયસિંહનો કિલ્લો લેવા જશે. એમ કરીને હું લડાઇની શરૂઆત કરીશ."

આ પ્રમાણે પ્રતાપસિંહ વિચાર કરી રહ્યો હતો એટલામાં એક ચોકીદાર દાખલ થઇને બોલ્યો–"નામદાર સરદાર, કોઇ બાઈ તમને તુરત મળવા માગે છે."

પ્રતાપે કહ્યું–"હું હાલ કામમાં રોકાયલો છું તેથી તેને મારા કારભારી પાસે મોકલ."

ચોકીદારે કહ્યું–"હું તે જાણતો હતો અને તેથી મેં તેને ત્યાં લઇ જવા માગી, પણ તે તો કહેવા લાગી કે, મારે તો સરદાર બહાદૂર સાથેજ ઘણું અગત્યનું કામ છે."

પ્રતાપસિંહે કહ્યું–"ત્યારે તો તેને અંદર દાખલ કર."

તે ચોકીદાર નમીને ગયો અને થોડીવારમાં ઉંચા કદની અને સુંદર દેખાવની એક સ્ત્રી ઓરડામાં દાખલ થઈ. થોડીવાર સુધી સરદાર તરફ જોયા પછી તે બોલી–"નામદાર સરદાર, તમને કામને વખતે મેં હરકત કીધી તેથી હું તમારી ક્ષમા માગુછું."

પ્રતાપસિંહ પણ તેના ચહેરા તરફ થોડી વાર જોઇ રહ્યો. તે સ્ત્રીના ચહેરા ઉપર ધાસ્તીની નિશાનીઓ ખુલ્લી રીતે દેખાતી હતી. જ્યારે તે બોલી રહી ત્યારે તેને બેસવાનું કહ્યું. નીચે બેઠા પછી તે સ્ત્રી બોલી–"સરદાર બહાદૂર પ્રતાપસિંહ, હું તમારા પક્ષની નથી તે છતાં તમારી દયા માગવા આવી છું. હું તમારી શત્રુ હતી, પણ હાલ તમારી મિત્ર થવા આવી છું. મારૂં નામ તો કદાચ તમે સાંભળ્યું હશે–'

ધીમે અવાજે પ્રતાપસિંહે પૂછયું–"તમે કોણ છો ?"

અંદરખાનેથી ગભરાઇ જઈ પણ બહારથી શાંત દીલ રાખીને તે બોલી–"હું ઠકરાણી વીજકુંવર છું."

પ્રતાપસિંહ તે સાંભળી આશ્ચર્ય પામીને બોલ્યો–"અરે! જે વખતે તમે અહીં દાખલ થવા માગ્યું તે વખતે હું તમારે માટેજ વિચાર કરતો હતો."

આશ્ચર્ય પામીને તે બોલી–"શું? તમે મારે વિષે વિચાર કરતા હતા?" આ વખતે તેને કેટલી બીક લાગી હતી તે તો તેનું મનજ જાણતું હતું.

પ્રતાપસિંહ તેની બીક પામી ગયો પણ જાણે જાણતો ન હોય એવો દેખાવ રાખીને તે બોલ્યો—"હા, બાઈ, હું તમારે માટેજ વિચાર કરતો હતો. સવારના પહોરમાંજ તમારા કિલ્લાની કુંચીઓ મારે હસ્તક લેવા માણસ મોકલવા મારો વિચાર હતો."

આ સાંભળી ઠકરાણીને થોડી ધીરજ વળી. તે મનમાં બોલી—"ત્યારે તો મારો શક ખોટો હતો. સુંદરી અથવા માયાએ પોતાના સોગન તોડયા નથી.'

સરદાર બોલ્યો—"બાઇ, તમારે ડરવા જેવું કાંઇ નથી. મારૂ સૈન્ય તમારા કિલ્લામાં રહેશે તેનાથી તમારે કાંઈ અપમાન ખમવું પડવાનું નથી. તમે જેમ હાલ ચાલો છો તેમજ ચાલ્યા કરજો."

ઠકરાણી બોલી—"તમારૂં સૈન્ય તમે મારા કિલ્લામાં દાખલ કરવા માગો છો? મારા જેવી અબળાથી તમારે ડરવાનું શું છે?"

પ્રતાપસિંહે કહ્યું—"બાઇ, હું તમને એક વખત કહી ગયો કે, મારા હાથે તમને કાંઈ નુકશાન થનાર નથી. તેમજ મારા લશ્કરના માણસોનો ખર્ચ પણ તમારે માથે પડનાર નથી."

ઠકરાણી બોલી—"પણ મારો વિચાર તો એમ ન થાય એવો હતો, અને તે માટેજ હું તમારી પાસે આવી હતી. તમે મારા વચન ઉપર વિશ્વાસ નહિ રાખો?"

દૃઢ અવાજે પ્રતાપે કહ્યું—"બાઈ, એમ નહિ બને એમ તમને કહેવા માટે હું ઘણો દલગીર છું. મારે મારી ફરજ બજાવવી જોઇએ. તમે એક ઠાકોરનાં રાણી છો અને તેથી તમારા વિચાર મારી વિરૂદ્ધ હશે. વળી તમારો કિલ્લો મજબૂત છે. તે કિલ્લામાં છુપાં ભોંયરાં છે. તમારા કિલ્લાની પડોસમાં મોઢું છુપાવેલા હથિયારબંદ, માણસો વારવાર, નજરે પડે છે."

આ સાંભળતાંજ વીજકુંવર તદન ફીક્કી પડી ગઈ. પ્રતાપસિંહ જે આટલી વાર નીચે મોઢે કાગળમાં જોતો બોલતો હતો તેણે ઊંચું જોયું. ઠકરાણીએ પોતાની મનોવૃત્તિ સંતાડવા યત્ન કર્યો, પણ તેમાં તે ન ફાવી. તેના ચહેરામાં થયલો ફેરફાર પ્રતાપે જોઇ લીધો.

કાંઈક શકમંદ દીલે પ્રતાપસિંહે કહ્યું—"બાઈ, મારો વિચાર હાલ ફરે તેમ નથી. જેમ બને તેમ જલદીથી હું મારૂં લશ્કર તમારા કિલ્લામાં મોકલવા માગું છું."

તદન ગભરાઈ જઈને ઠકરાણી બોલી—"સરદાર બહાદુર, તમે જો એકદમ મારા કિલ્લામાં લશ્કર મોકલશો તો મારૂં કર્યું કારવ્યું બધું ધુળ મળી જશે."

પ્રતાપ બોલ્યો—" તમારા કિલ્લામાં જેવી રીતે હાલ ચાલે છે તેવીજ રીતે બધું ચાલવા દેવા માણુસોને હું હુકમ કરીશ. તમે પોતે તો સફેદ મહેલમાં રહોછો તેથી મારા સીપાઇઓથી તમને કાંઇ નુકશાન થનાર નથી."

વધારે ગભરાઇને તે બોલી—" તમે તમારો વિચાર કોઇબી રીતે નહિ ફેરવો ?"

પ્રતાપસિંહ બોલ્યો—" બાઈ, તમારા મનમાં શું છે તે હું જાણું છું. તમે મારો વિચાર ફેરવવા માગતાં હો તો તમારી ઉપર મને વિશ્વાસ આવે એવું તમારે કાંઈ કરવું જોઇએ."

આ વખતે ઠકરાણીના મનમાં એક નવો વિચાર આવ્યો. તે બોલી—"તમે શું કહોછો ? હું તમારી શત્રુ મટીને મિત્ર થાઉં તેની તમે જામીનગીરી અને સાબીતી માગોછો ?"

તે સ્ત્રીનું આવું બોલવું સાંભળીને પ્રતાપસિંહ ચેતી ગયો કે, આ સ્ત્રી મતલબી છે. તે પોતાની મતલબ માટે કોઈબી કામ કરવા અટકે તેમ નથી. પણ તેને હાલ તે વિષે કહી સંભળાવવામાં સાર નથી. હાલ તો એની સાથે રાજનીતિથી ચાલવું.

તે બોલ્યો—" અમારી છાવણી દરેક માણુસને માટે ખુલ્લીજ છે પણ કોઈ માણુસ શત્રુને ત્યાંથી આવે તો તેને માટે અમારે વધારે સાવચેતી રાખવી પડે છે."

ઠકરાણીએ કહ્યું—" તે માટે ધાસ્તી રાખવાને કારણુ ન મળે તોપણુ તમે તેવી જામીનગીરી માગશો ?"

પ્રતાપ બોલ્યો—" તે તો તે વખતનો જેવો વિચાર. મેં તો તમારી બધાની સામે લડાઇ ઉઠાવી છે અને મારા સૈન્યે તે કબૂલ કર્યું છે."

ઠકરાણીએ કહ્યું—"આજનો બધો બનાવે હું જાણું છું અને તેથીજ તમને મળવા માટે હું અત્રે આવી છું."

પ્રતાપસિંહ બોલ્યો—" લડાઈ જાહેર કરીને મેં કાંઈ કતલ ચલાવવા વિચાર નથી રાખ્યો. જો કોઇ પણુ ઠેકાણે માણુસોની હાનિ થશે તો તેમો જોખમદાર મારી સામે થનાર ગણુાશે. મોડા વહેલે મારે વશ થવું તો પડશે જાણી તેણુ પહેલાંથી વિચાર કરવાનો છે."

વીજકુંવર બોલી—"અરે મોટા સરદાર, તેમાંની પહેલી તરીકે મને ગણો."

પોતે સમજ્યો ન હોય એવો દેખાવ કરીને પ્રતાપસિંહે પૂછયું—" તમારા બોલેલા શબ્દોનો મારે શો અર્થ કરવો ?"

ઠકરાણી વીજકુંવર બોલી—" શું ત્યારે તમે સમજ્યા નથી ? જો તમે

સમજ્યા ન હો તો હું ખુલ્લા શબ્દોમાં બોલુંછું કે, એકનો પક્ષ છોડી બીજા પક્ષમાં જવું એ ઘણી હલકાઈ છે, છતાં હું તમારી પક્ષમાં આવીશ."

પ્રતાપસિંહે કહ્યું–" એમાં હલકાઈ જેવું કાંઈ નથી. એક પક્ષ કરતાં બીજો પક્ષ સારો હોય તો તેમાં જવાને શી અડચણ છે? એમાં તો ફાયદોજ છે."

ઠકરાણી બોલી–" સરદાર સાહેબ, તમારૂં કહેવું ખરૂં છે. હું તમારી દયા અને ઉદારતા માગવા આવી છું. હું કબૂલ કરૂંછું કે, આટલાં વરસ સુધી હું તમારી શત્રુ હતી. આજ બપોરના કવાયદ વખતે બન્યું તે જો ન બન્યું હોત તો હું હજી પણ મારા આગલા વિચારને વળગી રહી હોત; પણ કવાયદ પછી મારા મનમાં બીક લાગી છે. વિચાર કરવા માટે જે થોડો વખત મળ્યો તેમાં વિચાર કરતાં મારી ખાત્રી થઈ કે, તમે બળવાન અને ખંતી છો, અને તેથી જરૂર ફતેહ પામશો. આ દેશનું રૂડું ભવિષ્ય મારી નજરે દેખાય છે. બધો નક્કી વિચાર કર્યા પછી હું તમારી પાસે આવી."

પ્રતાપસિંહે કહ્યું–" તમારો વિચાર ખરો છે. તમે જામીનગીરી તથા સાબીતી વિષે બોલતાં હતાં તે શું?"

ઠકરાણી બોલી–" હું તમારી પક્ષમાં આવી છું તે મારે તમને બનતી દરેક મદદ કરવી જોઇએ. બહાદૂર સરદાર, જો તમને હું મદદ કરૂં તેનો બદલો વાળી આપવા વચન આપો તો હું પછી કહું."

પ્રતાપસિંહે કહ્યું–" તમારૂં કહ્યું સાંભળ્યા પછી હું તમને તુરત 'હા ના'નો જવાબ આપીશ."

વીજકુંવર બોલી–"તે પહેલાં મારે એક સરત કરવી છે. તે એ છે કે જો તમે ના પાડો તો મારૂં કહેવું જાણે તમે સાંભળ્યુંજ ન હોય એવી રીતે તે વાત છુપી રાખવી. બોલો તે કબૂલ છે?"

પ્રતાપસિંહે જવાબ આપ્યો–" હા. તે મારે કબૂલ છે."

વીજકુંવરે કહ્યું–" પહેલાં હું મારી સરતો કહીશ. જો તે તમારે કબૂલ નહિ હોય તો પછી હું તમને શી મદદ આપીશ તે કહેવાની કાંઈ જરૂર નથી."

પ્રતાપસિંહે કહ્યું–" તમારી સરતો શી છે તે કહો."

ઠકરાણી બોલી–" સાંભળો. પહેલું તો તમારે મારા કિલ્લામાં તમારા માણસો ન મોકલવા તથા ત્યાં કોણ રહે છે તે વિષે તપાસ ન કરવી. બીજું, મારી હદમાં જે કાંઈ મીલકતો છે તેની ઉપર તમારે દાવો ન કરવો. ત્રીજું, આટલા વખત સુધીમાં મારે હાથે કાંઇ પણ બુરૂં કામ થયું હોય તો તે વિષે મને ક્ષમા આપવી, અને ચોથું અને છેલ્લું એ કે, એજ સરતો ઉપર એક ઠાકોર, કે જેનું નામ હું તમને પાછળથી આપીશ તેની સાથે પણ થયલી વાત-

ચીત તમારે કબૂલ કરવી. આ મારી સરતો છે.”

પ્રતાપસિંહ બોલ્યો—“ તમારી આ સરતો એવી છે કે, એને બદલે મને કાંઇ મોટો લાભ થવો જોઇએ. જો તેનો લાયક લાભ મને મળે તો હું તે સરતો કબૂલ કરૂંછું.”

આનંદથી ચહેરો પ્રફુલ્લિત કરીને વીજકુંવર બોલી—“ હું તમને જે રીતની મદદ કરવા માગુંછું તેનો તો તમને સ્વપ્નેએ ખ્યાલ નહિ હોય, પણ તે મદદ આ સરતો કરતાં પણ ચઢીઆતી છે.”

પ્રતાપસિંહે પૂછયું—“ તે શું છે ?”

ધીમે પણ દૃઢ અવાજે વીજકુંવર બોલી—“ રાજકુમારી સુંદરમતી તથા તેનો ખજાનો તમને હું મેળવી આપી શકુંછું.”

પ્રતાપસિંહ બોલ્યો—“ હં, ત્યારે તો તમારા કિલ્લાનાં ભોંયરાં તમને સારાં કામમાં આવ્યાં ?”

ઠકરાણી બોલી—“ બહાદૂર સરદાર, હું સોગન ખાઇને કહુંછું કે, રાજકુમારી અથવા તો તેનો ખજાનો મારા કિલ્લા અથવા મહેલમાં નથી. જોઇએ તો સફેદ મહેલ અને મારો કિલ્લો શોધી જુઓ. તમને તેમાં નિરાશ થવું પડશે. તે કયાં છે તે હું જાણુંછું. જો તમારો વિચાર મારે ત્યાં શોધ કરવાનો હોય તો પછી મારે તમારે કાંઈ વાતજ થઈ નથી એમ ધારજો. પછી હું કાંઈ પણ કરી શકનાર નથી.”

થોડી પળ વિચાર કર્યા પછી પ્રતાપસિંહ બોલ્યો—“ બાઈ, હું તમારૂં કહેવું કબૂલ કરૂંછું. તમારી સરતો મારે મંજુર છે.”

ઠકરાણી બોલી—“ તમારા હાથ દસ્કતની મને જામીનગીરી આપો (તેને આનાકાની કરતો જોઈને) આ કામ જીવ જોખમનું છે. પૂરી ચોકસી વગર હું કાંઇ કરી શકું તેમ નથી.”

આ વંઠેલ સ્ત્રીનું બોલવું સાંભળી થોડીવાર વિચારમાં પડીને તે બોલ્યો કે—“ ખરૂં છે.” પણ પ્રતાપસિંહ તેના સામું જોઈ ન શકયો. આટલી વાતચીતથી તેના જાણવામાં એ સ્ત્રીનું ખરૂં સ્વરૂપ આવ્યું હતું.

પછી એક ચર્મપત્ર લઇ તેની ઉપર ઠકરાણીએ કહેલી ચારે સરતો લખી કાઢી અને તે તેને વાંચી સંભળાવી અને તેની ઉપર પોતાની સહી કીધી. પછી તે દસ્તાવેજ ઠકરાણીના હાથમાં મૂકયો.

બરોબર રીતે તે દસ્તાવેજ સંતાડી રાખીને ઠકરાણી બોલી—“ આજથી આઠ દિવસની અંદર રાજકુમારી અને તેનો ખજાનો તમને મેળવી આપીશ અને તેટલા વખતમાં આપણી આજની મુલાકાતની વાત છુપી રાખશો.”

એક કાગળ ઉપર નજર નાંખતો તે સરદાર બોલ્યો—“ તે બાબત તમારે ચિંતા ન રાખવી. ”

“ ઠીક ત્યારે તો હું જાઉંછું. ” આમ કહી તે ઉઠીને પ્રતાપસિંહની ઉપર એક છેલ્લી નજર નાંખી ત્યાંથી ચાલી ગઈ. ફરીથી પ્રતાપ એકલો પડયો.

મધરાત સુધી તે પોતાના કામમાં રોકાયલો રહ્યો. પછી તેને ઉંઘ આવવા લાગી એટલે બધા કાગળો એકઠા કરવા માંડયા, એટલામાં ચોકીદારે આવી ખબર આપી કે, એક કાસદ કાંઈ સંદેશો લઇને આવી પહોંચ્યો છે.

આ મધરાતના આવનાર કાસદ પેલા ન્યાયાધીશની તરફથી આવ્યો હતો. તેણે ચંદનના ખુનની અને સુંદરીના નાશી જવાની બધી ખબર પત્રમાં દર્શાવી હતી. તેજ કાગળમાં જે બખતરવાળા માણસે ત્રણ રાજ્ય કેદીઓને નસાડી મૂક્યા હતા તેને કેદ કરવાની, તથા પ્રતાપસિંહની વીંટીની નિશાનીથી કેવી રીતે તેને છોડી મૂકવાની ફરજ પડી હતી તેનું પૂરેપૂરૂં વર્ણન કર્યું હતું.

આ નવા આવેલા પત્રની પ્રતાપસિંહ ઉપર ઘણી અસર થઈ. તેમાં સુંદરી માટે તેને વધારે લાગ્યું.

એક કલાક સુધી તો પ્રતાપસિંહે ઉશ્કેરાયલી હાલતમાં પોતાના ઓરડામાં ફેરા ખાધા. તેના ચહેરા ઉપરની કરડાસ બધી જતી રહી. તેની જગા દલગીરીએ લીધી હતી.

આખરે તેણે નિશ્ચય કર્યો. પોતાના એક વિશ્વાસુ જમાદારને બોલાવી મંગાવ્યો. તે આવ્યો તેને આ પ્રમાણે કહ્યું—“ તમારા ઘોડાઓ તથા બાર માણસને તૈયાર થવા હુકમ આપો, તેમને લઇને એકદમ સરદાર રામસિંહની પાછળ જાઓ. એ સરદાર પોતાના દેશ તરફ રવાના થયો છે તે તમને કાળાકિલ્લાથી થોડે દૂર મળશે, ત્યાં એની શોધ કાઢજો. જીવ સટોસટનું કામ છે. તે સરદારની સાથે કાળરાત્રી હશે. કાંઈપણ વિચાર કર્યા વગર, કાંઈપણ દયા લાવ્યા વગર—કાંઈપણ કાલાવાલા તરફ ધ્યાન આપ્યા વગર તે છોકરીને કેદ કરીને એકદમ રાયપુર લઇ આવજો. જાઓ, જલદી કરો. એક પળ પણ ખોવી ન જોઈએ. તે આપણી હદમાંથી બહાર જવી ન જોઇએ ! ”

પેલો અમલદાર નમીને જતો હતો, પણ કાંઇક વિચાર આવ્યાથી પ્રતાપસિંહે પાછો બોલાવ્યો.

પ્રતાપસિંહ બોલ્યો—“ જરા સબૂર કરો ! હજી મારે થોડું કહેવાનું રહ્યું છે. સરદાર રામસિંહ વીર પુરુષ છે. કાળરાત્રીને પકડવાની તમારી પાસે શી સત્તા છે તે તે જોવા માગશે. તે સિંહ જેવો જોરાવર છે. જેને તે ચાહે તેને બચાવવાને પોતાની છેલ્લી ઘડી સુધી લડે એવો છે. જો એવો વખત આવે—એ

સરદાર જો લડવાને તૈયાર થાય—ત્યારેજ તમે આ ચીઠી એને આપજો."

આમ કહી પ્રતાપસિંહે એક નાની ચીઠી લખી કાઢી. તેને બરોબર બીડી, ઉપર રેશમી દોરી બાંધી, મોહોર કરીને, તે અમલદારને આપી. તે લઈ નમીને તે ચાલતો થયો, પ્રતાપસિંહને પછી ઉંઘ આવી ગઈ.

## પ્રકરણ ૬૭ મું.

### આગળ મુસાફરી ચાલુ.

રામસિંહ અને કાળરાત્રીને કુમુદિની છોડી ગઈ તે આપણે જોયું. રામસિંહનો આપેલો ઘોડો ઘણો તેજ હતો, તેની ઉપર બેસી પવનની ઝડપે તે નીકળી ગઇ.

પોતાના જવા માટેનું કાંઈ પણ કારણ આપ્યા વગર તે ગઇ.

આપણે જાણીએ છીએ કે, સરદાર રામસિંહને તે ચહાતી હતી, અને તેથી તેનાથી દૂર ગઇ તેમાં તેણે સારૂં કર્યું. કાળરાત્રીને પોતાના હરીફ તરીકે તેણે જાણી. તેના તેને અદેખાઇ લાગી. વળી એક સ્ત્રી જાત તરીકે કાળરાત્રી આગળ પોતે જાહેર થવા શરમાઇ તેથી રામસિંહને પણ પોતે કોણ હતી તે કહ્યા વગર ગઇ. પોતાનો બહાદૂર મદદગાર એક સ્ત્રી હતી, અને તે પણ વળી કુમુદિની હતી એવો તેને મુદલ શક ન આવ્યો. તે તેને એકદમ કાંઈ પણ ખુલાસો કર્યા વગર છોડી ગઈ તેથી તે ચીરડાયો.

કાળરાત્રી, રામસિંહની પાસે આવીને બોલી—"તમારો મિત્ર શા માટે આટલી ઉતાવળથી જતો રહ્યો ?"

રામસિંહે ઉત્તર વાળ્યો—"હું જાણતો નથી. મને કાંઈ સમજણ પડતી નથી. એ જુવાન સાથે સંબંધ રાખતી દરેક ચીજમાં કાંઈ પણ ભેદ છે. મને ધાસ્તી લાગે છે કે—"

તેને આનાકાની કરતો જોઈ, તેના ખભા ઉપર પોતાનો હાથ મૂકી કાળરાત્રીએ પૂછ્યું—"મારા વહાલા રામસિંહ, તમને શાની ધાસ્તી લાગે છે ?"

રામસિંહ, કાળરાત્રીનો હાથ ધીમેથી પોતાના ખભા ઉપરથી ખસેડી નાંખતાં બોલ્યો—"મને લાગે છે કે, એને કાંઈ છુપું દુઃખ છે. એ ગાંડો થઇ ગયો છે. કદાચ તેને કોઇનો પ્રેમ લાગ્યો હશે. ગઈ કાલે એણે મારી સાથે વાત કરતાં મુલ્લુનાયકની કુમુદિની વિષે મારી આગળ વાત કીધી હતી અને તેથી તેના પ્રેમમાં તે હોય એમ જણાય છે. એ કુમુદિનીને તમારી બહેન સુંદરી સારી રીતે ઓળખે છે."

નિઃશ્વાસ નાંખીને કાળરાત્રી બોલી–“ ગરીબ બીચારો ! ”

ધીમે સાદે રામસિંહે કહ્યું–“ મારી વહાલી, તારૂં હૈયું બહુ કોમળ છે. તને કોઇનું દુઃખ જોઇને લાગણી થાય છે. એ જુવાનને હું અતિ આભારી છું. તેનો બદલો હું કોઈ રીતે કોઈ વખતે વાળી આપીશ. તે પોતે કોણ છે, અને આટલા દિવસ તે મારાથી શા માટે છુપો રહ્યો તે કહેવાની તેણે મને કબૂલાત આપી છે. ”

આમ વાત કરતાં તેઓ બેઉ જણાં ધર્મશાળામાં દાખલ થયાં. થોડીવારે જમવાનું તૈયાર થયું. જમીને પરવાર્યા પછી રામસિંહે મુસાફરી માટે તૈયાર થવા હુકમ કર્યો તેથી બધાં તૈયાર થયાં. રાયરપુરથી રામસિંહ નીકળ્યો તે વખતે તેની સાથે જે માણસો હતાં તેમાંથી બે તો ઘટી ગયાં હતાં. બીચારા ચંદનનું ખુન થયું અને કુમુદિની છોડી ગઈ. સુંદરીને બદલે કાળરાત્રી હતી તે તો એકનું એકજ થઇ રહ્યું. મુસાફરી શરૂ થતાં રામસિંહ અને કાળરાત્રી પોતાના ઘોડા સૌની આગળ એક બીજાની અડોઅડ ચલાવતાં હતાં.

કાળરાત્રીની સુંદરતાથી રામસિંહ તદ્દન અંજાઇ ગયો હતો. તે પોતાની થનાર પત્ની તરફ વારંવાર જોઇ આનંદ પામતો.

તેમની મુસાફરીનો આ ત્રીજો દિવસ હતો. બપોર સુધી તો તેમની મુસાફરીને કાંઈ હરકત ન નડી. બપોર થઈ જતાં જે ઠેકાણે પ્રતાપસિંહની છાવણી હતી તે ઠેકાણે તેઓ આવી પહોંચ્યાં. હાલ તે ઠેકાણે છાવણી તો ન હતી, પણ ખુલ્લું મેદાન હતું, પણ તે ઠેકાણું જોતાં રામસિંહના આનંદમાં વધારો થયો. પોતાના મનની મૂર્તિને તે તે ઠેકાણેજ પ્રથમ મળ્યો હતો.

જંગલ પસાર કરી જતાં સાંજ પડવા આવી હતી, તોપણ હજી સૂર્યનો તાપ લાગતો હતો. થોડીવારમાં તે તરફ બે રસ્તા દેખાયા.

રામસિંહ બોલ્યો–“ આ જમણા હાથ તરફનો રસ્તો કાળા કિલ્લાની પાસેથી જાય છે, તે જરા ટુંકો છે. અને આ બીજો રસ્તો જરા લાંબો છે. ”

જરા ગભરાયલી દેખાઇને કાળરાત્રી બોલી–“ આપણે આ ડાબા હાથને રસ્તે જઈએ. પેલી ટેકરીની પાસે એક જુનો નાશ પામેલો કિલ્લો છે ત્યાં આપણે થોડીવાર થાક ખાઈશું, અને તેનાં જોવા લાયક ખંડીએરો જોઇશું. ”

રામસિંહ બોલ્યો–“ ચાલો ત્યારે એ રસ્તે જઇએ. ”

અડધા કલાકમાં તેઓ કિલ્લા આગળ આવી પહોંચ્યાં. ઘોડા ઉપરથી ઉતરી, રામસિંહ અને કાળરાત્રી એ બે જણજ કિલ્લામાં દાખલ થયાં. રૂપાળી તથા માનકુંવરને ત્યાંજ થાક લેવા જણાવ્યું. કિલ્લાનાં ખંડીએરોને જોતાં જોતાં તેઓ છેક ઊંચેના ભાગમાં ગયાં.

## પ્રકરણુ ૬૮ મું.

### નાશ પામેલા કિલ્લો.

આ નાશ પામેલા કિલ્લાના સૌથી ઊંચા ભાગ ઉપરથી આસપાસનો દેશ સારી રીતે નજરે પડતો હતો.

ભીંતો ઘણી ખરી પડી ગઈ હતી. જે વખતે તે સારી હાલતમાં હતી તે વખતે ઘણી મજબૂત હશે એવું પ્રથમજ જોનારને લાગતું.

આ કિલ્લો કાંઈ ઘણા વરસનો ખંડીયર થયો ન હતો. તેના નાશનો ઇતિહાસ ત્યાંજ લખેલો હતો. આગ અને માણુસે જાતે તેનો નાશ કર્યો હોય એવો તેનો દેખાવ નજરે પડતો હતો. પથ્થરો ધુમાડાને લીધે કાળા પડી ગયા હતા. લાકડકામ તદન બળી ગયું હતું. ભાગેલાં હથિયારો, માણુસનાં હાડકાંઓ વગેરેથી જણાતું હતું કે, ત્યાં કોઇ મોટી લડાઇ થઇ હશે.

સુંદર મિનારાના કટકાઓ, આરસપહાણુની લાદીઓ, લોખંડી સરસામાન વગેરે ચીજો ધુળમાં દટાઈ ગયલી ત્યાં પડી હતી.

રામસિંહ અને કાળરાત્રી અતિ સંભાળથી પગ મૂકતા આગળ ચાલ્યા.

આ વખતની કાળરાત્રીની ચાલચલણુ અજાયબ જેવી હતી. જે વખતે તેણુે એ કિલ્લાના દરવાજામાં પગ મૂકયો તે વખતેજ તેના દીલમાં કાંઈ ધાસ્તી પેઠી હતી. તે વારંવાર ચાલતી ચાલતી ઉભી રહી જતી. ત્યાં આગળ ચાલતાં તેના પગ ઉપડતા ન હોય એમ જણાતું હતું. તેની આવી ચાલથી વારંવાર રામસિંહ તેનું કારણુ પૂછતો પણુ તે બરોબર જવાબ આપતી ન હતી. તે જગાએથી જેમ બને તેમ જલદીથી પાછી જવા તે માગતી હતી. પોતે બીહે છે એમ કહેતાં તે શરમાતી. પોતાને કોઇપણ રીતની બીક નથી એમ તે જણાવતી, પણુ તેનું મન તેની સાક્ષી પુરતું ન હતું. ખેંચી તાણીને તે ઉપરથી શાંત દેખાવ રાખવા કરતી, પણુ તેમ થઇ શકતું નહિ.

રામસિંહના જોવામાં કાળરાત્રીના ચહેરા ઉપર થતો બધો ફેરફારનો દેખાવ આવતો ન હતો. પોતાને કાંઇ નથી એમ જ્યારે તે જણાવતી ત્યારે તે એમજ માનતો કે, કાળરાત્રીને મનનું કાંઇ પણુ દુઃખ નથી.

તેઓ ધીમે ધીમે વધારે અંદરના ભાગમાં દાખલ થવા લાગ્યાં. જેમ જેમ તેઓ વધારે આગળ વધ્યાં તેમ તેમ તે કિલ્લાની અસલની મોટાઇનો તેમને વધારે ખ્યાલ આવતો ગયો. એ કિલ્લો બંધાવનારે પૈસા ખરચવામાં કાંઇ પણુ બાકી રાખી નહિ હોય એવું જોનારને લાગતું. તેનો નાશ કરનાર માણુસોની છાતી કેટલી ક્રૂર હશે એમ તેમના મનમાં આવતું.

ઉપર ચઢવાના બે દાદરો હતા. એક દાદર તો આગમાં બળીને તદન પડી ગયો હતો, પણ બીજો દાદર થોડો વપરાસ યોગ્ય હતો. તે દાદર ઉપર રામસિંહ અને કાળરાત્રી ચઢયાં. ઉપર ભાંગેલી તલવારોના કટકા ભાગેલાં બખતરો વગેરે લડાઇનો સામાન તદન નાશ પામેલો પડયો હતો. આ ઠેકાણે વધારે ભયંકર મારામારી થઈ હોય એવો ભાસ થતો હતો; તે જોઈ કાળરાત્રીએ કાંઈ ધીમે સ્વરે બડબડીને નિ:શ્વાસ નાંખ્યો. આ બધું જોઇને કાળરાત્રીને દુ:ખ થાય છે જાણી રામસિંહ તેને બીજે ઠેકાણે ઉતાવળથી લઇ ગયો.

ત્યાંથી જે ઓરડામાં તેઓ દાખલ થયાં તે ખરેખર કારીગરોથી ભરપુર ઓરડો હતો. બારીઓ હજી સુધી સલામત હતી. તેની ઉપરની કારીગરી જોઈ જોનાર મનુષ્ય તેનાં વખાણુ કર્યા વગર રહેતું ન હતું.

જોતાં જોતાં તેઓ એક દરવાજા આગળ આવી પહોંચ્યાં. આ દરવાજો કાંઈ પણ નુકશાન વગર સહીસલામત હતો. રામસિંહે હાથ વતી તે ઉઘાડયો. તે ઓરડો નાનો હતો. તેમાં અસલ દેવ મંદિર હોય એમ જણાતું હતું. તે ઓરડાને આગથી મુદલ ઈજા થઈ ન હતી. વહેમી માણસ તો તેને ઇશ્વરી ચમત્કાર તરીકે માન્યા વગર રહેજ નહિ. આટલા મોટા કિલ્લાનો આગથી નાશ થયો છતાં તેની સાથે જોડાયલા આ મંદિરને કાંઇ નુકશાન કેમ ન થયું એમ તેના મનમાં આવે અને તેમાં ઇશ્વરની ઇચ્છા સમજી તેની કૃતીને વખાણે. રામસિંહને પ્રથમ તો એમજ લાગ્યું પણ જ્યારે તેણે બારીક નજરે જોયું ત્યારે જણાયું કે, એ મંદિર તદન પથ્થરનું બાંધેલું હતું. તેમાં લાકડકામ મુદલ ન હતું. તેમજ તે મંદિરમાં કોઈ પણ દેવની મૂર્તિ ન હતી. કેટલોક સરસામાન અહીં તહીં વીખરાયલો પડેલો હતો.

રામસિંહ તે મંદિરને ધ્યાનથી જોતો હતો તે વખતે કાળરાત્રી ધાસ્તીને લીધે તેના પાસામાં ભરાતી આવતી હતી. આ નાશનો દેખાવ જોઈ કાળરાત્રીનું મન દલગીર થાય છે એમ જાણી રામસિંહ તેને એક નાના દાદર આગળ લઈ ગયો, ત્યાંથી બેઉ જણાં નીચે ઉતર્યાં. તેઓ ઘણાં પાછળના ભાગમાં આ વખત જઇ નીકળ્યાં. ત્યાં એક ઉંચો મિનારો હતો. એ મિનારા ઉપર જવાનો રસ્તો ત્યાંથી હતો. રામસિંહે એ મિનારા ઉપર ચઢી ત્યાંથી આસપાસનો દેખાવ જોવા પોતાની મરજી જણાવી. કાળરાત્રીએ હા પાડવાથી તેઓ પથ્થરના દાદર ઉપર ચઢવા લાગ્યાં.

ઉપર ચઢતાં ચઢતાં વારંવાર ત્યાં મૂકેલાં જાળીઆમાંથી કિલ્લાનાં ખંડીઅરો તેઓ જોતાં હતાં. એ મિનારો ઘણો ઉંચો ન હતો પણ તેની પહોળાઇ વધારે હતી. તેને ત્રણ માળ હતા અને દરેક માળે બે બે ઓરડા બનાવેલા

હતા, ત્રીજે માળે એક મોટો ઓરડો હતો. તેની આગળનો નાનો ઓરડો તદ્દન ભાગી તુટી હાલતમાં હતો. ઉપરનું છાપરૂં પણ થોડું ઘણું રહ્યું હતું. તેની ઉપરથી આખો કિલ્લો દેખાતો હતો. આસપાસના જંગલનો દેખાવ આ વખતે રળીઆમણો લાગતો હતો. બાજુમાંજ નદીના પાણીના વહેવાતો ખળઃખળ અવાજ આવતો હતો. ખીણોમાં ભરવાડો પોતાનાં ઢોરો ચારતા હતા.

આસપાસ જોતાં રામસિંહની નજર ઘણે દૂરની કાંઈ ચીજ ઉપર પડી. આ વખતે સૂર્ય અસ્ત પામવાને થોડીવાર હતી. રામસિંહે તે ચીજ તરફ જોયા કર્યું. થોડીવારમાં તેને જણાયું કે, તે બીજો કિલ્લો હતો. ધીમે ધીમે તેનો બધો ભાગ તેની નજર આગળ ખુલ્લો થયો.

પોતાનો હાથ તે તરફ લંબાવીને રામસિંહ બોલ્યો-" કાળરાત્રી, જો પેલો બીજો કિલ્લો દેખાય છે."

પોતાના મનની લાગણી સંતાડતાં ધ્રુજતે અવાજે કાળરાત્રીએ જવાબ આપ્યો-" હા, મેં તે જોયો છે."

રામસિંહ જેની નજર તે તરફજ હતી તે બોલ્યો-" અને જો તેની પાસેજ પેલો બીજો કિલ્લો પણ દેખાય છે."

મોટી મુશ્કેલીએ પોતાનો નીકળતો નિઃશ્વાસ દબાવીને કાળરાત્રીએ ઉત્તર આપ્યો-" હા, તે પણ મેં જોયો છે."

રામસિંહ બોલ્યો-" આટલા પાસે પાસે ત્રણ કિલ્લા! હું ધારૂં છું કે, તે કિલ્લાઓ તો સલામત હશે. આ કિલ્લોજ આવો ખંડીએર થઇ પડયો છે."

કાળરાત્રી બોલી-" આ કિલ્લાના જેવી પેલા બે સામે દેખાતા કિલ્લાની પણ હાલત છે.

આ સાંભળી આશ્ચર્ય પામીને રામસિંહ બોલી ઉઠયો-"શું? ત્રણ કિલ્લા આટલા એકમેકની પાસે? બધા નાશ પામેલા? અરે કેવો સંયોગ! મારી વહાલી કાળરાત્રી, તું કાંઇ આ કિલ્લાઓ વિષે જાણે છે? મને એમ જણાય છે કે, આ ત્રણે કિલ્લાના નાશને કાંઇ સંબંધ હશે."

અતિ પીડિત થઇને કાળરાત્રી બોલી-" ચાલો આપણે અહીંથી જતાં રહીએ. વહાલા રામસિંહ, મારાથી આ જોવાતું નથી."

તેના ચહેરા ઉપર ધાસ્તીની ખુલ્લેખુલ્લી નિશાનીઓ પ્રગટી નીકળી. તે જોઇ રામસિંહ બોલ્યો-" વહાલી, તને શું થાય છે? તને શાની ધાસ્તી લાગે છે?"

કાળરાત્રી વધારે ગભરાતી ધીમે સાદે બોલી-" હા, હા, મને ધાસ્તી લાગે છે. મેં અહીં આવવામાં મૂર્ખાઇ કીધી છે. મને બધું યાદ આવીને આટલી

બધી ધાસ્તી ઉપજશે એમ મેં ધાર્યું ન હતું!"

પ્રેમથી તેની તરફ જોતો રામસિંહ બોલ્યો–"તને આ દેખાવ જોઇને આ કિલ્લાઓની કાંઈ ભયંકર કથા યાદ આવતી હશે? પણ તું જરા શાંત થા. થોડી પળ સુધી અહીં થાક ખા. તું જો કહે તો તારો હાથ પકડીને તને કિલ્લા બહાર લઈ જાઉં?"

કાળરાત્રી જમીન ઉપર બેસી જઇને બોલી–"હું અત્રેજ થોડીવાર બેસીને શાંત થઈશ." તેણે પોતાના મોઢા ઉપર હાથ ઢાંકી દીધા. તેના મનમાં શા શા વિચારો આવતા હતા તે રામસિંહ પારખી ન શકયો. આંસુ પાડીને તે પોતાનું હૈયું ખાલી કરતી હતી કે તે દેખાવ નજર સામેથી દૂર કરીને શાંત થતી હતી તે ન જણાયું.

શું આ જગા સાથે કાળરાત્રીને કાંઇ સંબંધ હશે? કાળરાત્રી તો ઘણા દૂર દેશની વતની હતી તે છતાં તેને આ દેશ સાથે શો સંબંધ હતો? આ વિચારો રામસિંહના મનમાં ઉત્પન્ન થયા. રામસિંહે તે વિષે તેને પૂછવા વિચાર કર્યો. વળી તે પાછી ગભરાઇ જશે એવી બીકે તે ચુપ રહ્યો, પણ તેની ચુપકીદી થોડી પળ રહી. કોઈ માણસનાં પગલાં ત્યાં આવતાં સાંભળીને તે કોણ છે તે જોવા માટે રામસિંહ ફર્યો. તેજ પળે કાળરાત્રીએ પણ પોતાની આંખો ઊંચી કીધી.

## પ્રકરણ ૬૯ મું.

### નાશ પામેલા ત્રણ કિલ્લાઓ.

તેમની તરફ આવનાર એક વૃદ્ધ હતો. તેના માથાના વાળ તદન સફેદ હતા. કમરમાંથી તે થોડો વાંકો વળી ગયો હતો. તેની ઉમર સીતેર વર્ષની ઉપર હતી તો પણ તે જુવાનીમાં–મજબૂત બાંધાનો હશે એવો તેનો દેખાવ હતો. લાકડીનો ટેકો લઇને તે ચાલતો હતો. તેનો પોશાક સાદો પણ સ્વચ્છ હતો. માથે સફેદ ફેંટો વીંટાળ્યો હતો.

તે વૃદ્ધ પુરુષ કયાંથી આવ્યો તે જોવા માટે રામસિંહ તથા કાળરાત્રીએ આંખો ફેરવી. ઉપર ચઢવાના દાદર આગળ તો કાળરાત્રી બેઠી હતી. રામસિંહ તેની પાછળ ઉભો હતો. તે વૃદ્ધ પુરુષ અંદરના ઓરડામાંથી આવ્યો હતો. આ ઓરડો આટલી વાર સુધી રામસિંહ તથા કાળરાત્રીની નજરે પડયો ન હતો. તેના દરવાજા ઉઘાડા જોઇ તેની તરફ તેમની નજર ખેંચાઇ.

તે નવા આવનાર પુરુષને નમન કરીને રામસિંહે પૂછયું–"તમે આ

જગાએ રહોછો ? ”

પેલા વૃધ્ધે ઉત્તર આપ્યો–“ મેં અહીં ઘણાં વરસ કાઢયાં છે અને હું મરીશ પણ આ ઠેકાણેજ. ( તેના પોશાક તરફ જોઇને ) સરદાર સાહેબ, તમારી સાથેની બાઈ કોઈ રીતે દુઃખી છે એમ જણાય છે. તમને જોઇએ તે મારા પેલા ઓરડામાંથી લઈ આવો જો તમને અડચણ ન હોય તો આ બાઇને તે ઓરડામાં લઇ જઈ જરા શાંત થવા દો. મારૂં ગરીબનું એ ઝુંપડું છે. ”

રામસિંહ કાળરાત્રીને પૂછવા ફર્યો કે, તારે કાંઇ ખાવા પીવાની ઈચ્છા છે?

તે વખતે તેનો દેખાવ એવો તો વિચીત્ર દેખાયો કે રામસિંહના મોઢામાંથી તે શબ્દો નીકળી ન શકયા. તે તો પોતે જ્યાં અગાઉ બેઠી હતી ત્યાંજ બેઠી હતી. પોતાના હાથ ઉપર પોતાનું માથું ટેકવી પેલા વૃદ્ધ તરફ તે તીક્ષણ નજરથી જોતી હતી. તેને જોઇને તે આશ્ચર્ય પામેલી જણાઇ હતી.

થોડીવાર સુધી કાળરાત્રીની તરફ જોયા પછી રામસિંહે કહ્યું–“કાળરાત્રી, વહાલી કાળરાત્રી, આ વૃદ્ધ પુરુષના બોલ તેં સાંભળ્યા? એ તને ખાવા પીવાનું તથા થોડીવાર વિશ્રાંતી માટે કહે છે તે તેં સાંભળ્યું ? ”

કાળરાત્રી પોતાની પૂરી શુદ્ધિમાં હોય એવું જણાયું નહિ. રામસિંહનું બોલવું તેણે સાંભળ્યું હતું. થોડીવાર પછી તે ઉભી થઇને બોલી–“રામસિંહ, ચાલો આપણે અહીંથી જતાં રહીએ ! ”

રામસિંહ પોતાની થનાર પત્નીનો હાથ પકડીને બોલ્યો–“ કાળરાત્રી, તને શરીરે સારૂં નથી. તું હદન ગભરાઇ ગઇ હોય એવી જણાય છે. મને એમ લાગે છે કે, આ ખંડીએરોની કાંઈ કથા તને યાદ આવી હશે અને તેથી તારા–”

પેલો વૃદ્ધ વચ્ચે બોલી ઉઠયો–“ આ વીરસેનના કિલ્લાની કીર્તિ, તેની મોટાઇ, તેની શોભા એ વિષે કોને યાદ છે ? બાઈ, તમે તો હજી ઘણાં જુવાન છો. ભાગ્યે તમને સત્તર વરસ પૂરાં થયાં હશે. જે વખતની આ વાત બની છે તે વખત તો તમે બાળક હશો. તે વખતના અમે રહેનાર વિષે તમે કયાંથી–”

કાળરાત્રીના શરીરમાંથી કંપારી છુટી ગઈ. તોપણ તેણે થોડી હીંમત લાવીને પૂછયું–“ વૃદ્ધ પુરુષ, તમે કોણ છો ? ”

પેલા વૃધ્ધે જવાબ આપ્યો–“ બાઈ, મારૂં નામ એભલનાયક છે. આ કિલ્લાના ઠાકોરની નોકરીમાં હું પ્રથમ હતો. ”

ધીમે અવાજે કાળરાત્રી બોલી–“તમે આ કિલ્લાના ઠાકોર સાહેબ વીરસેનની નોકરીમાં ઘણાં વરસ તેના કારભારી હતા ? ”

રામસિંહે તે સાંભળી કહ્યું–“ કાળરાત્રી મારી વહાલી, તને શું દુઃખ થાય છે ? આપણે જ્યારથી આ કિલ્લામાં પગ દીધો છે ત્યારથી તું ગભરાય

છે. તારા મનમાં ગુંચવાડો ઉત્પન્ન થાય છે. તારામાં કાંઈ ફેરફાર થયો છે. તને કાંઈ–"

હાથ જોડી, કાલાવાલા કરતી કાળરાત્રી બોલી–"વહાલા, મને એ સવાલ ન પૂછો. થોડીવારમાં હું શાંત થઈશ–મારા મનનો ગભરાટ નરમ પડશે."

આમ બોલી તે નીચે બેસી ગઈ. તે જાણે પડી ગઇ હોય તેવી જણાઈ.

તે એકલી રહેશે તો શાંત થશે જાણી રામસિંહ તેની પાસેથી ખસી જઈ, પેલા વૃદ્ધ પાસે ગયો. તે વૃદ્ધ દૂરના ભાગમાં દેખાતા પેલા નાશ પામેલા કિલ્લાઓ તરફ આતુર નજરે જોતો હતો.

રામસિંહે કહ્યું–" વૃદ્ધ નાયક, મારા મનમાં કાંઇ વિચારો આવે છે તે વિષે તમે મને ખુલાસો કરશો એવું હું ધારૂં છું."

રામસિંહ શું જાણવા માગતો હતો તે ન સમજતાં એભલનાયકે પૂછ્યું–" તમે શું જાણવા માગોછો ?"

રામસિંહે કહ્યું–" આ સામે દેખાતા કિલ્લાઓનાં ખંડીઅેરો વિષે હું જાણવા માગું છું. તે કિલ્લાઓ કોના છે અને તેમનો અને આ કિલ્લાનો નાશ કેવી રીતે થયો ?"

વૃદ્ધ નાયકે કહ્યું–" તમે આ દેશમાં નવા આવ્યા હો એમ જણાય છે ! શું તમે આ કિલ્લાઓ વિષે કાંઇ પણ સાંભળ્યું નથી ? જે કિલ્લામાં હાલ તમે આવ્યા છો તે કિલ્લો વીરસેનનો છે. આ જમણા હાથ ઉપર જે કિલ્લો દેખાય છે તે ઠાકોર માધવસિંહનો કિલ્લો છે અને પેલો તેથી થોડે દુર દેખાતો કિલ્લો પ્રખ્યાત કેશરીસિંહ રાઠોડનો છે. એમના જેવા બળવાન ઠાકોરો બીજા કોઈ આ દેશમાં થયા નથી. મારા માલેક તે આ કિલ્લાના ઠાકોર વીરસેન ખરેખરા વીરજ હતા. તેમની વીરતાની આ આખા દેશમાં તેમજ આખા રાજસ્થાનમાં કીર્તિ ફેલાયલી હતી. ( નદી કિનારેના ઉગેલા પણ હાલ નાશ પામેલા એક ગંજાવર વડના ઝાડ તરફ હાથ કરીને) આ સામે જે ઝાડ છે તે તમને દેખાય છે?"

વૃદ્ધ નાયકના શરીરમાં આમ બોલતાં જુસ્સો ઉશ્કેરાઇ આવ્યો. તે જોઇ આશ્ચર્ય પામીને રામસિંહે કહ્યું–" હા, તે મને દેખાય છે. આ કિલ્લાની દુર્દશા સાથે તેને કાંઇ સંબંધ છે ?"

ધ્રુજતો ધ્રુજતો નાયક બોલ્યો–"અફસોસ! એજ ઠેકાણે–એ ઝાડની નીચે –નદીના કિનારા ઉપરજ–ખુન થયેલ, હરિ–"

કાળરાત્રી ચીશ પાડી ઉઠી–" દિવાના ! ચુપ રહે !"

રામસિંહ અને વૃદ્ધ નાયક તેની તરફ આશ્ચર્ય પામીને જોવા લાગ્યા. કાળરાત્રી, રામસિંહને વળગી પડી. તેનું મન અતિ પીડિત હોય એમ જણાયું.

તે ગભરાઇ ગઈ હતી. તેના મોઢામાંથી શબ્દ નીકળવા ભારી થઇ પડ્યા. જેમ તેમ બોલવાની કોશેશ કરીને તે બોલી–"રામસિંહ, તમે મને ચહાતા હો, મારી તમને ખપ હોય તો મને અહીંથી દૂર લઈ જાઓ!"

નાયકની તરફ માયાથી જોતો રામસિંહ બોલ્યો–"વૃદ્ધ નાયક, અમે જઇએ છીએ. કાળરાત્રી, ચાલો આપણે જઇએ."

કાળરાત્રીની આ અજાયબ જેવી ચાલથી એભલનાયક વિચારમાં પડયો. તેના તેમ કરવાનું કાંઈ કારણ તે સમજી ન શકયો. રામસિંહ તરફ તેને માન ઉત્પન્ન થયું હતું. તે બોલ્યો–"જો તમને કાંઈ અડચણ ન હોય તો આ ખંડીએરના દરવાજા સુધી તમને મૂકવા આવું."

રામસિંહ જવાબ આપે તેની અગાઉ તો કાળરાત્રીએ તેની તરફ "ના" નું ડોકું હલાવ્યું. તે દાદર ઉપરથી ઉતરવા લાગી. રામસિંહને ધીમે અવાજે તેણે કહ્યું–"રામસિંહ, ઢીલ ન કરો. ચાલો આપણે આ માણસને છોડીને અત્રેથી જતાં રહીએ."

રામસિંહે કહ્યું–"પણ એ માણસ આપણી સાથે રસ્તો દેખાડવા આવે તો શી અડચણ છે? એને આવવા દે."

કાળરાત્રીએ કાંઇ જવાબ ન આપ્યો. રામસિંહે તે વૃદ્ધને આગળ ચાલવાનું કહ્યું. મિનારો ઉતરી રહ્યા પછી વૃદ્ધ નાયકે કહ્યું–"આ ખંડીએરના જોવા લાયક દેખાવ જોવા ચાલશો?"

કાલાવાલા કરતી કાળરાત્રી બોલી–"રામસિંહ, આપણે ઘણું જોયું છે. હવે જોવા જેવું કાંઇ રહ્યું નથી. આ માણસને આપણી સાથે લેવાની કાંઇ જરૂર નથી. એને પાછા ફરવાની રજા આપો અને મને અહીંથી લઇ ચાલો."

કાળરાત્રી બોલી રહી તેજ પળે કેટલાક માણસો તે ખંડીએરમાંથી નીકળી આવ્યા. સૌની આગળ ગુરૂસ્વામી હતો. તેને જોઇને કાળરાત્રીએ ચીશ પાડી.

ગુરૂસ્વામીનો જમણો હાથ રામસિંહની તલવારના જખમથી જખમાયલો હતો તેથી ડાબે હાથે પોતાનું ખંજર ઉંચું કરીને તે બોલ્યો–"મારા હાથે નાશ પામ, એટલે મારૂં વેર વળી રહે."

પોતાના પોશાકમાંથી એક તીણું ખંજર કાઢી, દેવી જેવું પરાક્રમ ધારણ કરીને કાળરાત્રી બોલી–"નહિ, દૈત્ય, નાશ તો તું પામશે!"

તે તેને ખંજર મારવા ગઈ, પણ એટલામાં તો ગુરૂસ્વામીનો ખંજરવાળો હાથ નીચો ઉતર્યો. જો સમયસૂચકતા રાખીને કાળરાત્રી ખસી ગઈ ન હોત તો તે તુરત મરણ પામત, પણ તેના હાથને ખંજર લાગ્યું. તેમાંથી લોહીની ધાર ચાલી.

રામસિંહને પોતાની તલવાર મ્યાનમાંથી કાઢવા વખત મળે તેની પહેલાં આ બધું બની ગયું. જ્યારે રામસિંહની તલવાર નીકળી ત્યારે ગુરૂસ્વામીના બધા માણસો તેની તરફ એક સામટો હુમલો લઇ આવ્યા. લડાઈ ચાલવાને વાર ન હતી, પણ એટલામાં બખતરથી ઢંકાયલી કુમુદિની હાથમાં તલવાર લઈને દોડતી ત્યાં આવી પહોંચી.



## પ્રકરણ ૭૦ મું.



### વિરસેનનો કિલ્લો.

કુમુદિનીના આવી પહોંચવાથી પેલા લોકો રામસિંહ ઉપર હુમલો કરતા અટકી પડયા. જખમી કાળરાત્રીને વૃદ્ધ એભલે પોતાના નબળા હાથથી પકડી રાખી. તે તેને જરા દૂર લઈ જઈ ઉભો રહ્યો. તે જોઇ ગુરૂસ્વામી બોલ્યો– “ મારા બહાદૂરો ! પેલીને પકડો ! તમારા સોગનો યાદ કરો ! ”

આમ બોલતાંની સાથે તે રામસિંહ તથા કુમુદિની તરફ ધસ્યો. પોતાના શત્રુઓ તરફ જોતો રામસિંહ બોલ્યો–“ મારા બહાદૂર મિત્ર. ફરીથી એક બીજાની બાજુમાં રહીને આપણે લડવાનો સમય મળ્યો છે. આપણી સામે સાત જણા છે. આપણે માત્ર બેજ છીએ, પણ ઇશ્વર કૃપાએ આપણે તેમને પહોંચી શકીશું. ”

કુમુદિની તલવાર ઉંચી કરી બોલી–“ એ સાત છે તો આપણે બે કાંઈ હીચકારા નથી ! ” આમ બોલતાંની સાથે પોતાની સામે ઉભેલા ગુરૂસ્વામીના ખંજર ઉપર તેણે પોતાની તલવારનો ફટકો માર્યો. કાળરાત્રીના લોહીવાળું તે ખંજર ઉડીને થોડે દૂર જઈ પડયું. ગુરૂસ્વામી તદન હથિયાર વગરનો થયો. તે પોતે બાજુ થઇ ગયો, પણ પોતાના માણસોને લડવા તેણે હુકમ કર્યો.

વખત ઘણો બારીક હતો, ભય વધારે હતો. મહાકાળીના ભકતોએ આ બે જણને ઘેરી લીધા હતા. ચારે તરફથી આ બે જણને પોતાનો બચાવ કરવો હતો. રામસિંહનો બચાવ તેની તલવાર ફેરવવાની કુશળતામાં હતો. કુમુદિનીનો બચાવ તેના લોખંડી બખતરથી હતો. સામી તરફથી આવતા તલવારના ઘા રામસિંહ પોતાની તલવારથી ચુકવતો, અને કુમુદિનીની ઉપર આવતા ઘા તેના બખતર ઉપર લાગતા. ”

મોત જીવતનો વખત હતો. સામે લડનારા પણ બહાદૂર હતા. પોતાની આ વખત જીત થશે એમ ગુરૂસ્વામીની ખાત્રી હતી. પણ નહિ ! કાંઇક સમો બદલાયલો લાગ્યો. રામસિંહની તલવારથી બે જણ જીવ વગરના થઈ પડયા.

કુમુદિનીએ ત્રીજાને જખમી કરી ભોંય ઉપર નાંખ્યો, તોપણ હજી ત્રણ રહ્યા હતા. તેઓ દૈત્ય જેવા હતા. મોત જીવતની દરકાર કર્યા વગર તેઓ લડતા હતા. વળી આ વખતે રામસિંહની નજરે એક બીજોજ દેખાવ પડયો. વૃદ્ધ નાયક જખમી કાળરાત્રીને મિનારા ઉપર લઇ જતો હતો, તેની પાછળ ગુરૂસ્વામી લાગ્યો હતો. થોડીવારમાં તે તેને પકડી પાડે એવું હતું. જો રામસિંહ તેની પાછળ જાય તો આ ત્રણ દૈત્યો પોતાના મિત્રનો જીવ લીધા વગર ન રહે. જો ન જાય તો ગુરૂસ્વામી થોડી પળમાં કાળરાત્રી ઉપર પોતાનું વેર લે. એક પળ પણ ખોવા જેવી ન હતી.

આ વિચાર કરતી વખતે પણ રામસિંહ પોતાનો બચાવ તો કરતોજ હતો. હવે રામસિંહને તેની પાછળ જવા અવકાશ મળ્યો. કુમુદિનીએ બીજા એક શત્રુને ભોંય ભેળો કર્યો. તેજ પળે રામસિંહે લાગ જોઈ બીજાનો જીવ લીધો. બાકી એક રહ્યો. તેણે જીવવાનો કાંઈ ઉપાય ન જોયો એટલે તે હથિયાર નાંખી દઈ ત્યાંથી જીવ લઈ નાઠો.

આ જોઈ રામસિંહ મિનારા તરફ જવા લાગ્યો. ગુરૂસ્વામી મિનારાના દરવાજા સુધી જઈ ચુકયો હતો. તેણે ત્યાંથી જોયું તો તેને બધો મામલો ફેરવાયલો જણાયો. તેના પાંચ બહાદુરો જમીન ઉપર પડયા હતા અને છઠો નાશી જતો હતો. તે પાંચ પડેલા માણસોમાં કોઇ જીવતું હતું કે નહિ તે વિષે કુમુદિની તપાસ કરતી હતી અને રામસિંહ પોતાની તરફ દોડતો આવતો હતો.

બહારની બાજુ રહેલા રામસિંહના બે ઘોડાવાળાઓ હથિયારનો ખડખડાટ સાંભળી તે જગાએ દોડતા આવતા જણાતા હતા. તેમની પાછળ લડાઇનો અવાજ સાંભળી ગભરાઈ ગયલી રૂપાળી અને માનકુંવર હતી.

પોતાની આવી હાલત જોઈ હવે નાશી જવા સિવાય બીજો કોઇ ઈલાજ ગુરૂસ્વામીને ન દેખાયો. તે મિનારા ઉપર ન જતાં ખંડીએરો તરફ ચાલ્યો અને ત્યાંથી અદૃશ્ય થઈ ગયો.

પહેલાં તો રામસિંહે તેની પાછળ જવા વિચાર કર્યો પણ જખમી થયલી કાળરાત્રી તેને યાદ આવી ગઇ, તેથી તેની પાછળ જવાનો વિચાર તેણે ફેરવ્યો. તે મિનારા ઉપર ચઢયો.

આટલા વખતમાં પેલા મરણ પામેલાને જોતી કુમુદિની ઉભી હતી. ચાર તદન મરણ પામ્યા હતા અને પાંચમો જખમી થઇને તરફડતો હતો, તેથી અતિ દલગીર થઇ. તેની ઉપર દયા આવી. તેનાં કપડાં તેણે ઢીલાં કર્યાં, પણ તે વધારે જીવવા ન પામ્યો. બે ચાર પળ તરફડીઆં મારીને તેનો જીવ ગયો.

આ દેખાવ જોઈ તે સુંદર નારને દયા આવી. તે બાજુ ફરી જઇને પોતાના

મનમાં બોલી–"અરે, માણુસો શા માટે એક બીજાના જીવ લે છે! હા, મેં બે માણુસોના જીવ લીધા છે. મારી તલવાર લોહી વાળી થઈ છે, ઘાતકી ખુની સામે પોતાનો બચાવ કરવો એ કાંઇ ખુની નથી. સ્ત્રી જાતિનો સ્વભાવ નથી કે, પારકાને લોહી કાઢે! પણુ મારે તો જરૂર પડે તેમ કરવું પડયું છે. અરે રામસિંહ, રામસિંહ! સારૂં થયું કે હું આ રસ્તે આવી! મારૂં મન આ અંડીએરો જોવાનું થયું તેથી મેં એ રસ્તો લીધો. જો હું વખતસર આવી ન પહોંચી હોત તો આ સરદાર પેલા દુષ્ટોને હાથે અતિ દુઃખ ખમત."

એટલામાં માનકુંવર અને રૂપાળીને સાથે લઇને પેલા બે ઘોડાવાળાઓ આવી પહોંચ્યા. કુમુદિનીએ લડાઇની બધી વાત તેમને કહી સંભળાવી અને કાળરાત્રીના ઘાયલ થયાની ખબર આપી.

બેઉ બહેનોના મોઢામાંથી એકજ વખતે "ઘાયલ થઈ!" એ શબ્દો નીકળી પડયા. તેઓ ગભરાઇને એક બીજીની તરફ જોવા લાગી.

તેમને શાંત કરતી કુમુદિની બોલી–"છોકરીઓ, શાંત થાઓ, ગભરાશો નહિ. તમારી બાઇને હાથ ઉપર જખમ લાગ્યો છે. તે કાંઈ ભય ભરેલો નથી. એક વૃદ્ધ પુરૂષ તેને આ લડાઇની જગાએથી લઈ ગયો છે."

રૂપાળીએ આસપાસ જોતાં કહ્યું–"પણુ તે કયાં છે?"

માનકુંવરે આસપાસ જોતાં પૂછ્યું–"તે તેને કયાં લઈ ગયો છે?"

મિનારાના દરવાજા તરફ આંગળી કરીને કુમુદિની બોલી–"પેલા દરવાજા તરફ તેને તે લઈ ગયો છે."

બેઉ બહેનો બોલી–"અમારા ભલા મિત્ર, તમારો ઉપકાર થયો."

આમ બોલી બેઉ જણીઓ તે તરફ ચાલી. ત્યાં દરવાજા આગળજ લોહી પડેલું જોઇ માનકુંવર બોલી–"અરે અહીં તો લોહી પડેલું છે! અફસોસ! આપણી ભલી બાઇને."

રૂપાળી બોલી–"અરે! આપણી બાઇને કેટલું દુઃખ! તે જખમી થઈ છે. તેનું લોહી પડયું છે, તે બેશુદ્ધ–"

માનકુંવર કાંપતી બોલી–"અને તે પણુ કોઇ અજાણ્યાના હાથમાં! અરે આ દુઃખનો છેડો શી રીતે આવશે"

રૂપાળી બોલી–"જ્યારે ગુરૂસ્વામી નાશી ગયો ત્યારે સરદાર રામસિંહને આ રસ્તે અંદર જતાં મેં જોયા."

માનકુંવરે કહ્યું–"કદાચ સરદાર રામસિંહ આ વખતે તેની પાસે હશે. ચાલો આપણે પણ આ લોહીની નિશાનીથી આપણી બાઇનો પત્તો મેળવીએ."

રૂપાળી બોલી–"પણુ આપણે કેવી મૂર્ખ છીએ! આટલી વાર સુધી

અહીં ઉભી રહી. આ બાબત વિષે વાત કીધી તેને બદલે આ દાદર ચઢતાં વાતો કરી હોત તો વધારે સારૂ ! હવે ચાલ, આપણે ઉપર શોધ કરીએ."

તેઓ બેઉ જણીઓ લોહીની નિશાની જોતી જોતી ઉપર ચઢવા લાગી.

આપણે હવે કાળરાત્રી તરફ ફરીએ.

તેના હાથ ઉપર જખમ થયો કે, તરતજ તે બેશુદ્ધ થવા લાગી. વૃદ્ધ એભલે તેને પકડી લીધી. પોતાનુ શું થાય છે તેની તેને શુદ્ધિ ન હતી. પેલા વૃધ્ધે આ વખત પોતામાં રહેલા બધા બળનો ઉપયોગ કીધો. લડાઈની જગાએથી તેને તે મિનારા આગળ લઈ આવ્યો અને ત્યાંથી ઉપર ચઢયો, પણ થોડું ચઢતાં તે થાકી ગયો. તે દાદરની પાયરી ઉપર બેસી ગયો. કાળરાત્રીના જખમમાંથી હજી લોહી વહેતું જોઈ તેણે પોતાની ગરદનની આસપાસ વીંટાળેલો કપડાનો કટકો છોડયો અને તે જખમ ઉપર મજબૂત બાંધ્યો. આ કામ કર્યા પછી તે ફરીથી ઉભો થયો. હજી સુધી બેશુદ્ધ રહેલી કાળરાત્રીને લઇને તે ઉપર ચઢતો હતો, પણ આ વખત તે તદન થાકી ગયો હતો.

તે ફરીથી એક જાળીઆ પાસે બેઠો. એ જાળીઆમાંથી નીચેનો બધો દેખાવ દેખાતો હતો. રામસિંહ કેવી બહાદુરીથી લડતો હતો તે તેણે જોયું. થોડીવારમાં પાંચને મરણ પામેલા અને છઠ્ઠાને નાથી જતો જોઈ તે આનંદ પામ્યો. જે બાઈને પોતે ઉપર લઈ જતો હતો, તેની સાથવાળો ફતેહ પામ્યો તે જોઇ તેને આનંદ થયો.

પહેલા માળ કરતાં બીજા માળ ઉપર સારૂં હોવાથી મોટી મુશ્કેલીએ તેને લઇને તે વૃદ્ધ ચઢી ગયો. ત્યાં પાછળની બારીઓ તેણે ઉઘાડી નાંખી.

એટલામાં કોઈ ઉપર આવતો જણાયો. રખેને તે શત્રુનો માણસ હોય એવી તેને બીક લાગી, પણ તેની તે બીક થોડીવારમાંજ નીકળી ગઇ. રામસિંહને ઉપર આવેલો જોઈ તે ખુશી થયો. કાળરાત્રીની તે વૃધ્ધે આટલી સંભાળ લીધી તેથી તેનો ઉપકાર માનતો તે બોલ્યો–"ભલા વૃદ્ધ નાયક, તમારો કેટલો ઉપકાર માનું ? તમને આનો લાયક બદલો આપીશ ત્યારેજ મારૂં મન શાંત થશે. એના જખમ ઉપર તમે કપડું બાંધ્યું છે તેથી લોહી બંધ થઈ ગયું છે, છતાંએ હજી સુધી તે બેશુદ્ધ પડી રહી છે તેથી રખેને એનું મોત–"

આટલું બોલતાં રામસિંહને કંપારી છુટી. તે જોઇ પેલા વૃધ્ધે કહ્યું–"થોડીવાર એને ખુલ્લો પવન આવશે તો એ સાવધ થશે. સબૂર કરો, હું મારી ઓરડીમાંથી પાણી લઇ આવું છું."

રામસિંહ બોલ્યો–"જરા ઉતાવળ કરો, પાણી જલદી લાવો."

પેલો વૃદ્ધ ઉપર ચઢી ગયો. રામસિંહ અતિ આતુરતાથી તેની તરફ

જોતો હતો. તેને પોતાના શરીરનું ભાન મુદ્દલ ન હતું, પણ પેલા વૃદ્ધના ગયા પછી તેની આંખોની પાંપણો હાલી. તે જોઈ રામસિંહ પોકારી ઉઠયો–"અરે, એ જીવે છે!"

તેજ વખતે એભલનાયક પાણી લઇ આવ્યો. રામસિંહે તેના મોઢા ઉપર પાણી છાંટયું. થોડીવારમાં કાળરાત્રીએ પોતાની આંખો ઉઘાડી. તેને ભયથી આસપાસ જોતી જોઈ રામસિંહ બોલ્યો–"વહાલી, ડરીશ નહિ તારા શત્રુઓ નાશ પામ્યા છે. પેલો દુષ્ટ ગુરૂસ્વામી નાશી ગયો છે–"

ધીમે અવાજે કાળરાત્રીએ પૂછયું–"પેલો જુવાન–પેલો બખતરવાળો તમારો મિત્ર? તે તમારી સોબતણ–અરે તમારા સોબતીનું શું થયું?"

રામસિંહે જવાબ આપ્યો–"તે સલામત છે. મારી પેઠે તેને પણ કાંઇ ઈજા થઈ નથી. પણ હવે આ બાબત ઉપર વધારે વિચાર ન કરીશ." કાળરાત્રી હજી પૂરી શુદ્ધિમાં નથી એમ તેને લાગ્યું. પોતાના બખતરવાળા મિત્રને પ્રથમ તેણે સોબતણ અને પાછળથી સોબતી તરીકે ગણ્યો તેથી કાળરાત્રીનું મગજ હજી ગુચવાતું હોય એમ રામસિંહને લાગ્યું, પણ કુમુદિની વિષે તેને કાંઈ વહેમ ઉત્પન્ન ન થયો.

રામસિંહ તરફ પ્રેમથી જોતી કાળરાત્રી બોલી–"મને ઠીક છે. હાલ મારી તબીઅત જરા સુધરી છે." પણ આ વખતે પોતાને જખમ થયો છે એમ તેને યાદ આવ્યું. જુએ છે તો તે ઠેકાણે કપડું વીંટાળેલું હતું. તે બોલી–"અરે, મને આ પાટો કોણે બાંધ્યો છે?" તેજ વખતે તેની નજર એભલ ઉપર પડી. તેને જોઈ તે ગભરાઇ ગઇ.

જરા પાસે આવી તે દયાળુ વૃદ્ધ બોલ્યો–"બાઈ, દાદર ઉપર તમને લઈ આવતાં વધારે લોહી જવાથી મેં તમને પાટો બાંધ્યો હતો, પણ અંધારાને લીધે બરોબર બંધાયો નથી."

કાળરાત્રી મનમાં બોલી–"દાદર ઉપરના અંધારાને લીધે." થોડીવાર વિચારમાં પડી તે બોલી–"ભલા એભલનાયક, તમારો હું આભાર માનુંછું. વહાલા રામસિંહ, તમારો હું જેટલો આભાર માનું તેટલો થોડો છે."

રામસિંહ બોલ્યો–"કાળરાત્રી, મેં મારી ફરજ માત્ર બજાવી છે. મને કહે કે તું મને ચહાએ છે?"

કાળરાત્રીએ સપ્રેમ તેની તરફ જોતાં કહ્યું–"મારા જીવ કરતાં પણ વધારે હું તમને ચહાઉ છું."

તે વખતે રૂપાળી અને માનકુંવર ઉપર ચઢી આવી. પોતાની વહાલી બાઇને સારી હાલતમાં જોઇ બેઉ જણીઓ ખુશી થઇ.

તેની સખીઓને આવેલી જોઈ રામસિંહ બોલ્યો–"હવે તારી સખીઓ તારી પાસે છે. પેલા મારા મિત્ર પાસે હું નીચે જાઉંછું. તેણે મને મારા ખરા ભયની વખતે અતિ ઉપયોગી મદદ આપી છે."

કાળરાત્રી બોલી–"મને હાલ ઠીક છે, હું પણ તમારી સાથે આવીશ."

રામસિંહ બોલ્યો–"આપણે આપણી મુસાફરી પાછી શરૂ કરીએ તે પહેલાં તારે થોડી વિશ્રાંતી લેવાની જરૂર છે. રાત પડવાને હજી એકાદ કલાકની વાર છે. રાત આપણે કોઇ ગામડામાં ગુજારીશું. માટે તેટલી વાર તું થાક ખાઈ લે."

રૂપાળી બોલી–"બાઈ, સરદાર સાહેબનું કહેવું ખરૂં છે. તમે અહીંજ રહો તો વધારે સારૂં."

કાળરાત્રીએ તે માન્યું નહિ. તેણે રામસિંહનો હાથ ન છોડયો. તે બોલી–"નહિ, રામસિંહ, હું તમને છોડીશ નહિ. મને છોડીને તમે જશો નહિ. હું–આ એભલ અહીં છે–અને–અને–કુ–"

કુમુદિનીનું નામ તે લેવા ગઈ, પણ તેના મોઢામાંથી બહાર ન પડયું. તે પાછી બેશુદ્ધ થઇ ગઈ.

રામસિંહ તે જોઈ બોલી ઉઠયો–"અરે ઇશ્વર! એ ફરીથી બેશુદ્ધ થાય છે! રૂપાળી, માનકુંવર, અહીં આવો."

બેઉ જણીઓ પાસે દોડી આવી. એભલનાયકે આટલી વારમાં અંદરના ઓરડામાં બીછાનું કર્યું હતું તે બહાર આવીને બોલ્યો–"એને અંદરના ઓરડામાં લઈ ચાલો. ત્યાં ઉપયોગમાં આવે એવી બધી ચીજો મેં તૈયાર રાખી છે. તમારે ગભરાવું નહિ. એને નબળાઈ થઇ આવી છે. આજની રાત તમે અહીંજ ગુજારજો. આવતી કાલે તે હોંશિયાર થાય પછી તમારી મુસાફરી ચાલુ કરજો."

રામસિંહને તે વાત પસંદ પડી. તેને અંદરના ઓરડામાં સુવરાવી એભલ બીજી જોઈતી ચીજો મેળવવા ત્યાંથી ગયો. પોતાની થનાર પત્નીની હાલત બરાબર જાણવા માટે રામસિંહ થોડી વાર ત્યાં રહ્યો. જ્યારે તેને જણાયું કે હવે ભય નથી ત્યારે તેણે નીચે ઉતરવા વિચાર કર્યો.

જે વખત તે દાદર આગળ આવ્યો તે વખતે તેનો એક ઘોડાવાળો ઉપર આવતો હતો. તેણે પોતાના માલેકને જોઇ નમન કરીને કહ્યું–"પેલો બખતરવાળો જતો રહ્યો છે. તેણે પોતાના જવાના સમાચાર કહેવા મને આપની પાસે મોકલ્યો છે–"

રામસિંહે આશ્ચર્ય પામીને કહ્યું–"શું! તે જતો રહ્યો? શા માટે?"

ઘોડાવાળાએ જવાબ આપ્યો–"તેણે એટલુંજ કહ્યું કે, મારે જરૂરનું

કામ છે અને તેથી વધારે વાર હું રહી શકતો નથી. નર્મદાને કિનારે તેણે પોતાના ઘોડાને ચરતો છોડી દીધો હતો ત્યાં જઈ અને જીન સરખી રીતે ગોઠવી, ઉપર ચઢી બેસી આ સામેની દિશાએ ગયો."

વૃદ્ધ ભેભલનાયક જે આ બધું સાંભળતો હતો તે આ ઘોડાવાળાની દેખાડેલી દિશા તરફ જોઇને બોલ્યો–"એ રસ્તો તો કાળા કિલ્લા તરફ જાય છે. સરદાર સાહેબ, તમે આજ રાતના મારા પરોણા છો. તમારે વાસ્તે મારે હજી ગોઠવણ કરવી છે. આ ઉપરનો ઓરડો મેં તમારે માટે તૈયાર કરવા–"

રામસિંહે જરા હસતાં કહ્યું–"મારે વિષે તમારે વધારે ચિંતા ન કરવી. રજપૂતાનામાં લડાઇ વખતે ઘણી રાતો મેં જંગલમાં કાઢી છે. તેથી મારે મન ખુલ્લું મેદાન અને બંધીઆર ઓરડો બેઉ એક સરખાં છે. મને સુકો પાકો ખોરાક પાણી મળે તો તે બસ છે. મારી પાસે કામળી છે. તે મારા ઘોડાના જીન સાથે બાંધેલી છે. તે બીછાવીને હું મારે ગમે ત્યાં પડી રહીશ."

ભેભલે કહ્યું–"અહીં મારે કાંઈ નવું લાવવું પડવાનું નથી. મારી પાસે જે હશે તે હું હાજર કરીશ. પ્રથમ કામ તો તમારા ઘોડાવાળાને તબેલો દેખાડવાનું કરવાનું છે કે, જેથી ઘોડાની ચાકરી થાય."

તેની ભલમનસાઈથી આનંદ પામીને રામસિંહ બોલ્યો–"ભલે જેમ તમારી મરજી, તમે પાછા જલદી આવજો. મારે આ ત્રણ નાશ પામેલા કિલ્લાઓનો ઇતિહાસ જાણવાની ઈચ્છા છે."

દલગીર દીલે ભેભલ બોલ્યો–"હું તમને તે કહી સંભળાવીશ, પણ તે કહેતાં મને આનંદ ઉપજનાર નથી."

આમ કહી તે વૃદ્ધ માણુસ રામસિંહના ઘોડાવાળાને લઇને નીચે ઉતરી ગયો. તેમના ગયા પછી રામસિંહે કાળરાત્રીવાળા ઓરડાનો દરવાજો ઉઘાડી રૂપાળીને બોલાવી, અને કાળરાત્રીની હાલત પુછી. તે સાવધ થઈ છે અને હાલ ઉંઘે છે જાણી તે આનંદ પામ્યો.

જે ઠેકાણેથી માધવસિંહ અને કેશરીસિંહના કિલ્લાઓ પૂર્ણ રીતે જણાતા હતા તે ઠેકાણે બેસી રામસિંહ તેમની તરફ જોવા લાગ્યો. તેની નજર આ કિલ્લાથી પેલા કિલ્લા તરફ અને ત્યાંથી જે કિલ્લામાં પોતે ઉતર્યો હતો તે તરફ વારંવાર ફરવા લાગી. ત્યાંથી તેની નજર નર્મદાના કિનારા ઉપર પડી. તે ઠેકાણું કોઇના ખુનથી પ્રખ્યાત થયલું હતું એમ તે નાયક કહેતો હતો. વળી આ બનાવ યાદ કરતાં તેને એક બીજી વાત યાદ આવી. જે વખતે ભેભલે તે વાત કહી તે વખતે કાળરાત્રી એકદમ ઉશ્કેરાઇ શા માટે ગઈ? જે વખતે આ કિલ્લામાં તેઓ દાખલ થયાં હતાં તે વખતથીજ કાળરાત્રીની ચાલચલણ

અજબ તરેહની થઈ ગઈ હતી. તેમ વળી એભલનાયક વાત કરતો હતો તેની પાસેથી જતા રહેવાની તેણે આતુરતા બતાવી હતી. આ બધાની મતલબ શી હતી–કાળરાત્રીને એવું તે શું કારણ હતું, તે રામસિંહના સમજવામાં ન આવ્યું.

વૃદ્ધ નાયકના બોલવા ઉપરથી પોતે કાંઇ ભયંકર ભેદ સાંભળનાર છે એમ તેની ખાત્રી થઈ હતી. તે વિચાર તેના મનમાં આવતાં તેનું આખું શરીર ધ્રુજી ગયું હતું.

તે વિચાર તેના મનમાં થોડીવાર રહ્યો. વૃદ્ધ નાયક ઘોડાઓને રાખવા માટે બરોબર બંદોબસ્ત કરીને આવ્યો. પોતે તેમને માટે શી ગોઠવણ કીધી હતી તે રામસિંહને તેણે કહી સંભળાવી. પછી પોતાની વાત કહેવી શરૂ કીધી.

---

## પ્રકરણ ૭૧ મું.

### એભલનાયકની કથાની શરૂઆત.

આ વીરસેનના કિલ્લા જેવો સુંદર અને મજબૂત કિલ્લો આ આખા છત્રીશગઢ દેશમાં બીજો એક પણ નથી. એની મીલકત સૌથી મોટી હતી. આ બગીચો જે હાલ નાશ પામેલી હાલતમાં જણાય છે, તે જે વખતની હું વાત કરૂંછું તે વખતે ફળ ફૂલથી લચી રહેતો સુંદર બગીચો હતો. નર્મદા નદીમાંથી નાળાને રસ્તે એ બગીચાને પાણી પૂરૂં પાડવામાં આવતું હતું. જમણી તરફ આ નર્મદાના કિનારા ઉપર જે બધાં નાનાં મોટાં ગામ ગામડાં દેખાય છે તે મારા શેઠની મીલકત હતી. આ શિખર ઉપર તેના મગરૂર કુટુંબનો રાતો વાવટો ઉડતો હતો.

છેલ્લા ઠાકોરનું નામ વીરસેન હતું. તેનો બાપ મગરૂર ક્રોધી પણ સાચો માણસ હતો. પોતાના લગ્ન પછી ત્રીજે વરસે તેને ત્યાં પુત્ર જન્મ્યો હતો. તે પુત્ર આ વીરસેન હતો. તેને જન્મ આપતાં તેની મા મરણ પામી હતી. પોતાની વહાલી પત્નીના મરણ પછી તેણે બીજી સ્ત્રી ન કીધી, પણ તે દિવસથી તે વધારે ક્રૂર બની ગયો. તે સિંહ જેવો બળવાન હતો. તે કોઈનું અપમાન સાંખી શકતો ન હતો. તેનાથી બધા ડરતા રહેતા. તેના નોકરો બધા તેને ચહાતા હતા. તેની પત્ની મરી જતાં તેણે પોતાના કુંવરને પોતાના નોકરોના હાથમાં સોંપ્યો. મહેલમાંની બધી સ્ત્રી ચાકરડીઓને તેણે કાઢી મૂકી. રાજકુમારની ધાવ સુદ્ધાંને રજા આપી. રાજકુમારને એક કેદી જેવો કિલ્લામાંજ રાખ્યો, અને તેટલા વખતમાં તેના અંગને મરદાનગી ભરેલી કસરતોથી કસવાની તેણે શરૂઆત કરવા માંડી. તેને હથિયાર વાપરવાની કેળવણી આપવામાં

આવી. તેને ઘણી સખત રીતે ઉછેરવામાં આવતો હતો. તેને કોઈ પણ રીતની મોજ મજા ભોગવવા દેવામાં આવતી ન હતી. આ બધાં કારણોથી તેને પોતાના બાપ તરફ ધિક્કાર છુટતો હતો. જે વખતે તેના બાપના મરણથી તેને વાકેફ કરવામાં આવ્યો તે વખતે તે મુદ્દલ રડયો નહિ. પોતે સ્વતંત્ર થયો તેથી તેને આનંદ પ્રાપ્ત થયો.

તે વખતનો બનાવ મને બરોબર યાદ છે. આ કિલ્લાનો કારભારી તે વખતે કર્ણસિંહ કરીને હતો. ઠાકોર સાહેબના મરણ વખતે તે, હું અને વૈદ-રાજ હાજર હતા. રાજકુમારને ત્યાં ન લાવવા અમને ઠાકોર સાહેબ તરફથી હુકમ થયો હતો, પણ તેમના મરણ પછી અમે ત્રણે જણા નવા થયલા જુવાન ઠાકોર સાહેબને તે વિષે ખબર આપી, નમન કરવા ગયા. નવા ઠાકોરની વય તે વખતે અઢાર વર્ષની હતી. મરદાનગી ભરેલી કસરતોથી તેનું શરીર ખીલ્યું હતું. તેનો ચહેરો સુંદર હતો. તેનો અવાજ મધુર હતો.

તેનો બાપ તેને પોતાના પુત્ર તરીકે નહિ પણ એક વીર તરીકે ચહાતો હતો. ઘોડે બેસી તેની હથિયાર વાપરવાની કુશળતાને તે વખાણતો હતો. જુ-વાન ઠાકોર સાહેબને જે રીતની કેળવણી મળી હતી તે ઉપરથી તેના નોકરો એમ ધારતા હતા કે, તે પોતાના પિતા કરતાં વધારે શુરવીર થશે, પણ તેમાં તેઓ ઠગાયા હતા પિતાના મરણની ક્રિયા કર્યા પછી તેણે હાથમાંથી તલવાર મૂકી દીધી. જે ઓજાતને ધિક્કારીને તેના બાપે કાઢી મૂકી હતી તેજ ઓજાતને તેણે પોતાના કિલ્લામાં દાખલ કરવા માંડી. તે મોહનીમાં લુબ્ધ થયો. તેને ત્યાં નાચ રંગ થવા લાગ્યા અને પરોણાઓ આવવા લાગ્યા. પોતાના રાજનો કારભાર બધો કર્ણસિંહને તેણે સોંપી દીધો. જ્યાં સુધી તેનો ખજાનો ભરપુર હતો ત્યાં સુધી ખરચ કરવામાં તેણે જરાએ બાકી ન રાખી. પોતાની પ્રાની-તીઓના શણગાર પાછળ તેણે હદથી વધારે પૈસો ઉડાવવા માંડયો.

કર્ણસિંહના હાથમાં બધો વહીવટ હતો તેથી તેણે તમામ ખેડુતો ઉપર કરો વધાર્યા, રૈયતને પીડીને રાજને નામે પૈસો ઉઘરાવવા માંડયો અને પોતાના રાજા સાથે પોતાનું ઘર પણ ભરવા માંડયું. નાના અપરાધ માટે મોટા દંડની શિક્ષાઓ કરવા માંડી. ઇનસાફ વેચાવા લાગ્યો. કોઇની ફરીઆદ કોઈ સાંભળે નહિ એવું અંધેર ચાલવા લાગ્યું.

આ પ્રમાણે બે વરસ પૂરાં થવા આવ્યાં. લોકો રાજની સામે બડબડવા લાગ્યા. નાની મારામારીઓ થવા લાગી. કર્ણસિંહને હાથે ઘણાનાં ખુન થયાં. ઠાકોરને અરજીઓ અપાઈ, પણ કર્ણસિંહે વીરસેનના હાથમાં એકે અરજી ન જાય એવો બંદોબસ્ત રાખ્યો હતો.

જુવાન ઠાકોર દરરોજ વધારેને વધારે વિષયમાં ગરક થતો જતો હતો. કર્ણસિંહના જુલમથી તેને નુકશાન થશે એમ જાણી મને તે વિષે દલગીરી લાગતી હતી. હું તે વખતે કર્ણસિંહના હાથ નીચે હતો. પણ તેનો વિશ્વાસુ ન હતો તેથી ઠાકોર પાસે જવાની મને પરવાનગી મળતી ન હતી.

ઉપર કહ્યા પ્રમાણે જુલમાટનાં બે વરસ નીકળી ગયાં. આ વખતે બરોબર લાગ જોઇ પેલા સામે નાશ પામેલા દેખાતા કિલ્લાનો માલેક માધવસિંહ અમારા રાજ ઉપર ચઢી આવ્યો. વીરસેનના પિતાએ આ માધવસિંહને કેટલીકવાર પકડી લઇને તેની પાસેથી નાણાની મોટી રકમો દંડ તરીકે લીધી હતી. આ રકમો પાછી મેળવવાની મતલબનું બહાનું કાઢી તેણે વીરસેન ઉપર ચઢાઇ કીધી. આ ચઢાઈની વાત પણ પહોંચેલા કર્ણસિંહે ઠાકોરને કાને જવા ન દીધી. પોતે લશ્કર એકઠું કરીને માધવસિંહની સામે લડવા ગયો, પણ તે હારી ગયો. તેનું લશ્કર બધું નાશ પામ્યું અને તેને કિલ્લામાં નાશી જવાની ફરજ પડી.

હવે તે વાત વીરસેનથી છુપાવાય એવો વખત ન હતો. કિલ્લામાં ચાલેલા ગભરાટથી તેને પોતાની ભય ભરેલી હાલતની ખબર પડી ગઇ હતી. તે ન ગભરાતાં તુરત ઉઠીને ઉભો થયો. પોતાની રાખેલીઓને દૂર કીધી. પોતાના નોકરોને હથિયાર બાંધવા હુકમ કર્યો. પોતાનો ખજાનો તથા ખોરાકીના ભંડારો તપાસ્યા. શત્રુ કિલ્લાને ઘેરો ઘાલે તે વખતે બચાવની બધી તજવીજ કીધી. પછી તેણે આ બધી આફતના મૂળ તરીકે ગણાતા કર્ણસિંહને કેદખાને નાંખ્યો. તેની જગાએ મને નીમ્યો. તેની રૈયતે જ્યારે તેને આ પ્રમાણે બખતર પહેરી તથા હથિયારબંધ થઇ ઘોડેસ્વાર થતો દીઠો ત્યારે પોતાનો આનંદ દર્શાવ્યો અને હથિયાર બાંધી તેની સાથે લડવા જવાને કેટલાક તૈયાર થયા. મારા જુવાન ઠાકોરને જ્યારે આ પ્રમાણે તેના બાપના જેવોજ મેં હીંમતવાન જોયો ત્યારે મને હર્ષ થયો. મને તેની સાથે લડવા જવાની મરજી હતી, પણ કિલ્લાનું રક્ષણ મારા હાથમાં સોંપાયલું હતું તેથી હું જઈ ન શક્યો.

માધવસિંહ અને વીરસેનના લશ્કર વચ્ચે કિલ્લેથી થોડે દૂર લડાઈ ચાલી. બે વરસની મોજ મજાથી ઠાકોર સાહેબની હીંમત ઘટી ન હતી. સૂતેલો સિંહ જાગી ઉઠતાં સિંહજ રહે છે. તે જયાં જતો ત્યાં નાશ કરતો. તેની તલવાર ચારે તરફ ફરતી, પણ માધવસિંહનું લશ્કર વધારે હતું તેથી સાંજ પડતાં તો અમારા માણસો નાશ ભાગ કરવા લાગ્યા. વીરસેને તેમને ઉભા રહેવા ઘણું સમજાવ્યું પણ સામેનું બળ વધારે જોઈ તેઓ ઉભા ન રહ્યા.

આ પહેલીજ વખત વીરસેન હાર્યો. આટલા બધાની વચ્ચે તે એકલો શું કરી શકે ? તેણે પોતાનો ઘોડો ફેરવ્યો અને સામી દિશાએ નાઠો. શું કરવું

તેનો પણ તેને વિચાર ન આવ્યો. એટલામાં તેના ઘોડાએ ઠોકર ખાધી તેથી ઠાકોર નીચે પડી ગયો અને તેજ પળે ઘોડો નાશી ગયો.

આ વખતે ઠાકોરની હાલત અતિશય દયા ઉપજવા જેવી હતી. બખતર સુદ્ધાં તે ઘોડેથી પડયો હતો તેથી તેને સખત ઈજા થઈ હતી પણ તે ઉઠીને બેઠો થયો. તે અતિ દુ:ખથી બોલ્યો-" ઇશ્વરે મારા પાપની મને સજા કીધી છે. બે વરસ સુધી મોજ મજામાં પડીને મેં બધું વીસારી દીધું હતું. અરે! કેવો કીમતી વખત મેં ખોયો! કેવી કીમતી તક મેં ગુમાવી! અરે! તે વિષે વિચાર કરવાનો હાલ વખત નથી. મારા દેશનો નાશ થતો બચાવવાના ઉપાયો પ્રથમ લેવા જોઇએ." તે બોલ્યો "મારે શું કરવું? મારા બાપદાદાના નામને કલંક બેસતું કેવી રીતે અટકાવવું? નથી મારી પાસે લશ્કર, નથી મારા કોઈ માણસ પાસે? અરે આવે વખતે પેલા ભયંકર કાળા કિલ્લાના ઠાકોરની મદદ તથા મિત્રતા કરવાને હું ખુશી છું!"

હજી તો તે આટલા શબ્દો બોલી રહ્યો નહિ એટલામાં પાસેની ઝાડી-માંથી બખતર પહેરેલો એક લડવૈયો નીકળી આવ્યો. વીરસેને તેને તુરત ઓળખ્યો. એજ પેલો કાળા કિલ્લાનો પ્રખ્યાત ઠાકોર હતો. તેને યાદ કરતાં તે આવી પહોંચ્યો હતો, પણ તેને પોતાની સામે ઉભેલો જોતાં વીરસેન મુદ્દલ બોલી ન શકયો. તે ઠાકોર વિષે ઘણી ભયંકર વાતો કહેવાતી હતી. કોઈ ભયં-કર પણ છુપી મંડળીનો તે મુખ્ય સરદાર ગણાતો હતો.

તેને જોઇને જ્યારે વીરસેન કાંઈ ન બોલ્યો ત્યારે તે ઠાકોરે પોતે બોલવું શરૂ કીધું. "તેં મારી મદદ માગવા કહ્યું અને હું તને મદદ આપવા આવ્યો છું. જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ તારા નામ તથા કિલ્લાનો નાશ થતો જાય છે, માટે બોલ મારી મદદ તને જોઇએ છે?"

થોડી હીંમત લાવી વીરસેન બોલી ઉઠયો-" અરે મોટા સરદાર, મને નામોશી અને સદાના કલંકમાંથી બચાવ. માધવસિંહના લશ્કરથી મારા કિલ્લાને બચાવ અને હું તારો હમેશનો ઉપકારી મિત્ર થઈ રહીશ."

કાળા કિલ્લાનો ઠાકોર બોલ્યો-"નહિ, નહિ, મારે તારી મિત્રતા જોઈતી નથી. તેં આજ દિન સુધી મારી મિત્રતાને ધિક્કારી કાઢી છે તેથી હું તારો મિત્ર થવા માગતો નથી."

તદ્દન નિરાશ થઇને વીરસેને પૂછયું-"ત્યારે કઈ સરતથી મને અને મારા કિલ્લાને બચાવવા માગો છો? વખત થોડા છે. માધવસિંહ પોતાના સૈન્ય સાથે મારા કિલ્લા તરફ દોડયો જાય છે માટે તમે જલદી બોલો-"

ગંભીર અવાજે કાળા કિલ્લાનો ઠાકોર બોલ્યો-" સાંભળ! તું જાણે તો

છે કે હું એક ભયંકર છુપી મંડળીનો સરદાર છું. તે છુપી મંડળીને પેલી ભયંકર અને છુપી મહાકાળીની મૂર્તિ છે. તેના પૂજારીઓને પ્રયત્નથીજ તેના ભક્તો બનાવવામાં આવે છે. "

ભારતીથી ગુંજતે અવાજે તે બોલ્યો—" બોલો, બોલો, તમે કઈ સરત ઉપર મને મદદ કરવા માગોછો તે બોલો. "

કાળા કિલ્લાનો ઠાકોર બોલ્યો—" તને પ્રથમ જે બાળક જન્મે તેને એ મૂર્તિનો પૂજારી કરવાના સોગન ખા, એટલે તારા શત્રુઓનો થોડીવારમાં હું નાશ કરી દઇશ. તને કલંકમાંથી બચાવીશ. બોલ, જલદી બોલ ! "

વગર વિચારે વીરસેન બોલી ઉઠયો—" હું તેમ કરવા સોગન ખાઉંછું. " આમ બોલીને તેને પશ્ચાતાપ થયો, પણ હવે પાછું ફરાય તેમ ન હતું. પોતાના સંતાઇ રહેલા યોદ્ધાઓને કાળા કિલ્લાના માલેકે તુરત બોલાવ્યા. તુરતજ ઝાડીમાંથી સેંકડો હથિયારબંધ માણસો નીકળી આવ્યા. વીરસેનને ઉંચકીને એક ઘોડા ઉપર બેસાડવામાં આવ્યો. બીજા ઘોડા ઉપર કાળા કિલ્લાનો ઠાકોર પોતે બેઠો. બધાએ પોતાના ઘોડા એકદમ દોડાવી મૂકયા. માધવસિંહ પોતાનું સૈન્ય લઈ સીધે રસ્તે જતો હતો પણ આમણે તો આડે રસ્તે ઘોડા દોડાવી તેના સૈન્યને પકડી પાડયું અને ઓચીંતો હલ્લો કર્યો. ચંદ્ર આ વખતે પ્રકાશી નીકળ્યો હતો. તેને અજવાળે એક ભયંકર લડાઇ ચાલી. વીરસેને પોતે પણ અતિ વીરતા પ્રકાશિત કીધી. કાળા કિલ્લાના ઠાકોરે માધવસિંહના સેંકડો માણસો કાપી નાંખ્યા.

માધવસિંહના લશ્કરમાં વાત ફેલાઈ કે, વીરસેનની મદદે મહાકાળીના ભક્તો આવ્યા છે. તે વાત ફેલાતાંજ તેના લશ્કરમાં નાશ ભાગ થઈ રહી. થોડીવારમાં તો માધવસિંહને પોતાની સાથે થોડા માણસો લઇ નાશી જવાની ફરજ પડી.

વીરસેનની જીત થયા પછી પોતાના જખમી થયલા માણસોને તેને સોંપી તથા પોતાના બીજા માણસોને સાથે લઇ કાળા કિલ્લાનો માલેક ચાલતો થયો. પોતાને ત્યાં રહેવા માટે વીરસેને તેને ઘણો આગ્રહ કર્યો, પણ તેમ કરવા તેણે ચોખી ના પાડી. બાકીની રાત બધાએ આનંદમાં ગુજારી.

થોડા દિવસ પછી માધવસિંહે વીરસેન સાથે સલાહ કીધી. બધું શાંત પડયા પછી કર્ણસિંહને કેદખાનામાંથી છુટો કર્યો પણ તેને દેશ મૂકી પરદેશમાં જવા હુકમ થયો. તે પ્રમાણે તે ચુપચુપ જતો રહ્યો. તેના દુશ્મન ઘણા હતા તેથી તેને ત્યાં રહેવું સલામત ન હતું. તેના સગાવહાલાઓએ પણ તેને પોતાને ત્યાં આશ્રય ન આપ્યો. તેની મીલકત બધી જપ્ત કરવામાં આવી હતી તેથી

તે તદન ભીખારી જેવો થઇ ગયો હતો. મને તેની દયા આવી તેથી તેને મેં થોડા પૈસા આપ્યા, પણ જ્યારે તે કિલ્લામાંથી બહાર ગયો ત્યારે મને આનંદ ઉપજ્યો. જુવાન ઠાકોરને બગાડનાર તરીકે હું તેનેજ ગણુતો હતો. તેના ગયા પછી થોડા વખતમાંજ પાછી સમાધાની ફેલાઇ. લોકો કામ ધંધે લાગ્યા. ઠાકોર સાહેબને સમજાવી રૈયત ઉપરના ગેરવાજબી કરો મેં કાઢી નખાવ્યા અને તેથી રૈયત સુખી થઈ.



## પ્રકરણ ૭૨ મું.



### એભલની કથા ચાલુ.

એ ઠાકોરના રાજનાં બીજાં બે વરસ ઘણાં સારાં ગયાં. તેણે પોતાની રાખેલીઓને કાઢી મૂકી. પોતાના મિત્રો તરીકે સારા માણસોને રાખ્યા. પોતાની આગલી ચાલનો તેને પશ્ચાતાપ થતો જણાયો.

વારંવાર તે ગામડાઓમાં ફરવા જતો. પોતાની રૈયત સુખી છે કે દુ:ખી તેની દાદ લેતો. પોતે જે બે વરસ ખોયાં હતાં તેનો બદલો તે લોકોની તરફ ભલાઈ કરી વાળી આપતો. આ પ્રમાણે સુખમાં બે વરસ નીકળી ગયાં.

એક વખતે વાત ઉપરથી વાત નીકળતાં એકે કહ્યું કે, 'ઠાકોર સાહેબ લગ્ન શા માટે નથી કરતા ?' તેના મિત્રોએ બે ત્રણ વખત તેને લગ્ન કરવા કહ્યું હતું પણ તેના ઉડાવનારા જવાબો મળ્યા હતા. ઠાકોરના કુંવારા રહેવા વિષે લોકો તરેહવાર વાતો ઉડાવતા હતા. આ બધી વાતો મારે કાને આવતી હતી. આખરે તે વાત ઠાકોરને જણાવવાની મને ફરજ પડી. મેં ઠાકોરને તે વાત જણાવી. વીરસેનના મનમાં તે સાંભળતાંજ ખેદયુક્ત વિચાર ઉત્પન્ન થયો. કાળા કિલ્લાના ઠાકોર સાથે થયલી સરત તેને યાદ આવી. તે સરતથી હું તે વખતે અજાણ્યો હતો. ઠાકોરના પોતાના સિવાય બીજું કોઈ તે વિષે જાણતું ન હતું. મને તે વખતે તેના ના પાડવાનું કારણ એમ જણાયું કે પોતાને લાયક કઈ કન્યા છે તે તે જાણતો ન હતો. એ બાબતનો મેં ઉપાય કરવા ધાર્યો હતો. આસપાસના ઠાકોરો અને સરદારોની કુંવારી કન્યાઓની છબીઓ મે મંગાવવા માંડી. મારા ખાનગી ઓરડામાં તે બધી છબીઓ મેં ટાંગી રાખી. પછી તેના અંગત મિત્રોને શીખવી મૂકયા. તેના મિત્રોએ ચિત્રોના શોખ તરફનાં મારાં વખાણ કર્યાં. એક વખતે વીરસેનના દેખતાં એક બોલ્યો—" એભલસિંહ, મારા સાંભળવામાં આવ્યું છે કે, તમે સારાં સારાં ચિત્રો એકઠાં કર્યાં છે ! મને એક દિવસ તમારાં ચિત્રો બતાવશો ? "

આ સાંભળી જુવાન ઠાકોર બોલી ઉઠયો–"શું ! મારો કારભારી ચિત્રોનો શોખીન છે ? હું તો જાણતો હતો કે, તે તો પોતાના કારભારમાં ગુંથાઇ રહેતો હશે ! "

વીરસેનનો એક મિત્ર બોલ્યો–" મને કારભારીના એક નોકરે ખબર આપી કે, ચિત્રો ઘણાં સરસ અને જોવા લાયકનાં છે. "

વીરસેન બોલ્યો–" જો આ ખરૂં હોય તો નાયક, મને પણ ચિત્રો બતાવજો. ગમે તો હમણાંજ ચાલો. "

કાંઇ પણ લાગણી બતાવ્યા વગર હું બોલ્યો–" જેમ આપની મરજી. "

હું તેમને બધાને મારા ખાનગી ઓરડામાં લઈ ગયો. બધાં ચિત્રો સ્ત્રીઓનાં હતાં. વીરસેન તે જોઈ આનંદ પામ્યો. તે બધામાં તેની નજર એક ચિત્ર ઉપર ચોંટી રહી. તે ચિત્ર પંદર વર્ષની અતિ સુંદર કુમારિકાનું હતું. થોડીવાર જોયા પછી તે બોલ્યો–" નાયક, આ ચિત્ર તો હું ધારૂંછું કે માત્ર કલ્પનાથીજ ઉભું કરેલું હશે. જો એવી કોઇ સ્ત્રી મળે તો હું લગ્ન કરવા તૈયાર છું. "

મેં જવાબ આપ્યો–" મહારાજ, એ ચિત્ર કલ્પિત નથી. એ ખરેખર જીવતી સ્ત્રીનું છે. તેમ વળી તે કુમારિકા છે, અને આ કિલ્લાથી માત્ર ત્રણ કલાકના રસ્તા ઉપર છે. "

વીરસેન બોલ્યો–" નાયક, તું મને ઠગતો તો નથી ? તું ખરૂં બોલે છે ? અરે ! એ સુંદરી કોણ છે ? "

મેં જવાબ આપ્યો–" એ તો ઠાકોર કેશરીસિંહની સૌથી નાની કન્યા વીરમતી છે. "

આ નામ સાંભળી નિરાશ થઇને વીરસેન બોલ્યો–"અફસોસ ! એ ઠાકોરે તો પોતાની બધી દીકરીઓને જોગણો કરી દીધી છે. તેનો એકનો એક બાળકુંવર નાનપણમાં ચોરાઈ ગયો તેથી તેણે એમ કર્યું છે. "

આ સાંભળી હું બોલ્યો–" મહારાજ, તમારૂં કહેવું ખરૂં છે. એ ઠાકોરનો એકનો એક કુંવર ચોરાઈ ગયો છે. કેટલાકો કહે છે કે, ભીલ લોકો તેને ઉંચકી ગયા છે. તે વાતને આજ બાવીશ ત્રેવીશ વરસ થવા આવ્યાં. તે પછી તેણે પોતાની બધી દીકરીઓને જોગણો કરી. પણ તેની આઠ વરસ પછી આ કુંવરી જન્મી છે. એટલે તેને તે ઠાકોરે જોગણ કીધી નથી. જો આપણે માગું મોકલીશું તો તે ઠાકોર ના પાડનાર નથી. "

તે બાબત વિષે મને ગમે તેમ કરવા વીરસેને રજા આપી. બીજે દિને મેં મારા એક વિશ્વાસુને ઠાકોર કેશરીસિંહને ત્યાં મોકલ્યો. કેશરીસિંહે તેનો

સત્કાર કર્યો, તેની વાત સાંભળી લઇને પોતાની કુંવરી વીરસેનને આપવા કબૂલ થયો. બીજે દિને તે વધામણી આ કિલ્લામાં આવી પહોંચી. તે ઉપરથી વીરસેને વારંવાર કેશરીસિંહને ત્યાં આવ જા કરવા માંડી. વીરમતી, વીરસેનનું સ્વરૂપ જોઈ આનંદ પામી. વીરસેને તેને છબીમાં જોઈ હતી તેથી પણ તે વધારે સુંદર દેખાઈ.

એક દિવસે વીરસેનને કેશરીસિંહે કહ્યું–"વીર પુરુષ, મારી પુત્રી મેં તમને આપી છે તે તેનું ભવિષ્યનું સુખ વિચારીને આપી છે. મને ખાત્રી છે કે, તે સુખી થશે. મને હાલ પુત્રપુત્રીમાં એ એકજ છે. મને છ સંતાન થયાં હતાં. તેમાં એક કુંવર અને પાંચ કુંવરીઓ છે. કુંવરને નાનપણમાં ભીલ લોકો ચોરી ગયા છે. મારી ચાર વડી પુત્રીઓએ તે ઉપરથી આ દુનિયાની માયા છોડી વૈરાગ્ય ગ્રહણ કર્યું છે. મારી સૌથી નાની અને સુંદર પુત્રી હું એકાંતવાસમાં પસાર કરીશ. જો મારો ખોવાયલો કુંવર મને નહિ મળે તો તમે આ કિલ્લાના મારા મરણ પછી માલેક થજો; પણ જો તે કોઈ ચમત્કારીક બનાવથી અથવા તો ઈશ્વરી કૃપાથી મળી આવે તો તો તમારા પ્રમાણિકપણાથી–ઇશ્વરની બીક રાખીને તેના બાપદાદાની મીલકત તેને સોંપજો. વળી તે વખતે કોઈ લુચ્ચો આ મીલકત મેળવવા ફાવી ન જાય એ માટે તમને એક એંધાણ આપું છું કે, તેના જમણા હાથની બગલ નીચે ત્રણ લાખાં છે. એ ત્રણ લાખાંની નિશાની અમારી દર પેઢી દીઠ ઉતરતી આવી છે. મને પોતાને પણ તેવાં ત્રણ લાખાં છે. ( આમ કહી પોતાની બગલનાં લાખાં તેણે વીરસેનને બતાવ્યાં ) પણ તે પાછો મળે એવી મને તો મુદલ આશા નથી. એ વાતને આજ ત્રેવીશ વર્ષ થવા આવ્યાં છે, તો પણ મારૂં મન કહે છે કે, તે જીવતો હોવો જોઇએ. રાતના સ્વપ્નમાં તે મને દેખાય છે. તેને પાછો લાવવો એ ઈશ્વરના હાથમાં છે. બોલો, ઠાકોર સાહેબ, તમે મેં કહ્યું તેમ કરવા કબૂલ થાઓ છો ? "

તે વૃદ્ધ ઠાકોરનો હાથ પકડીને વીરસેન બોલ્યો–" તમારૂં કહેવું મારે કબૂલ છે. તે વિષે હું સોગન ખાવા તૈયાર છું. "

કેશરીસિંહ બોલી ઉઠયો–" તમારા મોઢાનો બોલજ મારે મન વચન તુલ્ય છે. તમારે સોગન ખાવાની જરૂર નથી. "

આ વાતને થોડા દિવસ થઈ ગયા પછી કેશરીસિંહે પોતાની પુત્રીનાં વીરસેન સાથે ધામધુમથી લગ્ન કરી આપ્યાં. બેઉના કિલ્લામાં તે વખતે આનંદોત્સવ વર્તી રહ્યો.

તેમનાં લગ્નને થોડા માસ વીતી ગયા પછી એક દિવસે રાણી સાથે વીરસેન બેઠા હતા, તે વખતે રાણીના ચિહ્ન ઉપરથી તેને માલમ પડયું કે, રાણી

ગર્ભિણી છે. રાણીને પૂછતાં, તેણે શરમાઇને નીચું જોયું તેથી તેની વધારે ખાત્રી થઈ. તેને આ જોઈ આનંદ ઉપજ્યો, પણ તે આનંદ થોડીજ વાર રહ્યો. તેને બીજો વિચાર આવતાં તેનો ચહેરો દલગીરીથી કરમાઇ ગયો. તેણે પોતાના મનના દુઃખને રાણીની નજર આગળથી છુપાવવા કોશેશ કીધી. તે તેની પાસેથી ઉઠીને નીચે ગયો અને ઘોડો તૈયાર કરાવી પોતાના ગામડા તરફ ફરવા નીકળી ગયો. પોતે કયાં જતો હતો તેનું તેને ભાન ન હતું. કયા ગામમાં જવું તે તેણે નિશ્ચય કર્યો ન હતો. ઘોડો જ્યાં લઈ જાય ત્યાં તે જતો હતો. તે ઉંડા વિચારમાં ગરક થઇ ગયો હતો. આ પ્રમાણે વિચારમાં તે જતો હતો એટલામાં તેનું નામ દઇને કોઇએ તેને બોલાવ્યો. જે તરફથી પોતાના નામનો અવાજ આવ્યો હતો તે તરફ ફરી જોતાં કાળા કિલ્લાનો ઠાકોર વસંતસેન જણાયો.

કાળા કિલ્લાનો ઠાકોર વસંતસેન એકલો હતો. તે એક કાળા ઘોડા ઉપર બેઠો હતો. તેની તરફ જોતાંજ વીરસેનને કંપારી છુટી. તેનો દેખાવજ તેને મન અપશુકનીઆળ હતો.

ઠાકોર વસંતસેન બોલ્યો—"વીરસેન, સારૂં થયું કે, આપણે અકસમાતથી એકબીજાને મળી ગયા. આ મુલાકાત મને ફાયદાકારક છે. તમે લગ્ન કીધાં તે બહુ સારૂં કીધું છે. આપણી સરતની બજાવણીનો વખત હવે તુરત આવશે."

ઠાકોર વસંતસેન આ વખતે ત્રીશ વરસની ઉમરનો હતો, તેનું કદ ઉંચું હતું. તેના શરીરનો રંગ કાળો હતો.

વસંતસેનને સાંભળી રહી થોડી વાર વિચાર કરીને વીરસેન બોલ્યો—'વસંતસેન અજ્ઞાનતામાં મેં જે સરત કીધી છે તેનો તમે ગેરલાભ નહિ લ્યો એમ મને લાગે છે. જે વખતે મેં તમારી સાથે સરત કીધી તે વખતે મારી હાલત કેવી હતી તે વિષે તમે વિચાર કરો. તેમ વળી મારા પ્રથમ જન્મતા બાળકને જે મંડળીમાં સામેલ કરવા કહોછો તે વિષે હું કાંઇપણ જાણતો નથી.'

જરા આંખો ચઢાવીને ઠાકોર વસંતસેન બોલ્યો—"વીરસેન, એમ કેમ બોલોછો? જે વખત તમે મારી સાથે સરત કીધી તે વખત તમને વધારે ખુલાસાથી સમજાવવા મને વખત કયાં હતો! પણ હાલ તે વિષે હું તમને ખુલાસાથી સમજાવી શકીશ. અમારી મંડળી સૌથી જુની અને ભયંકર છે. વિંધ્યાચલ પર્વતમાં ભીલ લોકો મહાકાળીને જે રીતે ભોગ આપે છે તે કરતાં અમારી રીત તદન જુદીજ છે. આ દેશમાં દેવીભક્ત મળવા મુશ્કેલ છે, પણ એ ભયંકર મહાકાળીના ચુસ્ત ભકતો ગુપચુપ પોતાનું કામ કર્યા જાય છે. એનો ભેદ અમારામાં છુપો રહે છે. એના ભકતો આખા છત્રીશગઢ દેશમાં છે.

કોઈ પણ ભાગ તેમના વગર ખાલી નથી. એમાં પુરુષો તથા સ્ત્રીઓ બેઉ જોડાયલાં છે. એ મંડળીના ફાયદા માટે યત્ન કરે છે. તેઓ બીજાના કામ પાછળ નજર રાખે છે. પોતાનું ગમે તેવું પાસેનું સગું હોય અને તે જો અમારો ભેદ ખુલ્લો કરવા માટે તૈયાર થાય તો તેને અમારા હાથમાં સોંપવા મહાકાળીના ભક્તથી આનાકાની થતી નથી."

વધારે વાર વીરસેન પોતાના મનને વશ રાખી ન શક્યો. તે જુસ્સાથી બોલ્યો–"શું મારા બાળકને આવી તિરસ્કાર ભરેલી મંડળીને હું સોંપું? શું મારૂં બાળક એક જાસુસનું કામ–"

પણ આ વખતે વસંતસેનનો ચહેરો જોવા લાયક હતો. તે તદન વિકાળ બની ગયો. તેણે હાથ હલાવીને કહ્યું–"વીરસેન, બસ કર! મહાકાળીના પુજારીઓને તું ધિક્કારશે તો તેના ભોગ તરીકે તને પણ ગણવામાં આવશે. તું એમ ન સમજતો કે તને આ ખાલી ધમકી આપું છું."

આમ બોલી તે બળવાન ઠાકોરે પોતાની પાસેનું એક નાનું રણશીંગડું વગાડયું. તેજ વખતે ચાર ઘોડેસ્વારો ઘોડા દોડાવી આવ્યા, અને વીરસેનને પોતાનો કેદી બનાવ્યો. તેની આંખે પાટા બાંધ્યા, અને પછી તેના ઘોડાને પોતાના ઘોડા સાથે દોડાવી ચાલ્યા.

જે વખતે ઉપલો બનાવ બન્યો તે વખતે સૂર્ય અસ્ત પામી ગયો હતો. રાત પડી ગઇ, વખત વહેવા લાગ્યો; પણ વીરસેન પાછો ન ફર્યો. હવે વીરમતી રાણી ગભરાવા લાગી. હું પોતે મનમાં ગભરાતો હતો પણ બહારથી હીંમત દેખાડી રાણીને ધીરજ આપવા લાગ્યો. વીરસેન સાથે કોણ કોણ ગયું છે તે વિષે તપાસ કરતાં માલમ પડયું કે, તે પોતે એકલોજ ગયો હતો. પોતાના અંગરક્ષકોને સાથે આવવા તેણે ના પાડી હતી. રખેને તેને કાંઈ અકસમાત નડયો હોય! આ વિચાર આવતાં હું ધ્રુજયો. મેં તુરત ચારે દિશાએ તેની શોધમાં માણસો દોડાવ્યા, પણ ફોકટ! મધરાત થવા આવી પણ તેનું કાંઈ ઠેકાણું ન મળે. શોધ કરવા ગયલા સ્વારો પણ પાછા ફર્યા હતા. આખા કિલ્લામાં બધા જાગતા હતા. હવે શો ઉપાય લેવો તે વિષે બધા વિચાર ચલાવતા હતા, એટલામાં ઘોડાનાં પગલાં સંભળાયાં. ઘોડો તદન હાંફી ગયો હતો પણ જોરથી દોડતો હતો, પોતાનો પતિ આવ્યો જાણી રાણી તુરત તેને મળવા દોડી. હા, વીરસેન પોતેજ હતો. તે રાણીને ઉંબર ઉપરજ મળ્યો. પણ અરે ઇશ્વર! તેની કેવી હાલત હતી! તેનો ચહેરો તદન ફીકકો પડી ગયો હતો. શરીરમાંથી લોહી ઉડી ગયું હતું. તેનું આખું શરીર ધ્રુજતું હતું. ઘોડાના મોઢામાંથી પણ ફીણ નીકળી પડતું હતું, તે જોરથી હાંફતો હતો.

પોતાની રાણીને મળતાંજ વીરસેને એક ચીશ પાડી અને ત્યાં ઉંબર ઉપરજ તે બેશુદ્ધ થઈ પડયો.

## પ્રકરણુ ૭૩ મું.

### એભલની કથા ચાલુ.

તુરતજ કેટલાક માણુસોની મદદથી તેને બીછાના ઉપર સુવાડવામાં આવ્યો. રાજવૈદ આવી પહોંચ્યો. વૈદે શુદ્ધિમાં લાવવાની દવાઓ આપવા માંડી. તે સાવધ થયો પણુ તેજ વખતે તેને તાવ ભરાઇ આવ્યો અને તેમાં બકવાદ કરવા લાગ્યો. વૈદે ચાંપતા ઉપાયો લેવા માંડયા. તેને દવા આપી તાવને નરમ પાડી નાંખ્યો. થોડીવાર પછી તે ભર ઉંઘમાં પડયો. જ્યારે તે જાગી ઉઠયો ત્યારે બીછાનામાં બેઠો થઇ, આંખો ફાડીને ચારે તરફ જોવા લાગ્યો. જાણે કાંઈ ભયંકર ચીજ જોવાની તે આશા રાખતો હોય એવો તેનો દેખાવ હતો. જ્યારે તેણે પોતાની વહાલી પત્ની અને વિશ્વાસુ નોકરોને પાસે ઉભેલા દીઠા ત્યારે તે શાંત થયો. તેના શરીરમાંથી શક્તિ જતી રહી હતી. તે બીછાનામાં પડીને બોલ્યો—"અરે વહાલી, મેં એક સ્વપ્નુ—અરે ભયંકર સ્વપ્નું જોયું!"

તેનો હાથ પકડી રાખીને રાણી બોલી—"નાથ, જરા શાંત થાઓ. તમે તમારા પોતાના કિલ્લામાં છો. તમે કોઈ રીતે ગભરાશો નહિ. જુઓ, સૂર્યોદય થઇ ગયો છે. રાતના વિચારો બધા છોડી દો."

વીરસેન પોતાની પત્ની તરફ જોઇ રહ્યો. થોડીવાર પછી તે બોલ્યો—"હા, દિવસ ઉગ્યો દેખાય છે, પણુ રાતના બનેલા ભયંકર બનાવો મારાથી ભૂલાતા નથી. વહાલી, આવ, મારી પાસે બેસ. મારે તારી પાસે કેટલાક ખુલાસા કરવાના છે. તે ધ્યાન દઇને સાંભળ."

રાણીએ ઇસારત કરવાથી નોકર વર્ગ તે ઓરડામાંથી બહાર ગયો. રાણી પોતાના પતિની બાજુએ જઈ બેઠી. વીરસેનના શબ્દોથી તેના મનમાં કાંઈક પ્રકારના વહેમો ઉત્પન્ન થયા હતા.

થોડીવાર રહીને ઠાકોર બોલ્યો—"આપણા કિલ્લા ઉપર માધવસિંહે ચઢાઈ કીધી તેને આજ ત્રણુ વરસ થઈ ગયાં છે. તેમ વળી તેં મારા કારભારી કર્ણુસિંહનું નામ પણુ સાંભળ્યું હશે. તે કર્ણુસિંહ માધવસિંહથી લડતાં હારી ગયો. પછી હું લશ્કર એકઠું કરી તેની સામે લડવા ગયો, પણુ તેમાં હું ન ફાવ્યો. માધવસિંહનું લશ્કર મારા કરતાં વધારે હતું. હું તદન હારી ગયો. મારો કિલ્લો ઇશ્વરના આધાર ઉપર છોડીને હું ત્યાંથી નાઠો. પણુ મારા ઘોડાએ

ઠોકર ખાધી અને તેથી હું જમીન ઉપર પડી ગયો. મારા નસીબ ઉપર હું શોક કરતો જમીન ઉપર પડયો હતો એટલામાં કાળા કિલ્લાનો ઠાકોર મારી સામે આવી ઉભો. અમારી વચ્ચે થોડી વાત થઈ. તેણે મને એક સરતે મદદ કરવા કબૂલ કર્યું. ગભરાયલે દીલે મેં તેની સરત કબૂલ રાખી પણ જ્યાં સુધી મારા હાથમાં તલવાર પકડવાનું બળ છે ત્યાં સુધી તો હું તેની સરત કદી પણ પાળનાર નથી."

ધાસ્તીથી કાંપતી વીરમતીએ પૂછ્યું–"નાથ એવી તે શી સરત છે?"

કાળા કિલ્લાના ઠાકોર વિષે ઉડતી તરેહવાર વાતો રાણીને કાને આવી હતી. તે કોઇ ભયંકર મંડળીને લગતો છે એમ તેને બધા જાણતા હતા, પણ તેને વિષે ખરી વાત કોઇ જાણતું ન હતું.

ગંભીર અવાજે ઠાકોર બોલ્યો–"એ સરત ઘણીજ કઠણ છે, પણ હું તને તે કહીશ. કાળાકિલ્લાનો ઠાકોર મહાકાળીનો ભક્ત છે! તેણે મારી સાથે એવી સરત કરી છે કે, મારા પ્રથમ જન્મેલા બાળકને મારે મહાકાળીની ભક્તિમાં સોંપવું. તે મોટું થતાં તેની નોકરી બજાવે."

રાણી ધ્રુજતી બોલી ઉઠી–"અરે ઇશ્વર આ તો અતિ ભયંકર છે!"

ઠાકોર બોલ્યો–"હજી પૂરૂં સાંભળી લે. મેં ગઈ રાતના સ્વપ્ન જોયું તે એના કરતાં પણ વધારે ભયંકર છે. મહાકાળીની પૂજા અત્યંત ભયંકર છે! તે ભયંકર નામ સાથે ભયંકર ભેદ જોડાયલો છે! બધી જાતની વેદનાનો સાથે વિચાર કરતાં પણ તેની વેદના વધારે છે! હજાર વીંછીની પીડાથી તેની પીડા વધારે છે! પણ મારી તો ખાત્રી છે કે, તે બધું સ્વપ્નજ છે! માત્ર તાવને લીધે મને આવેલું સ્વપ્નજ છે!"

રાણીના મનની ખાત્રી હતી કે, વીરસેન જેને સ્વપ્ન સમજે છે તે સ્વપ્ન નહિ પણ ખરી બીના હતી. ઘણા કલાક સુધી તે ઘેર ન આવ્યો તથા તેની શોધ ન મળી તથા તે આવ્યો તે વખતની તેની હાલતજ કહી આપતી હતી કે તેણે સ્વપ્ન જોયું ન હતું. તોપણ તેની બધી હકીકત જાણવા માટે પોતાના મનની ધાસ્તી સંતાડીને ધીમે પણ ધ્રુજતે અવાજે તેણે પૂછયું–"નાથ, મને તે સ્વપ્નની વાત કહો."

ઠાકોરે કહ્યું-"હા, હું તને તે ભયંકર સ્વપ્નની વાત કહીશ. ગઇ કાલે જ્યારે તારી ગર્ભિણી હાલતની મને ખબર પડી ત્યારે પ્રથમ હું આનંદ પામ્યો. પણ પાછળથી દલગીર થયો એ તો તને યાદ હશે. કાળા કિલ્લાના ઠાકોર સાથે થયલી સરત યાદ આવતાં મને દલગીરી ઉપજી હતી. આપણું પ્રથમનું બાળક મોટું થતાં જો તેને કાળા કિલ્લાનો ઠાકોર ઉથકી જાય તો

આપણને કેટલું દુ:ખ થાય? આ વિચારથી ઘેલો બની જઈ, હું તારી પાસેથી જતો રહ્યો. નીચે જઈ ઘોડા તૈયાર કરાવી, મારા મનના વિચારો શાંત પાડવા હું ફરવા ગયો. ત્યાં મારા કમનસીબને લીધે કાળા કિલ્લાના ઠાકોર સાથે મારો મેળાપ થયો. તે ક્રૂર સરદારે થોડી વાત કર્યા પછી મારી ત્રણ વરસ ઉપર કરેલી સરતની મને યાદ આપી. આ બધું જાણે સ્વપ્ન ન હોય એવી રીતે મને યાદ આવે છે. તેણે વાતમાં ને વાતમાં ભયંકર મહાકાળીનું મારી પાસે વર્ણન કરવા માંડયું, અને તેથી મને લાગ્યું કે,–"

રાણી આ બધું સાંભળતાં તદન ફીક્કી પડી ગઇ હતી. તેની બધી હીંમત જતી રહી હતી. તે ધ્રુજતી હતી તેથી પોતાના પતિના ખભા ઉપર માથું મૂકી ધીમે સ્વરે બોલી–"નાથ, તે બધી વાત મને ખુલાસાથી સમજાવશો!"

પોતાની ધ્રુજતી પત્નીના માથા ઉપર હાથ ફેરવતો તે ઠાકોર બોલ્યો– "ત્યારે તું શું તે સ્વપ્નની દરેક વીગત જાણવા માગે છે?" પોતે હજી પણ તેને સ્વપ્ન સમજતો હતો. તેથી કાળા કિલ્લાના ઠાકોર અને પોતાની વચ્ચે થયલી વાત તેને કહી સંભળાવી.

પછી શું થયું તે સાંભળવાની રાણીની જિજ્ઞાસા ઉશ્કેરાઇ. તે જરા હીંમત લાવીને બોલી–"નાથ, પછી શું થયું તે મને કહો."

ઠાકોર બોલ્યો–"હું તને ટુંકમાંજ કહી સંભળાવીશ. જો તે વિષે હું લંબાણ કરવા રહીશ તો મને એમજ લાગશે કે, તે બધી ખરી બીના છે. ટુંકમાં એટલુંજ કે, કાળા કિલ્લાના ઠાકોરે પોતાની પાસેનું એક નાનું રણશીંગડું ફુંકયું. તેજ પળે ચાર હથિયારબંધ માણસોએ આવીને મને પકડી લીધો. મારી આંખે પાટા બાંધ્યા અને મને ઘોડા સાથે બાંધી લીધો, પછી ઘણી ઝડપથી ઘોડા દોડાવી ગયા. વહાલી, એટલું તો યાદ રાખજે કે એ સ્વપ્ન છે. મને સ્વપ્નમાં ઘોડાની સ્વારી અતિ ભયંકર લાગી. અમે બે કલાક સુધી મુસાફરી કીધી અને પછી ઘોડા ઉભા રાખ્યા. મને ઘોડા ઉપરથી ઉતારવામાં આવ્યો. પછી મને પકડીને એક ભોંયરામાં ઉતાર્યો મારી આંખે પાટા બાંધેલા હતા, પણ તેની ઉતરાણ અને હવાના દબાણથી મને જણાતું હતું કે, તે ભોંયરૂં હતું. થોડીવાર સુધી નીચે ઉતર્યા પછી ચાલવાનું આવ્યું. વળી પાછા ઉપર ચઢયા અને એક દરવાજા આગળ ઉભા રહ્યા. તે દરવાજો ઉઘાડીને અમે આગળ ચાલ્યા. ત્યાંની હવા ઘેરાયલી હતી. અમારા પગનો અવાજ મોટો થતો હતો તેથી જણાતું હતું કે જમીન પથ્થરની હતી. પછી થોડા નીચે ઉતર્યા. આ વખતે પાણીના વહેવાનો અવાજ મને સંભળાયો. મારી આંખે બાંધેલા પાટા છોડવામાં આવ્યા. બે જણના હાથમાં સળગાવેલી મસાલો હતી, તેનાથી આસ-

પાસનો બધો ભયાનક દેખાવ દેખાતો હતો. ત્યાં મારે ઉભા રહેવાનું ન હતું. કાળા કિલ્લાના ઠાકોરના માણસો મને ઉપરના ભાગમાં લઈ ગયા. ત્યાં એક મોટા ઓરડામાં મહાકાળીની ભયંકર મૂર્તિ મને દેખાઈ ! ”

ઠાકોર બોલતો બંધ રહ્યો. રાણીનું મન અતિ ગભરાઈ ગયું હતું, પણ તેને તે વાત જાણવી ઘણી અગત્યની હતી. તે બોલી–“ તમે બીજા વિચારમાં ન પડો, પણ જે તમે જોયું તે મને કહો. ”

ઠાકોર બોલ્યો–“ વહાલી, એ એક ભયંકર સ્વપ્નજ છે, તેથી હું તને બધું કહીશ. હું તે મૂર્તિને જોતો ઉભો રહ્યો. એટલામાં કાળા કિલ્લાના ઠાકોરે તે મૂર્તિ વિષેનો ભેદ મને સમજાવવા માંડયો. હા, તે ભેદ ભયંકર હતો ! જો તે સ્વપ્ન ન હોય અને બધું ખરૂં હોય તો મેં સાંભળેલું–”

વીરમતીનો ચહેરો તદન ફીક્કો પડી ગયો હતો. તેની હીંમત બધી જતી રહી હતી, છતાં તે જરાવાર રહીને બોલી–“ નાથ, તમે બીજા આડા વિચારો ન કરો. આ ભયંકર સ્વપ્નમાં તમે જોયલું અને સાંભળેલું બધું કહો. એ દુઃખદાયક કથાનો જલદીથી છેડો લાવો. તમે તે મૂર્તિ વિષે શું સાંભળ્યું તે મને કહો. ”

રાણી પોતે જાણતી હતી કે, ઠાકોરે સાંભળેલી વાત અને જોયલી બધી ચીજો ખરી હતી, પણ તેમ વિચાર આવતાં ઠાકોરના મન ઉપર જુદી અસર થશે જાણી રાણીએ તેને સ્વપ્ન તરીકેજ ચલાવી લીધી હતી.

પીડિત મને ઠાકોર બોલ્યો–“ શું ! હું તેનું બધું વર્ણન કરૂં ? ના, તે ભયંકર મૂર્તિની વાત–અરે ! હું શા માટે તેને વિષે વિચાર કરૂંછું ? વહાલી એટલુંજ સાંભળીને સંતોષ પામ કે તે ઠાકોરના શબ્દો મારા કાળજામાં તીર જેવા ખુંચ્યા. મેં તે મહાકાળીના ભક્તોને જેવા ભયંકર ધાર્યા હતા તેના કરતાં મને દશ હજાર ગણા ભયંકર લાગ્યા. તે મૂર્તિ આગળથી પછી મને લઈ જવામાં આવ્યો અને જે ઓરડામાં હથિયારો રાખવામાં અને દવા બનાવવામાં આવતી હતી તે ઓરડામાં લઈ ગયા. ત્યાં મને ઉભો રાખીને કાળા કિલ્લાનો ઠાકોર બોલ્યો–“ કેમ, હવે તે મહાકાળીની મૂર્તિ વિષે બધું સાંભળ્યું ? યાદ રાખજે કે, એના શત્રુઓ ઉપર વેર લેવાને એ શક્તિવાન છે. તે કેવું ભયંકર વેર તે તેં સાંભળ્યું. હવે તેં મારી સાથે સરત કીધી છે તે બરાબર પાળજે. જે કોઇ અમારી સાથેની સરત તોડે છે. તેનો એને તુરત ભોગ અપાય છે. તને આ બધું બરાબર યાદ રહે એટલા માટે તારા હાથ ઉપર અમારે નિશાની કરવી જોઇએ. ” આમ બોલી તે ઠાકોરે પોતાના માણસોને ઈસારત કીધી. તેઓએ મને પકડીને મારી આંખે પાટા બાંધ્યા, અને

મારો જમણો હાથ લાંબો કર્યો. આ બધું એક પળમાં બન્યું. બીજીજ પળે મારા હાથના કાંડા ઉપર લોખંડનો તાર વીંટાળવામાં આવ્યો. મને તેથી અતિ પીડા થઈ. પછી મને ત્યાંથી પાછો નીચે લઈ જવામાં આવ્યો. પેલા પાણીના વહેવાનો અવાજ ફરીથી સંભળાયો ત્યાંથી મને ભોંયરાને રસ્તે બહાર લાવ્યા. મારી આંખે પાટા બાંધેલાજ હતા. મને ઘોડે બેસાડવામાં આવ્યો અને જોરથી ઘોડા દોડાવ્યા. અમારો રસ્તો ઝાડીમાંથી હતો. ઝાડની ડાંખળીઓ અમારા શરીરને વારંવાર લાગતી હતી તેથી તે મને જણાતું. આખરે અમે ખુલ્લા રસ્તા ઉપર આવી પહોંચ્યા. ત્યાં થોડીવાર ચાલ્યા પછી બધા ઉભા રહ્યા. મારૂં મગજ આ વખતે તદન ગુંચવાઈ ગયું હતું. મેં જે જોયું અને સાંભળ્યું હતું તે બધું ઉપરાછાપરી યાદ આવવા માંડયું તે વખતે મારી સાથવાળાઓએ મારી આંખે બાંધેલા પાટા છોડી નાંખ્યા અને મને જતો મૂક્યો. તુરતજ મારો ઘોડો દોડયો અને જ્યારે મારી આંખ ઉઘડી ત્યારે મેં તને અહીં મારી પાસે દીઠી. મારૂં સ્વપ્નું પુરૂં થયું. આ ખરેખર સ્વપ્નુંજ છે; પણ વહાલી, તું રડે છે શા માટે? તને શું થાય છે? તારૂં આખું શરીર કેમ ધ્રુજે છે! બોલ, એ તને શું થાય છે?"

વીરસેનની કંગાલ હાલત ઉપર રાણી રડતી હતી. પોતાનો નાથ જેને સ્વપ્ન જાણતો હતો તે બધી ખરી બનેલી બીના છે એમ વીરમતી સમજી ગઈ હતી. વીરસેન તેને પોતાની બાજુમાં ચાંપવા લાગ્યો. આ હીલચાલ કરતાં તેના જમણા હાથ ઉપરનું કપડું ખસી ગયું, તેની ઉપર નજર પડતાંજ વીરમતીએ એક કારમી ચીસ પાડી.

તેજ પળે વીરસેન પોતે પણ ગભરાઇને બોલી ઉઠયો—"અરે ઈશ્વર! આ કાંઇ સ્વપ્ન નથી!"

જે તરફ તેની રાણી જોતી હતી તે તરફ તેની નજર જતાં તે બોલી ઉઠ્યો હતો. તેના જમણા હાથ ઉપર ગરમ લોખંડના તારથી કરેલો કાપ તેની નજરે પડયો હતો. તે ભયંકર સરદારે તેના હાથ ઉપર નિશાની તરીકે તે કાપ પાડેલો હતો. એ નિશાની કદી પણ ન જાય એવી હતી. તેનાથી પોતાની કરેલી સરત હમેશ યાદ રહે એવું હતું. પોતે જોયલી બીનાને ખરી માને અને હમેશ તેનાથી ડરતો રહે એવી તેની મતલબ હતી.

વીરસેન અને વીરમતી બેઉ એક બીજાની તરફ જોવા લાગ્યાં. તેમનાં મનમાં અતિ પીડા થતી હતી. શું બોલવું તે પણ તેમને ન સુઝ્યું. તેઓ ગભરાઇ ગયાં. તેઓ એક બીજાને દીલાસો પણ આપી ન શક્યાં. દુઃખ દુઃખ અને દુઃખ સિવાય બીજું કાંઇ તેમની નજરે પડતું ન હતું. બાળક હજી તો આતાના

પેટમાં હતું—તેને પેદા થવાને હજી તો વાર હતી તે છતાં તેને માટે તેનાં આબાપો દુઃખી થતાં હતાં. થોડીવાર તેવી હાલતમાં રહેવા પછી તેમને શુદ્ધિ આવી. ઠાકોરે પોતાની વહાલી પત્નીને છાતી સાથે ચાંપીને ધીરજ આપી.

બે કલાક સુધી એક બીજાના મનનું તેમણે સમાધાન કર્યું. પછી તે ત્યાંથી બહાર નીકળ્યો. બે દિવસ થયાં ઠાકોર કેશરીસિંહનો રાજગુરૂ હરિશ્ચંદ્ર તેમને ત્યાં આવી રહ્યો હતો. તે અતિ વિદ્વાન હતો. તે વૃદ્ધાવસ્થાને પહોંચેલો હતો. તે વૃદ્ધ ગુરૂને વીરસેને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. તેની પાસે તેણે બધી વાત કહી સંભળાવી. તે વૃધ્ધે અતિ આશ્ચર્ય પામીને તે સાંભળી. જ્યારે તે સાંભળી રહ્યો ત્યારે તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તે પણ અતિ દુઃખિત થયો.

પોતાની વાત પૂરી કર્યા પછી ઠાકોર બોલ્યો—“ગુરૂ મહારાજ, તમે અમને સલાહ આપો. અમારે શું કરવું તે કહો. અમે તો આ નિશાની જોઈ ગભરાઈ ગયા છીએ.” આમ કહી ઠાકોરે પોતાના હાથ ઉપરની નિશાની બતાવી.

થોડીવાર વિચારમાં પડીને રાજગુરૂ બોલ્યો—“પણ આપણી ખાત્રી કેમ થાય કે, એ નિશાની તે ભયંકર મંડળીની છે?”

ઠાકોર બોલ્યો—“આ જે મારા હાથ ઉપર કાપ છે તેમાં નાનાં નાનાં ચક્કરો પાડેલાં છે. એ ચક્કરો ત્યાંનાં પેલાં ભયંકર ચક્કરોને મળતાં પણ અરે ઇશ્વર! મને એ વિષે વધારે વધારે સવાલો ન પૂછો! મારો જીવ તે યાદ આવતાં ગભરાય છે!” આમ બોલતાં તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું.

ધીમે સાદે વીરમતી બોલી—“મહારાજ, એ વિષે એમને વધારે ન પૂછશો. એ ભયંકર ચીજની એમને યાદ ન આપશો.”

તે વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો—“પુત્રી, તારી એવી મરજી છે તો હુ તે વિષે વધારે નહિ પુછું. તમારૂં ભલું થાય એટલા માટે હું ઇશ્વરની સ્તુતિ કરીશ.”

આમ કહી તેજ વખતે તે વૃદ્ધ ગુરૂએ સ્તોત્ર ભણવા માંડયાં. પતિ પત્ની બેઉ જણ તેની સામે હાથ જોડી ઉભાં રહ્યાં. પોતાનુ કામ પુરૂં કરી રહ્યા પછી હરિશ્ચંદ્રે કહ્યું—“આ બાબત વિચારવા જેવી છે. જે બાળક જન્મે તેને એ મંડળીમાં દાખલ કરવામાં પણ હાની છે અને જો તમે તમારી સરત તોડશો તો તમને પણ નુકશાન છે. એ લોકો તમારી ઉપર વેર લેશે, માટે મારો વિચાર તો એવો છે કે, બાળકને દિક્ષા આપવી. જો છોકરો જન્મે તો તેને જોગી બનાવવો અને જો છોકરી જન્મે તો તેને જોગણ બનાવવી, તેને આ દેશમાં રાખવા બદલે કોઇ બીજા દેશમાં મોકલી આપવું. ત્યાં તેનું રક્ષણ થશે; પણ આમ કરવું તે વિચાર કરીને કરવાનું છે. એમાં ઉતાવળ કરવાને કાંઈ

કારણ નથી. એથી મોટા સાથે વેર થશે. કાળાકિલ્લાનો ઠાકોર પોતાનું લશ્કર લઇ તમારી ઉપર હુમલો કરશે. તેમાં તમારે સંભાળવાનું છે. શત્રુ જોરાવર છે. તમે જો તેની ઉપર જીત મેળવી તો બહુજ રૂડું કામ થશે. એક ઘાએ બે કટકા થશે. તમારા પોતાના સ્વાર્થ ઉપરાંત તમારે હાથે પરમાર્થ પણ થશે. એ ભયંકર ટોળીને એથી જબરી હાર મળશે. હું તમને તમારી આ ભયંકર સરતથી વારવાનું કરૂં છું તેનું કારણ એટલુંજ છે કે, આખરે સત્યનો જય થશે. મેં મારો વિચાર તમને કહ્યો છે, હવે જેમ તમારી મરજી હોય તેમ ચાલજો."

થોડીવાર વિચારમાં પડીને ઠાકોર બોલ્યો—"પણ મારા પ્રથમના બાળકને હું દુનિયા ત્યાગ કરાવીશ તો મારા મિત્રો અને સગાવહાલાઓ મને કેટલો ઠપકો આપશે તેનો કાંઈ વિચાર કર્યો ?"

હરિશ્ચંદ્રે કહ્યું—"તેઓ કાંઈ ખોટો ઠપકો આપનાર નથી. તેઓ વાજબી ઠપકો આપશે. તેઓ જ્યારે તમારા એમ કરવાનું ખરૂં કારણ જાણશે ત્યારે તમારી ઉદ્ધતાઇ વિષે શું બોલશે તેનો કાંઈ વિચાર ?"

વીરમતી કાલાવાલા કરતી બોલી—"નાથ, આપણા વૃદ્ધ ગુરૂમહારાજનું કહ્યું તમે માનો."

ઠાકોરનું મગજ ગુંચવાઇ ગયું હતું. શું કરવું અને શું નહિ તે તેને સુજતું ન હતું. તે બોલ્યો—"હજી એ વિષય ઉપર વિચાર કરવાને ઘણો વખત આપણા હાથમાં છે."

આંખમાંથી આંસુ પાડતી રાણી બોલી—"નાથ, હું વહેમમાં રહી શકું તેમ નથી. મને તેથી અતિ વેદના થશે. તમારો જે વિચાર હોય તે કહી દો. હું તમારે પગે પડીને કહું છું કે—"

રાણીને ઉભી કરતો ઠાકોર બોલ્યો—"મારી વહાલી વીરમતી, ઉભી થા. આ બાબત ઉપર તું કહીશ તેમ હું કરીશ. તારી મરજી પ્રમાણે હું ચાલીશ."

હરિશ્ચંદ્રે જન્મતા બાળકના રક્ષણ માટે એક માદળીઉં કરી આપવા કહ્યું. તેનાથી તે બાળકને કાંઈ નુકશાન નહિ પહોંચે એવી તે વૃદ્ધ વિદ્વાને ખાત્રી આપી.

પછી તેણે થોડા સંસ્કૃત શ્લોકો કહી તેમને શાંતિ આપી પણ જેવા તે વિદ્વાનના મોઢામાંથી છેલ્લા શબ્દો નીકળ્યા કે, તરતજ તે ઓરડા માંહેલા બધાને કોઈના તિરસ્કારથી હસવાનો અવાજ સંભળાયો, અને તે ઓરડાનો દરવાજો જેને તેઓ આટલી વાર સુધી બંધ રહેલો સમજતાં હતાં, તે જોરથી અફળાઇને બંધ થયો.



## પ્રકરણ ૭૪ મું.

### એભલની કથા ચાલુ.

વીરમતી ચમકી ઉઠી. વૃદ્ધ હરિશ્ચંદ્રે માળા ફેરવવા માંડી, અને ઠાકોર વીરસેન હાથમાં ઉઘાડી તલવાર લઇને દરવાજો કોણે અફાળ્યો તે જોવા બહાર નીકળ્યો. ત્યાં કોઇને ન જોઈ, તથા કોઇનાં પણ પગલાંનો અવાજ ન સાંભળીને ઠાકોર ધાસ્તીથી આભો બન્યો. તે થોડીવાર તો ત્યાંજ ઉભો રહ્યો. પછી સાવધ થઈને મોટા દિવાનખાનામાં ગયો અને કોઇ અજાણ્યો માણસ ત્યાં આવ્યો હતો કે કેમ તે પૂછ્યુ. તેના જવાબમાં એક નોકરે જણાવ્યું કે, એક ઉંચો સરખો માણસ પોતાના શરીર ઉપર લાંબો ઝભ્ભો વીંટાળીને આવ્યો હતો અને હમણાં થોડી પળજ થઈ તે કિલ્લામાંથી બહાર નીકળી ગયો. બીજા નોકરે જણાવ્યું કે, થોડીવાર ઉપર તેવો એક માણસ કિલ્લામાં દાખલ થયો હતો. તે જાણે તે કિલ્લાથી જાણીતો હોય એવી રીતે ચાલતો હતો તેથી ઠાકોર સાહેબનો કોઈ મિત્ર હશે જાણી તેને કોઇએ કાંઈ સવાલ ન પૂછયો. દરવાજા ઉપરના ચોકીદારને પૂછતાં તેણે જણાવ્યું કે, તે અજાણ્યો આવનાર પોતાના ઘોડા ઉપર બેસીને આવ્યો હતો અને એક નોકરને ઘોડો સોંપી, નામદાર ઠાકોરને જરૂરના કામસર મળવું છે એમ કહી દાખલ થયો હતો. વળી પાછા ફરતી વખતે તે ઉતાવળથી આવ્યો હોય એમ જણાતું હતું. તે એકદમ પોતાના ઘોડા ઉપર બેસી ઘોડાને દોડાવી ગયો.

આ ત્રણ જણાઓએ તેને વિષે આટલું બધું કહ્યું, પણ તેનો ચહેરો કોઈના જોવામાં આવ્યો ન હતો. તેણે માથા ઉપર ફેંટો એવી રીતે બાંધ્યો હતો કે, તેથી તેનો ચહેરો અડધો ઢંકાઇ ગયો હતો. તે કોણ હતો તે વિષે વીરસેનની ખાત્રી તો ન થઈ, પણ તેણે એટલું તો ધાર્યું કે, તે ઘણું કરીને કાળા કિલ્લાનો ઠાકોર વસંતસેન હશે.

આટલી તપાસ કર્યા પછી તે પોતાની પત્ની તથા રાજગુરૂની પાસે આવ્યો. ત્યાં તેણે બધી વાત કહી સંભળાવી. આ સાંભળી તેઓ વધારે ગુંચવાયાં. તેમના કામ ઉપર કોઇ ચોકી રાખતું હતું એ વાત આજના બનાવથી તેમને સ્પષ્ટ જણાઈ. પેલો નાશી જનાર માણસ ગમે તે હોય તોપણ તેણે તેમની બધી અથવા થોડી વાત પણ સાંભળી હતી—તેમની કરેલી બધી યુક્તિ તે પામી ગયો હતો. હવે બીજી કોઈ યુક્તિ બને તો કરવાને વીરસેને ગુરૂ મહારાજને કહ્યું. તેમણે થોડી વાર વિચાર કર્યો પણ કોઈ લાયક યુક્તિ તેમને ન સુજી. આખરે હાલ તુરત તો તેજ યુક્તિ કાયમ રાખી. વીરસેને હરિશ્ચંદ્રને થોડા વખત

પોતાને ત્યાં રહેવા આગ્રહ કર્યો. તેમ કરવા તે વૃદ્ધ વિદ્વાને કબુલ કર્યું.

આ બનાવ આજ સત્તર અઢાર વર્ષ ઉપર બન્યો હતો. તેને થોડા દિવસ ગયા પછી અમારા ઠાકોર સાહેબ વીરસેને પોતાની નોકરીમાં એક જુવાનને રાખ્યો. એ જુવાનની વય બાવીશ ત્રેવીશની હતી. તેનું નામ પ્રતાપસિંહ હતું. આ તેજ પ્રતાપસિંહ હતો જે હાલ આ દેશમાં નામદાર સરદાર બહાદુર પ્રતાપસિંહ તરીકે ઓળખાય છે અને બધા તેને એક મોટા મહારાજા જેટલું માન આપે છે. તે જે વખતે અહીં રહેવા આવ્યો તે વખતે એક ગરીબ માણસ તરીકે આવ્યો હતો. તે ઘરબાર વગરનો હતો અને તેણે આવીને ઠાકોર સાહેબ આગળ આશ્રય માગ્યો હતો તેથી તેની ઉપર દયા લાવી તેને રાખવામાં આવ્યો હતો. તે પોતે કોણ હતો તથા ક્યાંથી આવ્યો હતો તે કોઇને જણાવતો નહિ; તથા આટલા વખતમાં તેણે કોને ત્યાં નોકરી કીધી તે વિષે પણ ખુલાસો કરતો નહિ. માત્ર પોતાની કંગાલ અને દુઃખી હાલત જણાવતો. તે એટલુંજ કહેતો કે, મને ઘણો ગેરઇનસાફ થયો છે. મારા શત્રુઓ મોટા લોકો છે. મારે નોકરી છોડવાને એકજ કારણ મળ્યું છે કે, મારી હાલત કરતાં અતિ મોટી પદ્વીની એક સ્ત્રી તરફ મેં પ્યાર બતાવ્યો હતો. તે મગરૂરીથી કહેતો કે, એટલું છતાં પણ મેં મારી જાતને કોઈ પણ રીતના કલંકથી દોષિત કરી નથી.

તે વખતે તેણે પોતાની આંખ ખોઈ ન હતી. તે કાણો તો પાછળથી થયો હતો. તેનો ચહેરો સુંદર હતો. તેનું શરીર જોરાવર હતું. તેના ઊંચા કપાળ ઉપરથી તે કોઈ મોટા માણસનું ફરજંદ જણાતો હતો. તે અતિશય બુદ્ધિશાળી હતો. જે વખતે તે અમારે ત્યાં રહેવા આવ્યો તે વખતે તે આટલા મોટા હોદ્દા ઉપર ચઢશે એવો કોઇને પણ ખ્યાલ ન હતો. તેનાં પાછળનાં કામ જોઈ મારી ખાત્રી થઇ હતી કે, આ માણસ કાંઇ નોકર તરીકેની હલકી નોકરી ઉપર હમેશને માટે રહેનાર નથી. તેના ચહેરા ઉપરથી તેની દૃઢતા દેખાઇ આવતી. જે કામ તે મન ઉપર લેતો તે કરતો. તેની હથિયાર વાપરવાની કુશળતા જુદાજ પ્રકારની હતી. તેનું નિશાન ખાલી જતું ન હતું. હમેશ તે નબળાની પક્ષ કરતો અને તેથી અમારા કિલ્લા માંહેલા નોકર વર્ગનો તેની ઉપર ચાહ વધ્યો હતો.

પોતાને નોકરીમાં રાખી આશ્રય આપી કરેલા ઉપકારનો બદલો તેણે ઠાકોર વીરસેનને થોડા સમયમાંજ વાળી આપ્યો. તેને નોકરી રહે થોડા માસ થયા એટલામાં બે વખત તેણે પોતાના શેઠની જીંદગી બચાવી. પોતાના દુઃખી મનને આનંદ આપવા માટે ઠાકોર વારંવાર શિકાર કરવા જવા લાગ્યો. પ્રતાપસિંહના મનની હાલત પણ તેવીજ હતી. તેથી તે પણ પોતાના શેઠની સાથે

વારંવાર શિકારમાં જવા લાગ્યો. એક દિવસે શિકારની શોધમાં નીકળતાં જુવાન ઠાકોર એકલો પડયો. ત્યાં તેના ઘોડાએ ઠોકર ખાધી અને તેથી વીરસેન જમીન ઉપર પડયો. તેજ પળે ઝાડીમાંથી એક વાઘે નીકળી આવી તેની ઉપર પોતાની તરાપ મારી. ઠાકોરને ઉઠીને ઉભા થવા અવકાશ ન મળ્યો. જો એક બે પળ વધારે થઈ હોત તો નક્કી વાઘ તેને ફાડી નાંખત, પણ તેજ પળે પેલા વાઘ ઉપર એક તીર આવી પડયો. વાઘ હજી તો તે તરફ જોય છે એટલામાં મારતે ઘોડે એકસ્વાર આવ્યો અને પોતાની તલવારના એકજ ફટકાથી વાઘના બે કટકા કરી નાંખ્યા. પ્રતાપસિંહે આ પ્રમાણે તેને પહેલી વખત બચાવ્યો. વીરસેન તેની ઉપર અતિ પ્રસન્ન થયો. બીજી વખતે શિકારમાં જતી વખતે નર્મદાના કિનારા ઉપરથી તેઓ જતા હતા. એક શિકારની પાછળ ઘોડા દોડાવતાં સરત ચુકથી ઘોડા અને ઠાકોર બેઉ પાણીમાં પડયા. થોડા વખત અગાઉ વરસાદ અતિશય વરસવાથી નદીમાં પાણીનું પૂર હતું. તેઓ પાણીમાં ખેંચાયા. કોઈની પણ પાણીમાં પડવાની હીંમત ન ચાલી. બધા જોતા ઉભા રહ્યા, પણ બહાદુર પ્રતાપથી તેમ થઇ ન શકયું. ઘોડા ઉપરથી ઉતરી પડી તે તુરત નદીમાં કુદી પડયો અને મોટી મુશકેલીથી તરતો તરતો પોતાના શેઠની પાસે ગયો. થોડી પળ વધારે થઇ હોત તો ઠાકોર નાશ પામત. ઘોડાને બાંધેલા પટા સાથે તેનો એક પગ ભેરવાઈ ગયો હતો. ઘોડો ડુબતો હતો તે સાથે તે પણ ડુબતો જતો હતો. વીરસેનની હાલત પ્રતાપે જોઇ લીધી. પોતાનું ખંજર કાઢી પટો કાપી નાંખી ઠાકોરને છુટો કર્યો. તેને લઇ મોટી મુશકેલીએ તે પાછો કિનારા ઉપર આવ્યો. ઘોડો પાણીના પૂરમાં ખેંચાઈ ગયો. પ્રતાપનાં બધાંએ વખાણ કીધાં.

કિલ્લામાં આવ્યા પછી વીરસેને તેને કીમતી પોશાક અને નાણાંની એક કોથળીની ભેટ આપવા માંડી. પોશાક લઈ નાણાંની કોથળી પાછી આપતાં તે બોલ્યો—" મેં જે કાંઇ કર્યું છે તે મારી ફરજ બજાવી છે. મારી ફરજ ઉપરાંત મેં કાંઈ કર્યું નથી. તેથી આટલી બધી ભેટ હું લઈ શકતો નથી. "

તેને તે આપવા ઘણી બહોંશ કરવામાં આવી પણ તે ઉદાર દીલના લડવૈયાએ તે પૈસા લીધા નહિ. તેનો બદલો બીજી રીતે વાળી આપવા વીરમતીએ વિચાર કર્યો. થોડા દિવસમાં જરીનાં તરેહવાર ફૂલથી ભરીને એક કોથળી તૈયાર કીધી. ફૂલોની વચ્ચમાં પોતાના નામનો એક અક્ષર ભર્યો હતો. તેની અંદર એક કીમતી હીરાની એક વીંટી મૂકીને તેને ભેટ દાખલ આપી. તે વીંટી તથા કોથળી લેતાં તે બહાદુર પુરુષ બોલ્યો—"નામદાર રાણી, તમે મને આગ્રહ કરીને આ ભેટ આપો છો તેથી હું ના પાડી શકતો નથી. આ વીંટી તમારી યાદગીરીમાં હું મારી પાસે રાખીશ; પણ આ કોથળી તો હું હમારા જીવ

પ્રમાણે સાચવીશ. આમ કરવાનું કારણ એની ઉપરનો તમારા નામનો અક્ષર છે, એટલુંજ નહિ પણ જેને હું મારા જીવ કરતાં પણ વધારે ચહાતો હતો, પણ અફસોસ ! હાલ તે મારા સાંભળવા પ્રમાણે મરી ગઈ છે, તેના નામની પણ તે નિશાની છે. ”

આમ બોલતાં તેનું હૈયું ભરાઈ આવ્યું. તે ત્યાં ઉભો ન રહેતાં ત્યાંથી જતો રહ્યો. બધાને તેની દયા આવી.

થોડા વખત પછી પોતાને કાંઇ વિચાર સુઝી આવતાં વૃદ્ધ હરિશ્ચંદ્ર રાયપુર તરફ ગયો. ત્યાં થોડા વખત રહ્યા પછી તે પાછો ફર્યો. ત્યાં જવાનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે, હાલ હું તે વિષે કાંઇ કહી શકતો નથી. વખત આવતાં બધું જણાશે.

પોતાને માટેજ તે વૃદ્ધ વિદ્વાન ત્યાં ગયો હશે એમ વીરસેને ધાર્યું, પણ તે વિષે વધારે વિચાર કરવા હાલ વખત ન હતો. રાણીને પ્રસુત થવાનો વખત પાસે આવ્યો હતો. હોંશિયાર વૈદ્યો અને દાઇઓને કિલ્લામાં બોલાવી મંગાવવામાં આવ્યાં. બીજી બધી જોઇતી તૈયારીઓ થવા માંડી. તેજ વખતે વીરમતીના પિતા ઠાકોર કેશરીસિંહના અજારી પડવાના સમાચાર મળ્યા. દુ:ખ આવે છે ત્યારે ચારે બાજુથી આવે છે. થોડા વખતમાં રાણી પ્રસુત થઈ. તેણે પુત્રીને જન્મ આપ્યો. તેને આજ સત્તર વરસ થયાં.

રાજગુરૂ હરિશ્ચંદ્રના ઓરડામાં જઈ ઠાકોર બોલ્યો—“ અફસોસ ! આજ હું એક બાળકનો પિતા થયો પણ તેથી મારૂં મન આનંદ પામતુ નથી. મને હર્ષ થતો નથી. મારી હુલડાઇથી મારૂં આ નવું જન્મેલું બાળક દુ:ખી થશે! પોતાની શો હાલત થવાની છે, પોતે શા માટે જન્મી છે એમ જ્યારે તે જાણશે ત્યારે મને તે ધિક્કારશે. ”

વૃદ્ધ હરિશ્ચંદ્રે કહ્યું—“ પુત્ર, ધીરજ રાખો ધીરજનાં ફળ મીઠાં છે. આપણે એ બાળકને નાનપણથીજ બધું સમજ પાડીશું. તેને સખતાઈમાં રહેવા શીખવીશું. જેમ જેમ તે મોટી થતી જશે તેમ તેમ તે આ સંસારી માયાથી પોતાનું મન ઉઠાડી લેશે. ”

ઠાકોર નિરાશ થઇને બોલ્યો—“ મહારાજ, આ તો ઘણું સખત છે! પોતાની મોટી પુત્રીને આ પ્રમાણે તેની જુવાનીમાં તેનાં માબાપને તજી જવા શીખવવું તે તેમને કેટલું દુ:ખદાયક છે! મારો વિચાર તો એને થોડા વખતમાં દૂધ પીતી કરી દેવાનો છે. ”

હરિશ્ચંદ્રે કહ્યું—“ પુત્ર, બાળહત્યા ન લેવી. બ્રહ્મહત્યા, ગૌ હત્યા, સ્ત્રી હત્યા, બાળહત્યા એનું પાપ અતિ છે. એ તમારી પુત્રી પોતાનું નસીબ લઇને

આવી છે. તમે આ જે કાંઈ બોલ્યા તે ઉપરથી મને જણાય છે કે, થોડા મહિના ઉપર તમે મારી આગળ જે કબૂલ કર્યું હતું કે, એને જોગણ કરવી તે વિષે તમે હાલ પશ્ચાતાપ કરો છો.”

ઠાકોર બોલી ઉઠયો–“પશ્ચાતાપ! નહિ, નહિ, હું મારા બોલ માટે પશ્ચાતાપ નથી કરતો. હું મારી મૂખાઇનો પશ્ચાતાપ કરૂં છું. કાળા કિલ્લાના ઠાકોર સાથે થયલી હુલડાઈ ભરેલી સરતનો મને પશ્ચાતાપ થાય છે. ઈશ્વર કરે અને તે ભયંકર મંડળી નાશ પામે. તેમનાં શિક્ષા કરવાનાં હથિયારોના કટકા થઈ જાય તો મારી પુત્રી બચે. નહિ તો તેને આ દેશ છોડી પરદેશમાં રહેવું પડશે. આ વિચાર મને દલગીરી ઉપજાવે છે.”

ગંભીર અવાજે હરિશ્ચંદ્ર બોલ્યો–“પુત્ર જરા શાંતિ રાખો. ઇશ્વર કરશે તો એનો વખત પાસે આવ્યો છે. એ છુપી મંડળીનો નાશ જલદી થશે.”

તે વૃદ્ધની તરફ આશ્ચર્ય પામી થોડી વાર જોઈ રહ્યા પછી ઠાકોર હાથ જોડીને બોલ્યો–“ગુરૂમહારાજ! શું એમ બનશે? એ શું છે? મને તમારા બોલવાનો અર્થ સમજાવો.”

હરિશ્ચંદ્ર બોલ્યો–“હા, તે હું સમજાવીશ. થોડા વખત ઉપર હું રાયપુર ગયો તે એજ કામ માટે ગયો હતો. આ ભયંકર મંડળીની બધી વાતથી મેં મહારાજા સાહેબને વાકેફ કર્યા છે. તેમણે મારી વાત અતિ ધ્યાનથી સાંભળી છે. તે વાત કરતી વખતે મેં તમારૂં નામ અથવા તમારી સરતથી તેને જાણીતો કર્યો નથી. માત્ર તે મંડળીની ભયંકર વાતજ કહી છે. મહારાજા ઉપર તે વાતની ઘણી અસર થઈ છે. જ્યારે મેં કહ્યું કે, મારા એક ઓળખીતાને તે મૂર્તિવાળા ભોંયરામાં લઈ જવામાં આવ્યો હતો અને તેને બધું સારી રીતે દેખાડવામાં આવ્યું હતું ત્યારે તો તેની ઉપર ઘણી અસર થઇ હતી. તેણે તે મંડળીનો નાશ કરવા સોગન ખાધા. તે મૂર્તિ કયા કિલ્લાના ભોંયરામાં હતી અને તેનો મુખ્ય કોણ હતો એમ મને પૂછયું. પહેલા સવાલનો જવાબ આપવાને હું અશકત હતો પણ બીજાનો મેં તુરત જવાબ આપ્યો. મારા બીજા જવાબ ઉપરથી મહારાજા પહેલા સવાલનો જવાબ પામી ગયા. તે મંડળીનો મુખ્ય સરદાર કાળાકિલ્લાનો ઠાકોર હતો, તો તેનું મુખ્ય મથક પણ તેના કિલ્લામાંજ હોવું જોઇએ.”

ઠાકોરે કહ્યું–“મારો પણ તે વિષે ખાત્રી છે. મને તે જલ્દી ન ભૂલાય એવી રાતના મહાકાળીની મૂર્તિ સામે લઇ જવામાં આવ્યો હતો તે કાળો કિલ્લોજ હતો. પછી નામદાર મહારાજાએ તે વિષે શો ઠરાવ કર્યો તે મને કહો.”

હરિશ્ચંદ્ર બોલ્યો–“પછી મહારાજાએ મને અત્રે પાછા ફરવા કહ્યું. તે

સાથે મને સૂચના આપી કે, મારે બે ત્રણ બળવાન ઠાકોરોને કાળાકિલ્લાના ઠાકોર સામે લડવાને ઉભા કરવા. તેમ કર્યાં પછી હું તે ઠાકોરને પકડવાનો હુકમ અને તેમને મદદ કરવા માટે પાંચ હજાર માણસનું સૈન્ય મોકલીશ."

આ સમાચારથી આનંદ પામીને ઠાકોર બોલ્યો–" ગુરૂ મહારાજ, આ બધી વાત આટલી વાર સુધી મારાથી શા માટે છુપી રાખી ? "

હરિશ્ચંદ્રે જવાબ આપ્યો–"રાણી ગર્ભિણી હતી તેથી તે આ વાત સાંભળી ગભરાઈ જાત. વળી મારે પ્રસુત થવાની રાહ જોવી હતી. તે વખતમાં કાંઇ નવો બનાવ બની જાય તો વળી તે ઉપર વિચાર થાય એવો મારો વિચાર હતો. રાણીને જે દુઃખ લાગ્યું છે તેથી તેના પેટમાંના બાળકને ઇજા થશે એમ હું ધારતો હતો, પણ તે તો કાંઈ ન થયું જાણી મેં આ વાત આજ કહી. હવે તે વખત પાસે આવ્યો છે."

વીરસેન બોલ્યો–" હવે તે વખત પાસે આવ્યો છે ત્યારે મારા મદદગાર તરીકે મારા સસરા કેશરીસિંહને કહેવરાવી મોકલીશ. તમે જેમ બને તેમ જલદીથી રાયપુર જાઓ અને મહારાજાને તેનું વચન યાદ આપી મદદ લઇ આવો.'

તે વૃદ્ધ વિદ્વાને કહ્યું–" આવતી કાલે હું રાયપુર જવા માટે નીકળીશ. પાછો આવું એટલી વારમાં તમે લડાઈની બધી તૈયારીઓ કરી રાખજો. તમારૂં તથા કેશરીસિંહનું લશ્કર મહારાજાના લશ્કર સાથે મળીને ઘણું વધારે થશે. ઠાકોર વસંતસેનને હજી તો આપણા વિષે કાંઈ વહેમ નહિ હોય એટલામાં તો આપણે તેને ફટકો મારી શકીશું. પછી તે ભયંકર મંડળીના મુખ્ય મથકનો આપણે નાશ કરીશું. એટલે તમારી પુત્રીને બીજે દેશ મોકલવાની ખટપટ રહેવાની નથી. તમારી સાથે બીજા કેટલાકનો પણ છુટકો થશે."

તે વૃદ્ધ વિદ્વાનને પગે પડીને વીરસેન બોલ્યો–" ગુરૂ મહારાજ, તમારા ગુણનો બદલો અમે કેવી રીતે વાળી શકીશું ? તમારા ઋણમાંથી અમે કયારે છુટીશું ? "

હરિશ્ચંદ્રે કહ્યું–'હું મારી ફરજ ઉપરાંત બીજું કાંઇજ કરતો નથી. હવે મારે કાલની મારી મુસાફરી માટે તૈયારી કરવી જોઇએ. હું મારા ઓરડામાં જાઉંછું."

તે વૃદ્ધ આમ કહી છુપે દરવાજેથી નીકળી ગયો. તેજ વખતે બીજી તરફના દરવાજા જોરથી ઉઘડી ગયા અને કાળાકિલ્લાનો ઠાકોર વસંતસેન તે ઓરડામાં આવીને ઉભો. વીરસેન ફીકકો પડી ગયો. તે ધાસ્તીથી ધ્રુજવા લાગ્યો. પોતાની છુપી વાત તેના સાંભળવામાં આવી છે એમ ઠાકોર વીરસેન તુરતજ

પામી ગયો. તેમ વળી તેના બોલવાથી તે વધારે સીદ્ધ થઇ.

વસંતસેન તિરસ્કારથી બોલ્યો-"તમારા કિલ્લામાં હું આજે આવી ચઢયો તેથી હું મને પોતાને ભાગ્યશાળી માનું છું. મને તેથી લાભ થયો છે. તેવોજ લાભ પાંચ મહિના ઉપર હું તમારા કિલ્લામાં આવ્યો તે વખતે પણ મને થયો હતો."

ધાસ્તીથી ધ્રુજતો હતો તે છતાં ક્રોધથી રાતો થઇ, પોતાની તલવાર ઉપર હાથ નાંખીને વીરસેન બોલ્યો-"ત્યારે અમારી વાત તમે છુપી રીતે સાંભળતા હતા કેમ ?"

કાળાકિલ્લાનો ઠાકોર બોલ્યો-"સબૂર કરો ! લડાઈ કરતાં વિચાર કરજો ! તમારી પત્ની બાજુના ઓરડામાં સુતી છે. હથિયારનો અવાજ સાંભળી તે ગભરાઇ જશે. તમે ફરીથી મને અપશબ્દ કહેશો તો એમ ખાત્રીથી માનજો કે તમારી બધી લુચ્ચાઈ હું જાણી ગયો છું. પછી મારે નાઇલાજે હથિયાર કાઢવાં પડશે; માટે હું કહુંછું તે પ્રથમ સાંભળી લ્યો. પાંચ મહિના ઉપર હું તમને જે કિલ્લાના ભોંયરામાં તે મહાકાળીની મૂર્ત્તિ છે ત્યાં તેડી ગયો હતો. તેનો બધો ભેદ મેં તમને કહ્યો છે. તેનાથી તમારા મન ઉપર કેવી અસર થઈ છે તે જાણવા માટે બીજે દિને છુપી રીતે હું તમારા કિલ્લામાં આવ્યો, પણ દરવાજા આગળ આવતાંજ મારે કાને એવા શબ્દો પડયા કે તેથી મારે મારા લાભ માટે સંતાઇને સાંભળવાની ફરજ પડી. મહાકાળીના હાથમાંથી તમારી નવી જન્મેલી પુત્રીને શી રીતે છોડવવી તેની તમે ગોઠવણ કરતા હતા. પેલો નીચ હરિશ્ચંદ્ર તમને તે વિષે યુક્તિ બતાવતો હતો. જે દરવાજો મેં સાંભળવા માટે ધીમેથી ઉઘાડયો હતો તે તમને ચેતાવવા માટે જોરથી અફાળીને બંધ કર્યો. તે વાતને આજ પાંચ માસ થઇ ગયા. આજ સવારના મારા જાસુસોથી મને ખબર મળી કે, તમારી પત્નીને પ્રસુત થવાની વેળા પાસે આવી છે. મને આ ખબર મળી એટલે તમારી કરેલી સરત તમને યાદ આપવા માટે હું તમારા કિલ્લામાં આવ્યો. તે વખતે પણ તમારા ઓરડાના દરવાજા આગળ આવતાં મને એવા શબ્દો સંભળાયા કે મારે તે સાંભળવાની ફરજ પડી. હવે હું તમને પૂછુંછું કે, તમારો શો વિચાર છે ? જે માણસે એક વખતે તમારી આબરૂ, તમારો કિલ્લો, તમારી મીલકત વગેરે બચાવી હતી તેની તરફ દગો કરવો છે કે, તેને છુપી રીતે કોઈની વાત સાંભળતો કહેવો છે ?"

વીરસેન તેનો જવાબ આપી ન શકયો. વસંતસેનના છેલ્લા શબ્દો ખરા ઠપકાના હતા. અમારો ઠાકોર નીચું જોઇ રહ્યો.

થોડીવાર તેની તરફ જોયા પછી કરડે અવાજે કાળાકિલ્લાનો ઠાકોર

બોલ્યો–" બોલો, હવે મારે શું કરવું ? જે નીચે તમને સલાહ આપી તેની સાથે મારે કેવી રીતે ચાલવું ? તમે મારૂં સાંભળો લ્યો. તમારા તે નીચ સલાહકારને તેની દગા ભરેલી સલાહ માટે અને તમે તેને વશ થયા માટે તમારી નીચતા માટે હું મારા અંતઃકરણથી ધિક્કારૂંછું. વળી એક બીજી વાત સાંભળી લ્યો. મહારાજા તરફની મદદની તમે આશા રાખી હતી, પણ તેમાં તમે નિષ્ફળ થશો. તમે ફાવશો નહિ. રાજાના મુખ્ય સલાહકારોમાંના કેટલાક અમારી મંડળીના છે. મહાકાળીના ચુસ્ત ભક્ત છે. મને પકડવાનો હુકમ મોકલવાને અને તમને તથા કેશરીસિંહને મદદ કરવાને તેઓ લશ્કર મોકલવા કદીપણ કબૂલ કરનાર નથી. મહારાજાને તેઓ એવો તો સમજાવી લેશે કે, તેમની સલાહ વિરૂદ્ધ તે કદી પણ ચાલનાર નથી."

કાળાકિલ્લાનો ઠાકોર આ બધું એવી રીતે બોલ્યો કે, તેથી અમારા ઠાકોર ઉપર ઘણી અસર થઈ. તેને અતિ ધાસ્તી લાગી. પોતાની બધી વાત તેણે જાણી છે એવી તેની ખાત્રી થઇ. હવે તે બળવાન ઠાકોરને ગુસ્સે કરવામાં સાર ન હતો. તે તેના કાલાવાલા કરવા લાગ્યો.

અતિ નરમ પડી જઇને ધીમે સાદે અમારો ઠાકોર બોલ્યો–"અરે બળવાન ઠાકોર સાહેબ, મેં તમારી તરફ દગો કરવા ધારણા રાખી હતી તે હું કબૂલ કરૂંછું; પણ મારી બાળક પુત્રી તરફ તમે દયા બતાવશો એમ હું આશા રાખુંછું. મારી પુત્રીને બચાવો ! મને મારી સરતમાંથી છુટો કરો. મારી અરધી મીલકત હું તમને આપી દઇશ. હું તમારો નોકર થઈ રહીશ. તમે જ્યારે પણ મારી મદદ માગશો ત્યારે તમને મદદ કરીશ."

કાળાકિલ્લાનો ઠાકોર બોલ્યો–" ઠાકોર, તમારા કાલાવાલા ફોકટ છે. જો કે મહાકાળીના છુપા મંડળનો હું મુખ્ય સરદાર છુંતોપણ મારાથી તેને લગતા કાયદાથી વિરૂદ્ધ ચલાય નહિ. તે કાયદાનો મારાથી ભંગ ન થાય. વળી જેમ જેમ અમારા મંડળમાં ઉચ્ચ ખાનદાનની સ્ત્રીઓ વધતી જાય, તેમ તેમ અમને વધારે લાભ છે. તેઓ જ્યારે પરણે ત્યારે પોતાના રાજવંશી પતિને પણ અમારી સાથે જોડાવાને ઉશ્કેરે. એમ કરવાથી અમારી મંડળી વધારે મજબૂત થતી જાય. દેશના દરેક ભાગમાં અમારા મદદગારો થાય. આમ કરતાંજ અમારી મંડળી આટલી વધી છે. તેમાં મોટા મોટા સત્તાવાનો છે. બલવાન ઠાકોરો એ મંડળીની કોઈપણ પ્રકારની નોકરી બજાવવાને માટે તૈયાર છે. તેમાં વળી નામદાર વીરસેન ઠાકોરની પુત્રી જોડાશે તો તે અમને અમારા કામમાં વધારે મદદ કરતા થઈ પડશે."

પોતાની આંખો ઉપર હાથ ફેરવતો ઠાકોર વીરસેન બોલ્યો–"અરે ઇશ્વર !

શું આ બધું ખરૂં છે ? હું સ્વપ્ન તો જોતો નથી ? ”

તિરસ્કારથી હસીને કાળાકિલ્લાનો ઠાકોર બોલ્યો—“શું ! હજી પણ તમે સ્વપ્નનો વિચાર કરોછો ? ઠાકોર, તમારા હાથના કાંડા ઉપર જુઓ ! ત્યાં પેલી નિશાની છે કે નહિ ? એક કલાકની અંદર તો તમને એથી પણ વધારે ભયંકર પુરાવો આપીશ, એટલે પછી તમને મહાકાળીની શક્તિની ખાત્રી થશે ! પણ યાદ રાખજો કે, જેને હું થોડા વખતમાં શિક્ષા કરીશ—જે કામ હું મારે હાથે કરીશ, તેના કરનાર તરીકે તમારે મારૂં નામ કોઇને પણ જાહેર ન કરવું. જો તમે મારા હુકમથી ઉલટા ચાલશો. મારૂં નામ તો શું પણ મારા વિષે જરા પણ કોઈને કહેશો તો, તમારો ગમે તેવો બંદોબસ્ત છતાં તમને ઉંચકી લઈ જવામાં આવશે, અને પછી પેલા ભોંયરામાં લઇ જઈ મહાકાળીને તમારો ભોગ આપવામાં આવશે ! ”

“ અરે, હાય હાય ! ” કરીને વીરસેન જમીન ઉપર પડી ગયો. કાળાકિલ્લાના ઠાકોરે આપેલી ધમકીથી તેના મન ઉપર ઘણી અસર થઈ.થોડીવારમાં તેણે આંખો ઉઘાડીને જોયું તો તે એકલો હતો. ઠાકોર વસંતસેન જતો રહ્યો હતો. આ વખતે તે કેવી રીતે આવ્યો અને કેવી રીતે પાછો ગયો તે વિષે તપાસ કરવા અમારા ઠાકોરની હીંમત ન ચાલી.

એક કલાક સુધી વીરસેન વિચારમાં ગરકાવ થઇને પોતાના ઓરડામાં પડી રહ્યો. પછી આ બાબત વિષે શો વિચાર કરવો તે પૂછવા માટે તે રાજગુરૂ હરિશ્ચંદ્રના ઓરડા તરફ ચાલ્યો.

## પ્રકરણ ૭૫ મું.

### એભલની કથા ચાલુ.

વૃદ્ધ હરિશ્ચંદ્રના ઓરડા આગળ જઈને ઠાકોરે દરવાજો અફાલ્યો, પણ અંદરથી કાંઇ જવાબ ન મળ્યો તેથી તેણે દરવાજો ઉઘાડયો. અરે ઈશ્વર ! ત્યાં કેવો દેખાવ તેની નજરે પડયો ! જમીન ઉપર લોહી લુવાણ થઇને તે વૃદ્ધ વિદ્વાન પડયો હતો. તેનું કમકમાટ ઉપજાવે એવું ખુન થયું હતું. ઠાકોરના સૌથી સાચા સલાહકારનું ખુન થયુ હતું. તેનું મુડદું જોતાંજ ઠાકોર અતિશય ક્રોધાયમાન થઈ ગયો. ક્રોધથી તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું, પણ તે ક્રોધ થોડીવારજ રહ્યો. કાળા કિલ્લાના ઠાકોરે આપેલી ચેતવણી તેને યાદ આવી. તરતજ તેની ખાત્રી થઇ કે, આ કમકમાટ ઉપજાવનાર ખુનનો કરનાર તેજ ઠાકોર હતો. મહાકાળીએ પોતાનું પહેલું વેર તે વિદ્વાન બ્રાહ્મણ ઉપર લીધું હતું !

તે વૃદ્ધને પ્રથમ તો મારી નાંખીને પછી તેના શરીરને છુંદી નાંખેલું હતું. તેની ચામડી ઉતારી નાંખી હતી. તેના શરીરના કેટલાક ભાગના કટકા કરી નાંખ્યા હતા. જેમ બને તેમ તે ખુન ભયંકર દેખાય તેમ કરવાને સંભાળ લીધી હતી. તેનો દેખાવ એવો તો ભયંકર કરી મૂક્યો હતો કે, ગમે તેવા મજબૂત મનના માણસના મન ઉપર પણ અસર થયા વગર ન રહે.

ઠાકોર તો થોડીવાર તેની તરફ જોઈજ રહ્યો. તેની શુદ્ધિ બધી જતી રહી હોય એમ તેને જણાયું. તે શું કરે? કેવી રીતે વર્તે? તેણે પ્રથમ તો એવો વિચાર કર્યો કે, નોકરોને બોલાવી લાવી તેમને આ ખુન જાહેર કરવું. તેના કર્તા તરીકે ઠાકોર વસંતસેનને જાહેર કરવો. આ ખુનનું વેર લેવાને પોતાના લોકોને તૈયાર કરવા. આ વિચાર આવતાં તેને બીજો વિચાર આવ્યો. વસંતસેને આપેલી ધમકી તેને યાદ આવી. તે યાદ આવતાંજ તેના આખા શરીરમાંથી ભયની કંપારી છુટી ગઈ. તેમ વળી તેના મનમાં એક બીજો વિચાર ઉત્પન્ન થયો. જો તે કાળા કિલ્લાના ઠાકોરને ખુની તરીકે જાહેર કરે તો તે વૃદ્ધનું ખુન તેણે શા માટે કીધું તે જાહેર કરવું પડે, પણ તે કોઈના માનવામાં ન આવે. એક નિર્દોષ માણસનું ખુન વસંતસેન જેવો બળવાન ઠાકોર કરે એમ કોઇ માનેજ નહિ. પોતાની કાંઈ ખાનગી શત્રુતાને લીધે પોતેજ ખુન કરી તે બળવાન ઠાકોર ઉપર ઢોળી પાડવાની કોશેશ કરવામાં આવી છે એમ લોકો માને, અને તેથી કદાચ તેના પોતાનાજ લોકો તેની સામે બળવો કરે એવી તેને ધાસ્તી ઉપજી. તે વૃદ્ધ ગુરૂ થોડા વખતમાં તે તરફના લોકોમાં વહાલો થઇ પડયો હતો. તેની ભલમનસાઈ અને પરોપકારી વર્તણુંક માટે લોકો તેને ચહાતા હતા.

આ બધો વિચાર કર્યા પછી કમનસીબ વીરસેને એવો ઠરાવ કર્યો કે, તે વૃદ્ધના મુડદાનો કોઇ રીતે નીકાલ કરવો અને તેને માટે કાંઈ વાત જોડી કાઢવી. તેના ઓરડાનો દરવાજો બંધ કરી, તેની કુંચી લઇને વીરસેન પોતાના ઓરડામાં ગયો. પોતાના મનને થોડીવાર શાંત પાડયા પછી તે પોતાની નવી જન્મેલી પુત્રીને જોવા ગયો. ત્યાં તેની પત્નીએ તેના ચહેરા ઉપરની દલગીરી પારખી કાઢી. વળી તે દલગીરીનું કારણ તે પોતે જાણતી હતી તેજ હશે એમ તેને લાગ્યું. વીરસેન પણ ત્યાં વધારે વાર રોકાયો નહિ. તેનાથી ત્યાં રહેવાયું નહિ. તે પોતાના મનની વેદનાને સમાવવા માટે ત્યાંથી નીકળી નાઠો.

વખત વહી ગયો, મધરાત થઈ ગઈ, કિલ્લામાં બધું શાંત થઈ રહ્યું, તે વખતે ઠાકોર પેલા ગુરૂના ઓરડા તરફ ચાલ્યો. પોતાની પાસેના એક કોથળામાં તેના મુડદાને ભરી, તેને ખાંધ ઉપર ઉઠાવી છુપે દાદરે તે બાગમાં

ઉતરી ગયો. તેનો વિચાર તેના મુડદાને કોઇ જગાએ દાટવાનો હતો. જમીન ખોદતી વખતે અવાજ થાય તે કોઈ સાંભળે અથવા ચોકીદાર ફરતો ફરતો આવી ચઢે તો તેનું કેમ! તેથી તેણે તેને નદીમાં નાંખવા વિચાર કર્યો. તે ભરાતો છુપાતો નદી કિનારે આવ્યો. તેણે કોથળામાં વજન કરવા માટે કેટલાક મોટા મોટા પથરા ભર્યા અને જેવો નદીમાં તેને ફેંકવા ગયો તેજ વખતે એક જણને ત્યાં આવતો તેણે દીઠો. તેણે હાથમાંનો બોજો નીચે ફેંકી દીધો અને નાશી જવાની તજવીજ કીધી, પણ તેજ વખતે પેલા નવા આવનારે તેનો હાથ પકડી લીધો. પોતાને છોડાવવાની તજવીજ કરતાં તે માણસ પોતાનો ઓળખીતો જણાયો. આ માણસ માધવસિંહને જીત્યા પછી વીરસેને જેને દેશવટો આપ્યો હતો તે કર્ણસિંહ હતો.

ઠાકોરને ઓળખીને કર્ણસિંહ બોલ્યો–"મારા નામદાર ઠાકોર સાહેબ! સારૂં થયું કે તમે–"

તેનો હાથ છોડાવતાં વીરસેન બોલ્યો–"તું શું કહે છે? શા માટે તેં મારો હાથ પકડયો છે?"

કર્ણસિંહે ઠંડે પેટે ઉત્તર આપ્યો–"ઠાકોર સાહેબ, મારી ઉપર ક્રોધે ન ભરાઓ. જે વખતે મેં તમને પકડયા તે વખતે મેં તમને ઓળખ્યા ન હતા. આવે કવખતે નદીમાં કોથળો નાંખવા કોણ આવ્યો છે એમ જાણવાની મતલબેજ મેં તમને રોકયા."

ઠાકોર બોલ્યો–"અને હવે તો તે તેં જાણ્યું માટે અહીંથી જતો રહે."

કર્ણસિંહે દૃઢતાથી ઉત્તર દીધો–"નહિ, ઠાકોર સાહેબ, એમ બનવું મુશ્કેલ છે. અકસમાતથી આપણે એકઠા મળ્યા છીએ અને તેથી સેહેલાઈથી આપણે છુટા પડનાર નથી. હું કેવો એક વચનનો માણસ છું તે તો તમે જાણોછો. મારા કમનસીબને યોગે હું ઘરબાર વગરનો, પૈસા વગરનો, મિત્ર વગરનો ચીંથરે હાલ ભીખારી થઈ ગયો છું. કોઇબી રીતે મારી તે હાલત હું સુધારવા માગું છું."

ઠાકોરે કહ્યું–જો તને પૈસા જોઇતા હોય તો તે લે, પણ અહીંથી તુરત જતો રહે."

કર્ણસિંહ બોલ્યો–"તમારા આપેલા પૈસા મને થોડો વખત ચાલશે અને ફરીથી મારી તો તેવીજ હાલત થશે. નહિ, તમે મને સમજાવી લેવાની ગોઠવણ–"

વીરસેન જુસ્સાથી બોલી ઉઠયો–"સમજાવી લેવાની ગોઠવણ! તું મારૂં અપમાન કરે છે? યાદ રાખજે કે જો હવે વધારે અપમાન કરીશ તો મારી

તલવાર તારૂં લોહી પીવાને તૈયાર છે."

કર્ણસિંહ દૃઢતાથી બોલ્યો—"હું ગમે તેવો કંગાલ થઈ ગયોછું પણ એક ખંજર મારી સાથે રાખુંછું. મારા બચાવમાં તે કેમ વાપરવું તે મને સારી રીતે આવડે છે."

પોતાનો ક્રોધ મહા મુશ્કેલીથી સમાવતાં ઠાકોર બોલ્યો—"ત્યારે લુચ્ચા, તું મારી પાસેથી શું માગે છે? બોલ! મને અટકાવી ન—"

કર્ણસિંહે કહ્યું—"મારૂં કહેવું જરા ધ્યાનથી સાંભળો. મારૂં કહેવું થોડુંજ છે. જે કારણથી હું અત્રે આવ્યો છું તે મારે તમને કહેવાનું છે. મારો વિચાર આવતી કાલે સવારના તમને મળવા આવવાનો હતો. તમારી ક્ષમા માગી ગમે તેવી હલકી નોકરી તમે મને આપો તે લેવાનો હતો, પણ મારા સુભાગ્યે એવો બનાવ બન્યો—"

થોડી આતુરતાથી ઠાકોરે કહ્યુ—"બોલ, બોલ, જલદી કર!"

દૃઢતાથી કર્ણસિંહ બોલ્યો—"મેં તમને આ નદીના કિનારા ઉપર આવી મધરાતે આવેલા દીઠા. તમારી ખાંધ ઉપર આ કોથળો હતો. તેનો અવાજ જમીન ઉપર પડતાં એવો થયો કે, અંદર કાંઇ ભયંકર ચીજ હોવી જોઇએ. તમે તેને નદીમાં નાંખવા વિચાર કીધો—"

પગથી માથા સુધી ધ્રુજતો ઠાકોર બૂમ પાડી ઉઠયો કે—"બસ! બસ! આ પૈસા છે તે લે અને અહીંથી જતો રહે! જ્યારે પૈસા ખલાશ થઈ જાય ત્યારે પાછો મારી પાસે આવજે, હું તને બીજા આપીશ."

પેલો દૃઢ અવાજે બોલ્યો—"નહિ, આ પ્રમાણે તમે મને કાઢી શકનાર નથી. તમે ખુન કરીને છુપાવવા માટે મુડદુ નદીમાં નાંખવા આવ્યા છો—"

ધાસ્તીથી ધ્રુજતો વીરસેન બોલી ઉઠયો—"લુચ્ચા, ચોર! તું આ પ્રમાણે મારી ઉપર ત્હોમત મૂકતાં—"

પેલા કોથળાને લાત મારીને કર્ણસિંહ બોલ્યો—"ઠાકોર સાહેબ, આમાં મુડદું છે એમ તો તમારાથી ના પડાશેજ નહિ! કદાચ તમે આ ખુન કર્યું નહિ હોય તો પણ શક તો તમારી ઉપરજ આવશે. હવે મારી માગણી શી છે તે તમે સાંભળી લ્યો. હાલ હું સરત કરી શકું તેમ છું. તમે ભલે ને ગમે તે વિચાર કરો! તમે તલવાર ઉપર હાથ નાંખોછો, પણ એટલું તો યાદ રાખજો કે, મને પણ મારા હાથનો ઉપયોગ કરતાં આવડે છે. જો તમે મારી સાથે સલાહથી ચાલશો તો હું તમારી સાથે સલાહ રાખીશ. જો તમે લડાઇ કરશો તો હું લઢવાને તૈયાર છું."

પોતે તદન કર્ણસિંહના હાથમાં છે જાણીને વીરસેન બોલ્યો—"નહિ,

આપણે તો સલાહજ કરીશું."

કર્ણસિંહ બોલ્યો—"હું સલાહ કરવાને ખુશી છું. હવે મારી સરતો સાંભળી લ્યો. આ કોથળામાંના મુડદાની વાત હું કોઇને પણ કહેનાર નથી, પણ તેના બદલામાં મને મારી અસલ જગા આપવી. હું તમારી નોકરી પ્રમાણિકતાથી બજાવીશ. કોઇને દુ:ખી કરનાર નથી."

ઠાકોર બોલ્યો—"કર્ણસિંહ; આ સિવાય બીજું કાંઇ માગી લે. તને મેં એક વખત કાઢી મૂક્યો છે તેથી તને પાછો રાખું તો મારી રાણી, મારા મિત્રો અને મારી રૈયત મને શું કહેશે? તેઓ મને ગાંડો ધારશે."

કર્ણસિંહ પાસે તેનો જવાબ હતો. તે બોલ્યો—"પણ જ્યારે તમારા મિત્રો, તમારી રાણી અને તમારી રૈયત તમને ખુની જાણશે ત્યારે તમારે વિષે શું ધારશે?"

પીડિત મને ઠાકોર બોલ્યો—"ગુલામ, તું મારી ઉપર ખોટો વાંક મૂકવાને કેમ હીંમત કરે છે?"

કર્ણસિંહ બોલ્યો-"હું તો મારા મનમાં છે તે કહી સંભળાવુંછું. તેની સાક્ષી જોઈએ તો આ રહી." આમ કહી તે કોથળા તરફ તેણે આંગળી કીધી.

ઠાકોરે કપાળ ઉપર હાથ અફાળીને કહ્યું-"અરે વિધાતા! તેં મારા નસીબમાં શું લખ્યું છે? લે આ મારી રાજમુદ્રા હું તને જામીનગીરી તરીકે આપું છું. કાલ તું કિલ્લામાં આવીને મારી પાસે પગે પડી અરજ કરજે. તારા આગલા અપરાધની ક્ષમા માગજે. આપણી વચ્ચે આજ કાંઈ બન્યું ન હોય તેમ ચાલજે. પ્રથમ તો હું આનાકાની કરીશ, તું વધારે કાલાવાલા કરજે. પછી હું તને તારા આગલા અપરાધની ક્ષમા કરીશ તને પાછો આવેલો જોઈ લોકો અને મારા નોકરો પ્રથમ તો બડબડાટ કરવા માંડશે, પણ થોડા વખતમાં તેઓ શાંત થશે એટલે હું તને તારી આગલી પદવી ઉપર પાછો રાખીશ. જા, હવે અહીંથી જતો રહે."

લુચ્ચો કર્ણસિંહ આ ગોઠવણથી સંતોષ પામીને ત્યાંથી જતો રહ્યો. પછી ઠાકોરે તે મુડદાવાળા કોથળાને નદીમાં નાંખી દીધો. તે કિલ્લામાં છુપે રસ્તે દાખલ થયો. જે ઓરડામાં ખુન થયું હતું તેમાં લોહીનાં ટીપાં પડયાં હતાં તે પોતાને હાથે સાફ કર્યાં. આ પ્રમાણે કામ કરતાં ઘણો વખત નીકળી ગયો. સવારનો પહોર થવા આવ્યો. તે વખતે તે પોતાના કામમાંથી પરવાર્યો. તે પોતાના ઓરડામાં ઉંઘવા માટે ગયો, પણ તેને ઉંઘ ન આવી.

કર્ણસિંહ સાથે કરેલી સરત તેણે પાળી. તે નિમકહરામ નોકરની ઉપર ઠાકોરે મહેરબાની દેખાડી તેથી તેના નોકરો અને રૈયત આશ્ચર્ય પામી. હું તે

વિષે કાંઈ પણ બોલ્યો નહિ. મારા બોલવાથી હું અદેખાઇ કરૂં છું એમ કોઈના મનમાં આવે. થોડા દિવસ પછી તેને પાછો કારભારી બનાવવામાં આવ્યો. મારા હાથમાંની કુચીઓ તેને સ્વાધીન કરતી વખતે પણ હું કાંઇ બોલ્યો નહિ. આ પ્રમાણે મેં મારી પદવી ખોઈ દીધી તોપણ ઠાકોરે ખાનગીમાં બોલાવીને મને તે વિષે મનમાં કાંઈ ન લાવવા ધીરજ આપી, અને કર્ણસિંહના હાથ નીચે ન રાખતાં મને જુદી નોકરી આપી. હું મારા મનમાં તે વખતે સુખી ન હતો. મારા જુવાન શેઠને દુ:ખી જોઇ હું સુખી થઇ ન શક્યો. તે વખતે તેના મનના દુ:ખથી હું તદન અજાણ્યો હતો—આ વાત વિષે હું કાંઇ જાણતો ન હતો.

મારા મહેરબાન ઠાકોરના માથા ઉપર જે ભય હતું તે વિષે તે કાંઇ જાણતો ન હતો પણ તે ભયથી તેનો નાશ થવા વખત આવ્યો.



## પ્રકરણ ૭૬ મું.



### એભલની કથાનો અંત.

કર્ણસિંહના પાછા આવવાથી બધા દલગીર થયા હતા. એક ગામના લોકો તો હથિયાર બાંધીને બળવો કરવા તૈયાર થયા. કર્ણસિંહ નજ જોઇએ એવી તેમણે માગણી કીધી. તેમને સમજાવીને શાંત પાડવાને બદલે કર્ણસિંહે પોતાના હાથ નીચેના માણસોને તેમને જોર જુલમથી શાંત પાડવા મોકલ્યા. તેઓએ તે બળવાખોર થયલી રૈયતનો એવી રીતે ઘાણ વાળ્યો કે, મહા મહેનતે ઠાકોરે તેમનો મેળવેલો પ્રેમ બદલાઇ ગયો. ઠાકોરને પણ તેઓ ધિક્કારવા લાગ્યા. જે લોકો તેને થોડા વખત અગાઉ આશીર્વાદ આપતા હતા તેઓ તેને ગાળો આપવા લાગ્યા. તેના મિત્રો તેને છોડી ગયા. કેશરીસિંહે તેને સમજાવવા માટે પોતાના કારભારીને મોકલ્યો. પ્રતાપસિંહની સરદારી નીચે કેટલાક સીપાઇઓ અને નોકરોએ રજા માગી. આ નોકરો અને સીપાઈઓને સમજાવી લેવામાં ઠાકોર ફતેહ પામ્યો. તેઓ જો જતા રહેત તો તેને મોટું નુકશાન થાત.

વિદ્વાન હરિશ્ચંદ્ર માટે તેણે એવી વાત ફેલાવી કે, કાંઈ અગત્યના કામ માટે તે રાયપુર ગયો હતો. રાણીને તેણે વધારામાં એવું સમજાવ્યું કે, આપણા શત્રુઓનો નાશ કરવા માટે મદદ મેળવવા તે રાયપુર ગયો છે. તે વાતને ઘણો વખત થઈ ગયા પછી ‘ હરિશ્ચંદ્ર મરણ પામ્યો છે ’ એવી વાત ઠાકોરે ફેલાવી. તેના મોતની વાત સાંભળીને ઘણા જણા દલગીર થયા. રાણી તો તેને પોતાના પિતા તુલ્ય ગણતી હતી તેથી તેને વિષે તેને ઘણું લાગ્યું. કર્ણસિંહની આગલી ચાલથી રાણી પૂરી વાકેફ ન હતી, તેથી તેને વિષે તેના મનમાં ખરાબ વિચાર

ન હતો. બધા જેમ તેને ધિક્કારતા હતા તેમ તે તેને ધિક્કારતી ન હતી. તે નકામી વાતો સાંભળવા બેસતી ન હતી તેથી તેને કાને તેની વાતો પડી ન હતી. હાલ તો તે પોતાની નાની પુત્રીનું જતન કરવામાં રોકાઈ હતી. તે પુત્રી અતિ સુંદર હતી તેથી તેનું નામ તેની માતાએ સુંદરી પાડયું હતું. નાનપણથી તે છોકરી ચંચલ હતી. તેની આંખોમાં એક જાતનું તેજ ભર્યું હતું. તેના માથાના વાળ થોડા ભૂરા રંગના પણ રેશમ જેવા સુંવાળા હતા.

વખત વહેતો ચાલ્યો. ત્રણ વરસ થઈ ગયાં. તે વખતમાં બાળક સુંદરી રમકડા જેવી થઈ રહી હતી. તે કાલું કાલું બોલતી તેથી તે બધાને વહાલી લાગતી. તેની માતાનો તેની ઉપર પ્યાર વધતો જતો, પણ તેનો બાપ તો પેલા અભાગ્યા દિવસને મનમાં ગાળો દેતો. પોતાની આવી સુંદર પુત્રીનો પોતે ખરેખરો વેરી થયો હતો એમ તે મનમાં બોલતો. વારંવાર તે પોતાના મનમાં ઠરાવ કરતો કે, મહારાજાને હરિશ્ચંદ્રના મોતની વીગતથી વાકેફ કરવો, તથા પોતાના કુટુંબને તથા પોતાને પડતી પીડામાંથી મુક્ત થવું. તેની પત્ની તેને આ વિચારમાંથી વારંવાર વારતી હતી. પોતાની આવી સુંદર પુત્રીને બાળ યોગિની કરવાને તે ખુશી ન હતો, પણ રાણી તો પોતાની પુત્રી પરદેશમાં નાશીને જતી રહે તે પણ જોવાને ખુશી ન હતી. ઠાકોરના મનમાં તો પોતાની આ સુંદર પુત્રીને લીધે કોઈ મોટા રાજ સાથે સંબંધ બાંધવા વિચાર હતો. આખા દેશમાં પોતાની પુત્રીની કીર્તિ થાય એમ તે ઈચ્છતો હતો. જો મહા-કાળીના ભકતોનું જોર ભાંગી પડે તોજ તે ફાવે તેમ હતું. વળી તેમનું જોર ભાંગવાને માટે મદદની જરૂર હતી. આખરે તેણે પોતાના સસરા કેશરીસિંહને મળી, તેની પાસે બધી વાત ખુલાસાથી કરી, કાળા કિલ્લાના ઠાકોર સામે લડવા માટે મદદ મેળવવાનો ઠરાવ કર્યો. એટલામાં એક નવોજ બનાવ બન્યો, જેથી તેની યુક્તિ બધી ભાંગી પડી.

એક સવારના નર્મદા કિનારે કેટલાક માછીઓ માછલાં પકડતા હતા તેમની જાળમાં કાંઈ ભારી ચીજ આવી. તે બહાર કાઢી જોતાં એક કોથળો જણાયો. તેનો દેખાવજ શક ઉપજાવે એવો હતો. તેમણે તે છોડી જોયો તો અંદર ઘણા વખતનું માણસનું મુડદું હતું. તેના શરીરનું માંસ બધું ખવાઇ ગયું હતું. કેટલોક ભાગ પુગી ગયો હતો. તેનો ચહેરો પણ તદન સડી ગયો હતો છતાં થોડો ભાગ ઓળખાય એવો હતો. તેના ગળામાં તુળસીના પારાની મોટી માળા હતી તેથી તેને જોનાર કહી આપતું કે, તે બ્રાહ્મણ હતો. તેના ચહેરાનો થોડો ભાગ સહીસલામત હતો તેથી તે વૃદ્ધ પુરુષ હતો એમ દેખાતું હતું. જે વખતે માછીઓ તે મુડદાને તપાસતા હતા તે વ[illegible]તે કિલ્લામાંનો એક

નોકર ત્યાંથી જતો હતો. તેના જોવામાં તે મુડદું આવ્યું અને તેથી તેના શરીરનાં કેટલાંક કપડાં અને તુળસીની અજાયબ જેવી પારાની બનાવેલી માળા ઓળખી કાઢી કે, એ તો પેલા વૃદ્ધ હરિશ્ચંદ્રની હતી.

પછી તે વૃદ્ધના મુડદાને પાસેના ગામડામાં લઈ જવામાં આવ્યો. ત્યાંના કેટલાક લોકોએ તેને ઓળખી કાઢયો. તેને ઓળખી કાઢતાંજ લોકો ઉશ્કેરાઈ ગયા. હરિશ્ચંદ્રના રાયપુર જવાની તથા ત્યાં મરણ પામવાની વાત તેમને જુઠી જણાઈ. વીરસેને પોતેજ તે જોડી કાઢેલી તેમને લાગી. તે વૃદ્ધનું ખુન વીરસેનેજ કર્યું હશે એમ તેમને લાગ્યું. તેના મરણની વાત વીરસેનની હદમાંજ ફેલાઈ રહી એટલુંજ નહિ, પણ તે સમાચાર માધવસિંહ અને કેશરીસિંહની હદમાં પહોંચી ગયા. તે વૃદ્ધ વિદ્વાનને બધા ચહાતા હતા. તેમાંનો મોટો ભાગ ખેડુત વર્ગ હતો. પોતાના માનીતા ગુરૂનું વેર લેવા માટે તેઓ હથિયાર બાંધી તૈયાર થઈ ગયા. તે સાથે તેમને કર્ણસિંહ ઉપર પણ વેર લેવાનું હતું. જે વખતે હરિશ્ચંદ્રના રાયપુર જવાની વાત ફેલાઇ તેજ વખતે આ કર્ણસિંહ પણ પાછો પોતાના હોદ્દા ઉપર નેમાયો હતો. એને પણ એ ખુનમાં સંબંધ હશે એમ પ્રજા વર્ગે માની લીધું. પેલો મુડદાનો કોથળો લઇને લોકો કિલ્લા તરફ ધસી આવ્યા.

આ વખતે ઠાકોર અને વીરમતી બાગમાં ફરતાં હતાં. સુંદરી કાલું કાલું બોલીને તથા રમત ગમત કરીને તેમના જીવને આનંદ પમાડતી હતી. તે વખતે બહાર બૂમ પડી. કિલ્લામાંના નોકર વર્ગને પ્રજા વર્ગના ધસી આવવાની ખબર પડી. સૌથી પહેલો હું ઠાકોરને ખબર કરવા ગયો કે, રૈયતે બળવો કર્યો છે અને શત્રુતાથી કિલ્લામાં આવવા માગે છે. તેમણે બળવો શા માટે કર્યો તે વિષે હું કાંઈ જાણતો ન હતો. વીરમતી, પોતાના પતિ ઉપર કેવી રીતનું ભય આવી પડયું હતું તેથી તદ્દન અજાણી હતી. તે પોતાના પતિની સાથે જવાને તૈયાર થઇ. સૌથી આગળ હું ચાલતો હતો. મારી પાછળ સુંદરીનો હાથ પકડી તેનાં માબાપ ચાલતાં હતાં. વીરમતી અને સુંદરીને આવેલાં જોઈ લોકોએ આનંદની બૂમ પાડી, પણ પછી તુરતજ તેમણે કોથળો ખાલી કરીને તેનું વેર લેવા ગર્જના કીધી. તે કોનું મુડદું છે તે ઓળખ્યા વગર વીરમતીએ તેનો ભયંકર દેખાવ જોઇ ચીશ પાડી. સુંદરીને પોતાની છાતી સાથે વધારે ચાંપી, પણ ઠાકોરની હાલત તો જુદીજ હતી. તે તેની તરફ થોડી પળ જોયા પછી બોલી ઉઠયો—“અરે ઇશ્વર! આ તો વૃદ્ધ હરિશ્ચંદ્રનું મુડદું છે! નદીએ આખરે તેને બહાર કાઢી નાંખ્યો છે!”

વીરમતી આ સાંભળતાંજ ગભરાઈ ગઈ. તે પોતાના પતિ તરફ જોઈને

બોલી–" ઈશ્વર આપણું રક્ષણ કરો ! પણ નહિ ! એમ કદી પણ બનેજ નહિ ! તમે તે કીધું નથી ! તે વૃદ્ધ ભલો માણસ ! ના, ના, એ અશક્યજ છે ! "

લોકોને હાથથી શાંત પાડતો હું આગળ આવીને બોલ્યો–" હા, એમ બનેજ નહિ ! મારા મિત્રો, સાંભળો ! તમારા મનમાં ગમે તે વહેમ હોય પણ આ વિષે કાંઈ પણ ઉતાવળથી મત બાંધશો નહિ ! "

લોકોએ ગર્જના કીધી કે–" હરિશ્ચંદ્રના ખુનનું અમે વેર લઇશું ? ઠાકોર વીરસેન અને તેના નીચ નોકર કર્ણસિંહે આનો જવાબ આપવો જોઇએ ! "

ઠાકોર તરફ જોઇને હું બોલ્યો–" ઠાકોર સાહેબ, મારા મહેરબાન, તમે એ લોકોની ખાત્રી કરો ! તમારી નિર્દોષતા એમને દેખાડો. "

ઠાકોરે આકાશ તરફ હાથ કરીને કહ્યુ–" હું ઈશ્વરના સોગન ખાઇને કહું છું કે, આ ખુન મેં કર્યું નથી. એ ખુનથી હું નિર્દોષ છું ! "

પોતાના પતિના મુખમાંથી નિર્દોષ શબ્દ સાંભળતાં વીરમતી બોલી ઉઠી– " નિર્દોષ ! અરે ઈશ્વર ! તારો કેટલો ઉપકાર ! "

પોતાના પતિ પોતાની નિર્દોષતાની ખાત્રી કરે તે વિષે વીરમતી હજી તો રૈયતને કહેવા જતી હતી એટલામાં કિલ્લામાંથી કર્ણસિંહ પોતાના મદદગારોને લઇને નીકળી આવ્યો. તેઓ બધા હથિયાર બંધ થયલા હતા. તેજ પળે લડાઈ શરૂ થઈ. મોટી મુશ્કેલીએ તેમની વચ્ચેથી સુંદરી અને વીરમતીને હું બહાર કાઢવા પામ્યો. તેમને સલામતી ભરેલી જગાએ લઈ જવામાં હું કેવી રીતે ફતેહ પામ્યો તેનું મને ભાન નથી. તેમને ત્યાં ઉભાં રાખ્યા પછી રાણીએ પોતાના પતિ વિષે મને પૂછ્યું. વીરસેન અમારી પાછળ આવ્યો ન હતો. તે તો ત્યાંજ લડાઇના મધ્ય ભાગમાં હતો. રાણીએ પોતાના પતિ પાસે જવા માગ્યું–તેની બાજુએ લડી મરવા માગ્યું, પણ તે વખતે મેં કહ્યું કે તમે જો તેમ કરશો તો પછી આ બાળકના શા હાલ થશે ? મારી વાત રાણીના મનમાં ઉતરી. તે બોલી કે–" એભલ, તારૂં કહેવું ખરૂં છે. આ બાળકને માટે મારે જીવવું જોઇએ, માટે તું એકલો જઇને લડાઇનું પરિણામ શું થયું તે જાણી આવ. "

હુ તે લડાઇની જગાએ ચાલ્યો. થોડે દૂર જતાં મારી તરફ બે સ્વારો આવતા જણાયા. મેં તેમને તુરત ઓળખ્યા. એક તો ઠાકોર પોતે હતો અને બીજો બહાદૂર પ્રતાપસિંહ હતો. મને જોઇને તેમણે ઘોડા ઉભા રાખ્યા. પોતાની પત્ની અને પુત્રીની સલામતી વિષે મારી પાસેથી ખબર મેળવી. પ્રતાપસિંહે પોતાની એક આંખ ઉપર પાટો બાંધ્યો હતો તેથી તેને જખમ થયો હતો એમ જણાતું હતું.

પ્રતાપસિંહ તરફ જોઈ ઠાકોર બોલ્યો—" મારા બહાદૂર મિત્ર, મારા શત્રુઓ—લોહીના તરસ્યા કુતરાઓના હાથમાંથી તેં મને છોડવીને મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો હુ તને કેવી રીતે વાળી આપીશ ? "

પ્રતાપસિંહે થંડે પેટે ઉત્તર આપ્યો—" ઠાકોર સાહેબ, તમારો બદલો મારે જોઇતો નથી. મેં મારી નોકરીની ફરજ મુજબ તમારા નોકરોના હાથમાંથી તમને બચાવ્યા છે. તમારો જીવ બચાવી તમને ત્યાંથી નાશી જવામાં મેં મદદ કીધી છે. તેના બદલામાં મેં મારી એક આંખ ખોઇ દીધી છે. મારા જેવા અજાણ્યાને આશ્રય આપીને તમે જે ઉપકાર કર્યો હતો તેથી મારી આંખ વિષે મને કાંઈ ઘણું લાગતું નથી. તે ઉપકારનો બદલો મેં તમને બચાવીને વાળી આપ્યો છે. આટલી વાર આપણે સાથે રહ્યા હવે આપણે છુટા પડીશું. તમે મને જે કાંઇ આપ્યું છે તે બસ છે. જો કદી તમે કાલ પાછો કિલ્લો અને તમારી મીલકત મેળવો તો પણ હું તમારી સાથે રહી શકુ તેમ નથી. જે માણસે એક નિર્દોષ વૃદ્ધ માણસના લોહીથી હાથ ખરડયા હોય તેની સાથે હું રહી શકુંજ નહિ ! "

ઠાકોર તેના આ છેલ્લા શબ્દો સાંભળી આશ્ચર્ય પામ્યો. તે હજી તો તેને જવાબ આપવા જતો હતો એટલામાં તો તે પોતાનો ઘોડો દોડાવી ગયો.

પોતાની નજર આગળથી પ્રતાપસિંહના દૂર જવા પછી ઠાકોર બોલ્યો—" એભલ, એ મને અપરાધી માને છે. જે બનાવ તેના જોવામાં આવ્યો તેથી તે અને બીજાઓ મને એવો માને તેમાં નવાઈ નથી, પણ ઇશ્વરના સોગન ખાઇને હું કહું છું કે, એ વૃદ્ધ ગુરૂના ખુનથી હું નિર્દોષ છું. મારા કમનસીબની વાત હું તને પુરસદે કહીશ. મારો કિલ્લો હાલ તો મારા ખેડુતો અને રૈયતના હાથમાં છે, માટે ચાલો આપણે મારા સસરા કેશરીસિંહને ત્યાં જઇએ. "

જે ઠેકાણે વીરમતી અને બાળક સુંદરીને રાખ્યાં હતાં તે ઠેકાણે હું વીરસેનને લઇ ગયો. પોતાના પતિને જીવતો આવેલો જોઇ રાણી આનંદ પામી. પોતે કરેલા ઠરાવ વિષે તેણે રાણીને તુરત વાકેફ કીધી. તેને પણ તે ઠરાવ પસંદ પડયો. કિલ્લાનું શું થયું તે જાણવા માટે મેં તે તરફ જવા વિચાર કર્યો, પણ ઠાકોરે મને તેમ કરવા રજા ન આપી. હું ઠાકોરનો નિમકહલાલ હતો એમ બધા જાણુતા હતા અને તેથી તેની તરફ વેર લેવા માટે મને જીવતો ન મૂકે તેથી તેઓએ મને પણ પોતાની સાથે લીધો. વીરસેન, વીરમતી અને બાળક સુંદરી એક ઘોડા ઉપર બેઠાં. મને તેમની પાછળ પગે જવાની ફરજ પડી. અમારો રસ્તો ઠાકોર માધવસિંહની હદમાં થઇને જવાનો હતો. અમારા ઠાકોરની રૈયતે બળવો કર્યો છે એ વાત ચારે દિશાએ ફેલાઇ ગઈ હતી, અને તે

અહીં પણ પહોંચી ગઈ હતી. આ લાગ સારો છે જાણી માધવસિંહ પોતાના થોડા હથિયારબંધ માણસો લઇ અમારા કિલ્લા તરફ આવતો હતો તે તેને સામો મળ્યો. તેણે તેને ઓળખી કાઢયો. અમારા ઠાકોર ઉપર પોતાનું વેર લેવા તેણે ઠરાવ કર્યો. તે તદ્દન હથિયાર વગરનો હતો. સામે થવામાં સાર ન હતો. માધવસિંહના હુકમથી વીરસેનને કેદ કરવામાં આવ્યો. રાણીએ પોતાને પણ પોતાના પતિ સાથે કેદમાં લઈ જવા ઘણા કાલાવાલા કર્યા, પણ તે ઉપર માધવસિંહે ધ્યાન ન આપ્યું, તે તો વીરસેનને કેદી કરીને લઈ ગયો.

નિરાશ થયલી વીરમતી પોતાની પુત્રી સાથે કેશરીસિંહને ત્યાં આવી. તે વૃદ્ધ ઠાકોર પોતાની પ્રિય પુત્રીને ઘણા હેતથી મળ્યો. તેને તેણે પોતાની જેટલી વાત તે જાણતી હતી તેટલાથી જાણીતો કર્યો. માત્ર હરિશ્ચંદ્રનું મરણ કેમ નીપજ્યું તે સમજાવી ન શકી. પોતાના પતિને હાથે તે થયુંજ નથી એમ તેણે ખાત્રીથી જણાવ્યું. કેશરીસિંહે તે વિષે પોતાનો કાંઈ અભિપ્રાય ન જણાવ્યો. હું પગે ચાલતો આવ્યો હતો તેથી થોડો મોડો આવ્યો હતો. ત્યાં આવ્યા પછી મારા શેઠના માધવસિંહને હાથે કેદ થયાના સમાચાર મારા જાણવામાં આવ્યા. આટલાં વખતમાં ઠાકોર કેશરીસિંહ પોતાના કારભારીને માધવસિંહને ત્યાં મોકલી ચુકયો હતો. વીરસેનને છોડવવા માટે ગમે એટલો દંડ આપવો તે કબૂલ કરવા તેને હુકમ મળ્યો, પણ માધવસિંહે પોતાના આ રાજવંશી કેદીને છોડવા તદ્દન ના પાડી. તેણે એવું બહાનું કાઢયું કે, “ પ્રખ્યાત રાજગુરૂ હરિશ્ચંદ્રને મારી નાંખવાનો વીરસેનની ઉપર આરોપ છે અને તેથી છત્રીશગઢના નામદાર મહારાજાની આજ્ઞા સિવાય મારાથી તેને છોડાય નહિ. ”

આ સમાચાર સાંભળી રાણી વધારે દલગીર થઈ. ફરીથી વિચાર કરવા માટે પિતા પુત્રી મળ્યાં. ત્યાં મને પણ બોલાવવામાં આવ્યો. આ પહેલીજ વખત મારા સાંભળવામાં બધી વાત આવી. વીરમતી પોતે જેટલું જાણતી હતી તેટલું બધું કહી ગઇ. પછી મને માધવસિંહને ત્યાં મોકલવામાં આવ્યો. માધવસિંહને મળીને વીરસેનનો વીરમતી સાથે મેળાપ કરાવા મેં રજા માગી, પણ તે બાબતની તેણે ખુલ્લે ખુલ્લી ના પાડી. મને માત્ર મારા ઠાકોરને મળવાની રજા આપી. મને તેના કેદખાનામાં લઇ જવામાં આવ્યો. ત્યાં વીરસેને મારી પાસે બધી વાત કહી સંભળાવી. હવે વીરમતીને જે વાતની ખબર ન હતી તે મને મળી. મારી વાતનો સંબંધ એક બીજા સાથે મળ્યો. કાળાકિલ્લાના ઠાકોર સાથની વાતચીત તથા તેને હાથે હરિશ્ચંદ્રનું મરણ, નદી કિનારે કર્ણસિંહનો મેલાપ, એ બધી વાત મારા જાણવામાં આવી. મારા માલીકે જ્યારે તે વાત મને કહી ત્યારે મને તેને વિષે અતિશય લાગી આવ્યું. તેની પાસેથી છુટા પડતી

વખતે તેણે મને કહ્યું કે “ મારા ભલા અને વિશ્વાસુ એભલનાયક, હાલ એ બાબત જાહેર કરવાની જરૂર નથી. જો હાલ હું તે જાહેર કરીશ અને હરિશ્ચંદ્રના ખુની તરીકે કાળાકિલ્લાના ઠાકોરનું નામ દઈશ તો મહાકાળીના પૂજારીઓ મને ગમે તેમ કરી અહીંથી ઉંચકી લઈ જઈ, મહાકાળીને ભોગ આપશે. જ્યારે ઈશ્વરની કૃપા થશે અને મારા શત્રુઓની સામે થવાને મને બળ મળશે ત્યારેજ હું તે બાબત જાહેર કરીશ. પછી કાળા કિલ્લાના ઠાકોર અને આ માધવસિંહ સામે લડાઈ કરીશ તું મારી પત્ની પાસે જા, અને મારી વતી તેને અને મારી પુત્રીને દીલાસો આપજે. બીજું એક વધારે અગત્યનું કામ છે. મહારાજાના સૌથી પાસેનો પીત્રાઇ મારો સસરો કેશરીસિંહ છે. જો કેશરીસિંહ મહારાજાને અરજી કરશે તો મારો છુટકો થશે. તેનો હુકમ માધવસિંહ માનશે.”

મેં તેમ કરવા કબૂલ કર્યું. હું કેશરીસિંહને ત્યાં પાછો ફર્યો. મેં તેમને બધી વાતથી વાકેફ કર્યા. વૃદ્ધ કેશરીસિંહ અને વીરમતી વીરસેન ખરેખર નિર્દોષ છે જાણી આનંદ પામ્યાં. ઠાકોર કેશરીસિંહે પોતે માધવસિંહ સામે લડાઇમાં ઉતરવા મરજી દેખાડી. તે સાંભળી મેં કહ્યું કે, માધવસિંહ બળવાન ઠાકોર છે. વળી વીરસેનના માણસો પણ તેને મળી ગયા છે, તેથી તેને બમણું જોર આવ્યું છે. વીરસેનનો કિલ્લો પણ તેનાજ હાથમાં છે. કર્ણસિંહને કેદ પકડીને તેણે મારી નંખાવ્યો છે, વગેરે ઘણી બાબતો વિષે મેં તેને ખબર આપી.

પછી પોતાનો દૃઢ નિશ્ચય કરીને કેશરીસિંહ પોતે રાયપુર ગયો. ત્યાં મહારાજાને પોતાના અને પોતાના જમાઇના બધા હેવાલથી વાકેફ કર્યો. પોતાના પીત્રાઇની વાત સાંભળ્યા પછી રાજાએ પોતાના પ્રધાનોને બોલાવી મંગાવી વીરસેન વિષે તપાસ કરવા હુકમ કર્યો. આ તરફ માધવસિંહે પણ પોતાનો વગ લગાડવામાં બાકી ન રાખી. તેણે વીરસેનનાં કાળાં ધોળાં એવાં તો ચીતરવા માંડયાં કે, કાચો પોચો તે ખરાં માને. તેનો વિચાર તો મહારાજાની પાસેથી વીરસેનને ગરદન મારવાનો હુકમ લેવાનો હતો. પ્રધાનોની તપાસ લાંબી મુદ્દત સુધી ચાલી, પણ આખરે કેશરીસિંહ ફતેહ પામ્યો. વીરસેનને મહારાજાના હુકમથી છુટો કરવામાં આવ્યો. તે પોતાની પત્ની અને પુત્રીને આવી મળ્યો.

વીરસેનને છુટો કર્યો પણ તેના કિલ્લાનો કબજો આપવાની માધવસિંહે ના પાડી. તેનો કિલ્લો પાછો આપવાનો રાજા તરફથી તેને હુકમ મળ્યો નથી એવું તેણે બહાનું કાઢયું. તે વૃદ્ધ કેશરીસિંહ સાંખી ન શકયો. તેણે કહ્યું કે, “ વીરસેન, હવે તો તે લુચ્ચાને શિક્ષા કરવી અથવા જીવ આપવો, એવો વખત છે. મહારાજાને ફરીથી તે વિષે જણાવવાની હવે જરૂર નથી. આપણે આપણી

શક્તિથી તે મેળવીશું.”

લડાઈની તૈયારીઓ તેણે કરવા માંડી. પોતાના બધા વિશ્વાસુઓને તેણે બોલાવીને એકઠા કર્યા. કેશરીસિંહના એક પડોસી ઠાકોરે પોતાના થોડા માણસો આપીને તેમને મદદ કીધી. બીજા કેટલાક નવા માણસો રાખવામાં આવ્યા. તેમને હથિયાર પૂરાં પાડવામાં આવ્યાં. આ પ્રમાણે થોડા દિવસમાં કેશરીસિંહે ઘણા માણસો એકઠા કર્યા. તેમની સરદારી તેણે વીરસેનને આપી. વીરસેન તે સૈન્ય લઈ પોતાનો કિલ્લો પાછો જીતી લેવા ચાલ્યો. તેના માણસો ઘણા હતા છતાં બહારની બાજુએ હતા. કિલ્લામાં માધવસિંહે પણ તૈયારીઓ કરી રાખી હતી. તે લડવાને સામો થયો. વીરસેનના ખેડુતો જેઓ તે કિલ્લામાં આશ્રય લઇને રહ્યા હતા તેમણે પણ તેને સારી મદદ કીધી. લડાઈ ઘણા દિવસ ચાલી પણ કોઈ હાર્યું જીત્યું નહિ. આખરે માધવસિંહ તે કિલ્લો મૂકીને જતો રહ્યો. વરસાદના દિવસ હોવાથી વીરસેન પણ કેશરીસિંહના કિલ્લા તરફ પાછો ફર્યો. શિયાળો બેસતાં ફરીથી વીરસેને હુમલો કર્યો પણ ખેડુત વર્ગે કિલ્લાનો બચાવ સારી રીતે કર્યો. ચોમાસા સુધી વીરસેન કિલ્લાને ઘેરો ઘાલીને પડી રહ્યો, પણ નર્મદામાં પૂર આવવાથી તેને ફરીથી ત્યાં ઘેરો ઉઠાવવો પડયો. આ વખત ખેડુતોને વધારે નુકશાન થયું. ગયે વરસ તેમણે મુદલ પાક નીપજાવ્યો ન હતો, તેમજ આ વરસ પણ તેમનું ફોકટ ગયું. શિયાળો બેસતાં તેમને ખોરાકની તંગી પડવા માંડી. તેમણે બીજે દેશાવરથી ખોરાક મંગાવવા યુક્તિ કરવા માંડી, પણ એટલામાં તો વીરસેન પાછો ઘેરો ઘાલીને પડયો. નાની મોટી થોડીક લડાઇઓ લડયા પછી કિલ્લામાં દાખલ થવા વીરસેનને રસ્તો મળ્યો. તે આનંદ પામીને કિલ્લામાં દાખલ થયો, પણ તેનો આનંદ થોડી પળ રહ્યો. પોતાથી વધારે વાર કિલ્લાનો બચાવ થનાર નથી જાણી તે ખેડુતોએ તેને આગ લગાડી મૂકી. કેશરીસિંહના કિલ્લા ઉપરથી મારા જોવામાં આગના ભડકા આવ્યા. વીરમતી તે જોઈ તદન નિરાશ થઈ ગઇ.

ઘણા વરસોનો તે પુરાતન કિલ્લો આ પ્રમાણે આગથી બળીને નાશ થઈ ગયો. હાલના જેવી ખંડીએરવાળી તેની હાલત થઈ રહી. પોતાના કિલ્લાનો ખેડુતોએ નાશ કર્યો જોઇ વીરસેનના ગુસ્સાનો પાર ન રહ્યો. તે ગુસ્સામાં તેણે પોતાના માણસોને હુકમ કર્યો કે, કિલ્લામાંના કોઈપણ માણસને બહાર છટકી જવા ન દેવો. કોઇને પણ જીવતો ન રાખતાં દરેકને પકડી પકડીને જીવતા બાળી નાંખવા. જે લોકો સામે થયા તેમને મારી નાંખીને અને જીવતા પકડાયા તેમને બાળી નાંખીને વીરસેને પોતાનું વેર લીધું.

આ પ્રમાણે સવાર થવા આવી. તે વખતે દૂરથી બીજું લશ્કર આવતું

દેખાયું. થોડીવારમાંજ માધવસિંહ તેની સામે આવી ઉભો. પ્રથમ માધવસિંહે જોયું કે, હાલ વીરસેનનું જોર વધારે છે. જો તે ખેડુત વર્ગ સાથે લડીને નબળો પડે તો પછી તેને જીતવો ઠીક પડશે. આમ ધારી તે આટલીવાર ગુપચુપ બેઠો હતો. જ્યારે તેને તેના કિલ્લાના નાશની ખબર પડી ત્યારે તે તેની સાથે લડવા આવ્યો. અતિશય મહેનતથી વીરસેનના માણસો થાકી ગયા હતા તો પણ બહાદુરીથી લડયા. માધવસિંહના વધારે માણસો આગળ તેમનું ચાલ્યું નહિ. આખરે તેમને વીખરાઈ જવાની ફરજ પડી. વીરસેન મહા મુશ્કેલીએ ત્યાંથી આવ્યો. તે વીર પુરુષને તેના બે વિશ્વાસુ નોકરો લડાઈના મેદાનમાંથી જોર જુલમથી ઘસડીને કેશરીસિંહને ત્યાં લઇ આવ્યા, પણ તે વધારે વાર જીવવા ન પામ્યો. કિલ્લામાં આવ્યા પછી થોડા વખતમાં તેણે પોતાની દેહ છોડી.

આ પ્રમાણે ઉપરા ઉપરી બનતા બનાવોથી વીરમતી ઉપર ઘણી અસર થઈ, પણ માથે પડી ભોગવવા વગર છુટકો ન હતો. પોતાના પતિની ઉત્તરક્રિયા તેણે કીધી. હજી તો તે પૂરી થઈ ન રહી એટલામાં માધવસિંહના લશ્કર લઇ ચઢી આવવાના સમાચાર ત્યાં આવી પહોંચ્યા. પોતાના જમાઇને કેશરીસિંહે મદદ આપી તેનું વેર તે વૃદ્ધ ઠાકોર ઉપર લેવાને માધવસિંહ તેના કિલ્લા ઉપર હલ્લો લાવ્યો. તેની પાસે માણસો ઘણા થોડા હતા. તેમણે બહાદુરીથી કિલ્લાનો બચાવ કર્યો, પણ તેઓ વધારે વાર શત્રુઓ સામે ટકી ન શકયા. વૃદ્ધ કેશરીસિંહ શત્રુઓ સાથે લડતાં માર્યો ગયો. વિજયી માધવસિંહ પોતાના લશ્કર સાથે કિલ્લામાં દાખલ થયો. તેણે તે વખતે જેવું ઘાતકી કામ કર્યું તેવું કામ બીજો મનમાં પણ ન વિચારે! પોતાને શરણ થયલા પુરુષોજ નહિ, પણ સ્ત્રી અને બાળકો સુદ્ધાં તેણે કાપી નાંખ્યાં. તે કિલ્લામાંની દોલત લુંટી લઇ પછી તેને આગ લગાડી એટલુંજ નહિ, પણ તેની બીજી આસપાસની મીલકતને પણ સળગાવી મૂકી. આ બધી કતલમાંથી તેણે વીરમતી અને સુંદરીને બચાવી લીધી. વીરમતીની સુંદરતા જોઇ તેની ઉપર તે મોહી પડયો. ગમે તે રીતે તેને વશ કરવી, એવો વિચાર કરીને તેને તેની પુત્રી સાથે પોતાના કિલ્લામાં લઇ ગયો.

મારી શેઠાણી પાસે રહેવાની માધવસિંહની મેં રજા માગી, પણ તેણે તેમ કરવા દેવા ચોખી ના પાડી. મારી જીંદગી બચી એટલુંજ મારે માટે બસ છે એમ કહી તેણે મને કાઢી મૂકયો. તે સાથે મને ધમકી આપી કે, જો બીજી વખત અહીં તું દેખાશે તો તને ગરદન મારવામાં આવશે. રખડતો રઝળતો હું આ કિલ્લા તરફ પાછો ફર્યો. જે જગાએ મારી આખી જીંદગી આનંદમાં

ગઈ હતી તે જગા તદ્દન ઉજડ થઇ પડી હતી. હું એક ઠેકાણે બેસીને રડી પડયો. મારૂં હૈયું મે ખાલી કર્યું. તે વાતને આજ અગીઆર બાર વરસ થવા આવ્યાં છે, પણ મારા મનને તો તે બનાવ જાણે ગઈ કાલેજ બન્યો હોય એમ જણાય છે. હું આ કિલ્લામાં ફરી વળ્યો પણ ત્યાં મારા વગર બીજું કોઈપણ માણસ જાત ન હતું. પછી હું આ મિનારા ઉપર ચઢયો ત્યાંથી કેશરીસિંહનો કિલ્લો નાશ પામેલી હાલતમાં દેખાતો હતો. આ તરફ મારી શેઠાણીના કેદખાનાનો કિલ્લો હતો. તે મોટા કિલ્લામાં માધવસિંહના હાથમાં ફસેલી મારી શેઠાણી કેદ હતી. આખરે મેં અહીંજ રહેવા વિચાર કર્યો. આ ભાગ આગમાંથી બચી ગયો હતો. ત્યાં થોડો સરસામાન હતો તે પણ એમજ પડયો હતો. તે બધો મેં મારા ઉપયોગમાં લીધો.

હવે મારી વાત થોડી રહી છે. ઉપલો બનાવ બન્યા પછી મહારાજાએ માધવસિંહને પોતાની પાસે બોલાવી મંગાવી, તેણે વીરસેન અને કેશરીસિંહ તરફ શા માટે શત્રુતા દેખાડીને આવું કમકમાટ ભરેલું કામ કર્યું તે વિષે પૂછયું. તેના ઉત્તર તેણે મહારાજાને એવા તો મનમાનતા આપ્યા હતા કે, તેથી તે ભલો રાજા વધારે પૂછી ન શકયો. તે એવું બહાનુ લાવ્યો કે, તે બેઉ ઠાકોરો રાજ સામે પ્રપંચ કરતા હતા. તેમનો વિચાર તમારી સામે થવાનો હતો. આ વાતની મને ખબર પડવાથી મેં તેમને પાયમાલ કરી નાંખ્યા હતા. હવે તેમનો મીલકત તમે તમારા સ્વાધીનમાં લ્યો. રાજા આથી આનંદ પામ્યો. તેણે પોતાના માણસોને આ બેઉ મીલકતોનો કબજો લેવા મોકલ્યા. મને તેઓ મળ્યા. મેં અહીં રહેવા માટે તેમની પરવાનગી મેળવી. તે સાથે મેં તેમને એટલું વધારે કહ્યું કે, વીરમતી અને તેની પુત્રી બેઉ માધવસિંહને ત્યાં કેદમાં હતી તેને છોડવવા મહારાજાને કહેવું, પણ આ વાત ઉપર તેણે કાંઇ ધ્યાન ન આપ્યું.

આ વાતને એક વરસ થઇ ગયા પછી કાળા કિલ્લાના ઠાકોર અને માધવસિંહ વચ્ચે કજીઓ થયો. તે કજીઆનું કારણ હું કાંઈ જાણી ન શકયો. કદાચ મહાકાળીની સેવા માટે સુંદરીને પોતાના હાથ લેવા માટે ઠાકોર વસંતસેને તેમ કર્યું હોય તો કહેવાય નહિ! પોતાના બધા માણસોને સાથે લઈ વસંતસેને તેના કિલ્લાને ઘેરો ઘાલ્યો. વીશ દિવસ સુધી લડાઈ ચાલી. આખરે વધારે જોર કરીને ઠાકોર વસંતસેન તેના કિલ્લામાં દાખલ થયો. તે વખતે ઘણી સખત લડાઇ ચાલી. માધવસિંહ આ લડાઈમાં માર્યો ગયો. પછી તેના માણસોએ કિલ્લાને આગ લગાડી દીધી.

આ પ્રમાણે મારી વાત પૂરી થાય છે. તે દિવસ પછી ઠકરાણી વીરમતી

અથવા તેની પુત્રી સુંદરીની મને કાંઈ ખબર મળી નથી. મને લાગે છે કે, તે મા દીકરી આ કિલ્લામાં બળી મૂએલી હોવી જોઇએ. જે વખતે કાળાકિલ્લાનો ઠાકોર તે કિલ્લા ઉપર હુમલો લઇ આવ્યો તે વખતે બેઉ જણીઓ અંદરજ કેદ હતી એમ બધા જાણતા હતા. વળી એવી વાત પણ જણાઈ હતી કે, વીરમતીને માધવસિંહે પોતાની પત્ની કરવા ઘણી ઘણી લાલચો દેખાડી હતી પણ વીરમતીએ તેને ધિક્કારવા સિવાય બીજી રીતે બોલાવ્યોજ ન હતો. આ ઉપરથી તે અનાથ વિધવા અને નિર્દોષ બાળકી અંદર બળી મૂઈ એમ બોલાતું હતું.

## પ્રકરણ ૭૭ મું.

### ગુચવાડો, વહેમ અને અચોકસતા.

જે વખતથી એભલસિંહે પોતાની કથા કહેવી શરૂ કીધી તે વખતથીજ રામસિંહના મનમાં તરેહવાર વિચારો આવવા લાગ્યા હતા. પોતાને કાંઈ નવું જાણવાનું મળશે એમ તે જાણતો હતો. જેમ જેમ તે વધારે સાંભળતો ગયો તેમ તેમ તે વધારે ચોંકતો ગયો.

જ્યારે તેણે તે વાત અડધી સાંભળી ત્યારે તેની ખાત્રી થઇ કે, કાળરાત્રીએ રાયપુરના બાગમાં કહેલી પોતાની વાતને તે વાત મળતી આવતી હતી. કાળરાત્રીની વાતનો વિદ્યુતપ્રભ અને આ વીરસેન બેઉ એક બીજાને મળતા હતા. કાળરાત્રીના કર્ણસેનનાં કામો આ કર્ણસિંહના નામ અને કામને મળતાં હતાં. વીમળદેવી વીરમતી હતી, માનસિંહ તે માધવસિંહ હતો અને કેશરીસિંહ તો તેજ હતો.

આ બધું મળતાપણું જોઈ રામસિંહને લાગ્યું કે કાળરાત્રીએ મને ઠગ્યો છે! પણ પોતાના મનની વાત તેણે બહાર ન પાડી. મુંગે મોઢે એભલની વાત તે સાંભળવા લાગ્યો. કાળરાત્રીએ પોતાને તે વાત થોડા ફેરફાર સાથે લાગુ પાડી હતી એમ તેની ખાત્રી થઇ.

આ બધું છતાં કાળરાત્રીની વાતમાં પ્રતાપસિંહ અને કેશરીસિંહના ખોવાયલા કુંવરનું નામ મુદલ આવ્યું ન હતું. તેમજ એભલનાયકની વાતમાં કાળરાત્રી વિષે અથવા તો બે જોડ બહેનોના જન્મ વિષે કાંઇ જણાયું ન હતું.

ત્યારે કાળરાત્રી કોણ હતી? વીરસેનના કુટુંબ સાથે તેને શો સંબંધ હતો? સુંદરી ખરેખર વાતની નાયક હતી. આ વાતની સુંદરી તેજ પોતાની ઓળખીતી સુંદરી હતી. તે સુંદરીનાં કામો તો રામસિંહના જોવામાં આવ્યાં

હતાં. તેનાં કામ જોઇને રામસિંહ ધ્રુજ્યો હતો પણ ત્યારે કાળરાત્રી કોણ!

જો કાળરાત્રી સુંદરીની બહેન હોય તો તે વીરસેનના મરણ પછી વીરમતીએ બીજો પતિ કર્યો હોય તો તેનાથી જન્મી હોય, અથવા તો તે વ્યભિચારનું ફળ હોય? અથવા તો જ્યારે વીરસેન મરણ પામ્યો અને વીરમતીને પકડીને લઈ ગયા ત્યારે તે ગર્ભિણી હોય? પણ એભલની વાતમાં એવું કાંઈ પણ જણાવવામાં આવ્યું ન હતું. વળી જે વખતે વીરસેન મરણ પામ્યો તે વખતે સુંદરી છ વરસની હતી અને તેથી તે વખતે જો બીજી પુત્રી જન્મી હોય તો તે હાલ અગીઆર વર્ષની હોવી જોઇએ. તેથી તેમ પણ ન હોવું જોઈએ.

સુંદરી અને કાળરાત્રી તદન નજીકની સગી હોવી જોઇએ! તેમના શરીરના રંગને ન ગણીએ તો તે એક બીજીને તદન મળતી હતી. બેઉનો ચહેરો, ઉંચાઇ, ચાલચલણ, આંખો, સ્વર બધું એક સરખું હતું. તેઓ એકજ માના પેટમાંથી જન્મી હોય એમ જોનાર કહી આપે. ત્યારે કાળરાત્રી કોણ હતી?

આ વિચાર કરતાં તેના મનમાં એક બીજો નવોજ વિચાર ઉપજ્યો. કાળરાત્રીની વાતમાં જે ઠેકાણે કાળનું વર્ણન આપ્યું હતું તે ઠેકાણે આ વાતમાં કાળા કિલ્લાનો ઠાકોર હતો. ત્યારે રામસિંહની સાથે લડવા આવનાર તે બખતરવાળો યોદ્ધો કોણ હતો?

આવા જુદા જુદા વિચારો રામસિંહના મનમાં એભલની વાત સાંભળતાં સાંભળતાં આવવા લાગ્યા. રામસિંહે તેને વચ્ચે એકપણ સવાલ પૂછ્યો નહિ. તેની વાત તેને કહેવા દીધી, વચ્ચે તેને એવો પણ વિચાર થયો કે, કાળરાત્રી હાલ પાસેજ હતી. તેની પાસે જઇને તેની ચાલનો ખુલાસો માગવો. આ વાતને પોતાની વાત તરીકે તેણે કેમ ચલાવી લીધી તે પૂછવું, પણ ફરીથી વધારે વિચાર કરતાં હાલ તે વિચાર તેણે માંડી વાળ્યો. તેણે તેની વાત ધ્યાનથી સાંભળી.

જે વખત એભલ પોતાની વાત કરી રહ્યો તે વખતે રાત પડી ગઇ હતી. ચંદ્ર ઉગી નીકળ્યો હતો. સૂર્ય ક્યારે અસ્ત થયો અને ચંદ્ર ક્યારે ઉગ્યો તે વાતનું આ બેઉ જણને મુદલ ભાન ન હતું. એક જણ વાત કહેવાના રસમાં અને બીજો સાંભળવામાં મગ્ન થઈ રહ્યો હતો.

જ્યારે એભલસિંહે પોતાની વાત પૂરી કીધી ત્યારે રામસિંહે કહ્યું કે– "તમારી વાતથી મારા મનમાં અતિશય લાગણી થઈ આવી છે. તે વાત વિષે બીજું કાંઈ કહેવાની પહેલાં મારે તમને જણાવવું જોઇએ કે સુંદરી હજી જીવે છે!"

આનંદ અને આશ્ચર્ય પામીને તે વૃદ્ધ નાયક બોલી ઉઠયો–"શું! સુંદરી

જીવે છે? અરે, તે કયાં છે? મને તેની પાસે લઇ જાઓ! હુ મરણ પામું તેની પહેલાં મારે તેને એક વખત મળવું છે–"

રામસિંહ બોલ્યો–"મારા ભલા મિત્ર, શાંત થાઓ. તેની પાસે હું તમને લઇ જઈ શકતો નથી, તે કયાં છે તે હુ જાણુતો નથી. મેં તેને ઘણી વખત દીઠી છે–"

આંસુ પડતી આંખે તે વૃદ્ધ બોલ્યો–"શું! તે સુંદર છે? તે સુખી છે? પોતાની માતા જેવી તે સદ્ગુણી અને ભલી હશે!"

રામસિંહે જવાબ આપ્યો–"હા, તે સુંદર છે, અતિ સુંદર છે! તેની મા થોડા વખત ઉપર મરણ પામી છે એમ હુ ધારૂં છું. મારી તે વિષે ખાત્રી થઇ છે. તમે જેમ ધારો છો કે, તે માધવસિંહના કિલ્લામાં મરણ પામી તેમ હુ નથી માનતો. આ બાબત વિષે આવતી કાલે વાત કરીશું. મારા એક બે સવાલના જવાબો આપો. આ વાત તેના બધા ભયંકર બનાવો સાથે આ દેશમાં જાહેર છે?"

નાયકે જવાબ આપ્યો–"આ વાતનો સાર બધા જાણે છે. ઠાકોર વીરસેનની કાળાકિલ્લાના ઠાકોર સાથેની સરત, વૃદ્ધ હરિશ્ચંદ્રના મરણનું ખરૂં કારણ, અને મહાકાળી બાબતની ભયંકર વાતો ઘણા થોડા જણને ખબર છે. એ વાત જો હું કોઇને કહુ તોજ તે જાણે. આજ જેમ મેં તમને વાત કહી સંભળાવી છે તેમ બીજા બે ત્રણને કહી છે."

રામસિંહે પૂછયું–"ત્યારે મને તે વાત તમે શા માટે કહી સંભળાવી?"

વૃદ્ધ એબલે જવાબ આપ્યો–"થોડા વખતમાં તમારી ચાલ ચલણ મેં જોઈ લીધી. તમારા ચહેરા ઉપરથી તમે ઉદાર મનના અને ઉંચ ખાનદાનના મને જણાયા તેથી મેં તમને આ વાત કહી."

તે વૃદ્ધનો હાથ પકડીને રામસિંહ બોલ્યો–"મારા ભલા મિત્ર, તમારો ઉપકાર થયો. મારે એક બીજી વાત પૂછવાની છે. ઠકરાણી વીરમતીને સુંદરી સિવાય બીજી એકાદ પુત્રી હતી?"

વૃદ્ધ નાયકે જવાબ આપ્યો–"નહિજ! વીરમતી મારા ધારવા પ્રમાણે બીજી વખત પરણીજ નથી. તેમ વળી મારૂં ધારવું તો એવુંજ છે કે, તે અભાગી સ્ત્રી માધવસિંહના કિલ્લામાં બળી મૂઇ."

વધારે ખુલાસો જાણવાની મતલબથી રામસિંહે પૂછયું–"સુંદરીને આબેહુબ મળતી તેની બીજી કોઈ સગી વિષે તમે કદી સાંભળ્યું છે?"

વૃધ્ધે આશ્ચર્ય પામીને કહ્યું–"કદી નહિ! પણ સવાલની મતલબ મને સમજાવશો?"

રામસિંહે જવાબ આપ્યો–" એની મતલબ હું તમને આવતી કાલે સમજાવીશ."

તેજ વખતે કોઇનાં ઉપર ચઢવાનાં પગલાંનો અવાજ તેમને સંભળાયો. તે ઉપર આવનાર રૂપાળી અને માનકુંવર હતી. રામસિંહ કયાં છે તે તેઓ જાણુતી ન હતી, પણુ ઉપર કોઇ માણુસને જોઇને તેઓ ચોંકી. રામસિંહે તેમને બોલાવી તેથી તેઓની બીક નરમ પડી. તેણે તેમની પાસે આવીને પૂછયું કે, " તમારી બાઇ હાલ કેમ છે ? "

રૂપાળીએ ઉત્તર આપ્યો–" ત્રણુ કલાકની શાંત ઉંઘ કાઢીને તે હાલ જાગી ઉઠી છે, તેના શરીરને હાલ સારૂં છે."

માનકુંવર બોલી–" બાઇએ જાગી ઉઠીને પ્રથમજ તમારે વિષે ખબર પૂછી."

રામસિંહે પૂછયું–" ત્યારે તો તમે મને શોધવા નીકળી હશો ? "

રૂપાળીએ જવાબ આપ્યો–" હા, સરદાર સાહેબ, અમે તમને પ્રથમ ઉપર શોધીને પછી નીચે શોધવા જાત, પણુ હવે અમારી મહેનત ટળી છે. તમે અમને અહીંજ મળ્યા. તમારા સુવા માટે તમે કાંઈ ગોઠવણુ કીધી ? "

રામસિંહે જવાબ આપ્યો–" મારે માટે આ ભલા વૃધ્ધે બધી તૈયારી કીધી છે. મારે તમારી બાઇને મળવું છે, તે હાલ મને મળી શકશે ? "

રૂપાળીએ કહ્યું–" હું મારી બાઈને તે વિષે પૂછી આવુંછું." આમ કહી તે સુંદર છોકરી નીચે ઉતરી ગઈ.

થોડીવારમાં તે પાછી ઉપર આવી. કાળરાત્રીએ તેને મળવા માગ્યું હતું. રામસિંહ એકલોજ નીચે ગયો. રૂપાળી અને માનકુંવર ઉપર રહી.

## પ્રકરણુ ૭૮ મું.

### ઠગનાર અને ઠગાયલો.

જે ઓરડામાં કાળરાત્રી સુતી હતી તે ઓરડો નાનો હતો. તેમાં એક ઝાંખો દીવો બળતો હતો. બીછાના ઉપર કાળરાત્રી બેઠી હતી. તેણુ પોતાનો પોશાક ઉતાર્યો ન હતો, પણુ તેના વાળ તેના ખભા ઉપર વીખરાઈ પડયા હતા. તેના હાથ ઉપર બાંધેલો પાટો હજી એમજ હતો.

દરવાજાનો આગળો બંધ કરીને રામસિંહ તેની પાસે આવી બેઠો. થોડી પળ બેઠા પછી તેણે પૂછયું કે,–" કાળરાત્રી, કાંઇ અગત્યની બાબત વિષે તું મારી સાથે હાલ વાત કરી શકીશ ? "

કાળરાત્રીનો સુંદર ચહેરો કરમાઈ ગયો હતો. તે ધ્રુજતે અવાજે બોલી–"રામસિંહ, હું કદી મરવા પડી હોઉં તો પણ તમને જવાબ આપું. તમારા મનમાં શું છે તે કહો. મને શકમાં ન રાખો."

રામસિંહે દલગીર અવાજે પૂછયું–"કાળરાત્રી, આ ખંડીએર કિલ્લામાં જે માણસ આપણને મળ્યો છે તેની વાતથી તું જાણીતી છે? બોલ, મને જવાબ આપ?"

કાળરાત્રી ધીમે સ્વરે બોલી–"વૃદ્ધ એબલનાયક એક વાત જાણે છે. તમારા ચહેરા ઉપરથી જણાય છે કે, તેણે તમને તે વાત કહી સંભળાવી છે. રામસિંહ, તમે મને કહો કે, તમે દરેક વાત સાંભળી છે અને તેથી તમારે અને મારે સંબંધ છુટયો છે?"

આ વખતનો કાળરાત્રીનો ચહેરો દયાજનક હતો. થોડી વાર રામસિંહે તેની તરફ જોયા પછી કહ્યું કે, "કાળરાત્રી, તારા પૂછેલા સવાલનો જવાબ હું હાલ તુરત આપી શકતો નથી. તેનો જવાબ તારૂં મનજ તને આપશે. તું જાણે છે કે, હું એક વચનનો માણસછું. તારી તરફ મેં પ્રેમ બતાવ્યો છે, તે પ્રેમ કોઇપણ ખાસ કારણ વગર ઉતારી નાંખવા હું ખુશી નથી. આ છેલ્લા ત્રણ કલાકમાં મેં અજાયબ જેવી ચીજો સાંભળી છે. મેં એવી વાતો સાંભળી છે કે, તેથી મારા મનમાં ભયંકર શકો ઉપજ્યા છે. મને ધાસ્તી લાગે છે કે, તેનો મારા મનમાનતો ખુલાસો તું કરી શકનાર નથી."

કાળરાત્રી બોલી–"આપણી વચ્ચે હવે કાંઈ પણ સંબંધ રહ્યો નથી." આમ કહી પોતાના મોઢા ઉપર હાથ ઢાંકીને તે બીછાના ઉપર પડી. આ વખતે રામસિંહના મનમાં નવા નવા વિચારો આવવા લાગ્યા. કાળરાત્રીએ તેને કોઇ રીતે ઠગ્યો હતો એમ તેની ખાત્રી હતી, તે છતાં તેના મનમાં તેને માટે પ્રેમ હતો. કાળરાત્રી પોતે પણ તેને હજી ચહાતી હતી એમ તેને લાગ્યું. તેણે કાંઈ બોલવા માગ્યું પણ તે બોલી ન શકયો..

કાળરાત્રીની દુઃખી હાલત જોઈ રામસિંહના મનમાં એમ આવ્યું કે, તેનો ગમે તેવો વાંક હોય તે ક્ષમા કરી, તેની સાથે પોતાનો સંબંધ રાખવો, પણ કોઈ છુપી શક્તિ તેને તેમ કરવા ના પાડતી હોય એમ તેને લાગ્યું.

બે ત્રણ વખત રામસિંહે કાળરાત્રીનો હાથ પકડવા તજવીજ કીધી, પણ તેમ કરવામાં સારૂં નથી એમ તેના મનમાં આવવા લાગ્યું. થોડી પળ સુધી તો બેઉ જણ શાંત રહ્યાં. કોઇ કાંઈ બોલ્યું નહિ. કાળરાત્રી મોઢા ઉપર હાથ ઢાંકીને પડી રહી હતી તેમજ પડી રહી. આખરે રામસિંહે પોતાનું મોઢું ખોલ્યું, તે બોલ્યો–"કાળરાત્રી, તારૂં કહેવું મારે કબૂલ છે. મારે અહીં રહેવું ન જોઇએ.

હુ જાઉં છું. હું તને હુમેશને માટે છોડી જઈશ!"

પોતાના હાથ મોંઢા ઉપરથી ખસેડી નાંખી તે બેઠી થઈ. અતિ નિશ્ચ થઇ જઇને કાળરાત્રી, બોલી ઉઠી–"અરે ઈશ્વર! ત્યારે આ વખત આવ્યો ખરો! હા, આપણે એક બીજાથી હુમેશને માટે હવે છુટાં પડવું જોઈએ! મારે મારા ભાગ્યને શરણ થવું જોઇએ. એમાં બીજો કાંઈ ઈલાજ નથી, પણ એક ચીજ મારે કહેવાની રહી છે. રામસિંહ, તમને મેં ગમે તેવી રીતે ઠગ્યા છે, તોપણ જે વખતે તમને મેં પહેલ વહેલા પ્રતાપસિંહની છાવણીમાં દીઠા, તે વખતથીજ તમને–તમને–અને તમનેજ ચહાતી આવીછું. હા, આપણે હુમેશને માટે છુટાં પડીશું–આપણે છુટાં પડવુંજ જોઇએ! પણ હું તમારી પાસે માગી લઉંછું કે, કૃપા કરી મારી ઉપર ક્રોધે ભરાઇને મને છોડી ન જાઓ. મારે હાથે જે કાંઇ થયું છે તે મને ક્ષમા કરો. પાછળથી તમે મારે વિષે કાંઇપણ સાંભળશો નહિ. હું તમને બીજી વખત મળીશ નહિ હું ઘણે દૂર નીકળી જઇશ, અને એટલા માટેજ હું તમારી પાસેથી માગી લઉંછું કે, મને ધિક્કારશો નહિ–મારો તિરસ્કાર કરશો નહિ. તમે મને ક્ષમા કરો એટલે પછી મને શાંતિ વળશે. આટલા દિવસ તમારા પ્રેમથી હું સુખી હતી, તે હવે તમારા ક્ષમાના શબ્દથી સુખી થઈશ."

રામસિંહ તેનો હાથ પકડી, પોતાના મનમાં ઉત્પન્ન થતા જુસ્સાને વશ કરતો બોલ્યો–"હા, કાળરાત્રી, હુ તને ક્ષમા કરીશ. જે કાંઇ તારે હાથે થયું છે તેની હું તને મારા ખરા અંતઃકરણથી ક્ષમા કરીશ. હું જાણું છું–મારી ખાત્રી છે કે, તેં મને ખરા મનથી ચહાયો છે, પણ કાળરાત્રી, તું મને છોડી જાય તે પહેલાં આ બધી બાબતોનો ખુલાસો મારી પાસે નહિ કરે?"

પોતાનાં આંસુ લુછી નાંખતી કાળરાત્રી બોલી–"તમે મારી પાસે શાનો ખુલાસો સાંભળવા માગોછો?"

રામસિંહે કહ્યું–"વૃદ્ધ એભલે પોતાની વાત પૂરી કીધી, પણ મારે મન તે અધુરી છે. ઠકરાણી વીરમતી અને સુંદરી, માધવસિંહના કિલ્લાની આગમાં નાશ પામ્યાં. અહીં સુધી તે જાણે છે."

તદન ધીમે સ્વરે કાળરાત્રી બોલી–"એભલને ત્યાં સુધીની વાત ખબર છે તે હું જાણું છું."

રામસિંહ બોલ્યો–"ત્યારે હવે બાકીનું શું કહેવાનું રહ્યું છે તે તો તું જાણતી હશે. કાળરાત્રી, મેં તને ક્ષમા આપી છે, છતાં મારૂં અંતઃકરણ કેવું ચીરાઇ જાય છે તે તું જાણતી નથી. જો તું મારા આગળ મારા મનમાનતો ખુલાસો કરીશ તો મારૂં મન થોડું શાંત થશે."

રામસિંહ થોડીવાર મુંગો રહ્યો. પોતાના મનના જુસ્સાને વશ કરવા તે યત્ન કરવા લાગ્યો. કાળરાત્રી પોતાનાં આંસુ ખાળવા યત્ન કરવા લાગી.

આખરે તે સરદાર બોલ્યો—" તારાં આંસુ કોઈનું પણ હૈયું પીંગળાવવાને બસ છે, પણ મને મારા લાભ તરફ જોતાં તારી તરફ પીંગળવું ન જોઇએ. મારી સાથેથી છુટી પડતાં તને ઘણું લાગશે પણ તેમ કર્યા વગર છુટકો નથી. આપણે થોડા વખતમાંજ છુટા થવું પડશે. આપણે જુદા જુદા રસ્તો લેવો પડશે. "

ફરીથી પોતાનાં આંસુ લુછી નાંખીને કાળરાત્રી બોલી—"રામસિંહ, તમારૂં કહેવું હુ સમજાું છું. તમે મારી પાસેથી એકદમ ખુલાસો મેળવવા માગો છો, પણ કેટલીક બીના એવી છે કે, જે વિષે હું તમારી પાસે ખુલાસો કરી શકતી નથી. તે બાબત બીજાને લગતી છે અને—"

હવે રામસિંહનો અવાજ બદલાઇ ગયો. આટલી વાર સુધી તે નરમાસ ભરેલો હતો તે હવે ઠપકા ભરેલો અને કરડો થઈ ગયો. તે બોલ્યો—" ત્યારે શું તું મને તારા ભેદથી અજાણ્યો રાખવા માગે છે ? મારે જે કાંઇ જાણુવાની મરજી છે તે તું સમજી ગઈ છે. વીરસેનની વાતને તારી પોતાની તરીકે તે શા માટે કહી ? તું પોતે કોણ છે અને સુંદરી સાથે તને શી સગાઈ છે ? કાળા બખતરવાળો સ્વાર જેની સાથે મારે લડાઇ થઇ અને જેનાથી જમીન ઉપર પડી જઈ, જેની કરેલી સરતો મેં કબૂલ કીધી તે કોણ હતો ? તું મને ચહાતી હતી તે છતાં કપટી સુંદરીને મને સોંપીને તું જતી શા માટે રહી ? સુંદરી અપરાધ કરીને જ્યારે નાશી ગઈ ત્યારે તું મારી સાથે શા માટે આવી ? તારી વાતથી પ્રતાપસિંહ વાકેફ છે કે કેમ ? તે બધી વાત જાણે છે ? મારે વિષે તેણે તને કાંઈ કહ્યું છે ? આ બધી વાતના ખુલાસા હું તારાથી જાણુવા માગું છું. "

થોડીવાર ઊંડા વિચારમાં પડી રહ્યા પછી કાળરાત્રી બોલી—"રામસિંહ, કાલ સવારના મારાથી બનશે એટલો હું ખુલાસો કરીશ. હાલ મારૂં મન ફિકરાઇ આવ્યું છે. મને આજ રાતની મુદ્દત આપો. હું એક રાતમાં શાંત થઈશ."

જેને પોતે એક વખત ચહાતો હતો તેની આવી દયાજનક હાલત તે જોઈ ન શકયો. તે બોલ્યો—" કાળરાત્રી, તારી મરજી એમ છે તો ભલે, તેમ કરીશું. તને થોડી વિશ્રાંતીની જરૂર છે. તને હદથી વધારે પીડા કરવા હું નથી માગતો, અને તેથી કાલ સવારના આપણે મળીશું, પણ તે છેલ્લીજ વખત મળીશું " આમ બોલતાની સાથે તેનો અવાજ પડી ગયો. તેનું હૈયું અંદરથી રડતું લાગ્યું.

તદન નિરાશ થઇને કાળરાત્રી બોલી—"હા, આવતી કાલે આપણે છેલ્લીજ

વાર મળીશું. "

આ સાંભળતાં રામસિંહ તેની તરફ નજર નાંખ્યા વગર ઉભો થયો અને કાંઈ પણ બોલ્યા વગર ત્યાંથી બહાર નીકળી ગયો. તેણે તેને ચાહી હતી, પણ તેની પ્રેમની મૂર્તિએ તેને ઠગ્યો હતો એવી તેના મનમાં ખાત્રી થઇ હતી.

## પ્રકરણ ૭૯ મું.

### છેલ્લી મુલાકાત.

રાત વહી ગઈ. સૂર્યોદય થયો. આસપાસની બધી ચીજો રળીઆમણી દેખાવા લાગી. આસપાસનાં નાનાં નાનાં ગામડાં અને લીલોતરીથી ભરેલાં ખેતરો દેખાવા લાગ્યાં. ખેડુતો પોતપોતાના ખેતરમાં જવા નીકળ્યા.

આવે વખતે રામસિંહ મિનારા ઉપર ચઢતો જણાયો. તે પાધરો કાળરાત્રી જે ઓરડામાં સુતી હતી તે તરફ ગયો.

તે આખી રાત સૂતો ન હતો. તેને ઉંઘ આવી ન હતી. આખા ખંડીએરમાં અને નર્મદા કિનારે તે ભટકયો હતો. તેને પોતાની છાતી ઉપર કોઇ જાતનો બોજો જણાયો હતો પણ કાળરાત્રીના ઓરડાનો દરવાજો અફાળતા પહેલાં થોડીવાર તે ઉભો રહ્યો. પોતાના ઉશ્કેરાયલા મનને શાંત પાડવા તે યત્ન કરવા લાગ્યો.

પોતાને કંઇ નવું સાંભળવાનું મળશે એવું તે જાણતો હતો. તે જાણવાની તેને આતુરતા હતી. થોડીવારમાં તે શાંત થયો. પછી તેણે ધીમે સાદે કાળરાત્રીને બોલાવી. તુરતજ રૂપાળી અને માનકુંવરે દરવાજો ઉઘાડયો અને રામસિંહને જોઈ તેઓ નમી ત્યાંથી બહાર નીકળી. આ વખતે રામસિંહે તેમના ચહેરા ઉપર જોયું તો તેઓ રડેલી હોય એવી જણાઇ. તેમના ચહેરા ઉપર દલગીરીની છાપ પડેલી જણાઈ. તેમને તેમના રડવાના કારણનો સવાલ પુછવાનો વખત ન હતો. દરવાજો ઉઘડતાંજ કાળરાત્રી પોતાના બીછાના ઉપર બેઠેલી તેની નજરે પડી. રામસિંહે અંદર દાખલ થઈ આગળો બંધ કર્યો.

તદન ધીમે અવાજે કાળરાત્રી બોલી—" રામસિંહ, તમે છેલ્લી મુલાકાત લેવા આવ્યા છો ? અફસોસ ! તમે આખી રાત હેરાન થયા હો એમ જણાય છે. તમારો ચહેરો ફીકકો પડી ગયો છે. તમારા મોંઢા ઉપરથીજ તેમ જણાય છે ! "

તેનાથી થોડે દૂર બેસી રામસિંહ બોલ્યો—" હા, કાળરાત્રી, આજની રાત મારે વેરણ જેવી ગઈ છે. શું ! મારા મનને દુઃખ થાય એવું ન હતું ?

હા, હું તને પ્રથમની પેઠે ચ્હાઉં છું, તે છતાં હું તારી સાથે સંબંધ રાખી શકતો–તને પરણી શકતો નથી. જો તારી પાસે મારે ખુલાસો સાંભળવાનો ન હત તો હું તારી પાસે આવત નહિ. ગઈ કાલે મેં ઘણું નવું અને ખરૂં સાંભળ્યું છે, છતાં હજી કેટલીક બાબતો એવી છે કે, જેનો ખુલાસો તું પોતેજ કરી શકશે. જે ખરો ઈતિહાસ એભલે મને કહી સંભળાવ્યો, તે તે થોડા ફેર-ફાર સાથે તારી પોતાની કાંઇ મતલબ સાધવા માટે અને મારી સાથે જોડાવા માટે તેં મને તારા તરીકે કહ્યો હતો. મને તારી તરફથી લડવા મોકલવાની તારી શી મતલબ હતી તે હું સમજી શકતો નથી. જે માણસે મારી સાથે તે અંધારી રાતના તારે માટે લડાઈ કીધી તેનું નામ હું જાણવા માગુંછું અને તેમ કર્યાથી તેણે મારી સાથે કરેલી સરતો, જેની મતલબ સમજવા માટે મારૂં મન ઘણો વખત થયાં ગુંચવાય છે, તે હું સમજી શકું. કાળરાત્રી, તું મારી પાસે આ બધી બાબતોનો જલદીથી ખુલાસો કરીને મને શકમાંથી મુક્ત કર.”

ધીમે સ્વરે કાળની પુત્રી બોલી–“રામસિંહ, તમે કહોછો કે, તમે આખી રાત સુતા નથી, તમારી આખી રાત ભટકવામાં ગઈ છે, પણ મેં જેવી આજની રાત ગુજારી છે તે કરતાં તમારી સારી રીતે ગઇ હશે. મારૂં મન એટલું તો ઉશ્કેરાઇ ગયું હતું કે, તેના જોરથી મને તાવ આવ્યો અને મારા જખમ-માંથી પાછું લોહી વહેવા લાગ્યું. મારી સખીઓ મને દુઃખી જોઈ પોતે દુઃખી થઇ. આપણે છુટાં પડનાર છીએ તે વાત મેં તેમને જેટલી કહેવી ઘટે તેટલી કહી. અરે, જેવી વેરણ રાત મેં ગુજારી છે તેવી મારા શત્રુને પણ ન હજો.”

રામસિંહ બોલ્યો–“કાળરાત્રી, મને તારી દયા આવે છે. પ્રથમ હું તારો મિત્ર થયો હતો, પણ તે મિત્ર નામનો હતો. હું તને ચહાતો હતો, તે ચાહ મેં બહાર પાડયો હતો. હવે તો તને માત્ર મિત્ર ગણીશ. હું પૈસાદાર અને વગવાલો છું. હું તને જોઇતી મદદ કરીશ. મારો પૈસો અને વગ કેટલી છે તે તું જાણે છે?”

રામસિંહના સવાલનો જવાબ ઉડાવતી કાળરાત્રી બોલી–“મેં જે પ્રેમ ખોઈ દીધો છે તેનો બદલો કાંઈ મિત્રાચારીથી વળે તેમ નથી, તો પણ તમે તમારા પૈસા તથા સત્તાના જોરથી મને આશ્રય આપવા માગ્યો તે માટે હું તમારી છું. મને તેની ભૂખ નથી. તમે મને ક્ષમા આપશો તો જે ઠેકાણે જઇને હું રહેનાર છું ત્યાં સુખેથી રહીશ. હવે એભલનાયકે જ્યાંથી વાત અધુરી મૂકી દીધી છે ત્યાંથી હું શરૂ કરૂંછું, તે સાંભળો.

આ સાંભળી રામસિંહના મોઢા ઉપર થોડો ફેરફાર થયો. તે એક ચિતે સાંભળવા તૈયાર થયો.

થોડીવાર રહીને કાળરાત્રી બોલી–“ તે વૃદ્ધ નાયકે તમને કહ્યું કે, ઠકરાણી વીરમતી અને તેની પુત્રી સુંદરી, માધવસિંહના કિલ્લામાં બળી મૂઈ એમ મનાય છે. પણ મારે તમને પ્રથમથીજ જણાવવું જોઇએ કે, જે વખતે આ બેઉ મા દીકરીઓ તેના કિલ્લામાં કેદ પકડાઇ તેજ વખતથી તે વિષયી ઠાકોરે વીરમતી તરફ પ્યાર દેખાડવો શરૂ કર્યો. પ્રથમ તો ઠકરાણીએ તેની માગણી ધિક્કારી કાઢવા માંડી. પોતાના પતિ તથા પિતાના નાશના કારણ તરીકે તેને મોંઢામાંથી અપશબ્દ કહેવા લાગી. પણ ઠકરાણીની ગાળોની તેને દરકાર ન હતી. તેને પોતાની મતલબ સાધવી હતી તેથી તે પણ તે ખમી જતો. તે તેના કાલાવાલા કરતો તથા વારંવાર ધમકીઓ પણ આપતો. પોતાની આબરૂ જોર જુલમથી તે લેશે એવો ઠકરાણીને મનમાં વારંવાર ભય ઉત્પન્ન થતો. એક બે વખત તો તેમ કરવા માધવસિંહે યત્ન પણ કરી બતાવ્યો. હવે વીરમતીએ ચરિત્ર કરવા ઠરાવ કર્યો. ધીમે ધીમે પોતે તેને વશ થતી હોય એવી દેખાઇ. આખરે તેની પાસેથી પોતાના પતિના મરણનો શોક પાળવા એક વરસની મુદત માગી લીધી. તે વખત વીતી જતાં માધવસિંહના પ્રેમની મૂર્તિ થવા તેણે કબૂલાત આપી. તેની સુંદરતાથી તે અંજાઇ ગયો હતો તેથી તેનું કહેવું તેણે કબૂલ કર્યું. બાર મહિના પૂરા થવા આવ્યા તેની અગાઉ તો કાળાકિલ્લાના ઠાકોરે સુંદરીને પોતાને હસ્તક મેળવવા માધવસિંહ આગળ માગણી કીધી. માધવસિંહે વીરમતીની સલાહ લીધા પછી તેમ કરવા તદ્દન ના પાડી. પોતાની પુત્રીથી છુટી પડવાની ધાસ્તીથી વીરમતીએ માધવસિંહને પૂર્ણ રીતે સમજાવી લીધો. આ વખતે માધવસિંહ માટે સારો લાગ હતો. તેણે વીરમતીને કહ્યું કે, જો તું મારી પત્ની થાય તો સુંદરીને મારી પુત્રી તરીકે ગણીને તેનું હું રક્ષણ કરૂં. સુંદરીને લીધે નાચારીએ તે ઠકરાણીએ તેમ કરવા કબૂલ કર્યું; પણ જે દિવસે તેમનો પુનર્વિવાહ થનાર હતો તેજ દિવસે કાળાકિલ્લાનો ઠાકોર લશ્કર લઇને આવી પહોંચ્યો. તેણે કિલ્લાને ઘેરો ઘાલ્યો. આથી બધી વાત અટકી પડી. એક મહિના સુધી માધવસિંહે પોતાના કિલ્લાનો બચાવ બહાદૂરીથી કર્યો, પણ આખરે માધવસિંહ માર્યો ગયો અને તેના કેટલાક નોકરો નાશી ગયા અને બાકી રહેલાઓએ કિલ્લો બાળી મુકયો. આ તકનો લાભ વીરમતીને મળ્યો. તે સુંદરીને લઇને નાશી ગઈ. રાતની વખતે તે ખેતરોમાં ભરાઇ રહી. એક ખેડુતની મદદથી પોતાનો કીમતી પોશાક ઉતારી નાંખી તેણે ખેડુતની સ્ત્રીનો પોશાક પહેરી લીધો અને સુંદરીને પણ તેવોજ હલકો પોશાક પહેરાવ્યો. ત્યાંથી પગે મુસાફરી કરતી તે રાયપુરથી દશ બાર ગાઉ દૂર રહી. સારા ભાગ્યે તેની પાસે

થોડાં ઘણાં ઘરેણાં રહી ગયાં હતાં. તેમાંનાં થોડાં વટાવીને તેણે એક નાનું ઝુંપડું વેચાતું લીધું અને પોતાની પુત્રી સાથે ત્યાંજ રહી. કાળાકિલ્લાનો ઠાકોર સુંદરીને અને તેને શોધી કાઢી ન શકે એટલા માટે તેણે પોતાનું અને પોતાની પુત્રીનું નામ ફેરવી નાંખ્યું. સુંદરીને બદલે માયાને નામે તેને તે બોલાવવા લાગી. બે વરસ આ પ્રમાણે શાંત રીતે પસાર થઇ ગયાં. તે પછી એક એવો બનાવ બન્યો કે, જેથી સુંદરીને માટે વધારે ચિંતા કરવા જેવું રહ્યું નહિ."

થોડીવાર સુધી કાળરાત્રી ચુપ રહી. પછી તે બોલી:-

" ઉનાળામાં એક દિવસે ઠકરાણી પોતાના ઝુંપડાની બહાર બેસી સુંદરી સાથે વાતો કરતી હતી. આ વખતે સુંદરી નવ વરસની થવા આવી હતી. થોડી વારમાં દૂરથી ધુળ ઉડતી જણાઈ. એક ઘોડેસ્વાર દોડતો આવતો જણાયો. ઘોડો તોફાન કરવા લાગ્યો હતો. ઠકરાણી તરત ઉઠીને ઝુંપડાના દરવાજા આગળ જઇને ઉભી. તેજ પળે પેલો ઘોડો ત્યાંથી પસાર થયો—સ્વારને નીચે પટકી નાંખી ઘોડો દોડી ગયો. ઠકરાણીએ સમય સૂચકતા વાપરી પોતાની વૃદ્ધ દાસીને અંદરથી બોલાવી પાણી લાવવા કહ્યું. તે અજાણ્યો તેનો ઓળખીતો જણાયો. તે તો પોતાનો આગલો નોકર બહાદૂર પ્રતાપસિંહ જણાયો ! તે તદન બેશુદ્ધ થયલો હતો. તેના મોંઢા ઉપર પાણી છાંટવામાં આવ્યું પણ તે હોંશિયાર ન થયો. પોતાના પતિને તેણે કેવા ભયમાંથી બચાવ્યો હતો તે ઠકરાણી જાણતી હતી. તે ઉપકારનો બદલો વાળી આપવા આજ તેને વખત મળ્યો. પોતાની દાસીની મદદથી તેને જેમ તેમ ઉંચકીને ઝુંપડામાં લઈ ગઈ. ત્યાં બીછાના ઉપર સુવરાવી તેને શુદ્ધિમાં લાવવાના ઉપાયો કરવા માંડયા. તે થોડો થોડો શુદ્ધિમાં આવવા લાગ્યો. પણ તેનો જમણો હાથ વધારે દુખતો હોય એવી તેની હીલચાલ જોઈ ત્યાં કેટલું વાગ્યું છે તે જોવા તેનાં કપડાં ઉતારવા માંડયાં. તેનો જમણો હાથ ખુલ્લો થતાં ઠકરાણી વીરમતી તે તરફ જોઈ રહી. ત્યાં ત્રણ લાખાની નિશાની હતી ! ઈશ્વરનો આ બધામાં હાથ હોય એમ જણાતું હતું !"

આ બનાવ સાંભળી આશ્ચર્ય પામીને રામસિંહ બોલી ઉઠયો—" શું ! બહાદૂર પ્રતાપસિંહ કેશરીસિંહનો ખોવાયલો કુંવર ? ઠકરાણી વીરમતીનો ભાઇ અને સુંદરીનો મામો !"

કાળરાત્રી બોલી—"હા, તે તેનો ભાઇજ હતો. જ્યારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે પોતાની સંભાળ લેનારને તેણે તુરત ઓળખી. પોતાને ગરજ વખત આશ્રય આપનાર ઠાકોર વીરસેનની તે પત્ની હતી. જ્યારે તે ઠકરાણીએ તેને પોતાના ખોવાયલા ભાઇ તરીકે ઓળખાવ્યો ત્યારે તેને અત્યંત અજાયબી

લાગી. આ વખતે વીરમતીએ પોતાની દાસીને જાણી જોઇને બહાર કામે મોકલી દીધી હતી. ભાઇ બહેન આ પહેલીજ વખત એક બીજાને મળ્યાં. તેમની આંખો-માંથી આંસુની ધારા ચાલવા લાગી. તેણે પોતાની હકીકત જણાવતાં કહ્યું કે, વીરસેનની નોકરીમાંથી નીકળી જઇને તે રજપૂતાનામાં રહ્યો હતો. ત્યાં તેણે કેટલીક લડાઇઓમાં ભાગ લીધો હતો. ધીમે ધીમે તે વધતો ગયો. જે વખતે તે પડી ગયો તે વખતે તે છત્રીશગઢના રાજાની નોકરીમાં હતો. ઘોડા ઉપરથી પડવાથી તેને ઘણી ઈજા થઈ હતી અને તેથી તેને વીરમતીના ઝુંપડામાં બે મહિના રહેવું પડયું. આ વખતમાં પોતાની ભાણેજ સુંદરી તરફ તેણે ઘણી માયા દેખાડી હતી.

રામસિંહે પૂછયું–"તેની મીલકત જે રાજ્ય સાથે જોડી નાંખવામાં આવી હતી તે તેણે પાછી મેળવવા તજવીજ કેમ ન કીધી ?"

કાળરાત્રી બોલી–" તેમ કરતાં બીજાને નુકશાન થાય એમ હતું. વીર-સેનના નાશનો બધો ઇતિહાસ પ્રતાપસિંહે સાંભળ્યો અને તે ઉપરથી તેણે એવો સાર કાઢયો કે, જો તે પોતાની જાગીર માગવા નીકળે તો પોતાની બહેન ઠકરાણી વીરમતીની સાક્ષી આપવી પડે અને તેમ થતાં કાળાકિલ્લાનો ઠાકોર તેનું ઠેકાણું શોધી કાઢી સુંદરીને પોતાના હાથમાં લેવા યુક્તિ કરે, માટે સુંદરી અને વીરમતી ત્યાંજ સુખમાં રહે એવી તેની ઈચ્છા હતી. પ્રતાપસિંહ સાદા-ઈને પસંદ કરતો હતો. કેટલાંક કારણથી દુનિયાની મોજ મજા તેને કડવી હતી, અને તેથી પોતે દેશના ઠાકોર તરીકે નહિ પણ એક સીપાઈ તરીકે રહેવા માગતો હતો.

પ્રતાપસિંહનો આ નવો ઇતિહાસ સાંભળીને રામસિંહના ચહેરા ઉપર આનંદ ફરી વળ્યો હતો. તે બોલ્યો–" એ જેવો બહાદૂર છે તેવોજ ઉદાર પુરુષ છે. પછી શું થયું ?"

કાળરાત્રીએ કહ્યું–" વીરમતીએ પ્રતાપસિંહની સાથેની પોતાની સગાઈ છુપી રાખી. તે વિષે તેઓએ કોઇને પણ જાણ પડવા ન દીધી. થોડા દિવસમાં સાજો થઈને પ્રતાપસિંહ પોતાની નોકરી ઉપર રાયપુર ગયો. તે પછી થોડે થોડે વખતે તે પોતાની બહેન તથા ભાણેજીને મળવા માટે આવવા લાગ્યો. આખરે વીરમતી આજારી પડી. તે વખતે તો તે ત્યાંજ રહેવા લાગ્યો. પોતાથી બનતા બધા ઉપાયો કીધા, પણ વીરમતીની તબીઅત સુધરી નહિ. આખરે તેણે પોતાનો અંત પાસે આવતો દીઠો. પોતે આ મંદવાડમાંથી કદીપણ સારી થવાની નથી એમ તે પામી ગઈ. એક દિવસે પ્રતાપસિંહ આગળ સુંદરીને પોતાના મરણ પછી દિક્ષા આપવા વચન માગવા લાગી. તે ભાઇએ રડતી

આંખે બહેનને તેમ કરવા વચન આપ્યું. થોડા વખત પછી તે ઠકરાણીનો અ-
મર આત્મા તેને છોડી ગયો !”

જેમ જેમ કાળરાત્રી બોલતી ગઇ તેમ તેમ તેનો સાદ ધીમો પડતો ગયો.
છેલ્લા શબ્દો બોલી તે બીછાનામાં પડી, પોતાનું મોઢું ઢાંકીને રડવા લાગી.

“ ત્યારે આ કાળરાત્રી કોણ ? ” એવો સવાલ રામસિંહે પોતાના મનને
પૂછયો. એક માતા યાદ આવતાં પુત્રી રડે તેમ તે રડતી હતી. તેનું કારણ તે
પામી ન શકયો. આટલી વાતમાં પોતે કોઈ પણ રીતે વીરમતીની સગી હતી
એવું કાળરાત્રીએ બતાવ્યું ન હતું. ત્યારે તે કોણ હતી ?

થોડીવાર તેને રડવા દઇને પછી રામસિંહે પૂછયું-“ આ વાત કહેતાં
તમને અતિશય લાગણી થાય છે એમ જણાય છે ! ”

પોતાનું આંસુથી ભીજાયલું મોંઢું ઊંચું કરીને કાળરાત્રી બોલી-“અરે !
તમે જો બધું જાણુતા હો-હું તમને બધું કહી દઉં તો કેવું સારૂં ! ”

આ શબ્દો સાંભળી આશ્ચર્ય પામીને રામસિંહ બોલ્યો-“હા, હવે મને
કાંઈક યાદ આવે છે ! સુંદરી પણ કેટલીક વખત આમજ બોલતી હતી. ‘અરે !
હું તમને ખરૂં કહી દઉં તો ? તમને બધું કહી દઉં તો ! પણ નહિ ! એમ
કરવા મારી હીંમત ચાલતી નથી ! ’ સુંદરી જે ખરીવાત કહેવા માગતી હતી
તે શું છે ? અને કાળરાત્રી હાલ તું જે કહેવા માગે છે તે શું છે ? ”

કાલાવાલા કરતી કાળરાત્રી બોલી-“ રામસિંહ, આવા સવાલો પૂછીને
મને દુ:ખી ન કરો ! પણ મને મારી વાત કહેવા દો. મારાથી જેટલું કહેવાશે
એટલું હું તમને કહીશ. મારો ઇતિહાસ કહેતાં મારે જણાવવું જોઇએ કે,
મારી માતાની ઉત્તરક્રિયા કર્યા પછી-”

પોતાની જગાએથી ઉભો થતાં રામસિંહ આશ્ચર્યતાથી બોલ્યો-“ કાળ-
રાત્રી ! તારી મા ? ”

પોતાના મોંઢામાંથી શું નીકળી ગયું તે વિષે તેને હવેજ ભાન આવ્યું.
શો જવાબ આપવો તે વિષે તે ગુંચવાઈ ગઇ. પણ તે વિષે તેમને કાંઇ પણ
વધારે વાતચીત થાય તેની પહેલાં બહાર મોટેથી સાદ સંભળાવા તથા જોરથી
દાદર ચઢવાનાં પગલાંનો અવાજ સંભળાયો.

તેજ વખતે દરવાજો ઉઘડી ગયો અને પોતાના માણુસો લઇને સરદાર
બહાદુરનો મોકલેલ જમાદાર ત્યાં આવી પહોંચ્યો. તેમની પાછળ વૃદ્ધ એભલ
તથા રૂપાળી અને માનકુંવર હતાં.

તેમને રામસિંહે તુરત ઓળખી કાઢયા. તેઓ આ પ્રમાણે શત્રુવટથી તે
ઓરડામાં શા માટે ધસી આવ્યા તેનું રામસિંહે કારણ પૂછયું.

કાળરાત્રી જમાદારને ઓળખતી હતી તેથી બોલી–" આમાં કાંઇ પણ ભૂલ થઇ હશે, અથવા તો આપણને કાંઈપણ ભયમાંથી બચાવવા માટે પ્રતાપસિંહે આપણું રક્ષણ કરવા માટે એમને મોકલ્યા હશે ! ".

દૃઢ પણ નમ્ર અવાજે તે જમાદાર બોલ્યો–" બાઇ, અમારી કાંઈપણ ભૂલ થઈ નથી એટલી તમારે ખાત્રી રાખવી. અમે સરદારબહાદૂરના હુકમથી અત્રે આવ્યા છીએ અને તમે અમારાં કેદી છો ! "

આ સાંભળતાં કાળરાત્રી તિરસ્કારથી બોલી ઉઠી–" હું તમારી કેદી ?" તેના ચહેરા ઉપર ગુસ્સો ચઢી આવ્યો.

કાળરાત્રીની પાસે જતાં તે જમાદાર બોલ્યો–" બાઈ, મને મળેલો હુકમ બજાવતાં મને દલગીરીથી ફરજ પડે છે. આ છત્રીશગઢ દેશના સરસુબા નામદાર સરદાર બહાદૂર પ્રતાપસિંહે તમને જેમ બને તેમ જલદીથી રાયપુર લઇ જવા હુકમ કર્યો છે. "

કાળરાત્રી બોલી–" આ જુલમ હું સહન કરનાર નથી. નામદાર સરદાર રામસિંહ, હું તમારે શરણે–"

દૃઢ અવાજે તે સરદાર બોલ્યો–" હું તમારૂં રક્ષણ કરીશ. મારી હજુરમાં તમારી ઉપર કોઈપણ જુલમ ગુજારી શકનાર નથી. "

રામસિંહના આ શબ્દો સાંભળી પેલો જમાદાર બોલ્યો–" જો એમજ છે તો મારે મારી ફરજ બજાવવી જોઇએ. સીપાઇઓ, તમારી ફરજ તમે બજાવો.'

રામસિંહ કાળરાત્રીની આડો જઇ ઉભો. ત્રણ સીપાઇઓને તેણે રોકયા પણ બાકીના સીપાઇઓએ કાળરાત્રીને પકડી લીધી. તે જગા ઘણી નાની હતી તેથી રામસિંહ પોતાની તલવાર બરાબર રીતે ફેરવી ન શકયો.

કાળરાત્રીએ જોર કરીને તેમના હાથમાંથી છુટી પોતાનું ખંજર ખેંચી કાઢયું. આ બધી હીલચાલ કરતાં તેના હાથ ઉપર બાંધેલો પાટો છુટી પડયો. કાળરાત્રીએ એક કારમી ચીશ પાડી. તેજ પળે રૂપાળી અને માનકુંવરે પણ ચીશ પાડી.

આ ચીશથી રામસિંહ અને સીપાઇઓનું ધ્યાન કાળરાત્રી તરફ ખેંચાયું. તે ચીશ પાડીને બીછાના ઉપર બેશુદ્ધ થઇ પડી હતી.

કાળરાત્રીની તરફ જોતાં રામસિંહ અને સીપાઇઓએ પણ આશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢયો. જેટલા ભાગ ઉપર કાળરાત્રીએ પાટો બાંધ્યો હતો તે ભાગની ચામડી સફેદ દૂધીઆ રંગની હતી. આ ઉપરથી ખુલ્લે ખુલ્લું જણાઇ આવતું હતું કે કાળરાત્રીના શરીર ઉપરનો રંગ કુદરતી નહિ, પણ હાથે લગાડેલો હતો.

થોડીવાર બધા ગુપચુપ ઉભા રહ્યા. પછી જમાદાર બોલ્યો–" કાળ-

રાત્રીને લઇ ચાલો!'

રામસિંહ તેમની વચ્ચે ઉભો રહી બોલ્યો–"એમ નહિ બને! એ સ્ત્રીનો ભેદ જાણ્યા વગર હું એને અત્રેથી જવા દેનાર નથી!" આમ બોલી જે સીપાઇઓ કાળરાત્રીની પાસે ગયા હતા તેમને અતિ બળ કરીને ત્યાંથી દૂર કીધા.

આ જોઈ જમાદાર બોલ્યો–"સરદાર રામસિંહ, મારો એક શબ્દ સાંભળી લ્યો!"

પોતાની તલવાર હાથમાં પકડી રાખીને રામસિંહ બોલ્યો–"નહિ. એક અક્ષરે નહિ! હું તમને હુકમ કરૂંછું કે, તમે જતા રહો!"

જમાદાર બોલ્યો–"સરદાર સાહેબ, અમને તાકીદનો હુકમ મળ્યો છે. સરદાર બહાદૂર પ્રતાપસિંહે પોતે અમને મોકલ્યા–"

પોતાની આંગળી ઉપરની વીંટી દેખાડતો રામસિંહ બોલ્યો–"આ વીંટી તમને હુકમ કરે છે કે, તમે જતા રહો!"

જમાદાર અને સીપાઇઓ તે વીંટી ઓળખી, તેના પહેરનારને માન આપવાને બંધાયલા હતા. તેઓ બધા ત્યાંથી થોડે દૂર ખસી ગયા. પેલા જમાદારે પોતાના ગજવામાંથી એક નાની ચીઠી કાઢીને તે રામસિંહને આપતાં કહ્યું–"મહેરબાન સાહેબ, આ વાંચવાની કૃપા કરો!"

રામસિંહે તે ચીઠી લીધી. તેની ઉપર બાંધેલી રેશમી દોરી છોડી નાંખી, ઉપર કરેલી મોહોર ભાંગીને તે ઉખેડી. પોતાને કાંઈ નવું જાણવાનું મળશે એમ તેના મનને લાગ્યું.

તે ચીઠી ટુંકમાં લખેલી હતી. તેમાં ફક્ત આટલાજ શબ્દો હતા.

"કાંઇ પણ વધારે પગલું ભરવા પહેલાં જરા સબૂર કરજો! જે કામ માટે મારો જમાદાર આવ્યો છે તેને અડચણ ન કરશો, કારણ કે સુંદરી અને કાળરાત્રી બેઉ એકજ છે!"

રામસિંહના પગ આગળ દારૂ ગોળો આવી પડયો હોત તો તે એટલો ન ચોંકત. તેના હાથમાંથી તલવાર પડી ગઈ અને પોતે પોતાની બેઠક પર પડયો.

## પ્રકરણ ૮૦ મું.

## કાળાકિલ્લાની મુલાકાત.

ગુરૂસ્વામીએ પેલા રખેવાળને મોઢેથી સુંદરીએ કરેલા ખુનનો બધો હેવાલ વીગતવાર જાણ્યો. સુંદરી જે રીતે નાશી ગઇ તે રીત ધ્યાનમાં લેતાં

ગુરૂસ્વામીનું મન ઉશ્કેરાઇ ગયું. તેને સુંદરીનો કાંઇક આગલો ઇતિહાસ યાદ આવ્યો અને તેથી તેની ખાત્રી થઈ કે, કાળરાત્રી જેવું કોઈ પણ હયાત ન હતું, અથવા તો કાળરાત્રી અને સુંદરી બેઉ એકજ હતી.

આમ પોતાની ખાત્રી થતાં તેની ઉપર વેર લેવા તેણે ઠરાવ કર્યો. જ્યારે રૂપાળી અને માનકુંવર સરદાર રામસિંહની સાથે ગઈ છે એવી તેને ખબર મળી ત્યારે તેમની ગોઠવણ તે પામી ગયો. સુંદરી ખુની થઇને જો કે નાશી ગઈ હતી તોપણ કાળરાત્રી તરીકે પોતાનો વેશ બદલીને રામસિંહ સાથે મળી ગઈ હશે. સુંદરીને પોતાના હાથમાં લેવાને તે અતિ આતુર હતો. પોતાના માણસોમાંથી છ જણને તેણે પોતાની સાથે આવવા તૈયાર કર્યા અને કાંઈ અગત્યના કામનું બહાનું કાઢી, ઠાકોર વસંતસેન તથા વિજયસિંહની રજા લઈ તે આગળ નીકળી આવ્યો.

તેમણે ઘોડા દોડાવી મૂકયા. રસ્તામાં તેમના ઘણા મળતીઆ હતા. તેમનાથી તેમણે રામસિંહ વિષે ખબર મેળવી. જે ગામમાં રામસિંહે રાત ગુજારી હતી ત્યાંથી તેમને પકકે પાયે ખબર મળી તે ઉપરથી પોતાનું ધારવું ખરૂં છે એમ તેને લાગ્યું. ત્યાંથી ઘોડા બદલીને તેઓએ પાછી ઝડપથી મુસાફરી શરૂ રાખી.

રામસિંહને પોતાને કાંઈ ઘણી ઉતાવળ ન હતી. તે ધીમે ધીમે મુસાફરી કરતો જતો હતો. આથી ગુરૂસ્વામીને વધારે સેહેલાઇ થઇ પડી. ગુરૂસ્વામીએ રસ્તામાં પુછપાછ કીધી તેથી તેને માલમ પડયું કે, રામસિંહ વીરસેનના ખંડીએરા તરફ ગયો હતો.

પણ જ્યારે ગુરૂસ્વામી તે એક વખતના મજબૂત પણ હાલ નાશ પામેલા કિલ્લાની પાસે આવી પહોંચ્યો ત્યારે તેની નજરે મિનારા ઉપર ત્રણ માણસોના આકાર દેખાયા. એકને તો તેણે રામસિંહ તરીકે ઓળખ્યો. બીજી સ્ત્રી હતી તે કાળરાત્રી હશે એમ તેને લાગ્યું, પણ ત્રીજા માણસને તે ઓળખી ન શકયો. આ ત્રીજો તે વૃદ્ધ એભલનાયક હતો.

પોતાના ઘોડા ઝાડીમાં છોડીને તેઓ આડે રસ્તે કિલ્લામાં દાખલ થયા અને તેથી રામસિંહના નોકરોના જોવામાં તેઓ આવ્યા ન હતા. પછી તેમની સાથે કેવી રીતે લડાઈ થઇ તે તો આપણે આગળ જોઈ ગયા છીએ.

તેઓ રામસિંહને હાથે હારી ગયા. ગુરૂસ્વામી અને તેનો એકજ માણસ નાશી ગયા. તેઓ પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ તથા બીજા ઘોડાઓને ત્યાંજ છુટા મૂકી દઇને નાઠા. પોતાની પાછળ રામસિંહ લાગશે એવી તેમને ધાસ્તી હતી. જ્યારે તેઓ કાળાકિલ્લાની નજીક આવી પહોંચ્યા ત્યારેજ શાંત થયા.

જે વખતે તેઓ બે જણ કિલ્લામાં દાખલ થયા તે વખત રાત પડી ગઇ હતી. તેમની બે કલાક આગળ ઠાકોર બળવાનસિંહ આવ્યો હતો. તેણે કુંવર જોરાવરસિંહને જોઈતી ખબર આપી હતી. થોડીવાર ત્યાં રહીને પછી તે પોતાના કિલ્લા તરફ રવાના થયો હતો.

જે વખતે ગુરૂસ્વામી કિલ્લામાં આવ્યો તે વખતે કુંવર જોરાવરસિંહ રાજકુમારી સુંદરમતી અને પોતાના પિતાને આવકાર આપવા માટે તૈયારી કરાવવામાં રોકાયો હતો. આ બધી તૈયારીઓ ડાબા હાથ તરફના ભાગમાં થતી હતી. જમણી તરફનો કિલ્લાનો ભાગ તો તેજ—નાશ પામતી હાલતમાં રહ્યો હતો. પોતાના મનની ધાસ્તીને લીધે જોશવરે તેમ કર્યું ન હતું. લોકો જમણી તરફના ભાગ માટે જે વાતો કરતા હતા તે તે માનતો ન હતો, પણ વખત થોડો હતો. થોડા વખતમાં તે ભાગ સારી રીતે તૈયાર થઇ શકે એવું ન હતું તેથીજ તેણે તે તરફ ધ્યાન ન આપ્યું.

દરેક ઓરડાને સાફ કરીને સારી રીતે શણગારવામાં, સુવાના ઓરડામાં સાફ બીછાનાં મૂકાવવામાં, ઘણા પરોણાઓ માટે જાત જાતનાં ફળફળાદી અને શાકભાજી મંગાવવામાં, અનાજનો મોટો જથો મંગાવવામાં, વગેરે કામોમાં તેણે બધા માણુસોને રોકી રાખ્યા.

તે સાથે તેણે કેટલાક માણુસો વધારે રાખવાની ગોઠવણ કીધી હતી. લડાઈ કરી શકે એવા બહાદુરોને તેણે પોતાની હદમાંથી બોલાવી મંગાવ્યા. ખેડુતવર્ગમાંથી પણ લડાયક માણુસોને તૈયાર રહેવા હુકમ મોકલ્યો. વૃદ્ધ રંગાશા નવા આવનાર પરોણાઓ માટે તેમની પદવી લાયક બીજી તજવીજ કરવામાં રોકાયો.

તે રાતના ગુરૂસ્વામી અને જોરાવર વચ્ચે વધારે વાતચીત ન થઇ. કુંવરને ઘણું કામ હતું અને ગુરૂસ્વામી આખા દિવસની મુસાફરીથી થાકેલો અને લડાઈથી હારી ગયલો, થોડા કલાક સુવા માગતો હતો.

બીજે દિને સાંજ પડતાં આવનાર પરોણાઓ આવી પહોંચ્યા. રાજકુમારીને માન આપવા માટે કુંવરે સારી ગોઠવણ રાખી હતી. પોતાના લશ્કરી માણુસોને બધાને તેણે બે હારમાં ઉભા રાખ્યા હતા. રાજકુમારીને એક રાણીના જેવું માન આપવા તેણે હુકમ કર્યો હતો. રાજકુમારીને કિલ્લામાં લઈ ગયા પછી છત્રીશગઢના રાજ્યનું ચિહ્ન તે કિલ્લા ઉપર ચઢાવવામાં આવ્યું. આ વાવટો ચઢતાંજ આખા કિલ્લામાંથી "મહારાણી સુંદરમતી ઘણું જીવો" એવી બૂમો પડી.

ઠાકોર વસંતસેન તેને મોટા દિવાનખાનામાં લઇ જઈ. તેની સામે ફુટ-

બોલી પડીને બોલ્યો–" છત્રીશગઢનાં મહારાણી, મારા આ કિલ્લાને તમારોજ કિલ્લો સમજશો."

આ બધી વખત લશ્કરી માણસો આનંદની બૂમો પાડતાજ રહ્યા. આજ પહેલીજ વખત સુંદરમતીના મોઢા ઉપર જરા રતાશ ચઢી આવી. તેણે પોતાનું મોઢું જરા મલકાવ્યું પણ આખા દિવસની મુસાફરીથી તે થાકી ગઈ હતી તેથી પોતાના ઓરડામાં જઈ થોડીવાર વિશ્રાંતી લેવા તેણે પોતાની મરજી જણાવી.

રાતની વખતે ઠાકોર વસંતસેને એક મિજબાની આપી હતી. તેની અંદર તેણે આસપાસના મોટા મોટા લોકોને નોતરાં દીધાં હતાં; પણ આ મિજબાની વખતે મહારાણી ( હવેથી આપણે સુંદરમતીને એ નામે બોલાવીશું ) એ આવવાની ના પાડી. પોતાના શરીરને સારૂં નથી એવું બહાનું તેણે કાઢયું.

વસંતસેનના મેમાનો બધા મોટા સરદારો હતા. તેમની પાસે વસંતસેને સુંદરમતીને રાણી તરીકે કબૂલ કરાવી. મહારાણીનો જય અને પ્રતાપસિંહનો પરાજય બધાએ ઇચ્છયો. તેજ વખતે મહારાણીના સેનાપતિ તરીકે ઠાકોર વસંતસેનને નેમવામાં આવ્યો; પણ આ મંડળીમાં એક માણસ હતો. તે માણસે આ વખત પોતાની તરફથી મુદ્દલ મત ન આપ્યો, તેને પોતાને મોટી પદવીની હોંશ હતી પણ તે કાંઇ ન બોલ્યો. તે ઠાકોર વસંતસેન કરતાં પણ વધારે પૈસાદાર અને બળવાન હતો. રાયપુરની દરબાર વખતે તેણે મુખ્ય ભાગ લીધો હતો અને જો પ્રતાપસિંહે આવીને તે દરબારને વીખેરી નાંખી ન હોત તો તેમાં તે કાંઈ નવાજુનું કરત પણ ખરો.

આ માણસ તે ઠાકોર વિજયસિંહ હતો. જે વખતે ત્યાં હાજર રહેલા બધા માણસો ઠાકોર વસંતસેનને મુબારકબાદી આપવા લાગ્યા તે વખતે આ ઠાકોરની છાતીમાં વેર અને અદેખાઇનો જુસ્સો સળગી ઉઠયો, પણ તેણે પોતાનો તે જુસ્સો બહારથી ન દેખાડયો. તેણે પોતાના મનની અંદરજ તેને સમાવી રાખ્યો.

આ પ્રમાણે મધરાત થવા આવી. બધાની આંખો ઉંઘથી ઘેરાવા માંડી. કેટલાકોએ ઘેર જવાની પોતાની ઈચ્છા બતાવવા માંડી. આ વખતે એક ઠાકોર કાંઇ બોલવા માટે ઉભો થયો. તેણે સુંદરમતીની અનાથ સ્થિતિ વિષે અસરકારક ભાષણ કર્યું. તેની સાથે ઠાકોર વસંતસેને તેને પોતાના કિલ્લામાં આશ્રય આપી, તેને માટે લડાઈ ઉભી કીધી તે માટે તેને ધન્યવાદ આપ્યો. તે સાથે તેણે એવી સૂચના કીધી કે, રાજકુમારીને કોઈ બળવાન ઠાકોર અથવા તો તેના કુંવર સાથે પરણાવવી.

તેની આ સૂચનાને બધી તરફથી ટેકો મળ્યો. પણ તેને લાયક કોણ છે તે વિષે વાત નીકળતાં કેટલાકોએ કુંવર જોરાવરસિંહને લાયક ઉમેદવાર તરીકે જાહેર કર્યો. બધાને કુંવરી લાયક જોરાવર પસંદ પડયો. ઠાકોર વિજયસિંહે આટલી બધીવાર સુધી પોતાનો ચહેરો હસતો રાખ્યો હતો તોપણ તેના મનમાં વેરે વાસ કર્યો હતો.

પોતાને સુંદરમતીના થનાર પતિ તરીકે બધાએ પસંદ કર્યો તેથી જોરાવરસિંહનો ચહેરો આનંદથી પ્રફુલ્લિત થયો. સુંદરમતીનો પતિ થતાં તે આખા દેશનો રાજા થશે, બધા ઠાકોરો અને સરદારો તેને નમશે એમ તેના મનમાં આવ્યું.

મધરાત પછી બધા મેમાનો વીંખેરાઇ ગયા. પાસે રહેનાર હતા તેઓ ત્યાંથી ગયા પણ દૂરના રહેનાર માટે વસંતસેને ત્યાંજ ગોઠવણ કીધી હતી.

## પ્રકરણ ૮૧ મું.

### ગુરૂસ્વામી અને ઠાકોર.

રાતની મેજબાનીની વખતે ગુરૂસ્વામી થોડીવાર હાજર હતો. તે વહેલો સુઇ ગયો હતો. બીજે દિને સવારના પહોરમાં વહેલો ઉઠીને તે પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યો અને રેંગારાને તેણે શોધી કાઢયો. તે કારભારીની મારફતે તેણે ઠાકોર વસંતસેનને પોતાને મળવા પૂછાવ્યું. થોડીવારમાં કારભારી પાછો ફર્યો અને સ્વામીને ઠાકોરના ઓરડામાં તેડી ગયો.

બીછાનામાં પડે પડે ઠાકોર બોલ્યો–"ગુરૂમહારાજ, પધારો! મને લાગે છે કે, તમે વહેલાજ ઉઠયા છો? બોલો શી ખબર છે? કાંઈ માઠી ખબર તો નથી?"

ગુરૂસ્વામી બોલ્યો–"ના, ના, તેવી તો કાંઈ ખબર નથી, પણ મારે તમારી સાથે ખાનગીમાં કાંઈ વાત કરવી છે." આમ કહી તેણે રેંગારા તરફ જોયું.

ઠાકોરે તેની મતલબ સમજી જઇને કહ્યું–"જો રેંગારાને સાંભળવા જેવી તે વાત નહિ હોય તો તે અહીંથી જશે, પણ મહારાજ, તમે જાણો તો છોજ કે, એનાથી આપણે કાંઈ છુપું રાખતા નથી. પચીશથી વધારે વરસ થયાં મહાકાળીની એ સંભાળ લે છે."

ગુરૂસ્વામી બોલ્યો–"વૃદ્ધ રેંગારાની નિમકહલાલી વિષે હું જાણું છું. વળી કામ પડે તો મારી પોતાની જીંદગી પણ એને ધીરી શકું; પણ મારે જે વાત કરવી છે તે કુટુંબ–"

ઠાકોર બોલ્યો—" એમ હોય તો ભલે. રંગારા, તમે જાઓ. "

તે વૃદ્ધ કારભારી નમીને ત્યાંથી બહાર નીકળ્યો, પણ ત્યાંથી બીજે કામે જવાને બદલે ઠાકોરના બાજુના ઓરડામાં તે પેઠો અને ત્યાંથી તેને બધી વાત સાંભળવા લાગી.

વસંતસેને કહ્યું-" મહારાજ, હવે આપણે એકલા છીએ તમારે જે કાંઇ કહેવું હોય તે સુખેથી કહો. "

ગુરૂસ્વામી બોલ્યો-" તમારે ત્યાં આજ ઘણા સરદારો એકઠા થયા છે. તેમની સાથે તમે મળીને કાંઈ આગળ પગલું ભરો તે પહેલાં મારે તમારી સાથે કેટલીક વાત કરવી હતી તેથી હું તમને આ પ્રમાણે સવારના પહોરમાં મળવા આવ્યો. "

ઠાકોર બોલ્યો-" પણ તમે ગઈ પરમ દિને શું કરી આવ્યા તે વિષે તો હજી મને કાંઈ ખબર ન આપી ? "

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો-"તે બાબત વિષે હાલ વધારે વાર વિચાર કર્યામાં સાર નથી. તે વિષે તમે એટલુંજ જાણીને સંતોષ પામો કે, જેણે તમને અને ઠાકોર બળવાનસિંહ તથા વિજયસિંહને રાયપુરના કિલ્લામાંથી છોડવ્યા તેણેજ આવીને મારૂં કામ બગાડી નાંખ્યું. "

ઠાકોરે પૂછ્યું-"અને આપણા પાંચ માણસો મરણ પામ્યા નહિ વારૂ ?"

ગુરૂસ્વામી બોલ્યો-" અફસોસ ! પેલો રામસિંહ અને બખતરવાળો સિંહના જેવી બહાદુરીથી લડયા, અને તેથીજ આવું દલગીરી ભરેલું પરિણામ આવ્યું. "

ઠાકોરે પૂછ્યું-" અમને છોડવનાર મુલુનાયકનો કૌમુદ કહેવાય છે નહિ વારૂં ? તમે એને વિષે કાંઇ વધારે ખુલાસો કરવા કબૂલ કર્યું છે તે હવે કરશો ?"

ગુરૂસ્વામીએ કહ્યું-" થોડું ઘણું તે વિષે હું તમને કહીશ. જેણે તમને રાયપુરના કિલ્લામાંથી છોડવ્યા અને જે વીર પુરુષની માફક લડે છે તે એક સ્ત્રી છે—સુંદર જુવાન સ્ત્રી છે—"

આશ્ચર્યથી ગુરૂસ્વામીની તરફ જોઇ રહી ઠાકોરે પૂછ્યું-"સ્ત્રી ! અશક્ય ! હા, પણ મને હવે યાદ આવે છે. જ્યારે મેં તેનો ચહેરો જોયો ત્યારે તે મને સ્ત્રી જાતિ જેવો નાજુક દેખાયો હતો ખરો અને-"

ગુરૂસ્વામી બોલ્યો-" હા, તે સ્ત્રીજ હતી. જુવાન અને સુંદર અને તે સાથે સદ્‌ગુણી પણ છે. વળી વધારામાં તમારો કુંવર તેને હદથી વધારે પ્રેમથી ચહાય છે. "

ઠાકોર બોલી ઉઠયો-" મારો છુટકો કરનારને જોરાવર ચહાય છે ! ત્યારે

તે તેને ઓળખે છે ? મારો છુટકો કરવા માટે તેણે તેને મોકલી હશે ? શું મારા કુંવરે એ કામ કર્યું છે ? ”

ગુરૂસ્વામી બોલ્યો—“ નહિ, ઠાકોર સાહેબ, એમ નથી. એ કુમુદિની, ઠાકોર બળવાનસિંહના નોકર મુલુનાયકની પાળક પુત્રી છે. તમારો પુત્ર તેને જોઇ તેના પ્રેમમાં પડયો છે. એક વખતે કુંવર તેને ઉચકી જતો હતો તે વખતે આ રામસિંહે તેના હાથમાંથી તેને છોડવી હતી. તે વખતથીજ રામસિંહ વિષે જોરાવરના મનમાં વેરભાવ ઉત્પન્ન થયો હતો અને તેથીજ તેણે તેના વિષે બુરૂં લખીને તમને પત્ર મોકલ્યો હતો. પછી જોગ જોગે થોડા દિવસ પછી કુમુદિની તેના હાથમાં ફરીથી સપડાઈ ગઈ અને કેટલાક દિવસ સુધી તે દરબારી ઓરડામાં કેદ રહી. ”

ક્રોધિત થઇને ઠાકોર બોલી ઉઠયો—“ દરબારી ઓરડામાં ! જો જોરાવરે તેમ કરવા હીંમત કીધી હશે અને રેંગારાએ તેને તેમ કરવા દીધું. ’

ગુરૂસ્વામી બોલ્યો—“ ઠાકોર સાહેબ, જરા શાંત થાઓ. કુંવર તો મહાકાળી વિષે મુદલ જાણતો નથી. આ કિલ્લાના ભોંયરામાં કેવો ભયંકર ભેદ છે તેથી તે તદન અજ્ઞાન છે, પણ તે સ્ત્રીને આ ઓરડામાં રાખવાની તેની મરજી થઈ હશે તેથી રેંગારા તેની સામે થઈ શકયો નહિ હોય. ”

ધીમે અવાજે ઠાકોર બોલ્યો—“ તમારૂં કહેવું ખરૂં છે. મારા છોકરાને મહાકાળીની બધી વીગતથી જાણીતો કરવાની મારી મરજી નથી. ( ઉશ્કેરાઈ જઇને ) હું તેને મારે પોતાને હાથે મારી નાંખવા રાજી થઈશ પણ એ વિષે તો એને કાંઈ પણ જાણવા નહિ દઉં. આ ઉપરથી તમારે એમ ન સમજવું કે, મારે એ મંડળ તરફ—”

ગુરૂસ્વામી બોલ્યો—“ ઠાકોર સાહેબ, તમારૂં એમ કરવાનું કારણ હું જાણું છું. તેનું વર્ણન ન કરો. તમારા કુંવરને એ વિષે કદી પણ સમજાવાય તેમ નથી. એના ભોગની નામાવળી વંચાવાય—”

ઠાકોર બોલી ઉઠયો—“ તે નામાવળીમાં કોનાં કોનાં નામ છે તે તે કદી પણ વાંચનાર નથી. તે જો આ નામાવળી વાંચે તો દુઃખી દુઃખી થઇ જાય. તેને રાતની ઉંઘ અને દિવસની ભૂખ જતી—”

ગુરૂસ્વામી બોલ્યો—“ ઠાકોર સાહેબ, શાંત થાઓ જે બન્યું તે ન બન્યું થનાર નથી—”

જરા ક્રોધિત અવાજે ઠાકોર બોલ્યો—“ તેમ થાય એમ પણ હું માગતો નથી ! અપરાધીને શિક્ષા થવી જોઇએ. એના અપરાધની એને વાજબીજ સજા થઈ છે ! પણ મારા કુંવરે તે જાણવું ન જોઇએ ! ”

તેને શાંત પાડવા કાલાવાલા કરતો ગુરૂસ્વામી બોલ્યો—" મારા મહેરબાન ઠાકોર સાહેબ, જરા શાંત થાઓ. એ વિષે વધારે વાત કરવી માંડી વાળો. તે કદી પણ તે બિના જાણી શકનાર નથી. હવે આપણે પેલી ગરીબ કુમુદિનીને જોરાવરસિંહ ચહાય છે તે વિષે વાત કરતા હતા તે થવા દો."

ઠાકોર બોલી ઉઠયો—" શું ! તે તે ખેડુતની છોકરીને ચહાય છે ? હું નથી ધારતો કે, તેની નસોમાં કોનું લોહી વહે છે તે તે ભુલી ગયો હોય ? શું ! મારૂં રાજવંશી લોહી એક ભરવાડની પુત્રી સાથે ભેળાય ? "

ગુરૂસ્વામીએ ઉત્તર આપ્યો—" જે વખતે કુમુદિની અત્રે કેદી હતી તે વખતે કુંવરે પોતાની પદવી, દોલત, મગરૂરી બધી તે કુમારીકાના પગમાં મૂકી દીધી હતી; પણ હવે રાજકુમારી સાથે પરણવા માટે તેનો વિચાર કેવો રહે છે તે જોવાનું છે. જે દિવસે દરબાર ભરાઈ હતી તે દિવસેજ કુમુદિનીને અત્રે લાવવામાં આવી હતી. તે ત્રણ દિવસ અત્રે કેદ રહી હતી. પ્રતાપસિંહ વિષે મને કાંઈ ખબર મળી હતી તેથી તેનાથી સાવધ રહેવાની ભલામણ કુંવર જોરાવરસિંહને કરવાને હું અત્રે આવ્યો હતો, તે વખતે તેને કેદી કરીને અહીં લાવવામાં આવી હતી પણ કોઈ ન જાણે એવી રીતે તે નાશી ગઈ. તેની ઉપર દયા લાવી રેંગારાએજ તેને નસાડી મૂકી એમ કુંવર ધારે છે. ગઇ કાલે વાત ઉપરથી વાત નીકળતાં આટલી વાત મેં કુંવરને મોઢે સાંભળી."

ઠાકોરે પૂછ્યું—" ત્યારે તો તેણે ભોંયરામાં જવાનો એકાદ છુપો રસ્તો કેમ શોધી કાઢયો ન હોય ?"

ગુરૂસ્વામી બોલ્યો—" તે વિષે ખરી બીના શી છે તે હું કાંઈ ધારી શકતો નથી, પણ તે નાશી તો ગઇ ખરી. તે પછી થોડે દહાડે તે મને રાયપુરથી થોડે દૂરના એક ગામડામાં મળી. તમારા કુંવરના રસ્તામાંથી તેને દૂર કરવા માટે તેને મેં સફેદ મહેલમાં દાખલ કરવા મરજી કીધી, પણ તેમાં હું ન ફાવ્યો. ત્રીજી વખત તે મને તમને રાયપુરના કિલ્લામાંથી છોડવી લાવીને સફેદ મહેલમાં મળી."

ઠાકોરે પૂછ્યું—"પણ અમને કેદમાંથી છોડવવાની તેની શી મતલબ હશે?"

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો—" તે વિષે ખરૂં કારણ કાંઈ હું જાણતો નથી, પણ મને એમ જણાય છે કે, ઠાકોર બળવાનસિંહની નોકરીમાં એનો બાપ છે તેથી તેને છોડવવા તે આવી હશે અને તેથી એકને છોડવતાં ત્રણેને છોડવ્યા હશે !"

ધીમે સાદે ઠાકોર બોલ્યો—" આવી જુવાન અને સુંદર સ્રી કાંઈ પણ કારણ વગર રાજકેદીઓને છોડવવા જેવું વિકટ કામ માથે લે એ આશ્ચર્યની

વાત છે! પણ તમારી તો ખાત્રીજ છે કેની કે તે મારા કુંવરને ચહાતી નથી?"

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો—"તમારી મરજીની પણ દરકાર કર્યા વગર તમારો કુંવર તેને પરણવા તૈયાર થયો છતાં તે નાશી ગઈ, એ શું બતાવે છે?"

ઠાકોરે કહ્યું-"ત્યારે તો મારી ખાત્રી થાય છે કે એ તેને ચહાતી નથી."

ગુરૂસ્વામી બોલ્યો—"તમારા કુંવરને તે ચહાતી નથી પણ તે રામસિંહને ચહાય છે. તેણે તેને સફેદ મહેલમાં આપણા હાથમાંથી છોડવ્યો તે આખો રસ્તો તેની સાથે રહી અને જ્યારે બીજી વખત કામ પડયું ત્યારે તેની તરફથી લડી, એ બધું શું બતાવે છે? એમાં તમને પ્રેમ નથી જણાતો?"

ઠાકોરે પૂછયું—"હા, એમ જણાય છે ખરૂં. પણ તે પાછી આ તરફ આવી છે?"

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો—"પરમ દહાડે તે વીરસેનના કિલ્લામાં હતી અને ઘણું કરીને તે ઘર તરફ પાછી ફરી હશે."

ઠાકોરે પૂછયું—"તે રામસિંહની સાથે તો નહિ ગઇ હોય ને? આપણે જાણીએ છીએ તેમ એ રામસિંહ એની સાથે લગ્ન તો ન કરી શકે, પણ તેને પોતાની રાખેલી તરીકે રાખે તો?"

ગુરૂસ્વામી જરા ભાર મૂકીને બોલ્યો—"એમ તો બનેજ નહિ. રામસિંહ સદ્‌ગુણી છે. તેમ એ કુમારિકા પણ સદ્‌ગુણી છે એવી મારી ખાત્રી છે. આ બધા ઉપરથી મને તો એમજ જણાય છે કે, તે આ તરફ પાછી ફરી હશે."

ઠાકોરે પૂછયું—"પણ એ વિષે હવે તમારૂં કહેવું શું છે?"

ગુરૂસ્વામીએ ઉત્તર આપ્યો—"મારૂં કહેવું એવું છે કે, કુમુદિની અત્રે છે તેથી જોરાવરસિંહ તેને જોયા વગર રહેનાર નથી. આ દેશનું રાજ્ય મેળવવાને માટે રાજકન્યા સાથે પરણવાને બદલે પોતાની આટલી જાગીર ઉપર રહેવા માટે તે કુમુદિની સાથે પરણવા વધારે ખુશી થશે."

ઠાકોરે કહ્યું—"તમારૂં કહેવું વાજબી છે. ગઈ રાતના પણ એજ વાત નીકળી હતી. બધાને એ જોડી પસંદ પડી છે."

ગુરૂસ્વામી બોલ્યો-"મારા વિચાર જો તમારા બધાના વિચારને મળતા હોય તો મારે ખુશી થવા જેવું છે. ગઇ કાલે મિજબાનીની વખતે તમને બધાના ઉપરી તરીકે નીમવામાં આવ્યા તે વખતેજ મારા મનમાં તે વિચાર આવ્યો. તેનો મેં તુરત અમલ કીધો. મારી પાસે બેઠેલા એક સરદારને મેં છાપરે ચઢાવ્યો. પોતાને શાબાશી મળશે એવી આશાએ તે કુદ્યો. પછી હું ત્યાંથી ચાલ્યો ગયો. એનું પરિણામ શું આવશે તે તો હું અગાઉથીજ જાણતો હતો, અને તેથી ઠાકોર સાહેબ, તમે મારી ઉપર તો ગુસ્સે નથી થયાને?"

કાંગાકિલ્લાનો ઠાકોર બોલ્યો—"મારા ભલા મિત્ર, તમારો તો મારા ઉપર ઉલટો ઉપકાર થયો. એક વખત મારા કુંવરને આ દેશનો રાજા થવા દો, પછી બધા લશ્કરનો હું સેનાપતિ થઈશ અને તે પછી તમારા મનમાં આવે તેમ તમે કરજો."

ગુરૂસ્વામી આનંદ પામીને બોલ્યો—"હા, પછી મારા મનમાંથી બધી વાતો હું બહાર પાડીશ. માળવાના શુરસિંહ સાથે રાજકન્યાને પરણાવતી વખતે મેં જે કાંઇ કરવાની આશા રાખી હતી તે હવેજ પાર પડશે."

ગુરૂસ્વામીની તરફ જોતો ઠાકોર બોલ્યો—"પણ મારા ભલા મિત્ર ! એક ચીજ વિષે મારા મનમાં લાગ્યા કરે છે અને તે એકથીજ મને વારંવાર આનાકાની થાય છે અને તેથી મારા મનમાં પશ્ચાતાપ થાય છે. હું શાને માટે બોલુંછું તે તો તમે સમજો છો. એક રાણી છતાં—આ મોટા દેશની માલેક છતાં—જેણે પોતાની નીતિ એક કરતાં વધારે વખત ખોઈ છે—જે બીજાની રાખેલી હતી—જેણે પોતાનું પતિવ્રત ભંગ કર્યું છે—એવીને મારો પુત્ર પોતાની ધર્મપત્ની તરીકે સ્વીકારશે એ જોઈ—"

અધીરાઈથી ગુરૂસ્વામી બોલ્યો—"જોરાવરસિંહને પોતાની પત્નીની નીતિ વિષે કદીપણ શક આવનાર નથી; પણ જો તમારાજ મનમાં તે વિષે લાગતું હોય તો આપણી યોજેલી યુક્તિ હાલજ માંડી વાળો. આપણે આપણા મનની ઉમેદોને પછી છેલ્લી સલામ કરીએ. વિચાર કરી જુઓ."

આમ બોલી ગુસ્સાથી તે સાધુના પોશાક વાળો ઉભો થઇ ઓરડામાં ફરવા લાગ્યો.

ઠાકોર બોલ્યો—"ગુરૂમહારાજ, ગુસ્સે ન થઇ જાઓ. મારા મનમાં તે વખતે જે વિચારો આવ્યા હતા તે મેં તમને કહી સંભળાવ્યા. એવી નીતિ જેવી નાની (!) બાબત વિષે હાલ વિચાર કરવાની જરૂર નથી. જોરાવર રાજકુમારી સાથે પરણશે. લગ્ન ક્રિયા જેમ જલદી થાય તેમ સારૂં. મારા બધા મિત્રોનું હાલ તો એ લગ્ન તરફ વલણ છે અને એટલામાં બધું થઈ જાય તો ઠીક. વળી આ કુમુદિની પણ આ તરફ આવી હશે અને—"

ઠાકોર તરફ જોતો ગુરૂસ્વામી બોલ્યો—"આવતી કાલે આપણે લગ્ન કરીએ તો કેમ ?"

ઠાકોરે પૂછ્યું—"આવતી કાલે ? આટલી જલદીથી ? પણ મહારાણી તે કેમ કબૂલ કરશે ?"

પેલો સાધુ બોલ્યો—"એ કામ મારૂં છે. એ છોકરી મારા હાથમાં રમકડું છે. હું એને જેમ કહીશ તેમ એ કરશે. આવતી કાલે લગ્ન ઠરાવો. તે માટે

બધી તૈયારી કરાવો અને પછી જુઓ કે રાજકુમારી વગર બોલે તેમ કરવા કબૂલ થાય છે કે નહિ! રાજકુમારી પોતાની મરજીથી પરણી છે એવું આપણે દેખાડીશું અને તેથી બધા ખુશી થશે. આપણા મંડળને તો તેથી વધારે સત્તા મળશે."

ઠાકોરે કહ્યું–"તમારી સલાહ મને સારી દેખાય છે. તે પ્રમાણે કરવાને હું કબૂલ છું. જો એમજ થાય તો પછી કુમુદિનીને અત્રેથી દૂર કાઢવાની કાંઇ જરૂર રહી નથી."

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો–"તેમ કરવાની કાંઇ જરૂર નથી. જો લગ્ન થવાને થોડા દિવસની વાર હોત તો આ ખેડુતની પુત્રીને કોઈપણ રીતે અત્રેથી દૂર કરવાની ફરજ પડત. ઠીક, પણ હવે આપણે એ વિષે વધારે વાત કરવાની રહી નથી. હું જાઉંછું."

ઠાકોર બોલ્યો–"એક શબ્દ સાંભળી જાઓ. શું આ લગ્નથી ઠાકોર બળવાનસિંહ રાજી થશે? એ હાલ આપણા કિલ્લામાં નથી તેથી તેનો મત આપણે જાણુતા નથી. એ પોતાના કિલ્લાની મજબૂતી કરવામાં રોકાયો છે. જો આપણે તેની મરજી વિરૂદ્ધ કામ કરીશું તો તે ઠીક નહિ. એ બળવાન છે, એનું અપમાન કરતાં સંભાળ રાખવાની જરૂર–"

શાંત મને ગુરૂસ્વામીએ ઉત્તર આપ્યો–"એમાં તે અપમાન માનનાર નથી. એનો પોતાનો પુત્ર હોય અને તેને મૂકી દઇને આપણે તમારા કુંવરને રાજકુમારી પરણાવતા હોઇએ તો તેને કાંઈ લાગે, માટે એ બાબત તમારે કાંઈ ચિંતા ન કરવી. આપણે એક બીજા ધણીથી વધારે બીહવાનું છે. તેની ઉપર નજર રાખવી પડશે."

ઠાકોરે પૂછ્યું–"તમારો શક કોની ઉપર છે?"

ગુરૂસ્વામીએ જવાબ આપ્યો–"ઠાકોર વિજયસિંહ ઉપર."

ઠાકોરે પૂછ્યું–"એની ઉપર શક પડવાનું કાંઈ કારણ?"

ગુરૂસ્વામીએ જવાબ દીધો–"તે વિષે હું કાંઇ નિશ્ચયપૂર્વક કહી શકતો નથી, પણ તેને હું ઓળખુંછું–પક્કી રીતે ઓળખુંછું. તેનો અદેખો સ્વભાવ હું જાણુંછું અને તમને બધા લશ્કરના ઉપરી નીમ્યા જાણી તેના મનમાં અદેખાઇ ઉત્પન્ન થઇ હશે."

ઠાકોરે કહ્યું–"પણ ગઇ કાલ રાતના તો તે આનંદી દેખાયો હતો?"

ગુરૂસ્વામીએ કહ્યું–"તે ગમે તેમ હોય, પણ તેની ઉપર તો બારીક નજર રાખવી પડશે."

આમ કહી ગુરૂસ્વામી તે ઓરડામાંથી બહાર નીકળ્યો.

તેના બહાર નીકળ્યા પછી થોડીવારે પોતાનો સંતાઇ રહેવાની જગામાંથી રેંગારા બહાર આવ્યો અને કિલ્લાના નીચેના ભાગમાં ઉતરી, એક છૂપે દરવાજે થઇને તે ભગભરેલા ભાગમાં દાખલ થયો

## પ્રકરણ ૮૨ મું.

### જામીનગીરી.

આવતી કાલે રાજકુમારીનાં કુંવર જોરાવરસિંહ સાથે લગ્ન થનાર છે એવી વાત આખા કિલ્લામાં તથા આસપાસના ભાગમાં ફેલાઈ ગઇ. સુંદરમતીએ પોતે તે લગ્ન રાજી ખુશીથી કબૂલ કર્યાં છે એવી વાત ગુરૂસ્વામીએ બધાને કહેવા માંડી, પણ તે પોતાના ઓરડામાંજ રહી—ઓરડામાંથી બહાર ન આવી. પોતાને મુસાફરીનો અતિ થાક લાગ્યો છે એવું બહાનું તેણે કાઢયું.

આખો દિવસ રમત ગમતમાં નીકળી ગયો. જોરાવરસિંહ તો પોતાના લગ્નની તૈયારી અને પછી પ્રતાપસિંહ સાથે લડાઈ કરવી પડશે તેની ગોઠવણમાં પડયો.

લશ્કરે પોતાની કવાયદ કરવા માંડી. કેટલાક નવા માણસો આવવા લાગ્યા તેમને હથિયારો અને પોશાક આપવામાં આવ્યાં. ચારે તરફ તે કિલ્લામાં ધામધુમ થવા લાગી.

સાંજ પડતાં તો ત્યાં ઘણા મેમાનો એકઠા થયા. બધાની પછી ઠકરાણી વીજકુંવર આવી તે વખતસર આવી પહોંચી હતી. તેને જોઇ બધા આનંદ પામ્યા. તેનો ઠાકોર વસંતસેને સારો સત્કાર કર્યો. કુંવર જોરાવરસિંહ સાથે તેને ઓળખાણ કરાવવામાં આવી. ત્યાં એકઠા થયલા ઘણા લોકોને ઠકરાણી ઓળખતી હતી. તેને નામે તો બધા ઓળખતા હતા, પણ તેની ખરી ચાલ ચલણતો થોડાજ લોકો જાણુતા હતા. બાકી ઘણા ખરા તો તેને તેના હદ ઉપરાંતના ધર્મીપણા માટે ઓળખતા હતા. ધર્મી તરીકે તેણે પોતાનું નામ જગજાહેર કર્યું હતું.

બધાને મળી રહી એટલે વસંતસેને કહ્યું—“ચાલો, તમે પણ વખતસર આવી પહોંચ્યાં એ ઠીક થયું છે!”

તે ચરિત્રની ભરેલી સ્ત્રી બોલી—“પ્રતાપે પોતાના માણસો મારા કિલ્લા અને મહેલમાં મોકલવાની મને ધમકી આપી છે, તેથી તેમની વચ્ચે ન રહેવા માટે હું અત્રે નાશી આવી છું. મને તમારે આશ્રયે રાખજો.”

વસંતસેન બોલ્યો—“આ ઘર તમારૂં સમજજો, પણ તમારા આશ્રય

નીચે રહેનારની શી વલે થશે તેનો કાંઇ વિચાર કર્યો ?"

ઠકરાણી બોલી—"તેમને છોડીને મારે નાશી આવવાની ફરજ પડી છે. પ્રતાપને મારી એકલીની ઉપર શક છે તેથી તે આ નિર્દોષોને હેરાન નહિ કરે એમ હું ધારૂં છું."

ઠાકોર બોલ્યો—"મહારાણી સુંદરમતીને તમારા જેવી બીજી સખી મળવી મુશ્કેલ પડશે. થોડા વખતમાંજ આ બધો પ્રાંત આપણા હાથમાં આવશે."

ઠકરાણી બોલી—"ઠાકોર સાહેબ, તમે આ દેશમાં મહારાણી તરફના સેનાપતિ નેમાયા છો જાણી મને આનંદ થયો છે. વળી તે સાથે તમારા કુંવરની સાથે લગ્ન કરવાની મહારાણીએ અભિરૂચી દેખાડી એ હું તમને મુબારકબાદી આપું છું."

આ પ્રમાણે થોડી વાત થઈ. ઠાકોર વિજયસિંહ આ બધી વાત ગુપચુપ બેશીને સાંભળતો હતો. તે વચ્ચે કાંઈપણ બોલ્યો નહિ. પોતાનીજ પ્રેમની મૂર્તિએ જ્યારે તે કામ માટે વસંતસેનને અભિવંદન આપ્યું ત્યારે તેના મનમાં થોડી દલગીરી ઉત્પન્ન થઈ; પણ તે તેણે બહારથી ન દેખાડી. ગુરૂસ્વામી તે ઠાકોરની તરફ બારીક નજરે જોતો હતો. તે તેના મનની વાત પામી ગયો. તેને પહેલાંથીજ જે વહેમ પડયો હતો તેને આથી ટેકો મળ્યો.

થોડીવારે ખાધા પીધા પછી બધા વીખેરાઇ જવા લાગ્યા. જે લોકો કિલ્લામાંજ રહેનાર હતા તેમને માટે કિલ્લામાં બધી રીતની તજવીજ રાખવામાં આવી હતી. સૌની પહેલાં ઠકરાણી વીજકુંવરે પહેલ કાઢી. પોતાને રસ્તાના થાકથી ઉંઘ આવે છે એમ કહીને તે ઉઠી. તેની પાછળજ ગુરૂસ્વામી નીકળ્યો. તેણે તે ઓરડાથી થોડે દૂર જઇ ઠકરાણીને ઉભી રાખીને વાતે વળગાડી. ઠકરાણીના ત્યાં આવવાનું કારણ તેને ખરૂં ન લાગ્યું. તેણે પૂછયું—"તમે અહીં આવ્યાં છો તે પ્રતાપસિંહની બીકથી અથવા તો બીજા કાંઇ ખાનગી કારણથી આવ્યાં છો ?"

ઠકરાણીએ ઉત્તર આપ્યો—"પ્રતાપસિંહની બીક સિવાય બીજું કાંઇજ કારણ મને મળ્યું નથી. તેણે લડાઇ માટે મોટી તૈયારી કીધી છે. મને ત્યાંથી નાશી આવતાં મોટી મુશ્કેલી નડી હતી. મારા મહેલ તથા કિલ્લામાં આવવાને તેનું લશ્કર નીકળી ચૂકયું હતું એવી મને ખબર મળતાં મારે નાસવું પડયું. કોઇ પણ ઠેકાણે ખોટી થયા વગર રાત દિવસ મેં મુસાફરી કીધી છે તેથી મને હાલ તો ઉંઘ આવે છે. સવારના આપણે હજી ઘણી ઘણી વાતો કરવી છે."

ગુરૂસ્વામીએ કહ્યું—"મારે પણ તમને ઘણી વાતો કહેવી છે. તેમાં પેલી માયા વિષે વધારે છે."

ઠકરાણીએ ઉત્તર દીધો—"સવારના પહોરમાં આપણે એ બધી વાતો કરીશું." આમ કહી પોતાને માટે રાખેલા ઓરડામાં તે ઉતાવળે પગલે ચાલી ગઇ.

જતી વખતે તેણે પોતાની છાતી આગળ હાથ ફેરવી જોયો કે, ત્યાં એક અગત્યનો દસ્તાવેજ હતો તે છે કે નહિ. તે વિષે તેની ખાત્રી થતાં તેણે હાથ પાછો ખેંચી લીધો. હાથ પાછો ખેંચતાંની સાથે તે કીમતી દસ્તાવેજ નીકળી પડયો તેનું તેને ધ્યાન ન રહ્યું.

પોતાના ઓરડામાં પેસતાંજ તેણે પોતાનાં થોડાં કપડાં ઉતારી નાંખ્યાં અને બીછાના ઉપર પડી. જે કાગળની સંભાળ માટે તે આટલી આતુર હતી તે વિષે ફરીથી તપાસ કરવા તે ભૂલી ગઈ. તે દસ્તાવેજને તે તદન ભૂલી ગઈ.

તેના ગયા પછી ગુરૂસ્વામી જે ત્યાં વિચારમાં ફરતો હતો તેની નજરે તે દસ્તાવેજ પડયો. તે ઉંચકી લઇને તેમાં શું છે તે જાણવા માટે તે પોતાના ઓરડામાં ગયો.

તેની અત્યંત અજાયબી વચ્ચે તેને તે નીચે પ્રમાણે લખેલું જણાયું:—

જામીનગીરીનો દસ્તાવેજ.

રાજકુમારી સુંદરમતી અને તેના ખજાનાને હાથમાં સોંપવાની ઠકરાણી વીજકુંવરે કબૂલાત આપી છે. જો તે પોતાનું વચન પાળે તો મારે નીચેની સરતો કબૂલ છે.

૧. સફેદ મહેલ અથવા તો ડુંગરી કિલ્લામાં મારે લશ્કર મૂકવું નહિ.

૨. એ ઠકરાણીની મીલકતની ઉપર મારે કાંઇ પણ દાવો ન કરવો.

૩. આ વખત સુધીમાં એને હાથે કાંઈ પણ બુરૂં કામ થયું હોય તો તે વિષે એને ક્ષમા આપવી.

૪. એજ સરતો એક ઠાકોર કે જેનું નામ તે પાછળથી આપશે તેની સાથે પણ થયલી સમજવી.

સરદાર પ્રતાપસિંહ.

ઠકરાણીની બધી લુચ્ચાઈ હવે ગુરૂસ્વામી પામી ગયો. તેના ચહેરા ઉપર તિરસ્કારની લાગણી ફૂટી નીકળી. બીજા જે ઠાકોર માટે પણ ઠકરાણીએ કબૂલાત કીધી હતી તે વિજયસિંહ હતો એમ તેની ખાત્રી થઇ. તેના મનમાં તેને વિષે પ્રથમથીજ શક તો હતો પણ આ જામીનગીરીથી તે વધારે મજબૂત થયો. તેણે તુરત એક નોકરને મોકલીને ઠાકોર વસંતસેનને પોતાના ઓરડામાં કાંઇ અગત્યની વાત કરવા માટે બોલાવ્યો. વસંતસેન આ દસ્તાવેજ વાંચી આશ્ચર્ય પામ્યો.

થોડીવાર પછી ઠાકોર બોલ્યો—"જો મેં આ દસ્તાવેજ વાંચ્યો ન હોત

તો આ નીચ સ્ત્રી વિષે મારી પાસે ગમે તેવી બુરી વાત કોઇ કહેત તો તે હું માનત નહિ, પણ હવે કરવું કેમ ? સુંદરમતીની દાસીઓ પણ એને વશ છે. વળી આપણા કેટલાક માણસો પણ એને માટે જાન આપવાને તૈયાર છે. તેમની મદદથી તે પોતાનું ધારેલું કામ ઘણી સેહેલાઇથી કરી શકશે, અને તેથી આપણી ધારેલી યોજના ઉંધી વળશે. ગુરૂમહારાજ, હવે આપણે શું કરવું ?

દલગીર અવાજે ગુરૂસ્વામી બોલ્યો—" હવે માત્ર એકજ રસ્તો રહ્યો છે."

ઠાકોરે પૂછયું—" તે શું છે ?"

ગુરૂએ જવાબ આપ્યો—" મહાકાળીની મૂર્તિને ભોગ !"

ઠાકોર ચોંકયો. તેણે આવા જવાબની આશા રાખી ન હતી.

ગુરૂસ્વામી બોલ્યો—" આ સિવાય બીજો ઇલાજ નથી. એ નીચ સ્ત્રીએ આપણી સાથે દગો કર્યો, આપણને પ્રતાપસિંહને વેચ્યા એમ કહો તો ચાલે, અને તેથી તેની તેને શિક્ષા કરવી જોઇએ. જો એને શિક્ષા કરવી ન હોય તો એ જેમ કરે તેમ કરવા દો. આપણાથી બનતો અટકાવ આપણે કરીશું, પણ તેમાં આપણે જીતનાર નથી. પછી એ તમારી તરફ કેટલી દયા દેખાડશે ?"

ઠાકોર બોલ્યો—" જરા પણ નહિ. એ સ્ત્રી મરવીજ જોઇએ. આ દસ્તાવેજ તમારા હાથમાં કેવી રીતે આવ્યો ?"

ગુરૂસ્વામીએ ઉત્તર આપ્યો—" રસ્તામાં એણે તે પાડી નાંખ્યો અને મને મળી ગયો."

ઠાકોરે પૂછયું—" પણ કદાચ તેના જાણવામાં આ દસ્તાવેજ ગુમાવવાની વાત આવી હશે તો એ નાશી જવાની વેતરણ નહિ કરતી હોય ?"

ગુરૂસ્વામીએ કહ્યું—" એ બાબત તમારે જોવાની છે. તમારા ચોકીદારોને હુકમ કરી રાખો કે, છૂપા શબ્દ સિવાય આજ રાતના કોઇને પણ કિલ્લામાંથી બહાર જવા ન દેવો. મધરાત થતાં તમારે ત્રણે જલાદોને હુકમ કરવો કે, તેમણે ઠકરાણીના ઓરડા તરફ ગુપચૂપ જવું, અને ઠકરાણીને ઉંચકીને મહાકાળી આગળ લઇ જવી."

ઠાકોરે કહ્યું—" ઠીક છે, એમ હું કરીશ; પણ વિજયસિંહનું ?"

ગુરૂસ્વામી બોલ્યો—" હું તેની ઉપર ધ્યાન રાખીશ. મને જણાય છે કે, તે આ બાબતથી તદન અજાણ્યો છે. ઠકરાણીને તે બાબત વિષે એની સાથે વાત કરવા હજી વખત મળ્યો નથી. જો તે ઠાકોર આજ રાતના ઠકરાણીના ઓરડામાં જશે તો પછી તેનો ઇલાજ હું કરીશ પણ જો તે તે બાબતથી તદન અજાણ્યો રહેશે તો પછી બીજો ઇલાજ નથી—"

ઠાકોરે કહ્યું—" મને નથી લાગતું કે, ઠકરાણીનો ઓરડો તે જાણતો

હોય. તેમણે ખાનગીમાં જરા પણ વાત કીધી નથી.”

ગુરૂસ્વામી બોલ્યો–“ વીજકુંવરને તમે હજી પૂરી રીતે ઓળખતા નથી. એ એવી તો ચતુર છે કે, સામા માણસને ઈસારતથી સમજાવી દે છે. આ તો એની સાથે રહેલો એનો યાર છે તેથી એને સમજાવતાં તેણીને કેટલી વાર ? હવે મારૂં કહેવું એવું છે કે જો તે આજ રાતના ઠકરાણીના ઓરડામાં જશે તો તેની સાથે વાત કરતાં તે બધી વાત જાણી લેશે અને તેથી તેને મરવું જોઇએ. એનું મન આપણા ઉપરથી ઉઠી ગયું છે અને તેથી પ્રતાપસિંહ સાથે સંધી કરવા વખત છે એમ તેને લાગશે; માટે એ સિવાય બીજો ઉપાય નથી. તમે બરાબર મધરાતે જલાદોને મોકલજો.”

ઠાકોર તેમ કરવા હા પાડીને ત્યાંથી જતો રહ્યો.

ગુરૂસ્વામી પોતાના ઓરડામાંથી બહાર નીકળી ઠકરાણી વીજકુંવરના ઓરડાની બહાર સંતાઇ રહ્યો. અડધા કલાક પછી તે તરફ કોઈ માણસનાં પગલાં આવતાં સંભળાયાં. તુરતજ એક ઊંચો આકાર ત્યાંથી ધીમે પગલે પસાર થયો. ગુરૂસ્વામીએ તેને વિજયસિંહ તરીકે ઓળખ્યો.

જમણા હાથ તરફના ઓરડા તે ગણતો આવતો હતો. સાતમું બારણું આવતાં તે ઉઘાડીને અંદર દાખલ થયો.

પછી ગુરૂસ્વામી પોતાની સંતાવાની જગાએથી બહાર નીકળીને મનમાં બોલ્યો–“ મારો વહેમ ખરો પડયો છે. આજ રાતના મહાકાળી માટે બે ભોગ તૈયાર છે!”



## પ્રકરણ ૮૩ મું.



### સફેદ સ્ત્રી અને બે નોકરો.

કાળા કિલ્લાના ભેદ ભરેલા ભોંયરામાં આપણે એક વખત ફરીથી ઉતરીએ.

જે વખતે ઉપરની બાજુએ વિજયસિંહ ઠકરાણીના ઓરડામાં ગયો તે વખતે નીચેની બાજુએ પેલી સફેદ સ્ત્રી માનસિંહ અને બળભદ્રના ઓરડામાં ગઇ.

તેના હાથમાં દીવો હતો. તેણે પોતાની પાછળ તે બેઉ જણને આવવાનું કહ્યું. ત્રણે જણ તે ઓરડામાંથી બહાર નીકળ્યા. બળભદ્ર અને માનસિંહે શોકનો કાળો પોશાક પહેર્યો હતો. તેમના ચહેરા ઉપરથી લોહી તદન ઉડી ગયું હતું. તેઓ ફીક્કા પડી ગયા હતા. શરીરે પણ સૂકાઈ ગયા હતા.

સફેદ સ્ત્રીનો ચહેરો તો હમેશનો દલગીર હતો પણ આજ તે દલગીરીમાં વધારો થયો હતો. તે કોઈ બાબત વિષે આતુર હતી. તેની આંખોમાં

કોઇ જાતનો પ્રકાશ દેખાતો હતો.

છૂપો દરવાજો ઉઘાડીને તેઓ મહાકાળીવાળા ઓરડામાં દાખલ થયાં. તેની ભયંકર મૂર્તિ ઉપર તેઓ દીવાના પ્રકાશથી જોઇ રહ્યા. તેમના મનમાં બીક ઉત્પન્ન થઈ. તેઓ તેના ભયંકર ભેદથી જાણીતા હતા. પોતે ઇશ્વર કૃપાથી કેવા ભયંકર મોતમાંથી બચી ગયા હતા, તે તેમને ફરીથી યાદ આવ્યું.

તે સાથે વળી તે સફેદ સ્ત્રીએ તેમનો જીવ બચાવીને તેમની ઉપર કેટલો ઉપકાર કર્યો હતો તે પણ સાંભર્યું. ત્યાંથી બહાર આવ્યા પછી બળભદ્ર બોલ્યો—"બાઈ, અમને તારનાર, મારૂં બોલેલું ક્ષમા કરજો; આ હમેશના કેદખાનાથી મોત અમને વધારે આવકારદાયક થઈ પડશે."

માનસિંહ બોલ્યો—"હા, બાઇ, અમે આવા જુવાન છીએ. હજી અમે સંસાર જોયો નથી. અમારાં મા બાપ, સગાંવહાલાં, વહાલી પત્નીઓ—અમારાં બધાં છે!"

ધીમે પણ મધુર સ્વરે સફેદ સ્ત્રી બોલી—"તમે મને અપમાન નથી કર્યું છતાં હું તમને શાની ક્ષમા કરૂં! પણ જે દુનિયાની વાત તમે કરો છો, તે દુનિયાની અંદર તમને જવા દેવાય તેમ નથી. મારા વહાલા પુત્રો, તેમાં કેટલું જોખમ છે તે તમે હજી સમજતા નથી. મને તમારી અતિ દયા આવે છે પણ જ્યાં બીજો ઉપાયજ નથી ત્યાં લાચાર છું; પણ દુઃખનો અંત હોય છે. આપણા દુઃખનો જ્યારે છેડો આવી રહેશે ત્યારે આપણે અહીંથી છૂટીશું. દુઃખમાં રહેવાથી દુઃખ સહન કરવાની ટેવ પડે છે."

બળભદ્ર બોલ્યો—"પણ તમારો ચહેરો આજ રોજ ફરેલો જોઇ અમને એમ લાગ્યું કે તમે અમારી ઉપર ગુસ્સે થયાં હશો; પણ જ્યારે તમે અમારી ઉપર ગુસ્સે થયાં નથી ત્યારે તો તમને બીજું કાંઈ થયું હશે એમ મને જણાય છે."

સફેદ સ્ત્રીએ જવાબ આપ્યો—"હા, મને આજ કાંઈ મનનું નવું દુઃખ ઉત્પન્ન થયું છે ખરૂં. આટલા બધા જે આ ઠેકાણે એકાંતવાસમાં રહે છે, તે કરતાં મને તમારી ઉપર વધારે હેત ઉપજે છે. તમને આજ અત્રે દશ દિવસ થયા પણ એટલા વખતમાં તમારામાં ઘણો ફેરફાર થઇ ગયો છે. તેથી તમને થોડા ફેરવું તો ઠીક એમ મને લાગ્યું અને તેથી તમારી સાથે આ ઠેકાણે આવવા હું કબૂલ થઈ."

માનસિંહ બોલ્યો—"તે એકાંત ખૂણામાંથી થોડીવાર બહાર નીકળી આ ભોંયરામાં ફરવાથી અમને થોડી શાંતિ થશે એમ અમને લાગ્યું અને તેથીજ તમારી પાસે તેમ કરવાની અમે રજા માગી."

સફેદ સ્ત્રી બોલી—“ પણ છોકરાઓ, તમને આ ભાગમાં એકલા ફરવા દેવાય નહિ. મહાકાળીના ભક્તો અત્રે કયારે આવી પહોંચશે તેનો કાંઇ નિયમ નથી. તેમને આવવાના બે રસ્તા છે. એક તો કિલ્લાની અંદરથી અને બીજો રસ્તો પેલા જંગલમાંના મંદિરમાંથી. અહીંના છૂપા રસ્તા તથા સંતાવાની જગાથી તમે તદન અજાણ્યા છો અને તેથી તમે નુકશાન કરતા થઇ પડો. જો તમને કોઈ પણ મહાકાળીનો ભક્ત જીવતા દેખે તો તમને એકલાનેજ નહિ પણ તમારા બીજા ભાઇબંધોને પણ નુકશાન કર્ત્તા થઇ પડે. મારૂં તમારી સાથે આવવાનું કામ એટલુંજ છે કે, જો કોઈનાં પગલાંનો જરા પણ અવાજ સંભળાય અથવા તો દીવાનો પ્રકાશ દૂરથી આવતો દેખાય કે તમને તરત અહીંથી લઇ જઈને સલામતી ભરેલી જગાએ મૂકવા. ”

બળભદ્રે પૂછયું—“ શું એ લુચ્ચાઓ અહીં વારંવાર આવે છે ? ”

સફેદ સ્ત્રીએ જવાબ આપ્યો—“ વારંવાર તો નથી આવતા, પણ તેઓ કયારે આવે તે નક્કી નથી. ઘણી વખત તો મહિનાના મહિના અને વરસનાં વરસ વહી જાય છે, પણ મહાકાળીને એક પણ ભોગ અપાતો નથી, અથવા તો અમારા મંડળમાં વધારો થતો નથી. ઇશ્વર કૃપાએ જેમ ઓછા ભોગો આવે તેમ સારૂં. ”

માથાથી પગ સુધી ધ્રુજતો માનસિંહ બોલ્યો—“ ત્યારે તમે દરેક ભોગને તો બચાવી શકતાં નહિં હશો ? ”

ધીમે અવાજે સફેદ સ્ત્રીએ જવાબ આપ્યો—“ ના, દરેક ભોગને બચાવવાની મને તક મળતી નથી. કેટલીક વખત ગુરૂસ્વામી પોતે હાજર હોય છે, ઘણી વખત આ કિલ્લાનો ઠાકોર હાજર રહે છે અને તે વખતે વૃદ્ધ રેંગારાથી કાંઇ પણ થતું નથી. તમારી સાથે ગુરૂસ્વામી આવી ન શકયો તેથી તમે ભાગ્યશાળી છો. જો તે તમારી સાથે આવ્યો હોત તો તમે બચી ન શકત. વૃદ્ધ નાયક કાંઈ પણ બોલત નહિ અને ત્રણે જલાદોને પોતાની ફરજ બજાવવી પડત. શું ! આ ભયંકર નથી ? ”

બળભદ્ર બોલ્યો—“ આ બાબત વિષે વિચાર કરવાની અમારામાં શક્તિ નથી. ”

સફેદ સ્ત્રી બોલી—“ ભયંકર ! ખચીત તે ભયંકરજ છે. પેલા જે ત્રણ જલાદો છે તેઓ દયાળુ સ્વભાવના છે. બાર તેર વરસની વાત ઉપર તેમને પણ અત્રે ભોગ તરીકે લાવવામાં આવ્યા હતા. તે વખતે જલાદની ગરજ હતી. તેથી તેમની સાથે આ બાબતની કબૂલાત કરાવી તેમના જીવ બચાવવામાં આવ્યા, તે દિવસથી તેઓ જલાદ તરીકે રહ્યા. ”

માનસિંહે પૂછ્યું–"પણ બાઈ સાહેબ, આ દુષ્ટ મંડળ ઉપર ઇશ્વરનો કોપ નહિ ઉતરે? બીજા માણસોના શ્રાપની તેમની ઉપર અસર નહિ થાય? આ મંડળનો નાશ નહિ થાય?"

સફેદ સ્ત્રીએ કહ્યું–"પણ તે વખત દૂર નથી. આ બે દિવસમાં મારા સાંભળવામાં સારા સમાચાર આવ્યા છે. આ કામમાં ઈશ્વરનો હાથ છે. ઈશ્વર કરશે તો આ ભયંકર મોતની મૂર્તિ નાશ પામશે. બહાદૂર પ્રતાપસિંહે આ દેશના ખંડીઆ ઠાકોરોને વશ કરવા લડાઇ ઉઠાવી છે. તેમજ ઠાકોરો પણ તેની સામે થનાર છે. તેમણે પોતાના અને નવી મહારાણીના મુખ્ય મથક તરીકે આ કિલ્લાને પસંદ કર્યો છે. બહાદૂર પ્રતાપ થોડા વખતમાંજ અત્રે આવી પહોંચશે, અને અરે! પછી પછી–"

માનસિંહ બોલ્યો–"ઇશ્વર કરેને તે વિજયી થાય!"

બળભદ્રે કહ્યું–"હું પણ ઈશ્વિર આગળ એજ માગું છું. જો તે વિજયી થશે તો પેલા નીચ ગુરૂસ્વામી, ઠાકોર વસંતસેન વગેરે ઉપર તે વેર લેશે અને–"

સફેદ સ્ત્રી બૂમ પાડી ઉઠી–"ચુપ! તમે પોતે દુઃખી થયા છો, પણ તમારે વેર લેવા વિચાર ન રાખવો. વેર લેવું એ માણસનું કર્તવ્ય નથી. ઇશ્વરના પોતાના હાથમાં એ છે. તે જે ધારશે તે થશે. તમારી સાથે વસનારાઓ કોણ છે તે તમે હજી જાણતા નથી. એમાંના ઘણા ખરા તો મોટા ઠાકોરો અને સરદારો છે. કેટલીક સ્ત્રીઓએ મોટાં પદો ભોગવ્યાં છે, પણ હાલ કેવી હાલતમાં રહે છે છતાં તેમને મોઢે તમે આ વિષે કોઇ દિવસ સાંભળ્યું છે? ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવા મેં તેમને શીખવ્યું છે અને તે પ્રમાણે તેઓ તેની ઉપર ભરોંસો રાખી આટલાં વરસ સુધી જીવતાં રહ્યાં છે."

બળભદ્ર બોલ્યો–"બાઇ, અમને ક્ષમા કરો. વગર સમજે અમે તમને એ શબ્દ કહ્યા હતા. આવું જાણત તો કહેત નહિ."

સફેદ સ્ત્રી બોલી–"મને તમારા બોલવાથી ક્રોધ નથી ચઢયો. તમારા મનની લાગણીથી તમે તે બોલ્યા છો એમ મારી ખાત્રી છે. છોકરાઓ, આ મહાકાળીના ભોગમાંથી સૌની પહેલાં હું બચી છું. તે વખત મારા મનની હાલત કેવી હશે તેનો તમારાથી વિચાર પણ થઇ શકનાર નથી. આજ લગભગ પચાસ માણસો બચેલાં અત્રે રહે છે તે બધાના મનના દુઃખનો ભેગો સરવાળો કરો અને તેથી પણ મારૂં દુઃખ વધારે હતું. તે છતાં પણ મેં મારા મનમાં વેર લેવાની આશાને કદી પણ ઉત્પન્ન થવા દીધી નથી."

બળભદ્ર બોલ્યો–"બાઈ, તમારા સદ્ગુણનાં અમારી જીભે વખાણ થઇ શકતાં નથી. અમારા જીવ તમે બચાવ્યા છે એટલુંજ નહિ, પણ મોક્ષ કેવી

રીતે મેળવવો તે પણ અમને તમે શીખવ્યું છે. હાલ તમારા મનના દુઃખમાં વધારો થયો છે એમ જાણી મને દલગીરી ઉત્પન્ન થાય છે. આજ સવારના જ્યારે રંગારા નાયક આવ્યો અને તેણે તમારી સાથે વાત કીધી તે વખતથીજ તમારી હાલતમાં કાંઈ ફેરફાર થયો છે."

સફેદ સ્ત્રી બોલી—"તમારૂં ધારવું ખરૂં છે પણ એ બાબત વિષે મને પૂછશો નહિ. એ મારી પોતાની બાબત છે અને તેથી બીજાએ તે જાણવી ન જોઇએ હવે ચાલો આપણે નીચેની બાજુએ જઇએ."

પેલા હથિયારોવાળા ઓરડામાં થઇને તેઓ નીચે ઉતર્યાં. ત્યાંથી પેલા ચક્કરોવાળા ઓરડામાં જવાતું હતું. સફેદ સ્ત્રીએ દીવો એવી રીતે હાથમાં રાખ્યો કે, પેલાં છરીવાળાં ચક્કરોની ઉપર આ જુવાનોની નજર ન પડે. તે ચક્કરોના ભયંકરપણાથી તેઓ જાણીતા હતા છતાં પણ તે તેમને બીજી વખત દેખાડીને તેમનાં મન પીડિત કરવાની આ ભલી સ્ત્રીની મરજી ન હતી.

જે ભાગમાં ઠકરાણી વસંતસેનાની યાદગીરીની બેઠક બનાવી હતી ત્યાં તેઓ આવી પહોંચ્યા. તેની ઉપરનો લેખ વાંચીને બળભદ્રે પૂછ્યું—"શું! આ હાલના ઠાકોરની પત્ની વિષે લેખ છે?"

તે સ્ત્રીએ ધીમે પણ દલગીર અવાજે ઉત્તર દીધો—"હા."

માનસિંહ બોલ્યો—"ઠાકોર સાહેબ પોતાની પત્નીને ઘણા વહાલથી ચહાતા હોય એમ જણાય છે. 'વસંતસેના ખરેખર વસંતઋતુ જેવી હતી, મૃત્યુને તેની દયા ન આવી' આ લેખથી એમજ જણાય છે. તે તેને અતિ પ્યારથી ચહાતો હોવો જોઇએ, પણ તેનું અંતઃકરણ લોખંડનું હોવું જોઇએ. જો તેમ ન હોય તો આ ભયંકર મંડળના સરદાર તરીકે તે શા માટે જોડાઈ રહે?"

તેના સવાલનો જવાબ આપવાને બદલે તે સફેદ સ્ત્રી બોલી—"ચાલો, આપણે બીજી તરફ જઇએ."

આમ કહી તેઓ બીજી ચીજો જોવા લાગ્યાં. આ પ્રમાણે તેઓ ઘણીવાર ફર્યા. પછી તેમણે પાછા ફરવા વિચાર કર્યો. એટલામાં તે સ્ત્રીની નજરે એક નવી ચીજ પડી. કાળું કપડું ઢાંકેલી તે કાંઈ ચીજ હતી. તે એક બે દિવસ થયાં ત્યાં આવેલી હતી. તે શું છે તે જોવાની જિજ્ઞાસા બધાની ઉશ્કેરાઈ. તેણે ધીમેથી તે ઢાંકેલું કપડું ઉઘાડી નાંખ્યું તો એક પેટી જણાઈ. ઉપર ઢાંકણુ ઉઘાડી જોતાં અંદર કીનખાબનું કપડું પાથરેલું દેખાયું. તેની નીચે શું છે તે જોવાને માટે તે ખસેડતાં આંખને છક કરી નાંખે એવા હીરા મોતી વગેરે કીમતી ચીજો દેખાઈ. આ બધું કયાંથી આવ્યું તે પહેલાં તો તે પામી ન

શકી, પણ પાછળથી તેને યાદ આવ્યું કે, સુંદરમતી આ કિલ્લામાં આવી છે તેથી આ બધો તેનો ખજાનો હોવો જોઇએ.

પછી તે સ્ત્રીએ તે પેટી પાછી સરખી કીધી, અને ત્યાંથી પાછાં ફર્યાં. પોતાના છુપા ઓરડામાં જવા માટે તેમને ઉપરની બાજુએ જવું જોઇએ તેથી તેઓ ચક્કરોવાળા ઓરડામાં આવી પહોંચ્યાં. ત્યાં આવતાં તેમને કાને એક ઘંટનો અવાજ પડયો. આ ઘંટ શા માટે વગાડવામાં આવતો હતો તે તે તુરત પામી ગઈ. તેના મોઢામાંથી એક ધીમી ચીશ નીકળી ગઇ.



## પ્રકરણ ૮૪ મું.



## મધરાતની મુલાકાત.

હવે આપણે ઠકરાણી વીજકુંવરના ઓરડા તરફ પાછા ફરીએ.

ઠાકોર વિજયસિંહ પોતાના પ્રેમની મૂર્તિના ઓરડામાં ગુપચુપ દાખલ થયો તે વખતે પોતાની ઉપર કેવું ભય આવી પડનાર છે તેથી તે તદ્દન અજાણ્યો હતો. પોતાને કોઇએ પણ જોયો નથી એમ તે મનમાં સમજતો હતો, પણ ગુરૂસ્વામી તો તેને જોવા માટેજ ખાસ ત્યાં સંતાઈ રહ્યો હતો તેની તેને ખબર ન હતી.

ઠકરાણીએ તેના આવવા માટે તો ખાસ કરીને અંદરથી દરવાજો બંધ કર્યો ન હતો. તે અંદર દાખલ થયો. દરવાજો મજબુત બંધ કર્યો, અને વીજકુંવરના બીછાના આગળ ગયો પણ ઠકરાણી ત્યાં ભર ઉંઘમાં પડી હતી. તેણે તેણે ત્યાંથી પાછા ફરવા વિચાર કર્યો, પણ એટલામાં તેને વિચાર આવ્યો કે, ઈસારતથી જે વાત સમજાવી હતી તે ઘણી અગત્યની હોવી જોઇએ. જો અગત્યની ન હોય તો આમ તે દરવાજો પણ ઉઘાડો ન રાખે. વળી તેના ઓચીંતા તે કિલ્લામાં આવવાનું કારણ પણ તેને તો બીજુંજ જણાયું. જો તે પોતાનો મેહેલ મૂકી નાશી જાય તો બીજા કોઈને આશરે ન જતાં અહીંજ કેમ આવે. આવો પણ તેને વિચાર થયો. તેણે આખરે તેને જગાડવાનો ઠરાવ કર્યો. તેના ખભા ઉપર ધીમેથી હાથ મૂકી તેને જગાડી. તે તુરત ચોંકી ઉઠી આસપાસ જોવા લાગી. વિજયસિંહને જોતાંજ તેના મનની બીક નીકળી ગઈ. તેને વળગી પડીને બોલી-"સારૂં થયું કે, તમે મને આ પ્રમાણે જગાડી!"

ઠાકોરે પૂછયું-"એટલું બધું શું છે?"

ઠકરાણી બોલી-"મને જગાડી મારી ઉપર તમે મોટો ઉપકાર કર્યો છે. હું એક ભયંકર સ્વપ્ન જોતી હતી અને તેમાંથી તમે મને જગાડી એ

ઠીકજ કર્યું."

વિજયસિંહે પૂછ્યું–"તમે એવું તે કેવું ભયંકર સ્વપ્ન જોતાં હતાં?"

માથાથી પગ સુધી ધ્રુજતી, ધડકતી છાતીએ ઠકરાણી બોલી–"મહાકાળીના ભોગ વિષેનું!"

જરા ગભરાઈ જઈને વિજયસિંહ બોલ્યો–"આ બાબત તમે વિચાર ન કરો."

ઠકરાણી બોલી–"હું એ સ્વપ્ન વિષે હવે વધારે વિચાર કરતી નથી, પણ તમે મને આવીને જગાડી તેથી ઈશ્વરનો તો હું આભાર માનું છું."

ઉપરથી જરા શાંત દેખાવ ધારણ કરીને વિજયસિંહ બોલ્યો–"ઘણી વખત સ્વપ્ન અગમચેતી આપે છે. મંડળના આપણે અગ્રેસર છીએ અને આપણે કાંઈ એવું કામ કર્યું નથી કે, જેથી આપણે શિક્ષા ખમવી પડે! પણ એ વાત જવા દો. તમે રાયપુરથી નાશીને અત્રે શા માટે આવ્યાં છો તે કહો? તમે કોઈ બીજી બાબતસર આવ્યાં છો?"

તદન ધીમે અવાજે તે બોલી–"મારા વહાલા ઠાકોર સાહેબ, અહીં આવવામાં મારી મતલબ તદન જુદીજ છે."

તેના શબ્દોથી શકમંદ થઈ ગભરાઈ જઈને ઠાકોરે પૂછ્યું–"તમે શું કહો છો? બોલો–બોલો હું સમજી શકતો નથી!"

ઠકરાણી બોલી–"તમે ઉશ્કેરાઇ શા માટે જાઓ છો? તમારૂં મન ઉદાશ શા માટે છે? હા, હું સમજી ગઇ! તમને મૂકીને વસંતસેનને સેનાપતિ નીમવામાં આવ્યા તેથી તમે દલગીર છો. આ કાંઈ જેવી તેવી વાત નથી."

વિજયસિંહ બોલ્યો–"હા, તેમ છે ખરૂં, પણ મારા તે હરીફને માટે તમે અભિવંદન આપ્યું એ જોઈ મને આશ્ચર્ય થાય છે."

વીજકુંવર બોલી–"આપણા મનમાં જ્યારે ઠગાઈ કરવા વિચાર હોય ત્યારે સામો માણસ ભોળવાઇ જાય એવું કરવું જોઇએ."

ઠાકોર બોલી ઉઠ્યો–"ઠગાઈ! આ શું હું ખરૂં સાંભળું છું કે મારા કાન મને ઠગે છે?"

વીજકુંવર બોલી–"તમે ઠગાતા નથી. તમારા આ હરીફ ઉપર વેર લેવાને તમને હવે તક છે. તે સાથે તમારા આગલા શત્રુ ગુરૂસ્વામી ઉપર પણ વેર લેવાશે."

ઠાકોર બોલ્યો–"મને જલદી કહી દો! તમે ખરૂં બોલો છો એમ જણાય છે! તમારો ચહેરો ગંભીર છે! આ પહેલીજ વાર મારૂં આખું શરીર ધાસ્તીથી ધ્રુજે છે! પણ મારા હરીફ વસંતસેન ઉપર તો હું વેર લઈશ. તેની

ઉપર વેર લેવાનો રસ્તો મને બતાવો."

વીજકુંવર બોલી–"હું તમને મારી મતલબ થોડા બોલોમાં સમજાવીશ. મેં સરદાર બહાદૂર પ્રતાપસિંહ સાથે સલાહ કીધી છે અને–"

વિજયસિંહ બોલી ઉઠયો–"સરદાર પ્રતાપસિંહ સાથે સલાહ! શું આમ બની શકે? તમે સાવધ તો છો કે નહિ? તમે સ્વપ્ન તો નથી જોતાં?"

ગંભીર અવાજે ઠકરાણી બોલી–"હું સાવધ છું તેમ સ્વપ્ન પણ નથી જોતી. મારૂં સાંભળ્યા પછી તમે જાણુશો કે મેં જે પગલું ભર્યું છે તે વાજબી છે કે નહિ!"

આતુરતાથી તે રાજવંશી બોલ્યો–"તમે કેવું પગલું ભર્યું છે?"

ઠકરાણી બોલી–"તે હું તમને પૂર્ણ રીતે સમજાવીશ. કેટલાક બનાવોથી મારી ખાત્રી થઈ છે કે, પ્રતાપસિંહ આપણા કરતાં વધારે બળવાન છે. આપણે ગમે એટલું જોર એકઠું કરીશું તો પણ તેને પહોંચવાનાં નથી. થોડા દિવસ ઉપર તેણે પોતાના લશ્કરની કવાયદ લીધી તે ઉપરથી મારી ખાત્રી થઈ છે કે, તેની તરફ દેશનો મોટો ભાગ થશે. બધી ખાત્રી કર્યા પછી મને એમ લાગ્યું કે, મારા પોતાના તેમજ તમારા બચાવમાં પગલું ભરવાનો હાલ વખત હતો. હું તે સરદાર બહાદૂરને રાયપુરના કિલ્લામાં મળવા ગઈ. અમારી વાત લગભગ એક કલાક સુધી ચાલી. આખરે અમે સમજુતી કીધી."

ઠાકોરે પૂછયું–"તમે શી સમજુતી કીધી?"

વીજકુંવરે કહ્યું–"તે હું તમને કહીશ પ્રતાપસિંહે મારી સાથે સલાહ કરીને મને જામીનગીરી લખી આપી છે કે, મારા કિલ્લા અથવા મહેલમાં તેણે પોતાનું લશ્કર ન રાખવું–મારી મીલકત તેણે ખાલસા ન કરવી–અને ભૂત કાળના મારા અપરાધની મને ક્ષમા આપવી. એજ સરતો એક ઠાકોર સાથે પણ થયલી સમજવી, અને તે ઠાકોરનું નામ મેં પાછળથી આપવા કબૂલ કર્યું છે."

ધીમે સ્વરે વિજયસિંહ બોલ્યો–"તે ઠાકોર હું પોતેજ છું?"

ઠકરાણીએ ઉત્તર દીધો–"હા. પણ આ વિષે તમારો શો વિચાર છે?"

ઠાકોર બોલ્યો–"જો તે સરદાર જીતે તો તમારી સરતો ઘણી ફાયદાકારક થઇ પડે પણ જો આપણી આ ઠગાઈ ખુલ્લી થશે તો મોત સિવાય બીજો છુટકો નથી."

ઠકરાણી બોલી–"પણ મેં આ સલાહ કીધી છે તેના બદલામાં તે વિજયી થાય એવી કબૂલાતે કીધી છે. રાજકુમારી સુંદરમતી અને તેના ખજાનાને તે સરદારના હાથમાં સોંપવાની મેં કબૂલાત આપી છે."

ઠાકોર તેની બાજુમાંથી ઉભો થતાં બોલ્યો–"અરે! આ તો અતિ ભયંકર છે!"

ઠકરાણી બોલી–"જો પ્રતાપસિંહ જીતશે તો આપણા શા હાલ થશે તે વિષે વિચાર કર્યો? મારી તો ખાત્રીજ છે કે તે જીતશે. તે વખતે આપણા શા હાલ થશે? દેશ છોડીને નાશી જવા સિવાય આપણો છુટકો છે? આપણે તદ્દન નાશ પામીશું. પરદેશમાં આપણને ગરીબાઈમાં રહેવું પડશે."

વિજયસિંહ બોલ્યો–"હા, હા, હું સમજ્યો! મારે પણ તેમજ કરવું જોઇએ. તેમ વળી—"

વીજકુંવરે પૂછયું–"તમારે વેર લેવું નથી?"

પોતાના પ્રેમની મૂર્તિ તરફ જોતો તે બોલ્યો–"વેર! હા, વેર–વેર! પણ તમે વળી પાછી એ વાત શા માટે કાઢી? આડકતરી રીતે વસંતસેને મારૂં અપમાન કર્યું છે. તેનું વેર હું લઇશ. હા, ઠગાઈ કરવામાં હું તમારો મદદગાર થઈશ–તમને મદદ આપીશ. પણ જ્યારે તમે આ દગો કરવા માટે વિચાર કરતાં હતાં ત્યારે મહાકાળી વિષેનું સ્વપ્ન તમને કેમ આવ્યું? એ તો ઠીક, પણ હવે તમે શી યુક્તિ કરવા વિચાર કર્યો છે?"

આમ કહીને તે ફરીથી ઠકરાણીની બાજુમાં બેઠો.

ઠકરાણી બોલી–"મેં કરવા ધારેલી યુક્તિ સહેલી છે. સુંદરમતીની દાસીઓ મારે વશ છે. જેવી હું તેમને સૂચના કરીશ તેવી રીતે તેઓ ચાલશે. તેઓ તેને મળવા નાશી જવા માટે સમજાવશે. માળવા દેશમાં જવાને તે અતિ આતુર છે. તેમની મદદથી તે કિલ્લામાંથી બહાર પડશે. ત્યાં મારા મદદગારો તેને માળવા લઇ જવાને બદલે રાયપુર લઈ જશે અને ત્યાં પ્રતાપસિંહના હાથમાં તેને સોંપશે."

ઠાકોર બોલ્યો–"તમારી આ યુક્તિ તો સરસ છે, પણ ખજાના વિષે કેમ કરશો?"

ઠકરાણી બોલી–"તે વિષે પણ મેં વિચાર કર્યો છે. એ ખજાનો જ્યારે મારા મહેલમાં હતો અને ત્યાંથી પેટીમાં ભરી અહીં લાવવા નીકળ્યા ત્યારે એવી ગોઠવણ કરવામાં આવી હતી કે, તેને કાળા કિલ્લાના ભોંયરામાં મૂકવો."

ઠાકોર બોલ્યો–"તેમજ કરવામાં આવ્યું છે. આ કિલ્લાના સૌથી નીચેના ભાગમાં પેટી મૂકવામાં આવી છે."

ઠકરાણીએ કહ્યું–"ત્યારે તો એ પેટી રાયપુર લઈ જવામાં વધારે સહેલાઈ થશે. અહીં જેટલા મહાકાળીના ભકતો છે તેમાંના સેંકડે નેવું ટકા મારા મળતીઆઓ છે. મારે માટે જીવ આપવા તૈયાર થાય એવા છે. તેઓ મારી

આજ્ઞા પ્રમાણે ચાલવાને ના પાડનાર નથી."

ઠાકોરે કહ્યું–"હા, એ પણ ખરી વાત. પણ તેમ કર્યા પછી કદાચ પ્રતાપસિંહ ફરી જાય તો ?"

ઠકરાણી બોલી–"તે એવો માણસ નથી. તે છતાંએ મેં તેની પાસેથી જામીનગીરી લખાવી લીધી છે અને તેની ઉપર તેણે પોતાની સહી કીધી છે."

આતુરતાથી ઠાકોરે કહ્યું–"મને તે દસ્તાવેજ બતાવો."

ઠકરાણી બોલી–"મારી ચોળીમાં એક છુપું ગજવું છે તેમાં એ દસ્તાવેજ મેં સંતાડી રાખ્યો છે, તે તમે લ્યો."

ઠાકોર વિજયસિંહે તે ચોળી લઇ તેનાં બધાં ગજવાં તપાસી જોયાં પણ તે દસ્તાવેજ તેના જોવામાં ન આવ્યો.

તે ચોળી હાથમાં લઈ ઠકરાણી વીજકુંવર તરફ આવતાં ઠાકોર બોલ્યો– "મને તો તે દસ્તાવેજ જડતો નથી."

વીજકુંવર તેના હાથમાંથી ચોળી આંચકી લેતાં બોલી–"જડતો નથી ! લાવો જોઉં !" પણ આમ બોલતી વખતે તેનો ચહેરો ફીકકો પડી ગયો હતો. તે ધાસ્તીથી ધ્રુજતી હતી. તે બરાબર શોધ કર્યા પછી બોલી–"અરે ઇશ્વર ! તે ખોવાઇ ગયો ! મારૂં શું થશે !"

ઠાકોર વિજયસિંહ પણ આ વખતે તદન પૂતળા જેવો થઇને ઉભો હતો. તેના અંગ ઉપર પરસેવો ફૂટી નીકળ્યો હતો.

આ પ્રમાણે થોડીવાર રહ્યા પછી બેઉ એક બીજાને વળગી પડયાં. ઠકરાણી રડતી હતી. ઠાકોરની છાતી ભયથી ધ્રુજતી હતી. લડાઈમાં શત્રુની તરવારની દરકાર ન કરનાર માણસ આ વખત તદન હીચકારા જેવો બની ગયો હતો. આખરે ઠકરાણી બોલી–"હવે મારૂં શું થશે ? મારો નાશ નિશ્ચય છે ! અરે ઈશ્વર ! કયાંથી મને આ ઠગાઇ–દગો–કરવા વિચાર આવ્યો !"

ઠાકોરે કહ્યું–"મારા પણ તેવાજ હાલ થશે ! મને પણ તમારા મદદગાર દાખલજ ગણવામાં આવશે."

ઠકરાણી ચીશ પાડી ઉઠી–"નહિ, નહિ, તમે તો નિર્દોષ છો."

ઠાકોર વિજયસિંહ બોલ્યો–"એવી ખોટી આશા મને ન આપો. તમે કહો છો કે, એ જામીનગીરીમાં એક ઠાકોર વિષે પણ તમે લખાવી લીધું છે. તેનું નામ તમે હાલ આપ્યું નથી પણ શું આ કલમ મને લાગુ પડનાર નથી ? એ મને નુકશાન કર્તા નહિ થઈ પડે ? તમને હું વહાલો છું. આપણે હમેશ ઘણાં ખરાં સાથેજ રહીએ છીએ, તેથી હું પણ નક્કીજ થઈશ. વળી હું અહીં આવ્યો તે કોઇના જોવામાં નહિ આવ્યું હોય ? જો એ દસ્તાવેજ આપણા

શત્રુઓના હાથમાં-જેઓ શિક્ષા કરવાની સત્તા ધરાવે છે તેમના હાથમાં ગયો હશે તો ? "

તે કંગાલ સ્ત્રી ઉશ્કેરાઇને બોલી-" અરે ! મેં કેવી મૂર્ખાઇ કીધી ! પણ હાલ કેટલો વખત થયો હશે ? "

ઠાકોરે કહ્યું-" મધરાતની બે કલાક પહેલાં હું તમારા ઓરડામાં આવ્યો હતો. હાલ થોડીવાર થઇ મધરાતનો ઘંટ વાગી ગયો. "

ઠકરાણી બોલી-" ત્યારે મને આ ઓરડામાં આવે ત્રણ કલાક થઈ ગયા; પણ રસ્તામાં આવતાં મેં એ દસ્તાવેજ માટે ખાત્રી કીધી હતી અને તે વખતે તે મારા ગજવામાં હતો એવી મારી ખાત્રી છે. "

મનમાં થોડી આશા ઉત્પન્ન કરીને વિજયસિંહ બોલ્યો-" રસ્તામાં કોઇક ઠેકાણે પડી ગયો હશે અને હાલ પણ ત્યાંજ પડેલો [illegible]

વીજકુંવરને પણ થોડી આશા ઉત્પન્ન થઈ. તે બોલી-" ઈશ્વ[illegible] તેમ હોય ! "

પણ આ વખતે તો ઠાકોર વિજયસિંહ દરવાજા આગળ હતો. તેનો વિચાર આ મોત જીવતના દસ્તાવેજની શોધ કરવા મ[illegible] તેણે દરવાજો ઉઘાડીને ખેંચ્યો; પણ તે બહારથી મજબૂત બંધ કર[illegible]

ઠકરાણી આગળ પાછો ફરતાં વિજયસિંહ બોલ્યો-" અરે ! આપણો નાશ નિશ્ચય છે ! "

ઠકરાણી ચીશ પાડીને બોલી-" હવે આપણે નાશી જઇએ. બીજો ઈલાજ નથી ! "

વિજયસિંહ બારી તરફ ચાલ્યો પણ ત્યાં તો ઊંડી ખાહી હતી. એ રસ્તે નાશી જવાય એ પણ અશકય હતું.

ઠાકોર બોલ્યો-" આપણો નાશ નિશ્ચય છે ! મોત-મોત-મોત સિવાય બીજો છુટકો નથી ! અરે ઈશ્વર ! તે પણ કેવું મોત ! "

આમ બોલી પોતાના મોંઢા ઉપર હાથ ઢાંકીને તે ગુપચૂપ બેઠો, પણ તેને વધારે વાર તેવી રીતે બેસી રહેવાનું ન હતું. થોડી પળમાં દરવાજા ઉઘડી ગયા.

વિજયસિંહ તુરત ઉઠીને ઉભો થયો અને પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી. જીવ આપવો કે લેવો એવો તેણે ઠરાવ કર્યો. સામી બાજુએ છ બળવાન માણસો હતા. તેઓ મોત જીવતની દરકાર કર્યા વગર એકદમ તે ઠાકોર ઉપર ધસી આવ્યા અને તેના હાથમાંથી તરવાર આંચકી લઇ, તેને કેદી બનાવ્યો. આ બધું એક પળમાં બન્યું. બીજી પળે તેના મોંઢામાં ડુચો મારી, તેના હાથ પાછલી બાજુએ મજબૂત બાંધી લીધા. જે મહાકાળીનો

પોતે સેવક હતો તેનાજ સેવકોએ તેને બાંધ્યો હતો.

તેમની પાછળ ત્રણ જલાદો ઓરડામાં આવ્યા હતા. તેમણે કાળો પોશાક પહેર્યો હતો. તેઓએ ઠકરાણી વીજકુંવરને પકડી અને તેના મોઢામાં ડુચો માર્યો અને ત્યાંથી ઉંચકીને તેને લઈ ચાલ્યા.

બહાર ચાલીમાં ગુરૂસ્વામી અને ઠાકોર વસંતસેન ઉભા હતા. વૃદ્ધ રંગારા હાથમાં દીવો લઈને ઉભો હતો

ગુરૂસ્વામીનો ચહેરો ક્રોધાતુર જણાતો હતો. વસંતસેન દલગીર હતો, તેમ રંગારાનો ચહેરો પણ તદન ફીકકો પડી ગયો હતો.

સૌની આગળ રસ્તો દેખાડતો રંગારા ચાલ્યો. એક છુપો દરવાજો ઉઘાડી બધા નીચે ઉતર્યા.

વીજકુંવરે જલાદોના હાથમાંથી છુટવાની ઘણી ઘણી કોશેશ કીધી, પણ તેમણે તેને છોડી નહિ. આખરે તેઓ મહાકાળીની મૂર્તિના સામેના ઓરડામાં આવી પહોંચ્યાં. ત્યાં ઠકરાણીને ઇશ્વરની સ્તુતિ કરવા કહ્યું.

ઠકરાણી તદન ભાન વગરની થઈ પડી હતી, તે છતાં તે હુકમને તાબે થઈ. તે હાથ જોડીને ઇશ્વર–સ્તુતિ કરવા લાગી. ગુરૂસ્વામી મોટે સાદે શાસ્ત્રના શ્લોકો બોલવા લાગ્યો.

થોડીવાર પછી ગુરૂસ્વામીએ ઈસારત કરવાથી જલાદોએ ઠકરાણીને પાછી ઉભી કીધી અને મૂર્તિવાળા ઓરડામાં દાખલ થયા.

જીવતા કરતાં મુવેલાને ઠકરાણી વધારે મળતી આવતી હતી. તે મુદલ ચાલી શકતી ન હતી. જલાદો તેને ખેંચી જતા હતા. મૂર્તિ ઉપર નજર પડતાંજ તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું. તેજ વખતે તેના મોંઢામાંથી ડુચો નીકળી ગયો અને એક કારમી ચીશ તેણે પાડી. ધીમે ધીમે આખી મૂર્તિ તેને દેખાઈ. તે ખેંચતાણ કરવા લાગી પોતાની ઉપર દયા કરવા માટે તે જલાદોના કાલાવાલા કરવા લાગી.

આ વખતે જલાદોએ માથા ઉપરથી ફેંટા ઉતારી નાંખ્યા હતા તેથી તેમના ચહેરા ખુલ્લી રીતે જણાતા હતા. જલાદોના ચહેરા હમેશ ક્રૂર હોય છે એમ ઠકરાણી જાણતી હતી, પણ આ જલાદોના નમ્ર અને સુંદર ચહેરા જોઈ તેમને દયા આવશે એ આશાએ ઠકરાણીએ વધારે કાલાવાલા કરવા માંડયા.

તે જેમ જેમ તે જલાદોના ચહેરા તરફ જોતી ગઈ તેમ તેમ તેને એમ લાગ્યું કે, તેમને તેણે કયાંક દીઠા હતા. આખરે તેમને તેણે ઓળખી કાઢયા. ઘણાં વરસ થયાં દુઃખથી તેમના ચહેરા ફરી ગયા હતા છતાં તેઓ મુકુંદ ભાઇઓ છે એવી ઠકરાણીની ખાત્રી થઈ.

તેમના કાલાવાલા કરવા એ ફોકટ છે એમ ઠકરાણીને લાગ્યું. તેઓ તેની તરફ દયા નહિ દેખાડે એવી તેની ખાત્રી હતી.

---

## પ્રકરણ ૮૫ મું.

### મહાકાળીના ભોગ.

જે મહાકાળીની તે જન્મથી ભક્ત હતી, જેની સેવામાં તે હમેશ તત્પર રહેતી હતી, જેના ભયંકરપણા વિષે તેણે ઘણું સાંભળ્યું હતું, તે મહાકાળીની મૂર્તિ આગળ તે આજ ઉભી હતી.

જે મહાકાળીની મૂર્તિ બહારથી આવી સુંદર દેખાતી હતી તેજ શિક્ષા કરવામાં-ભોગ લેવામાં સૌથી ભયંકર હતી.

નર્કની બધી વેદના એક સાથે લઈએ તેના કરતાં આ મૂર્તિને અપાતા ભોગની વેદના વધારે હતી. તે વેદનામાંથી છુટવા માટે તે ખેંચતાણ કરવા લાગી. આ વખતે તેને એટલું તો જોર આવ્યું કે, પેલા જલાદોને તે થોડા પાછળ હઠાવી ગઈ. આ વખતે તેની નજર રેંગારા ઉપર પડી. પોતાના બચાવ માટે તેના તે કાલાવાલા કરવા લાગી.

રેંગારા તદન ફીકકો પડી ગયો હતો. તેનું આખું શરીર ધ્રુજતું હતું. તે ઠકરાણીને કાંઈ કહેવા જતો હતો એટલામાં તેની નજર સામેના ઓરડામાં ઠાકોર વિજયસિંહ અને તેની પાસે ઉભેલા ક્રુર દેખાવના ગુરૂસ્વામી ઉપર પડી તેથી તેના મોઢામાં આવેલા શબ્દો બહાર પડી ન શકયા અને તે મુંગો રહી ગયો.

એટલામાં ઘંટનો અવાજ તેમને સંભળાવા લાગ્યો. આ અવાજ જાણે પૃથ્વીના ભીતરમાંથી આવતો હોય એવું જણાતું હતું. તેના અવાજથી તે ઓરડામાં પડઘો પડી રહ્યો.

થોડીવાર પછી એક જલાદ બોલ્યો—"બાઈ, બીજી બે વખત એ ઘંટ વાગશે. છેલ્લે ઘંટે તમારો ભોગ અપાશે."

ઘંટના અવાજથી તે કંગાલ સ્ત્રીના મન ઉપર ઘણી સખત અસર થઈ હતી. તેની જીભ ખેંચાઈ ગઇ હોય એમ તેને લાગતું હતું. જ્યારે પેલો જલાદ નમ્ર સાદે ઉપર પ્રમાણે બોલ્યો ત્યારે તેનામાં થોડી શુદ્ધિ આવેલી જણાઈ. તેના મનમાં થોડી આશા ઉત્પન્ન થઇ. તે બોલી—"અરે! મને બચાવો—બચાવો! હું મરવાને તૈયાર નથી! હજી હું જુવાન છું!"

જે જલાદ પહેલાં બોલ્યો હતો તે બોલ્યો—"તેમ અમારાથી બની શકનાર નથી! જો અમે અમારી ફરજ ન બજાવીએ તો અમારે પોતાને મરવા

વખત આવે! વળી જે દુ:ખ અમે તમારે હાથે ખમ્યું છે તેનો અમે આ વખત બદલો લઇએ છીએ એમ તમે ન સમજશો ?"

બીજો જલાદ બોલ્યો–" નહિ, નહિ, એમ કરવાથી અમે ઇશ્વરના અપરાધી થઇએ. અમે તને આ વખત ક્ષમા કરીએ છીએ!"

ત્રીજો ભાઈ બોલ્યો–" મનુષ્ય જાત તરફ તેં જે ક્રુરતા બતાવી છે–તેમને તેં હમેશને માટે આ દુનિયાથી બાતલ કર્યા છે. તે માટે અમે તો અમારા ખરા અંત:કરણથી તને ક્ષમા કરીએ છીએ."

આ વખતે પેલો ભયંકર ઘંટ–મોતની ચેતવણી આપનાર ઘંટ બીજી વખત વાગ્યો, અને તેનો પડઘો આખા ઓરડામાં પડી રહ્યો.

ઠકરાણી ભોંય ઉપર બેસી જઇને બોલી–" અરે ઇશ્વર! મારૂં રક્ષણ કર મારી ઉપર દયા કર!"

થોડી પળ સુધી બધું શાંત રહ્યું. સામેના ઓરડામાં વિજયસિંહ ઠાકોર ધુંટણીએ પડી હાથ જોડી ઈશ્વર સ્તુતિ કરતો હતો. ઠાકોર વસંતસેન કરડી નજરથી તેની તરફ જોતો હતો. તે રાતના મહાકાળીના આ બીજા ભોગની પાછળ કેટલાક હથિયારબંધ સેવકો ઉભા હતા. ઓરડાના ઉંબર ઉપર ક્રૂર ગુરૂસ્વામી ઉભો હતો. પોતે કાંઈ વેર લેતો હોય એવી રીતે તે તેની તરફ જોતો હતો.

ફરીથી ઘંટ વાગવા લાગ્યો. આ ઘંટ છેલ્લી વાર વાગતો હતો. ભોગ આપવાનો આ ઘંટ હતો. વીજકુંવર પોતાની છાતી ઉપર માથું નમાવી ચુપચુપ બેઠી હતી તે શુદ્ધિમાં હતી કે બેશુદ્ધ તે જણાતું ન હતું.

ત્રીજા ઘંટનો અવાજ સાંભળતાંજ તે ચોંકી ઉઠી. તે ઉભી થઈ. તેની ચાલવાની બધી શક્તિ નીકળી ગઈ હતી. તેણે બોલવા કોશેશ કરવા માંડી, પણ તેના મોઢામાંથી શબ્દો નીકળી ન શકયા. ધીમે ધીમે તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. બધી ચીજો ઝાંખી પડવા લાગી અને તે બેશુદ્ધ થઇ ગઈ.

ઉંબર ઉપર ઉભેલા ગુરૂસ્વામીએ તે જોઇને કહ્યું–" એને સાવધ કરો! મહાકાળીને બેશુદ્ધનો ભોગ અપાય નહિ! ભોગની વેદના બેશુદ્ધિમાં પૂરી જણાય નહિ!"

તેની આજ્ઞા મુજબ એક ભાઇએ તેના મોઢામાં કંઈ દવા નાંખી. તેની અસર તેની ઉપર તુરત થઈ. તે સાવધ થઇ. થોડી પળ તે શુદ્ધિમાં રહી પણ મહાકાળી ઉપર નજર પડતાં તેણે ફરીથી કારમી ચીશ પાડી. તે ચીશની દરકાર કર્યા વગર જલ્લાદો તેને મૂર્તિની પાસે લઈ ગયા અને તેના ભોગને માટે તૈયાર થવા તેને કહ્યું.

માણુસ જાતના લોહીને ઉકળાવે એવો દેખાવ હવે શરૂ થવા લાગ્યો. તે મૂર્તિ હાલવા લાગી. તેના હાથ લાંબા થયા. તેનું આગલું પેટાખાનું બધું ઉઘડી ગયું !

અરે ઈશ્વર ! તે ઉઘડેલા ભાગમાં વીજકુંવરને કેવો દેખાવ નજરે પડયો ! સૌથી ભયંકર દેખાવ ત્યાંજ હતો.

તેમાંથી બે લાંબા સોયા સૌની આગળ નીકળી આવેલા જણાયા. એ સોયામાં એવી યુક્તિ કરવામાં આવી હતી કે, જે ભોગને અંદર નાંખવામાં આવે અને મૂર્તિનું પેટાખાનું પાછું બંધ થાય તે વખતે તે બે સોયા તે ભોગની આંખોમાં પેસી જતા. એથી પ્રથમજ તેની આંખો ફૂટી જતી. પછી મૂર્તિના અંદરના આખા ભાગમાં અણીદાર છરીઓ હતી, તે ભોગના શરીરમાં પેસી જતી અને સંચાની મદદથી વારંવાર તે શરીરની અંદર પેસતી અને બહાર નીકળતી.

પેલો ગુપ્ત ઘંટ ત્રીજી વખત વાગી રહ્યા પછી થોડીવાર બધું શાંત થઈ રહ્યું. પછી એકદમ મોટે સાદે તેનો ફરીથી અવાજ સંભળાવા લાગ્યો.

તેજ વખતે તે રડતી, ચીશો પાડતી, કાલાવાલા કરતી ઠકરાણી વીજ-કુંવરને પેલા ત્રણે મુકુંદ ભાઈઓએ મૂર્તિની અંદર ધકેલી પાડી અને તેજ પળે મૂર્તિનું પેટાખાનું પાછું બંધ થઈ ગયું. રડતી, ચીશો પાડતી, ઠકરાણી તે ગંજાવર મૂર્તિના પેટમાં કેદ થઈ પડી.

* * * * *

જે વખતે ઘંટનો પહેલો અવાજ આવ્યો તે વખતે સફેદ સ્ત્રી અને માનસિંહ તથા બળભદ્ર નીચેના ચક્કરોવાળા ઓરડામાં હતાં તે વાંચનારને યાદ હશે.

જે વખતે ઘંટનો અવાજ સંભળાયો તેજ વખતે તે સ્ત્રીએ ભયની એક ચીશ પાડી. તે બેશુદ્ધ થવા લાગી, પણ બળભદ્રે સમયસૂચકતા રાખી તેના હાથમાંનો દીવો લઈ લીધો અને માનસિંહે તેને પડી જતી બચાવી લીધી.

તે સ્ત્રીનું આખું શરીર ધ્રુજતું હતું. તેના ચહેરા ઉપર ભયની છાપ પડેલી જણાઈ. તેણે કાંઈ બોલવા માગ્યું પણ તે બોલી ન શકી. તે ઘંટના અવાજથી તે સ્ત્રીની ઉપર આવી અસર કેમ થઈ તે માનસિંહ અને બળભદ્ર સમજી ન શકયા. તેઓ એક બીજાની તરફ આશ્ચર્ય પામીને જોવા લાગ્યા.

ફરીથી તે ઘંટ વાગ્યો અને તેના અવાજનો પડઘો આખા ભોંયરામાં પડતો હોય એમ જણાયું. એ ઘંટ શા માટે વાગતો હતો તે તેઓ હવેજ સમજ્યા.

બીજી વખત ઘંટનો અવાજ આવતાંજ તે સ્ત્રી શુદ્ધિમાં આવી. તે ત્યાંથી

નાશી જવા માગતી હોય એવી રીતે બોલી—" ચાલો, ચાલો, આપણે અહીંથી નીચેના ભાગમાં જતાં રહીએ ! "

આમ બોલતાં તેણે તેમના હાથમાંથી દીવો લઈ લીધો અને દાદર તરફ ચાલી; પણ પેલા જુવાનો તો ત્યાંજ ઉભા રહ્યા. તેઓ દીંગમુઢ જેવા બની રહ્યા હતા. તેમની બોલવા ચાલવાની તથા હાલવાની શક્તિ નીકળી ગઈ હોય એમ જણાયું હતું.

તેઓએ તેને સાંભળી નહિ—તેઓ ત્યાંથી ખસ્યા નહિ. તેમની બધી ઇંદ્રીઓ મંદ થયલી જણાઈ. પૂતળા જેવા તેઓ ત્યાંજ ઉભા રહ્યા.

તે સ્ત્રીએ તેમને ત્યાંથી નીકળી જવા માટે ઘણું ઘણું કહ્યું, પણ બધું વૃથા. તેઓ ત્યાંથી ન ખસ્યા. આ વખતે ત્રીજી વખત ઘંટ વાગ્યો. ભીંતને અઠીંગીને તે સ્ત્રી ઉભી રહી. તેનો બીજો ઉપાય ન રહ્યો. હવે તો ઉપરની બાજુથી ઠકરાણી વીજકુંવરની ચીસો બરોબર સંભળાવા લાગી. તે રાતને માટે કોઈ ભોગ છે એવી તેમની ખાત્રી થઇ અને તે ભોગ પણ વળી કોઈ સ્ત્રીનો જણાયો !

હવે ઘંટ એકદમ વાગવા લાગ્યો ને તે સ્ત્રીની ચીસો વધારે ખુલ્લી રીતે સંભળાવા લાગી. તે મૂર્તિની અંદર હતી. તેની આંખો ફુટી ગઇ હતી. તેના શરીરમાં હજારો છરીઓ પેસી જતી અને પાછી નીકળતી હતી, તે છતાં તે કમનસીબ સ્ત્રી જીવતી હતી.

થોડીવાર પછી ચક્કરો ઉપરનો દરવાજો સંચાની મદદથી ઉઘડી ગયો. તે સાથે મૂર્તિ પણ પાછી ઉઘડી અને લોહીલુવાણ પણ હજી જીવતી ઠકરાણી વીજકુંવર તે ચક્કરો ઉપર પડી.

તે ચીસો પાડતી હતી, કલ્પાંત કરતી હતી, તેના શરીરમાંથી લોહી વહેતું હતું, તેને હજારો જખમો લાગ્યા હતા અને આંખે આંધળી થયલી હતી.

જેવી તે ચક્કરો ઉપર પડી કે, તેના વજનથી ચક્કરો ફરવા લાગ્યાં. તેની સાથે તેના શરીરના કટકા થવા લાગ્યા અને તેના મોઢામાંથી વધારે ચીસો નીકળવા લાગી છતાં તે ચક્કરો અટકયાં નહિ ! તેઓએ પોતાનું ભયંકર કામ કરવું ચાલુ રાખ્યું. આ પહેલાં ચક્કરો ઉપરજ તેના દુઃખનો અંત આવ્યો. થોડીવારમાંજ તેના નાશવંત શરીરને છોડીને તેનો અમર આત્મા ઉડી ગયો.

હજી તે ચક્કરો તો ફરતાંજ હતાં. તેના શરીરના ત્યાં નાના નાના કટકા થઇને નીચેનાં ચક્કરો ઉપર પડતા હતા. ત્યાંથી વધારે બારીક થઇ છેક નીચેનાં ચક્કરો ઉપર પડતા હતા અને ત્યાંથી બારીક ભૂકો થઈ તેની નીચે વહેતા પાણીના ઝરામાં પડી નર્મદાના પાણીમાં ભળી જતા હતા.

આ પ્રમાણે તે મહાકાળીને ભોગ આપતા હતા. આ પ્રમાણે તેના શત્રુઓ શિક્ષા માનતા હતા!

હવેજ ઘંટ વાગવો બંધ થયો. લાકડાનો દરવાજો પાછો બંધ થયો. દોરડું પાછું ચક્કરો ઉપર વીંટળાવા માંડયું. બીજા ભોગની તૈયારી થવા માંડી!"

આ વખતે તે સ્ત્રી અને પેલા બે જુવાનોની કેવી હાલત હતી? જે ભયંકર દેખાવ તેમના જોવામાં આવ્યો હતો તેથી તેમને કેટલું દુઃખ ઉત્પન્ન થયું હતું તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. તેઓ જીવતા હોય ત્યાં સુધી તેમના મનમાંથી આ બનાવ કદી પણ ભૂલાય એમ ન હતું.

તે સફેદ સ્ત્રી ઘણાં વરસ થયાં તે ભોંયરામાં રહેતી હતી. તે વખતમાં ઘણા ભોગો અપાયા હતા, છતાં તે પોતે એક પણ ભોગ વખતે હાજર ન હતી. આ ભોગ વિષે કોઈ મોઢેથી વાત કરે તો પણ કંપારી છુટે તો તે નજરે જોતાં શા હાલ થાય?

આજ તેને ભોગજોગે તે ચીજ નજરે જોવી પડી હતી. જેનું વર્ણન સાંભળતાં તે દૂર નાસતી તે ચીજ તેણે નજરે જોઈ. તે વખતે તેના અંતઃકરણમાં થયલી પીડાનું વર્ણન થઇ ન શકે.

બળભદ્ર અને માનસિંહના પણ તેવાજ હાલ હતા. ચક્કરો ઉપર દોરડું પાછું વીંટળાવા માંડયું. બધો ભયંકર દેખાવ દેખાવો બંધ થયો છતાં તેમની નજર તેની તરફજ હતી. પોતે જાગે છે કે, સ્વપ્ન જુએ છે એ પણ તેઓ ન સમજ્યા.

અરે આ શું? જે વખતે તેમની આવી હાલત હતી ત્યારે ઘંટ બીજી વખત વાગવા લાગ્યો.

અરે ઇશ્વર! તે રાતના મહાકાળીને બીજો ભોગ અપાનાર હતો! તેને માટેની આ તૈયારી હતી!

હવે તે જુવાનો અને સફેદ સ્ત્રીથી ત્યાં ઉભા રહેવાય તેમ ન હતું! તેઓ આ બીજો કરૂણારસિક બનાવ જોઇ શકે એમ ન હતા! તે ઘંટના અવાજથી તેઓ પોતાની બેભાન જેવી હાલતમાંથી જાગી ઉઠયા અને ત્યાંથી નાશીને વધારે નીચેના ભાગમાં ગયા અને ત્યાં દીવો બુઝાવી નાંખીને સંતાઇ રહ્યા.

આ બીજી વખતનો ઘંટ ઠાકોર વિજયસિંહના ભોગને માટે વાગતો હતો. તેઓ તે ભયંકર દેખાવ જોવા તો ન પામ્યા પણ ઘંટનો અવાજ તો તેમને ખુલ્લી રીતે સંભળાતો હતો. કાળા કિલ્લાના જમણી બાજુના બધા ભાગમાં તે અવાજ સંભળાતો હતો.

ઠાકોર વિજયસિંહે એક હીંમતવાન માણસની પેઠે પોતાનો જીવ

આવ્યો. પોતાનું મોત નક્કી છે જાણી તેણે કોઈના કાલાવાલા ન કર્યા, તેમજ ચીસો પણ ન પાડી. આજ રાતના મહાકાળીને બે ભોગ અપાયા.

## પ્રકરણ ૮૬ મું.

### લગ્ન-ક્રિયા.

ઉપલો બનાવ બન્યાને બીજે દિને કાળા કિલ્લાને બહારથી તેમજ અંદરથી સારી રીતે શણગારવામાં આવ્યો હતો. તેમાં સારી રોશની કરવામાં આવી હતી. આજ રોજ બહારના ઘણા મેમાનો આવ્યા હતા. એક મંડપ બાંધીને તૈયાર કરવામાં આવ્યો હતો. તેને શણગારવામાં તો જરાએ બાકી રાખી ન હતી. તેની એક બાજુએ સ્ત્રીઓ અને બીજી બાજુએ પુરુષો માટે બેઠકો કરેલી હતી. મધ્ય ભાગે બે રાજસિંહાસન મૂકેલાં હતાં.

મોટા દરવાજા ઉપર લશ્કરી પોશાકવાળા ચોકીદારો ઉભા હતા. તેઓ દરેક ઠાકોર, સરદાર, અને અમીર ઉમરાવને નમીને સલામ કરતા હતા. સૌ સૌને ઠેકાણે ગોઠવાઈ રહ્યા પછી વાજીંત્ર વાગવાં શરૂ થયાં. થોડીવાર પછી આતશબાજી ફૂટવા માંડી. બધું થઈ રહ્યા પછી તે કિલ્લાનો ઠાકોર વસંતસેન દાખલ થયો. તેની પાછળ સુંદરમતી હતી. વસંતસેન દરવાજા આગળ આવતાંજ બોલ્યો—“ નામદાર મહારાણી ઘણું જીવો ! ” તેજ પળે બધા ઉઠી ઉભા થયા અને તેને નમીને સલામો કરવા લાગ્યા.

અરે ! પણ આ કેવી ઠગાઇ ! બહારથી તેને માન આપનાર લોકો તેની ઉપર અંદર માનેથી દબાણ રાખતા હતા ! બહારથી તેને મહારાણી તરીકે ગણનાર માણસોના હાથમાં તે એક ગુલામડી હતી !

આજ જેવા આનંદને દિવસે તે નામદારનો ચહેરો ઉદાશ હતો. વારંવાર તેના મોઢામાંથી ધીમા નિશ્વાસો નીકળી જતા હતા. તે ધ્રુજતે પણ ધીમે પગલે અંદર આવી હતી.

થોડા ઘણા માણસો સિવાય બીજા બધા તેને સદ્‌ગુણી કુમારિકા તરીકે જાણતા હતા. તે આજ કુમારી કન્યા તરીકે લગ્નમાં જોડાતી ન હતી. તેનું કુમારિકાપણું તો ભંગ થયું હતું. આ બાબતમાં તે ઠપકા પાત્ર ન હતી. તેના સદ્‌ગુણનો જોર જુલમથી નાશ કરવામાં આવ્યો હતો.

જે ચાર દાસીઓ રાયપુરથી તેની સાથે આવી હતી તે પણ હાલ ઉંચાં કપડાંમાં તેની સાથે હતી. તે સાથે બીજી બાર જણીઓ તેની સેવામાં હાજર હતી. તેઓ તેની સખી તરીકેનો દેખાવ બહારથી દેખાડતી પણ અંદરખાનેથી

તેના ચોકીદારનું કામ સારતી.

લગ્ન ક્રિયાની આ વખતે તૈયારી થતી હતી. ગુરૂસ્વામી તેમાં મુખ્ય હતો. બધાના નમનનો ઉત્તર આપતી પોતાને માટે તૈયાર કરેલી બેઠક ઉપર તે જઇને બેઠી. તેના દલગીર ચહેરા ઉપર ગુરૂસ્વામીની પ્રથમજ નજર પડી હતી તેથી તેને મળવાને બહાને પાસે જઈ તેણે બે શબ્દો કહ્યા. આ સાંભળતાં વાર સુંદરમતીનો ચહેરો ફેરવાઇ ગયો. તેણે તે વખતને માટે દલગીરી કાઢી નાંખી, આનંદ પ્રદર્શિત ચહેરો કર્યો.

તેની પાછળજ કુંવર જોરાવરસિંહ દાખલ થયો. તેણે ભપકાદાર પોશાક પહેર્યો હતો. તેની ઉંમર જો કે રાજકુમારીના જેટલીજ હતી તોપણ તેના શરીરનો બાંધો ઊંચો હતો તેથી મોટો દેખાતો હતો. પોતાનાં રાજકન્યા સાથે આજ લગ્ન થનાર છે જાણી તેનો આનંદ વધ્યો હતો. થોડા દિવસમાં રાજકન્યા સાથેના સહવાસથી તેની સુંદરતા ઉપર તે મોહી પડયો હતો. તે હસતો હસતો ત્યાં આવ્યો હતો. પોતાના ભવિષ્યના રાજા તરીકે ત્યાં એકઠા થયલાઓએ તેને માન આપ્યું.

હોમ હવન ચાલુ થઈ ચૂકયો હતો. રાજકન્યા અને જોરાવરસિંહને લાવીને સાથે બેસાડવામાં આવ્યાં હતાં. ગુરૂસ્વામી રાજકન્યાની પાછળ ઉભો હતો. થોડીવારમાં બેઉના હાથ મળવાના હતા. કુંવર જોરાવરસિંહ મનમાં આનંદ પામતો હતો કે, થોડીવાર પછી આ બધા દેશનો હું મહારાજા થઇશ. કાળા કિલ્લાનો ઠાકોર પોતાના મનમાં મોટી મોટી ઉમેદો બાંધતો હતો. તે વખતે એક ભયંકર બૂમ પડી. તે શું છે તે જોવા માટે બધાની આંખો તે અવાજ તરફ ફરી.

આ બૂમ જમીનના છેક ભીતરમાંથી આવતી હોય એવી જણાઇ. ભૂત થયલાની બૂમ જેવી તે બૂમ હતી. આ બૂમ સાંભળતાંજ કેટલાક નબળા પોચા માણુસો ધાસ્તીથી ધ્રુજવા લાગ્યા.

તેજ પળે ત્યાં પ્રકાશ પડવા લાગ્યો. રાતા રંગના પ્રકાશથી બધાના ચહેરા પણ રાતા જણાવા લાગ્યા. આ પ્રકાશ આખા મંડપમાં ફરી વળ્યો. બધા શું થાય છે તે આશ્ચર્ય પામીને જોવા લાગ્યા. તે પ્રકાશની વચ્ચે એક સ્ત્રીનો આકાર ઉભેલો દેખાયો.

તે સ્ત્રીનો ચહેરો ગુલાબી હતો છતાં તદન ફીકકો પડી ગયલો હતો. જીવતા માણુસ કરતાં મૂવેલાને તે વધારે મળતો હતો.

તેને જોઇ સ્ત્રીઓએ ચીસો પાડવા માંડી. પુરુષો પોત પોતાની તલવાર ઉપર હાથ નાંખવા લાગ્યા, પણ તલવાર ખેંચી કાઢવાની તેમની હીંમત ન ચાલી.

સુંદરમતી બેશુદ્ધ થઇ ગઈ. કુંવર જોરાવરસિંહ ભયથી તેની તરફ જોતો ઉભો રહ્યો. વસંતસેન પોતાની બેઠક ઉપરથી ઉઠયો તો ખરો પણ તે માથાથી પગ સુધી ધ્રુજતો હતો.

એટલામાં પેલો સ્ત્રીનો આકાર પ્રકાશની વચ્ચેથી મધુર પણ તીક્ષ્ણ અવાજે બોલ્યો—" આ લગ્ન થવાં ન જોઇએ ! ઈશ્વર એમાં રાજી નથી ! "

આ સાંભળતાંને વાર કાળા કિલ્લાના ઠાકોર વસંતસેન ઉપર ઘણી અસર થઈ. જમીન ઉપર બેસી જઇ તે આકાર તરફ હાથ લાંબા કરીને બોલ્યો—" વસંતસેના ! વસંતસેના ! એ તુંજ છે ! "

આથી વધારે તે બોલી ન શકયો. તેની શુદ્ધિ જતી રહી. તે ઉંધે માથે ભોંય ઉપર પછડાઇ પડયો.

તેજ વખતે ત્યાં ધુમાડો થવા માંડયો અને તે સ્ત્રીનો આકાર ત્યાંથી ગુમ થઇ ગયો. લગ્ન ક્રિયામાં હાજર થવાને જે જે સ્ત્રી પુરૂષો ત્યાં આવ્યાં હતાં તેઓ દરવાજા તરફ દોડવા લાગ્યાં. આ વખતનો દેખાવ કરૂણારસિક બની ગયો. એક બીજાની દરકાર કર્યા વગર દરેક જણ પ્રથમ બહાર નીકળવા માગતું હતું. મા બાપ છોકરાંઓને મૂકી દઇને, પુરુષો સ્ત્રીઓની દરકાર કરવાને બદલે પોતાનો જીવ લઈ નાશી જતા હતા. તેમનાં ઘરેણાં અને કપડાં જમીન ઉપર પડી જતાં હતાં તે પાછાં મેળવવાની પણ તેમણે દરકાર ન કરી. મહારાણી સુંદરમતીનું શું થયું તે પણ કોઇએ જોયું નહિ. કેટલીક સ્ત્રીઓ નીચે પડી ગઈ. તેમના હાથ પગ કચડાઈ ગયા. લડાઇમાં શત્રુ સામે ઉભા રહી હીંમતથી લડનારા યોદ્ધા પણ ત્યાંથી નાસવામાં પડયા હતા તો બીજાનું તે શું ગજું ! આ બધામાં સૌથી પહેલો નાસનાર તો કુંવર જોરાવરસિંહ પોતે હતો. પોતાના બાપના શબ્દો તેણે પૂર્ણ રીતે સાંભળ્યા હતા. પોતાનાં લગ્ન મહારાણી સાથે થતાં અટકાવવાને તેની મા ભૂત થઈ આવી હતી એમ તેને લાગ્યું. થોડીવાર-માંજ તે ઓરડો તદ્દન ખાલી થઈ ગયો. જે ઓરડામાં થોડીવાર પહેલાં સેંકડો માણુસો બેઠાં હતાં તેમાં માત્ર બે જણુ સિવાય બીજું કોઈ પણ ન હતું. આ બે જણુ પણ તદ્દન બેશુદ્ધ હાલતમાં હતાં. એક ઠેકાણે સુંદરમતી અને બીજે ઠેકાણે ઠાકોર વસંતસેન પડયો હતો.

*

ગુરૂસ્વામી જે ઘણો હીંમતવાન કહેવાતો હતો તે પણ નાસી ગયો હતો. વસંતસેના એ કોનું નામ હતું તે ત્યાં એકઠા થયલા ઘણા માણુસો જાણુતા હતા અને તેથી તે નામ સાંભળતાં તેમના ઉપર ઉંડી અસર થઇ હતી.

બધાને ત્યાંથી નીકળી ગએ થોડીવાર થઇ એટલે પાછલે દરવાજેથી એક વૃદ્ધ માણુસનો આકાર ધીમે પગલે ત્યાં આવતો જણાયો. તેણે સુંદરમ-

તીને ભોંય ઉપર પડેલી જોઈ ઉંચકી લીધી.

આ વૃદ્ધ માણસ તે રેંગારા નાયક–કાળા કિલ્લાનો કારભારી હતો.

તેણે સુંદરમતીને ઉચકવા માંડી તે વખતેજ તેના મોઢામાંથી એક ચીસ નીકળી ગઈ. તેની ચીસ સાંભળી વસંતસેન શુદ્ધિમાં આવ્યો.

સાવધ થતાં તે ઉઠીને ઉભો થયો. પોતે જોયલો દેખાવ તેને યાદ હતો. તેણે ઉભો થતાં આસપાસ જોવા માંડયું. પેલો પ્રકાશ જતો રહ્યો હતો તોપણ તેનો પડઘો હજી થોડો રહી ગયો હતો.

મંડપમાં દીવા બળતા હતા. ઠાકોરો, સરદારો અને અમીર ઉમરાવો વગેરે દરેક જણ ત્યાંથી નાશી ગયું હતું. તે પોતાને ત્યાં એકલોજ સમજતો હતો પણ તેમ ન હતું. તેનાથી થોડે દૂર લગ્નના પોશાકવાળી એક કન્યાનું માથું ખોળામાં લઈને એક વૃદ્ધ પુરુષ બેઠો હતો.

આ સ્ત્રી તે સુંદરમતી હતી. તે દેશની મહારાણી–પોતાના પુત્રની થનાર પત્ની હતી. તે સ્ત્રીનો ચહેરો તદન ફીકકો પડી ગયો હતો. તેની પાસે રેંગારા નાયક બેઠો હતો.

તેની પાસે જતાં કંપેત સ્વરે વસંતસેન બોલ્યો–“ મારા ભલા મિત્ર, મારા વિશ્વાસુ કારભારી ! મહારાણીને શું થયું છે ? ”

આંખમાં આંસુ પાડતાં તે બોલ્યો–“મારા મહેરબાન, તે મરણ પામી છે!”

આ સાંભળતાં એક બાળકની પેઠે ભયથી ધ્રુજતાં ઠાકોર બોલ્યો–“મરણ પામી ! નહિ, નહિ, રેંગારા, એમ ન બોલો ! ”

રેંગારા તે મુડદાને ધીમેથી નીચે મૂકી દઈ ઉભો થતાં બોલ્યો–“ મારા મહેરબાન, મહારાણી ખરેખર મરણ પામી છે. છત્રીશગઢની આ એકજ વારસ મરણ પામી છે. હવે તે કદી પણ પાછી ઉઠવાની નથી. ત્રણ દિવસ–માત્ર ત્રણજ દિવસ તે મહારાણી તરીકે રહી. અરે ! હવે તે કદી પણ રાજદંડ પોતાના હાથમાં લઇ શકનાર નથી ! ”

રેંગારા આ પ્રમાણે બોલતો હતો તે વખતે ઠાકોર તેની સામે જોઇ રહ્યો હતો. તે એક ચિત્તે તેનું બોલવું સાંભળતો હોય એમ જણાતું હતું, પણ તેમ ન હતું. તેનું ધ્યાન તેના શબ્દો તરફ ન હતું પણ સુંદરમતીના મરણથી તેમને જે નુકશાન થનાર હતું તે તરફ હતું. તેના મનમાં ઉપરાછાપરી જુદા જુદા વિચારો આવી ગયા હતા.

થોડા વખત પછી આખા કિલ્લામાં સુંદરમતીના મરણના સમાચાર ફેલાઈ ગયા. પ્રતાપસિંહ સામે લડવામાં પોતે નહિ ફાવે એમ બધાને લાગવા માંડયું.

ઘટતી ક્રિયા સાથે રાજકુમારીના મુડદાને અગ્નિ સંસ્કાર આપવામાં આવ્યો અને તેની યાદગારીમાં કિલ્લાની અંદર એક કીર્તિ સ્થંભ ઉભો કરવામાં આવ્યો.

સુંદરમતીના મરણને બીજે દિને એક કાસદ ખબર લાવ્યો કે, રાયપુર છોડીને પ્રતાપસિંહ બહાર પડયો છે અને તે મોટું લશ્કર લઇને આ તરફ આવે છે.



## પ્રકરણ ૮૭ મું.



### કાળા કિલ્લાને ઘેરો.

સુંદરમતીના મરણને ચોથે દિવસે કાળા કિલ્લાના મિનારામાંથી રણશીંગડાનો અવાજ સંભળાયો. આસપાસ નજર રાખતા ચોકીદારે દૂરથી કાળા કિલ્લા તરફ લશ્કર આવતું જોઈ ખબર આપી કે, પ્રતાપસિંહનું લશ્કર પાસે આવી પહોંચ્યું છે.

બપોરના કિલ્લાથી અડધા ગાઉ છેટે પ્રતાપસિંહના લશ્કરે આવીને છાવણી નાંખી. સાંજ પડતાં તો તે આખા કિલ્લાને પ્રતાપસિંહના સૈન્યે ઘેરી લીધો. તેનું લશ્કર જુદી જુદી દિશાથી જુદે જુદે રસ્તે આવ્યું હતું. કાળા કિલ્લાની ભીંત ઉપર અને મિનારા ઉપર ચઢીને આ આવતા લશ્કરને બધા જોતા હતા. કુંવર જોરાવરસિંહ અને બીજા કેટલાક જુવાન સરદારોએ પ્રતાપસિંહની આ નાની નાની ટુકડીઓ ઉપર હુમલો કરી તેમને વીખેરી નાંખવા વિચાર કર્યો, પણ ઠાકોર વસંતસેન પોતે અનુભવી માણસ હતો એટલે પ્રતાપસિંહે કેવી ગોઠવણ રાખી હશે તે તે જાણતો હતો અને તેથી આ નાની નાની ટુકડીઓને વીખેરી નાંખવા જતાં પોતાને વીખેરાઈ જવું પડશે એમ તેની ખાત્રી હતી. તેથી તેણે તેમને કિલ્લાની બહાર જવા રજા ન આપી.

આ પ્રમાણે વગર હરકતે પ્રતાપસિંહે કિલ્લાને ઘેરો ઘાલ્યો અને રાત પડયાની પહેલાં તો તે ગોઠવાઇ ગયો. ઠેક ઠેકાણે તેણે પોતાના ચોકીદારો રાખી દીધા.

મસાલો સળગાવી બધે ઠેકાણે પ્રકાશ કરી મૂકી, પછી બધા ખાવા પીવામાં પડયા અને તે પછી આખી રાત લડાઈનાં વાજીંત્ર વગાડી રણગીત તેમણે ગાયા કર્યાં.

બીજે દિને પ્રભાત થતાંજ લડાઇ શરૂ થઇ. પ્રતાપસિંહ પોતાના લશ્કર સાથે કેટલીક તોપો લઇ આવ્યો હતો. તેમાંની સૌથી મોટી તોપ તેણે પ્રથમ ફોડી.

કાળા કિલ્લામાં પણ મધરાતથી તૈયારીઓ થવા માંડી હતી. ત્યાં પણ આખી રાત કોઇ સૂતું ન હતું. કિલ્લાની ખાઇની ઉપર બાંધેલા મોખરામાં તેણે પોતાના થોડા માણસો લડવા માટે તૈયાર રાખ્યા હતા. સવાર થતાં લડાઈની શરૂઆત થઇ. ત્રણ દિવસ સુધી લડાઈ ચાલી, પણ એકે પક્ષની હાર ન થઇ. ત્રીજા દિવસની સાંજના પ્રતાપસિંહના લશ્કરનું જોર વધ્યું. વસંતસેન અને તેનો કુંવર ઉપર ઉભા રહીને આ લડાઈ જોતા હતા. ત્રણ દિવસ સુધી તેમણે આ લડાઈ જોઇ હતી. આજ સાંજના પ્રતાપસિંહના લશ્કરનું જોર વધેલું જોઇ તેઓ વિચારમાં પડયા. થોડીવારમાંજ તેમને તેનું કારણ માલમ પડયું. સરદાર બહાદૂર પોતે ત્યાં આવ્યો હતો અને પોતાના સીપાઇઓ સાથે લડતો હતો. તેને જોઇ સીપાઇઓને બમણું શૂર છૂટયું હતું. તે કાણા લડવૈયાના હાથમાં તેની ગંજાવર તલવાર જાણે એક પીછું હોય તેમ ફરતી હતી અને તે જ્યાં જતો ત્યાં માણસોનાં માથાં ઉડી પડતાં.

થોડીવારમાંજ રાત પડી ગઈ. તદન અંધારૂં થઈ ગયું. આ વખતે પ્રતાપસિંહ લડાઇથી પાછો પોતાની છાવણીમાં ફર્યો અને મોખરામાંનું લશ્કર કિલ્લામાં દાખલ થયું. પ્રતાપસિંહની જીત અને વસંતસેનની આ પહેલી હાર હતી.

બીજે દિને સવારના પહોરમાંજ પ્રતાપસિંહે કિલ્લા ઉપર હલ્લો કર્યો. સમુદ્રના પાણીનાં મોજાં પેઠે આ જીવતાં માણસાઈ મોજાં કિલ્લાની તરફ ધસી ગયાં. તેમની સામે થવાને કિલ્લામાં બધા તૈયાર હતા. ભીંતની ઉપર તથા નીચે બધા માણસો ઉપયોગનાં હથિયારો સાથે તૈયાર ઉભા હતા. કિલ્લાની આસપાસની ખાઇ કુદાવી જવાનું કામ જરા મુશ્કેલ હતું, પણ પ્રતાપસિંહનું લશ્કર મુશ્કેલીથી બીહે એવું ન હતું. કિલ્લા ઉપરથી પડતાં તીર અને બીજાં હથિયારોની દરકાર ન કરતાં ખાઈમાં નાના મછવા અને પૂલો મૂકી દઇ તેની ઉપર બેસીને તેઓ કિલ્લાની બાજુમાં જવા લાગ્યા. ત્યાં પહોંચ્યા પછી નીસરણી મૂકીને કેટલાક ઉપર ચઢવા લાગ્યા. કેટલાકો દોરડાં બાંધીને ઉપર ચઢવા લાગ્યા. ગમે તેવા ભયની તેમને દરકાર ન હતી. ખરેખરી લડાઇનો આ વખત હતો. દરેક જણનો જીવ જોખમમાં હતો. આ વખતે દરેક વીર દૈત્યની પેઠે લડતો હતો.

ઉપરથી આવતાં તીર અને ખંજરોનો સુમાર ન હતો. તોપોના ગોળા તો ઉપરાછાપરી આવતા હતા. પણ તેની આ વીર પુરુષોને દરકાર ન હતી. 'દેશ દાઝ હૈડે ધરનાર મરણની દરકાર કરતું નથી' તેવાજ પ્રતાપસિંહના માણસો હતા. નીસરણી મૂકી કિલ્લા ઉપર ચઢી જનારને ભીંત ઉપરથી નીચે નાંખી દેવામાં આવતા. તેમાંના ઘણા ખરા ઉપરથી પડતાંજ મરણ પામતા

હતા અને કેટલાક પાણી સાથે ઘસડાઈ જતા હતા તે છતાંએ બીજાઓ ઉપર ચઢવાની કોશેશ કર્યાજ જતા હતા.

આખરે તેઓ પોતાની કોશેશમાં ફાવ્યા. એક બાજુએ પ્રતાપસિંહના થોડા માણુસો ચઢી જવામાં ફતેહ પામ્યા અને તેમની મદદથી બીજા વધારે માણુસો ઉપર આવવા પામ્યા. ધીમે ધીમે તે બાજુની આખી ભીંત પ્રતાપ-સિંહના માણુસોથી ભરાઈ ગઈ.

ત્યાં મોટી લડાઈ થઈ. આ લડાઇ મધરાત સુધી ચાલી. ચંદ્રને અજવાળે પણ એક બીજાને ઓળખીને શત્રુઓ મારવા લાગ્યા. આખરે પ્રતાપસિંહના માણુસોને કિલ્લા ઉપરથી પાછા ઉતરી જવાની ફરજ પડી. તે દહાડે હજારો માણુસોના કીમતી જાનો ગયા હતા. ઠાકોર વસંતસેનનું લશ્કર પણ વીરતાથી લડયું હતું. વસંતસેને પોતાના કિલ્લાનો બચાવ કરવામાં અતિશય ચતુરાઇ દેખાડી હતી. કુંવર જોરાવરસિંહ ઘણી હીંમતથી લડયો હતો. પ્રતાપસિંહ અને તેના માણુસોએ એવી દૃઢતા બતાવી હતી કે, તેથી કિલ્લામાં બધાને એમજ લાગ્યું હતું કે, આપણા હાથમાં આ કિલ્લો વધારે વાર રહી શકનાર નથી.

તે પછી થોડા દિવસ સુધી પ્રતાપસિંહની તરફથી નાના હુમલા કરવામાં આવતા હતા. બીજા માણુસો પણ કાંઇ આળસાઇમાં બેસી રહ્યા ન હતા. પ્રતાપસિંહે એક તરાપો બાંધવા માંડયો હતો. તે ખાઈમાં સહેલાઇથી લઈ જઇ શકાય અને તેની ઉપર માણુસો તથા તોપો રહી શકે એવી ગોઠવણુ કીધી હતી. વળી પોતાની છાવણી કિલ્લાથી થોડી દૂર ખસેડી હતી કે, જેથી કિલ્લા ઉપરથી આવતો તોપનો ગોળો કે તીર કાંઇ પણ પહોંચે નહિ. વળી કાળા કિલ્લા સાથે બીજાં ગામડાંઓનો ચાલતો વહેવાર પણ તેણે બંધ કરી દીધો. કિલ્લાથી થોડે દૂર પેલું નાનું મંદિર હતું ત્યાં પણ ચોકીઓ બેસાડી દીધી અને તેથી કિલ્લામાંથી બહાર નીકળવાનો તથા કિલ્લામાં જવાનો તેણે કોઇ પણ રસ્તો ખુલ્લો રાખ્યો નહિ.

પ્રથમ થયલી લડાઈમાં તેના હાથમાં એક કેદી પકડાયો હતો. તે કેદીને સામ દામથી સમજાવીને કિલ્લામાં કોઠાર કયાં છે તે બાબત બધી હકીકત પ્રતાપસિંહે જાણી લીધી. તે અનાજના ભંડારનો નાશ કરવો એવો પ્રતાપ-સિંહે નિશ્ચય કર્યો. એક અંધારી રાતના પ્રતાપસિંહ પોતાના થોડા માણુસો લઇને કિલ્લા તરફ જવા નીકળ્યો. કોઇપણ માણુસના મોઢામાંથી એકે શબ્દ નીકળતો નહોતો. કોઇના પગલાંનો પણ અવાજ સંભળાતો નહોતો. બધા ચુપ-ચૂપ પણ હીંમતથી ચાલતા હતા. પ્રતાપસિંહ સૌની આગળ હતો. તેની ઉપર તેમને વિશ્વાસ હતો. તે તેમને અગ્નિમાં પડવા લઈ જાય તો પણ તેની પાછળ

તેઓ જાય. તેમ વળી તે સરદાર પોતાના માણસોની હીંમત જાણતો હતો અને પોતાની ઉપરનો તેમનો વિશ્વાસ કેટલો હતો તેથી પણ તે અજાણ્યો ન હતો.

ખાઇ આગળ આવી પહોંચતાં બે માણસો તેમાં પડયા અને તરીને સામે કાંઠે ગયા. તેઓ પોતાની સાથે દોરડાના છેડાઓ લઈ ગયા હતા તે તેમણે કિલ્લા સાથે બાંધ્યા અને આ તરફના છેડાઓ જમીનમાં ખુંટા મારીને બેસાડયા. આ બે દોરડાં ઉપરથી બાકીનાં માણસો ધીમે ધીમે ચાલીને કિલ્લાની ભીંત ઉપર ચઢવા લાગ્યાં. નાની મોટી લડાઇઓથી કિલ્લાની ભીંત કેટલેક ઠેકાણેથી ભાગી ગઇ હતી તેથી તેમને ઉપર ચઢવાને વધારે સહેલાઇ થઇ પડી.

કિલ્લાની ઉપર સૌની પહેલાં ચઢી જનાર પ્રતાપસિંહ પોતે હતો. પણ તેજ વખતે અંદરના માણસોને વહેમ પડયો. તેઓ બૂમાબૂમ પાડવા લાગ્યા. મસાલો સળગાવીને સીપાઇઓ તેમની તરફ દોડી આવ્યા. આખા કિલ્લામાં ગડબડ થઈ રહી. પ્રતાપસિંહ પોતાના બધા લશ્કર સહિત કિલ્લામાં દાખલ થઇ ચૂકયો છે એવી વાત ત્યાં ફેલાઈ રહી. તે હીંમત ન હાર્યો. કિલ્લાના ચોકમાં તે અને તેના બસો માણસો કુદી પડયા અને પોતાની સામે અટકાવ કરનારને મારતા મારતા તેઓ અનાજના ભંડાર આગળ જઈ પહોંચ્યા. ત્યાંનો દરવાજો ભાંગી નાંખી અને સળગી ઉઠે એવી ચીજો નાંખી ત્યાંથી પાછા ફર્યા; પણ ત્યાંથી તેમને નીકળવું અશકય થઇ પડયું. મસાલને અજવાળે કિલ્લાના સીપાઇઓને માલમ પડયું કે, શત્રુઓ થોડા હતા અને પ્રતાપસિંહ પોતે તેમાં હતો. પ્રતાપસિંહને પકડવાનો આ લાગ છે જાણી તેમના મનનો જુસ્સો વધારે ઉશ્કેરાયો. એટલામાં તો ઓચીંતો આગનો ભડકો ઉઠયો અને તેથી કિલ્લાના બધા ભાગો ખુલ્લી રીતે દેખાઇ આવ્યા. કિલ્લામાંથી હથિયારબંધ માણસો આવીને એકઠા થતા હતા તે ખુલ્લી રીતે જણાઈ આવ્યા.

તે આગનો ભડકો અનાજના ભંડારમાંથી નીકળ્યો છે એમ જ્યારે કિલ્લાના લોકોના જાણવામાં આવ્યું ત્યારે તેમની દલગીરીનો પાર ન રહ્યો. પ્રતાપસિંહે પોતાનો રસ્તો તેમની વચ્ચેથી લેવા વિચાર કર્યો, પણ શત્રુઓની સંખ્યા વધારે હતી. તેઓ બધા હથિયાર બંધ હતા. આગથી તેમના ભાલા અને તલવારો ચળકી રહી હતી. થોડીવાર તો પ્રતાપસિંહ પોતાના માણસો લઇને પાછળ હઠયો. શત્રુઓને આગવાળા ભાગ આગળ લઇ ગયો. ત્યાં અતિશય ગરમી હતી. થોડીવાર બધાને ગરમ થવા દઇને પછી પ્રતાપસિંહે બૂમ પાડી કે–" એકદમ આગળ વધો!" પ્રતાપસિંહના શબ્દોની અસર તેમની ઉપર જાદુની પેઠે થઈ. તેઓ એકદમ આગળ વધ્યા અને શત્રુઓ ઉપર તુટી પડયા.

ભયંકર કાપા કાપી થઇ રહી. દૈત્યોની માફક શત્રુઓને કાપી નાંખતા

બહાદુર પ્રતાપના માણુસો આગળ ચાલ્યા. પોતાનો રસ્તો મેળવવાને પ્રતાપસિંહે તે દહાડે ઘણા માણસોનો નાશ કર્યો. લોહીની નદી વહેતી હતી. મુડદાં અને જખમી થયલાને કચરી નાંખતા તેઓ આગળ વધતા હતા. આખરે તેઓ ભીંત આગળ આવી પહોંચ્યા. ત્યાંથી તેઓ જેમ બને તેમ જલદી ઉતરવા લાગ્યા. કેટલાકને દોરડાં મળી ગયાં અને કેટલાક પાણીમાં પડયા. કેટલાક ઉપરથી પડતાં તીરથી મૂઆ. તે રાતના પ્રતાપસિંહનાં એંશી માણસો મરણ પામ્યાં. તેમણે જે નાશ કર્યો હતો તેની આગળ આ નુકશાની કાંઈ હીસાબમાં ન હતી.

પ્રતાપસિંહે કરેલી ગણત્રી ખરી પડી. થોડા દિવસમાંજ કિલ્લામાં ખોરાક ખુટયો અને ભૂખમરો ચાલ્યો.

## પ્રકરણ ૮૮ મું.

### આજારી સરદાર.

સાંજ પડવા આવી છે. સૂર્યનો તાપ મંદ છે. વીરસેનના કિલ્લામાં બધું શાંત છે. એ વખતે મિનારાના એક ઓરડામાં ખાટલા ઉપર સરદાર રામસિંહ સૂતો હતો. તે બેશુદ્ધિમાં હતો પણ હમણાં જરા જરા શુદ્ધિમાં આવવા લાગ્યો છે. તેણે આંખ ઉઘાડીને આસપાસ જોવા માંડયું. જે ઓરડામાં કાળરાત્રી એક રાત સુતી હતી તેજ આ ઓરડો હતો. આ વાત તેને યાદ આવતાં તેના મનમાં હજારો વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. પ્રથમ તો તે સરદારે ત્યાંથી ઉઠીને બહાર કોઇ હોય તેની સાથે વાત કરી બધી બાબત જાણી લેવા વિચાર કર્યો. પોતે સ્વપ્ન જોયું હતું કે કાંઇ ખરી બીના બની હતી એવી તેની ખાત્રી ન હતી. તેણે ઉઠવા માગ્યું પણ તે ઉઠી ન શકયો.

હવેજ તેને વિચાર થયો કે, તે આજારી હતો—અતિશય આજારી હતો. જ્યારે કાળરાત્રી અને સુંદરી બે એકજ છે એવી તેની ખાત્રી થઈ તે વખતે તે બેશુદ્ધ થઇ પડયો હતો.

તેણે જોયું તો પોતાને તે ઓરડામાં એકલો દીઠો; પણ તે એકલો ન હતો. બીજું કોઈ ત્યાં રહેતું હોય એવાં બધાં ચિહ્નો દેખાતાં હતાં. જમીન ઉપર કપડું જડી લીધું હતું. ઓરડાની બારીઓ બંધ હતી. જાળીઆને પણ કપડું જડી લઇ બંધ કરવામાં આવ્યાં હતાં. એક બાજુએ થોડી દવા પડી હતી. તેની પાસે થોડો વનસ્પતિનો પાલો પડેલો હતો. આ બધી ચીજો રામસિંહની નજરે એક પછી એક પડવા લાગી. તે ઉપરથી તેને લાગ્યું કે, તે

અત્રે થોડા કલાક નહિ પણ કેટલાક દિવસનો આજારી હશે. તેણે વધારે વિચાર કરવા માટે પોતાની આંખો બંધ કીધી. આ વખતે ભૂતકાળના બધા વિચારો તેના મનમાં ઉભરી આવ્યા. કાળરાત્રી તરફનો પોતાનો પ્યાર અને સુંદરીની લાલચો, મધરાતના મેદાનમાં પેલા વીર સાથેની લડાઇ, રાયપુરથી સુંદરી સાથે નીકળવું અને ધર્મશાળામાં ચંદનનું થયલું ખુન, ફરીથી કાળરાત્રી સાથેની મુસાફરી, અને આ વીરસેનના કિલ્લામાં ઉતારો, એભલ નાયકે કહેલી કથા અને કાળરાત્રીએ તેના કરેલા બાકી રહેલા ખુલાસા, પ્રતાપસિંહના માણસોનું આવીને કાળરાત્રીને પકડી લઇ જવું, અને સૌથી છેલ્લું કાળરાત્રી અને સુંદરીનું બેઉ બહેનો હોવાને બદલે એકજ છે એવા ભેદનું ખુલવું, આ બધી બાબતો તેના મનમાં એક પછી એક આવી ગઈ.

આ બધા વિચારો આવી ગયા પછી તેને બીજા વિચારો આવવા લાગ્યા. તે કેટલા દિવસ થયાં આજારી હતો? તેનું શું થયું હતું? તેને દવા કોણે આપી હતી? તેની સંભાળ કોણે લીધી હતી?

આ બધા વિચારો કર્યા પછી તેણે પાછી આંખો ઉઘાડી. હા, આ બધું સ્વપ્ન ન હતું. ખરી બીના હતી. પોતે ખાટલા ઉપરથી ઉઠી શકતો ન હતો. પોતાનું શરીર તદન સૂકાઈ ગયું હતું એમ તેને લાગ્યું.

જ્યારે તે આ પ્રમાણે વિચાર કરતો હતો તે વખતે ધીમેથી દરવાજો ઉઘાડીને એક સ્ત્રી અંદર દાખલ થઈ.

રામસિંહને શુદ્ધિમાં આવેલો જોઈ તે સ્ત્રી આનંદ પામી. રામસિંહ પણ તેની તરફ જોઇ રહ્યો. તેનાથી બોલાયું નહિ. તે બોલી નજ શક્યો. રામસિંહને શુદ્ધિમાં આવેલો જોઈ તે સ્ત્રી ત્યાંથી પાછી ફરવા લાગી એટલે રામસિંહને બોલવાની હીંમત આવી. તે નબળે સાદે બોલી ઉઠયો–"કુમુદિની, વહાલી કુમુદિની, મને છોડી ન જા!"

'વહાલી કુમુદિની' એ શબ્દો તે કુમારિકાને કેવા મીઠા લાગ્યા! પોતે જેને ચહાતી હતી તે પુરુષ બીજીને ચહાતો હતો એમ જાણી આ કુમારિકા એક વખત દુ:ખી થઈ હતી, પણ હાલ સમો બદલાયો હતો. કાળરાત્રી અને સુંદરીના ભેદથી કુમુદિની જાણીતી હતી. તે ઉભી રહી.

અતિ ધીમે સ્વરે રામસિંહ બોલ્યો–"કુમુદિની, શા માટે તું મને છોડી જાય છે?"

ધીમે પણ મધુર અવાજે તે સુંદરીએ ઉત્તર દીધો–"તમે શુદ્ધિમાં આવ્યા છો તેથી એભલ નાયકને હું તેડવા જાઉંછું. તે તમને બધી વીગતથી વાકેફ કરશે."

કુમુદિનીની સાથેની વાતથી તેને આ વખત આનંદ થયો હતો. તે નરમ અવાજે બોલ્યો-" પણ કુમુદિની, તું મને તે બધી વીગતથી વાકેફ નહિ કરે? મને એમ જણાય છે કે, મારી માંદગીમાં તેં મારી માવજત કીધી છે. તેં મને સાજો કરવાના બધા ઉપાયો લીધા છે. તારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે."

કુમુદિની નીચું જોઈને બોલી-" એમાં મેં કાંઈ ઉપકાર કર્યો નથી. મેં તો માણસ જાત તરીકેની મારી ફરજ માત્ર બજાવી છે. હવે તમે શુદ્ધિમાં આવ્યા છો તેથી મારે અત્રે રહેવું ન જોઈએ. તે માટે હું મા-"

આટલું બોલીને તે અટકી પડી. તે વધારે બોલી નજ શકી. પોતાને ઘેર જવાના શબ્દો તેના મોઢામાંથી નીકળી ન શકયા. રામસિંહની તરફ તે જોઈ રહી. પોતાને તે કુમારિકા ચાહે છે એમ રામસિંહને આ પહેલીજ વખત લાગ્યું. તે પણ તેની તરફ જોઈ રહ્યો. તે કુમારિકા પોતાનો ભેદ રામસિંહ પામી ગયો એમ સમજી જઈ, શરમાઈને ત્યાંથી જવા લાગી.

રામસિંહ બોલ્યો-" કુમુદિની, કુમુદિની, મને આવી હાલતમાં છોડીને તું જઈશ નહિ. જે કામ સૌથી પાસેનું સગું બજાવે તે તેં બજાવ્યું છે. મારી માંદગીમાં તેં મારી ચાકરી કીધી છે, માટે તારા કોઇ પણ સગા તરીકે મને ગણીને મારી પાસે બેસ. મારી ઉપર આ થોડા દિવસમાં શું શું વીત્યું હતું તે કહે."

રામસિંહના આ માયા ભરેલા શબ્દો સાંભળી કુમુદિની જતી અટકી ગઈ. તે શરમાતી શરમાતી પાછી ફરીને રામસિંહના ખાટલાથી થોડે દૂર બેઠી.

રાયપુરના કિલ્લામાંથી મેળવેલું બખતર હાલ તેણે ઉતારી નાંખ્યું હતું. સાદો પણ સ્વચ્છ અને કુમારિકાને છાજતો પોશાક તેણે પહેર્યો હતો. પોતાના સાદા પોશાકમાં તે વધારે સુંદર જણાતી હતી.

પોતાના તે એકાંત ઓરડામાં આ સુંદર નારના બેસવાથી રામસિંહના મનને વધારે આનંદ ઉપજયો. થોડી વાર સુધી તે કાંઇ બોલી ન શકયો. ઠાકોર વીરસેનની પુત્રી સુંદરી સાથે આ ખેડુત પુત્રીની સરખામણી કરવા લાગ્યો. તેમાં આ કુમારિકા વધારે સુંદર છે એમ તેની ખાત્રી થઇ. જેમ જેમ તે તેની તરફ વધારે બારીકીથી જોતો ગયો તેમ તેમ તેની વધારે ને વધારે ખાત્રી થતી ગઈ.

થોડીવાર પછી રામસિંહે પૂછયું-" હું અહીં કેટલા દિવસ થયાં છું?"

નીચી નજરે કુમારિકાએ ઉત્તર આપ્યો-" તમને અત્રે આજારી પડે દોઢ મહિનો થયો."

કુમુદિનીના શબ્દોથી ઉશ્કેરાઈ જઇને રામસિંહ બોલી ઉઠયો–' દોઢ મહિનો! દોઢ મહિના સુધી મોત જીવતની વચ્ચે હું લટકતો હતો? તદન બેશુદ્ધ–કાંઇ પણ જાણ્યા વગર–"

તેને શાંત પાડવાને આતુર કુમુદિની નીચું જોઈનેજ બોલી–" જરા શાંત થાઓ!'

પોતાનો નબળો હાથ જરા લાંબો કરીને તે બોલ્યો–" કુમુદિની, હા, હવે મારી ખાત્રી થાય છે! મારી માંદગીમાં તું મારી મિત્ર, મારી રક્ષક, મારી સંભાળ લેનાર, સૌથી પાસેના સગાનું કામ સારનાર તું પોતે હતી. તારો ઉપકાર હું કેમ ભૂલીશ? પણ મને ફરીથી કહે કે, શું હું ખરેખર દોઢ મહિનાથી અજારી હતો?"

આંખોમાંથી આંસુ પાડતાં તે બોલી–" હા, તમે આજારી હતા." પોતે જેને ચહાતી હતી તે મરણની ટોચે પહોંચ્યો હતો પણ ઇશ્વર કૃપાથી બચી ગયો હતો તે યાદ આવતાં તે રડવા લાગી.

પોતાને માટે તેને રડતી જોઇ રામસિંહ બોલ્યો–" તું રડે છે–મારે માટે તું રડે છે! ત્યારે હું બહુજ અજારી હોઇશ?"

ધીમે સ્વરે કુમુદિની બોલી–" હા, તમે ઘણા અજારી હતા. એક કરતાં વધારે વખત તમારી જીંદગી ભયમાં હતી અને–"

રામસિંહે પૂછયું–" મારી માવજત કોણે કીધી તે તો હું જાણું છું. પણ મને દવા કોણ આપતું હતું?"

કુમુદિનીએ ઉત્તર આપ્યો–" વૃદ્ધ બેભલ નાયક અહીં ઘણાં વરસ થયાં તે રહે છે તેથી ઘણી ખરી વનસ્પતિના ગુણ દોષની શોધ તેણે મેળવી છે. તેણે તમારી દવા કીધી.'

રામસિંહે પૂછયું–" દોઢ મહિના સુધી તેં મારી માવજત કીધી નહિ વારૂં?"

તે કુમારિકાએ જવાબ આપ્યો–" મેં મારી માણુસ જાતની ફરજ બજાવી છે. તેમાં મને આનંદ પ્રાપ્ત થાય છે. હવે તમને જરાએ ભય રહ્યો નથી. દિવસે દિવસે તમારી તબીઅત સુધરતી જાય છે. અને થોડા દિવસમાં ઇશ્વર કૃપાથી તમે તદન સાજા થઇને ઉઠશો."

પોતાને તે ચાહે છે એવી રામસિંહની પ્રથમથીજ ખાત્રી થઈ હતી. તેણે તેની તરફ જોવા માંડયું. તે કુમારિકાએ નીચેથી ઉચું ન જોયું.

ધીમે પણ દૃઢ અવાજે રામસિંહ બોલ્યો–" કુમુદિની, લગભગ દોઢ મહિના સુધી હું અજારી હતો અને એ વખતમાં ઘણી વખત મારી જીંદગી

ભયમાં હતી નહિ વારૂ ? હા, તેં મારી જીંદગી બચાવી છે. તેં મારી માવજત કરવા પાછળ કેટલી મહેનત લીધી હશે તે આ ઉપરથી જણાઈ આવે છે. તેં ઉજાગરા કર્યા હશે, તને વખતસર ખાવા પીવાની પીડા પડી હશે. કુમુદિની, આ બધાનો હું બદલો વાળી આપીશ. ભલા એભલનાયકને પણ હું ન્યાલ કરી નાંખીશ. તારી હલકી સ્થિતિમાંથી હું તને ઉંચી સ્થિતિમાં લાવી મૂકીશ. મારામાં એટલી સત્તા છે. તેમ વળી આ વીરસેનના નાશ પામેલા કિલ્લાનો વૃદ્ધ કારભારી પણ પોતાના દિવસ સુખ અને મોટાઈમાં કાઢે એવું હું કરીશ."

આ સાંભળી કુમુદિની કાલાવાલા કરતી બોલી—"કૃપા કરી જરા શાંત થાઓ, આટલા ઉશ્કેરાઇ ન જાઓ !" રામસિંહ આ શબ્દો તાવની જુમમાં બકતો હોય એમ જાણી કુમુદિની ગભરાઈ ગઇ. પોતે એક સાધારણ સરદાર છે એમ ભૂલી જઈ કોઈ મોટો ઠાકોર અથવા તો મહારાજા હોય એવો ખ્યાલ આણી રામસિંહ બકે છે એમ જાણી તે ગભરાઇ.

તેના મનની વાત પામી જઇને રામસિંહ બોલ્યો—"કુમુદિની, ગભરાઇશ નહિ. હું કાંઇ તાવમાં બકતો નથી. મારૂં મગજ ઠેકાણે છે. હાલ એ વિષે વધારે વાત કરવાની જરૂર નથી. મારે હજી તને ઘણા સવાલો પૂછવા છે. તું અહીં કયાંથી ? મારી માંદગીની તને શી રીતે ખબર પડી ?"

શરમથી લાલ થયલા ચહેરાએ કુમુદિની બોલી—"મારી ઠગાઈ માટે તમે મને ક્ષમા કરશો ?"

આશ્ચર્ય પામીને રામસિંહ બોલ્યો—"ઠગાઈ ! તેં મારી તરફ ઠગાઇ કીધી ? એમ કેમ બને ?"

કુમુદિની બોલી—"હા, તે ખરી વાત છે. મેં તમારી તરફ ઠગાઇ કીધી છે."

વધતી જતી આતુરતાથી રામસિંહે પૂછ્યું—"પણ તેં શી ઠગાઈ કીધી ?"

ધીમે સ્વરે કુમુદિનીએ ઉત્તર આપ્યો—"છુપા વેશમાં સંતાઈ રહીને—"

રામસિંહના મનમાં વહેમ તો પડયો પણ તે ન બને એવી વાત હતી જાણીને તે બોલ્યો—"કુમુદિની, તું શું બોલે છે ?"

વધારે લાલચોળ થઇ જતી કુમુદિની બોલી—"સરદાર સાહેબ, મારૂં કહેવું એવું છે કે, પેલો બખતર પહેરેલો—"

પોતાના મનમાં નવો ઉત્પન્ન થયલો શક ખરો પડયો જાણીને રામસિંહ બોલી ઉઠયો—"ત્યારે એમજ બન્યું, કેમ !" આમ બોલી રામસિંહ તેની તરફ જોઈ રહ્યો. તે વીરબાળાની વીરતાથી તે આનંદ સાથે આશ્ચર્ય પામ્યો.

કુમુદિનીએ તેનો ઉત્તર ન આપ્યો. શરમથી તે નીચુંજ જોઇ રહી.

થોડીવાર સુધી બેઉ મુંગાં રહ્યાં. પછી રામસિંહ બોલ્યો—"હા, હવે

મને બધી સમજ પડે છે. તારા પાળક પિતા, ભલા ઠાકોર બળવાનસિંહની નોકરીમાં છે. તે ઠાકોરને પ્રતાપસિંહે કેદ કર્યો હતો. તેને છોડવવાને હીંમત કરીને તું રાયપુર આવી. તું તેમાં ફતેહ પામી. તે પછી અકસમાતથી–કહો કે ઇશ્વરની પ્રેરણાથી તું સફેદ મહેલમાં આવી ચઢી અને અણીને વખતે મને મદદ કરી મારો જીવ બચાવ્યો. આહાહા! કુમુદિની, તારો મારી ઉપર કેટલો ઉપકાર થયો છે! તેં કેટલી વખત મારી જીંદગી બચાવી! તેં કેટલી વખત મારી સેવા તારે હાથે બજાવી છે?!"

રામસિંહના સુકાઇ ગયલા ચહેરા તરફ નજર નાંખતી ધીમે સ્વરે કુમુદિની બોલી–"શું તમે મારી ઉપર કાંઈ આભાર નથી કર્યો? જંગલમાં જોરાવરસિંહના હાથમાંથી તમે મને નથી છોડવી? રાયપુરમાં નર્મદા નદીમાં ડુબી મરતી તમે મને નથી બચાવી?"

રામસિંહે ઉત્તર દીધો–"હા, તે વાત ખરી, પણ તેં મારી ઉપર જે ઉપકાર કર્યો છે તે એના કરતાં હજાર ગણો વધારે છે. કુમુદિની, તેં કેટલી બધી વાર મારો જીવ બચાવ્યો છે? પ્રથમ તો પેલા મેદાનમાં હું બેશુદ્ધ થઇને પડયો હતો તે વખતે; બીજી વખત સફેદ મેહેલમાં શત્રુઓ વચ્ચે ઘેરાઈ ગયો તે વખતે; ત્રીજીવાર આ મિનારા નીચે પેલા દુષ્ટ ગુરૂસ્વામીના માણસોથી ઘેરાઇ ગયો હતો તે વખતે તારી વખતસરની મદદથી; અને ચોથી વખત હું હાલ માંદો રહ્યો તેમાં ઇશ્વર જાણે તેં કેટલી અને કેવી મારી સારવાર કરી હશે? કુમુદિની, વહાલી કુમુદિની, તેં મારી જે સેવા કરી છે તેનો કોઇ પણ રીતે બદલો વળી શકે એમ નથી. આજથી હું તને મારી એક સગી–એક સંબંધી તરીકે ગણીશ?"

રામસિંહ બોલતો હતો તે વખતે કુમુદિનીના ચહેરા ઉપર તરેહવાર જાતનો ફેરફાર થતો હતો. જેમ તેમ પોતાનું મન શાંત કરી ગંભીર અવાજે કુમુદિની બોલી–"નામદાર સરદાર, હવે તમે સાજા થયા છો તેથી ઘણી દલગીરી સાથે મારે તમારી રજા લેવી જોઇએ. હું મારા ઝુંપડામાં પાછી જવા માગું છું. મારે વિષે તમારા મનમાં કાંઈ ભુરૂં ન લાવશો."

તેની તરફ તાકીને જોઇ રહી રામસિંહ બોલ્યો–"કુમુદિની જ્યાં સુધી ઉઠીને બેસવાની મારામાં શક્તિ આવે ત્યાં સુધી મને છોડી ન જતી!"

કાળરાત્રીના વેશમાં રહેલી સુંદરી તરફ થોડા વખત પહેલાં રામસિંહ જે માયા દેખાડતો હતો તે યાદ આવતાં કુમુદિની બોલી ઉઠી–"મારે અહીં શા માટે રહેવું જોઇએ?"

રામસિંહ બોલ્યો–"શા માટે તારે અહીં રહેવું જોઇએ? તારે રહેવુંજ

જોઇએ. તું મને વહાલી-વધારે વહાલી થતી જાય છે-"

કુમુદિની નિશ્વાસ નાંખીને બોલી-"નહિ, નહિ, એવી આશા મારે શા માટે રાખવી જોઇએ ?"

થોડીવાર રહીને રામસિંહ બોલ્યો-"કુમુદિની, હું માગી લઉંછું કે તું મને છોડી જતી ના ! મને સાજો થઈ આ ખાટલા ઉપરથી ઉઠી ઉભો થતાં થોડા દિવસ લાગશે ! તું અત્રે મારી પાસે નહિ હોય તો આ એકાંત ઓરડો મને કરડવા આવશે, મારૂં દીલ તુટી જશે અને તેથી મારૂં મોત નીપજશે. કુમુદિની, તને હું મારા અંતઃકરણથી ચાહું છું. બોલ, તું મને છોડી જશે ?"

રામસિંહના આ શબ્દોની કુમુદિની ઉપર અસર થઇ. તે તેના તરફ થોડીવાર જોઈ રહી. પછી પોતાનું મોઢું ફેરવીને બોલી-"હું હાલ તમારી પાસે રહીશ."

આ વખતે તેની આંખોમાંથી આંસુ પડતાં હતાં. આ આંસુ હર્ષનાં હતાં કુમુદિનીએ તે ખાળી રાખવા પ્રયત્ન કર્યો, પણ તેનાથી તેમ થઈ ન શક્યું.

તેજ વખતે વૃદ્ધ એભલનાયક દરવાજો ઉઘાડીને અંદર દાખલ થયો.

## પ્રકરણ ૮૯ મું.

### સરદાર કુમારિકા અને નાયક.

ગુરૂસ્વામી સાથે લડયા પછી કુમુદિની ત્યાંથી પાછી જતી રહી હતી તે તો આપણે જોઈ ગયા. હવે તે અહીં પાછી કયાંથી આવી અને રામસિંહની સારવાર કરવા તે કેમ રહી તે આપણે જોઇએ.

ગુરૂસ્વામીના માણસોને જીતીને પછી રામસિંહ મિનારા ઉપર કાળરાત્રીની ખબર મેળવવા ગયો, તે પછી કુમુદિની ઘોડે બેસીને ત્યાંથી જતી રહી તે તો આપણે જોયું. તે ત્યાંથી નીકળીને પોતાના પાળક પિતાના ઝુંપડા તરફ ગઈ. તેને બખતર પહેરેલી જોઈ તે વૃદ્ધ ખેડુત અને તેની સ્ત્રી તેને પાછી આવેલી જોઈ આનંદ પામ્યાં. કુમુદિનીએ પોતાની બધી વાતથી તેમને વાકેફ કર્યાં. મોડી રાત સુધી તેમણે વાતો કર્યા કીધી. બીજે દિને સવારના પહોરમાં કુમુદિનીએ પોતાનો પોશાક પહેર્યો. બખતર પહેરવાની તેને હવે જરૂર ન હતી. રામસિંહના ભેટ આપેલા ઉત્તમ ઘોડા ઉપર બેસીને તે ફરવા નીકળી. તેનો વિચાર વીરસેનના કિલ્લા તરફ જવાનો હતો. રામસિંહ અને તેની સાથેના માણસો ત્યાં હશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો, પણ ત્યાં ગયા પછી તેને રામસિંહના ઘોડાવાળા સાથે મેળાપ થયો. તેઓ પોતે

જેટલી હકીકત જાણતા હતા તેટલીથી તેને જાણીતી કીધી. તેમની આ વાત ઉપરથી કુમુદિનીએ એવો સાર કાઢયો કે, કાળરાત્રીને પ્રતાપસિંહના માણુસો જોર જુલમથી પકડી લઈ ગયા. તેની બે સખીઓ તેની સાથે ગઈ. તે વખતે કાંઈ ભેદ ખુલ્લો થયો તેથી રામસિંહના મન ઉપર ખરાબ અસર થઈ અને તે આજારી પડયો.

આ બધી વાતની કુમુદિની ઉપર ઘણી અસર થઇ. તે તુરતજ વૃદ્ધ નાયકને શોધવા નીકળી. તેને મળીને પોતે સરદાર રામસિંહની ઓળખીતી છે એમ જણાવ્યું. વૃદ્ધ નાયકે પોતાની ખાત્રી કર્યા પછી તેને રામસિંહની સારવાર કરવા દેવા કબૂલ કર્યું. રામસિંહના બે ઘોડાવાળાઓમાં એકને મુલુ-નાયકને ત્યાં કુમુદિનીના રોકાણ વિષેની ખબર કરવા અને બીજાને પાસેના ગામમાંથી કેટલીક દવાઓ લાવવા એભલે મોકલ્યો.

વૃદ્ધ એભલ અને કુમુદિનીની ભેગી સારવારથી રામસિંહને જલદી ફાયદો થયો. વાત ઉપરથી વાત નીકળતાં કાળરાત્રી અને સુંદરી એકજ એમ કુમુદિનીના જાણુવામાં આવ્યું. જે ચીઠી પ્રતાપસિંહે રામસિંહને લખી હતી અને તે તેણે નાંખી દીધી હતી તે એભલે ઉંચકીને વાંચી હતી અને તેથી વાત જાણી જઇ તે વિષે કુમુદિની પાસે તેણે ખુલાસો કર્યો હતો.

આ પ્રમાણે દોઢ મહિના સુધી કુમુદિની રામસિંહની પાસે રહી. કેટલીક રાત સુધી તો તેને ઉજાગરા કરવા પડયા હતા. વૃદ્ધ એભલનાયક તેને ઉંઘવા કહે તોપણુ તે ઉંઘતી નહિ. તે છતાં તેની તબીઅત બગડી ન હતી.

ઘણી વખત તે મરી જશે એમ લાગતું હતું. પણ કુમુદિની હીંમત રાખી, એભલની બનાવેલી દવા તેને વખતસર પાવરાવતી હતી. રામસિંહની પાછળ આટલી મહેનત લેતી કુમુદિનીને જોઇને એભલ આશ્ચર્ય પામતો. તેની અને પોતાની મહેનત ફળીભૂત થાઓ એવી તે વારંવાર ઇશ્વરની પ્રાર્થના કરતો હતો.

આજ દોઢ મહિને રામસિંહને શુદ્ધિમાં આવેલો જોઇ વૃદ્ધ એભલ આનંદ પામ્યો. તેને જોઈ રામસિંહની છાતીમાંથી ઉપકારના ઉભરા નીકળતા હતા. તેને બોલતો બંધ પાડીને એભલ બોલ્યો—" સરદાર સાહેબ, પ્રથમ તમારે ઈશ્વરનો અને પછી આ ભલી બાઇનો ઉપકાર માનવો જોઇએ. જો ઈશ્વરે તમારી ઉપર કૃપા કીધી ન હતે અને આ બાઇએ મહેનત લીધી ન હોત તો તમે ક્યારના મરણ પામ્યા હોત."

પ્રથમ કરતાં પણુ હાલ કુમુદિની વધારે શરમાઇ ગઈ. તેના ચહેરા ઉપર રતાશ ફરી વળી. તે બોલી ન શકી. તેની વાચા બંધ થઈ ગઇ હોય

એની તે જણાઇ.

રામસિંહ જે તેના મનનો હાલ જાણતો હતો તે બોલ્યો–" કુમુદિની, હું તને ચહાઉં છું, પણ કેવી રીતે ચહાઉં છું તે જાણતો નથી. વૃદ્ધ નાયક, આ ઉદાર દીલની, ભલી કુમુદિનીએ મારી એક પાસેની સગી, મા, બહેન અથવા પત્ની કરતાં પણ વધારે કરી દેખાડયું છે!"

વૃદ્ધ નાયક બોલ્યો–" સરદાર સાહેબ, એ છોકરીએ જે કાંઈ કરી દેખાડયું છે તેનો બદલો કોઈથી પણ વળે તેમ નથી. જો એ મારી દીકરી હોત તો હું પોતાને ઘણોજ ભાગ્યશાળી માનત."

રામસિંહ સત્તાધીશને અવાજે બોલ્યો–" અને એની સાથેની તમારી ઓળખાણથી પણ તમે મગરૂર દેખાઓ છો."

આ બીજી વખત પણ કુમુદિની આશ્ચર્ય પામીને રામસિંહ તરફ જોઈ રહી. પોતાની સેવા બજાવે અથવા તો પોતાની સાથે મિત્રાચારી રાખે તેને ન્યાલ કરી નાંખવાની પોતાની શક્તિ છે એવો તેનો દેખાવ હતો.

જ્યારે તેઓ સફેદ મહેલમાંથી નાશી જઇને તેને બીજે દિને પેલી ધર્મશાળામાં રાત રહ્યાં હતાં, તે વખતે કુમુદિનીએ પુરુષનો પોશાક પહેર્યો હતો. તે વખતે રામસિંહે મહારાજા શુરસિંહ પાસેથી તેને ઊંચી પદવી અને જાગીર અપાવવાની કબૂલાત આપી હતી. બીજી વખત આજ જ્યારે કુમુદિની તેની પાસે આવી ત્યારે પણ તેજ મતલબના શબ્દો બોલ્યો. તે જોઈ કુમુદિનીને નવા નવા વિચારો આવવા લાગ્યા. તેનું મગજ ગુચવાવા લાગ્યું.

થોડીવાર પછી વૃદ્ધ એબલ બોલ્યો–" બાઇ, સરદાર સાહેબને હવે વધારે વાતો કરાવવી નહિ. તેનાથી તેમને થાક ચઢશે. ચાલો આપણે અહીંથી થોડીવાર જતાં રહીએ. તેમને તેથી ઉંઘ આવશે અને–"

રામસિંહ બોલી ઉઠયો–" નહિ, નહિ, મારા મિત્રો તમે મને છોડીને જશો નહિ. મારે કેટલીક બાબતો જાણવાની છે. તે વિષે તમે મને ખુલાસો કરશો તો મારૂં મન શાંત થશે અને તેથી મને થોડા કલાક શાંત ઉંઘ આવી જશે."

કુમુદિની તરફ જોઇને નાયક બોલ્યો–" સરદાર સાહેબ ખરૂં બોલે છે. આપણે જેટલું જાણતાં હોઈશું તેટલું તેમને કહીશું."

રામસિંહ બોલ્યો–" હું જે કાંઇ પુછું તેના તમે મને ખરા જવાબ આપશો. પહેલું તો જે બાઇને થોડા વખત ઉપર અત્રેથી પકડીને લઇ જવામાં આવી તેનું શું થયું તે તમે જાણો છો?"

એબલે ઉત્તર દીધો–" તેના સંબંધમાં મારા સાંભળવામાં એવું આવ્યું છે કે, કાળરાત્રીએ પોતાની બાકીની જીંદગી એકાંતવાસમાં પૂરી કરવા ઠરાવ

કર્યો છે. તે કાળી ચામડીવાળી સ્ત્રી વીરસેનની પુત્રી સુંદરી છે એવો ભેદ હજી કોઈ જાણતું નથી. પ્રતાપસિંહે પણ તે ખુલ્લો કર્યો નથી."

સુંદરી વિષે રામસિંહે જ્યારે આ સવાલ કર્યો ત્યારે કુમુદિનીએ પોતાનું મોઢું ફેરવી લીધું હતું.

થોડીવાર ચુપ રહ્યા પછી રામસિંહે પૂછ્યું–" આ દેશની હાલ કેવી હાલત છે ?"

વાતની વળણ બદલાયલી જોઇ કુમુદિનીએ રામસિંહ તરફ ફરીથી નજર ફેરવી. એઉની નજર એક થઈ ગઇ. પણ તે એકજ પળ રહી. એભલના જોવામાં તે ન આવી. જો કોંઇએ તેમને જોયાં હોત તો તે તુરત તેમના મનની વાત જાણી જાત. સુંદરીની વાત આવતાં કુમુદિનીએ પોતાનું મોઢું ફેરવી નાંખ્યું તેથી તે તેની અદેખાઈ કરે છે એમ રામસિંહ પામી ગયો હતો.

વૃદ્ધ નાયકે રામસિંહના પૂછેલા સવાલનો જવાબ તુરત આપ્યો તેથી એઉના મનમાં તે વિષે વધારે વિચાર ન આવ્યો.

ગંભીર અવાજે નાયક બોલ્યો–" આ દેશ સંબંધી આ દોઢ મહિનાની અંદર ઘણા જણવા લાયક બનાવો બની ગયા છે. સૌથી પહેલું તો છત્રીશગઢ દેશનો માલિક મરણ પામી છે !"

રામસિંહ બોલી ઉઠયો–" છત્રીશગઢ દેશની માલિક ? તમે કોને વિષે બોલો છો ? રાજકુમારી સુંદરમતી ?"

એભલે જવાબ આપ્યો–" હા, તેજ. જે વખતે તમે અહીં આવ્યા તે વખતેજ તેને કાળા કિલ્લામાં લઈ જવામાં આવી હતી. ત્યાં તેને આ દેશની મહારાણી ઠરાવવામાં આવી હતી. તેને લગતી બધી બાબતો ઘણીજ ઉતાવળથી અને ભેદ ભરેલી રીતે કરવામાં આવી હતી. એક દિવસે તેને રાણી ઠરાવી બીજે દિને તેને કુંવર જોરાવરસિંહ સાથે પરણાવવા–"

રામસિંહ આશ્ચર્ય પામીને બોલી ઉઠયો–"જોરાવરસિંહ સાથે તે પરણી?"

એભલે જવાબ આપ્યો–" અહીં આવતા જતા મુસાફરોને મોઢે તે વાત મેં સાંભળી છે. આસપાસના લોકો પણ એ વિષે કાંઈક કાંઈક જાણે છે. ત્રણ ચાર દિવસ સુધી કાળા કિલ્લામાં ધામધુમ થઈ રહી. પછી લગ્ન ક્રિયાનો દિવસ આવ્યો. તે દિવસે કાંઈ ભયંકર બનાવ બન્યો. શો બનાવ બન્યો તે વિષે કોઈ પૂર્ણ રીતે જાણતું નથી. લોકો એવી વાતો કરે છે કે, મંડપમાં પ્રકાશ થઈ રહ્યો અને તેની અંદરથી કોઇ આકાર પ્રગટ થયો; તે આકારે કુંવર જોરાવરસિંહ અને મહારાણીનાં લગ્ન કરવાની મના કીધી. એમાં કેટલું સાચું છે તે હું જાણતો નથી; પણ એટલું તો ખરૂં છે કે, કાંઇ ભયંકર બનાવ બન્યો

અને તેના ભયથી મહારાણી મરણ પામી."

આ વિષે શું ધારવું તે બાબત કાંઈ પણ વિચાર કર્યા વગર રામસિંહ બોલ્યો—"ભલા નાયક, આ તો અદ્ભુત અને કરૂણારસિક બનાવ બન્યો."

પોતાની તરફ બેઉની નજર ફરેલી જોઇ કુમુદિની બોલી—"ખરેખર અદ્ભુત અને કરૂણા રસિક બનાવ! પણ તમે મને એ વિષે આટલા દિવસ સુધી ખબર કેમ નં આપી ?"

એભલસિંહે ઉત્તર આપ્યો—"બાઈ, તમે આટલા દિવસ સુધી સરદાર સાહેબની સારવારમાં એવાં તો રોકાયલાં હતાં કે, એવી બાબત વિષે વાત કરવા તમને વખતજ નહોતો. વળી તમને એવી બાબતો જાણવી ગમતી હશે એમ પણ હું જાણતો નં હતો."

કુમુદિની બોલી—"હા, એ પણ ખરૂં છે!" આમ બોલી તે કોઇ ઊંડા વિચારમાં પડી હોય એવી જણાઇ.

તેને વિચારમાં પડેલી જોઈ રામસિંહ બોલ્યો—"કુમુદિની, એભલે આ વાત કહી તેની તારી ઉપર ઘણી અસર થઇ હોય એમ જણાય છે."

કાળા કિલ્લાના ભોંયરામાંની પેલી સફેદ સ્ત્રી તેને યાદ આવી ગઇ. તે વિષે પોતાથી કાંઇ બોલાઇ જવાશે જાણી કુમુદિની બોલી ઉઠી—"મને એ વિષે કાંઈ સવાલ ન પૂછો. વૃદ્ધ નાયક, તમે તમારી વાત આગળ ચલાવો."

વૃદ્ધ બોલ્યો—"તે પછી ઘણા બનાવો બની ગયા તે બધા ટુંકમાં કહી જવા જેવા છે. મહારાણીના મરણની ક્રિયા કર્યા પછી ચોથે દિવસે પ્રતાપસિંહે વીશ હજાર માણસો લાવીને કાળા કિલ્લાને ઘેરો ઘાલ્યો."

કુમુદિની બોલી—"આ બાબત વિષે પણ તમે મને કાંઈ કહ્યું નહિ? પણ પછી તે કિલ્લાનું શું થયું ?"

એભલ બોલ્યો—"હજી કાંઈ તેનો છેડો આવ્યો નથી. પ્રતાપસિંહે ઘણા ઘણા હલ્લા કર્યા પણ અંદરથી મજબૂત બચાવ કરવામાં આવે છે. પ્રતાપ-સિંહે પોતાના લશ્કરની મદદથી ખોરાકના ભંડારનો નાશ કર્યો છે અને તેથી કિલ્લામાં ભૂખમરો ચાલે છે એવી વાત સંભળાય છે."

ભૂખમરાથી સફેદ સ્ત્રીની શી હાલત થઈ હશે તે વિષે વિચાર આવતાં ફીક્કી પડી જઈને કુમુદિની બોલી—"ભૂખમરો! અરે ઈશ્વર! પણ નાયક, તમારી તે વિષે ખાત્રી છે? તમે બરોબર જાણો છો ?"

એભલે ઉત્તર દીધો—"મેં તો લોકોને મોઢે વાત સાંભળી છે તે હું કહુંછું. કિલ્લાવાળાઓ પોતાની ઉપર પડેલા ભૂખમરાની વાત કદી પણ કહે નહિ."

રામસિંહ બોલ્યો—"આખરે સરદાર બહાદૂર વિજયી થશે. તે બહાદૂર

લડવૈયો છે. આ દેશના બીજા ભાગની હાલત કેવી છે ? ”

વૃદ્ધ એભલે ઉત્તર દીધો—“ આ તરફ સિવાય બાકીનો બધો ભાગ પ્રતાપસિંહના હાથમાં છે. જ્યારે આ તરફનો ભાગ તે જીતી લેશે ત્યારે આખો દેશ તેના હાથમાં રહેશે.”

થોડીવાર રહીને પછી રામસિંહે પૂછયું—“ બીજા શા સમાચાર છે ? ”

કાંઇ યાદ આવતાં તે વૃદ્ધ બોલ્યો—“ અરે ! હા, એક વાત તમને કહેવી ભૂલી ગયો ! આ અરધા કલાક સુધી આ દેશ વિષે મેં તમારી સાથે વાત કીધી પણ તમારા દેશ વિષે તો હું કાંઇ પણ બોલ્યો નથી. ”

અતિ આતુરતા દર્શાવતાં રામસિંહે પૂછયું—“ માળવા વિષે તમે શું કહેવા માગો છો ? બોલો, બોલો ! મને વહેમમાં રહેવા ન દો ! ”

વૃદ્ધ એભલ બોલ્યો—“ પ્રથમ તો ઉદેપુરના વૃદ્ધ મહારાણા મરણ પામ્યા છે- ”

રામસિંહ બોલ્યો—“ શું ! મહારાણા મરણ પામ્યા ? ” આમ બોલતી વખતે રામસિંહને એક આંચકો આવ્યો અને તેથી આખો ખાટલો હાલી ગયો.

વૃદ્ધ એભલ બોલ્યો—“ આજ એક મહિનો થયો તે મહારાણાએ સ્વર્ગવાસ કર્યો છે. તેમને પેટ સંતાન ન હોવાથી તેમના એક ભત્રીજાને તેમની ગાદી મળી છે. ”

રામસિંહે અતિ આતુરતા દર્શાવતાં પૂછયું—“ તે ભત્રીજો કયો ? ”

વૃદ્ધ નાયકે જવાબ આપ્યો—“ જે ભત્રીજાને મહારાણાએ દત્તક કરી લીધો છે અને જે તેમના વખતે હાજર નહતો. ”

તદન આતુર થઇને રામસિંહે પૂછયું—“ પણ તે કોણ ? ”

વૃધ્ધે જવાબ આપ્યો—“ મોટો, બહાદુર અને ઉદાર દીલનો માલવાનો મહારાજા શુરસિંહ ઉદેપુરના મહારાણા તરીકે ગાદીએ બેસનાર છે ? ”

આ સાંભળી રામસિંહે ખાટલા ઉપરથી ઉઠવાની કોશેશ કીધી પણ તે ઉઠી ન શકયો. તેના ફીક્કા ચહેરા ઉપર રતાશ ચઢી આવી. તેણે બોલવાની તજવીજ કીધી, પણ તે બોલી ન શકયો. એભલની આ છેલ્લી ખબરે તેની ઉપર ઘણી અસર કીધી, તે બેશુદ્ધ થઇ ગયો.

કુમુદિની તેને શુદ્ધિમાં લાવવાને તૈયાર હતી. એભલની દવાની મદદથી તે થોડીવારમાંજ હોંશિયાર થયો. કુમુદિનીના આનંદી ચહેરા તરફ જોઇ તેણે પોતાનું મોઢું મલકાવ્યું.

થોડીવાર પછી તેને ઉંઘ આવી ગઇ.

---

## પ્રકરણ ૯૦ મું.

### રજા.

જ્યારે રામસિંહ જાગ્યો ત્યારે રાત પડી ગઈ હતી. ઓરડામાં ઝાંખો દીવો બળતો હતો.

સદ્ગુણી–સુંદર કુમુદિની તેના ખાટલા પાસે બેઠી હતી. તે તેને જાગી ઉઠેલો જોઇ પાસે આવી અને તેને માટે તૈયાર કરેલી દવા પીવરાવી. દવા પીધા પછી રામસિંહે પૂછ્યું–"કુમુદિની, ઉદેપુરના મહારાણા મરણ પામ્યા અને તેની ગાદી શુરસિંહને મળી એ વાત મેં સાંભળી તે ખરી છે કે સ્વપ્ન છે?"

તે કુમારિકાએ જવાબ આપ્યો–"સરદાર સાહેબ, વૃદ્ધ એભલનાયકે તમને એ ખબર આપી તે ખરી છે. પણ એ વાત તમે વધારે વાર યાદ ન કરો. એથી તમે ઉશ્કેરાઈ જાઓ છો અને તે તમને કદાચ નુકશાનકર્તા થઇ પડશે."

રામસિંહ થોડીવાર વિચાર કર્યા પછી બોલ્યો–"તારૂં કહેવું ખરૂં છે. જો મારા એક નોકરને હું ઉજ્જન મોકલીશ તો મારા મનને શાંતતા વળશે. હાલ કેટલી રાત ગઈ હશે?"

કુમુદિની બોલી–"મધરાત થવા આવી છે. પણ હું જઇને વૃદ્ધ એભલને જગાડું છું. તે તમારા એક ઘોડાવાળાને જગાડી આવશે."

રામસિંહ બોલ્યો–"ના, ના, હમણાં ઉતાવળ નથી. સવારના વાત. આ અંધારાં ખંડીએરોમાં આવી મધરાતે તને મોકલવાને હું ખુશી નથી."

કુમુદિની બોલી–"જો આ કારણસરજ તમારા મનનો વિચાર સવાર સુધી મુલતવી રાખવા માગતા હો, તો મારૂં કહેવું એવું છે કે, અંધારામાં હું ડરતી નથી."

આમ કહી રામસિંહનો જવાબ સાંભળ્યા વગર તે ચાલી ગઈ. પોતાને માટે તે કેટલી ઉત્કંઠા રાખતી હતી તે રામસિંહના જોવામાં આ નાના દાખલા ઉપરથી આવ્યું. તેના મન ઉપર તેથી અસર થઈ. કુમુદિનીને તે ચહાતો હતો કે નહી તે વિષે તેના મનમાં હજી ખાત્રી ન હતી પણ તેની તેણે જે ચાકરી બજાવી હતી તેથી તેની ઉપર તેનો ચાહ વધ્યો હતો.

થોડીવારમાં રામસિંહનો એક ઘોડાવાળો તે ઓરડામાં દાખલ થયો. તેની સાથે ખાનગી વાત કરવાની હશે જાણી કુમુદિની બહાર ઉભી રહી.

થોડીવાર સુધી તે ઘોડાવાળો પોતાના શેઠની પાસે રહ્યો, અને પછી બહાર આવી જ્યાં પોતાના ઘોડા બાંધેલા હતા ત્યાં ગયો. પોતાનો ઘોડો તૈયાર કરી, પોતાના સોબતીને મળીને તે કિલ્લામાંથી બહાર નીકળ્યો અને ઉજ્જન

તરફ પોતાનો ઘોડો દોડાવી ગયો.

પોતાના માણુસને ઉજન મોકલ્યા પછી રામસિંહનું મન શાંત થયલું લાગ્યું. તેને તુરત ઉંઘ આવી ગઈ. કુમુદિની ધીમેથી ઓરડામાં આવી અને તેને ઉંઘી ગયલો જોઇ, પોતાનું બીછાનું ઓરડાની બહાર તૈયાર કરી રાખ્યું હતું તેની ઉપર સુતી અને તેને પણ ઉંઘ આવી ગઇ.

સવારના તે ઉઠ્યો ત્યારે તેની તબીઅત વધારે સુધરેલી જણાઈ. કોઇની પણ મદદ વગર તે ખાટલામાં બેઠો થયો. પછી તે બોલ્યો–"કુમુદિની, અહીં મારી પાસે બેસ. આપણે વાતો કરીએ. તારી વાતોથી મને આનંદ ઉપજે છે. મારે તને કેટલુંક પૂછવું છે. ગઈ કાલે જ્યારે વૃદ્ધ બેભલસિંહે કાળા કિલ્લાના ઘેરાની વાત કીધી ત્યારે તું ગભરાઈ ગઈ હતી. તે વિષે કાંઇ ખાનગી કારણ હોય તો હું તે જાણવા નથી માગતો, પણ જો મારી સલાહની જરૂર પડશે તો–'

રામસિંહના કહેવાની મતલબ સમજી જઇને કુમુદિની બોલી–"સરદાર સાહેબ, મારે એક બે સવાલો પૂછવા છે. એમ ધારો કે, કાળા કિલ્લાથી થોડે દૂર કિલ્લામાં દાખલ થવાનો છુપો માર્ગ છે. બહારની બાજુથી તેને કિલ્લા સાથે કાંઈ દેખીતો સંબંધ નથી, તે છુપે રસ્તે જો કોઇ હીંમતવાન માણસ જવા માગે તો લશ્કરના ઘેરા વચ્ચેથી જઇ શકે? તમે સરદાર છો. તમને કિલ્લાના ઘેરાનો અનુભવ હશે તેથી જાણી શકશો કે, કાળા કિલ્લાને ઘેરીને લશ્કર કેવી રીતે પડયું હશે!"

રામસિંહ બોલ્યો–"કુમુદિની, તારૂં કહેવું હું સમજ્યો છું. ગમે તેવો હીંમતવાન અને બળવાન માણસ હોય તો પણ તે તરફ જઇ ન શકે. ગઈ કાલે વૃદ્ધ નાયકને મોઢે મેં જે હકીકત સાંભળી તેથી જણાય છે કે, કિલ્લામાં ભૂખમરો પાડી કિલ્લો લેવો એવો પ્રતાપસિંહનો વિચાર છે, અને તેથી તેણે એક પણ જગા એવી નહિ રાખી હોય કે, જ્યાંથી કિલ્લા પાસે પણ જવાય."

નિઃશ્વાસ નાંખીને કુમુદિની બોલી–"અરે! ત્યારે તો મારી બીક ખરી પડી!"

તેના બોલવા ઉપરથી તેની મતલબ પામી જઈને રામસિંહ બોલ્યો–વીરબાળા, તારા બોલવા ઉપરથી તો જણાય છે કે, તે કિલ્લામાં તારો કોઈ મિત્ર અથવા સગું હોવું જોઇએ અને તેને મદદ કરવા જવાનો તારો પોતાનોજ વિચાર હશે!"

કુમુદિનીએ જવાબ આપ્યો–"હા, તેમ છે ખરૂં. ત્યાં–એ કિલ્લામાં એક સ્ત્રી–દુઃખીઆરી–રહે છે–હું ધારૂંછું ત્યાં સુધી તો, તે હજી ત્યાંજ હશે પણ તેને વિષે હું વધારે ખુલાસો કરી શકતી નથી."

તે સરદાર બોલ્યો—" વહાલી કુમુદિની, એ કામમાં હું તને મદદ કરી શકીશ."

આકાશ તરફ હાથ ઊંચા કરીને તે બોલી—" શું એમ બની શકશે ? પણ એમ કરતાં તો મારે તમને છોડીને જવા પડશે. તમારે તમારી પોતાની સંભાળ લેવી પડશે વૃદ્ધ એભલ તમારી ઘણી સારવાર કરી શકનાર નથી."

રામસિંહ બોલ્યો—" હું સાજો થાઉં ત્યાં સુધી મારી પાસે રહેવા તું કબૂલ થઇ છે તેને વિષે તું હજી વિચાર કરે છે ? પણ હું કાંઈ આપમતલબીઓ નથી. બીજાના લાભનો નાશ કરી હું તને અત્રે રાખું એવો માણસ હું નથી. તારી કબૂલાતમાંથી હું તને છુટી કરૂંછું. તારાથી છુટું પડતાં મને દુઃખ તો થશે પણ—"

જરા શરમાઈ જઈને તે બોલી—" જો તમે હજી સુધી ભયમાં હોત તો હું તમને મૂકી જાત નહિ પણ જ્યારે તમારી તબીયત સુધરી છે અને થોડા દિવસમાં તમે ઉજ્જન તરફ રવાના થશો, તે માટે હાલ જ્યાં મારી જરૂર છે—"

રામસિંહ બોલ્યો—" વીરબાળા, તારા મનની ઉમેદને હું કચરી નાંખનાર નથી. આ મારી વીંટી લે. એ પ્રતાપસિંહની આપેલી છે. એ વીંટીની મદદથી તું તેની છાવણીમાં દાખલ થવા પામીશ. તેનો કોઈ પણ માણસ તને કાંઈ પણ પૂછે તેના જવાબમાં આ વીંટી બતાવીશ તો તને તે માન આપશે. આ વીંટીનો મેં ઘણીવાર અનુભવ લીધો છે."

રામસિંહના હાથમાંથી તે વીંટી લેતાં કુમુદિની બોલી—" સરદાર સાહેબ, તમારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે અને હવે 'હું જાઉંછું' એટલા શબ્દો તેના મોઢામાંથી નીકળી ન શકયા. રામસિંહથી છુટી પડવાને તે નારાજ હતી. તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

થોડીવાર સુધી તો રામસિંહે તેને રડવા દીધી. તેને કેવી રીતે શાંત પાડવી તે તે જાણતો ન હતો, પણ રડવાથી તેનું મગજ હલકું થયું.

પછી રામસિંહ બોલ્યો—" હું અહીં પડયો છું તેથી તને દલગીરી લાગે છે, પણ તું મને છોડી જાય છે તેથી હું કાંઇ ઓછો દલગીર નથી. મારૂં મન કહે છે કે, આપણે બીજી વખત મળીશું. થોડા મહિના પછી હું આ તરફ પાછો ફરનાર છું. કુમુદિની, વહાલી કુમુદિની, માત્ર તને અને તનેજ જોવા—મળવા માટે હું આવનાર છું."

રામસિંહના આ શબ્દોથી તેનો ચહેરો આનંદથી પ્રફુલ્લિત થયો. તે બોલી—" અરે ! હું એટલા બધા માનને લાયક નથી !"

રામસિંહ બોલ્યો—" તું એથી પણ વધારે માનને લાયક છે. મારાથી

અને તો હું તને સૌથી વધારે માન આપી શકું. મારા જેવા સાદા સરદાર રામસિંહની તેં જે નોકરી બજાવી છે. તેનો બદલો ઉદેપુરના મહારાણા શુરસિંહ પાસેથી તને અપાવાને હું શક્તિવાન છું. તું મોટી પદવીએ ચઢવાને લાયક છે.”

ધ્રુજતી ધ્રુજતી કુમુદિની બોલી–“ મને દોલત અથવા મોટી પદવીનો લોભ નથી. મારૂં કામ પુરૂં થશે એટલે હું મારા ઝુંપડામાં પાછી ફરીશ, અને મારાં પાળક માતા પિતાની સેવા બજાવી તેમને સંતોષ આપીશ. તમે મારી તરફ જે માયા દેખાડી મને માન આપવા માગોછો તે માટે હું તમારો આભાર માનુંછું.” આમ બોલી તે ઉઠીને ઉભી થઈ અને ત્યાંથી જવાને તૈયાર થઇ.

રામસિંહ ધીમે સ્વરે બોલ્યો–“કુમુદિની, તેં મારા તરફ જે માયા દેખાડી છે તે હું કદી પણ ભૂલી જનાર નથી. તું તારા ઝુંપડામાં જઈ સુખી થઈ–”

કુમુદિનીએ ઉત્તર દીધો–“ હું તે વિષે ઈશ્વર ઉપર ભરોંસો રાખીશ.” પોતાના મનમાં જે આશા હતી તે ઇશ્વર પાર પાડશે એવો તેને ભરોંસો નહોતો.

રામસિંહ બોલ્યો–“ જો તારી જીંદગી દુઃખમાં જાય તો પછી ઇશ્વર ઉપર હું ભરોંસો રાખી ન શકું ! વીરબાળા, ઈશ્વર તને ભયમાંથી બચાવશે. તારા જેવી સદ્ગુણી નારનું ઇશ્વર હમેશ રક્ષણજ કરે છે. આજથી થોડા મહિના પછી–માહ મહિનામાં જ્યારે વસંતઋતુ બેસશે ત્યારે હું તારા ઝુંપડા તરફ આવીશ. વસંત પંચમીને દિવસે સાંજના ઝાડીમાંથી નીકળીને તારા ઝુંપડા તરફ આવતો તું મને જોશે. મને જોઇને તું આનંદ પામશે ? તે વખત તારી ખાત્રી થશે કે, હું નગુણો નથી.”

કુમુદિની બોલી ન શકી. તે કાંઈ પણ ઉત્તર આપી ન શકી. તે શરમાઇ ગઇ. તેની છાતીમાં આશાના કાંઇક અંકુર ફુટી નીકળ્યા, તે રડવા લાગી. પણ આ રડવું હર્ષનું હતું.

પછી તે બોલી–“ સરદાર સાહેબ, હું રજા લઉંછું. મારી મૂખાઈ, મારી નબળાઇ તમે ક્ષમા કરજો.”

રામસિંહનું હૈયું ભરાઇ આવ્યું. તે બોલ્યો–“ કુમુદિની, દુઃખી ન થા! જા, તારૂં કામ ફતેહ કર !”

થોડીવાર સુધી બેઉ જણ એક બીજાની તરફ જોઈ રહ્યાં. કુમુદિનીનો હાથ પકડીને રામસિંહ બેસી રહ્યો. કોઇ પણ બોલી ન શકયું. આખરે ધીમેથી હાથ છોડવી કુમુદિની ચાલી ગઇ.

## પ્રકરણ ૯૧ મું.

### કાળા કિલ્લામાં ભૂખમરો.

હા, કાળા કિલ્લામાં ભૂખમરો શરૂ થઈ ચુકયો હતો. સવા મહિનો થયાં તેને ઘેરો ઘાલવામાં આવ્યો હતો અને તેટલા વખતમાં અનાજનો એક દાણો પણ કિલ્લામાં જવા દેવામાં આવ્યો ન હતો. તેમના કિલ્લામાં જે ખોરાક ભરેલો હતો તેનો પણ સરદાર બહાદુરે નાશ કરી નાંખ્યો હતો. ઠાકોર વસંતસેનને આ ફટકો સજ્જડ લાગ્યો હતો છતાં તેણે પોતાની હાલત ઘેરો ઘાલનાર લશ્કરથી છુપાવી રાખી હતી.

ઠાકોર વસંતસેન, કુંવર જોરાવરસિંહ, ગુરૂસ્વામી અને બીજા કેટલાક ઠાકોરો અને સરદારોએ મળી એવો ઠરાવ કર્યો કે, ગમે તેમ થાય પણ આપણા કિલ્લામાં ભૂખમરો ચાલે છે એવી વાત બહાર જવા ન દેવી પણ તેને બદલે અમારી પાસે પૂરતો ખોરાક છે એવી વાત ઉડાવવી. આથી કદી કંટાળીને પ્રતાપસિંહ ઘેરો ઉઠાડી મૂકશે. જો તેને એક વાર પણ ખબર પડી કે, કિલ્લામાં ભૂખમરો ચાલે છે તો તે કદી પણ અહીંથી ખસનાર નથી અને તેથી આપણને તાબે થયા વગર બીજો ઈલાજ નથી.

આ વાત વધારે વાર છુપી ન રહી. નાની નાની લડાઈઓમાંથી જે જે કેદીઓ પકડાયા હતા તેમની પાસેથી બધી ખબર પ્રતાપસિંહે મેળવી લીધી હતી, અને તેથી તે પોતાની ગણત્રીમાં ફાવ્યો છે એવી તેની ખાત્રી થઈ હતી.

ખોરાકના ભંડારનો નાશ થઈ ગયા પછી થોડા વખત સુધી તો અમલદારોએ તે વાત સીપાઈઓથી છુપાવી રાખી. પણ આ વાત કેટલીવાર છુપી રહે? આખરે તેમને ખરેખરી વાત કહેવાની જરૂર પડી. થોડો ઘણો જે ખોરાક રહ્યો હતો તે છુપાવી રાખી કરકસરથી વાપરવા ઠરાવ કરવામાં આવ્યો. પણ તે કેટલા દિવસ ચાલે? ઘણી સંભાળથી વાપરતાં પણ તે ખુટી ગયો. આખરે જ્યારે ભૂખમરો પડવા લાગ્યો, ત્યારે સીપાઈઓએ એકઠા થઇને ઠાકોર સાહેબને મળવા માગ્યું. ઠાકોર તેમને મળવા માટે બહાર નીકળ્યો. ઠાકોરને જોઇ કેટલાક અમલદારો બોલ્યા કે, ચાલો આપણે બધા એકઠા થઈને જોરજુલમથી આ ઘેરામાંથી નીકળી બહાર પડીએ. ઠાકોરે વખત વિચારીને તેમના કાલાવાલા કરવા માંડયા. પ્રતાપસિંહની સામે લડતા બહાર નીકળી જવું એ મૂર્ખાઈ છે વગેરે વાતો તેણે કહી, પણ સીપાઈઓએ તે ન માની. એટલામાં ગુરૂસ્વામી ત્યાં આવ્યો અને તેણે સીપાઇઓને કહ્યું કે, મને એવી ખબર મળી છે કે, થોડા વખતમાં આપણે મદદ મેળવી શકીશું, અને તેટલો

વખત સબૂરી રાખી જો નાના હુમલા શત્રુઓ ઉપર કરીશું તો ફાવીશું.

ઠાકોર વસંતસેને તેમ કરવા કબૂલ કર્યું. વારંવાર નાના હુમલા કિલ્લામાંથી કરવા માંડયા. તેના પરિણામમાં કેટલાક માણસો મરણ પામ્યા અને આઠથી દશ માણસો પકડાઈ ગયા. તેમ પ્રતાપસિંહના પણ બે માણસો પકડાઈ ગયા.

તેમનાથી ગુરૂસ્વામીને એક નવી ખબર મળી. ઉદેપુરના મહારાણાના મરણના સમાચાર પ્રતાપસિંહની છાવણીમાં બે દિવસ થયાં આવ્યા હતા તે ગુરૂસ્વામીના જાણવામાં આવ્યા. આ સમાચાર ઉપરથી ગુરૂસ્વામીએ નવી વાત ઉભી કીધી. તેણે પોતાના લશ્કરમાં ખબર ફેલાવી કે, ઉદેપુરના વૃદ્ધ મહારાણા મરણ પામ્યા છે અને નવા મહારાણા મોટું લશ્કર લઇને આપણી મદદે આવે છે, માટે આપણો છુટકો થોડા વખતમાં થશે. આ વાતની અસર ગુરૂસ્વામીના ધારવા મુજબ થઈ. તેના લશ્કરે પ્રતાપસિંહને તાબે થઇ જીવ બચાવવાના કરતાં ભૂખમરાથી મરી જવા વધારે પસંદ કીધું.

જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ ભૂખમરો વધતો ગયો. કેટલાકને તો પાંચ પાંચ દિવસ સુધી ફક્ત પાણી ઉપર રહેવું પડયું હતું. જ્યારે ભૂખમરાનું વધારે દબાણ થવા માંડયું ત્યારે કેટલાક સીપાઇઓ પ્રતાપસિંહને શરણ જવા તૈયાર થયા. ગુરૂસ્વામી અને ઠાકોર સાહેબ ગભરાયા. તેમણે સીપાઇઓને દરરોજ જુદી જુદી વાતો કહી સંભળાવા માંડી. ગમે તેમ કરી તેમને સમજાવવા માંડયા, પણ તે વાતની તેમના મન ઉપર ઘણી અસર ન થઇ. આખરે એક નવી વાતે અસર થઈ. ગુરૂસ્વામીએ એવી વાત ફેલાવી કે, પ્રતાપસિંહે પોતાના લોહીથી પોતાને હાથે લખીને એવું જાહેરનામું ફેરવ્યું છે કે, શત્રુનો કોઇ પણ માણસ કેદ પકડાય તેને કાંઇ પણ ખાવાનું ન આપવું, એટલુંજ નહિ, પણ પીવાને પાણી સુદ્ધાં ન આપવું. આ જોડી કાઢેલી વાતની અસર લશ્કર ઉપર થઇ. કિલ્લામાં તેમને ખોરાક નહિ પણ પાણી તો મળતું હતું, અને તેથી પ્રતાપસિંહને શરણ થઈ પાણી વગર ટળવળી મરવાને બદલે બહારથી પોતાને મદદ મળે ત્યાં સુધી કિલ્લાનો બચાવ કરવા તેઓ કબૂલ થયા.

કિલ્લાને ઘેરો ઘાલે પ્રતાપસિંહને લગભગ સવા મહિનો થયો હતો, તેમાંના આ છેલ્લા આઠ દિવસ તો લશ્કરે કેવી વેદના ભોગવીને કાઢવા તે ઇશ્વરજ જાણે છે! નાના મોટા વચ્ચે, ઊંચ નીચ વચ્ચે આ વખતે મુદલ તફાવત રહ્યો ન હતો. દરેક સ્ત્રી અને પુરુષ ખાવાની કાંઇ પણ ચીજ મળે તો તેને માટે મારામારી કરવા લાગ્યાં. બાળકો મા બાપ આગળથી ખાવાનું

માગતાં તો માબાપો બાળકને ખાવા દોડતાં. નોકરો શેઠ અને શેઠાણીના હાથમાંથી ખાવાનું આંચકી લઇ ખાઇ જતા. લશ્કર કંટાળી ગયું હતું. જો ગુરૂસ્વામીએ દરરોજ નવી નવી વાતો જોડી કાઢીને તેમને હીંમત આપી ન હોત તો તેઓએ કયારનોએ પ્રતાપસિંહને કિલ્લામાં દાખલ કર્યો હોત.

કિલ્લામાં ઉગેલા ઝાડને એક પણ પાંદડું રહ્યું ન હતું. જમીન ઉપર ઘાસનું તણખલું ન હતું. બધી ચીજો તેઓ ખાઈ ગયા. હવે તેમની ભયંકર હાલત થવા માંડી. લોકોની ઉંઘ ઉડી ગઇ. ભૂખે પેટે ઉંઘ તે કેમ આવે? સ્ત્રીઓ, બાળકો, અને પુરુષોનાં મુડદાંઓ રસ્તે રસ્તે રખડવા લાગ્યાં.

આ બધી વાતની ખબર કિલ્લામાંથી એકાદ બે છુપા નાશી આવનાર સીપાઇઓથી પ્રતાપસિંહને પડતી હતી. પ્રતાપસિંહે જોયું કે, હવે બરોબર ભૂખમરો પડયો છે અને લોકો નબળા થઈ ગયા છે, માટે આ વખતે હુમલો કરીશું તો ફાવીશું.

જે દિવસે કુમુદિની રામસિંહની રજા લઇને કાળા કિલ્લા તરફ આવવા નીકળી તેજ દિવસે સવારના પ્રતાપસિંહે ચારે તરફથી કાળા કિલ્લા ઉપર હુમલો કરવાની તજવીજ કીધી હતી. કિલ્લાનું સૈન્ય બચાવ કરવાને તૈયાર થઇ રહ્યું હતું. આજ તો મારવું કે મરવું એવો તેણે નિશ્ચય કર્યો હતો. આ તરફ પ્રતાપસિંહે પણ છેલ્લો ફટકો મારવાની ધારણા રાખી હતી. પ્રભાતમાંજ તેને સારા શુકન થવા માંડયા હતા.



## પ્રકરણ ૯૨ સું.



### લડાઇ.

આજ તો સૂર્ય નારાયણ પણ પૂર જોશમાં પ્રકાશી નીકળ્યા હતા. આકાશ ખુલ્લું હતું. પ્રતાપસિંહે ચારે તરફથી એકદમ હુમલો કરવાને હુકમ ફેરવ્યો હતો. કિલ્લામાંનું સૈન્ય પણ ભીંત ઉપર ચઢીને લડવાને તૈયાર હતું. ગમે તે થાય તોપણ પાછળ ન હઠવું એવો કિલ્લાના ભૂખે મરતા સૈન્યે ઠરાવ કર્યો હતો.

પ્રતાપસિંહ સામી તરફથી આવતા તીર અને તોપના મારાની દરકાર કર્યા વગર અગળ ધસવા લાગ્યો. સામેની બાજુએ કિલ્લાનો બચાવ હીંમતથી કરવા માટે ઠાકોર વસંતસેન અને કુંવર જોરાવરસિંહ સૈન્યને ઉશ્કેરતા હતા. ખાઇ ઉપર તરાપા ઉતારીને, નાના મોટા મછવા અને જંગલમાંથી ઝાડો કાપી લાવ્યા હતા તેને આધારે પ્રતાપસિંહના માણસો કિલ્લાના ઘડ આગળ

પહોંચ્યા. કેટલાક હીંમતવાન માણસો તો ખાઈમાં પડી તરીને કિલ્લા આગળ જઈ પહોંચ્યા. સૂર્યોદય પછી બે કલાકના વખતમાં તો પ્રતાપસિંહે પોતાના માણસોને કિલ્લાના ધડમાં દાખલ કરી દીધા.

તે પછી કિલ્લાની ભીંત ઉપર સીડીઓ માંડવામાં આવી અને પ્રથમ જેમ ઉપર ચઢવાની કોશેશ કરવામાં આવી હતી તેમ આ બીજી વખત પણ કરવામાં આવી, પણ તે વખતના કરતાં આ વખતે કિલ્લાનો બચાવ બહુજ મજબૂતીથી કરવામાં આવ્યો હતો. પ્રતાપસિંહનું સૈન્ય દૂર હતું ત્યાં સુધી તીર, બરછી વગેરે હથિયારોથી અને ભીંત ઉપર આવતાં વાર હાથોહાથ લડાઈ કરી તે ભુખે મરતા લશ્કરે પ્રતાપના લશ્કરને કિલ્લાની ભીંત ઉપરથી પાછા ઉતરી જવા ફરજ પાડી.

પોતાની આ હાર જોઈ પ્રતાપસિંહ જરા પણ ખીજવાયો નહિ કે શુચવાયો નહિ. પ્રથમના જેવોજ તે શાંત રહ્યો. પોતાના ઘણા માણસો મરણ પામ્યા હતા છતાંએ તે જરા પણ ગભરાયો નહિ. જેમ પ્રતાપસિંહના માણસોનો ઘાણ નીકળ્યો હતો તેમ કિલ્લામાંના પણ ઘણા માણસો મરણ પામ્યા હતા. આ વખત તેમને ફતેહ મળી છે તેથી તેઓ કિલ્લામાંથી બહાર આવીને લડવાની હીંમત કરશે એવી પ્રતાપની ગણત્રી ખરી હતી. કિલ્લાના સૈન્યે જ્યારે પોતાની જીત થયલી દીઠી અને પ્રતાપસિંહના લશ્કરને નાશી જતું દીઠું ત્યારે તેની પાછળ જવાની બહોંશ કીધી. આનું પરિણામ શું આવશે તે ઠાકોર વસંતસેન જાણતો હતો. આ વખત તે પોતાના લશ્કરને અટકાવી શકે એમ ન હતું. તેથી તેણે હા પાડી. ઠાકોર સાહેબ તરફથી હુકમ મળતાંને વાર બધું સૈન્ય કિલ્લામાંથી બહાર નીકળીને જ્યાં જ્યાં પ્રતાપસિંહના માણસો મળતા ગયા ત્યાં ત્યાં લડાઇ કરવા લાગ્યા.

લશ્કરના સરદાર તરીકેની બુદ્ધિનો આ વખત ખપ પડે છે. પ્રતાપસિંહે પોતાની તે બુદ્ધિનો આ વખત ઉપયોગ કર્યો. એક ઉંચી જગાએ ઉભા રહીને તેણે પોતાના કેટલાક માણસોને કાંઇ હુકમ આપી પોતાના બધા અમલદારો તરફ મોકલ્યા. પ્રતાપસિંહના કેટલાક સીપાઇઓ નાશી જતા, કેટલાક વિચાર કરતા, કેટલાક ગભરાઇ જઇ અહીંથી તહીં ફરતા હતા, પણ પ્રતાપસિંહનો હુકમ આવી પહોંચતાં બધા શાંત થઈ ગયા. થોડી વાર પહેલાં શું કરવું તેના વિચારમાં જે માણસો હતા તેઓ પણ સ્થિર થઇ લડવાને તૈયાર થયા. થોડીવારમાંજ બધા ગોઠવાઈને ઉભા રહ્યા. આવતા ભયની સામે કેમ થવું તે પ્રતાપસિંહે તેમને શીખવ્યું હતું.

હવે લડાઇ કિલ્લાની બહાર ચાલી. મારો મારો કાપો કાપો થઈ રહ્યું.

બધાની વચ્ચે આમ તેમ ફરીને પ્રતાપસિંહ પોતાના માણુસોને ઉશ્કેરતો અને પોતે તલવાર ફેરવતો જાણે ઘાસ કાપતો હોય તેમ શત્રુઓનાં માથાં કાપતો હતો. તેનો ઘોડો પણ બળવાન હતો. પોતાની ઉપર પડતાં હથિયારોની જાણે તેને પણ દરકાર ન હોય તેમ તે દેખાતો. જ્યાં જ્યાં પ્રતાપસિંહ પોતાનો ઘોડો ફેરવતો ત્યાં ત્યાં માણુસો મુડદાં થઈ પડતાં અને લોહીની નદીઓ વહેતી.

આ તરફ ઠાકોર વસંતસેન તથા કુંવર જોરાવરસિંહ પણ કાંઈ ઓછી બહાદૂરીથી લડતા ન હતા. જુવાન જોરાવરસિંહ પ્રતાપસિંહને શોધતો હતો. આ પંદર વર્ષના વીરની ઈચ્છા તે બળવાન યોદ્ધા સાથે યુદ્ધ કરવાની હતી. તેની ઇચ્છા થોડીવારમાંજ પૂર્ણ થઇ. તે બહાદૂર વીર અને કુંવર જોરાવરસિંહ બેઉ એક બીજાને સામ સામે થઇ ગયા. બેઉની નજર એક થતાં તલવારો ઉંચકાઇ અને તેજ વખતે પ્રતાપસિંહની ગંજાવર તલવારના ફટકાથી કુંવરના હાથમાંની તલવાર ઉડી ગઈ. ઠાકોર વસંતસેને પોતાના પુત્રને ભયમાં જોયો એટલે તે તરત તેની મદદે દોડયો, પણ પ્રતાપસિંહ તેનાથી ડરી જાય એવો ન હતો. વસંતસેને પોતાની તલવાર પ્રતાપસિંહ તરફ ઉંચકી પણ પ્રતાપસિંહની તલવારના એકજ ઘાથી તે પોતાના ઘોડા ઉપરથી પડી ગયો. બીજીજ પળે આ મગરૂર ઠાકોર અને તેનો પુત્ર બેઉ જણા પ્રતાપસિંહના કેદી બની ગયા.

તેમના કેદ થવાની વાત પવન વેગે બેઉ સૈન્યના માણુસોમાં ફેલાઇ ગઇ. ભૂખે મરતા સીપાઇઓ મરવું કે મારવું એવો નિશ્ચય કરીને આવ્યા હતા, તેઓ પોતાનું બધું જોર વાપરીને પ્રતાપના માણુસો સાથે લડતા હતા; પણ જ્યારે પોતાના સરદારના કેદ થવાના સમાચાર તેમને કાને પડયા ત્યારે તેમની બધી હીંમત જતી રહી. શત્રુને મારવા ઉંચકેલી તલવાર પાછી પડી ન શકી.

આ તરફ પ્રતાપસિંહના સૈન્યને બમણી હીંમત આવી. તેમણે વધારે જોરથી કિલ્લાના માણુસોની કતલ કરવા માંડી. થોડા વખત પહેલાં કાળો કિલ્લો છોડીને જેઓ બહાર લડવાને આવ્યા હતા-લડીને પોતાનો છૂટકારો મેળવવાની આશા હતી-તેઓ પાછા આનંદની સાથે કિલ્લા તરફ નાસવા લાગ્યા-પ્રતાપસિંહના સૈન્યની તલવારના ભોગ થવામાંથી બચવાને માટે તે કંગાલ કિલ્લામાં જવા લાગ્યા.

આમ પાછા કિલ્લામાં દાખલ થવામાં તેમણે ભૂલ કીધી. ચાર ચાર દિવસનો તેમને અપવાસ થયો હતો, તેથી આ વખતે તેમનામાં વધારે હીંમત ન હતી. થોડી ઘણી હતી તે તો પોતાનો સરદાર કેદ પકડાયાની સાથેજ જતી રહી હતી. તેઓની પાછળ પ્રતાપના માણુસો લાગ્યા હતા. કેટલાક પૂલ ઉપર થઇને, કેટલાક તરાપા ઉપર તથા કેટલાક તરીને જતાં શત્રુઓની તલવાર

અને તીરોના ભોગ થઈ પડયા. જે કિલ્લાનો બચાવ કરવા માટે સવારના પાંચ હજાર યોદ્ધાઓ તૈયાર થઈ ઉભા હતા, તે કિલ્લામાં તે સાંજે એક હજાર યોદ્ધા પણ પૂરા ન હતા.

હવે જો બહારથી કિલ્લા ઉપર ચઢવાની ગોઠવણ કરવામાં આવે તો ઘણા થોડા વખતમાંજ તે કિલ્લો કબજે થાય એમ હતું પણ તે દિવસે પ્રતાપસિંહે તે વિચાર માંડી વાળ્યો. તે દિવસે ઘણી કતલ ચાલી હતી. પ્રતાપસિંહ પોતે વીર હતો પણ આટલા બધાના જીવ ગયા જોઇને તે દિવસે તેનું અંતઃકરણ પીગળી ગયું. વધારે લોહી ન રેડાય તો સારૂં એવો તેણે નિશ્ચય કર્યો. તેણે પોતાના સૈન્યને છાવણીમાં પાછા ફરવા હુકમ કર્યો. ઠાકોર વસંતસેન, કુંવર જોરાવરસિંહ અને બીજા કેટલાક ઠાકોરો અને સરદારો, તે સાથે કેટલાક સીપાઇઓ પોતાના હાથમાં કેદ હતા. તેમને છોડવવાને માટે કિલ્લામાં ભૂખે મરતા બાકી રહેલા મુઠી ભર માણસો તેની કોઈ પણ સરત કબૂલ કરશે એવી તેની ખાત્રી હતી.

જયારે પ્રતાપસિંહનું લશ્કર વિજય મેળવીને છાવણી તરફ પાછું ફરતું હતું ત્યારે તેમની પાછળ કેવો ભયાનક દેખાવ થઈ રહ્યો. મરણ પામેલાઓને ત્યાંજ પડયા રહેવા દેવા હુકમ હતો, પણ જખમી થયલાને પછી તે પોતાના માણસો હો કે શત્રુના હો પણ તેમને દવાદારૂ કરવા છાવણીમાં લઈ જવા ઉદાર દીલના બહાદુર પ્રતાપે હુકમ કર્યો હતો.

જખમી થયલા ઘોડાઓ તે મેદાનમાં તોફાન કરતા ફરતા હતા. કેટલાક વધારે લોહી જતાં જમીન ઉપર પડી જતા હતા. તેમના પડી જવાથી કેટલાક જખમી માણસો ચીસો પાડતા હતા. થોડા વખત પહેલાંના પોતાના સ્વાર પણ હાલ મરણ પામી જમીન ઉપર પડેલાને કચરી નાંખીને ઘોડાઓ દોડતા હતા. જે યોધ્ધો થોડીવાર પહેલાં હાથમાં તલવાર લઇ સેંકડોનાં માથાં કાપતો હતો તેનું પોતાનું માથું કપાઇ પડેલું હતું. તેના શરીર ઉપર બાંધેલાં હથિયારો જમીન ઉપર પડી ગયાં હતાં. કેટલાક ભાલાઓ, તલવારો ધનુષ્ય બાણ વગેરે રખડતાં હતાં. એ બધાથી ખરાબ તો જ્યાં ત્યાં ભરાઈ ગયલા મનુષ્ય લોહીનાં નાનાં ખાબોચીઆં હતાં. કેટલાકનાં માથાં ફુટી જઇ અંદરથી માંસ અને હાડકાં બહાર દેખાતાં હતાં—આ દેખાવ અતિ ભયંકર દેખાતો હતો.

આ બધા ભયંકર દેખાવ વચ્ચેથી એક માણસનો આકાર પસાર થતો દેખાય છે. તે આકાર ધીમે પગલે ચાલે છે. બારીકીથી જોતાં તે કોઈ સ્ત્રી જણાય છે. તે કુમુદિની છે. રામસિંહ પાસેથી કાળા કિલ્લામાં છુપે રસ્તે દાખલ થવાની ઇચ્છા રાખનાર તે સુંદર કુમારિકા હતી!

## પ્રકરણ ૯૩ મું.

### કુમુદિની અને લશ્કરીઓ.

હા, તે સુંદર કુમુદિની હતી. આજારી રામસિંહની રજા લઇને તે પાંરમાર્થીક કામ કરવા માટે આ તરફ આવી હતી. આ વખતે તેની નજરે કેવો ભયંકર દેખાવ પડતો હતો? વારંવાર તે પોતાની આંખો બંધ કરી લેતી. આટલી વાર સુધી તેને એક પણ ચોકીદાર મળ્યો ન હતો. હવે એક સીપાઇએ તેને રોકી. તેણે પૂછ્યું—"છોકરી, તું કોણ છે?"

કુમુદિનીએ ધીમે સ્વરે ઉત્તર આપ્યો—"હું શત્રુ નથી, મિત્ર છું." આમ કહી રામસિંહની પાસેથી મળેલી પ્રતાપસિંહની વીંટી તેણે બતાવી.

પ્રતાપસિંહની વીંટી જોતાં ખસી જઇને તે સીપાઈ બોલી ઉઠયો—"બાઈ, ચાલી જાઓ!" પોતાની વીંટીમાં આટલો ગુણ છે ખરો એવી ખાત્રી થતાંજ તે વધારે આનંદ પામી. તે આગળ ચાલી. એક પછી એક તેને બીજા પાંચ સીપાઇઓ મળ્યા પણ તેની વીંટી જોતાંજ તેને માન આપીને તે ખસી ગયા. આખરે તે પેલા નાના મંદિર આગળ પહોંચી. તે મંદિર ઘણુંજ નાનું હતું. ચાર માણસો મોટી મુશ્કેલીએ તેમાં સમાઈ શકે એવું હતું. અંદર કોઇની મૂર્તિ ન હતી. તે છતાં પણ કુમુદિની પોતે અહીં સુધી આવી પહોંચી તેથી તેણે ઇશ્વરની સ્તુતિ કીધી અને પછી પોતાની શોધ ચલાવી. તે મંદિરમાં થોડું અજવાળું પડતું હતું, પણ તેથી તેનો બધો ભાગ દેખાતો હતો. જે છુપા દરવાજાથી કાળા કિલ્લામાં જવાતું હતું તે દરવાજો શોધી કાઢવા તે યત્ન કરવા લાગી. પોતાની સાથે તે એક નાની ગાંસડી બાંધીને લાવી હતી, તે તેણે જમીન ઉપર મૂકી દીધી અને બારીકીથી દરવાજાની તપાસ કરવા લાગી. તે સારી રીતે જાણુતી હતી કે, તે દરવાજો જમીનમાં એવી રીતે બેસાડેલો છે કે, તેની જરા પણ નિશાની જણાય નહિ, તે છતાં તેણે તે જગાએ તેને ઉઘાડવાની ચાંપ શોધવા માંડી. વળી તેને વિચાર આવ્યો કે, તે દરવાજો કદાચ અંદરનીજ બાજુએથી ઉઘડતો હશે તો? પણ તેણે હીંમત ન મૂકી. તેણે પોતાની તપાસ ચાલુજ રાખી. આ વખતે સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો. ધીમે ધીમે તે મંદિરમાં અંધારૂં થતું જતું હતું, પણ કુમુદિનીએ જમીન ઉપર ચાંપ શોધી કાઢવા માટે હાથ તો ફરતોજ રાખ્યો. હવે તો વધારે અંધારૂં થવા માંડયું. કાંઈ પણ ચીજ ન દેખાય એવી થઇ રહી. ત્યાં દીવો ન હતો. તેમ કોઈ ઠેકાણેથી તે લવાય એવું પણ ન હતું. હવે કેમ કરવું?"

થોડીવારમાંજ બહાર લોકોના અવાજ સંભળાવા લાગ્યા. કુમુદિની

જમીન ઉપરથી ઉભી થઈને તેમની વાત સાંભળવા લાગી.

એકે સત્તાધારી અવાજે પૂછ્યું–"હવે બીજા કયા ચોકીદારો બદલવાના છે? આ તરફ કોઇ ચોકીદાર કેમ નથી?"

એકે જવાબ આપ્યો–"જમાદાર સાહેબ, આ તરફ પેલા નાના મંદિરમાં માત્ર રાતને વખતેજ ચોકીદાર રાખવાનો હુકમ છે."

બધા ચુપ થઈ ગયા. પગલાં મંદિરની તરફ આવતાં સંભળાયાં. કુમુદિની દરવાજા આગળથી ખસીને એક ખુણામાં જઈ સંતાઈ. ત્યાં કોઈની નજર નહિ પડે એવી તેની ખાત્રી હતી. વખતે કોઇ જોશે તો રામસિંહે આપેલી વીંટીની મદદથી પોતાનો છુટકો થશે એમ તે જાણતી હતી.

તે જેવી ખુણામાં જઇને બેઠી તેવોજ ત્યાં દીવાનો પ્રકાશ પડયો. સૌથી આગળ ચાલનાર એક માણસ હતો. તેના હાથમાં મસાલ હતી. તે મસાલનું આ અજવાળું હતું. અજવાળું પડતાંજ કુમુદિનીને તેણે જોઇ.

દરવાજા આગળ આવીને તે બોલ્યો–"અરે અહીં કોણ છે?" તેની પાછળ જમાદાર અને બીજા સીપાઇઓ હતા.

ખુણામાંથી ઉઠીને ઉભી થઈ દરવાજા આગળ આવતાં તે મધુર અવાજે બોલી–"હું આ તરફની રહેનારી છું. પ્રતાપસિંહની હું શત્રુ નથી." આ વખતે તેણે પોતાની વીંટી બતાવવા માંડી.

પેલો જમાદાર બોલી ઉઠયો–"અરે, એને સવાલ ન પૂછો. એની પાસે એક વીંટી છે, તે પહેરનારની આજ્ઞા બધાએ માનવી જોઈએ. તેની સત્તા સર્વોપરી છે–"

પાછળ ઉભેલો એક સીપાઇ કુમુદિનીના મોઢા તરફ તાકીને જોયા પછી બોલ્યો–"અરે ઈશ્વર! શું આમ બને?"

આ છેલ્લા બોલનારને જોઇને કુમુદિનીને લાગ્યું કે, પોતે તે માણસને ઓળખે છે, પણ તેને કયાં જોયો હતો તે તેને યાદ ન આવ્યું. તે મનમાં ગુંચવાવા લાગી પણ એટલામાં તે સીપાઇએ પોતેજ ખુલાસો કર્યો.

તે આશ્ચર્ય પામીને બોલ્યો–"હા, તે તેજ ચહેરો છે! ગમે તેવો વેશ બદલે તોપણ ગમે એટલે વરસે પણ આ ચહેરો હું ઓળખી કાઢું! પણ સ્ત્રી છે! સુંદરી, હું તો તને પુરુષ સમજતો હતો! બખતર પહેરી આવનાર તુંજ હતી!"

કુમુદિનીને જોતાં સીપાઇ શું બોલતો હતો તે સમજ્યા વગર જમાદાર આશ્ચર્ય પામીને ક્રોધે ભરાઈને બોલ્યો–"તું શું બકે છે? આ જુવાન સુંદરી કોણ છે?"

પેલો સીપાઈ બોલ્યો–"એ કોણ છે? જેણે મારા હાથમાંથી રાયપુરના

કિલ્લામાંથી ત્રણ રાજ કેદીઓ છોડવ્યા હતા તે એ–"

જમાદાર બોલી ઉઠયો–"શું ? એક અબળાએ ત્રણ કેદીઓ છોડવ્યા ? એમ બનવું અશક્ય છે ! મારા ભલા મિત્ર, તારી એમાં ભૂલ હશે."

પેલો સીપાઈ બોલ્યો–"એને પોતાને પૂછો એ ના પાડે છે ? હું કોઈ વખતે એનો ચહેરો ઓળખી કાઢું એમ છું.'

કુમુદિની તરફ જોઇને જમાદાર બોલ્યો–"હા, એ ચહેરો જલદીથી ભુલી જવાય એવો નથી. બાઇ, તમારૂં અપમાન થતું હોય તો મને ક્ષમા કરજો. તમારી પાસે પેલી વીંટી ન હોત તોપણ હું તમારો હુકમ બજાવવા તૈયાર રહેત. તમે તે વીંટી પહેરી છે તેથી તમને મારે વધારે માન તો આપવુંજ જોઈએ. મારો સોબતી તમારી ઉપર અપરાધ મૂકે છે તે વિષે તમે શું કહો છો ?"

ધીમે સ્વરે કુમુદિનીએ ઉત્તર દીધો–"હું તે ના પાડતી નથી, પણ જો આ વીંટીમાં કાંઇ પણ સત્તા હોય તો હું તમને કહુંછું કે, મને અત્રેથી જવા દો."

જમાદારે ઉત્તર આપ્યો–"નહિ, બાઈ, એમ બની શકવું મુશ્કેલ છે. અમારા નામદાર સરદારે આ વીંટીની સત્તા વિષે થોડો ફેરફાર કર્યો છે. થોડા વખત પહેલાં આ વીંટી એક સરદારના હાથમાં હતી. તે સરદારે તે વીંટીનો ઉપયોગ કરી એક અપરાધીને–"

કુમુદિનીને ઓળખનાર સીપાઈ બોલી ઉઠયો–"તે અપરાધી પણ પેલા બખતરમાં છુપાયલી એ પોતેજ હતી. એ વાત મારા સાંભળવામાં છે. સરદાર રામસિંહની સાથે આ હતી તે વખતે એને પકડવામાં આવતી હતી પણ વીંટી દેખાડીને તે સરદારે એને છોડવવા માગી હતી અને તેથી ન્યાયાધીશ સાહેબે એને છોડી દીધી હતી."

જમાદારે જવાબ આપ્યો–"હા, મારા સાંભળવામાં પણ એવીજ વાત આવી છે. ન્યાયના કામમાં હરકત ન થાય તેથી આ વીંટીની સત્તા થોડી ઓછી કરવામાં આવી છે. તેણે એવું જાહેર કર્યું છે કે, મોટા અપરાધીઓને આ વીંટી છોડવી ન શકે. માટે બાઈ, તમે મારી સાથે સરદાર બહાદુરની આગળ ચાલશો તો ઠીક પડશે."

દૃઢતાથી તે કુમારિકાએ ઉત્તર દીધો–"ભલે, તેમ કરવામાં મને અડચણ નથી. સરદાર બહાદુર ઉદાર દીલનો વીર છે. તેને પગે પડીને હું ક્ષમા માગીશ. સાહેબ, આગળ ચાલી મને તેની પાસે લઇ ચાલો."

આમ બોલી કુમુદિની મંદિરમાંથી બહાર નીકળવા લાગી. પછી એટલામાં પેલા જમાદારની નજર ત્યાં જમીન ઉપર પડેલ એક નાના પોટકા ઉપર

પડી. આ પોટકું કુમુદિનીએ સીપાઇઓ આવ્યા તે વખતે ગભરાટમાં જમીન ઉપર મૂકી દીધેલું હતું. તે જોતાંજ પેલો જમાદાર બોલ્યો–"અરે, પણ આ શું છે ? સબૂર કરો, મારે આ પોટકું તપાસવું જોઈએ. બાઇ, માફ કરજો, મારે મારી ફરજ બજાવવી જોઇએ."

હીંમતવાન દેખાવે કુમુદિની બોલી–"જમાદાર, બેલાશક તમે તમારી ફરજ બજાવો. મારે કોઇ રીતની હરકત નથી."

પેલા જમાદારે તે પોટકું છોડયું તો અંદરથી સ્ત્રીનો પોશાક અને થોડું ખાવાનું નીકળ્યું. આમાં કાંઈ દમ જેવું નથી જાણીને તે પાછું બાંધ્યું અને કુમુદિનીને આપતાં તે બોલ્યો–"બાઈ, હવે મારી પાછળ ચાલો." આમ બોલી તેણે પોતાના સીપાઈઓને ઇસારત કીધી કે તમે થોડા દૂરથી ચાલજો. પાસેથી ચાલતાં કુમુદિનીનું મન દુઃખાય એ ઠીક નહિ એમ તેને લાગ્યું.

જમાદાર તેને છાવણીમાં લઈ ગયો. તંબુની હારની હાર પસાર કરી તેઓ એક મોટા તંબુ આગળ આવી પહોંચ્યાં. તંબુ મોટો હતો પણ તદન સાદો હતો. આવા મહારાજા સરખા મોટા સરદારનો આ તંબુ હશે એમ કોઇ પણ કહી ન શકે. બહાર એક ચોકીદાર ઉભો હતો, તેને જમાદારે કાંઈ સવાલ પૂછયો. તેનો તેણે જવાબ આપ્યો. પડદો ખસાડીને તેઓ અંદર દાખલ થયાં. સરદાર બહાદૂર આ વખત એકલોજ હતો.

કુમુદિની જ્યારે રાયપુર કિલ્લામાં સુંદરીને ત્યાં રહી હતી ત્યારે તેણે પ્રતાપસિંહને દીઠો હતો, પણ તેને તેણે દૂરથોજ દીઠો હતો. તેની સાથે બોલવાનો તેને મુદલ પ્રસંગ પડયો ન હતો. તે દિવસે માણસો કપાઇ મુઆ હતા તેથી તે વધારે કરડો થયો હતો, તે છતાં તેનો ચહેરો દયાથી ભરપુર દેખાતો હતો.

તે બહદૂર વીર જેમ બને તેમ પોતાનો અવાજ ધીમો પાડીને બોલ્યો– "બાઇ, તું મારી પાસે શું માગે છે ?"

જમાદારે જવાબ આપ્યો–"મહારાજ, આ જુવાન સ્ત્રી કેદી છે."

આશ્ચર્ય પામીને પ્રતાપ બોલ્યો–"કેદી ! શું ! આ સુંદર દેખાવની કુમારિકા મારા દેશ હીતના કામને આડે આવનાર છે ?"

જમાદારે જવાબ આપ્યો–"આખી દુનિયાને ખાતર એના એક વાળને પણ ઇજા થાય તે જોવાને હું ખુશી નથી, છતાં એ બાઇનો અપરાધ કાંઈ સાધારણ નથી."

પ્રતાપસિંહ બોલ્યો–"જે દયાળુ દીલથી લાગણી તેં દેખાડી છે તે તારા ભલા દીલને લાયક છે, પણ આ બાઇને કયા અપરાધ સર મારી પાસે લાવવામાં આવી છે ?"

તે ભલા દીલનો જમાદાર બોલ્યો—"સાહેબ, તમે એની સાથે ભલાઇથી ચાલશો એવી મારી ખાત્રી હતી તેથીજ હું એને તમારી પાસે લાવ્યો છું. એ બાઈએ રાયપુરના કિલ્લામાંથી ઠાકોર વસંતસેન, ઠાકોર બલવાનસિંહ અને ઠાકોર વિજયસિંહને નાશી જવામાં મદદ કીધી હતી."

અતિ આશ્ચર્ય પામીને પ્રતાપસિંહ બોલ્યો—"શું! જેણે એ ત્રણ રાજ્ય-કેદીઓને છોડવ્યા તે વીર પુરૂષ નહિ પણ વીરબાળા હતી?"

જમાદારે જવાબ આપ્યો—"જે કામ માટે એ બાઈ મગરૂર છે તે કામ માટે એ ના પાડતી નથી."

પોતાની એક આંખે તેની તરફ તાકીને જોતાં દયાળુ દીલે તે બોલ્યો—"બાઈ, શું આ વાત ખરી છે?"

નીચે મોઢે કુમુદિનીએ જવાબ આપ્યો—"હા નામદાર, એ વાત ખરી છે."

પ્રતાપસિંહે નરમાશથી પૂછ્યું—"આ ભય ભરેલું સાહસ તેં માથે ઉઠાવ્યું તેમાં તારી શી મતલબ હતી તે કહીશ?"

પ્રતાપસિંહના ચહેરા તરફ જોતી ધ્રુજતે અવાજે તે બોલી—"નામદાર સરદાર, હું જાણું છું કે, તમારા કેદીને તમારે સવાલ પૂછવાની છુટ છે, અને મારે તમારી દયા મેળવવી હોય તો ખરેખરા જવાબો આપવા જોઈએ, પણ આ સવાલનો જવાબ આપવાને હું અશક્ત છું."

મંદ હાસ્ય કરીને તે સરદાર બોલ્યો—"ત્યારે તો મને લાગે છે કે, આ ત્રણ કેદીમાંનો એકાદ તારો સગો હશે અથવા તો કોઈની ઉપર તારો પ્રેમ ચોંટયો હશે!"

દૃઢતાથી કુમુદિનીએ ઉત્તર આપ્યો—"નહિ, સરદાર, એમ નથી."

પ્રતાપસિંહે કહ્યું—"ત્યારે એ વાત જાણવા માટે હું તને વધારે બહોંશ કરનાર નથી. (પછી જમાદાર તરફ જોઇને પૂછયું) આ બાઇ આજ કયાં પકડાઇ?"

જમાદારે જવાબ આપ્યો—"કાળા કિલ્લાની જમણી તરફ આવેલા પેલા નાના મંદિરમાંથી તે મળી આવી."

પ્રતાપસિંહે પૂછ્યું—"છોકરી, તું મારી છાવણીની હદમાં શું કરતી હતી? મારા ચોકીદારો વટાવીને તું ત્યાં સુધી કેમ જઇ શકી?"

અતિશય માનથી તે જમાદાર બોલ્યો—"નામદાર, એ બાઇની આંગળીએ તમારી વીંટી છે."

જે વીંટીની મદદથી તે ચોકીદારોમાંથી પસાર થઈ હતી. વીંટી બતાવતાં કુમુદિની બોલી—"હા, અને તેજ વીંટીની મદદથી હું તમારી કૃપા માગું છું."

આશ્ચર્ય પામીને પ્રતાપ બોલ્યો—"મારી વીંટી? જે વીંટી મેં પેલા

મેવાડીને આપી હતી તે? આ કેમ બન્યું? છોકરી, તે નામાંકિત માણસ સાથે તારે શો સંબંધ છે?"

કુમુદિનીએ જવાબ આપ્યો–"ફક્ત મિત્રાચારીનો. તે મારી તરફ માયા દેખાડે છે અને તેથી મને મારા કાંઈ કામમાં મદદ મળે એ માટે તેણે આ વીંટી આપી છે."

સરદારે પૂછ્યું–"અને તે કામ?"

કુમુદિનીએ જવાબ આપ્યો–"કાળા કિલ્લામાં દાખલ થવાનું. નામદાર સરદાર, તમે જુવો તો છોજ કે હું કેવા ખરા દીલના જવાબો આપુછું."

તેની તરફ જોતો તે સરદાર બોલ્યો–"તારા ચહેરા ઉપરજ સચ્ચાઈ દેખાઇ આવે છે." પછી તેણે પોતાના જમાદારને બહાર જવા ઇસારત કીધી. તે નમીને જતો રહ્યો.

તે મોટો સરદાર બોલ્યો–છોકરી, હવે આપણે એકલાં છીએ. તારે જે બોલવું હોય તે ખુલાસાથી બોલ. મને લાગે છે કે, તારામાં કોઈ છુપો ભેદ છે. રાયપુરના કિલ્લામાંથી રાજકેદીઓને છોડવવાની તેં હીંમત કીધી તે તું કોણ છે? પેલા મેવાડી જેણે તને વીંટી આપી તેની સાથે તને ઓળખાણ ક્યાંથી થઇ અને આજ કાળા કિલ્લામાં શા માટે દાખલ થવાનું હતું?"

કુમુદિનીએ જવાબ આપ્યો–"નામદાર, તમારા સવાલના જવાબો હું આપીશ. પહેલું તો અહીંથી થોડે દૂર રહેતા એક ખેડુતની હું પાળક દીકરી છું, મારૂં નામ કુમુદિની છે.

પ્રતાપસિંહ બોલી ઉઠયો–"કુમુદિની! તારૂં નામ મેં પ્રથમ સાંભળ્યું હોય એમ લાગે છે? હા, હવે યાદ આવ્યું! થોડા વખત પહેલાં જે બાઇને સરદાર રામસિંહે નદીમાંથી ડુબતી બચાવી અને જેને સુંદરી રાયપુરના કિલ્લામાં લઇ આવી તેજ તું હશે?"

કુમુદિનીએ જવાબ આપ્યો–"હા, તેજ હું કુમુદિની છું. બીજા સવાલનો જવાબ પણ તમને મળી ચુકયો. રામસિંહે મારી જીંદગી બચાવી તે દિવસથી અમારે ઓળખાણ થઇ છે. તમારા ત્રીજા સવાલનો જવાબ પણ હું આપીશ. કાળા કિલ્લામાં એક સ્ત્રી રહે છે. તે સ્ત્રીને હું ચહાઉંછું. તેણે મારી ઉપર ઉપકાર કર્યો છે. તેને ભૂખમરામાંથી બચાવવાને આ ખોરાક લઇ જતી હતી એટલુંજ નહિ, પણ આ છુપો પોશાક પહેરાવી તેને તે કંગાલ ઠેકાણામાંથી બહાર લાવવાની મારી મરજી હતી."

આમ બોલી કુમુદિનીએ પોતાની પાસેનું પોટકું છોડી તેમાંની જણસો તેને બતાવી.

અતિ માયાની લાગણી બતાવી સરદાર બહાદૂર બોલ્યો-"સદગુણી કુમારિકા, તું કેવા ઉદાર દીલની છે! તું ખરેખર વીરબાળા છે! પણ જે સ્ત્રીને તું ચહાય છે તે કોણ છે? તારા જેવીનું જેની તરફ આટલું બધું ખેંચાણ છે તેથી તે કોઈ માનવંત સ્ત્રી હશે! તે કોણ છે તે કહે એટલે મારા માણસો મોકલીને તેને તે ભુખમરાના ઠેકાણામાંથી સહીસલામત અત્રે બોલાવી મંગાવું. મારા કામની સામે તે ગમે તેવી રીતે થઈ હશે તોપણ તે બધું હું તેને માફ કરીશ. તેનું નામ કહે એટલે પછી તારા તરફથી હું તેને તેડાવી લઉં."

કુમુદિની બોલી-"અરે મોટા સરદાર, જેવા તમે વીર છો તેવાજ માયાળુ અને ઉદાર દીલના છો. જે મહેરબાનીને હું લાયક નથી તે મહેરબાની મારી ઉપર બતાવીને તમે મને આભારી કીધી છે. તમારા આ સવાલનો જવાબ આપતાં મને ગુચવાડો થાય છે. જે સ્ત્રીને હું ચહાઉંછું તેનું નામ હું જાણુતી નથી-કોણ છે એ પણ હું જાણુતી નથી! તે નાર દુઃખી છે પણ તેનું દુઃખ હું જાણુતી નથી."

પ્રતાપસિંહ આશ્ચર્ય પામીને બોલ્યો-"આ તો ભેદ ભરેલું છે. તે સ્ત્રી કયાં રહે છે અને તેના શરીરનું વર્ણન આપીશ તો તે ઉપરથી હું તેને શોધવાના બનતા ઉપાયો લઈશ."

અતિશય ઉશ્કેરાઈ જઇ ધ્રુજતી કુમુદિની બોલી-"અરે! મોટા સરદાર, હું કાંઈ ખોટું કરતી હોઉં તો મને ક્ષમા કરજો! અને ઓ બાઈ! તારા ભલા માટે હું આ વખત જે કરૂંછું તેથી ઈશ્વર જાણે શું થશે! પણ મારૂં મન મને કહે છે કે, તેથી સારૂંજ થશે!"

આમ બોલી કુમુદિનીએ પોતાની છાતી આગળની પેલી મખમલી કોથળી કાઢી અને તેમાંથી પેલી સફેદ સ્ત્રીએ આપેલી વીંટી બહાર કાઢી. પછી તે સરદાર બહાદૂર આગળ ઘુંટણીએ પડી, વીંટીવાળો હાથ તેની તરફ લંબાવીને ધીમે ધ્રુજતે અવાજે બોલી-"હુ મારે મોઢે એનું વર્ણન કરી શંકીશ તે કરતાં આ વીંટી તમને વધારે કહેશે!"

તોપનો ગોળો કે વીજળી પ્રતાપસિંહના પગ આગળ આવી પડયાં હોત તો તે એટલો ચમકત નહિ એટલો તે ચમકયો. તેણે કુદકો મારીને કુમુદિનીના હાથમાંથી તે વીંટી આંચકી લીધી. પહેલીજ નજરે તેણે જોઈ લીધું કે, એ વીંટી તેણે પહેલાં જોઇ હતી. એક પળમાં તેના મનમાં હજારો વિચારો આવી ગયા. બધી વાત દીવાના પ્રકાશના જેવી તે સમજી ગયો.

ધ્રુજતે શરીરે અને ભાગે તુટે અવાજે તે બોલ્યો-"કુમુદિની, બોલ-મને શકમાં ન રાખ-જે સ્ત્રીએ આ વીંટી તને આપીછે તે જીવે છે?"

ગંભીર અવાજે તે કુમારિકાએ ઉત્તર આપ્યો—"હા, કાળા કિલ્લાના ભયંકર ભોંયરામાં એક કેદીની હાલતે તે જીવે છે!"

આકાશ તરફ હાથ ઊંચા કરીને તે બોલ્યો—"ઈશ્વર! તારો કેટલો ઉપકાર! તે જીવે છે! (પછી કુમુદિની તરફ જઈ તેને બરાબર જોઈ, પોતાના હાથથી ઉભી કીધી અને તેની તરફ વધારે તાકીને જોવા લાગ્યો. પછી બોલ્યો) હા, એમજ હશે! એકજ મૂર્તિ! પણ મારે શકમાં રહેવું ન જોઇએ! છોકરી, તારાં મા બાપને તું જાણે છે?"

કાંઈ નવો ભેદ ખુલ્લો થનાર હોય એવી કુમુદિનીના મનમાં અસર થઈ. તે ધ્રુજતી ધ્રુજતી બોલી—"નહિ, હું મારાં મા બાપ કોણ છે તે જાણતી નથી. બચપણથીજ મને મુલુનાયક અને તેની સ્ત્રીની સંભાળમાં—"

અતિ ઉશ્કેરાઇ જઈ જુસ્સાથી મહામુશ્કેલીએ પ્રતાપસિંહ બોલ્યો—"અને તારી ઉંમર—તારી ઉંમર?"

મધુર સ્વરે કુમુદિનીએ જવાબ આપ્યો—"મને સતર વરસ થયાં છે."

આનંદ પામીને પ્રતાપસિંહ બોલ્યો—"હા, એમજ હોવું જોઈએ! મારૂં મન મને ઉશ્કેરે છે. હવે મને બધું સમજાય છે. કુમુદિની, આવ મને ભેટ! ઇશ્વરેજ આપણને મેળવ્યાં છે! તું મારી પુત્રી છે—હું તારો બાપ છું!"

"મારા બાપ!" આમ બોલી તે કુમારિકા તે વીર પુરુષને ભેટી પડી.



## પ્રકરણ ૯૪ મું.



### ભોંયરાની—છેલ્લી મુલાકાત.

ઉપલો બનાવ બન્યા પછી અરધે કલાકે પ્રતાપસિંહ અને કુમુદિની બેઉ તંબુમાંથી બહાર નીકળ્યાં. શિયાળાના દિવસ હતા તેથી થંડી પડતી હતી તેથી પ્રતાપસિંહે એક શાલ ઓઢી લીધી હતી. કુમુદિની પાસે પોતાની કામળી હતી પણ તે તેને ઓઢવા ન દેતાં પ્રતાપસિંહે એક કીમતી શાલ તેને ઓઢાડી હતી. બેઉએ એક બીજાના હાથ પકડયા હતા. તેઓ પેલા નાના મંદિર તરફ ચાલ્યાં. થોડીવારમાંજ ત્યાં આવી પહોંચ્યાં.

જે સીપાઈએ કુમુદિનીને ઓળખી હતી તેજ તે વખતે ત્યાં ચોકીદાર તરીકે હતો. પ્રતાપસિંહનો હાથ પકડીને જ્યારે કુમુદિનીને તેણે આવતી દીઠી ત્યારે તે ધાસ્તીને લીધે ધ્રુજવા લાગ્યો. પોતાને તે બાઈ શિક્ષા કરાવશે એવી તેને બીક લાગી. કુમુદિની તેની હાલત સમજી ગઇ તેથી તેની તરફ માયાની નજર તેણે કીધી. આથી તે બાપડાની બીક નીકળી ગઇ.

પેલા ચોકીદાર આગળ એક મસાલ હતી તે લઇને પ્રતાપસિંહ મંદિરમાં દાખલ થયો અને કુમુદિનીના આપેલા વર્ણન મુજબ જમીન ઉપર વાંકો વળીને પેલા છુપા દરવાજાની ફાટ તપાસવા લાગ્યો.

થોડીવાર તપાસ કરયા પછી ધીમે સ્વરે પ્રતાપસિંહે પૂછ્યું-"દીકરી, તે દિવસે તું કાળા કિલ્લામાંથી અહીંથીજ નીકળી એવી તો તારી ખાત્રી છેની?"

કુમુદિનીએ જવાબ આપ્યો-"બાપા, મારી તે વિષે ખાત્રીજ છે. તે છુપો દરવાજો આટલામાંજ—"

પ્રતાપસિંહે પૂછયું-"પણ અમે અહીં ઘેરો ઘાલ્યો તે વખતે એ દરવાજો પુરી નાંખવામાં આવ્યો હશે તો ?"

કુમુદિનીને પણ તે વિચાર આવ્યો. હવે શું કરવું એમ તે પોતાના બાપને પૂછવા જતી હતી એટલામાં પેલો બહારની બાજુ ચોકી કરતો ચોકીદાર અંદર આવ્યો.

પોતાને સલામ કરતો જોઈ પ્રતાપસિંહે તેને પૂછયું-"કેમ, તું શું કહે છે ?"

તે ભોળા દીલના સીપાઈએ કહ્યું-"સરદાર સાહેબ, હું જો ભુલતો ન ન હોઉં તો તમે કાંઈ ચીજ શોધતા હો એમ જણાય છે, અને તે પણ વળી જમીનમાંનો કોઇ છુપો દરવાજો અથવા તે ખોલવાની ચાંપ શોધો છો."

સરદાર બહાદુરે પૂછયું-"તેં તે કેવી રીતે જાણ્યું ? હું શું શોધુંછું તે તો તું જાણી ગયો છે, પણ તું કેમ જાણી ગયો તે હું જાણતો નથી, માટે તે મને સમજાવ અને-"

પેલો સીપાઇ બોલ્યો-"તે મેં કેમ જાણ્યું તે હું સમજાવીશ. આજથી દશ દિવસ ઉપર આ ઠેકાણે હું ચોકીદાર તરીકે હતો, તે વખતે અત્રે મસાલ બળતી ન હતી. ચંદ્રનો પ્રકાશ પડવાથી દીવાના અજવાળાનું કામજ ન હતું. ચંદ્રનાં કિરણો મંદિરના અંદરના ભાગમાં પણ પડતાં હતાં. તે દિવસે સવારની થયલી લડાઇથી હું થાકી ગયો હતો અને તેથી આ ઉંબર ઉપર વીસામો ખાવા બેઠો હતો. આ જેટલો ભાગ વચ્ચેનો છે તેટલા ભાગમાં ચંદ્રનું અજવાળું પડતું હતું પણ આ તરફના ખુણામાં તદન અંધારૂં હતું. આ ઉંબર ઉપર બેસીને આ ઘેરો કેટલા વખત સુધી ચાલશે અને કિલ્લામાંના લોકો સુખમરાથી કેટલા વખતમાં તાબે થશે તે વિષે વિચાર કરતો-"

પ્રતાપસિંહ અધીરાઇથી બોલી ઉઠયો-"ઠીક, ઠીક, એ તો જાણે સમજ્યા કે, તું તે બધા વિચાર કરતો હતો. પણ પછી શું થયું ?"

પેલો ચોકીદાર બોલ્યો-"હું બહુ ઉંડા વિચારમાં પડી ગયો હતો

એટલામાં મંદિર અંદર થયલા એક નવાઈ જેવા અવાજથી હું ચોંકયો. મેં તે તરફ નજર ફેરવી તો જમીનના પેટાખાનામાંથી એક માણસનો આકાર નીકળતો મેં દીઠો. તે આકાર પાતળો, ફીક્કાચહેરાનો, સફેદ વાળવાળો વૃદ્ધ હતો. તે પોતાની નાની પણ તીક્ષ્ણ આંખોથી આસપાસ જોતો હતો–"

કુમુદિની બોલી ઉઠી–"તે કાળા કિલ્લાનો કારભારી વૃદ્ધ રેંગારા નાયક હશે. આ તેનુંજ વર્ણન કરે છે."

પેલો ચોકીદાર બોલ્યો–"બાઇ, તે આકારને મેં થોડીજ પળ દીઠો, પણ તે બનાવની મારા ઉપર ઘણી અસર થઇ. મારા શરીરમાંથી ધાસ્તીની કંપારી પસાર થઇ ગઇ. હું હાલી ચાલી ન શકયો."

પ્રતાપસિંહે પૂછ્યું–"પછી તે તુરતજ પાછો અદૃશ્ય થઈ ગયો ?"

ચોકીદારે જવાબ આપ્યો–"હા, તે તુરતજ પાછો જમીનમાં પેસી ગયો. મારા મોઢામાંથી એક બુમ પડી ગઈ. પેલો માણુસ તુરતા તુરતજ જમીનમાં પેસી ગયો અને તેની પાછળ કોઇ ભારી ચીજ પડવાનો અવાજ થયો. હું કાંઇ હીચકારો નથી–"

પ્રતાપસિંહ બોલ્યો–"હા, તે હું જાણુંછું. તને લડાઇમાં બહાદુરીથી લડતાં મેં જોયો છે. પણ પછી શું થયું ?"

ચોકીદાર બોલ્યો–"મારી ઉપર તમે ધ્યાન રાખો છો તેથી હું તમારો ઉપકાર માનુંછું. હું મારી વાત જલદીથી પૂરી કરીશ. આ બનાવથી મારી ઉપર ઘણી અસર થઈ. હું જાગું છું કે નહિ તેની ખાત્રી કરવા માટે મેં મારી આંખો વારંવાર ચોળી જોઈ. પછી મેં જમીન તપાસી જોઈ. જે ઠેકાણે પેલો વૃદ્ધ દેખાયો હતો તે ઠેકાણાની ત્યાં કાંઇ પણ નિશાની ન હતી. આ ઉપરથી મને વિચાર આવ્યો કે, કાંતો મેં ભુતને જોયો હશે અથવા તો મારા મનની કલ્પના હશે. આવા વિચારથી તે વાત મેં કોઈને પણ કહી નહિ. મારા સોબતીઓ આગળ આ વાત કરતે તો તેઓ મારી મશ્કરી કરત. વળી બીજે દિને હું પાછો આ ઠેકાણે આવ્યો અને સૂર્યના અજવાળામાં જમીન તપાસવા લાગ્યો તો પણ મને કાંઇ દેખાયું નહિ. આ ઉપરથી મારો સંદેહ દૃઢ થયો કે, મેં જોયલો દેખાવ ભૂતનો અથવા મારા મનનો ખ્યાલ હશે."

નાસીપાસ થઇને પ્રતાપસિંહ બોલ્યો–"બસ, તારે એજ કહેવું હતું ?"

પેલો ચોકીદાર બોલ્યો–"સરદાર સાહેબ, હું જરા શ્વાસ લેવા ઉભો હતો. વળી આજ અત્રે ત્રણ કલાક સુધી ચોકી કરવાનો વારો આવ્યો. મશ્કરી થવાની ધાસ્તીએ હું ના પાડી ન શકયો. જો અહીં રહેવા હું ના પાડું તો તેનું કારણ મારે જણાવવું પડે. જેવા મારા ઉપરીઓ અહીંથી પાછા ફર્યા

તેવોજ હું આ જમીન પાછી તપાસવા લાગ્યો. પછી અકસ્માતથી કહો કે નસીબ યોગે કહો પણ મારો હાથ કોઇ છુપી ચાંપને લાગ્યો અને તેથી પેલો પથ્થર જમીન ઉપરથી ઊંચો ઊંચકાયો અને–”

અધીરાઈથી પ્રતાપસિંહે પૂછયું–“ કયો પથ્થર–કંઇ ચાંપ ? ”

પેલા સીપાઈએ ભીંતમાં જડેલા એક પથ્થરને હાથથી દબાવીને કહ્યું– “ આ રહી તે ચાંપ, અને જુવો આ દરવાજો ઉઘડયો. ” આ વખતે ભોંયરામાં ઉતરવાનો દરવાજો ખુલ્લો થયો.

પોતાની પુત્રી તરફ આનંદથી જોઈ પેલા સીપાઈ તરફ ફરીને પ્રતાપ-સિંહ બોલ્યો–“ મારા ભલા મિત્ર, તેં મારી ઘણી સરસ નોકરી બજાવી છે. એનો બદલો હું સારી રીતે વાળી આપીશ. આ દરવાજો ઉઘાડોજ રાખ–એની ઉપર ચોકી કરતો ઉભો રહેજે. અરધા કલાકમાં અમે પાછાં ન ફરીએ તો અમારી ઉપર કાંઇ ભય આવી પડયું છે એમ સમજજે, અને મારા સેનાપતિને કહી આ રસ્તે ભોંયરામાં લશ્કરને અમારી મદદે મોકલજે.”

સીપાઇએ જવાબ આપ્યો–“ આપનો હુકમ મારા શિર ઉપર છે. ”

પ્રતાપસિંહ બોલ્યો–“ ઠીક છે. કુમુદિની, હવે ચાલો, આપણે તે અગત્યનું કામ બજાવવા જઇએ.”

આમ બોલી પ્રતાપસિંહ હાથમાં મસાલ લઈને આગળ ઉતર્યો. કુમુદિની તેની પાછળજ હતી. એક પછી એક દરવાજા વટાવીને તેઓ છેક નીચેના ભાગમાં જઇ પહોંચ્યાં. ત્યાં પેલો યાદગીરીનો સ્તંભ હતો. ત્યાંની શરદ હવાથી ઘણીવાર રહેતાં શરદી થાય એવું હતું. ત્યાંનો ગંભીર દેખાવ જોઇ નબળી છાતીના પુરુષો તથા સ્ત્રીઓને ભય થાય, પણ કુમુદિનીને હાલ બીહવા જેવું કાંઈ ન હતું. તે વખતનો સૌથી વધારે બળવાન વીર તેના રક્ષક તરીકે હતો અને તે પણ વળી પોતાનો બાપ હતો.

આ ઠેકાણે તે વીર પુરુષના શરીરમાંથી કંપારી નીકળી ગઇ. કુમુદિની પણ ધ્રુજી રહી. આ કાંઈ ભયથી થવું ન હતું. ઘણાં વરસ થયાં જેને તે મુવેલી જાણતો હતો તેને પાછા મળવાની આશાએ તેનું શરીર ધ્રુજ્યું હતું. કુમુદિની પેલી સફેદ સ્ત્રી જેને વિષે પ્રતાપસિંહે તેની પાસે કાંઈ ખુલાસો કર્યો હતો તેની છાતીમાં ચંપાવાને આતુર હતી.

હવે આપણે આ બેઉ બાપ દીકરીને થોડી વાર અત્રે રહેવા દઇ પેલા ભોંયરાનો દરવાજો ઉઘાડો મૂકી આવ્યા છીએ ત્યાં શું થાય છે તે જોઈએ.

જે વખતે પ્રતાપસિંહ મસાલ લઇને ભોંયરામાં ઉતર્યો તે વખતે પેલા મંદિર આગળ અંધારૂં થઈ રહ્યું. પણ ચંદ્ર ધીમે ધીમે ઉગતો હતો તેનો

પ્રકાશ પડતો હતો. પેલો ચોકીદાર ત્યાં એકલો ઉભો હતો. પ્રતાપસિંહ પોતાની સુંદર સોબતણુ સાથે ભોંયરામાં શા માટે ગયો તે વિષે તે તરેહવાર તુરંગો દોડાવતો હતો, એટલામાં કોઇ સ્ત્રીને ત્યાં આવતી જોઇ તે ચોંકયો.

તે સ્ત્રીનો ઉંચો આકાર જોતાંજ તે ચોકીદારે બૂમ પાડી–"કોણુ આવેછે?"

તે આવનાર સ્ત્રીએ મધુર અવાજે કહ્યું–"ત્યાં કોણુ છે?" પછી તે પાસે આવીને બોલી–"તેં મને પૂછયું કે, કોણુ આવે છે તો હું તારી ખાત્રી કરી આપીશ કે, હું મિત્ર છું."

પેલા સીપાઇએ તે સ્વર ઓળખી આનંદ પામીને કહ્યું–"હા, ખરેખર! આ અવાજ મારો ઓળખીતો છે."

પોતાના મોઢા ઉપર વીંટાળેલી શાલ કાઢી નાંખતાં તે બોલી–"હા, તું મારો અવાજ ઓળખે છે તેમ મને પણુ ઓળખતો હશે!"

તેને ઓળખી આનંદ પામીને ચોકીદાર બોલ્યો–"બાઈ, તમે આવ્યાં તેથી હું આનંદ પામ્યો છું. મારા સોબતીઓ પણુ તમને જોઈને આનંદ પામશે. તમારે વિષે અમારામાં તરેહવાર ગપાટા ઉડી રહ્યા હતા. અમારા હાથે તમારા એક વાળને પણુ ઇજા થવાની નથી."

તે સ્ત્રી બોલી–"બધા કાંઈ તમારી પેઠે મારી તરફ માયાળુ નથી; પણુ તમે મારા તરફ જે માયા દેખાડી છે તે બસ છે. હવે મારે એક વાત પૂછવી છે તેનો મને જવાબ આપો. સરદાર બહાદૂર તેમની સાથેની છોકરી સાથે કયાં ગયા? હું અહીં સુધી તેમની પાછળ હતી. તેમને મેં આ મંદિરમાં દાખલ થતાં દીઠા પણુ ત્યાંથી પાછા બહાર નીકળેલા તેઓ દેખાયા નથી."

સીપાઇએ જવાબ આપ્યો–તેઓ અહીંથી બહાર ગયા નથી" આમ કહી તેણે પેલા દરવાજા તરફ નજર કીધી.

પેલા ભોંયરાનો દરવાજો જોતાંજ ચોંકીને તે સ્ત્રી બોલી–"અરે આ શું? આ શાનો દરવાજો છે? શું આ દરવાજામાંથી કોઈ ભોંયરામાં ઉતરાય છે? કાળા કિલ્લા સાથે સંબંધ રાખતા ભોંયરાનાં જવાનો તો આ રસ્તો નહિ હોય?"

પેલો ચોકીદાર બોલ્યો–"બાઈ, મને તો એમજ લાગે છે. કારણુ કે સરદાર બહાદૂર અને તેમની સાથવાળી બાઇ આજ રસ્તે ઉતરી ગયાં છે."

ભોંયરાના દરવાજા આગળ આવતાં તે સ્ત્રી બોલી–"ત્યારે હું તેમની પાછળ જઈશ!"

આશ્ચર્ય પામીને પેલો ચોકીદાર બોલ્યો–"તમે તેમની પાછળ જશો? મારાથી તમને જવા ન દેવાય!"

તે સ્ત્રી બોલી–"તમે મને અટકાવશો? આવા શબ્દો તમે મને–"

ચોકીદાર વચ્ચે બોલી ઉઠયો–"બાઇ, બાઈ, મને માફ કરો! હવે મારે કેવી રીતે ચાલવું? તમે છાવણીમાં છો એમ સરદાર બહાદુર જાણે છે? જો એમજ હોય તો તમે તેમની પાછળ ભરાતાં સંતાતાં શા માટે આવ્યાં?"

તે સ્ત્રી બોલી–"હાલ મને વધારે સવાલો ન પૂછો! તમે મારા તરફ માયા બતાવો છો અને–"

સીપાઇ બોલ્યો–"તમને મારાથી અટકાવી શકાયજ નહિ! બાઈ, તમારે જે રસ્તે જવું હોય તે રસ્તે જાઓ, પણ મારા ઉપરની જોખમદારીનો તમે વિચાર કરજો!"

પેલી સ્ત્રી ભોંયરામાં નીચે ઉતરતાં બોલી–"મારા ભલા મિત્ર, તે વિષે તમે વધારે ચિંતા ન રાખો." આમ બોલી તે ભોંયરામાં ઉતરી ગઇ.



## પ્રકરણ ૯૫ મું.



### એક સામટા બનાવો.

આટલા વખતમાં પ્રતાપસિંહ અને કુમુદિની કાળા કિલ્લાના ઠાકોરની પત્નીની યાદગીરીમાં ઉભા કરેલા સ્તંભ પાસે આવી પહોંચ્યાં હતાં. કુમુદિનીએ પોતાના બાપનું ધ્યાન તે સ્તંભ તરફ ખેંચ્યું. પ્રતાપસિંહ તે સ્તંભ જોઇ તથા તેની ઉપરનો લેખ વાંચીને બોલ્યો–"અરે, આ કેટલી જુઠાઈ? કેવી ઠગાઈ?"

આમ બોલી સરદાર બહાદુર કુમુદિનીને ત્યાંથી દૂર લઈ ગયો. એટલામાં મસાલનું અજવાળું કાળાં કપડાંથી ઢાંકેલી એક પેટી ઉપર પડયું. તે પેટી જોતાંજ બાપ દીકરી બેઉ જણાં ચોંકયાં, પણ તે પેટી અહીં કયાંથી આવી અને તેમાં શું છે તે જાણવાની જિજ્ઞાસાએ પ્રતાપસિંહે ઉપરનું ઢાંકણુ ઉઘાડયું. અંદરની ચીજ ઉપર નજર પડતાંજ પ્રતાપસિંહના મોઢામાંથી આશ્ચર્યનો ઉદ્ગાર નીકળી ગયો. આ ઉપરથી કુમુદિનીએ પણ તે પેટીમાંની ચીજો જોઈ. તે પેટી કીમતી ઝવેરાતથી ભરેલી હતી. જોનારની આંખ તે ઝવેરાત ઉપર ઠરતી ન હતી.

થોડીવાર તે ઝવેરાત તરફ જોયા પછી પ્રતાપસિંહ બોલ્યો–"આ ખજાનો મરનાર મહારાજાનો છે. તે પોતાની મરનાર પુત્રીને આપી ગયા હતા. પણ પેલી ઠકરાણી વીજકુંવરનું શું થયું હશે? મારા હાથમાં આ ખજાનો અને રાજકુમારીને સોંપતાં કયાં સુકાઈ ગઇ?" આમ તે પોતાના મન સાથેજ બોલ્યો અને પેટીનું ઢાંકણુ બંધ કરી તેની ઉપરનું કપડું સરખું કર્યું. પછી ત્યાંથી તેઓ આગળ ચાલ્યાં ને પેલા ચક્કરવાળા ઓરડામાં આવ્યાં.

તે ચક્કરો જોઈ કુમુદિની ધ્રુજવા લાગી. પોતાના બાપને વળગી પડીને તે બોલી-" આ તો અતિ ભયંકર છે! એનો ઉપયોગ એટલો તો ભયંકર છે કે, તે વિષે વિચાર પણ કરવો ન જોઇએ. હું એને નજરે જોઉંછું તો-"

છરીવાળાં ચક્કરો જોતાં બહાદૂર સરદારના શરીરમાંથી પણ એક કંપારી નીકળી ગઈ હતી. તે બોલ્યો-"કુમુદિની, માણસના રૂપમાં દૈત્યોનાં એ કામ છે.'

ધ્રુજતે ધીમે સ્વરે કુમુદિની બોલી-" બાપા, મેં તમને કહ્યું નહોતું કે અહીં ઘણી ભયંકર ચીજો છે? જેને આપણે શોધતાં આવ્યાં છીએ. તેને મળતા પહેલાં આપણે આ ચક્કરો, પેલી ભયંકર મૂર્તિ વગેરે ચીજો જોવી પડશે."

તે સરદાર બોલ્યો-" દીકરી, તારૂં કહેવું ખરૂં છે. જો ઇશ્વરની કૃપા હશે તો હું આ કિલ્લામાંની દરેક ભયંકર ચીજોનો નાશ કરીશ અને-"

પોતાના બાપને ઉશ્કેરાઈ જતો જોઈ કુમુદિની બોલી-" જરા શાંત થાઓ! જે કામ માટે આપણે હાલ આવ્યાં છીએ તે કેવું અગત્યનું છે."

પ્રતાપસિંહ બોલ્યો-" મારી વહાલી પુત્રી, તારૂં કહેવું ખરૂં છે! ચાલો, આપણે આ જગા છોડીને આગળ જઇએ. મારી સુંદરી આ બધી ચીજો જોઈ તેનાથી દૂર રહેવા માગે તેમાં નવાઈ નથી."

દાદર ઉપર ચઢતી કુમુદિની બોલી-" ઇશ્વર કરેને આપણે જેને શોધીએ છીએ તે જલદી મળી જાય!"

તે લડવૈયો નિઃશ્વાસ નાંખીને બોલ્યો-" કદાચ તે આ ભોંયરામાં હવે રહેતી નહિ હોયતો? અથવા તોપણ નહિ, એ વિચાર મારાથી જણાવાતો નથી.'

પોતાના બાપના મનમાં શો વિચાર ઉત્પન્ન થયો છે તે જાણી જઇને કુમુદિની બોલી ઉઠી-" અરે ઇશ્વર! પણ ભૂખમરાથી તે બચી હશે એમ આપણે આશા રાખવી જોઇએ! જો તે જીવતી હશે તો આપણને આ જગામાંજ મળશે."

પ્રતાપસિંહ ગંભીરાઈથી બોલ્યો-" ઇશ્વર કરે ને તેમ હોય!"

બાપ દીકરી મૂર્તિવાળા ઓરડામાં દાખલ થયાં. જેમ જેમ તે મૂર્તિ ઉપર પ્રતાપસિંહના હાથમાંની મસાલનું અજવાળું પડતું ગયું તેમ તેમ તેનો આકાર ધીમે ધીમે દેખાતો ગયો. થોડીવારમાં તેનો સંપૂર્ણ આકાર દેખાયો. તે મૂર્તિ કેવી અને કેટલી ભયંકર છે તે પ્રતાપસિંહ જાણતો નહતો છતાં કોઈ છુપી શકિતથી તે ધ્રુજી ગયો. તેણે તે મૂર્તિ વિષે અગાઉ ઘણું સાંભળ્યું હતું. હાલ તે તેની સામે આવી ઉભો હતો. એ મૂર્તિને ભયંકર રીતે ભોગ અપાય છે એમ તે જાણતો હતો, છતાં તે ભોગ આપવાની રીતથી તે અજાણ્યો હતો.

પોતાના બાપનો હાથ પકડીને કુમુદિની ઉભી હતી તે બોલી—" બાપા, ચાલો આપણે અત્રેથી જતાં રહીએ. આ મૂર્તિ જોતાં મારૂં મન ગભરાઈ જાય છે. મારી નસોમાં વહેતું લોહી થોડીવારમાં બંધ થઈ જશે એમ મને જણાય છે."

આ સાંભળી પ્રતાપસિંહ બોલ્યો—" મારી વહાલી પુત્રી, ચાલ, આપણે તેનો બીજે ઠેકાણે શોધ કરીએ."

જેવાં તેઓ ત્યાંથી બહાર નીકળવા જતાં હતાં એટલામાં તેમને કાને કોઈ છુપો દરવાજો ઉઘડવાનો અવાજ પડયો. જે તરફથી દરવાજો ઉઘડવાનો અવાજ આવ્યો હતો તે તરફ બેઉની આંખો ફરી. ધીમેથી એક મોટો દરવાજો ઉઘડતો દેખાયો.

એક બીજા સામે જોવાનો અથવા તો વાત કરવાનો વખત ન હતો. દરવાજો ઉઘડતાંજ તેની અંદરથી એક માણુસ હાથમાં દીવો લઈને નીકળ્યો. તેના હાથમાંના ઝાંખા દીવા ઉપર જયારે મસાલનું અજવાળું પડયું અને તેનાથી તેણે બે માણુસોના આકાર પોતાની સામે ઉભેલા દીઠા ત્યારે ભય અને આશ્ચર્યની બૂમ પાડીને તે પાછો પેલા દરવાજામાં પેસવા ગયો. પણ કુમુદિનીએ તેને ઓળખ્યો હતો. તે બોલી—" રેંગારા નાયક, રેંગારા નાયક, અમે મિત્રો છીએ, શત્રુ નથી!" આમ બોલી તે પેલા વૃદ્ધ કારભારીની તરફ દોડી.

કુમુદિનીનો મધુર સ્વર ઓળખીને રેંગારા નાયક બોલ્યો—" અરે આ શું? કુમુદિની, તું અહીં કયાંથી? તારી સાથે આ બીજું કોણ છે?" કુમુદિનીની પાસે આવતાં આટલા શબ્દો તે બોલ્યો.

કુમુદિનીએ છલકાતા દીલે ઉત્તર આપ્યો—"મારો બાપ—નામદાર સરદાર બહાદુર—મારો વહાલો પિતા!" આમ બોલતી વખતે તેણે પ્રતાપસિંહ તરફ ફરીને તેનો હાથ પકડયો.

ધ્રુજતે અવાજે વૃદ્ધ કારભારી બોલ્યો—" કુમુદિની, ત્યારે તું બધી વાત જાણે છે? અતિ જરૂરની વખતે બતાવવાની વીંટી તેં ત્યારે સરદાર બહાદુરને બતાવી હશે! પણ અફસોસ! તમે થોડાં વહેલાં કેમ ન આવ્યાં?"

આમ બોલતાંની સાથે તે ભલા માણુસની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં.

કાંઈ ભયંકર બનાવ બન્યો છે એવી ધાસ્તીથી કુમુદિની ગભરાઈને બોલી—" અરે ઈશ્વર! તમે શું બોલો છો?"

પોતે જે આશા રાખીને ત્યાં આવ્યો હતો તે આશા ભંગ થઇ હોય એવો વિચાર મનમાં આવતાં પ્રતાપસિંહ બોલ્યો—" બોલો ભલા માણુસ, બોલો!"

વૃદ્ધ રેંગારાનું આખું શરીર ધ્રુજતું હતું. તે બોલ્યો—" અરે, હું શું બોલું! શા સમાચાર તે આપું!"

વૃદ્ધ કારભારીના કાલાવાલા કરતી કુમુદિની બોલી—" ભલા નાયક, શો બનાવ બન્યો છે તે મને કહો ! મને વહેમમાં ન રાખો. મારી માને કાંઈ થયું છે ? હા, હવે હું જાણુંછું કે, તે મારી મા હતી ! "

શો બનાવ બન્યો હતો તે પ્રતાપસિંહ જાણી ગયો હતો. તે ધીમે પણ ધ્રુજતે અવાજે બોલ્યો—" કુમુદિની, આ વૃદ્ધના બોલવા ઉપરથી જણાય છે કે, કાંઈ માઠો બનાવ બન્યો છે. તે વિષે કહેવાની એની જીભ ઉપડતી નથી. કેમ ખરૂં કે નહિ, નાયક ? "

વૃદ્ધ રેંગારા બોલ્યો—" અફસોસ ! સરદાર બહાદૂર, તમારૂં ધારવું ખરૂં છે. જે ભલી અને માનવંતી સ્ત્રીને તમે બેઉ શોધવા આવ્યાં છો તે મરણ પામી છે ! "

કુમુદિની અને પ્રતાપસિંહ બેઉ એક સાથે બોલી ઉઠયાં—"મરણ પામી!"

કુમુદિની ભોંય ઉપર પડી ગઈ. પ્રતાપસિંહનું અંતઃકરણ અંદરથી ચીરાતું હતું. પોતાની પુત્રીને પ્રતાપસિંહે ઉંચકીને ઉભી કીધી. તેજ વખતે પેલા ઉઘાડા દરવાજામાંથી કેટલાંક સ્ત્રી પુરુષો બહાર નીકળ્યાં. બધાંએ કાળો પોશાક પહેર્યો હતો. તેઓ આ ત્રણે જણની આસપાસ ફરી વળ્યાં, પણ વૃદ્ધ નાયકના કહેવાથી તેઓ પેલા ઓરડામાં પાછાં ફર્યાં. ત્યાં પ્રતાપસિંહ તથા કુમુદિનીને પણ આવવા વૃદ્ધ કારભારીએ કહ્યું.

કુમુદિનીને શાંત પાડવાની ઘણી જરૂર હતી. પ્રતાપસિંહે તેને શાંત પાડવા માંડી. નાયકે દરવાજો બંધ કર્યો. પછી કુમુદિનીએ રડતી આંખે પોતાની માતા વિષે તેને ઘણા સવાલો પૂછવા માંડયા. કેટલા દિવસ થયાં તે સફેદ સ્ત્રી મરણ પામી હતી—શાને લીધે તે મરણ પામી હતી વગેરે સવાલો પૂછયા.

રેંગારાએ જવાબ આપ્યો—" આખા કિલ્લામાં ભુખમરો ચાલી રહ્યો હતો છતાં અમારી માનવંત શેઠાણી તેનો ભોગ થઇ ન હતી. પણ થોડા દિવસ ઉપર બનેલા એક બનાવની તેના મન ઉપર ઘણી અસર થઇ હતી. ઠાકોર વિજયસિંહ અને ઠકરાણી વીજકુંવરને મહાકાળીના ભોગ કરવામાં આવ્યાં, તે દેખાવ તેને નજરે દેખાયો હતો અને તે તેના મરણનું કારણ થઇ પડયું હતું. "

જેને વિષે પોતે ખબર મેળવવાને આતુર હતો તે આ પ્રમાણે અચાનક મળી ગઈ જોઇ પ્રતાપસિંહ બોલી ઉઠયો—" શું ! ઠકરાણી વીજકુંવર આવે મોતે મૂઇ ? પછી શું થયું ? "

રેંગારા બોલ્યો—" આજ બપોર પછી ત્રણ વાગે બાઇસાહેબે દેહ છોડી. તેનું મુડદું હજી એમજ પડયું છે. કિલ્લામાં અને આ ભોંયરામાં ચાલતા

ભૂખમરા અને ગભરાટથી અમને તેના શબને અગ્નિ સંસ્કાર કરવાં વખત મળ્યો નથી. એ ભલી બાઇના મરણથી આ બધાં અતિ દલગીર થયાં છે.” આમ કહી પોતાની આસપાસ ઉભેલા લોકો તરફ તેણે માયાથી જોયું.

આસપાસ એકઠા થયલા બધા માણસો પ્રતાપસિંહની તરફ આશ્ચર્યતાથી જોતા હતા. તે કોણ હતો તેને તેઓ બધા ઓળખતા ન હતા. માત્ર બળભદ્ર અને માનસિંહજ તેને ઓળખતા હતા. તેઓએ તે કોણ હતો તે વિષે પોતાના સોબતીઓને ધીમેથી જણાવ્યું હતું.

પોતાની આસપાસ જોતો પ્રતાપસિંહ બોલ્યો–“ હા, એ બધા દલગીર હોય એમ જણાય છે. એમની આંખો રડેલી દેખાય છે.”

વૃદ્ધ કારભારી બોલ્યો–“ એમના કરતાં વધારે દલગીર બીજું કોઈ નહિ હોય. અહીં ઉભેલાં દરેક સ્ત્રી અને પુરુષને તે ભલી બાઈએ મહાકાળીના ભોગ થતા બચાવ્યા છે.”

પેલા ત્રણ મુકુંદ ભાઇઓમાંનો એક બોલ્યો–“ અને ભલા માણસ, તમારા ઉદાર દીલનાં અમે કેટલાં વખાણ કરીએ.”

રડતી આંખે કુમુદિની બોલી–“ વૃદ્ધ નાયક, તમે કહોછો કે, તેનું શબ હજી અહીં પડયું છે તે કયાં છે?”

વૃદ્ધ રેંગારાએ એક ઓરડા તરફ આંગળી કરીને કહ્યું-“ હા, બાઇ, તેનું શબ પેલા ઓરડામાં પડયું છે અને છેલ્લીવાર તેને જોવી હોય તો જોઇ લો.”

આમ બોલી જે તરફ તેણે આંગળી કીધી હતી તે તરફ તે ચાલ્યો. બધાં તેની પાછળ ચાલ્યાં. ધીમેથી કારભારીએ દરવાજો ઉઘાડયો. એક બીછાના ઉપર પેલી સફેદ સ્ત્રીનું શબ પડેલું હતું.

જે કપડાં તે હમેશ પહેરતી હતી તેજ કપડાં તેણે હાલ પણ પહેરેલાં હતાં. તેનો સફેદ સુંદર ચહેરો ફીકકો પડી ગયો હતો.

કુમુદિની દોડી જઈને તે શબને વળગી પડી. પોતાની માતાના મરણ ઉપર તે રૂદન કરવા લાગી. તેની આંખોમાંથી બોર બોર જેવડાં આંસુઓ પડવા લાગ્યાં. તેની બાજુમાં સરદાર બહાદુર પ્રતાપસિંહ ઉભો હતો. જે ચહેરો તેણે ઘણાં વરસ ઉપર જોયો હતો અને જેને પાછો જીવતો અથવા મૂવેલો જોવાની જેણે આશા રાખી ન હતી, તેની બાજુમાં તે ઉભો હતો.

પછી રેંગારા નાયકે પેલી સફેદ સ્ત્રીના શબ તરફ હાથ કરીને કાળા પોશાકવાળા સ્ત્રી અને પુરુષોને કહ્યું–“ ભાઇઓ અને બાઇઓ, કાળા કિલ્લાના ઠાકોરની પત્ની, આ ઠકરાણી વસંતસેના મરણ પામી છે તેના આત્માના મોક્ષને માટે બધાં ઇશ્વર પ્રાર્થના કરો!”

ત્યાં ઉભેલાં બધાંને હુમણાંજ ખબર પડી કે, જે ઉદાર સ્ત્રીની ભલાઈથી તેમના જીવ બચ્યા હતા તે તો કાળા કિલ્લાની માલેક હતી. જે સ્ત્રી ઘણાં વરસ ઉપર મરણ પામેલી ગણાતી હતી અને જેને માટે યાદગારીનો સ્તંભ બાંધવામાં આવ્યો હતો તે આજ મરણ પામી હતી.

પ્રતાપસિંહ અને કુમુદિની બીછાનાની અડોઅડ બેઠાં હતાં. રંગારા તેના પગ આગળ બેઠો અને બાકીના બીજાઓ ત્યાંથી થોડે દૂર તે ભલી અને ઉદાર નારને માટે ખરા મનથી ઈશ્વરની સ્તુતિ કરતા હતા. થોડીવાર પછી પ્રતાપસિંહ ઉભો થયો અને ત્યાંથી પાસેના ઓરડામાં બધાને આવવાનું કહ્યું. શું કરવું તેનો તેણે ઠરાવ કર્યો. તે બોલ્યો—"આજ રાતના ઠકરાણીના શબને અગ્નિ સંસ્કાર કરવો જોઇએ. લોકોને બતાવવા માટે જે યાદગારીનો સ્તંભ ઉભો કરવામાં આવ્યો છે તે યાદગારીનો સ્તંભ આજ દિનથી ખરેખરો ગણાશે. હું હાલ મારી છાવણીમાં પાછો જાઉંછું. થોડીવારમાંજ તમારે માટે ખોરાક લઇને હું પાછો આવીશ. મારી સાથે કડીઆ લેતો આવીશ. તેઓ આ સ્તંભને ઉખેડશે અને અગ્નિ સંસ્કાર કરતાં વધેલાં અસ્થિ તેમાં મૂકી પાછો તે સ્તંભ બંધ કરશે. કુમુદિની, મારી વહાલી પુત્રી, તું અહીંજ રહેજે. જેને વિષે તારે વધારે ખુલાસો જાણવાનો છે તે તને વૃદ્ધ રંગારા નાયક કહી સંભળાવશે. અડધા કલાકમાં હું અહીં પાછો આવીશ અને આ બધાં ફોકટનાં કેદ છે તેમને છોડવીશ."

આમ બોલી તે બહાદૂર સરદારે આસપાસ નજર નાંખી. બધાએ આભાર ભરેલી નજર તેની તરફ કીધી. પોતાનો થોડીવારમાં છુટકો થનાર છે જાણી કેટલાંક રડવા લાગ્યાં, કેટલાંક નાચવા લાગ્યાં અને કેટલાંક પોતાના ખરા દીલથી ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યાં. પણ આ બધામાં બળભદ્ર અને માનસિંહને વધારે આનંદ થયો.

પછી પ્રતાપસિંહ ત્યાંથી એકલો બહાર નીકળ્યો ને કુમુદિની ત્યાંજ રહી. કેટલાકોએ તેને ભોંયરામાં તેનો રસ્તો બતાવવા સાથે આવવા માગણી કીધી, પણ તેણે ના પાડી. પેલો દરવાજો ઉઘાડી તે બહાર નીકળ્યો.

આગલો ઓરડો પસાર કરીને પ્રતાપસિંહ મૂર્તિવાળા ઓરડામાં દાખલ થયો, અને પોતાના આતુર મનને શાંત કરવા માટે થોડી વાર તેને જોતો ઉભો રહ્યો, પણ તેને ત્યાં ઉભે થોડીવાર થઈ નહિ એટલામાં કેટલાક માણસોનાં ત્યાં આવતાં પગલાં સંભળાયાં. તેણે પાછું ફરીને જોયું તો કેટલાક હથિયારબંધ માણસો ત્યાં આવતા જણાયા. બે ત્રણના હાથમાં મસાલો હતી. તે નવા આવનારાઓએ તેને તુરત ઓળખી કાઢી બૂમ પાડી.

જે માણુસે તેમની ઉપર ભૂખમરો પાડયો હતો, જે માણુસે તેમના બુરા હાલ કર્યા હતા અને જેના હાથમાં આવતી કાલે કિલ્લો સ્વાધીન કરવાની જરૂર હતી તે માણુસને તે ઠેકાણે એકલો ઉભેલો જોઈ તેની ઉપર વેર લેવા બધા ધસ્યા.

ગુરૂસ્વામી આ નાની ટોળીનો સરદાર હતો તેણે તેને જોતાંજ બૂમ પાડી—"કોણ? પ્રતાપસિંહ! તે અહીં? શું આમ બને?"

હવે ગુરૂસ્વામી અહીં કેમ આવ્યો તે આપણે જોઇએ. આવતી કાલે કાળો કિલ્લો પ્રતાપસિંહના હાથમાં આપવામાં આવશે અને તે વખતે બધાને તેની દયા ઉપર રહેવું પડશે એમ તે જાણતો હતો. પ્રતાપસિંહના હાથમાં જવાને તે ખુશી ન હતો. તેણે આજ રાતના ગમે તેમ કરી કિલ્લામાંથી બહાર નીકળી જવું એવો નિશ્ચય કર્યો હતો. મરવું કે મારવું એવો નિશ્ચય કરી પોતાના પચાશ માણુસોને સમજાવી ભોંયરાને રસ્તે પેલા નાના મંદિરમાંથી બહાર નીકળવા તે આ તરફ આવ્યો હતો. અહીં આવતાં તેના મનમાં બીજો વિચાર આવ્યો કે, આવતી કાલ આ કિલ્લો પ્રતાપસિંહના હાથમાં જશે તે વખતે પ્રતાપસિંહ આ મહાકાળીની મૂર્તિ અને તેને લગતું બધું સંચાકામ શોધી કાઢશે, માટે એ મૂર્તિ તથા તેના સંચાનો નાશ કરીનેજ જાઉં એટલે પાછળ અમારા પાપની કાંઈ પણુ નિશાની ન રહે. આ મતલબથી તે મૂર્તિ-વાળા ઓરડામાં આવ્યો હતો. પ્રતાપસિંહને જોતાંજ તેની સાથવાળા માણુ-સોએ તેની ઉપર ધસારો કર્યો. પોતાની તરફ શત્રુઓ ધસી આવે છે એમ જ્યારે પ્રતાપસિંહે જોયું ત્યારે તેણે હાથમાંથી દીવો નીચે નાંખી દીધો અને પોતાની તલવાર કાઢી; પણુ આમ કરતાં તેનો પગ સરી ગયો અને તે પોતાના બખતરવાળા ભારી શરીર સાથે જમીન ઉપર પડયો. તેના શત્રુઓએ તેને પકડી લીધો. તેના હાથમાંથી તલવાર આંચકી લેવામાં આવી. તેને કાપી નાંખ-વાને કેટલીક તલવારો ઉંચકાઇ. કેટલાક તેના શરીર ઉપરથી બખતર ઉતારવા લાગ્યા. આ જોઇ ગુરૂસ્વામીએ બૂમ પાડી—"મારા મિત્રો, એને મારી ન નાંખતા. આપણા સૌથી મોટા શત્રુનો મહાકાળીને છેલ્લો ભોગ આપીશું!"

આ શબ્દો સાંભળી તેને મારવા તૈયાર થયલા અટકી પડયા. બધાને આ વાત પસંદ પડી, પણુ પ્રતાપસિંહ ન ગભરાયો. તેણે પેલા ગુરૂસ્વામી તથા મૂર્તિ તરફ તિરસ્કારની નજર નાંખી. આ વખત ગુરૂસ્વામી તેની દરકાર કરે તેમ ન હતું. તે બોલ્યો—"ચાલો, એ કામ ઢીલ કરવા જેવું નથી. ચાલો, તમા-રામાંના બે જણુ આ વખત જલાદનું કામ કરો. એક જણુ દીવો લઇ આગળ આવો. થોડા વખતમાં એ દુષ્ટને મહાકાળી ભેટશે."

આમ બોલતાંની સાથે ગુરૂસ્વામીએ પ્રતાપસિંહ તરફ તિરસ્કારથી જોયું. પછી તેણે મૂર્તિ આગળ જઇ તેના સંચાને ચલાવવાની છુપી ચાંપ પોતાના સોબતીઓને બતાવી. તેને દબાવવાથી તે મૂર્તિનો આગલો બધો ભાગ ખુલી ગયો. તેનું વર્ણન આપણે આગળ વાંચી ગયા છીએ.

મૂર્તિનું પેટાખાનું ઉઘડયા પછી ગુરૂસ્વામી બોલ્યો—"સબૂર કરો, અંદરની છરીઓ બધી સારી હાલતમાં છે કે નહિ, તે વિષે મારી ખાત્રી કરવી છે. બચ્ચા પ્રતાપ, તારી એકજ આંખ છે અને તે પણ થોડા વખતમાં ફૂટી જશે !" આમ બોલી તે તિરસ્કારથી હસ્યો.

પ્રતાપસિંહની આંખો ક્રોધથી રાતી થઇ ગઇ હતી. જો તે હાલ છુટો હોત તો શું કરત તે કહેવાઇ શકાતું નથી. તેને મજબૂત પકડી રાખવામાં આવ્યો હતો.

ગુરૂસ્વામી જાણતો હતો કે, મહાકાળી અંદરનું બધું સંચાકામ સલામત હતું, છતાં થોડીવાર પ્રતાપ જીવતો રહે અને તેના મનમાં પીડા થાય, તો આનંદ થવા જેવી વાત હતી. ગમે તેવો વીર પુરુષ પણ આ ભયંકર મોતથી બીહે એવી તે ચંડાળ સાધુની ખાત્રી હતી. તે નીચે નમીને મહાકાળીના પેટાખાનામાંનાં હથિયારો જોવા લાગ્યો.

તેજ વખતે એક વાઘ જેમ પોતાના શિકાર ઉપર કુદે—શિકારી કૂતરો હરણની પાછળ દોડે—તેમ એક સ્ત્રી પાછલી બાજુથી દોડતી આવી. તેનું માથું ઉઘાડું હતું. તેનાં કપડાં અડધાં નીકળી જઈ જમીન ઉપર ઘસડાતાં હતાં. તેના બેઉ હાથ છુટા હતા. આ આવનાર સ્ત્રી બીજી કોઈ નહિ પણ ઠાકોર વીરસેનની સુંદર પુત્રી અને સરદાર બહાદુર પ્રતાપસિંહની ભાણેજ સુંદરી હતી.

તે કોણ છે તે હજી લોકો જુએ—તેને ઓળખે તે પહેલાં તો તે મહાકાળીની મૂર્તિ આગળ કુદી આવી. આ વખતે ગુરૂસ્વામીએ મૂર્તિની અંદરથી પોતાનું માથું ફેરવ્યું હતું. તેણે દેવીસમાન શોભતી સુંદરી તરફ જોયું પણ તરતજ સુંદરીએ પોતાનું બધું જોર વાપરી તે નીચ સાધુને આગળની બાજુ હડસેલી દીધો !

હા, તે એક પળનું કામ હતું ! મૂર્તિના અંદરના ભાગમાં તે નીચ જઇ પડયો. તેજ વખતે પેલા ચાંપને પકડી રાખનાર તથા મૂર્તિના હાથ પકડી રાખનાર ભયથી દૂર ખસી ગયા. ગુરૂસ્વામીની ઉપર તરતજ દરવાજા બંધ થઈ ગયા અને સંચાએ પોતાનું કામ શરૂ કર્યું. મૂર્તિની અંદરથી ગુરૂસ્વામીની બૂમો સંભળાવા લાગી.

સુંદરી સિવાય બધા ઉપર ઘણી અસર થઇ. સુંદરી મહાકાળી તરફ હાથ લાંબો કરી, તથા લોકો તરફ ફરીને બોલી—"મારી નીતિનો નાશ કરનાર

નીચ આ રીતે નાશ પામે છે!"

હુજી તો તે આ શબ્દો બોલી ન રહી એટલામાં તે ઓરડો પ્રતાપસિંહના માણસોથી ભરાઈ ગયો.

ભોંયરા ઉપરના દરવાજા ઉપરના ચોકીદારને પ્રતાપસિંહ હુકમ આપી ગયો હતો કે, અરધા કલાકમાં તે પાછો ન ફરે તો સૈન્યની એક ટુકડી મોકલવી, તે પ્રમાણે અરધો કલાક વીતી જતાં તેણે ટુકડી મોકલી હતી, અને તે ટુકડી બરાબર અણીની વખતેજ મદદે આવી પહોંચી હતી.

પોતાની કરણીનું ફળ—વાજબી શિક્ષા જે વખતે ગુરૂસ્વામી પામતો હતો, તે વખતે પ્રતાપસિંહને તેના શત્રુઓના હાથમાંથી છોડવામાં આવ્યો. મહાકાળીના ભક્તોને કેદ કરવામાં આવ્યા અને સુંદરી જે ગુરૂસ્વામીના મોતના કારણ તરીકે ગણાઇ તેને મારી નાંખવા તજવીજ કરવામાં આવતી હતી તેને બચાવી લેવામાં આવી.

આટલા વખતમાં તે જીવલેણ સંચાએ પોતાનું ભયંકર કામ પૂરૂં કર્યું, એટલે ફરીથી મૂર્તિનું પેટાખાનું ઉઘડયું અને તેમાંથી આંખે આંધળો—લોહીથી ભરેલો ગુરૂસ્વામી નીચેનાં ચક્કરો ઉપર પડયો, એટલે તે ચક્કરોએ પોતાનું કામ શરૂ કર્યું. તે ચક્કરો ઉપર કપાતાં કપાતાં બારીક ભૂકો થઇ નીચે વહેતાં પાણીમાં ગુરૂસ્વામીના દેહનો ભૂકો મળી જતાં તે કરૂણારસિક બનાવનો છેડો આવ્યો!

## પ્રકરણ ૯૬ મું.

### બદલો.

ઉપલો બનાવ બન્યા પછી એક કલાકની અંદરજ તે કિલ્લામાં ઘણા ફેરફાર થઈ ગયા. કાળાકિલ્લા ઉપરથી ઠાકોર વસંતસેનનું નિશાન ઉતારી નાંખવામાં આવ્યું અને તેની જગા પ્રતાપસિંહના વાવટાએ લીધી. વિજયી સેનાની છાવણીમાંથી અનાજ લાવીને કિલ્લામાંના ભૂખે મરતા લોકોને ખવરાવવામાં આવ્યા.

કિલ્લામાંના લોકોને કેદ કરીને તેમની ઉપર ચોકીદાર તરીકે વિજયી સેનાના કેટલાક માણસો રહ્યા. જે ઠાકોરો અને સરદારો પ્રતાપસિંહની સાથે લડવાને તે કિલ્લામાં આવ્યા હતા તેમને એક મોટા ઓરડામાં કેદ કરવામાં આવ્યા અને તેમની ઉપર ચોકીદારો મૂકવામાં આવ્યા. તે ઠાકોરો અને સરદારોની સ્ત્રી અને બાળકોને બીજા ઓરડામાં રાખી તેમની ઉપર પણ ચોકી

પહેરો રાખવામાં આવ્યો.

મહાકાળીના ભોગમાંથી બચેલાં સ્ત્રી પુરુષોને ભોંયરામાંથી લાવીને એક સારા ઓરડામાં રાખવામાં આવ્યાં.

સુંદરીને તેના મામાના હુકમથી એક ઓરડામાં નજર કેદ રાખવામાં આવી, પણ તે ત્યાં સુખી હતી. પોતાના વેરી ઉપર વેર લેવાની તેને તક મળી હતી તેથી તેના આનંદનો પાર ન હતો.

પ્રભાત થવાને થોડીવાર હતી. અરૂણોદય થવા માંડયો હતો, તે વખતે એક મોટા ઓરડામાં સરદાર બહાદૂર પ્રતાપસિંહ, તેની પુત્રી કુમુદિની, અને કાળાકિલ્લાનો વૃદ્ધ કારભારી રેંગારા એ ત્રણ જણા બેઠા હતા. પોતાને હાથે ચીઠી લખીને પ્રતાપસિંહે એક કાસદને ઠાકોર બળવાનસિંહને ત્યાં, બીજાને મુલુનાયકને ત્યાં, અને ત્રીજાને વીરસેનના કિલ્લામાં મોકલ્યો હતો.

આ બધી ગોઠવણ કર્યા પછી પ્રતાપસિંહે એક માણસને પોતાની છાવણીમાંથી કેદી ઠાકોર વસંતસેનને લાવવા મોકલ્યો હતો. આ વખતે આ ત્રણ જણ તેના આવવાની રાહ જોતા બેઠા હતા.

થોડીવારમાંજ તે ઠાકોરને ત્યાં લાવવામાં આવ્યો. પોતાનો કિલ્લો પ્રતાપસિંહના હાથમાં છે એવી તેને ખબર પડી ચુકી હતી. પ્રતાપસિંહ મંદિરમાંના ભોંયરાને રસ્તે કિલ્લામાં દાખલ થયો હતો એવી વાત તેના સાંભળવામાં આવી હતી. આ ઉપરથી તેની ખાત્રી થઇ હતી કે, મહાકાળીની મૂર્તિ અને તેને લગતું સંચાકામ તેના જોવામાં આવ્યું હશે. પોતાના વખતમાં પોતે આટલા બધા માણસોને તે ભયંકર મોતને સ્વાધીન કીધા હતા તેથી પોતાનો પણ હવે તે મોતે મરવા વારો આવશે જાણી તે મનમાં ડરતો હતો, પણ તે હીચકારો ન હતો. તે મગરૂર ચહેરે અને દૃઢ પગલે ઓરડામાં દાખલ થયો.

તેણે ઓરડામાં દાખલ થતાંજ કુમુદિનીને પોતાને કેદમાંથી છોડવનાર તરીકે તરતજ ઓળખી, અને પોતાનો પુત્ર તેને ચહાય છે એવી વાત ગુરૂસ્વામીને મોઢે તેણે સાંભળી હતી તે તેને યાદ આવી; પણ તે પોતાના આ કિલ્લામાં કેમ આવી શકી એ વિચારે તે આશ્ચર્ય પામ્યો. વળી તે પ્રતાપસિંહની બાજુમાં બેઠી હતી તેથી તે વધારે આશ્ચર્ય પામ્યો. તેમ વળી પોતાના કારભારીને પણ ત્યાં બેઠેલો જોઇ તેની અજાયબીમાં વધારો થયો.

વસંતસેનના ચોકીદારે ત્યાંથી બહાર જવા હાથથી ઈસારત કર્યા પછી ઠાકોરને પ્રતાપસિંહે બેસવા કહ્યું. ઠાકોર પોતાને માટે રાખેલ આસન ઉપર બેઠા. પછી પોતાના કારભારી અને કુમુદિની તરફ તે બારીક નજરે જોવા લાગ્યો. પોતાનું શું થવાનું છે તે તેમના ચહેરા ઉપરથી જાણવાની તે કોશેશ

કરવા લાગ્યો. કારભારી તો તેની તરફ જોતોજ ન હતો. જે શેઠની ઘણાં વરસ તેણે નોકરી કીધી હતી તેની તરફ તેણે જોયુંજ નહિ. કુમુદિનીના મન ઉપર આજ રાતના બનેલા ઉપરાછાપરી બનાવોથી ઘણી અસર થઈ હતી. તે ઠાકોર વસંતસેન તરફ દયા દેખાડવા માટે પોતાના પિતાના ચહેરા તરફ જોતી હતી.

થોડીવાર ગુપચુપ બેઠા પછી પ્રતાપસિંહ ગંભીર અવાજે બોલ્યો– "ઠાકોર વસંતસેન, મારે તમને પ્રથમથીજ જણાવવું જોઇએ કે, તમારી જીંદગી સલામત છે. તમારા અપરાધો ગમે એટલા મોટા છે છતાં તમારા એક પણ વાળને હું ઈજા કરનાર નથી. તે સાથે મારે તમને જણાવવું જોઇશે કે, તમારે હાથે બીજા વધારે અપરાધો ન થાય એટલા માટે મારે સંભાળ રાખવી પડશે, અને તેથી તમને નજર કેદ રાખવા પડશે. તમારૂં ભવિષ્ય મેં તમને જણાવી દીધું છે."

તે મગરૂર ઠાકોર બોલ્યો–" વિજયી વીર, જે જીંદગી તેં મને બક્ષી છે તે હવે મારે કામની નથી."

ધીમે સ્વરે પ્રતાપસિંહ બોલ્યો–" આમ વગર વિચાર્યું ન બોલો. મારે જે ખુલાસો કરવો છે તે સાંભળી લ્યો. કોઈ પણ માણસ સંપૂર્ણ નથી. પોતાની જુવાન વયમાં તેને હાથે નાદાનીઅત ભરેલાં કામો થાય છે તે વિષે તેને પાછળથી પસ્તાવો થાય છે."

પોતાના મનની આતુરતા સંતાડીને વસંતસેન બોલ્યો–" વાહ, આ તો ભાષણ ચાલ્યું!"

સરદાર બહાદૂર બોલ્યો–" હું ફોકટનો વખત ગુમાવવા માગતો નથી. ઠાકોર, તારે જાણવું જોઇએ કે, જે સ્ત્રીને તેં આજ ચૌદ પંદર વરસ થયાં જગતુને મરણ પામેલી જાહેર કરી હતી તે–"

અતિ દુઃખથી ચોંકી ઉઠીને ઠાકોર બોલ્યો–" કોણ! મારી પત્ની! (કાંઇ વિચાર આવતાં વૃદ્ધ રેંગારા તરફ ફરીને) લુચ્ચા! તેં તે છુપો ભેદ ફોડી નાંખ્યો?"

ગંભીર અવાજે પ્રતાપસિંહ બોલ્યો–" અકસમાતથી–અરે! કુદરતથી જ્યાં સુધી મને તે વિષે માલમ ન પડયું ત્યાં સુધી વૃદ્ધ રેંગારાએ મને કાંઈ પણ કહ્યું ન હતું, પણ તે પછી બધી વાત મારા જાણવામાં આવી. ઠાકોર, આ ભલા માણસની ઉપર વગર સમજે તારે કાંઇ પણ અપરાધો ન મૂકવા. તને આજે એવા તો ભેદભરેલા ખુલાસા મારે કરવા છે કે, તે સાંભળીને તું ચોંકી જશે. તારી જે સ્ત્રીના મરણની વાત તેં ચૌદ પંદર વરસ ઉપર ફેલાવી હતી–જેને માટે તેં લોકોને દેખાડવા શોક પાળ્યો હતો–જેની તેં યાદગારી

રાખના સ્તંભ ઉભો કર્યો હતો—તે સ્ત્રી—તારી પત્ની આટલાં વરસ જીવતી હતી—તે ગઈ કાલેજ મરણ પામી છે !"

આ સાંભળતાં ઠાકોરના મન ઉપર ઘણીજ અસર થઈ. થોડીવાર સુધી તે સરદાર બહાદુર તરફ જોઇજ રહ્યો. પણ પછી એક વિચાર આવતાં તે ઉભો થઇને બોલ્યો—"હા, હવે હું બધું સમજ્યો ! પ્રતાપસિંહ, તારૂં કહેવું ખરૂં છે ! રંગારા તેં મને ઠગ્યો છે—તેને તેં બચાવી છે—તેને જીવવા દીધી છે ! મારા પુત્રના લગ્નને દિવસે દેખાયલો દેખાવ મારી જીવતી વસંતસેનાનો હતો !"

આમ બોલતાં તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું. તે પાછો આસન ઉપર પડ્યો.

પ્રતાપસિંહ તેને શાંત પાડતો બોલ્યો—"ઠાકોર સાહેબ, જરા શાંત થાઓ ! મરનાર ઠકરાણી વસંતસેના નિર્દોષ હતી એમ મારા પોતાના અને મારા પેદા કરનાર ઇશ્વરના સોગન ખાઇને હું કહુંછું. તે બીચારી મરી ગઈ છે અને મારે પણ એક દિવસ મરવું તો છેજ !"

ઠાકોર બોલી ઉઠ્યો—"અરે ! મારા મનમાં એક બીજો વિચાર આવે છે ! આગલા બનાવનો તે બીજો બનાવ જણાય છે ! સરદાર પ્રતાપસિંહ તમે મારી પત્નીના આશક હતા ?"

અતિ દલગીર અવાજે પ્રતાપ બોલ્યો—"હા, હું તેનો આશક હતો. અમે એક બીજાને કેવા પ્યારથી ચહાતાં હતાં તે ઇશ્વરજ જાણે છે ! ઠાકોર, હું સોગન ખાઇને કહુંછું કે, લગ્ન પહેલાં વસંતસેનાએ ગમે તેવી આશા બતાવી હતી છતાં લગ્ન પછી તેણે પોતાની નીતિનો ભંગ કર્યો ન હતો. તે છતાં તમે વગર વિચારે તેની ઉપર જુલમ ગુજાર્યો !"

ધ્રુજતે શરીરે ઠાકોર બોલ્યો—"અરે, અફસોસ ! તે નિર્દોષ હતી ! હા, ખરેખર નિર્દોષ હતી ! અરે, હું કેવો મૂર્ખ ! મારા એક પૂરા વહાલા પુત્ર જોરાવરની માને મેં કેવા મોતને શરણ થવા મોકલી ? મારી તે ઘાતકી આજ્ઞા છતાં તે જીવવા પામી—તે ભયંકર મોતમાંથી બચી એથી ઇશ્વરનો મારી ઉપર કેટલો આભાર !"

વૃદ્ધ રંગારા તરફ માયાથી જોતો પ્રતાપસિંહ બોલ્યો—"હા, તે જીવતી રહી, તેથી ઇશ્વરનો તેમજ આ ભલા માણસનો પણ તમારે આભાર માનવો જોઈએ; પણ ઠાકોર, હજી તમારે ઘણી બાબતો સાંભળવાની છે. તે બધા ખુલાસા હાલમાં તો થઈ શકે તેમ નથી. જેમ જેમ વખત વહેતો જશે તેમ તેમ તે વિષે હું તમને સમજાવતો જઈશ. મેં પોતે પણ હજી તેની બધી વાત રંગારાને મોઢે સાંભળી નથી. જેટલું તે જાણે છે તેટલું તે પોતે કહી સંભળા-

વશે અને પ્રથમની બધી વાત હું કહી સંભળાવીશ. હાલ તો આપણે વધારે જરૂરનું કામ કરવાનું છે. વસંતસેનાનું મુડદું હજી એમજ પડયું છે તેની અગ્નિ સંસ્કાર વગેરે ક્રિયા કરવાની છે.”

ધીમે અવાજે ઠાકોર બોલ્યો—“ મારા લગ્ન પહેલાં વસંતસેના તમને અતિ પ્યારથી ચહાતી હતી એ હું જાણતો હતો. તેની બધી નાદાનીઅત વિષે મેં તેને ક્ષમા કીધી અને તેની સાથે હું પરણ્યો. પણ તે પછી મેં તેને નીતિ-ભંગ થયલી માની અને આજ સુધી હું તેને તેમ માનતો આવ્યો. વળી તે વખતે મારી નજરે જે બનાવ પડયો તેથી મેં ભૂલાવો ખાધો—હું અદેખો બન્યો અને તેથી કાંઈ પણ ન્યાય કર્યા વગર તેને ભયંકર શિક્ષા કરવા મારા કારભારીને સોંપી. પ્રતાપસિંહ ! હાલ તમે તેને નિર્દોષ જાહેર કીધી છે અને તેથી તમારૂં વચન હું માન્ય કરૂંછું. મને હવે પસ્તાવો થાય છે. તેની બધી ક્રિયા હું કરીશ.”

પ્રતાપસિંહે કહ્યું—“ ઠાકોર સાહેબ, તમે પસ્તાવો કરોછો એ જોઇ મને આનંદ થાય છે. અગ્નિ સંસ્કારની બધી તૈયારી થઈ ચુકી છે પણ તેને થોડી-વાર છે. મરનાર વસંતસેનાના ભાઈ ઠાકોર બલવાનસિંહને મેં અત્રે બોલાવી મંગાવ્યા છે. તેઓ થોડીવારમાંજ આવી પહોંચશે. તેઓ પોતાની બહેનનું મોઢું છેલ્લીવાર જોઈ લે તો ઠીક. એટલા વખતમાં આ મારી બાજુમાં જે છોકરી બેઠી છે તેને વિષે મારે તમારી પાસે ખુલાસો કરવાનો છે.”

આમ બોલી પ્રતાપસિંહે કુમુદિની તરફ મમતાથી જોયું. કુમુદિનીની આંખોમાંથી આંસુ નીકળી પડતાં હતાં.

પ્રતાપસિંહ બોલ્યો—“ આ ત્રીરગાળા, જેણે તમને, ઠાકોર બલવાન-સિંહને અને ઠાકોર વિજયસિંહને કેદખાનામાંથી છોડવ્યા તે મારી પોતાની પુત્રી છે—મરનાર વસંતસેનાનું તે પહેલું બાળક છે!”

ઠાકોર બૂમ પાડી ઉઠયો—“ અરે ઈશ્વર! જોરાવર એને ચહાતો હતો અને કદાચ એ એને પરણ્યો પણ હોત! પણ એ ન થયું તે માટે ઇશ્વરનો હું ઉપકાર માનુંછું. અરે! પણ જ્યારે જોરાવર પોતાની માતા કેવા મોતમાંથી બચી હતી—તે આજ દિન સુધી જીવતી હતી તે જ્યારે તે જાણશે ત્યારે તેના કેવા હાલ થશે? તે પોતાના બાપનો તિરસ્કાર કરશે—મને ધિક્કારશે અને જો બધી વાત તેને—”

પ્રતાપસિંહ બોલ્યો—“ તે વાતથી તેને જાણીતો કર્યા વગર બીજો ઇલાજ નથી. ઠકરાણી વસંતસેના જીવતી હતી અને આજ દિન સુધી કંગાલ રીતે જીંદગી ગુજારતી હતી એમ આજ ઘણા માણસો જાણે છે, તેથી મોડે વહેલે

પણ તેને એ વાત માલમ પડયા વગર રહેનાર નથી.”

આખે શરીરે ધ્રુજતો ધ્રુજતો વસંતસેન બોલ્યો—“ તો પણ, તો પણ હું પચીશ કરતાં વધારે વરસો સુધી એ સૌથી ક્રુર મંડળીનો ઉપરી હતો એમ મારા પુત્ર આગળ કબૂલ કરવાને બદલે હું મરવાનું વધારે પસંદ કરીશ. મારા કિલ્લામાં આવાં ભોંયરાં છે એવું તે મુદલ જાણતો નથી—તે તેનાથી તદન અજાણ્યો છે. મારા બાપે મને પોતાના મરણ વખતે એ મંડળની સરદારી સોંપી હતી અને તેથી તેનું કહ્યું મેં આજ દિન સુધી બજાવ્યું હતું. એ મંડળનો ભયંકર ભેદ—એ મૂર્તિને અપાતા ભોગની પીડા અતિ દુઃખદાયક છે. મારા પુત્રને તે વિષે જણાવવા કરતાં હું મારે હાથે મારા પુત્રનો જીવ લેવા ખુશી થઈશ. જે જે ભોગ આપવામાં આવ્યા છે તેની એક નામાવળી રાખવામાં આવી છે. એ નામાવળીમાં બેશવર પોતાની માતાનું નામ—”

પ્રતાપસિંહ બોલ્યો—“ હવે એ વિષે વધારે ન બોલો ! મહાકાળીને અપાતો ભોગ થોડા વખત ઉપર મેં મારી નજરે દીઠો હતો.”

અતિ આશ્ચર્ય પામીને વસંતસેન બોલી ઉઠયો—“ શું ! તમે ભોગ અપાતો દીઠો ?”

પ્રતાપસિંહ બોલ્યો—“ હા, મેં નજરે દીઠો, હું પોતે ભોગ તરીકે પકડાયલો હતો. પેલો નીચ સાધુ—”

ઠાકોર બોલી ઉઠયો—“ કોણ ગુરૂસ્વામી ? તેનું શું ? ”

પ્રતાપસિંહે જવાબ આપ્યો—“ તે હાલ જીવતો નથી. તેને યોગ્ય બદલો મળ્યો છે. વીરસેનની પુત્રી સુંદરી, મારી દુઃખી ભાણેજ, તેને ભોગ આપનાર હથિયાર તરીકે થઇ પડી ! ”

કાળા કિલ્લાનો ઠાકોર બોલ્યો—“ આ હું શું સાંભળું છું ? વીરસેનની પુત્રી તો ઘણાં વરસ થયાં મરણ પામી હતી એમ ગુરૂસ્વામીએ કહ્યુ હતું. વળી હું સાંભળું છું કે, તે જીવતી છે—તમારી તે ભાણેજ—”

પ્રતાપસિંહ બોલ્યો—“ ગુરૂસ્વામીએ તમને એમ શા માટે સમજાવ્યું હશે તે હું ધારી શકતો નથી. તેમ આપણે એ વિષે વિચાર કરવા વખત પણ નથી. ”

ઠાકોર બોલ્યો—“ પણ એ કારણ હવે હું સમજી શકું છું. સરદાર, તમે કહ્યું કે, સુંદરી તમારી ભાણેજ થાય છે એ કેમ ? ”

પ્રતાપસિંહે જવાબ આપ્યો—“ હા, તે એમજ છે. એના બાપના નાશના કારણ તમે હતા. હું ઠાકોર કેશરીસિંહનો પુત્ર છું. મારા બાપનો નાશ પામેલો કિલ્લો અહીંથી થોડે દૂર છે તે તમે જાણો છો. ”

ઠાકોર બોલ્યો—" આજ કેટલા બધા ખુલાસા થયા ! પણ હવે આપણે આપણી આગલી વાત—"

શાંત મનથી પ્રતાપસિંહ બોલ્યો—" હું પણ તેજ વાત કરીશ. તમે તમારા પુત્રને તમારી વાતથી જાણીતો કરવાને આનાકાની કરતા હતા, તમે જે મંડળના અગ્રેસર હતા તે મંડળથી તેને અજાણ્યો રાખવા માગોછો. તમે પોતે તો એ વાતથી તેને અજાણ્યો રાખશો, પણ આજ રાતના જે વાત તમારા કિલ્લામાં બની છે અને તે ઘણા જણના જાણવામાં આવી છે, તે બીજાઓને કહેતાં તમે કેમ અટકાવી શકશો ? જે વખતે મારા સીપાઇઓ તમારા કિલ્લામાં ભોંયરાને રસ્તે દાખલ થયા તે વખતે તેમના જોવામાં મહાકાળીની મૂર્તિ અને તેને લગતું સંચાકામ આવ્યું છે, એટલુંજ નહિ પણ તેનો કેવો ઉપયોગ કરવામાં આવતો તે પણ તેમણે નજરે દીઠું છે. આ પ્રમાણે કાળાકિલ્લાના ભોંયરાનો છુપો ભેદ ઘણા જણાઓ જાણે છે. મારા યંત્રશાસ્ત્રીઓને મેં તે મૂર્તિ અને તેને લગતા દરેક સંચાકામનો જાણે તે હયાતજ ન હોય એવી રીતે નાશ કરવા હુકમ આપ્યો છે અને થોડીવાર થયાં તેઓ એ કામ પાછળ લાગ્યા પણ હશે. આ બધાથી તમારો પુત્ર તે વાત કેમ નહિ સાંભળવા પામે ?'

હજી તો પ્રતાપસિંહ પોતાના છેલ્લા શબ્દો બોલી ન રહ્યો એટલામાં બહારથી દરવાજો અફાળવાનો અવાજ સંભળાયો. વૃદ્ધ કારભારીએ દરવાજો ઉઘાડયો. હાંફતો હાંફતો એક સીપાઈ અંદર દાખલ થયો.

પ્રતાપસિંહે પૂછ્યું—" કેમ શું છે ? "

અરધું સંભળાય તેમ શ્વાસોશ્વાસ ખાતો તે સીપાઈ બોલ્યો—" સરદાર સાહેબ, કુંવર જોરાવર—ઠાકોર સાહેબના પુત્રે—આજ—"

ભય પામીને ઠાકોર બોલી ઉઠયો—" મારા પુત્રનું શું ? મારા વહાલા કુંવર વિષે શું કહે છે ? "

સીપાઈ બોલ્યો—" તેણે નાશી જવા કોશેશ કીધી—પોતાના ચોકીદારને ઘાયલ કર્યો, એકને મારી નાંખ્યો, બીજાને સખત જખમી કર્યો અને—"

અતિશય આતુરતાથી ઠાકોરે પૂછ્યું—" અને શું ? "

સીપાઇએ ઉત્તર આપ્યો—" એટલામાં એક સીપાઈએ તેને તીરથી વીંધી નાંખ્યો. "

ઠાકોરે પૂછ્યું—" વીંધી નાંખ્યો ? પણ તે મરણ તો નથી પામ્યોની ? તે જખમી થયો છે તેથી તું મને બોલાવવા આવ્યો છે ? બોલ, બોલ ? "

સીપાઈ બોલ્યો—" સાહેબ તે વીંધાઇને મરણ પામ્યો છે. "

એક ચીસ પાડી જમીન ઉપર પડી જતાં ઠાકોર બોલ્યો—" અરે જોરા-

વર! મારા વહાલા જોરાવર! અરે ઈશ્વર! આ ખરેખર મને વાજબી શિક્ષા છે! મારા કામનો મને વાજબી બદલો મળ્યો છે!"

એજ વખતે દરવાજો ઉઘડી ગયો, અને ઠાકોર બળવાનસિંહ અંદર દાખલ થયો.

## પ્રકરણ ૯૭ મું.

### કુમુદિનીનો મામો.

ઠાકોર બળવાનસિંહ કાંઈ નવા બનાવો સાંભળવા માટે તૈયાર થઈને આવ્યો હતો. ઠાકોર વસંતસેન હારી ગયો એવા સમાચાર તેને પ્રતાપસિંહ તરફથી આવેલા કાસદની પહેલાંજ પહોંચી ગયા હતા. તેણે પોતાની બધી કીમતી મતા એકઠી કીધી હતી અને થોડા માણસો લઇને તેણે માળવા તરફ નાશી જવા તૈયારી કીધી હતી. જો પ્રતાપસિંહનો કાસદ થોડો મોડો આવ્યો હોત તો બળવાનસિંહ નિશ્ચય નાશી જાત. પ્રતાપસિંહનો કાસદ ત્યાં આવી પહોંચ્યો એટલે તે જે પત્ર લાવ્યો હતો તે તેણે વાંચી જોયો. તે પત્ર પ્રતાપસિંહના પોતાના હાથનો લખેલ હતો અને તેમાં 'ઘણું જરૂરનું કામ છે' વગેરે લખેલું હતું. તે સાથે પ્રતાપસિંહે તેના જીવની તથા માલ મીલકતને કાંઈ નુકશાન કરવામાં નહિ આવે એવી જામીનગીરી આપી હતી. બળવાનસિંહે હવે નાશી જવાનો વિચાર ફેરવ્યો. તે પેલા કાસદ સાથે કાળાકિલ્લા તરફ આવવા નીકળ્યો. રસ્તામાંજ તેણે તેને મોઢેથી બધી જોઈતી ખબર મેળવી લીધી કાળાકિલ્લાના ભોંયરાનો જેટલો ભેદ તે કાસદ જાણતો હતો તેટલો તેણે તેને કહી દીધો; પણ આ બનાવ સાંભળવા માટે તેને ત્યાં બોલાવવામાં આવ્યો ન હતો. તેના પોતાના કુટુંબને લગતી કેટલીક વાતોથી તેને વાકેફ કરવાને બોલાવવામાં આવ્યો હતો.

રસ્તામાં તેના મનમાં સેંકડો વિચારો ઉત્પન્ન થવા લાગ્યા, પણ તે સાથે હાલ આપણને કામ નથી. જે મહાકાળી વિષે આખા છત્રીશગઢ દેશમાં બૂમ પડી રહી હતી, તે તો કાળા કિલ્લાના ભોંયરામાંથી નીકળી તેનો ભેદ ખુલ્લો થયો–તે કિલ્લાના ભેદ ભરેલા ભોંયરામાં આજ પંદર મંદર વરસ થયાં કેટલાંક સ્ત્રી પુરુષો ઘણી કંગાલ હાલતે ઉપરની દુનિયાથી બાતલ થયલાં વસતાં હતાં તેમને પાછા દુનિયામાં દાખલ કરવામાં આવ્યાં–ઠાકોર બળવાનસિંહની બહેન ઠકરાણી વસંતસેના, જેને દુનિયા મૂએલી જાણતી હતી તે કેવી રીતે તેજ કિલ્લાના ભોંયરામાં પંદર વરસ સુધી રહી હતી–જે જુવાન નોકરે

વસંતસેનાના મન ઉપર પોતાની સુંદરતાની અસર કીધી હતી અને જેને તે પોતાના જીવ કરતાં પણ વધારે વહાલો ગણતી હતી તે પ્રતાપસિંહ પોતેજ હતો—તેમની નાદાનીઅતના પરિણામ તરીકે કુમુદિની જન્મી હતી ને તેજ કુમુદિનીએ ઠાકોર બળવાનસિંહ, વિજયસિંહ અને વસંતસેનને કેવી રીતે છોડવ્યા હતા તે અને જે ભયંકર મંડળનો વસંતસેન ઘણા વરસ સુધી ઉપરી હતો, તેને તેના પાપનો બદલો તેના પુત્રના મરણથી કેવી રીતે મળ્યો હતો તે બધી વીગતથી તેને વાકેફ કરવામાં આવ્યો.

આ બધી ભડકાવનારી ખબર તેને મળવા છતાં તે પ્રથમ તો કુમુદિનીની પાસે અને તેને પોતાની ભાણેજ તરીકે બોલાવી છાતી સાથે દાબી. તે છોકરી ગમે તેવી રીતે પેદા થઇ હતી છતાં તે પોતાની બહેનની પુત્રી હતી અને તેણે કેવી વીરતા દેખાડી તેમને રાયપુરના કિલ્લામાંથી છોડવ્યા હતા, આ વાત યાદ કરીને તે તેને મળ્યો હતો. આ એકજ દિવસમાં તેને વહાલો પિતા તથા માયાળુ મામો મળ્યો હતો. છતાં તેનું મન ઉદાશ હતું. પેલા માળવી સરદાર રામસિંહની કેવી હાલત હશે તેની તેને ચિંતા થતી હતી.

ઠાકોર બળવાનસિંહ પોતાના મનમાં ઉભરી આવેલો જુસ્સો નરમ પડયા પછી પ્રતાપસિંહ તરફ હાથ કરીને બોલ્યો—"સરદાર બહાદૂર પ્રતાપસિંહ, મારી બહેન તમને ચહાતી હતી, તેથી તેની તરફ તમે ચલાવેલી બુરી ચાલ માટે તમારે વિષે મારા મનમાં જરા પણ વેરભાવ રહ્યો નથી; પણ એથી ઉલટું મારા મનમાં એમજ થતું હતું કે, સરદાર બહાદૂર પ્રતાપસિંહ, કે તમે જે તે વખતે એક ગરીબ નોકર હતા અને પ્રતાપના સાધારણ નામથી ઓળખાતા હતા, તેની સાથે મારી બહેન જો પરણી હોત તો વધારે સુખી થાત. તે વખતે મારા ઉંચ કુટુંબ તરીકેની મગરૂરી મારા મનમાં ઉશ્કેરાઈ હતી. મેં જો તેમ થવા દીધું હોત—તમારા બેઉનાં લગ્ન થવા દીધાં હોત—તો આ બધાં દુઃખ દેખવા તથા સાંભળવા વખત ન આવત! પણ ગયો વખત કાંઇ પાછો હાથ આવતો નથી. બન્યું ન બન્યું થતું નથી! આ માણસ કે જેને તેના પાપની પૂર્ણ શિક્ષા થઈ છે, તેને તેના કર્યા કામનો હું ઠપકો આપતો નથી." આમ બોલી તેણે વસંતસેન તરફ જોયું. વસંતસેન નીચે મોઢે ઉભો હતો.

એટલામાં દરવાજા ઉઘાડીને એક નોકર ત્યાં આવ્યો અને અગ્નિસંસ્કાર કરવાની બધી તૈયારી થઈ ચુકી છે એવી તેમને ખબર આપી. પ્રતાપસિંહ ઉઠીને ઉભો થયો. વૃદ્ધ રેંગારા સૌની આગળ રસ્તો બતાવવાને ચાલ્યો. તેની પાછળ આ ચારે જણા ચાલ્યા. નીચેના ભોંયરાના જે ઓરડામાં જ્યાં ઠકરાણી વસંતસેનાનું મુડદું હતું ત્યાં તેઓ આવ્યા. ઠાકોર વસંતસેને પોતાની પત્નીનું

મૃત મુખ આજ પંદર વરસે દીઠું. તેને જોતાંજ તેની આંખોમાંથી આંસુની ધારા ચાલી. કુમુદિની તો હૈયાફાટ રડતી હતી પ્રતાપસિંહ અને બળવાનસિંહ મહા મુશ્કેલીએ રડવું ખાળી રાખવા કોશેશ કરતા હતા પણ તેમાં ફાવતા ન હતા. વારંવાર અશ્રુપાત થઇ જતાં વારંવાર તેઓ આંખો લુછતા હતા. આખરે તેના શબને ભોંયરામાંથી બહાર લઇ આવ્યા. કિલ્લાના ચોગાનમાં બે ચેહ ખડકેલી હતી. એક ચેહની ઉપર વસંતસેનાના મુડદાને મૂકવામાં આવ્યું. બીજી ચેહ કુંવર જોરાવરસિંહ માટે તૈયાર કરવામાં આવી હતી. કેટલાક રજપૂત સીપાઇઓ તેના શબને ત્યાં લઇ આવ્યા હતા. ઠાકોર વંસતસેને બેઉના શબને અગ્નિ સંસ્કાર કર્યો. પછી તેઓ નાહીને પાછા કિલ્લામાં દાખલ થયા.

કુમુદિની પોતાના ઓરડામાં ગઈ. વસંતસેન પોતાના ઓરડામાં ગયો. એક ઓરડામાં ઠાકોર બળવાનસિંહ, પ્રતાપસિંહ અને વૃદ્ધ રેંગારા નાયક આગલી પાછલી વાતો કરવામાં રોકાયા. તેમની વાતોનો સાર આપણે ઉતારી લઈશું.



## પ્રકરણ ૯૮ મું.



### વસંતસેનાની કથા.

વીશ વરસ ઉપર ઠાકોર બળવાનસિંહનો બાપ એક ઠાકોર સાથેની લડાઈમાં કપાઇ મૂઓ. તે પોતાની પાછળ એક વિધવા અને બે બાળકો મૂકી ગયો હતો. મોટો પુત્ર અને નાની પુત્રી હતી. મોટો પુત્ર તે ઠાકોર બળવાનસિંહ અને પુત્રી તે સુંદર પણ કમનસીબ વસંતસેના હતી.

તેમની માતા જ્યારે વિધવા થઇ તે વખતે ચાળીશ વરસની વયની હતી. તે સુંદર નારી હતી. તેની સુંદરતા તેની પુત્રીને વારસામાં મળી હતી. વિધવા ઠકરાણી પોતાના કુળ તથા સારા નામ માટે મગરૂર હતી.

આગલા ઠાકોરના વખતે બળવાનસિંહ અઢાર વરસનો અને વસંતસેના ચૌદ વરસની હતી. પોતાની પુત્રીને દરેક બાબતમાં હોંશિયાર કરવા માટે તેને સારી કેળવણી આપવામાં આવી હતી. વસંતસેના ફરવા હરવાની બહુજ શોખીન હતી. તેની માતા તેને ઘોડે બેસાડી ફરવા મોકલતી. ખરી રજપૂતાણીનું અભિમાન તે ધરાવતી હતી તેથી પોતાની પુત્રીને પણ તેવીજ કરવાને ચહાતી. માત્ર એકજ ચાકરને સાથે લઇને વસંતસેના ઘણીવાર ફરવા જતી. તેની સાથે મોકલવા માટે જે ચાકરને નીમ્યો હતો તે ઘોડે બેસવામાં અતિ

ચાલાક હતો. આખા રાજ્યમાં તેની બરાબર ઘોડેસ્વારી કરી શકે એવો બીજો કોઈ ન હતો. વસંતસેના તેની પાસેથી ઘોડેસ્વારી સારી રીતે શીખે તેથી તેને રાખવામાં આવ્યો હતો. તે નોકર વીશ વરસની ઉમરનો સુંદર ચહેરાનો જુવાન હતો. માતા પોતે સદ્‌ગુણી હતી તેથી પોતાની પુત્રી તેની સોબતમાં બગડશે એમ તેના મનમાં કદી પણ ન આવ્યું. બળવાનસિંહ અને વસંતસેના નોકરો સાથે ઘણી નરમાશથી ચાલતાં હતાં તેથી તેમની માતા તેમને વારંવાર ઠપકો આપતી, પણ પોતાના જેવા ઉંચા કુળમાં જન્મેલી પોતાનીજ પુત્રી પોતાનાજ એક હલકા નોકર જોડે પ્યારમાં પડશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.

પણ જે બનાવ બનવાનો તે માતાને ખ્યાલ ન હતો તે બનાવ ખરેખરો બની ગયો. આ બેઉ જુવાનોને વારંવાર એકલાં રહેવા દેવાનું પરિણામ બુરૂં આવ્યું. પ્રતાપ નોકર ચહેરે સુંદર હતો એટલુંજ ન હતું. તે ઊંચા અને મજબૂત બાંધાનો હતો. શિકાર કરતી વખતે વાઘ અથવા સિંહથી તે ડરતો ન હતો. તેની હીંમતથી તેની સાથેના નોકરો તેનાથી ડરતા હતા અને તેથી તેની સાથે શત્રુતા રાખવાને બદલે મિત્રાચારી રાખવામાં સારૂં સમજતા હતા. તે બહાદૂર સાથે ઉદાર અને ખુલ્લા દીલનો માણસ હતો. તે હમેશ નબળાની પક્ષ કરતો. આથી નોકર વર્ગનો તેની ઉપર ઘણો ચાહ હતો. તેઓ તેને પોતાના એક ભાઇબંધ નોકર તરીકે નહિ પણ પોતાના એક ઉપરી તરીકે માનતા.

આવા બહાદૂર અને ઉદાર દીલના પુરુષના ગુણોની વસંતસેના જેવી કુમારિકા ઉપર અસર થાય તેમાં નવાઇ નથી. વસંતસેના તેને ચહાતી હતી. તે પોતે પણ વસંતસેના તરફ પ્રેમ રાખતો હતો. એક બીજાના મનનો હાલ બેઉ જણાં પામી ગયાં હતાં; પણ એક બીજા આગળ પોતાના મનની વાત કહી ન હતી.

એક દિવસે શિકાર કરતાં એક વાઘને હાથે પ્રતાપ જખમી થયો. તેને જખમી થયલો જોતાંજ વસંતસેના રડવા લાગી. પોતે શા માટે રડતી હતી તે સમજી ન શકી. પોતાને થયલા જખમમાંથી સાજો થયા પછી પહેલે દિવસે તેઓ મળ્યાં તે વખતે એક બીજા પાસે તેમણે પોતાના મનની વાત ખુલ્લી કીધી. તે દિવસે તેઓ પહેલવહેલાં ભેટયાં !

આ પ્રમાણે નજીક દશ મહિના થઈ ગયા. વસંતસેના અને પ્રતાપ એક બીજાની સોબતમાં ખુશી હતાં. તેઓ વારંવાર એકઠાં મળતાં. જંગલમાં તેઓ કલાકના કલાક સુધી એકઠાં રહેતાં. આ વાત બીજા નોકરોથી છુપી રહી ન શકી, પણ તેઓ પ્રતાપથી ડરતા હતા તેથી તેની ચાડી કોઇએ ન ખાધી.

આખા કિલ્લાના નોકર વર્ગમાં તેમની વાત ફેલાઇ રહી હતી, માત્ર બળવાનસિંહ અને તેની માતાજ તે વાતથી અજાણ્યાં હતાં.

અફસોસ ! જે ચોખા પ્રેમથી તેઓ એક બીજાને ચહાતાં હતાં તે ચોખો પ્રેમ હવે ન રહ્યો. અગ્નિ આગળ જેમ ઘી પીગળી જાય તેમ બેઉનાં મન વશ રહી ન શકયાં. પ્રતાપ ભૂલ્યો અને વસંતસેના તેના પંજામાં ફસી !

બીજા છ મહિના નીકળી ગયા. વસંતસેના હમણાં સોળ વરસની સુંદરી થવા આવી હતી. એક દિવસે તેની માતાએ તેને પોતાની પાસે દિવાનખાનામાં બોલાવી મંગાવી. પોતાની માતાનું તેડું આવતાંજ તે ધ્રુજવા લાગી. પોતાની છુપી વાત–જે છુપી વાત ઘણા દિવસ રહી શકે એવી ન હતી–તે પોતાની માતા તેના ચહેરા ઉપરથી જાણી જશે એવી તેને ધાસ્તી લાગી.

બહારથી થોડી શાંત થઇ પણ અંદરથી ધ્રુજતી ફીકકે ચહેરે તે દિવાનખાનામાં ગઈ. દિવાનખાનામાં મખમલની બેઠક ઉપર તેની મા બેઠી હતી. તેની બાજુએ ઠાકોર બળવાનસિંહ બેઠો હતો. બળવાનસિંહની બાજુમાં એક ઊંચા બાંધાનો શ્યામવર્ણ પણ સુંદર ચહેરાનો એક જુવાન બેઠો હતો. તેના દેખાવ ઉપરથી તે કોઇ મોટો માણસ જણાતો હતો.

આ ત્રણ જણ સિવાય ઓરડામાં બીજું કોઇ ન હતું. પોતાને વિષે કાંઇ વાત ત્યાં ચાલતી હતી એમ તેમના દેખાવ ઉપરથી વસંતસેના પામી ગઈ. બળવાનસિંહ પોતાને જોઈ હસ્યો તથા માતાએ માયાની નજરે તેની તરફ જોયું તેથી પોતાની છુપી વાત જાહેર થઇ નથી એવી તેની ખાત્રી થઈ. પણ આ વાતની ખાત્રી થતાં તેના મનમાં બીજો વિચાર ઉત્પન્ન થયો. પોતાનાં લગ્ન કરવાની પોતાની માતા અને ભાઈની મરજી છે એમ તે પામી ગઈ. તેમ વળી તેની માતાના બોલવાથી પણ ખાત્રી થઇ. વસંતસેનાના થનાર પતિના સદ્‌ગુણનાં તેની માતાએ વખાણ કર્યાં અને પછી પેલા શ્યામ વર્ણના પુરુષ તરફ જોઈને તે બોલી–"મારી વહાલી પુત્રી, આ નામદાર કાળાકિલ્લાના ઠાકોર વસંતસેન સાથે તારાં લગ્ન કરવા અમે વિચાર રાખ્યો છે."

જ્યાં સુધી તેની મા બોલતી હતી, ત્યાં સુધી વસંતસેના ચુપચુપ ઉભી રહી સાંભળતી હતી. કોઈ છુપી શક્તિ તેને પકડી રહી હોય એવી તેની હાલત હતી, પણ જ્યારે તેની માતા છેલ્લા શબ્દો બોલી રહી ત્યારે તેનાથી ઉભું ન રહેવાયું. તે પોતાની માતાના પગ ઉપર પડીને બોલી–"નહિ–નહિ ! હું આ માણસને પરણી શકતી નથી ! અરે હું બીજાને ચહાઉંછું ! હું પ્રતાપને ચહાઉંછું ! અરે ! મારી ઉપર દયા કરો !"

આમ બોલતાંની સાથે બેશુદ્ધ થઈને તે જમીન ઉપર પડી ગઇ. આટલું

છતાં પણ તેનો છુપો ભેદ કોઇના જાણવામાં ન આવ્યો, પણ જ્યારે તેને શુદ્ધિમાં લાવવા માટે રાજવૈદને બોલાવવામાં આવ્યો ત્યારે તે તેની હાલત પામી ગયો. તેણે બધાના દેખતાં તે છુપો ભેદ ખુલ્લો કર્યો.

વસંતસેના ગર્ભિણી હતી !

આ સાંભળતાં બધાં આશ્ચર્ય પામ્યાં. બળવાનસિંહ એકદમ ગુસ્સે થઈ ગયો. પોતાની બહેન ઉપર એવી બદનામી મૂકવા માટે પેલા વૈદને ધમકાવીને તેણે ઓરડામાંથી બહાર કાઢી મૂક્યો, પણ તેની માતાએ તેને શાંત થવા કહ્યું. તે વૈદ ખરૂં બોલતો હતો એવી તેની માતાની ખાત્રી થઈ હતી, પણ આ વાત જાહેર ન થાય તો ઘણું સારૂં એવી તેણીની ઇચ્છા હતી. વસંતસેને તે વાત છુપી રાખવા કબૂલાત આપી. વસંતસેનાની સુંદરતાની તેના ઉપર ઘણી અસર થઇ હતી. વૈદને તે વાત છુપી રાખવા સખત હુકમ કરવામાં આવ્યો. પેલા પ્રતાપને તુરત કિલ્લામાંથી કાઢી મૂકવામાં આવ્યો. તેની બહાદુરતા અને ઉદાર દીલથી બધાની ખાત્રી હતી કે, તે છુપી વાત તે કદી બહાર પાડનાર નથી.

તે વાતને થોડા દિવસ થઇ ગયા પછી વિધવા ઠકરાણી પોતાના પુત્ર અને દુઃખી પુત્રી વસંતસેનાને સાથે લઇને કાળાકિલ્લામાં ગઈ. પોતાના કિલ્લામાંના માણસોથી વસંતસેનાની હાલત છુપાવવાની તેમની મતલબ હતી. તેમને કાળાકિલ્લામાં પાંચ માસ રહેવું પડયું. તે વખતના અરસામાં વસંતસેનાએ એક પુત્રીને જન્મ આપ્યો.

તે વાત કાળાકિલ્લામાંના થોડા વિશ્વાસુ સિવાય બીજાના જાણવામાં ન હતી. વસંતસેનાની પુત્રીને થોડા દિવસ પછી કાળાકિલ્લાના કારભારી રેંગાસના હાથમાં સોંપવામાં આવી. તેણે પોતાના એક ઓળખીતાને જઇને તે કન્યા હવાલે કીધી. જે માણસને હવાલે તે બાળક કરવામાં આવ્યું હતું તેને કાંઈ સંતાન ન હતું. તેથી તે બાળકના માબાપ વિષે તેમણે વધારે પૂછપરછ ન કરતાં પોતાની પુત્રી તરીકે તેને ઉછેરવા કબૂલાત આપી.

થોડા દિવસ રહી વસંતસેના પોતાની સુવાવડમાંથી ઉઠી એટલે તેને લઈને તેની માતા પાછી પોતાના કિલ્લામાં આવી. તે પછી તે વારંવાર તેમને મળવા માટે આવતો હતો.

કંગાલ વસંતસેનાને પોતાના સૌથી વહાલાથી છુટી પાડવામાં આવી અને તેની પુત્રીને પણ લઇ લેવામાં આવી તેથી વધારે દુઃખ થયું. આ દુઃખમાં વધારે દુઃખ તો તેને વસંતસેન સાથે પરણવા માટે જે રીતે સમજાવવામાં આવતું હતું તેથી થયું હતું.

વસંતસેના અતિ સુંદર હતી અને તેને તેના બાપ તરફથી મોટો વારસો

મળ્યો હતો તેથી તે ગમે તેવી નીતિભંગ હતી–તે બીજાને ચહાતી હતી છતાં કાળાકિલ્લાનો ઠાકોર તેની સાથે પરણવા તૈયાર થયો હતો. વસંતસેના તેમને એકજ જવાબ આપતી કે, મારી પુત્રીના બાપ સાથે હું વચનથી બંધાઇ ચુકી છું અને તે વચનથી હું કદી પણ ફરનાર નથી.

એક દિવસે તેની માતાએ તેને સમાચાર આપ્યા કે, કાળા કિલ્લાનો કારભારી હમણાં આવી પેલી બાલકી મરણ પામી છે એવા સમાચાર આપી ગયો છે. પોતાની પુત્રીના મરણના સમાચાર મળતાં વસંતસેનાના દુઃખનો પાર ન રહ્યો. તે પોતાના ઓરડામાં જઇને સારી પેઠે રડી. બે દિવસ સુધી તે ઓરડામાંથી બહાર ન આવી. તે વાતને મહિનો માસ જવા દઇ તેની માતા દલગીર ચહેરે તેને કાંઈ સમાચાર આપવા આવી. પોતાને માટે કાંઇ માઠા સમાચાર આવ્યા છે એમ તે જાણી ગઈ. તેનું ધારવું ખરૂં હતું. પ્રતાપના મરણના સમાચાર તેની માતાએ તેને કહ્યા.

વસંતસેનાએ તે માન્યા નહિ. તેના મનને તે સમાચાર ખોટા લાગ્યા, પણ રજપૂતાનાથી આવેલો કાગળ તેને જ્યારે તેની માતાએ વંચાવ્યો ત્યારે તેની ખાત્રી થઈ. તેણે ઘણું કલપાંત કર્યું.

થોડા વખત પછી તેની માતા આજારી પડી. તે વખતે પોતાની પુત્રીને મોટી મુશ્કેલીએ સમજાવીને તેણે વસંતસેન સાથે લગ્ન કરવા કબૂલ કરાવ્યું. પછી તેને વસંતસેનને બોલાવી તેની મરજી પૂછી. તે તો તૈયારજ હતો. થોડા વખત પછી વસંતસેનાની માતા મરણ પામી. તેના મરણને છ મહિના થયા પછી વસંતસેનાનાં ઠાકોર વસંતસેન સાથે લગ્ન થયાં. વસંતસેનાએ પોતાની માતાને તેના મરણ સમય આપેલું વચન પાળ્યું. વસંતસેન તેની સાથે ઘણી સારી રીતે ચાલતો. આગલી વાત યાદ આપીને તે તેને કદી પણ દુઃખી કરતો ન હતો. તેમના લગ્નને સવા વરસ થયા પછી વસંતસેનાએ એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ જોરાવરસિંહ પાડવામાં આવ્યું.

વસંતસેન પોતાની પત્નીને દરેક વાતે સુખી રાખતો હતો છતાં તે મનથી સુખી ન હતી. પોતાના મનનું દુઃખ ભૂલાવવા માટે વારંવાર તે જંગલમાં ફરતી હતી. કુંવર છ મહિનાનો થયા પછી એક દિવસે તે તેજ પ્રમાણે ફરતી હતી એટલામાં દૂરથી કોઇ ઊંચા દેખાવનો મુસાફર આવતો જણાયો. ઠકરાણી તથા તે મુસાફરની નજર એક થઈ. બેઉ એક સામટી બૂમ પાડીને એકબીજાને ભેટી પડયાં!

## પ્રકરણ ૯૯ મું.

### વસંતસેનાની કથા ચાલુ.

એક બીજાને ભેટતાંને વાર બેઉએ ચુંબન કર્યું. તે સાથે ધીમે સાદે બોલી ઉઠયાં–" વહાલા પ્રતાપ ! " ' વહાલી વસંતસેના ! ' આ સિવાય વધારે શબ્દો તેમના મોઢામાંથી ન નીકળી શકયા, પણ તેમણે એક બીજાનો હાથ ન છોડયો.

પ્રથમ વસંતસેનાએ પોતાની વાત કહી. પોતાને જન્મેલી પુત્રી, તેનું મરણ, પછી પ્રતાપનું મરણ સાંભળી મોટી મુશ્કેલીએ કાળાકિલ્લાના ઠાકોર સાથે થયલાં લગ્ન, તેનાથી જન્મેલ પુત્ર જોરાવર વગેરે ટુંકમાં કહ્યું.

વસંતસેના બીજાને પરણી છે એ સાંભળતાંજ પ્રતાપે તેનો હાથ છોડી દીધો. તે અતિ દુઃખી થયો. તેણે પોતાના મનની લાગણી દબાવીને પોતાનો હેવાલ આપવા માંડયો. જ્યારે પ્રતાપનો વસંતસેના સાથેનો સંબંધ ખુલ્લો થયો ત્યારે બળવાનસિંહે પોતાના ખાનગી ઓરડામાં તેને તેડાવી મંગાવ્યો. ઠાકોર બોલ્યો–" પ્રતાપ, તારી દરેક વાત અમને જણાઈ ગઇ છે, માટે તારે અત્રેથી તુરત જતા રહેવું. તું જાણે તો છે કે, અમારી અને તારી પદવીમાં ફેર છે તેથી તમારાં લગ્ન થઈ ન શકે. તેં વારંવાર કહ્યું છે કે, તારાં મા બાપ કોણ છે તે તું જાણતો નથી, પણ ભીલોમાં ઉછરી મોટો થયો છે. જો તું મારી બહેન સાથે જોરાવરીથી પરણવા માગીશ તો અમારી માતા દુઃખી થશે. તે પોતાની પુત્રીને તજી દેશે. એક મોટા ઠાકોરની પુત્રી કંગાલ હાલતમાં આવી પડશે. હું તારી સાથે સખતાઇથી નથી વર્તતો, પણ તું ભલો માણસ છે તેથી તને કહુંછું કે, મારી બહેનને દુઃખી ન કરીશ. તારી સાથે તેને ફોસલાવીને લઈ ન જઈશ. આ કોથળીમાં પાંચશો સોના મોહોર છે તે લે અને મારા તબેલામાંથી તને આપેલો ઘોડો લઇ અત્રેથી ગુપચુપ જતો રહે ! "

પ્રતાપે જવાબ આપ્યો–" સાહેબ, હું અત્રેથી જતો રહીશ. તમારી બહેનને મારી સાથે લઈ જઇને દુઃખી નહિ કરૂં. તમે મને ઘોડા આપો છો તે હું લઉંછું, પણ તમે મને સોનામોહોરો આપોછો તે લેવાની હું ના પાડુંછું. તમારી બહેન વિષે મને જે પ્રેમ છે તે કોઇ પણ કીંમતે વેચાઇ શકનાર નથી !"

આમ બોલી તે ઉદાર મનનો જુવાન તે કિલ્લામાંથી જતો રહ્યો. ત્યાંથી તે રજપૂતાનામાં ગયો. ત્યાં લશ્કરમાં નોકરી બજાવી તે જમાદારની પદવી ઉપર આવ્યો. તે વખતે તેણે બળવાનસિંહને એક પત્ર લખી, વસંતસેનાના ગર્ભમાં જે બાળક હતું તેનું શું થયું તે પૂછાવ્યું, પણ તે પત્ર બલવાનસિંહને પહોંચી ન શકયો. તેની માતાએ બારોબારથી તે પત્ર ઉડાવ્યો અને પ્રતાપના

મરણની ખોટી ખબર ફેલાવી. તે પછી તે છત્રીશગઢમાં પાછો ફર્યો. ત્યાં વસંતસેનાના મોતના સમાચાર મળ્યા. તે તેથી તદન નિરાશ થઈ ગયો. તેનો વિચાર છત્રીશગઢના મહારાજા સુરસિંહના લશ્કરમાં નોકરી મેળવવાનો હતો અને તેથી તે રાયપુર જતો હતો.

ઉપરની વીગત આપ્યા પછી પ્રતાપ બોલ્યો–“ વસંતસેના, તું જીવતી મને મળી ખરી પણ મારી આશા બધી ભંગ થઇ ગઇ છે. મારો લોભ કાંઈ ઓછો થયો નથી. મારે ઊંચી પદવીએ ચઢવાની ઉમેદ છે. હું મોટું પદ મેળવવા માગું છું. આ દેશમાં ઉથલપાથલ કરવાનો મારો વિચાર જો ઇશ્વર પાર પડશે તો–”

પોતે જેને પોતાના જીવ કરતાં પણ વધારે ચહાતી હતી તેને આમ બોલતો જોઈ તે બોલી–“ અરે, તમે આ શું બોલો છો ? તમે ગાંડા તો નથી થયા ? ”

પ્રતાપ બોલી ઉઠયો–“ નહિ, મારી વસંતસેના, હું ગાંડો નથી. હું બકતો નથી ! મારા મનમાં નવા નવા તરંગો ઉઠે છે. હવે તને હું મેળવી શકનાર નથી. જ્યાંસુધી તું કુંવારી હતી ત્યાંસુધી મને આશા હતી. તને ખોઈ દેતાં મારૂં હૈયું હાથ રહે તે માટે મારે બીજી તરફ ધ્યાન પહોંચાડવું જોઈએ. મારા વિચાર મારા દેશની હાલત સુધારવામાં હું લગાડવા માગુંછું હું એક સરદાર નહિ તો એક સહાયકારી તો થવા માગું છું. આ દેશની હાલત–આ દેશના લોકો બૂરી સ્થિતિમાં છે. વસંતસેના, તું સમજે છે ? તું બીજાને પરણી છે તેથી તારી ઉપરનો મારો પ્રેમ મારે કાઢી નાંખવો જોઈએ. હવે આપણે છુટાં પડવું જોઈએ. તારી પોતાની આબરૂની સલામતી ખાતર મારે જવુંજ જોઇએ. જો કોઇ તને આ જંગલમાં મારા જેવા અજાણ્યા જુવાન સાથે જુએ તો–”

અતિ દલગીર થઈને વસંતસેના બોલી–“ મારા વહાલા, તમારી મારી તરફની હાલની ચાલનું કારણ હું સમજી છું, પણ શું આટલી વારમાંજ આપણે છુટાં પડીશું ? શું આપણે પાછાં નહિ મળીએ ? ”

ધીમે ગંભીર સ્વરે પ્રતાપ બોલ્યો–“ વસંતસેના, જરા વિચાર કર ! તું બીજાની પત્ની છે ! આખી દુનિયાને ખાતર પણ હું તને હવે ફસાવનાર નથી. તારી ઉપર મને જે પ્રેમ છે તે માટે તું તને બેઆબરૂ થવા દેવા માગતો નથી. અરે, નહિ, નહિ ! ભૂત કાળે આપણને શીખવ્યું છે કે, મનના જુસ્સાને છુટા મૂકી ન દેવા. તેની ઉપર અંકુશ રાખવો. વસંતસેના, મારા તુટી ગયલા પ્રેમ માટે–આપણી મૂવેલી બાળકી–”

ધીમે ધ્રુજતે અવાજે વસંતસેના બોલી–“ તમે કેમ જાણ્યું કે, આપણી બાળકી મરણ પામી છે ? તમારા પોતાના મોતની મને ખબર આપીને તમા

મારા મોતની તમને ખબર આપીને જેમ આપણને ઠગવામાં આવ્યાં, તેમ તે બાબતમાં કેમ ન કીધું હોય?"

પ્રતાપસિંહ બોલ્યો—"પણ વસંતસેના, તેં પોતેજ મને કહ્યું કે, કારભારી રેંગારા ઘણો ભલો માણસ છે, અને તેણેજ પોતે તને એ ખબર પહોંચાડી હતી."

વસંતસેના બોલી—"હા, તે ખરી વાત છે. રેંગારાએ પોતેજ મને ખબર આપી હતી, પણ તે છતાં—"

તેને એક વિચાર આવતાં તે બોલી ઉઠયો—"વસંતસેના, સાંભળ! હવે આપણે છુટાં પડવું જોઈએ. જેમ જેમ વધારે વખત જાય છે તેમ તેમ તારી આબરૂને વધારે હાની પુગશે. મારૂં સાંભળી લે. (પોતાની આંગળીએથી એક વીંટી ઉતારીને) આ વીંટી જો, એ મારી પાસે એકજ છે. મારૂં જે કાંઈ હતું તેમાંથી એ એકજ ચીજ કરાવીને મેં મારી પાસે રાખી હતી તે તું કબૂલ રાખ. તે મારા પ્રેમની નિશાનીમાં તું સાચવી રાખજે. જે વખતે ઈશ્વર કરેને, આપણે પાછાં મળીએ તે વખતે એ અતિ ઉપયોગી થઈ પડશે. તું એ વીંટીની નિશાની આપી કોઇને પણ મને તેડવા મારી પાસે મોકલીશ તો તેની સાથે હું તુરત આવીશ, અથવા તો વખત જતાં આપણી પુત્રી જે મરણ પામી નથી પણ જીવતી છે તે તને મળી—"

રડતી આંખે વસંતસેના બોલી—"આવશે તો તમને પોતાના બાપ તરીકે ઓળખવા માટે આ વીંટી હું તેને આપીશ. પણ તમે કયાં જાઓ છો? તમારો શો ઈરાદો છે?"

પ્રતાપ બોલ્યો—"તે વિષે મેં હજી કાંઈ નિશ્ચય કર્યો નથી, પણ હું જયાં જઈશ ત્યાં પ્રમાણિકતાથી મારો રોટલો પેદા કરીશ. ઘણાં વરસ સુધી હું એક અપ્રસિદ્ધ માણસ તરીકે પડી રહીશ, પણ ઈશ્વર કૃપાથી થોડાં વરસ પછી હું જીવતો રહીશ તો કાંઈ નામ કાઢીશ. હવે વધારે વાર હું રહી શકતો નથી. હું જાઉંછું!"

વસંતસેનાએ તેનો હાથ પકડયો. પણ તેજ વખતે સામેથી કેટલાક સ્વારો આવતા દેખાયા. તેમાં વસંતસેનાનો પતિ સૌની આગળ હતો. તેને ઓળખતાં તેણે ચીશ પાડી. પ્રતાપે તુરત પોતાની તલવાર કાઢી અને તેમની સામે થયો; પણ ઘણા જણા આગળ તેનું એકલાનું ન ફાવ્યું. તે તેમના હાથમાં કેદ પકડાઇ ગયો. વસંતસેના બેશુદ્ધ થઇ પડી.

તેને પકડાયલો જોઈ ઠાકોર બોલ્યો—"એ બેઉ જણને કિલ્લામાં લઇ ચાલો. લુચ્ચા, તેં મને બેઆબરૂ કર્યો છે—એ બે વખત બેઆબરૂ કર્યો છે, તેથી

તારે માટે મોત વાટ જુએ છે! એ એવું તો મોત છે કે, માણુસ જાતથી તેનો વિચાર પણ થઈ શકતો નથી. બધા નરકની એક સામટી વેદના તેની વેદના આગળ હિસાબમાં નથી. એજ મોત તારા નસીબમાં લખ્યું છે. એને કિલ્લામાં લઈ ચાલો!"

પ્રતાપ જોર કરીને પોતાને પકડનારના હાથમાંથી છુટો થયો, અને પાસે ઉભેલા એક ઘોડા ઉપર બેસીને પવન જેવી ઝડપથી ત્યાંથી નાશી ગયો. વસંતસેન પોતાના થોડા માણુસો લઇ તેની પાછળ પડયો. થોડા કલાક શોધ કીધા પછી તેનો ઘોડો મૂવેલો તેમને મળ્યો. પ્રતાપ એટલામાંજ હશે ધારી તેમણે શોધ કીધી પણ તેનો પતો ન મળ્યો આ પ્રમાણે વસંતસેનાનો આશક નાશી જવા પામ્યો.

પ્રતાપ તેજ જંગલમાં સંતાઇ રહ્યો હતો, પણ પોતાની ચતુરાઇથી તેમના હાથમાં આવતો તે બચી ગયો હતો. તે કેટલાક દિવસ તો જંગલમાંજ સંતાઇ રહ્યો. વારંવાર તે કાળાકિલ્લા પાસે વસંતસેનાનું શું થયું તે જાણુવા માટે આવતો. આખરે તેના મરણુ પામવાના સમાચાર તેને મળ્યા. તે કેવી રીતે મરણુ પામી તે તે જાણી ન શકયો. વસંતસેનાના કમનસીબ ઉપર શોક કરતો તે થોડા દિવસ જંગલમાંજ રહ્યો. એટલામાં એક દિવસે ફરીથી કાળાકિલ્લાના ચોકીદારોએ તેને દીઠો. તેને પકડવાની તેમણે કોશેશ કીધી, પણ તેમના હાથમાં તે ન આવી શકયો.

વસંતસેના પણ મરણુ પામી ન હતી! રેંગારા નાયક મહાકાળીની મૂર્તિનો પૂજારી હતો. ભોગ આપતી વખતે તે હમેશ હાજર રહેતો હતો. તેના હાથમાં વસંતસેનાને તેના ક્રોધી પતીએ સોંપી—મહાકાળીને તેનો ભોગ આપવા તેને હુકમ કર્યો, પણ તે ભયંકર મોતના મોઢામાંથી રેંગારાના દયાળુ દીલથી તે બચી ગઈ. તેનો જીવ બચાવતાં રેંગારાએ તેની પાસે કબૂલાત કરાવી લીધી હતી કે, દુનિયાની નજરમાં તેણે મૂવેલી રહેવું પડશે. તે પ્રમાણે કાળાકિલ્લાના છુપા ભોંયરામાં તે છુપી રહી, અને તે પછી રેંગારાને સમજાવીને બીજા ભોગ થવા આવતાં સ્ત્રી પુરુષોને તેણે બચાવવા માંડયાં. તેમાં મોટા મોટા ઠાકોરોથી માંડીને ગરીબમાં ગરીબ મજુર વર્ગના લોકો પણ હતા. આ ઠેકાણે ભોંયરામાં પદવીનો ફરક ન રહે તેથી વસંતસેનાએ બધાને એક સરખાં કપડાં પહેરવા આપ્યાં હતાં. તે તેમને વારંવાર સારી શીખામણ આપતી. પોતાના જીવનો બચાવનાર તરીકે તેને ગણીને તેઓ પણ તેને માન આપતા.

આ વાર્તામાં વસંતસેનાને આપણે સફેદ સ્ત્રી તરીકે ઓળખી ગયા છીએ.

રેંગારાને તે હમેશ સમાચાર પૂછતી રહેતી. રેંગારા તેને ઉપયોગની બધી બાબતોની ખબર મેળવી આપતો. પોતાના પુત્ર જોરાવરની તબીઅત વિષે તે હમેશ સમાચાર પૂછતી. થોડા વખત પછી રેંગારાની મારફતે તેને માલુમ પડયું કે, મહારાજા સુરસિંહના લશ્કરમાં સરદાર પ્રતાપસિંહ નામનો એક માણસ ઘણો વગ ધરાવે છે. પોતાની પ્રેમની મૂર્તિ તેજ આ સરદાર પ્રતાપસિંહ છે એમ તેની ખાત્રી થઇ. તેની ચઢતી થાય એવી ઇશ્વરની તે પ્રાર્થના કરતી.

ભોંયરામાં રહેનારને ખાવાનું રેંગારા પુરૂં પાડતો. આખો કિલ્લો તેના હાથમાં હતો. દરેક નોકર તેને તાબે હતો. અનાજના ભંડારની કુંચીઓ તેની પાસે હતી તેથી તે શું કરે છે તે કોઇ પૂછી શકતું ન હતું. વસંતસેનાનું શરીર ભોંયરાની શરદ હવાથી દિવસે દિવસે લેવાતું જતું હતું, તેથી રેંગારાએ તેને જમણી તરફના ભાગમાં ફરવાની છુટ આપી હતી. એ તરફના ભાગમાં કોઇએ પણ ન જવું એવો તેણે નોકર વર્ગને હુકમ કર્યો હતો તે છતાં બે ત્રણ વખત તે નોકરોની નજરે દેખાઇ હતી, પણ તે સફેદ પોશાકમાં હતી તેથી તેને તેઓ ભૂત સમજ્યા હતા. આ ઉપરથી તે તરફના ભાગમાં ભૂત છે એવી વાત ફેલાઈ રહી. આ તકનો રેંગારાએ લાભ લીધો. કિલ્લાનો જમણી તરફનો ભાગ તેણે બંધ રખાવ્યો અને તેથી ઠકરાણીને ત્યાં ફરવાની સહેલાઈ થઈ. થોડા દિવસ પછી પોતાને ખુલ્લા મેદાનમાં ફરવા દેવાની રજા ઠકરાણીએ માગી. મોટી મુશ્કેલીથી તે રજા તેને મળી. આ પ્રમાણે તે છુપે દરવાજેથી બહાર નીકળીને આસપાસના જંગલમાં ફરવા નીકળી. ત્યાં પણ તેને જોવામાં અને ભૂત સમજવામાં આવી, અને તેથી કાળા કિલ્લામાં ભૂત છે એવો ઘણાકના મનમાં નિશ્ચય થયો.

દરબારી ઓરડાની બારીમાંથી સરદાર રામસિંહ અને કુમુદિનીને જે સફેદ આકાર એક સરખાં પગલાં ભરતો, કયાંય પણ ઉભો ન રહેતો, જાણે પૃથ્વીમાં ગરક થઇ ગયો હોય–હવામાં મળી ગયો હોય એમ ગુમ થઈ જતાં દેખાયો હતો તે આ ઠકરાણી વસંતસેનાનો હતો. ઠકરાણી એક સરખે ધીમે પગલે ફરતી અને પેલા મંદિર માંહેલા છુપે દરવાજે જમીનમાં ઉતરી જતી.

રેંગારા કાંઇ બધાજ ભોગોને બચાવી શકતો ન હતો, પણ ભોગ થવા આવનારમાંના મોટે ભાગે તેની દયાથી બચી જતા હતા. થોડા વખત પછી પેલા ત્રણ મુકુંદ ભાઇઓને ભોગ તરીકે ત્યાં લાવવામાં આવ્યા, પણ તે વખતે જલ્લાદ તરીકે કામ કરનાર મરણ પામવાથી વસંતસેને તેમને જલ્લાદનું કામ કરવા કહ્યું. પહેલાં તો ત્રણે ભાઇએ તે વાત ધિક્કારી કાઢી, પણ પાછળથી રેંગારાની ઈસારત ઉપરથી તે કામ કરવા તેમણે કબૂલ્યું. પાછળથી જ્યારે

તેમને માલમ પડયું કે, રેંગારા દયા કરી ભોગ થવા આવનારને બચાવતો હતો અને તેઓ તેને મદદ કરવાના હતા ત્યારે તેમના આનંદનો પાર ન રહ્યો. તેમને પોતાની દલગીરી ભરેલી ફરજ બજાવવાને ઘણા ભોગ આપવા પડયા ન હતા. એ ત્રણે મુકુંદ ભાઇઓને ત્યાં શા માટે લાવવામાં આવ્યા તે જાણવા સાથે હાલ આપણને કામ નથી. રેંગારા તથા ઠકરાણીએ પોતે બચાવેલા માણસો બીજા દેશમાં નાશી ન જાય એવી ચોકશી રાખવા માટે પોતાથી બનતું દરેક કર્યું હતું. જો તેમાંનો કોઈ પણ બચેલો ભોગ ઓળખાઈ જાય તો રેંગારાને સૌથી પ્રથમ ભોગ તરીકે ગણવામાં આવે. મહાકાળીના ભોગમાંથી તેણે એક કરતાં વધારે માણસોને બચાવ્યા હશે એમ ગણાય, અને તેથી ભોંયરામાં શોધ ચાલે, એટલે ત્યાં ઠકરાણી પણ પકડાઈ આવે અને તે કમનસીબ સ્ત્રી પતિના ગુસ્સામાંથી બચી ન શકે. આમ હોવાથીજ રેંગારા બચેલા ભોગની પાસેથી તે ભોંયરામાં રહેવાનું વચન લેતો.

વરસો વહી ચાલ્યાં રેંગારા વધારે વૃદ્ધ થતો ગયો. પોતે એક છુપી વાત જાણતો હતો તે ઠકરાણીને જણાવ્યા વગર રખેને તે મરી જાય એવી તેને ધાસ્તી હતી. તે વાત તે વસંતસેનાની પુત્રી વિષેની હતી. વસંતસેનાની પુત્રી જીવતી છે એવી આનંદદાયક વાત તેણે તેને કહી. તેનું કુમુદિની નામ પાડવામાં આવ્યું હતું તે પણ કહ્યું. કુમુદિની મોટી થઇ હતી તેમ તેમ રૂપમાં ખીલી નીકળી હતી. તેનાં પાળક માબાપ તેને જોઈ અતિ આનંદ પામતાં હતાં. વળી તે કાળા કિલ્લાથી ઘણે દૂર ન હતી. આ બધી વાત સાંભળી વસંતસેના પોતાની પુત્રીને મળવા અધીરી થઇ. તેણે તેના ઝુંપડામાં જઈ તેને મળવા તથા પ્રતાપે આપેલી વીંટી તેને આપી, રાયપુરમાં પ્રતાપસિંહ આગળ મોકલવા પોતાની ઇચ્છા જણાવી, પણ રેંગારાએ તેને તેમ કરતી અટકાવી. જો તેમ થાય તો પ્રતાપસિંહ વીંટી જોતાં તે આપનાર વિષે વધારે શોધ ખોળ કર્યા વગર ન રહે. તેમ થાય તો પછી ઠકરાણી જીવતી છે એવી ખબર વસંતસેનને થતાં મોટું નુકશાન થાય. આ પ્રમાણે રેંગારાએ ઠકરાણીને સમજાવી લીધી તેથી તે તદન નિરાશ થઈ ગઈ.

તે વખતના અપ્રસિદ્ધ પણ પાછળથી સરદારની પદવીએ ચઢેલાથી ઉત્પન્ન થયલી પુત્રીને જ્યારે વસંતસેનાએ જન્મ આપ્યો ત્યારે તેને રેંગારાના હાથમાં સોંપવામાં આવી હતી. રેંગારાએ એક વૃદ્ધ સ્ત્રીને તેની સંભાળ કરવા માટે સોંપી. તે વૃદ્ધ સ્ત્રી તે કોની છોકરી છે તે જાણતી ન હતી. થોડા વખત પછી તે સ્ત્રીએ તે છોકરી મુલુ નાયકને સોંપી. મુલુ નાયકને કાંઈ સંતતી ન હતી તેથી આ બાળકીને તેમણે પોતાની પેટની પુત્રી પ્રમાણે ઉછેરી. તે છોક-

રીના મરણના સમાચાર રેંગારા લાવ્યો હતો તે માત્ર વસંતસેનાની માતાના શીખવ્યાથીજ હતા, પણ કુમુદિની વિષેની બધી ખબર તેને મેળવી આપવા રેંગારાએ કબૂલ કર્યું. થોડા દિવસમાં તેણે બધી ખબર લાવી આપી. મુલુ નાયકના ઝુંપડાથી થોડે દૂર એક સાધુ વસતો હતો. કુમુદિની જેમ જેમ મોટી થતી ગઈ, તેમ તેમ તે સાધુની પાસે વધારે રહેતી ગઇ. તે સાધુએ તેને નીતિ શિક્ષણ આપી સદ્‌ગુણી બનાવી. તે વૃદ્ધ સાધુ સો વરસની ઉપરનો થઈ મરણ પામ્યો. તે વખતે કુમુદિની બાર વરસની હતી. આટલી નાની વયમાં તે સાધુના બોધની કુમુદિનીના કોમળ મન ઉપર ઘણી ઉંડી છાપ પડી રહી.

પોતાની પુત્રીને આવું સરસ નીતિ શિક્ષણ મળેલું જોઈ તે આતુર માતા અતિ આનંદ પામી; પણ થોડા વખત પછી રેંગારાએ તેને ચોંકાવનારી ખબર આપી. કુંવર જોરાવરસિંહ વારંવાર તેના ઝુંપડા પાસે જતો માલમ પડયો હતો અને તે પોતાની બહેન ઉપર મોહિત હોય એમ જણાતું હતું. લાંબો વિચાર કર્યા પછી વસંતસેનાએ એક પત્ર લખી કુમુદિનીના રસ્તામાં નાંખવા વિચાર કર્યો. તે જેમ લખાવતી ગઈ તેમ રેંગારાએ ચર્મપત્ર ઉપર લખી કાઢ્યું. એક મલમલની કોથળીમાં મૂકી તે પત્ર તેના રસ્તામાં નાંખવામાં આવ્યું, અને કુમુદિનીને તે મળ્યું.

આ પત્ર આ વાર્તાના ૨૩ મા પ્રકરણમાં આવી ગયું છે.

આ વાતને એક વરસ થઈ ગયા પછી એક દિવસે રેંગારાએ વસંતસેનાને ખબર આપી કે, કુમુદિનીને જોર જુલમથી પકડી આણીને દરબારી ઓરડામાં કેદ કરવામાં આવી છે! આ ખબર સાંભળી વસંતસેના ગુંચવાઇ. હવે શું કરવું ? શું ત્યારે તેને તેના ભાઇના હાથમાં રહેવા દેવી ? તેઓ ભાઇ બહેન ન કહેવાય ? એને જો દરબારી ઓરડામાંથી નસાડી મૂકી હોય તો કુંવર જોરાવરસિંહ તેના નાશી જવાના રસ્તાની શોધ નહિ કરે ? ત્રણ દિવસ સુધી દરબારી ઓરડાની બાજુની ઓરડીમાં વસંતસેના રહી. ત્રીજે દિને કુંવર પોતાના કેદી પાસે આવ્યો. ભાઇએ બહેનની પાસે પોતાનો પ્યાર જાહેર કર્યો! ત્યાંથી તે કેવી રીતે નાશી ગઈ તે આપણે જાણીએ છીએ.

ત્યાંથી છુટી થયા પછી કુમુદિનીને તેના સગા મામાને ત્યાં મોકલવા વસંતસેનાએ વાજબી ધાર્યું. પોતાના ભાઈ વિષે તેને ભરોંસો હતો. આ વિચાર થતો હતો એટલામાં રામપુરમાં પ્રતાપસિંહને હાથે તેના કેદ થવાના સમાચાર મળ્યા. તેમને છોડવવા કુમુદિનીએ હીંમત કીધી. રેંગારા જે આટલા વખત સુધી નાહીંમત હતો તેને પણ હવે હીંમત આવી. કુમુદિનીની મદદથી કદાચ મહાકાળીના ભયંકર મંડળનો નાશ થાય તો બધા છુટે એવી તેણે આશા રાખી.

હવે બાકી થોડુંજ રહ્યું છે, અને તે સુંદરમતીને લગતું છે. જે વખતે તેને લગતી વાત ગુરૂસ્વામી અને વસંતસેન કરતા હતા તે વખતે રેંગારાએ બાજુના ઓરડામાં ઉભા રહી બધી વાત સાંભળી લીધી હતી. તેણે તે વાત વસંતસેનાને જઇને કહી. પોતાનો પુત્ર આવી નીતિભંગ સ્ત્રી સાથે પરણે તે આ દુઃખી માતાને ગમ્યું નહિ. કોઈ યુક્તિથી તેમનાં લગ્ન અટકે એવી ગોઠવણ તેણે કરવા માંડી. ભોગ થવામાંથી બચેલા માણસોમાં એક ગાંધી હતો. તે કેટલાક પ્રયોગો જાણતો હતો. તેણે કેટલીક ચીજોની મેળવણીથી રાતી રોશની કરવાનું માથે લીધું. તે રોશની કરવાની બધી ચીજો રેંગારાએ મેળવી આપી. આ યુક્તિ કરવામાં વસંતસેના ફાવી, પણ તેની ધાસ્તીથી સુંદરમતી મરણ પામી. આથી દલગીર થઇને ઠકરાણી પોતાના ઓરડા તરફ પાછી ફરી. ઠકરાણીનો વિચાર તો માત્ર પોતાના પતિને ડરાવીને તે લગ્નમાં અટકાવ કરવાનો હતો. આ ન ધારેલો બનાવ બની જવાથી ઠકરાણીના મન ઉપર ઘણી અસર થઇ. પ્રથમ તો વીજકુંવરના ભોગથી અને બીજી સુંદરમતીના મરણથી તેના મન ઉપર અસર થઈ હતી. તેમાં વળી પ્રતાપસિંહે ઘેરો ઘાલ્યો. તે ઘેરા વખતે રખેને કોઇ રીતે પેલા ભોગમાંથી બચેલાનો શોધ જો મહાકાળીના કોઇ ભક્તને અચાનક લાગી જાય તો બધાના શા હાલ? એ ધાસ્તી તેને પેઠી. તે દિવસ પછી તે ઉઠી ન શકી. આખરે તેનો અમર આત્મા ઉડી ગયો. તેને મરણ પામેલી જોઈ તેના આભારી લોકો અતિ દલગીર થયા. પોતે તે ભોંયરામાં કેટલા વખત સુધી રહેશે તેનો તેમને ભારે ખેદ થવા લાગ્યો. એટલામાં પ્રતાપસિંહ અને કુમુદિનીનું ત્યાં આવવું થયું અને તેથી તેમને આશા આવી.

આ પ્રમાણે મહાકાળીની મૂર્તિ, સફેદ સ્ત્રી, અને કાળા કિલ્લાના ભોંયરાના ભેદથી આપણે વાકેફ થયા.

## પ્રકરણ ૧૦૦ મું.

### પ્રતાપસિંહની ઉદારતા અને ન્યાય.

પ્રતાપસિંહ, બળવાનસિંહ અને રેંગારા નાયક પોતે જેટલું પ્રથમની કથા વિષે જાણતા હતા તેટલું એક બીજાને તેઓએ કહી સંભળાવ્યું. તે બધાનો સાર આપણે આગલાં બે પ્રકરણમાં આપી ગયા પણ હજી બે બાબતોનો ખુલાસો કરવો રહ્યો છે. પહેલું તો, સરદાર પ્રતાપસિંહના વિજય વખતે વસંતસેન અને બળવાનસિંહને કદી પણ એવો વહેમ પડયો નહતો કે આગલા

વખતનો પેલો વસંતસેનનો વહાલો ગરીબ નોકર તેજ હતો. તેમ વળી રાય-પુરની દરબાર વખતે તેમને એટલો પણ વિચાર ન આવ્યો કે, સુંદર ચહેરાનો પ્રતાપ, આ કરડા દેખાવનો કાણો પ્રતાપસિંહ પોતેજ છે.

બીજું, જે વખતે ત્રણે ઠાકોરોને તેણે કેદ કર્યા તે વખતે અમુક મુદતમાં જો તેઓ સુંદરમતીનો પત્તો ન આપે તો વારા ફરતી મોતની શિક્ષા કરવા તેણે ઠરાવ કર્યો હતો. તે ઠરાવ કરતી વખતે પોતાની વહાલી વસંતસેનાનું વેર લેવા તેના મનમાં જરા પણ વિચાર ન હતો. રાજ સંબંધી બાબત સાથે પોતાના ખાનગી સંસારની બાબતો ભેળી નાંખે એવો તે ન હતો.

ચૌદ પંદર વરસની વાત ઉપર જે વખતે વસંતસેનાનો ભોગ આપવાને ઠાકોરે રેંગારાને સોંપી, તે વખતે તેના ભાઈ બળવાનસિંહને તેણે કહાવી મોકલ્યું કે, વસંતસેના અચાનક મરણ પામી. બળવાનસિંહને તે વિષે કાંઇ વહેમ ન પડયો. તેણે તે વાત માની.

આગલી પાછલીના એક બીજા પાસે ખુલાસા કર્યા પછી પ્રતાપસિંહે પોતાના ચોકીદારને બોલાવીને મહાકાળીની મૂર્તિ તથા તેને લગતા સંચા-કામનું શું કર્યું તે પૂછયું. તે સીપાઇ તે વિષે ખબર મેળવીને થોડી વારમાંજ પાછો ફર્યો. મૂર્તિને તથા તેના સંચાકામને ભાગી નાંખવામાં આવ્યું હતું. જે મોટાં ચક્રો છરીઓથી ભરેલાં હતાં તેમાંની છરીઓ કાઢી લઇ લાકડાને સળગાવી મૂકવામાં આવ્યાં હતાં. છરીઓને ભાંગીને કટકા કરી નાંખવામાં આવી હતી. તે ભયંકર સંચાની જરા પણ નિશાની રહેવા દેવામાં આવી ન હતી. મૂર્તિને આપવામાં આવેલા ભોગોની નામાવળી રાખવામાં આવી હતી તે રેંગારાએ લાવી આપી. તેને સળગાવી નાંખવામાં આવી.

આ પ્રમાણે તે મંડળ, તેમનાં હથિયારો અને ચોપડાઓનો એકજ દિવસે નાશ કરવામાં આવ્યો.

થોડીવાર પછી તેમની પાસે કુમુદિની આવી. તેને બધાએ માયાથી બોલાવી. કુમુદિનીનું મન, તે દિવસે બનેલા ઉપરાછાપરી બનાવોથી ગુચવા-યલું હતું. જે માતાને તેણે ઘણે વરસે ઓળખી, તે તેને વગર મળે મરણ પામી તેથી તે દલગીર હતી તેનો બાપ તેને મળ્યો હતો, તેથી તે ખુશી થઇ હતી. જોરાવરસિંહને તેણે પોતાના ભાઈ તરીકે મળવા ઠરાવ કર્યો પણ તે તો મરણ પામ્યો હતો. મહાકાળીને લગતા સંચા નાશ પામ્યા એ આનંદની વાત થઇ હતી. આ બધા સાથે તે સરદાર રામસિંહને ચહાતી હતી, પણ તે સરદાર તેને ચહાતો ન હતો, એવો વિચાર તેના મનમાં હમેશ આવતો હતો! પણ હાલ તેની પદવી વધી હતી. ફક્ત નામના સરદાર રામસિંહ કરતાં તેની

પદવી હાલ વધારે હતી. પ્રતાપસિંહ સરખા મોટા ઠાકોર અથવા ખરૂં બોલીએ તો છત્રીશ ગઢના રાજકરતા મહારાજાની તે પુત્રી હતી.

બધા જમી રહ્યા પછી પ્રતાપસિંહે પેલા ભોગ થતાં બચેલા લોકોને પોતાની પાસે બોલાવી મંગાવ્યા. તેજ દિવસથી તેઓ છુટા થયા છે એવી તેમને તેણે વધામણી આપી. તેમને ગમે ત્યાં જવાની છુટ આપી. તેમના સગાઓં, તેમનાં માબાપો, પુત્રો, સ્ત્રીઓ જેઓ જીવતાં હોય તેમની પાસે જવા કહ્યું. કેટલાકની માલમીલકત વેચાઈ ગઈ હતી. કેટલાક તદ્દન ગરીબ હતા, તેમના દુનિયામાં શા હાલ થશે એમ ધારી સુંદરમતીનો ખજાનો જે તે કિલ્લામાં હતો તે તેમને વહેંચી આપવામાં આવ્યો. બળભદ્ર અને માનસિંહ સિવાય બીજા બધાઓએ તે ખુશીથી લીધો. આ બે જુવાનોએ તેમાંથી કાંઇ લેવાની તદ્દન ના પાડી. પ્રતાપસિંહે આ બેઉ જણને તુરત ઓળખી લીધા. તેઓ શા માટે તે લેવાની ના પાડતા હતા તે તે જાણી ગયો. તેમને એક બાજુએ બોલાવી પ્રતાપસિંહે તેમના શેઠના સમાચાર કહ્યા. પોતાનો શેઠ હજી તેજ દેશમાં અને ત્યાંથી થોડોજ દૂર હતો જાણી તેમને આનંદ થયો. વળી જ્યારે તેની માંદગીના સમાચાર તેમણે સાંભળ્યા ત્યારે તેઓ દલગીર થયા. પછી બળભદ્ર અને માનસિંહે કાળરાત્રી અને તેની બેઉ સખીઓના સમાચાર પૂછ્યા. આ સાંભળતાં પ્રતાપસિંહના ચહેરા ઉપર જરા ક્રોધ દેખાઈ આવ્યો, પણ તેણે તે બહાર ન પાડયો. એટલામાં પ્રતાપસિંહ આગળ એક ચોકીદારે આવી ખબર આપી કે, "સુંદરીબાઈ નાશી ગઇ છે!"

તે વાત ખરી હતી. પોતાના ઓરડામાં બીછાનાની ચાદર ફાડી, તેનું દોરડું બનાવી, તેની મદદથી તે નાશી ગઈ હતી. આમ નાસતી વખતે તેણે કેટલું જોખમ સહન કર્યું હશે તેનો વિચાર થઈ શકતો નથી. જો તેનો જરા પગ સરી ગયો હોત તો તે ખાઈમાં પડી જાત.

તેણે તુરત પોતાના જાસુસોને તેને શોધી કાઢવા દોડાવ્યા. તે શોધ જેમ બને તેમ છુપી રીતે કરવા તેમને હુકમ કર્યો. પછી પ્રતાપસિંહે કેટલાક ઘોડા, પાલખી, વગેરે વાહનો તૈયાર કરાવ્યાં અને જેને જે લાયક તેને તે આપીને સૌ સૌને ઠેકાણે રવાના કર્યા. માનસિંહ અને બળભદ્ર પોતાના શેઠને મળવાને ઘણા આતુર હતા. તેઓએ જેમ બન્યું તેમ જલદી ઘોડા દોડાવ્યા.

ઘણા દિવસ ઉપરના કેદીઓનો આ પ્રમાણે છુટા કર્યા પછી પ્રતાપસિંહે કિલ્લામાં કેદ કરેલા લોકો તરફ ધ્યાન ફેરવ્યું. પ્રથમ તેણે લશ્કરી માણસો અને અમલદારોની તપાસ કીધી. વૃદ્ધ રંગારાએ જેમને મહાકાળીના મંડળને લગતા બતાવ્યા તેમને જુદા કાઢયા. તેમનો કાંઇ પણ ન્યાય કર્યા વગર તેમને

છત્રીશગઢની હદ પાર થવા તેણે હુકમ આપ્યો. તેવીજ હાલત તેણે તે મંડળને લાગતા ઠાકોરો તથા તેમની સ્ત્રીઓની કીધી. તે સિવાયના બીજા ઠાકોરો, સરદારો અને સીપાઇઓ, જેમણે માત્ર પ્રતાપસિંહ સામે લડાઇમાં ભાગ લીધો હતો તેમને ક્ષમા આપી, ગમે ત્યાં જવા છુટ આપી.

મુલુનાયક અને તેની સ્ત્રી આટલા વખતમાં તે કિલ્લામાં આવી પહોંચ્યાં હતાં. કુમુદિની તેમને ઘણા વહાલથી મળી. પોતાની પુત્રીને તેમણે ઉછેરી મોટી કીધી તેથી પ્રતાપસિંહે તેમનો અતિ આભાર માન્યો.

હજી તો પ્રતાપસિંહ કિલ્લાની બધી ગોઠવણ કરી રહ્યા નથી, એટલામાં ખબર મળી કે, કેટલાક પ્રથમથી નાશી જનાર ઠાકોરો અને સરદારોએ વિંધ્યાચલના ભીલોને ઉશ્કેરી મૂકીને પોતાને વશ કરી લીધા છે અને તેમને લઇને તેઓ છત્રીશગઢની સરહદ સુધી આવી પહોંચ્યા છે. એક પળ પણ ખોવાની ન હતી. પ્રતાપસિંહ ખોટી રહે એવો માણસ ન હતો. કુમુદિનીને મુલુનાયકના હાથમાં સોંપી, પોતાનું લશ્કર એકઠું કરી સરહદનો બચાવ કરવા પોતે ચાલ્યો. કાળા કિલ્લાના બચાવ માટે પણ પૂરતું લશ્કર મૂકી ગયો હતો. આ વખતે કિલ્લામાં રાજકરતી રાણી તરીકે કુમુદિની રહી. ઠાકોર બળવાનસિંહ પણ પ્રતાપસિંહની ચાલથી આનંદ પામ્યો હતો. તે પણ પોતાના કેટલાક માણસો લઇ પ્રતાપસિંહની મદદે ગયો.

ઘણાં વરસો ઉપર પોતાના બાપદાદાના બાંધેલા કિલ્લામાં વસંતસેન કેદી તરીકે રહ્યા.



## પ્રકરણ ૧૦૧ મું.



### વીરસેનના કિલ્લામાં આપણો નાયક.

કુમુદિની છોડીને ગયા પછી રામસિંહને વખત બહુજ કંટાળા ભરેલો લાગ્યો. જેમ તેમ કરતાં સાંજ પડી ગઈ. રાતના તેને ઉંઘ પણ ન આવી. વૃદ્ધ એભલે તેને ઉંઘવા માટે ઘણું કહ્યું, પણ તે ઉંઘી ન શકયો. જે મધુર સ્વર થોડા દિવસ તેણે સાંભળ્યો હતો, તે સ્વર પાછો સાંભળવા વારો આવશે કે નહિ, એમ તેને વિચાર થયો. જેમ તેમ કરતાં સવાર પડી. કુમુદિનીનો આકાર વારંવાર તેની આંખ આગળ દેખાતો, પણ તે તો કોણ જાણે કયાં હશે એમ તેને થતું. બીજો દિવસ પણ નીકળી જવા આવ્યો. બપોર થઈ ગયા. ત્રીજો પહોર ચાલતો હતો. બપોરના તેને જરા ઉંઘ આવી ગઈ. એભલ બે વખત તેના ઓરડામાં જોઇ ગયો, પણ તેને ઉંઘેલો જોઇ જગાડયો નહિ. જ્યારે તે

ત્રીજે પહોરે જાગ્યો ત્યારે તેની પાસે એભલનાયક ઉભો હતો તેણે એક પત્ર તેના હાથમાં મૂકીને કહ્યું કે, "તમે ઉંઘી ગયા તે પછી એક માણુસ આ પત્ર તથા તમારે માટે કેટલીક ઉપયોગી ચીજો લઈ આવ્યો છે. તમારે કાંઈ જવાબ આપવો હોય તો તે માટે તે વાટ જોતો બેઠો છે."

સીલ સાબ કરેલો તે પત્ર રામસિંહે ઉઘેડયો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:-

આ પત્ર રખેને બીજાના હાથમાં જાય એવી ધાસ્તીથી હું સરદાર પતાપસિંહ, એક કે જેનું નામ હું લખી શકતો નથી તેને પ્રણામ કરૂંછું.

થોડા વખતમાં ઘણા નવા બનાવો બની ગયા છે. કાળો કિલ્લો હાલ મારા હાથમાં છે. તે કિલ્લાની અાંદરનો બધો ભયંકર ભેદ ખુલ્લો થયો છે, પણ એ સાથે ઈશ્વિરે મને એક બીજી ઉત્તમ ચીજની બક્ષીસ કીધી છે. એટલે કે કુમુદિની મારી પોતાની પુત્રી ઠરી ચુકી છે!

તમે આ કિલ્લામાં આજારી પડયા છો એવું મેં કુમુદિનીને મોઢે સાંભળ્યું છે. તમારી છુપી વાત કુમુદિની હજી જાણતી નથી. મેં તેને જણાવી પણ નથી. જ્યાં સુધી તમે આ દેશની હદમાં છો ત્યાં સુધી તે વાત હું કોઈને પણ જણાવનાર નથી. હાલ તમે તે ખંડીએરોમાં હેરાન થતા હશો માટે જો તમે કાળાકિલ્લામાં આવશો તો તમારી દરેક રીતની સારી ખીજમત ઉઠાવવામાં આવશે. વળી જો તમારો વિચાર તમારે દેશ બનતી ઉતાવળે જવાનો હશે તો તમને લાયક વાહનો મોકલાવી આપીશ.

મારી છાવણીમાં જે કાંઈ સાદી ચીજો તમારે લાયકની મળી તે તમને મોકલી છે. તમારી તબીઅત કેમ છે તે જાણવા માટે મારી કુમુદિની આતુર છે.

તમારા મિત્ર અને ભલું ઈચ્છનાર
પ્રતાપસિંહના પ્રણામ.

આ પત્ર વાંચી રામસિંહ આનંદ પામ્યો. કુમુદિની પ્રતાપસિંહની પુત્રી! એમ કેમ બને! પણ પ્રતાપસિંહના હાથનો પત્ર હતો-પ્રતાપસિંહની પોતાની સહી હતી!

કાળો કિલ્લો આખરે જીતાઇ ગયો. તેમાંની પેલી મૂર્તિ અને તેને લગતુ સંચાકામ એ બધું તેણે જોયું હતું, પણ ત્યારે બીજો ભેદ ખુલ્લો થવાનુ લખે છે તે શું? એવો રામસિંહને વિચાર થયો. સફેદ સ્ત્રી અથવા ઠકરાણી વસંતસેના વિષે તે તદન અજ્ઞાત હતો. કુમુદિનીએ પણ તે વિષે કાંઇ વાત કીધી ન હતી.

પોતાને લગતી કેટલીક ખાનગી બાબતો તે પત્રમાં હતી તેથી તે એભ-

લને વાંચવા ન આપ્યો, પણ તેમાંની મુખ્ય બાબતથી તેને જાણીતો કર્યો.

આ આનંદદાયક સમાચાર સાંભળી એભલ બોલી ઉઠયો–“ શું ! કુમુદિની પ્રતાપસિંહની પુત્રી ? અરે, એ સાંભળી હું કેટલો આનંદ પામીશ ! હા, તે હવે એક મહારાજાની પુત્રી થઈ છે. તે રાજકુમારી જેવી છે–તેનો બાપ એક રાજા છે. ગઈ કાલે તે એક સાધારણ ખેડુતની પુત્રી હતી તેને આજ બધા નમન કરશે. સરદાર સાહેબ, જે બાઇએ થોડા વખત સુધી તમારી નોકરી કીધી છે તે કોઈ મોટા રાજકુંવર સાથે પરણશે. સરદાર બહાદુરની પુત્રી સાથે લગ્ન કરવા કયો રાજા ના પાડશે ? ”

રામસિંહે ઉત્તર આપ્યો–“ જો તે હતી તેવી ગરીબજ રહી હોત તોપણ તે કોઈ મોટા મહારાણાને લાયકની હતી ! ”

આમ બોલી તે ઉંડા વિચારમાં પડી ગયો. થોડીવાર પછી એભલ બોલ્યો–“ પણ પેલા કાસદને શો જવાબ આપોછો ? ”

રામસિંહે કહ્યું–“ એને મોઢેથી જવાબ આપી દો. મારાથી હાલ પત્ર લખી શકાય તેમ નથી. એને કહો કે, મારી તબીઅત હાલ જરા સુધરતી જાય છે, પણ કાળાકિલ્લામાં આવવા જેટલી હજી મારામાં તાકાદ નથી. તમે મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. થોડા દિવસ ઉપર મેં એક માણસને ઉજ્જન મોકલ્યો છે તે મારે માટે વાહનની ગોઠવણ કરવા ગયો છે. આવી મતલબનો સંદેશો તમે મોકલો. ”

એભલનાયક, પ્રતાપસિંહના કાસદને તેના કહ્યા પ્રમાણે સંદેશો પહોંચાડવા ગયો.

પણ તે સાંજ તો રામસિંહને મન આનંદની હતી. એભલના બહાર આવ્યા પછી થોડીવારમાંજ દરવાજો ઉઘાડીને બલભદ્ર અને માનસિંહ અંદર દાખલ થયા અને પોતાના માલીકના બીછાના આગળ ઘુંટણમંડીએ પડયા.

* * * *

ત્રણ દિવસ પછી ઉજ્જનથી એક પાલખી અને અઢીસો ઘોડેસ્વારો ત્યાં આવી પહોંચ્યા. રામસિંહ વીરસેનનો કિલ્લો છોડીને તેમની સાથે ગયો.

પોતાના બાકીના દિવસો સુખથી ગુજારે એવી આશાએ રામસિંહ વૃદ્ધ એભલનાયકને સમજાવીને પોતાની સાથે લઇ ગયો.



## પ્રકરણ ૧૦૨ મું.

### સુખી મેલાપ.

એ ત્રણ મહિના બીજા નીકળી ગયા. માહા મહિનો બેસી ચુકયો. ઝાડોનાં જુનાં પાંદડાં ખરી પડીને નવાં અંકુરો ફુટયાં હતાં. વસંત પંચમીને ત્રણ દિવસની વાર હતી. કુમુદિની શું તે દિવસ ભૂલી ગઈ હતી? રામસિંહે તેને તે દિવસે મુલુનાયકના ઝુંપડા પાસે મળવા કબૂલ કર્યું હતું. એ ત્રણ દિવસ ત્રણ યુગ જેવા કુમુદિનીને મન લાગતા હતા.

હાલ કુમુદિની કયાં હતી? તેનો બાપ, સરદાર બહાદૂર પ્રતાપસિંહ કયાં હતો?

પેલા નવા આવનાર શત્રુઓની સામે તે ગયો હતો તે આપણે જોયું. તેમની સાથે તેને લડાઇ થઇ, અને તે લડાઈમાં તેણે તે ઠાકોરો, કેટલાક સરદારો, અને ભીલોના નાયકને કેદ પકડયા. આ ઉપરથી ભીલોના નાયકનો પુત્ર બીજા કેટલાકની મદદ લઇ પોતાના બાપ તથા ઠાકોરો અને સરદારોને છોડવવા આવ્યો. તેમને પણ પ્રતાપસિંહે વીખેરી નાંખ્યા. છતાં પણ ભીલો પોતાનો કેડો મૂકશે નહિ જાણીને તે ત્યાંજ પડયો રહ્યો, અને તેમ કરવામાં તે વાજબી હતો. ભીલો તરફથી પોતાના નાયકને છોડવવા માટે નાના નાના હુમલાઓ કરવામાં આવતા હતા; વળી જ્યારે તેઓએ નાયકને છોડવવા માટે દંડની રકમ આપવા માગી; ત્યારે તેમની તે માગણી તેણે કબૂલ ન કીધી. ખરી રીતે જો ભીલોનો રાજા પોતાની સાથે સલાહ કરે અને છત્રીશગઢમાં લુટફાટ કરવા ન આવે તો તેના નાયક અને બીજા પકડાયલા ભીલોને છોડી મૂકવા તેણે કબૂલાત આપી. ભીલોના રાજાએ તેની તે સરત કબૂલ કીધી અને તે પાળવા સોગન ખાધા. આ ઉપરથી પ્રતાપસિંહે નાયક તથા બીજા ભીલોને છુટા કર્યા. પછી એ તરફની પોતાની ચિંતા દૂર થઇ તેથી પ્રતાપસિંહ પાછો રાયપુર તરફ ગયો. ત્યાં લોકોએ તેને આનંદથી વધાવી લીધો.

વસંતસેનને કાળા કિલ્લામાંથી કાઢીને રાયપુરના કિલ્લામાં લઈ જવામાં આવ્યો હતો. કાળો કિલ્લો કુમુદિનીને સોંપવામાં આવ્યો હતો. પોતાનો બાપ જ્યાં સુધી લડાઇથી પાછો ફરે ત્યાં સુધી તે ત્યાં રહેવાની હતી. બળવાનસિંહે પોતાની ભાણેજને પોતાના કિલ્લામાં ગમે તો ત્યાં જઈ રહેવાને કહ્યું પણ મહા મહિનો પાસે આવતો હોવાથી કુમુદિનીએ પોતાના અસલના ઝુંપડા જેવા ઘરમાં જઇ રહેવા માગ્યું. જે ઘરમાં તેણે ઘણાં સુખી વરસો ગુજાર્યાં હતાં તે ઘરમાં રહેવાની તેણે પોતાની મરજી જણાવી. મુલુનાયક અને તેની સ્ત્રી હાલ

કુમુદિની સાથે કિલ્લામાંજ રહેતાં હતાં તેમને તથા વૃદ્ધ રેંગારાને લઈ કુમુદિની પોતાના અસલ ઝુંપડામાં આવી.

એ કિલ્લાની માલેક જેવી આ વીરબાળાએ તે કિલ્લાંમાં રહેવાનું નાપસંદ કરીને થોડા દિવસ તે ઝુંપડામાં ગુજારવા નિશ્ચય કર્યો ! ત્યાં રહેવા આવવામાં તેને મોટી ઉમેદ હતી. તે માળવી સરદાર કદાચ તેને આપેલું વચન ભૂલી ગયો હશે તો ? પંચમીને બાકી રહેલા ત્રણ દિવસ નીકળ્યા નીકળે નહિ. આખરે વસંત પંચમી આવી પુગી. તેજ દિવસે રાયપુરથી એક કાસદ આવી પહોંચ્યો. તે પ્રતાપસિંહનો પત્ર લઈ આવ્યો હતો. કુમુદિનીને મળવાને પ્રતાપસિંહ અતિ આતુર થયો હતો તેથી તેણે તેને ત્યાં બોલાવી હતી. કુમુદિનીને પોતાના બાપ આગળ ગયા વગર ચાલે એવું ન હતું. કદી રામસિંહ બે ચાર દિવસ મોડો આવે તો ? શું કુમુદિની રાયપુર ચાલી જાય ? તેમ કર્યા વગર તેનો બીજો ઇલાજ ન હતો. તે દિવસે તેને રડવું આવી ગયું. સાંજ પડી ગઇ. રામસિંહની કાંઇ નિશાની ન જણાઈ. તે ધીમે પગલે ઝુંપડામાંથી બહાર નીકળી અને ત્યાંથી થોડે દૂરની ઝાડીની ઘટામાં મુકેલા એક બાંક ઉપર જઈ બેઠી. જ્યારે તે તે ઠેકાણે રહેતી હતી ત્યારે આ ઠેકાણે કલાકના કલાક સુધી બેસી રહેતી હતી. વાછડા અને ઘેટાંનાં બચ્ચાં સાથે ત્યાં રમતી હતી. તેમને ઘાસ ચારો પોતાને હાથે ખવરાવતી હતી. આસપાસ ગુલાબ અને મોગરાનાં ઝાડ તેણે પોતાને હાથે ઉગાડયાં હતાં. અરે ! પણ તેમાંનું આજ તેને કાંઈ ગમતું ન હતું. ગુલાબ અને મોગરા તરફ તે જોતી ન હતી. તે માળવી સરદારમાં તેનું ચિત્ત લાગી રહ્યું હતું. તે તેનુંજ રટણ કરતી હતી. કાલ અથવા તો પરમ દહાડે તો રાયપુર પોતાને જવાનું હતું. હવે કેમ કરવું ? તે આવો વિચાર કરતી હતી એટલામાં તેને કાને કાંઈ અવાજ પડયો. તે ચોંકી ઉઠી. કાન રાખીને સાંભળવા લાગી તો ઘણે દૂરથી ઘોડાનો ખોંખાર આવતો હોય એવો અવાજ તેણે સાંભળ્યો. તે અવાજ એક નહિ પણ ઘણા ઘોડાનો હોય એવું કુમુદિનીને જણાયું.

પણ અરે ! આ શું ? તે અવાજ તો એકદમ બંધ પડી ગયો. અરે ! ત્યારે શું ખાલી અવાજ આવ્યો હતો ? પણ નહિ, એક ઘોડાનાં પગલાં સંભળાયાં, અને થોડીવારમાં ભપકાદાર પોશાકવાળો એક સ્વાર ત્યાં આવી ઉભો. કુમુદિનીએ તેની તરફ જોતાંજ તેને ઓળખ્યો. હા, તે માળવી સરદારજ હતો. કુમુદિની નીચું જોઇ રહી. પેલો સ્વાર કુમુદિનીને જોતાંજ ઘોડા ઉપરથી કુદી પડયો અને કુમુદિનીને પોતાની બાથમાં પકડી. હા, તે વખતસરજ આવ્યો હતો. વસંતપંચમીની પોતાની કબૂલાત તેણે પાળી હતી.

સરદાર રામસિંહ બોલ્યો—"બોલ, વહાલી, તું મારી રાહ જોતી હતી?" આમ બોલી તેને પેલા બાંક ઉપર બેસાડી અને પોતે તેની બાજુએ બેઠા.

કુમુદિની પ્રથમ તેનો ઉત્તર આપી ન શકી, પણ પછી ધીમેથી બોલી— "હું ધારતી—મેં આશા રાખી હતી કે તમે આવશો!"

આ સાંભળી માળવી સરદારનો સુંદર ચહેરો વધારે પ્રફુલ્લિત થયો. તે બોલ્યો—"કુમુદિની, તને આપેલું વચન એક પળ પણ હું ભૂલી જઇશ એમ તું ધારે છે? નહિ, નહિ! હું તને એક પળ પણ ભૂલ્યો નથી. મારી જીંદગી જેણે વારંવાર બચાવી તેને શું હું ભૂલી જાઉં? તને એ બધી બાબતો યાદ આપવા—તારી સાથે માત્ર આગલી ઓળખાણ તાજી કરવા—તને મળવા હું આવ્યો નથી. મારૂં અહીં આવવાનું કારણ જુદુંજ છે. કુમુદિની! તારા ઉત્તમ સદ્‌ગુણે મને જીતી લીધો છે. હું તારા વગર રહી શકતો નથી! બોલ તું મને તારો પતિ કરશે? મારી તું પત્ની થઈશ?"

કુમુદિનીએ તેના સવાલનો જવાબ ન આપ્યો, પણ તેની તરફ તેણે એવી તો પ્યાર ભરેલી નજરે જોયું કે, તેનો જવાબ તેજ હતો. આ ઉપરથી માળવી સરદાર બોલી ઉઠયો—"હા, તું મને ચહાય છે! તું મારીજ છે! હું તારોજ છું!"

કુમુદિની શરમાઇ ગઇ. તેણે નીચું જોઈ રાખ્યું. ઊંચું જોવાની તેની હીંમત ન થઈ. આ વખતે મુલુનાયક અને તેની સ્ત્રી તથા વૃદ્ધ રંગારા ઝુંપડાના બારણામાં ઉભાં હતાં. તેમની નજર કુમુદિની તરફ ગઇ. કુમુદિનીનો હાથ પકડીને કોઈ સરદારને તેની પાસે ઉભેલો જોઇ તેઓ આશ્ચર્ય પામ્યાં. તેઓ તે કોણ છે તે જોવા માટે આગળ આવ્યાં, એટલામાં ઝાડોની ઘટામાંથી ઊંચા પોશાકવાળાં કેટલાક સ્ત્રી પુરુષોને બહાર આવતાં તેણે દીઠાં. તેમના પોશાક ઉપરથી તેઓ મોટા ઠાકોરો અને સામંતો હોય એવું જણાતું હતું. કેટલાકનો પોશાક માળવી અને કેટલાકનો મેવાડી હતો. તેઓ બધા રામસિંહની આસ-પાસ ફરી વળી, હાથ જોડી, માથું નમાવીને ઉભા રહ્યા.

તેમને જોઇ હસતે મુખડે અને છલકાતે હૈયે તેમનો સરદાર બોલ્યો— "મારા ઠાકોરો, સામંતો અને દરબારીઓ, બહાદૂર પ્રતાપસિંહની પુત્રીને મેં મારી પત્ની તરીકે પસંદ કરી છે તે આ રહી! મારા રાજ તાજની આ નમ્ર, વીર અને સદ્‌ગુણી કુમારિકાને હું ભાગીયણ કરવા માગું છું!"

આ સાંભળતાંજ કુમુદિનીએ આશ્ચર્ય પામીને પોતાની આંખો ઊંચી કીધી. તેણે આસપાસ જોવા માંડયું. એક બાજુએ કીમતી પોશાકવાળી કેટ-લીક સ્ત્રીઓ હતી. બીજી બાજુએ ઊંચા પોશાકવાળા કેટલાક પુરુષો હાથ

જોડીને ઉભા હતા. એક બાજુ રામસિંહ કોણ છે તે જાણી જઈને મુલુનાયક, તેની સ્ત્રી અને રેંગારા નાયક ઘુંટણીએ પડયા હતા. આ જોયા પછી જે સરદારે પોતાને પોતાની થનાર પત્ની તરીકે સ્વીકારી હતી તેની તરફ જોયું.

માળવી સરદાર બોલ્યો–"હા, મારી વહાલી, છુપા ભેદનો વખત વહી ગયો છે. ઈશ્વરે તારા સદ્‌ગુણો જોઇ તને સુખી કરવા ઠરાવ કર્યો છે. તારી ભલમનસાઇથી તું મોટી પદવીએ ચઢી છે અને હજી ચઢીશ. અરે વહાલી, મારૂં કહેવું તું સમજી કે નહિ? શું મારે તને વધારે ખુલાસાથી સમજાવવી જોઇએ? જેને તું માળવાના એક સાધારણ સરદાર તરીકે જાણતી હતી તે માળવા અને ઉદેપુરનો મહારાણા શુરસિંહ પોતે છે!"

કુમુદિની બોલી–"અરે! હું સ્વપ્ન જોઉં છું કે, ખરી વાત સાંભળું છું?" જો મહારાણાએ તેને પકડી લીધી ન હોત તો તે જમીન ઉપર પડી જાત.

તેને પોતાની છાતી સાથે દાબતો મહારાણા શુરસિંહ બોલ્યો–"નહિ, વહાલી એ સ્વપ્ન નહિ, પણ ખરી વાત છે!"

એજ વખતે પેલા ઠાકોરો અને સાંમતો બોલી ઉઠયા–"ઉદેપુરનાં મહારાણી ઘણું જીવો!"

હવે આ સ્વપ્ન નથી એવી કુમુદિનીની ખાત્રી થઇ.



## પ્રકરણ ૧૦૩ મું.



### લગ્ન.

મહારાણા અને કુમુદિનીનો સુખી મેળાપ થયાને આજે આઠ દિવસ થઈ ગયા છે. રાયપુરના કિલ્લામાં આનંદોત્સવ થઈ રહ્યો છે. લગ્નની ધામધુમ ચાલી રહી છે. પ્રતાપસિંહ પોતાની પુત્રીને મહારાણા શુરસિંહ સાથે પરણાવે છે. આજ લગ્નનો શુભ દિવસ છે. મહારાણા કુમુદિનીની સાથે ત્રણ મંગળ ફેરા ફર્યા છે. ચોથો ફેરો ફરવાની તૈયારી થાય છે. દરેક ફેરે પ્રતાપસિંહ હાથી, ઘોડા અને દરદાગીના આપે છે. ચોથો મંગળફેરો ફરી રહે છે. લગ્ન સંપૂર્ણ થાય છે. દેશક્રિયા કરવામાં આવે છે. વર કન્યાને થોડા દિવસ પોતાને ત્યાં રાખી પછી પ્રતાપસિંહ મોટી ધામધુમથી તેમને રવાના કરે છે. પોતાની રાણીને લઈ શુરસિંહ ઉદેપુર આવી પહોંચે છે. તે બે મહિને સ્વદેશ પાછો ફરે છે. લગ્નની ધામધુમ ત્યાં થઇ રહી છે. શહેરને શણગારવામાં આવે છે. શુરસિંહે આજ મોટી મિજબાની આપી છે. મેદાનમાં મોટા મોટા મંડપ ઉભા કરવામાં આવ્યા છે.

રાજવંશી પરોણાઓ માટે ખાસ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. લોકો સવારના પહોરથીજ એકઠા થવા માંડયા હતા. મહારાણાની સ્વારી છેક સાંજના નીકળવાની હતી. સારી જગા મેળવવા માટેજ લોકો આટલા વહેલા નીકળ્યા હતા. સાંજ પડતાં સ્વારી નીકળી. મહારાણા સાથે મોટા મોટા ખંડીઆ ઠાકોરો, સામંતો અને સરદારો હતા. માંડુના ઠાકોરનો પાટવી કુંવર બળભદ્રસિંહ અને ટોડાના ઠાકોરનો નાનો કુંવર માનસિંહ તો મહારાણાની પાછળજ ચાલતા હતા. મહારાણાના અંગરક્ષક જેવા તેઓ હતા. આ સ્વારીમાં વૃદ્ધ મુલુ નાયક કીમતી પોશાક પહેરેલો દેખાતો હતો. જેને તેણે પોતાની પુત્રી તરીકે પાળી હતી તેને મહારાણી થઈ જોઈ તેનો આનંદ વધ્યો હતો. શુરસિંહે તેને ઉંચી પદવીએ ચઢાવ્યો હતો. તેની બાજુમાં એક બીજો વૃદ્ધ માણસ ચાલતો હતો. સફેદ વાળ તથા સાદા પોશાક છતાં તેની પદવી મોટી જણાતી હતી. મહારાણાના મહેલનો તે કારભારી હતો. તે તો આપણે ઓળખીતો હતો. કાળા કિલ્લાનો જુનો કારભારી ભલો રંગારા નાયક તે હતો. માણસ જાત તરફ તેણે જે દયા દેખાડી હતી તેનો તેને બદલો મળ્યો હતો. બે મોટા ઠાકોરોના વહાલા કુંવરો બળભદ્રસિંહ અને માનસિંહના તેણે જીવ બચાવ્યા હતા—મહાકાળીને ભોગ અપાતા તેઓને તેણે બચાવ્યા હતા. આ ઉપકારનો બદલો શુરસિંહે વાળી આપ્યો હતો. તે સાથે વૃદ્ધ એભલ પણ હતો. તેનાથી કાંઇ મહેનતનું કામ થાય એવું ન હતું. તે વધારે વૃદ્ધ હતો, તેથી મહારાણાએ તેને પોતાના મહેલમાં રહેવા હુકમ કર્યો હતો.

સ્વારી નીકળી. બંદુકોના અવાજો થવા માંડયા. ધીમે ધીમે ફરતી ફરતી સ્વારી મંડપ આગળ આવી પહોંચી. નગારાં, નોબત અને બંદુકોના અવાજ સાથે લોકોની આનંદની બૂમોથી કાંઈ સંભળાતું ન હતું. તે દિવસ લોકોના આનંદમાં વહી ગયો. બીજે દિને મહારાણાને રાજ્યાભિષેકની ક્રિયા કરવાની હતી. તે દિવસે આગલા દિવસ કરતાં વધારે ધામધુમ હતી. આખો દિવસ લોકો કામકાજ મૂકી નવા મહારાણાના આનંદમાં ભાગ લેવાને ભળ્યા હતા. કેટલાક દિવસ આનંદમાં ગુજાર્યા પછી પોત પોતાને કામે વળગ્યા.

ઉપલા બનાવને બે માસ નીકળી ગયા. એક દિવસે મહારાણા અને મહારાણી રાજબાગ માંહેલા ચંબેલીના મંડપમાં બેઠાં હતાં એટલામાં કુંવર બળભદ્રસિંહ તે તરફ ઉતાવળે પગલે આવતો દેખાયો. તે કાંઇ સારા સમાચાર લાવ્યો હોય એમ જણાતું હતું. આ બળભદ્રસિંહ અને માનસિંહના પિતાઓ શુરસિંહના શુભેચ્છકો હતા તેથી જ્યારે તે છુપે વેશે અને બીજે નામે છત્રીશગઢ જવા નીકળ્યો ત્યારે પોતાના કુંવરોને તેની સાથે નોકરો તરીકે મોકલ્યા

હતા. તેમની નિમકહલાલીથી શુરસિંહ જાણીતો હતો. પોતાને માટે જીવ આપવો પડે તો આ રાઠોડો આપે એવા હતા એવી તેની ખાત્રી હતી.

બળભદ્રસિંહે પાસે આવતાં મહારાણા તથા કુમુદિનીને નમન કર્યું. તેનો આનંદી ચહેરો જોઈ શુરસિંહે પૂછ્યું–"મારા ભલા બળભદ્ર, તમે કાંઇ આનંદદાયક સમાચાર લાવ્યા હો એમ જણાય છે. થોડા દિવસ થયાં તમે ઉદાશ રહેતા હતા પણ આજ રોજ તમારો ચહેરો પ્રફુલિત થયો છે."

મહારાણી કુમુદિની બોલી–"મહારાજ, આપ પેલી રૂપાળી અને માનકુંવરને તો નહિ ભૂલી ગયા હો ?"

શુરસિંહ બોલ્યો–"અરે, હા! પણ કુંવરજી, તમે તે સુંદર બહેનો વિષે કાંઇ ખબર સાંભળી છે કે શું ?"

કુંવર બોલ્યો–"નામદાર મહારાણા, તેઓ બેઉ બહેનો આ મહેલમાં આ પળે આવી છે."

શુરસિંહ બોલ્યો–"પ્રતાપસિંહની ભાણેજનો તેઓ કાંઈ સંદેશો લાવી હશે એમ જણાય છે."

કુંવર બોલ્યો–"નહિ, મહેરબાન, તેઓ કાંઈ સંદેશો લાવી નથી, પણ તેમની વહાલી બાઇ સુંદરી પોતે તેમની સાથે છે."

કુમુદિની બોલી–"શું સુંદરી તેમની સાથે છે ? નાથ, મારી આ ફુઇની દીકરી ગમે તેવી અપરાધી છે છતાં તેને હુ ઘણી ખુશીથી નળીશ તેની આગલી પાછલી યાદ આપી તેનું મન હું દુખવનાર નથી."

શુરસિંહ બોલ્યો–"વહાલી, તું કેવી ભલી અને ઉદાર દીલની છે! કુંવરજી, સુંદરીબાઇને મહારાણીના ખાનગી ઓરડામાં બેસાડવા દાસીઓને હુકમ આપો. અમે થોડીવારમાંજ ત્યાં આવીએ છીએ."

તે જુવાન નમીને ત્યાંથી ગયો. થોડીવાર પછી શુરસિંહ અને કુમુદિની પણ જે ઓરડામાં સુંદરી હતી તે ઓરડા તરફ ગયા.

સુંદરીએ કાળો પોશાક પહેર્યો હતો. તેનો ચહેરો ફીકકો પડી ગયો હતો. ગાલમાંથી રતાશ ઉડી ગઈ હતી, પણ તેની આંખોનો ચળકાટ ઓછો થયો ન હતો. શુરસિંહ તેને જોઇ દરવાજામાંજ ઉભો રહ્યો. આગલી પાછલી બધી બીના તેના મનમાં એકદમ ઉભરી આવી, પણ તે વિષે વધારે વિચાર કરવા વખત ન હતો. કુમુદિની તેની પાસે જઇને બોલી–"મારી વહાલી બહેન, તું ભલે આવી. તું તારા શત્રુઓથી બીહતી હશે તો અમે તારૂં રક્ષણ કરીશું, તું અત્રે રહેવા માગશે તો આ ઘર તારૂંજ છે, તારે કોઈ પણ રીતે મુંઝાવું નહિ."

શુરસિંહ બોલ્યો—“ મારી પણ એવીજ ઈચ્છા છે. ગઈ ગુજરી તું ભૂલી જા, અને ભવિષ્યનો હવે વિચાર કર.”

મધુર સ્વરે સુંદરી બોલી—“ તમારૂં કહેવું ખરૂં છે, પણ હું તમારે ત્યાં રહી શકતી નથી. તમે તમારો ભલો સ્વભાવ બતાવો છો તેથી હું તમારો આભાર માનું છું. કુમુદિની, એક વખત એવો પણ હતો કે જે વખતે હું તને ધિક્કારતી હતી. તારો જીવ લેવા મેં વિચાર રાખ્યો હતો, તે સાથે પેલા તારા બાપ અને મારા મામાનો પણ જીવ લેવા મેં ઠરાવ કર્યો હતો. તું આ મોટા રાજની માલેક થઈ તેની મને અદેખાઈ નથી આવતી, પણ જે શુરસિંહનો તેં પ્યાર મેળવ્યો છે, તે પ્યાર મેળવવાની મને આશા હતી, તે ભંગ થતાં મને અદેખાઈ ઉપજી હતી હાલ તે બધું જતું રહ્યું છે. તમે બેઉ જણ સુખી થજો એવા મારા ખરા અંતઃકરણના આશીર્વાદ છે!”

આ છેલ્લા શબ્દો બોલતી વખતે સુંદરીનો અવાજ છેક બેસી ગયો. પોતાની આંખમાં આવેલાં આંસુઓ લુછી નાંખવા માટે તેણે પોતાનું મોઢું ફેરવ્યું.

મહરાણીની આંખોમાં પણ આંસુ હતાં. ઉદાર દીલના શુરસિંહનું હૈયું પણ આ શબ્દોથી પીગળી ગયું.

થોડીવાર પછી શાંત થઇને સુંદરી બોલી—“ પણ મારે અત્રે વધારે વાર ખોટી રહેવું નથી. મારે થોડું કહેવું છે. આ શોકનો પોશાક મેં પશ્ચાતાપ માટે પહેર્યો છે. એક વરસ સુધી હું તે પહેરી રાખીશ. જેટલીવાર હું એ કપડાં પહેરી રાખું છું તેટલીવાર મને ભૂતકાળની બધી વાત યાદ આવે છે, અને તેથી મને પશ્ચાતાપ થાય છે. હું અત્રે બે કારણથી આવી છું.”

કુમુદિની બોલી—“બહેન, તારા આવવાનાં કારણો અમને બેલાશક જણાવ.”

સુંદરી બોલી—“ મારી બેઉ સખીઓ, રૂપાળી અને માનકુંવરને કુંવર બળભદ્રસિંહ અને કુંવર માનસિંહ ચહાય છે એ વાત ખરી ?”

મહારાણાએ કહ્યું—“ હા, તે વાત ખરી છે. પણ એ બાઈઓના કુળ વિષે જાણ્યા સિવાય મારાથી તેમનાં લગ્નની પરવાનગી ન અપાય વળી એ કુંવરો પરણેલા છે એ પણ તમે જાણો છો.

સુંદરી બોલી—“ મરનાર ઠાકોર માધવસિંહની એ કુંવરીઓ છે. એમના બાપની પડતીને લીધે મેં મારી સખીઓ તરીકે એમને રાખી હતી.”

મહારાણાએ કહ્યું—“ શું, એ બેઉ જણીઓ ઠાકોર માધવસિંહની પુત્રીઓ ? ત્યારે એ બેઉ કુંવરોને લાયક છે. રજપૂતમાં એકથી વધારે લગ્ન કરવાની હરકત નથી, છતાં આ તો રાજકુંવરો છે.”

સુંદરી બોલી—“ ત્યારે મારી એક મતલબ તો સરી. હવે બીજું અહીં

આવવાનું કારણ આ હસ્તલેખો મહારાણા શુરસિંહને હાથોહાથ આપવાનું હતું."

આમ બોલતી વખતે સુંદરીએ ચર્મ પત્રનું એક પડીકું કાઢયું અને તે શુરસિંહને આપ્યું. શુરસિંહે તે લેખો તરફ જોતાં કહ્યું-"સુંદરી, આ શેના લેખો છે ?"

સુંદરી બોલી-"મારી કેટલીક કથા જે અપૂર્ણ અને અંધારામાં રહી છે તે બધી આ ચર્મ પત્રો ઉપર લખી છે. આ પ્રમાણે અહીં આવવાની મારી બે મતલબ હતી તે હવે સરી છે અને તેથી હું હવે રજા લઉં છું."

આમ કહી તે ઉભી થઇ અને રડતી આંખે ઓરડો છોડીને જે ઓરડામાં કુંવરી રૂપાળી અને માનકુંવર હતી તે ઓરડામાં ગઈ. તેમને રડતી આંખે મળી ભેટી તથા પોતાના પતિની સારી સેવા કરવા શીખામણ આપી તે છુટી પડી. તેનાથી છુટી પડતાં રૂપાળી તથા માનકુંવરને પણ રડવું આવ્યું. તેમને જેમ તેમ શાંત કરી તે ત્યાંથી નીકળી ચાલી. શહેર બહાર નીકળી તેણે છેલ્લી નજર શહેર તરફ ફેરવી અને નિઃશ્વાસ નાંખી ત્યાંથી ચાલતી થઇ.

તેના ગયા પછી જે હસ્ત લેખો સુંદરી આપી ગઇ હતી તે શુરસિંહે વાંચવા માંડયા. સુંદરીની કથામાં જે અધુરૂં હતું-જે બાબત વિષે વારંવાર ગુંચવાતો હતો-કેટલીક નવી બાબતો જે વિષે તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો-તે બાબતો તેના જાણવામાં આવી.

## પ્રકરણ ૧૦૪.

### ખુલાસો.

ઠાકોર વીરસેનની પત્ની વીરમતી મરણ પામી તે વખતે પોતાની પુત્રી સુંદરીને પ્રતાપસિંહના હાથમાં સોંપી ગઈ હતી. પ્રતાપસિંહે તેને પોતાની પુત્રી પ્રમાણે પાળવા પોતાની બહેનને વચન આપ્યું હતું. સુંદરી તે વખતે નવ વરસની હતી. પ્રતાપસિંહે તેને પોતાના એક ઓળખીતા ગૃહસ્થને ત્યાં રાખી. તેનું નામ માયા રાખવામાં આવ્યું હતું તેજ નામે ત્યાં પણ તેને ઓળખતા હતા. આ નામથી તે મહાકાળીના પૂજારીઓના હાથમાંથી છટકી જાય એવું હતું. વીરસેનની પુત્રી માયા નામે ઓળખાય છે એવો તેમને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે.

સુંદરી તેર વરસની થઈ તે વખતે તેને એક જોગણશાળામાં મૂકવામાં આવી. તે જોગણોની વડી ઘણી પવિત્ર સ્ત્રી કહેવાતી હતી. પ્રતાપસિંહે પણ તેને વિષે ઘણી સારી વાતો સાંભળી હતી, તેથી તેના હાથમાં પોતાની ભાણે-

જને તેણે સોંપી. બહારથી તે પવિત્ર દેખાતી જોગણ અંદરખાનેથી મહા બુરી હતી. મહાકાળીની તે ચુસ્ત ભક્ત હતી.

ગુરૂસ્વામી આ તરફનો રહેવાશી હતો તેથી તે વારંવાર તે મઠમાં આવતો. મહાકાળીના મંડળનો તે વડો હતો, અને એ મંડળવાળો એક બીજાની ઉપર ચોકી રાખતો. તેમનો એ સરદાર હતો. સુંદરી મઠમાં આવી તે પછી થોડે દિવસે ગુરૂસ્વામી ત્યાં આવ્યો. સુંદરીની સુંદરતાથી તે મોહિત થયો. ગમે તેમ કરી તેને પોતાના હાથમાં લેવા વિચાર કર્યો. સુંદરી તે વખતે કાંઈક અણુસમજુ હતી. ગુરૂસ્વામીએ પવિત્રતાનું ડોળ ઘાલી તેની પાસેથી તેનો આગલો ઇતિહાસ બધો જાણી લીધો. જે મહાકાળીને નામે સુંદરી બીહતી હતી, તેજ મહાકાળીના મંડળના એક વડાને તેણે પોતાનો બધો હાલ કહ્યો.

ગુરૂસ્વામીએ તે વાતથી ઠાકોર વસંતસેનને જાણીતો ન કર્યો. તેણે વિચાર કર્યો કે, જો ઠાકોરને તે વાત માલમ પડશે તો તે સુંદરીને ગમે તેમ મેળવી લઇ મહાકાળીના મંડળને ફાયદાકારક તેનો ઉપયોગ કરશે. તે તેને કોઈ મોટા ઠાકોર સાથે પરણાવી તેને મંડળમાં દાખલ કરશે અથવા તો તે પોતે તેની ઉપર મોહી પડી તેની સાથે પરણશે અથવા તો તેને પોતાના જનાનામાં મોકલી આપશે, નહિ તો પોતાના કુંવર જોરાવરસિંહ સાથે પરણાવશે. પણ આમ થાય તેથી ગુરૂસ્વામીનું કામ સરે તેમ ન હતું, તેથી તેણે તે વાત પોતાનાજ મનમાં રાખી. જેમ જેમ દિવસો વહેતા ગયા તેમ તેમ ગુરૂસ્વામીની ખાત્રી થતી ગઈ કે, આ સુંદરીને ડગાવવી એ મુશ્કેલ કામ છે. તે ડગે તેવી નથી. નીતિનો રસ્તો છોડી તે અનીતિને રસ્તે જાય તેવી નથી. આ મઠની વડી જોગણ ગુરૂસ્વામીને મળતી હતી. તેની મદદથી સુંદરીને ત્યાંથી સફેદ મેહેલમાં લઈ જવામાં ગુરૂસ્વામી ફતેહ પામ્યો.

સફેદ મેહેલ જોઇ સુંદરી આનંદ પામી. મઠના કંગાલ દેખાવથી તે કંટાળી ગઈ હતી. ઠકરાણી વીજકુંવરે તેની તરફ માયા બતાવી. તે મેહેલમાં બનતા બનાવથી સુંદરી પ્રથમ તો તદન અજાણી રહી પણ વીજકુંવરે ધીમે ધીમે તેની ઉપર પોતાનું કુટણીપણું ચલાવવા માંડયું. સુંદરી તેને પહેલાં તો સારી શીખામણ સમજવા લાગી. ધીમે ધીમે ઠકરાણી સંસાર સુખ ઉપર આવતી ગઈ. જેમ જેમ સુંદરી પાસે તે સ્વર્ગ જેવા વૈભવના સુખનું વર્ણન કરવા લાગી તેમ તેમ સુંદરીનું મન તે તરફ ખેંચાતું ગયું. એક દિવસે બરોબાર લાગ સાંધીને ઠકરાણી તેને જ્યાં “ મધરાતનો રૂપેરી ઘંટ ” વાગતો હતો ત્યાં લઇ ગઈ.

સુંદરી આ જોઇ આનંદ પામી. સુંદર સ્ત્રીઓ અને જુવાન ભપકાદાર

પુરુષોને જોઈ આનંદ પામી. પણ એટલામાં ઠકરાણી તેને ત્યાંથી એક નાના ઓરડામાં લઇ ગઇ, ત્યાં ઝાંખો દીવો બળતો હતો. ત્યાંનો ભયંકર દેખાવ જોઇને તે બાળા ભયભીત થઈ. જે ઓરડામાંથી પોતે આવી હતી તેની સાથે તે કંગાલ ઓરડાની સરખામણી કરવા લાગી. વળી એટલામાં એક ચીજની ઉપર નજર પડતાં તે ભીંતને ટેકવીને ઉભી રહી. તેની સામે માણસનાં બે હાડપીંજરો હતાં. તેમના હાથ સુંદરી તરફ લંબાવેલા હતા! સુંદરીએ થોડી સાવધ થઇ ઠકરાણીના ચહેરા તરફ જોયું તો તેનો ચહેરો આ વખત ફરી ગયલો હતો. તેના હાથમાં એક તીણું ખંજર હતું. સુંદરીની છાતી આગળ તે ખંજર રાખીને ઠકરાણી બોલી—"હું જેવા સોગન ખવરાવું તેવા સોગન ખા, નહિ તો આ બે હાડપીંજર જેવું તારૂં ત્રીજું હાડપીંજર કરવા માટે હું તારો જીવ લઇશ!" સુંદરી ભયભીત થઈ ગઇ. જે રીતે ઠકરાણીએ તેને સોગન ખવરાવ્યા તે રીતે તેણે સોગન ખાધા. એ સોગન ખવરાવવાની મતલબ એટલીજ હતી કે, જ્યાં સુધી ઠકરાણી વીજકુંવર જીવતી હતી ત્યાં સુધી તેને વિષે બહાર કોઈ બુરૂં ન બોલે. તેના મોત પછી તેણે પોતાના આપેલા સોગનમાંથી દરેકને છુટા રાખ્યા હતા. મોત પછી પોતાનું સારૂં અથવા માઠું બોલાય તેની તેને દરકાર ન હતી.

તેને સોગન આપ્યા પછી ઠકરાણી તેને બીજા ઓરડામાં લઈ ગઈ. ત્યાં ખાવાપીવાની જણુશો તૈયાર હતી. એક કુજામાંથી કાંઈ પ્રવાહી પદાર્થ સોનાના પ્યાલામાં રેડી સુંદરીને તે આપી, પી જવા કહ્યું. સુંદરી તે પી ગઈ. તેજ પળે તેના શરીરમાં ફેરફાર થવા માંડયો. તેના ફીક્કા પડી ગયલા ચહેરા ઉપર પાછી રતાશ ચઢી આવી. તેની નીકળી ગયલી શક્તિ પાછી આવી. પછી તેને લઇને ઠકરાણી પાછી પેલા દિવાનખાનામાં આવી.

ઠકરાણી વીજકુંવર મહાકાળીના મંડળની એક ઉપરી હતી. તે નીચ મંડળના નીચ સભાસદો જેમ બને તેમ પોતાના મંડળમાં વધારો કરવા માગતા હતા. તેમાં સ્ત્રી જાતને પોતાના મંડળમાં ઉમેરવાને તેઓ વધારે ખુશી હતા એક સ્ત્રી જો તે મંડળ સાથે જોડાયલી હોય તો તે પોતાના પતિ તથા કુટુંબના બીજા માણસોને મંડળ સાથે જોડાવાને ઉશ્કેરે. મંડળના આગેવાનોએ તે માટે ઠેકઠેકાણે મકાનો રાખેલાં હતાં, અને તે મકાનોમાં [illegible] ખાનદાનની કેટલીક સ્ત્રીઓને મંડળમાં વધારો કરવા માટે રાખેલી હતી. તેઓ કુટણીઓનું કામ સારતી હતી. કુમારિકાઓ અને જુવાન સ્ત્રીઓને ફોસલાવી લાવી તે મકાનમાં તેઓ લાવતી અને આગેવાનો તેમને નીતિ ભંગ કરતા. આ નીતિભંગ થયલી સ્ત્રીઓ તે પછી મંડળના આગેવાનોના હાથમાં રમકડા

જેવી થઇ પડતી, અને તેઓને મંડળના ધારાથી જાણીતી કરી તેમની મારફતે મંડળમાં બીજા લોકોનો વધારો કરાવતા.

ઠકરાણી વીજકુંવર પણ એવી રીતે પ્રથમ તેમના હાથમાં ફસી પડી હતી, પણ તે છકેલી હતી તેથી તેને તે કામ સારૂં લાગ્યું. પોતાના પતિના મરણ પછી તેણે સફેદ મહેલ બંધાવવો શરૂ કર્યો. તેમાં ધીમે ધીમે નાવારસ અને નિરાધાર સ્ત્રીઓને દાખલ કરી તેમને અનીતિને માર્ગે તેણે ઉતારી. પોતાના ડુંગરી કિલ્લામાં તેણે તેટલાજ પુરૂષો રાખ્યા તેમને પણ પોતાને વશ કીધા. કિલ્લાના માણસોનો ગુરૂસ્વામી ઉપરી હતો. આ કિલ્લા અને સફેદ મહેલની વચ્ચે એક ભોંયરૂં હતું. જે વખતે સફેદ મહેલ બંધાઇ તૈયાર થયો તે વખતે ઠકરાણીએ બીજાઓને રજા આપી, પેલા ત્રણ મુકુંદ ભાઇઓને ત્યાં કામે રાખ્યા હતા. આ ત્રણ ભાઇઓની મદદથી તેણે આ ભોંયરૂં બાંધ્યું. કિલ્લામાંના ભોંયરા સાથે તેને જોડી દેવામાં આવ્યું. કામ થઈ રહ્યા પછી જો આ ત્રણ મજુર ભાઈઓને રજા આપે તો તેઓ શા કામે રોકાયા હતા તે જઇને કોઇને કહી દે, એવી બીકે તેમને મહાકાળીના ભકતોના હાથમાં ઠકરાણીએ શોંપી દીધા. તેઓને ભોગ થવા માટે લઈ ગયા, પણ ત્યાંના જલ્લાદો મરણ પામવાથી તેમને તે કામ ઉપર રાખવામાં આવ્યા. તે પછી કેટલેક વખતે તે નીચ ઠકરાણીને પોતાને ભોગ થવા વખત આવ્યો!

ભોંયરૂં બંધાઇ તૈયાર થયા પછી કિલ્લામાંથી મહેલમાં આવ જા થવા માંડી. ઠકરાણીએ તેમને તેમની જોડીઓ બાંધી આપી. એક બીજાનાં મન થોડા વખતમાં તેણે મેળવી દીધાં.

વારંવાર તે મહેલમાં બહારના લોકોને દાખલ કરવામાં આવતા હતા. સુંદર જુવાનોને શોધી કાઢવા માટે ચંપા ડોસી જેવાં માણસો ફરતાં હતાં. બળભદ્ર અને માનસિંહને જેવી રીતે સોગન આપીને ત્યાં લાવવામાં આવ્યા હતા તે પ્રમાણે બીજાઓને ત્યાં લાવવામાં આવતા હતા. તે બહારના આવનાર માંહેલો કોઈ પણ જો ઠકરાણીને રસ્તામાં મળી જતો તો ઠકરાણી તદન અજાણી હોવાનું ડોળ ઘાલતી અને તેમાં તે ફાવી જતી.

મહેલ અને કિલ્લામાં રહેલાં સ્ત્રી પુરૂષોને ત્યાંથી બહાર નીકળવા હુકમ ન હતો. તેઓ કેદી જેવાં હતાં. તેમની સાથે ત્યાંના નોકરો પણ કેદીઓ જેવાજ હતા. માત્ર નોકર વર્ગમાં મહાકાળીના ભકતો હતા તેઓજ છુટા હતા. તેમને આવવા જવાની છુટ હતી. પેલો ચંદન નોકર મહાકાળી વિષે કાંઈ જાણતો ન હતો. તે એ બાબતથી તદન અજાણ્યો હતો. દિવાનખાનામાં મેલા મેળાવડાથી તે જાણીતો હતો. પોતાના માણસો બળભદ્ર અને માનસિંહને

વિષે સરદાર રામસિંહના નામે છુપાયલા મહારાણા શુરસિંહે જ્યારે તેને પૂછ્યું ત્યારે તેના જવાબો તે ન આપી શકયો તેનું એજ કારણ હતું.

જ્યારે કોઇ સ્ત્રીને ગર્ભ રહે ત્યારે તેના આશક સાથે તેનાં લગ્ન કરી આપવામાં આવતાં હતાં. લગ્ન વખતે તેમનો આખો જન્મારો સુખમાં જાય એવી ભેટો આપવામાં આવતી હતી. તેઓ લગ્ન કર્યા પછી ત્યાંથી દૂર દેશાવર જતાં રહેતાં હતાં અને ત્યાં આબરૂ દરકારથી રહેતાં હતાં. આ પ્રમાણે આ લોકો સદ્‌ગુણી અને નીતિવાન બની જતાં હતાં.

તે મહેલ વિષે આટલો ખુલાસો કર્યા પછી આપણે આપણી વાત આગળ ચલાવીએ. સુંદરીને લઇને ઠકરાણી દિવાનખાનામાં પાછી આવી પણ ત્યાંના લોકો વિષે સુંદરીને કાંઈ વહેમ ન ઉપજ્યો, પણ એક નવો બનાવ જોતાં તે આશ્ચર્ય પામી. પેલો ગુરૂસ્વામી તે દિવાનખાનામાં હાજર હતો, તે સુંદરીને જોઇને તેની પાસે આવ્યો. જે હાલતમાં ગુરૂસ્વામીને પ્રથમ તેણે દીઠો હતો તે હાલતમાં તે ન હતો. તે હતો તો ગુરૂસ્વામીજ ! પણ એટલો તો ફેરવાઈ ગયો હતો કે, બારીકીથી જોયા વગર તે ઓળખાયજ નહિ. તેણે પોતાનો સાધુ તરીકેનો પોશાક ઉતારી નાંખ્યો હતો, તેના માથા ઉપર જટા નહતી, તેના પગમાં લાકડાની ખડા ન હતી. તેણે સુંદર પોશાક પહેર્યો હતો. માથે ભપકાદાર ફેંટો બાંધ્યો. પગમાં જરીના ભરેલા જોડા પહેરેલા હતા. તેનો ચહેરો અતિ સુંદર દેખાતો હતો. સુંદરી આશ્ચર્ય પામીને તેની તરફ જોઈ રહી.

ઠકરાણી વીજકુંવરે સુંદરી આગળ આટલી બધી વાતો કીધી હતી છતાં સુંદરીનું મન વ્યભિચાર તરફ વળેલું ન હતું. પોતાની નીતિ ભંગ કરવાની તેના મનમાં જરા પણ ઈચ્છા થઈ ન હતી. ગુરૂસ્વામીથી થોડે દૂર તે તે ખસીને ઉભી. ગુરૂસ્વામીએ તેનો હાથ પકડવા માગ્યો, પણ તેણે તેને ધિક્કારી કાઢયો. ગુરૂસ્વામીએ તેને સમજાવવા માંડી, પણ તેણે તેની તરફ ધ્યાન ન આપ્યું, પોતાનું કાંઈ વળવાનું નથી એવી જ્યારે ગુરૂસ્વામીની ખાત્રી થઇ ત્યારે તે બોલ્યો—" સુંદરી, તું તારા મનમાં એમ સમજતી હશે કે, અહીં તું સલામત છે, પણ તેમાં તારી ભૂલ છે. મહાકાળીના મંડળનું આ એક મથક છે. આટલા શબ્દો સાંભળતાંજ સુંદરી બેશુદ્ધ થઇ પડી. આ તકનો લાભ લઈ ગુરૂસ્વામીએ થોડા કલાક બેભાની લાવનારી દવા તેને પીવરાવી દીધી. જ્યારે સુંદરી સવારનો જાગી ત્યારે તે પોતાના ઓરડામાં સૂતી હતી—તેની બાજુમાં ગુરૂસ્વામી સૂતો હતો. તેની નીતિ જોર જુલમથી ભંગ કરવામાં આવી હતી!

પણ સુંદરીએ તેને જોઈ બૂમ ન પાડી. આ થોડા દિવસમાં તેને થોડી ઘણી સમજણ આવી હતી. ગુરૂસ્વામીની સામે થઈ, મહાકાળીને ભોગ આપ-

વાને બદલે તેને મળતી થઈ તેની ઉપર વેર લેવા તેણે વિચાર કર્યો. તેણે ગુરૂસ્વામી ઉપર બહારથી પ્રેમ દેખાડવા માંડયો. ગુરૂસ્વામી જેવો ચતુર પણ આ કુમારિકાથી છેતરાઇ ગયો. આ પ્રમાણે થોડા દિવસમાંજ તેને ત્યાંથી નાશી જવાની તક મળી.

સફેદ મહેલમાંથી નીકળેલી સુંદરી પોતાના મામા પ્રતાપસિંહની આગળ ગઇ. સરદાર બહાદુર પ્રતાપસિંહ આ વખતે રાજા શુરસિંહના લશ્કરનો સેનાપતિ હતો. સાધુના પોશાકમાં સંતાયલા એક લુચ્ચાએ તેની આબરૂ લીધી, વગેરે કેટલીક વાતો તેણે તેની પાસે કહી સંભળાવી. પોતાની રડતી ભાણેજને મોઢેથી આ ન ધારેલો બનાવ સાંભળી પ્રતાપસિંહ દુઃખી થયો. સુંદરીને પેલા ભયંકર સોગન યાદ આવ્યા. તે તોડી ન શકાય એવા હતા. પ્રતાપસિંહે તેની તરફથી વેર લેવા સોગન ખાધા. સુંદરીની આબરૂ લેનાર કોણ તથા કયે ઠેકાણે લીધી એ વિષે પ્રતાપસિંહે તેને પૂછયું. પોતાના મામાને ન આપવા જેવી ખબર તેણે આપી તેથી તેને હવે પશ્ચાતાપ થયો. સફેદ મહેલ તો તે બતાવી શકેજ નહિ. જો પેલા મઠનું નામ લે તો ત્યાં તે ન હતી એવી ખબર મળી શકે. પણ ઠકરાણી વીજકુંવરને ત્યાં રહીને ઠગાઈ કેમ કરવી તે સુંદરી શીખી હતી. તેણે તુરત નવી વાત જોડી કાઢીને તેને કહ્યું કે પેલા મઠની જીંદગીથી હુ કંટાળી ગઈ હતી અને ત્યાંથી નાશીને તમારી પાસે આવતી હતી. એટલામાં રસ્તામાં એક જોગી મળ્યો. તેણે મને પટાવી ફોસલાવીને મારી બધી વાત જાણી લીધી અને પછી પોતે મહાકાળીના મંડળને લગતો છે એવું તેણે જાહેર કર્યું. આ સાંભળી મારી શુદ્ધિ બધી જતી રહી. તે તકનો લાભ લઇ તેણે મારી આબરૂ લુંટી.

આ સાંભળી અતિ ઉશ્કેરાઈ જઇને પ્રતાપસિંહ બોલ્યો–" બસ, બસ! હવે મારે વધારે સાંભળવું નથી! મારા મનમાં જે વિચાર ઘણા દિવસ થયા ઘુમે છે તે બહાર કાઢવા હવે અવકાશ મળશે. પણ દીકરી, મારા જે મિત્રને ત્યાં તું પહેલાં રહી હતી તેને ત્યાં પાછી જઇને તારે રહેવું પડશે. એ મારો મિત્ર પરગજુ છે. જે બે છોકરીઓને એણે પાળીને મોટી કીધી છે તેઓ પણ ઉચ્ચ ખાનદાનની છે. તેઓ તારા બાપના વેરી ઠાકોર માધવસિંહની પુત્રીઓ છે. એ બેઉ છોકરીઓ તારી સખીઓ થઇને રહેશે."

સુંદરી બોલી–"મામા, મને તમારી પાસેજ રાખો. મહાકાળીના ભક્તોનું એટલું બધું જોર છે કે, તે ઠેકાણેથી મને તેઓ ઉચકી જશે. ત્યાં મારો બચાવ થનાર નથી."

થોડી પળ વિચાર કર્યા પછી પ્રતાપસિંહ બોલ્યો–" સુંદરી, હું જાતે

તેવો બળવાન છું, રાજ દરબારમાં મારી ગમે એટલી વગ છે છતાં તારા છુપા શત્રુઓથી તારૂં રક્ષણ હું કરી શકતો નથી. તું અહીંથી છુપા વેશમાં જઇને તારી પેલી બેઉ સખીઓ કુંવરી રૂપાળી અને માનકુંવરને મળીને તેમની સાથે કોઈ બીજે ઠેકાણે રહે."

સુંદરી ત્યાંથી છુપે વેશે ગઈ. પછી પ્રતાપસિંહે સ્વરાજ્ય માટે લડાઇ ઉભી કરવા પોતાના મળતીઆઓને સાધવા માંડ્યા. તેનું પરિણામ શું નીપજ્યું તે આપણે જોઇ ગયા.

વખત વહી ગયો. સુંદરી દેશના એક એકાંત ભાગમાં રહેતી હતી. તે ઠેકાણે તેને એક બુઢ્ઢી ડોસી સાથે ઓળખાણ થઈ. તે ડોસી જંગલમાં ફરનાર હતી. તે વનસ્પતિના ગુણ દોષ જાણતી હતી. તેણે એક ઝાડનો રસ કાઢી તે જો શરીરે લગાડે તો શરીર કાળું થઈ જાય, અને નહાતાં અથવા આંખમાંથી આંસુ પડતાં તે નીકળી ન શકે એવો રંગ લાગી જાય. તે રંગ જો કાઢી નાંખવાની ઈચ્છા હોય તો તેજ ઝાડના મૂળને પાણીમાં ઉકાળી તેથી નહાતાં અથવા તો લોહીથી નહાતાં રંગ નીકળી પાછી સફેદ ચામડી થઈ જાય. સુંદરીએ આ બધી અજમાશ કરી જોઈ. તે બરાબર ઉતરી. સુંદરીએ પોતે શરીર કાળું કર્યું. તે સાથે પોતાના પોશાકમાં પણ થોડો ફેરફાર કર્યો. તે સાથે પોતાનું નામ બદલીને કાળરાત્રી નામ પાડ્યું. આ છુપા વેશ અને છુપા નામથી તેને કોઈ ઓળખી કાઢે એવું ન હતું.

આટલા વખતમાં પ્રતાપસિંહ પોતાની ધારણામાં ઘણોજ આગળ વધી ગયો. રાજા સુરસિંહ માંદો પડયો. ગુરૂસ્વામી આ વખત રાયપુરમાં હતો. રાજાને તેની ઉપર ઘણોજ વિશ્વાસ હતો. પોતાની દીકરી સુંદરમતી તથા ખજાનાને ગુરૂસ્વામીના હાથમાં સોંપી રાજા મરણ પામ્યો. નીચ ગુરૂસ્વામી રાજકુમારીને બચાવની જગાનું નામ દઇને સફેદ મહેલમાં લઈ ગયો. ત્યાં જેવી ઠગાઇ તેણે સુંદરી સાથે કીધી હતી તેવીજ ઠગાઇ તેણે રાજકુમારી સાથે કીધી.

જે વખતે માળવાનો શુરસિંહ, સરદાર રામસિંહને છુપે નામે રાજકુમારીને મળવા ગયો, તે વખતે મધરાતના રૂપેરી ઘંટની રાજકુમારીને ધાસ્તી આપીને ગુરૂસ્વામીએ તેને દાબમાં રાખવા કર્યું હતું તે વાંચનાર ભૂલી ગયા ન હશે. તેનું કારણ એજ હતું.

હવે આપણે સુંદરી તરફ ફરીએ. પોતાનો દેખાવ બદલી નાંખીને સુંદરી પોતાના મામાની છાવણી તરફ આવી. પ્રતાપસિંહ આ વખતે રાયપુરથી થોડે દૂર પોતાની છાવણી નાંખીને પડયો હતો. કાળરાત્રીના નામ અને દેખાવથી

પ્રતાપસિંહના માણસોમાં ઘણી અસર થઈ. તે કાંઈ જાદુ જાણે છે અને આપણી ફતેહ થશે માટે તે આવી છે એવી વાતો તેમનામાં ચાલવા માંડી. કાળરાત્રી પોતાની રૂડી ચાલગી તે બધાની માનીતી થઇ પડી. પ્રતાપસિંહે પણ તે વાતો તેમજ ચાલવા દીધી.

પણ સુંદરીના મનમાં વાત ખટકી રહી હતી. તે થોડા દિવસ મઠમાં રહી આવી હતી. પોતે જોગણુ થવા વચન આપ્યું હતું. જો આ વચનમાંથી તે છુટી થાય તો તેને સંતોષ વળે. તે વાત તેણે પોતાના મામાને કહી. થોડી વાર વિચાર કર્યા પછી તેના મામાએ તે વિષે બનતી તજવીજ કરવા તેને કહ્યું. થોડા દિવસ પછી કુંવરી રૂપાળીને પેલી જોગણુ શાળાની વડી આગળ મોકલવામાં આવી. જોગણુ તેને મળી. સુંદરીને તેના પણમાંથી છુટી કરવા તે કબૂલ થઈ. આ વડી જોગણુ મહાકાળીના મંડળને લગતી હતી. ગુરૂસ્વામી સાથે મળેલી હતી. મઠમાંથી કાઢીને સફેદ મહેલમાં સુંદરીને લઈ જવામાં તેણે મદદ કીધી હતી. પણ આ બધી બાબતોથી સુંદરી અજાણી હતી. ગુરૂસ્વામી સુંદરીને પાછી મેળવવા માંગતો હતો, તે વાત તે જોગણુ જાણુતી હતી. પ્રતાપસિંહના હુકમથી એક દિવસ ઠરાવવામાં આવ્યો અને છાવણી નજીકના પેલા મંદિરમાં જોગી જોગણો એકઠાં મળ્યાં. ત્યાં શુરસિંહ ( રામસિંહ ) આવી ચઢયો. જે વખતે દીવા એકદમ ઓલવાઈ ગયા તે વખતે પેલા બે જોગીઓએ પ્રતાપસિંહને પાછળથી ફટકો માર્યો. ગુરૂસ્વામીએ સુંદરીને પકડી. પણ તેના હાથમાંથી રામસિંહે તેને કેવી રીતે છોડવી તે આપણે આગળ વાંચી ગયા છીએ.

રજપૂતાનામાં નોકરી વખને પ્રતાપસિંહે શુરસિંહને જોયો હતો, તેથી જે વખતે તે તેની છાવણીમાં આવ્યો તે વખતે તેણે તેને ઓળખ્યો. શુરસિંહ ઉદાર દિલનો વીર હતો એમ પ્રતાપસિંહ જાણુતો હતો અને તેથી તેને છત્રીશગઢમાં ફરવાને સહેલાઇ થાય એમ ધારી પોતાની ખાસ વીંટી તેને આપી. આ વીંટીને પ્રતાપસિંહનો દરેક માણુસ ઓળખતો હતો. છત્રીશગઢના ઘણુાખરા ભાગમાં પ્રતાપસિંહની આ વખતે સત્તા ચાલતી હતી.

શુરસિંહની છુપી વાત સુંદરીએ પોતાના મામાને મોઢેથી સાંભળી લીધી, અને તે ઉપરથી તેને રાયપુરમાં મળવાને કબૂલ થઇ. એક વખત સુંદરી તરીકે અને બીજી વખત કાળરાત્રી તરીકે તેને મળી. કાળરાત્રી તરીકે તેણે શુરસિંહનું દીલ જીતી લીધું. સુંદરી તરીકે જ્યારે તે તેને મળી ત્યારેજ તેની ખાત્રી થઇ હતી કે, શુરસિંહ તેને ચહાતો હતો. આ ખાત્રી થતાં તે તેને ત્યાંજ વિચારમાં રાખી જતી રહી. તેણે વધારે ઠગાઈ ચલાવવા વિચાર કર્યો.

આ વખતે પ્રતાપસિંહના મનમાં પણ થોડી ઠગાઈ કરવાનો વિચાર થયો

હતો. છત્રીશગઢ દેશનું રાજ્ય મેળવવામાં તેને માળવાની હરકત હતી. માળ-વાનો શુરસિંહ તે વખતે વીર કહેવાતો હતો. આ વીરને પ્રતાપસિંહ વશ કરવા માગતો હતો. જો શુરસિંહ છત્રીશગઢની તરફ ન જુએ તો પ્રતાપસિંહ પોતાના મનની ઉમેદ પાર પાડી શકે.

શુરસિંહ આ વખત છત્રીશગઢમાં આવ્યો હતો. તે તેને કેદ કરી શકત, પણ આ બેઉ દેશો વચ્ચે હાલ મિત્રાચારી ચાલતી હતી તેથી શુરસિંહના શરીરને હાથ લગાડવું એ તેને ન્યાયની રીતથી ઉલટું જણાયું. પોતાની ભાણેજ ઉપર તે મોહિત છે એવી તેની ખાત્રી થઈ. સુંદરી તેની સાથે પરણે તો તેમાં તે ખુશી હતો. પ્રતાપસિંહે જ્યારે સુંદરી પાસે પોતાના મનની વાત કહી ત્યારે તે આનંદ પામી. તે રજપૂત વિષે પોતાની મરજી બતાવ્યા પછી પ્રતાપ-સિંહે કહ્યું—"આ નામદાર મારા હાથમાં આવે એવી મેં એક યુક્તિ કીધી છે. એ યુક્તિથી તારા તેમજ મારા પોતાના લાભની સરતો હું તેની પાસે કરાવી લઈશ."

સુંદરી બોલી—"મામા, તમે શી યુક્તિ ધારી છે તે મને કહો. આ નામદારને હું મારા જીવ કરતાં વધારે ચાહું છું!"

પ્રતાપસિંહ બોલ્યો—"સાંભળ, જે દિવસે આપણી જંગલમાંની છાવ-ણીમાં તે નામદાર મહારાજા આવ્યો તે વખતે તારી સુંદરતાથી તે છક થઈ ગયો હતો. મારા જોવામાં આવ્યું હતું કે તેમાં તારા આ નવા ધારણ કરેલા "કાળરાત્રી" નામથી તેના ઉપર વધારે અસર થઈ હતી. હવે એને તું કોઈ રીતે વશ કર કે, એ આપણી સાથે સરતો કરવા કબૂલ થાય."

સુંદરી બોલી—"ઠીક છે, હું તેમ કરીશ" આમ કહી થોડીવાર પછી તેણે બધી યુક્તિ ગોઠવી મૂકી. તેજ દિવસે તે રાજબાગમાં કાળરાત્રીના પોશા-કમાં શુરસિંહને મળવા ગઈ. પોતાની મીઠી જીભ અને કટાક્ષથી તેણે શુર-સિંહના મન ઉપર ઘણી અસર કીધી. એટલામાં વખત સાંધીને પ્રતાપસિંહ ત્યાં સંતાઇ રહ્યો હતો તેણે બૂમ પાડી—"કાળની પુત્રી! તારો વખત પાસે આવ્યો છે!"

તે પછી આઠ દિવસ પછી ફરીથી કાળરાત્રી અને શુરસિંહ વચ્ચે મુલા-કાત થઇ. ઠાકોર વીરસેનની વાત થોડા ફેરફાર સાથે તેને કહી સંભળાવી. આ વાતથી શુરસિંહના મન ઉપર ઘણી અસર થઇ.

કાળરાત્રીના પોશાકમાં આવીને તે તેની મિત્રાચારી માગતી, અને સુંદરીના પોશાકમાં તેનો પ્યાર મેળવવા તે કોશેશ કરતી. કાળરાત્રી તરીકે તેનું શરીર કોઇ દિવસ જાહેર થઈ જવાની તેને ધાસ્તી હતી, પણ તેમાં તે

નાશીપાશ થઇ. કાળરાત્રી તરીકે તેણે તેને પોતાનો મદદગાર થવા કબૂલ કરાવ્યું. સુંદરી આગળ તેણે કાળરાત્રી ઉપરનો પોતાનો પ્રેમ જાહેર કર્યો હતો. સુંદરી તરીકે તેણે પેલા મઠમાં આવેલા ઉભા કરેલા સ્વપ્નની વાત તેને કહી સંભળાવી, પણ તે સ્વપ્નની વાતથી શુરસિંહના મન ઉપર અસર ન થઈ. સુંદરી તરીકે પોતાને શુરસિંહ ચહાતો ન હતો, પણ કાળરાત્રી તરીકે ચહાતો હતો જાણી તેને સંતોષ થયો.

આ પછી મધરાતના પેલા મેદાનમાં બખતરવાળા યોદ્ધા સાથે શુરસિંહને લડાઈ થઈ. તે યોધ્ધો પ્રતાપસિંહ પોતે હતો. તેણે શુરસિંહ સાથે જે સરતો કીધી તે પોતાને તથા પોતાની ભાણેજના ફાયદાની હતી. પહેલી સરત રાયપુર છોડીને જતા રહેવાની તથા ચોથી સરત છત્રીશગઢના કામકાજની વચ્ચે એક વરસ સુધી ન પડવાની હતી આમ થવાથી એક વરસની અંદર પ્રતાપસિંહ પોતાની મતલબ પાર પાડી શકે એવું હતું. બીજી સરત કાળરાત્રી સાથે ન મળવાની તથા ત્રીજી સરત સુંદરીને પોતાની સાથે ઉજ્જન લઇ જવાની હતી. ઉજ્જન ગયા પછી સુંદરી તેનો પ્યાર મેળવવાની કોશેશ કરત, પણ જો તેમ ન થાત તો આખરે નાચારીએ કાળરાત્રીનો પોશાક પહેરવાની તેને ફરજ પડત.

કાળરાત્રી તરીકે શુરસિંહની તેના ધારવા પ્રમાણે છેલ્લી મુલાકાત લેવા તે તેના મકાનમાં આવી. અહીં આવવાની તેની મતલબ સુંદરી તરીકે બીજે દિને નદી કિનારે શુરસિંહને મુલાકાત આપવાની હતી. ત્યાં તેઓ મળ્યાં. તે વખતે ચંપા ડોશીનું ખુન સુંદરીને હાથે થયું. નામદાર મહારાજાએ તે જોયું અને તેથી સુંદરી વિષેનો સારો વિચાર તેના મનમાંથી નીકળી ગયો એ પણ સુંદરીના જોવામાં આવ્યું. પણ સુંદરીએ જ્યારે જણાવ્યું કે, તે ખુન તેના પોતાના બચાવમાં તેણે કર્યું હતું ત્યારે તે માળવી મહારાજાના મનમાંથી થોડી દલગીરી દૂર થયલી તેને જણાઇ. જ્યારે તે દરવાજા બહાર શુરસિંહને મળી તે વખતે તેણે સારી રીતે બોલાવી એટલે તેના મનમાં ફરીથી આશા ઉત્પન્ન થઇ.

જે વખતે સફેદ મહેલ આગળથી તેઓ જતાં હતાં તે વખતે રામસિંહે તેને કહ્યું કે, તે ત્યાં જઈ આવ્યો હતો ત્યારે સુંદરી ગભરાઇ ગઈ હતી. પણ પોતાને વિષે તે કાંઈ ન બોલ્યો તેથી તેને ધીરજ આવી. એટલામાં તેની નજરે પેલો ચંદન પડયો. સુંદરી જે વખતે સફેદ મહેલમાં રહેતી હતી તે વખતે આ જુવાન તેની ઉપર મોહી પડયો હતો. ચંદને પોતાના મનની ઇચ્છા તેની પાસે જાહેર કીધી હતી, પણ સુંદરીએ તેને ધિક્કારી કાઢયો હતો. તે પછી

થોડે વખતે તે ત્યાંથી નાશી છુટી હતી. તેના નાશી ગયા પછી ચંદન ત્યાંથી ફંટાળવા લાગ્યો. તેણે પણ નાશી છુટવાની તક શોધવા માંડી. સુંદરી ઉપર વેર લેવા તેના મનમાં ઇચ્છા થતી હતી. આખરે શુરસિંહ ત્યાં આવ્યો અને તેની સાથે નાશી જવાની તેને તક મળી. આથી સુંદરી સાથે તેનો ફરીથી મેળાપ થયો.

સુંદરી શુરસિંહને ચહાતી હતી, તેમાં ચંદને તેને ધમકી આપી તેની આગલી ચાલ વિષે તેને જાણીતો કરવા કહ્યું. સુંદરીને ગુસ્સો ચઢયો, અને તેણે તે ગરીબ બાપડાનું ખુન કીધું. પણ અરે! તે ખુન કરતાં તેને શુરસિંહે દીઠી ત્યારે તે કેટલી દલગીર થઇ હશે? સુંદરી તરીકે તેનો પ્યાર મેળવવાની આશા તેણે હવે છોડી દીધી. પછી તે પોતે કાયદાને શરણ થઈ અને ત્યાંથી કાળરાત્રીનો વેશ લઇ ચોકીદારોને ઠગીને તે નીકળી નાઠી.

તેજ રાતના તે પોતાના પ્રેમની મૂર્ત્તિ આગળ કાળરાત્રી તરીકે હાજર થઇ. તે પછી તે પેલા અજાણ્યાના ઓરડામાં દાખલ થઇ. ત્યાં તે કુમુદિનીને જોઈ આશ્ચર્ય પામી તેને શુરસિંહથી છુટી પાડવામાં તે ફતેહ પામી. તે પછી તેઓ વીરસેનના કિલ્લા આગળ આવી પહોંચ્યાં. કાળા કિલ્લાના આગળથી તેને જતાં બીક લાગી તેથી તેણે આ રસ્તો પસંદ કીધો પોતાની જન્મભૂમિ જોવાની તેને હોંશ થઇ.

તે કિલ્લાના મિનારા ઉપર ઉભી રહીને તે આગલા બનાવો યાદ કરતી હતી એટલામાં વૃદ્ધ એભલના આવવાથી તેને વળી નવી બીક ઉપજી. તે કોણ હતો તે તેને પૂછ્યું. પોતે તેને જે ધારતી હતી તેજ નીકળ્યો જોઇ તેની બીક વધી. તેણે ત્યાંથી જેમ બને તેમ જલદી જવા માગ્યું. શુરસિંહ તેની આવી ચાલથી મનમાં ગુંચવાવા લાગ્યો, પણ એટલામાં તે ગુરૂસ્વામીને હાથે જખમી થઇ. તેજ કિલ્લાના મિનારામાં થોડીવાર તેને રહેવાની ફરજ પડી. ત્યાં એભલને મોઢે વીરસેનની કથા શુરસિંહે સાંભળી. તેમાં અધુરો રહેલો ખુલાસો સુંદરી (કાળરાત્રી)ને મોઢે તે સાંભળતો હતો એટલામાં પ્રતાપસિંહના માણસો તેને પકડી લઇ ગયા. ઉદાર દીલના વીર પુરુષને પોતાની ભાણેજ પણ ખુની પુરવાર થયલી સાથે પરણવા ન દેવો એવો પ્રતાપસિંહે નિશ્ચય કર્યો અને તે નિશ્ચયપૂર્વક તેણે તેને પકડી મંગાવી. તેને દૂરના ભાગમાં ચોકી પહેરા વચ્ચે રાખવામાં આવી, પણ ત્યાંથી તે નાશી જવા પામી. પોતાના મામાએ પોતાનું બુરૂં કીધું તેથી તેની ઉપર વેર લેવા તેણે વિચાર કીધો. તે સંતાતી ભાગતી પ્રતાપસિંહની છાવણી આગળ આવી પહોંચી. જે દિવસે કાળાકિલ્લા સાથે છેલ્લી લડાઈ થઈ, જે દિવસે પ્રતાપસિંહ અને કુમુદિની એક બીજાને

પિતા પુત્રી તરીકે મળ્યાં તેજ દિવસે સુંદરી પ્રતાપસિંહના તંબુ આગળ આવીને સંતાઇ. પ્રતાપસિંહનું ખુન કરવાની ઈચ્છા રાખીને તે આવી હતી. જે વખતે કુમુદિની અને પ્રતાપસિંહ તંબુમાંથી બહાર નીકળ્યાં અને જ્યાં સુંદરી સંતાઇ રહી હતી ત્યાંથી જતાં હતાં, તે વખતે પોતાના મામાને મારી નાંખવા તે તૈયાર હતી, પણ તેની સાથે કોઈ છોકરીને જોઇને તે ચોંકી. બરોબર જોતાં તે કુમુદિની જણાઇ. તેમની થતી વાત ઉપરથી સુંદરી પામી ગઈ કે, તેઓ બાપ દીકરી હતાં! કુમુદિની પ્રતાપસિંહની પુત્રી છે જાણી તે આશ્ચર્ય પામી.

પણ આ નવા ખુલાસાથી સુંદરીને વધારે અદેખાઈ ઉપજી. કુમુદિની માળવાના શુરસિંહને ચહાતી હતી, તે વાત સુંદરી જાણતી હતી. અને હવે તે પ્રતાપસિંહની પુત્રી ઠરી તેથી શુરસિંહ જરૂર તેની સાથે લગ્ન કરશે એમ પણ તેની ખાત્રી થઈ. તેથી તેણે કુમુદિનીનો જીવ લેવા વિચાર કર્યો. આ વિચારથીજ તે કાળા કિલ્લાના ભોંયરામાં તેમની પાછળ ઉતરી હતી, પણ ઇશ્વરે કુમુદિનીને બચાવી લીધી. તેને બદલે જેની ઉપર સુંદરીને વેર લેવાનું હતું તેની ઉપરજ વેર લેવાયું. ગુરૂસ્વામી તે વખતે મહાકાળીની અંદરના સંચા તપાસતો હતો. સુંદરીનો વિચાર પ્રતાપ અને કુમુદિની ઉપરથી વેર લેવા નીકળી જઈ પોતાની આબરૂ લેનાર ઉપર વેર લેવા થયો. તેણે પોતાનું વેર લીધું.

તે પછી તે ફરીથી નાશી ગઈ, અને આખા રજપૂતાનામાં તે ફરી. તેણે શોકનો પોશાક પહેર્યો. તેના સાંભળવામાં માળવાના શુરસિંહ અને કુમુદિનીના લગ્નની વાત આવી. તે તેમને મળવા આવી. રડતી આંખે તે ત્યાંથી ગઇ. તેનું શું થયું હશે? તે કયાં ગઈ હશે?



## પ્રકરણ ૧૦૫.



### છેવટ.

હવે બાકી થોડુંજ રહ્યું છે. મહાકાળીના મંડળના નાશ થવાના સમાચાર સફેદ મહેલ અને ડુંગરી કિલ્લામાં પહોંચ્યા. તેમાં રહેનારાઓ આ સમાચાર સાંભળી નાશ ભાગમાં પડયા. જેઓ મહાકાળીના મંડળના ઓળખાઇ આવે એવા હતા તેઓ તે દેશ છોડીને નાશી ગયા અને બીજાઓ ખેડુતો અને મજુર વર્ગના તરીકે કામ કરવા રહ્યા.

ઠાકોર વસંતસેન પોતાના પુત્રના મરણ પછી અજારી પડયો. તે થોડા

વખત સુધી દુઃખે પીડાઇને પછી મરણ પામ્યો.

શુરસિંહ અને કુમુદિની પુત્ર પૌત્રાદિકનું સુખ ભોગવીને સ્વર્ગવાસી થયાં. તેઓ પોતાની પાછળ એક નાનું જેવું કુટુંબ મૂકી ગયાં. વૃદ્ધ એમકૃનાયક પણ લાંબી જીંદગી ગુજારવા પામ્યો. તેણે શુરસિંહના પુત્રોને રમાડી આનંદ લીધો. શુરસિંહ જે વખતે વીરસેનના કિલ્લામાં આજારી પડયો હતો તે વખતને તે વારંવાર યાદ કરતો. મુલુનાયક અને તેની સ્ત્રી તો કુમુદિનીને પોતાની પુત્રી તરીકેજ ગણતાં હતાં. કુમુદિની પણ તેમને પોતાનાં માતપિતા માનતી. વૃદ્ધ રેંગારાના જ્યાં સુધી હાથ પગ ચાલ્યા ત્યાં સુધી તેણે શુરસિંહની નોકરી બજાવી.

ઠાકોર બલવાનસિંહે પોતાની જાગીરનાં બધાં ગામો શુરસિંહને સોંપી દીધાં હતાં અને પોતાની બ્હેનની યાદમાં તે ઉદેપુરમાં આવી રહ્યો હતો. પોતાની બ્હેનની દીકરી કુમુદિનીને જોઈને તે આનંદ પામતો.

પણ પ્રતાપસિંહનું શું થયું? ઘણાં વરસ સુધી તેણે છત્રીશગઢમાં રાજ્ય ચલાવ્યું. તેના અમલમાં રૈયત સુખી થઇ. થોડા વખત પછી આસપાસના રાજ્યોમાંથી તેની તરફ હુમલાઓ થવા માંડયા. તેના કિલ્લાઓ શત્રુઓએ જીતી લીધા. આ વખત બહાદુર પ્રતાપ રાયપુરમાં હતો. તે શત્રુઓને મળવા સામો થયો. તેણે શત્રુઓને એવા તો મારવા માંડયા કે તેથી તેમને કિલ્લામાં જઇ ભરાવાની જરૂર પડી. તે કિલ્લાને ઘેરો ઘાલીને પ્રતાપસિંહ પડયો. નાની મોટી લડાઇઓ થવા લાગી. એક લડાઇ વખતે શત્રુ તરફનું એક તીર તેની સાજી આંખમાં લાગી ગયું અને તેથી તે બેઉ આંખે આંધળો થયો છતાં પ્રતાપસિંહ શત્રુઓ સાથે લડયો અને તેમના સરદાર સાથે પોતાને મનમાનતી સરતો કીધી.

ફતેહ પામીને તે રાયપુર પાછો ફર્યો. તે આંધળો થયો હતો છતાં તેણે રાજ કાજ પોતાને હસ્તક રાખ્યું પણ તેને સુખે રાજ કરવું લખ્યું ન હતું. આસપાસના શત્રુઓ તેનો પીછો છોડતા ન હતા. તેના રાજ્યમાં આવીને તેઓ વારંવાર લુંટી જતા હતા. પ્રતાપસિંહે તેમની સામે થઇ તેમને પણ હરાવ્યા. તે પછી જ્યારે તેનો કોઇ શત્રુ ન રહ્યો, ત્યારે તેણે પોતાની પુત્રીને મળવા જવા ઠરાવ કર્યો. મહારાણા શુરસિંહને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તે પોતાના સસરાને મળવા સામો આવ્યો. બાપ દીકરી અને સસરો જમાઇ મળ્યા. પોતાનો બાપ આંધળો થયો હતો જાણી કુમુદિની અતિ દલગીર થતી હતી. પણ પ્રતાપસિંહે તેની તે વિષેની દલગીરી કાઢી નાંખવા તેને સમજાવી. થોડા દિવસ પોતાની દીકરી સાથે ગુજારી પ્રતાપસિંહ રાયપુર પાછો ફર્યો. ત્યાં

તેને પોતાની ભાણેજ સુંદરીનો પત્ર મળ્યો. સુંદરીએ પોતાના ખુશી આનંદના સમાચાર તેને મોકલ્યા હતા. પ્રતાપસિંહે તેને લાયક ઉત્તર પાછો મોકલ્યો.

તે પછી થોડે દિવસે તે આજારી પડયો. આ વખતે પ્રતાપસિંહની વય ૬૦ વરસની હતી. આ માંદગીમાંથી તે ઉઠવા ન પામ્યો. પોતાની પાછળ પોતાનું રાજ્ય અને સારૂં નામ મૂકી તે મરણ પામ્યો.

* * * *

હવે આપણે કાશ્મીર તરફ ફરીએ.

કાશ્મીરના મહારાજાનો સુંદર મહેલ દાસ દાસીઓની આવજાથી ગાજી રહ્યો છે. તે મહેલના એક મોટા દિવાનખાનામાં જમીન ઉપર મખમલ જડેલી છે. તરેહવાર જાતની હીરામોતીથી મઢેલી સોના રૂપાની બેઠકો ઉપર ઊંચી કાશ્મીર જડી લીધી છે. ઓરડામાં કેશર કસ્તુરી અને અંબર બેહેકી રહ્યાં છે.

તે ઓરડાની એક બેઠક ઉપર એક સુંદર નાર આડી થઇને પડી છે. રેશમી બારીક પોશાક ઉપર તેણે એક ઊંચી શાલ ઓઢી છે. તેનું આખું શરીર ઘરેણાંઓથી શણગારેલું છે. માથાથી તે પગ સુધી તે હીરા મોતીથી જડેલી હોય એમ જણાય છે.

તેના માથા ઉપર વાળે વાળે મોતી પરોવ્યાં છે. તેનું કદ ઊંચું છે. તે પાતળા બાંધાની નારના કાળા ભૂરા વાળ પગની પાની સુધી પહોંચે એટલા લાંબા છે; તેની આંખો સામે જોવાની કોઇ હીંમત કરી શકતું નથી. સ્ત્રી પણ તેની આંખોના તેજ આગળ ટકી ન શકે તો પુરુષના તે શા ભાર! તેની આંખોમાં કોઈ અજબ જાતનું તેજ ભર્યું જણાય છે. તેની સેવામાં દાસીઓ હાથ જોડી માથાં નમાવી ઉભી છે.

આ અતિ સુંદર નાર કોણ છે? કાશ્મીરના નામદાર મહારાજાની માનીતી રાણી છે. મહારાજાના પ્રધાનો પણ તેનો શબ્દ ફેરવી શકતા નથી. તે જરા ગુસ્સે થાય છે તો બધા ધ્રુજવા પડે છે, પણ રૈયત તેનાથી ખુશી છે. તે રૈયતનું ભલું કરવાને હમેશ આતુર રહે છે.

આજ વીશ વરસ થયાં તે આ રાજની મહારાણી પદ્મિણી તરીકે ઓળખાય છે. પણ આ વીશ વરસમાં તેને એકે બાળક જનમ્યું નથી.

થોડો વખત વહી ગયો છે. તે મહારાણી આજ સખત આજારી પડી છે. મહારાજા પોતે તેની પાસે બેઠા. થોડીવાર પછી તેણે પોતાનો પ્રાણ છોડી દીધો.

વાંચનાર આ મહારાણી પદ્મિની કોણ?"

મહારાણી પદ્મિની તરીકે ઓળખાતી સ્ત્રી આપણી જુની ઓળખાણ વાળી ઠાકોર વીરસેનની પુત્રી સુંદરમતી હતી!

સમાપ્ત.